પ્રકાશક :
ચંદુલાલ વર્ધમાન શાહ
મનુભાઈ ગુલાબચંદ કાપડિયા
જયંતીલાલ રતનચંદ શાહ
માનદ મંત્રીઓ,
શ્રી મહાવીર જૈન વિદ્યાલય
ગોવાળિયા ટેક રોડ
મુંબઈ ૨૬



પાંચમી આવૃત્તિ
વિ. સં. ૨૦૨૧ શ્રાવણ
વીરનિર્વાણ સંવત ૨૪૯૧
ઈ સ ૧૯૬૫. ઑગસ્ટ



કિંમત રૂપિયા સાડા છ



મુદ્રક :
જયંતિલાલ ઘેલાભાઈ દલાલ
વસંત પ્રિન્ટીંગ પ્રેસ
ઘેલાભાઈની વાડી
ઘીકાંટા રોડ
અમદાવાદ

## વૈરાગ્યરસ



भोगे रोगभयं, कुले च्युतिभयं, वित्ते नृपालाद्भयं,
मौने दैन्यभयं, बले रिपुभयं, रूपे जराया भयम् ।
शास्त्रे वादभयं, गुणे खलभयं, काये कृतान्ताद्भयं,
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां, वैराग्यमेवाभयम् ॥

ભોગોને વિષે રોગોત્પત્તિનો, કુલને વિષે ભ્રષ્ટ થવાનો, પૈસાને અંગે રાજાનો, મૌનમાં દીનતાનો, બળમાં શત્રુગણનો, રૂપને વિષે વૃદ્ધાવસ્થાનો શાસ્ત્રનિપુણતાને વિષે વાદ–વિવાદનો, ગુણને વિષે દુર્જન પુરુષોનો, દેહને અંગે યમરાજનો—એ રીતે પૃથ્વીપીઠને વિષે મનુષ્યોને સર્વ વસ્તુ ભયવાળી છે. અભય–ભયરહિત–હોય તો તે એકમાત્ર વૈરાગ્ય–અધ્યાત્મરસ છે.

—વૈરાગ્યશતક



## અધ્યાત્મરસ



दम्भपर्वतदम्भोलिः, सौहार्दाम्बुधिचन्द्रमाः,
अध्यात्मशास्त्रमुत्तालमोहजालवनानलः ।
कान्ताधरसुधास्वादाद्यूनां यज्जायते सुखं,
बिन्दुः पार्श्वे तदध्यात्मशास्त्रस्वादसुखोदधेः ॥

દંભરૂપ પર્વતને ભેદવાને વજ્ર સમાન અને મિત્રતારૂપ સમુદ્રની વૃદ્ધિ કરવાને ચંદ્ર સમાન અધ્યાત્મશાસ્ત્ર મોહજાળના વનને બાળવાને દાવાનળ સમાન છે. સ્ત્રીના અધરરસનું પાન કરતાં યુવાન પુરુષને જે સુખ ઊપજે છે, તે સુખ અધ્યાત્મશાસ્ત્રના સ્વાદના સુખરૂપ સમુદ્ર પાસે માત્ર એક બિંદુ તુલ્ય છે.

—ઉપાધ્યાય શ્રી યશોવિજયજી : અધ્યાત્મસાર

# પ્રકાશકનું નિવેદન

સ્વ. શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા શ્રી મહાવીર જૈન વિદ્યાલયના અગ્રણી સ્થાપકોમાંના એક હતા. ઈ. સ. ૧૯૧૫માં એ સંસ્થાની સ્થાપના થઈ ત્યારથી જીવનના લગભગ અન્ત ભાગ સુધી તેમણે મંત્રી તરીકે સંસ્થાની અનેકવિધ સેવા બજાવી હતી. તેઓની સુદીર્ઘ સમયની આ અપૂર્વ સેવાની કદર તરીકે શ્રી મહાવીર જૈન વિદ્યાલયના તેમના સહકાર્યકર્તાઓએ, તા. ૨૦–૩–૧૯૪૯ના રોજ, સર મણિલાલ બાલાભાઈ નાણાવટીના પ્રમુખપણા નીચે, મુંબઈખાતે, સુન્દરાબાઈ હોલમાં યોજાયેલા એક ભવ્ય સમારંભમાં, શ્રી મોતીચંદભાઈને રૂા. ૭૦૦૦૧) ની થેલી અર્પણ કરી હતી. આ રકમમાં પોતા તરફથી રૂા. ૫૦૦૦) ઉમેરીને તેમણે સાહિત્ય–પ્રવૃત્તિમાં એ રકમનું વ્યાજ તેમ જ જરૂર પડતાં મુદ્દલ પણ ખરચવું, એવી ભલા-મણપૂર્વક કુલ રૂા ૭૫૦૦૧) ની રકમ શ્રી મહાવીર જૈન વિદ્યાલયને સુપરત કરી હતી. આ રકમના ઉપયોગ સબંધમાં તા. ૪–૨–૫૧ના રોજ મળેલી શ્રી મહાવીર જૈન વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિની સભાએ નીચે મુજબની યોજના મંજૂર કરી હતી:—

"સન્માન થેલી દ્વારા વિદ્યાલયને પ્રાપ્ત થયેલી રકમમાંથી રૂા. ૨૦૦૦૦) સુધીની રકમ શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયાનાં પ્રગટ તેમ જ અપ્રગટ લેખો તેમ જ પુસ્તકોમાંથી પસંદ કરીને યોગ્ય લાગે તે લેખો અને પુસ્તકો પ્રગટ કરવા પાછળ રોકવી અને તેની શરૂઆત તરીકે તેમણે લખેલુ 'અધ્યાત્મકલ્પદ્રુમ' ઉપરનું વિવેચન, જે તેમની એક વિશિષ્ટ કૃતિ છે અને જે હાલ બિલકુલ ઉપલબ્ધ નથી, તેનું પુનઃ પ્રકાશન વિદ્યાલયે હાથ ધરવું."

"આજે અર્ધમાગધી ભાષાના અભ્યાસ માટે તેમ જ અન્ય ભાષાના વિશિષ્ટ સાહિત્ય તરીકે હિંદની કેટલીક યુનિવર્સિટીઓએ જૈન સાહિત્યનાં કેટલાંક પુસ્તકો પાઠ્યપુસ્તકો તરીકે જાહેર કરેલાં છે, અને એમ છતા વિદ્યાર્થીઓને બુકસેલરોને ત્યાંથી આમાનાં ઘણાં પુસ્તકો મળતાં નથી. આવી જ રીતે શ્રી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક એજ્યુકેશન બોર્ડ તથા શ્રી મહાવીર જૈન વિદ્યાલયે ધાર્મિક અભ્યાસક્રમ તથા પરીક્ષા માટે જે પાઠ્યપુસ્તકો નક્કી કરેલાં છે, તેમાંનાં પણ કેટલાંક સુલભ નથી. આવાં પુસ્તકોમાંથી જેની બહુ માંગ હોય અને જેનો શિષ્ટ જનતાને પણ પૂરો ઉપયોગ હોય તેવાં પુસ્તકો પસંદગીપૂર્વક પ્રગટ કરવાં."

"આ ઉપરાંત જૈનધર્મ અને તત્ત્વજ્ઞાનની સામાન્ય જનતાને સાચી સમજ આપે તેવાં દુર્લભ પુસ્તકો પુનઃપ્રગટ કરવાં તેમ જ નવા પુસ્તકો તૈયાર કરાવવાં અને બહાર પાડવાં."

'આ બન્ને પ્રકારના પુસ્તકોની પસંદગી કરવા માટે, તેનું પ્રકાશન સંભાળવા માટે, જરૂર હોય ત્યાં મૂળ ગ્રંથો ઉપર માર્ગદર્શન, નોંધ તથા વિવેચન તૈયાર કરવા માટે અને પ્રકાશનને લગતી બીજી અનેક બાબુઓ સંભાળવા માટે એક વિદ્વાન અને જૈનધર્મના સાહિત્યનો સારો જાણકાર હોય એવી વ્યક્તિને વિદ્યાલયે રોકવી. આ જ વ્યક્તિનો ઉપયોગ સંસ્થામા અપાતા ધાર્મિક શિક્ષણના કાર્યમાં પણ થઈ શકશે."

આ પ્રકારની યોજનાના ફળસ્વરૂપે, શ્રી મોતીચંદભાઈએ વિ. સં. ૧૯૬૫ની સાલમાં લખેલા અને એ સમયમાં અત્યન્ત લોકપ્રિયતાને પામેલા અધ્યાત્મકલ્પદ્રુમની સને ૧૯૫૨માં પ્રગટ કરેલ ચોથી આવૃત્તિ

અપ્રાપ્ય થઈ જવાથી એની પાંચમી આવૃત્તિ પ્રગટ કરતાં અમને બહુ આનંદ થાય છે. આ આવૃત્તિમાં, પુસ્તકને અંતે, મૂળ શ્લોકોનો અકારાદિ અનુક્રમ આપ્યો છે; અને અંતમાં આપેલ મુનિ રંગવિજયજીકૃત અધ્યાત્મકલ્પદ્રુમના ભાવની ચોપાઈ અમદાવાદના શ્રી લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર હસ્તકની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના હસ્તલિખિત ગ્રંથસંગ્રહમાંની નં. ૪૪૪ ની હસ્તપ્રત સાથે મેળવીને કેટલેક ઠેકાણે સુધારી છે. આમ છતાં હજી પણ બીજી વધુ શુદ્ધ પ્રત મળે તો એમાં કેટલુંક સુધારવા જેવું બાકી રહ્યું છે

આ ગ્રંથની પ્રથમ આવૃત્તિ ભાવનગરની જૂની અને જાણીતી પ્રકાશન સંસ્થા **શ્રી જૈન ધર્મ પ્રસારક સભા** તરફથી ઈ. સ. ૧૯૦૮માં અને તે પછી બીજી અને ત્રીજી આવૃત્તિ અનુક્રમે ઈ. સ. ૧૯૧૧ તથા ૧૯૨૩માં બહાર પાડવામાં આવી હતી. તેની નકલ મળતી ન હોવાથી શ્રી જૈન ધર્મ પ્રસારક સભાની મંજૂરીથી વિ. સં ૨૦૦૮માં એની ચોથી આવૃત્તિ વિદ્યાલય તરફથી પ્રગટ કરવામાં આવી હતી. અત્યારે આ પુસ્તક પણ અપ્રાપ્ય છે, એટલે એના પુનર્મુદ્રણ માટે શ્રી જૈન ધર્મ પ્રસારક સભાની મંજૂરી માંગતાં તે સંસ્થાએ એક વધુ આવૃત્તિ છાપવાની અમને અનુમતિ આપી છે, જે માટે અમે તેમનો આભાર માનીએ છીએ.

શ્રી મોતીચંદભાઈના જીવન અને સાહિત્યનો વિગતવાર પરિચય ગયા વર્ષે વિદ્યાલય તરફથી પ્રગટ થયેલ શ્રી મોતીચંદભાઈના વિવેચન યુક્ત "શ્રી આનંદઘનજીનાં પદો" ભાગ બીજામાં શ્રી રતિલાલ દીપચંદ દેસાઈએ આપેલ છે, તેનું આ પુસ્તકમાં પુનર્મુદ્રણ ન કરતાં શ્રીયુત પરમાનંદભાઈ કુંવરજી કાપડિયાએ લખેલ અને આ પુસ્તકની ચોથી આવૃત્તિમાં આપવામાં આવેલ નોંધ આમાં આપીને સંતોષ માનીએ છીએ, અને વિશેષ જિજ્ઞાસુઓને "શ્રી આનંદઘનજીનાં પદો"નો બીજો ભાગ જોવાની ભલામણ કરીએ છીએ.

શ્રી મોતીચંદભાઈએ લખેલ શ્રી આનંદઘનજીકૃત ચોવીશીનો અર્થ તથા એનું વિવેચન બનતી ત્વરાએ પ્રગટ કરવાની અમારી ઉમેદ છે

આ ગ્રંથના પુનર્મુદ્રણનું કાર્ય શ્રી રતિલાલ દીપચંદ દેસાઈએ સંભાળ્યુ છે, એની નોંધ લેતાં અમને આનંદ થાય છે

આ ગ્રંથનું સુઘડ મુદ્રણકામ સમયસર કરી આપવા બદલ અમે વસંત પ્રિન્ટીંગ પ્રેસના સંચાલકોનો આભાર માનીએ છીએ.

અમે આશા રાખીએ છીએ કે જૈન સમાજ સ્વ. મોતીચંદભાઈની અધ્યાત્મ અને વૈરાગ્યની ભાવનાને મૂર્તિમન્ત કરતા, અને તેમની ઊગતી ઉમ્મરે લખાયલા અને તેજસ્વી લેખનશૈલીથી શોભતા આ અનુપમ ગ્રંથને પૂરા આદરથી આવકારશે અને તેમાં દર્શાવેલા સુન્દર વિચારો અને ઉન્નત જીવનઆદર્શ વડે પોતાના જીવનને અધ્યાત્મ-અભિમુખ કરશે.

ગોવાલિયા ટેંક રોડ,
મુંબઈ ૨૬
તા. ૫-૮-૬૫

ચંદુલાલ વર્ધમાન શાહ
મનુભાઈ ગુલાબચંદ કાપડિયા
જયંતીલાલ રતનચંદ શાહ
મંત્રીઓ, શ્રી મહાવીર જૈન વિદ્યાલય



શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા

જન્મ: તા. ૭-૧૨-૧૮૭૯, ભાવનગર] 卐 [અવસાન: તા. ૨૭-૩-૧૯૫૧, મુંબઈ

परोपकाराय सतां विभूतयः ।

# સૌહાર્દમૂર્તિ સદ્ગત મોતીચંદભાઈ



[ સ્વર્ગસ્થ શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયાની ઉજ્જ્વળ જીવનકારકીર્દીને સંક્ષેપમાં રજૂ કરતો, તા. ૧-૪-'૫૧ના 'પ્રબુદ્ધ જૈન'માં પ્રસિદ્ધ થયેલો શ્રી પરમાનંદ કુંવરજી કાપડિયાનો લેખ નીચે સાભાર ઉદ્ધૃત કરવામાં આવે છે. પ્રકાશક. ]

જન્મકાળથી માંડીને આજ સુધી જેના તરફથી અખંડ સ્નેહવાત્સલ્યનું હું અનુપાન કરતો આવ્યો છું, જેના મારી ઉપર અગણિત ઉપકારો છે, તેવા એક અતિ નિકટવર્તી સ્વજનનું પરલોકગમન અંગત રીતે કોઈ કાળે પણ ન પુરાય એવી ખોટ પેદા કરે જ છે; પણ સાથે સાથે તટસ્થ દૃષ્ટિએ વિચાર કરું છું ત્યારે પણ શ્રી મોતીચંદભાઈના જવાથી સમાજને પડેલી ખોટ કાંઈ નાનીસૂની નથી, એમ લાગ્યા વિના રહેતું નથી.

શ્રી મોતીચંદભાઈનો જન્મ તા. ૭-૧૨-૧૮૭૯માં ભાવનગરખાતે થયેલો. અને બી. એ. થતાં સુધી તેમણે ભાવનગરમાં જ જીવન પસાર કરેલું. એલએલ. બી. ના અભ્યાસ માટે તેઓ મુંબઈ આવ્યા અને ૧૯૧૦માં તેમણે સોલિસિટરની પરીક્ષા પસાર કરી; અને તેમના મિત્ર શ્રી દેવીદાસ જેકિસનદાસ દેસાઈ પણ એ જ અરસામાં સોલિસિટર થયેલા, તેમની સાથે મળીને મેસર્સ મોતીચંદ એન્ડ દેવીદાસ એ નામની સોલિસિટરની પેઢીની સ્થાપના કરી. તેમના પિતા એક ધર્મનિષ્ઠ કુશળ વ્યાપારી હતા. તેમના કાકા એટલે મારા પિતા, જે જૈન સમાજની બહુ જાણીતી વ્યક્તિ હતા, તેમના ખોળામાં જ તેઓ ઊછરેલા અને તેમની પાસેથી જ તેમણે ઊંડા ધાર્મિક સંસ્કારો અને ધર્મસાહિત્યમાં ઊંડી અભિરુચિ પ્રાપ્ત કરેલી.

સોલિસિટરની કારકીર્દી શરૂ કર્યાને આજે ચાલીશ વર્ષ પૂરાં થવા આવ્યાં. આ ચાલીશ વર્ષ દરમિયાન તેમણે એક ધંધાદારી સોલિસિટર તરીકે તો સારી નામના મેળવી, પણ એ ઉપરાંત જાહેર જીવનનાં અનેક ક્ષેત્રોમાં તેમણે પ્રવેશ કર્યો અને દરેક ક્ષેત્રને અનેકવિધ સેવાઓ વડે તેમણે શોભાવ્યું. જૈન સમાજની તો એક પણ એવી પ્રવૃત્તિ નથી કે જેને તેમનું જીવન સમર્પ્યું ન હોય અને જેમાં તેમણે મહત્ત્વનો ફાળો આપ્યો ન હોય. જૈન સમાજમાં પણ જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક વિભાગ એ તેમની સેવાનું વિશિષ્ટ ક્ષેત્ર હતું. આ વિભાગની બે મુખ્ય પ્રવૃત્તિઓ શ્રી મહાવીર જૈન વિદ્યાલય અને જૈન શ્વે. મૂ. કૉન્ફરન્સ સાથે તો તેમનું નામ સદાને માટે જોડાયલું રહેશે. મુંબઈમાં કૉલેજમાં ભણતા શ્વે. મૂ. વિભાગના વિદ્યાર્થીઓને રહેવા-ખાવાની કોઈ સગવડ નહોતી. આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજીની પ્રેરણાથી તેમણે અને તેમના બીજા કેટલાએક સહકાર્યકર્તાઓએ

સાથે મળીને સન ૧૯૧૬ની સાલમાં શ્રી મહાવીર જૈન વિદ્યાલયની સ્થાપના કરી. આ સંસ્થાના પ્રારંભથી જ તેઓ મંત્રી હતા, તે ગયા વર્ષે જ, પોતાની બગડેલી શારીરિક સ્થિતિના કારણે, રાજીનામું આપીને તે જવાબદારીથી તેઓ મુક્ત થયા.

શ્રી મહાવીર જૈન વિદ્યાલયના તેઓ માત્ર મંત્રી જ નહોતા, પણ એક પ્રાણપૂરક આત્મા હતા. એ વિદ્યાલયમા વિદ્યાર્થીઓની સંખ્યા વધતી ગઈ તેમ વ્યવસ્થાનુ વહીવટી કાર્ય ઉત્તરોત્તર વધારે ને વધારે જટિલ થતું ગયુ. બીજી બાજુ આ સંસ્થાના ચાલુ સંચાલન માટે દ્રવ્યની અપેક્ષાને કોઈ છેડો જ નહોતો. અણઘડ શ્રીમાનો પાસેથી પૈસા મેળવવા એ કપરામાં કપરું કામ હતું. માન–અપમાનનો જેને સવાલ ન હોય તેનાથી જ આ કામ થઈ શકે. ધક્કા ખાવાનો જેને કંટાળો હોય તે આવા કામ માટે નાલાયક ગણાય પ્રારંભનાં વર્ષોમાં સદ્ગત શેઠ દેવકરણ મૂળજી, શેઠ મોતીલાલ મૂળજી વગેરે સાથીઓને સાથે લઈને સંસ્થાના ફંડ માટે તેઓ ઘેર ઘેર ભટકયા છે; અનેકનાં અપમાનો અને જાકારો તેમણે સહન કર્યાં છે; તે કામમાં તેમણે નથી જોયો દિવસ કે નથી જોઈ રાત. શ્રી મહાવીર જૈન વિદ્યાલય એ તેમની ચોવીશે કલાકની ચિન્તાનો વિષય હતો. આ સંસ્થામાંથી આજ સુધીમા સંખ્યાબંધ વિદ્યાર્થીઓ પસાર થયા છે અને સાંસારિક જીવનમાં સારાં સારાં સ્થાનો ઉપર ગોઠવાયા છે. સંસ્થા પણ આજે ખૂબ વિકાસ પામી છે અને તેની અનેક શાખાપ્રશાખાઓ નિર્માણ થઈ ચૂકી છે. શ્રી મહાવીર જૈન વિદ્યાલય એ તેમની ૩૪ વર્ષની અખંડ તપસ્યાનું એક મૂર્તિમન્ત ચિરંજીવી સ્મારક છે.

આવી જ રીતે શ્રી જૈન શ્વે. મૂ. કૉન્ફરન્સને અનેક પ્રતિકૂળ તત્ત્વો વચ્ચે જીવતી અને વેગવન્તી રાખવા માટે તેમણે પારવિનાનો પ્રયાસ કર્યો છે, અને તે ખાતર પણ સમાજના સ્થિતિચુસ્ત વર્ગનો અવારનવાર સામનો કર્યો છે. તેમના દિલમા કૉન્ફરન્સ માટે ભારે ઊંડી લાગણી હતી. જૈન સમાજને ટકવા માટે કૉન્ફરન્સ સિવાય બીજો કોઈ આરો નથી એમ તેઓ માનતા હતા અને જૈન સમાજના મોટા વર્ગની આ બાબતને લગતી ઉદાસીનતા તેમને ખૂબ ડંખતી હતી. કૉન્ફરન્સના પ્રારંભથી તે ચારેક વર્ષ પહેલાં મુંબઈમાં કૉન્ફરન્સનુ અધિવેશન ભરાયુ ત્યાં સુધી એ સંસ્થાનું તેઓ અગ્રસ્થાને રહીને કાર્ય કરી રહ્યા હતા.

સમયના પરિવર્તન સાથે તેમના વિચારો અને વલણમાં પણ ઉત્તરોત્તર પરિવર્તન થયે જ જતું હતું. અને એક વખત, આટલી બધી અંગ્રેજી કેળવણી છતાં, અપ્રતિમ શ્રદ્ધાળુ જૈન તરીકેની જેમણે ખ્યાતિ અને પ્રતિષ્ઠા મેળવેલી, તેમની ધર્મશ્રદ્ધા તો જીવનના અન્ત સુધી એટલી જ જળવાઈ રહેવા છતાં અનેક સામાજિક તેમ જ ધાર્મિક પ્રશ્નો પરત્વે તેમનાં બદલાતા જતાં વલણોને અંગે સ્થિતિચુસ્ત વર્ગની યાદીમાંથી તેમનું નામ લગભગ રદ થવા પામ્યુ હતું. આમ વિચારક્ષેત્રમાં વ્યાપક અવલોકન અને અનુભવના અંગે ચાલુ પરિવર્તન થતું રહેવા છતાં સામાજિક કાર્યોમાં તેમનું વળણ અને કાર્યપદ્ધતિ હમેશાં સમાધાનની

રહેતી. તેઓ વિચાર કરતાં કાર્યને વધારે મહત્ત્વ આપતા. સમાજના વિવિધ કોટિના થરો સાથે હળીમળી ચાલવું, કોઈને લેશ પણ દુઃખ થાય એમ ન બોલવું કે વર્તવું અને જે સંસ્થાઓનું એમના હૈડે હિત વસ્યુ હતું એ સંસ્થાઓનો ઉત્કર્ષ કેમ થાય અને આર્થિક લાભ કેમ થાય એ ધોરણે સૌ સાથે કામ લેવું, એ એમની સહજ વૃત્તિ હતી. બાંધછોડ કરવી અને સમાધાન સાધતાં રહેવું, જૂના વર્ગને સંભાળવો અને નવા વર્ગ સાથે સંપર્ક ચાલુ રાખવો આ તેમની કાર્યનીતિ હતી. અને કોઈ પણ શુભ કાર્યમાં—પછી તે કોમી હો, સાંપ્રદાયિક હો કે રાષ્ટ્રીય હો—પોતાથી બને તેટલા મદદરૂપ થવું આ તેમની જીવનએષણા હતી. તેમના હાથે સામાજિક ક્ષેત્રે અનેકવિધ સેવાઓનો જે ફાળો નોંધાયો છે તેના પાયામાં આ જ તેમની જીવનદૃષ્ટિ હતી.

સતત વિકાસશીલ તેમનું માનસ હતું અને સતત વિકસતી જતી તેમની જાહેર પ્રવૃત્તિ હતી. સોલિસિટરના ધંધામાં સ્થિરપ્રતિષ્ઠિત થવા બાદ તેમની દૃષ્ટિ મુંબઈની મ્યુનિસિપલ કૉરપોરેશન તરફ વળી. તેમાં તેઓ ૧૯૨૮ની સાલમાં પહેલી વાર ચૂંટાયા. મુંબઈની કૉરપોરેશનને છૂટીછવાઈ મળીને ૧૫ વર્ષની તેમણે સેવા આપી. બીજા વિશ્વયુદ્ધના કાળ દરમિયાન, જ્યારે બીજા રાષ્ટ્રસેવકો જેલમાં હતા ત્યારે, મ્યુનિસિપલ કોંગ્રેસ પક્ષના નેતા તરીકે ત્રણ વર્ષ સુધી તેમણે કાર્ય કરેલું. શરૂઆતના જીવનમાં રાજકારણમાં તેઓ ઓછો રસ લેતા અને પોતાના બચત સમયનો મોટા ભાગે કોમી પ્રવૃત્તિઓને લાભ આપતા. પણ દેશમાં ઊઠતાં ઉગ્ર રાજકીય આંદોલનોથી તેમની જેવો સેવાનિષ્ઠ આત્મા કેમ મુક્ત રહી શકે ? પરિણામે ૧૯૩૦–૩૨ ની લડત દરમિયાન તેમના ભાગે બે વર્ષનો જેલવાસ આવ્યો, જે તેમણે સહર્ષ સ્વીકારી લીધો. મુંબઈની પ્રાન્તિક કોંગ્રેસ કમીટીમાં પણ તેઓ અવારનવાર ચૂંટાતા રહ્યા. આ રીતે બિનકોમી એવાં અનેક કાર્યક્ષેત્રો તરફ તેઓ આકર્ષાતા રહ્યા.

આ તો આપણે તેમના જીવનના કર્મયોગની કેટલીક બાબતો ચર્ચી, પણ જેવો ઉજ્જ્વળ તેમનો કર્મયોગ હતો તેવો જ ઉજ્જ્વળ તેમનો જ્ઞાનયોગ હતો.' તેમનું વાંચનક્ષેત્ર અતિ વિશાળ હતું અને તેમાં પણ જૈન સાહિત્ય તેમના ઊંડા અવગાહનનો વિષય હતો. સાહિત્યવાચનનો, બને તેટલા સામયિક પત્રો જોતાં રહેવાનો, તેમને નાનપણથી ખૂબ શોખ હતો. સાથે સાથે લેખનપ્રવૃત્તિ તરફ તેઓ વિદ્યાર્થી અવસ્થામાં હતા ત્યારથી વળેલા. ભાવનગરમાં મારા પિતાએ બહુ નાની ઉમ્મરમાં સ્થાપેલી જૈન ધર્મ પ્રસારક સભા આજે પણ વિદ્યમાન છે અને તે સભા તરફથી આજથી લગભગ ૬૭ વર્ષ પહેલાં શરૂ કરવામાં આવેલ ' જૈન ધર્મ પ્રકાશ ' નામનું માસિક આજે પણ ચાલે છે. આ માસિકમાં તેમણે લખવું શરૂ કરેલું. ત્યારબાદ તેમનાં લખેલાં પુસ્તકો ઉત્તરોત્તર પ્રગટ થવા લાગ્યાં. કેટલાંય વર્ષોથી તેઓ હંમેશા સામાયિક કરતા હતા. આ સામાયિકનો સમય મોટા ભાગે તેઓ લખવામાં પસાર કરતા હતા. આજે તેમનું લખેલું જે બહોળું સાહિત્ય આપણી આંખ સામે પડ્યું છે તે તેમના નિત્ય સામાયિકનું જ સંચિત ફળ આપે છે.

તેમનાં લખાણોનો મોટો ભાગ જાણીતા જૈનાચાર્યોની વિશિષ્ટ કૃતિઓનાં સવિસ્તર વિવેચનોમાં રોકાયેલો છે. અધ્યાત્મ અને વૈરાગ્યપ્રણુત સાહિત્ય તરફ તેઓ મૂળથી જ ઢળેલા હતા. એટલે વિવેચનો માટે પસંદગી પણ તેઓ આ ઢબના સાહિત્યની જ કરતા. સૌથી પ્રથમ શ્રી મુનિસુન્દરસૂરિએ રચેલ 'અધ્યાત્મકલ્પદ્રુમ' ઉપરનું તેમનું વિવેચન સન ૧૯૦૯માં પ્રગટ થયુ અને એ અત્યન્ત લોકપ્રિય બન્યું. ત્યાર પછી 'આનંદઘન પદ્યરત્નાવલિ'-નો પહેલો ભાગ બહાર પડયો. આ દળદાર ગ્રંથમાં શ્રી આનંદઘનજીનાં પચ્ચાસ પદોનું સવિસ્તર વિવેચન કરવામાં આવ્યું છે. જૈન મુનિ સિદ્ધર્ષિગણિએ રચેલ ઉપમિતિભવપ્રપંચા કથા સંસ્કૃત ભાષાસાહિત્યનો એક ભવ્ય ગ્રંથ છે. તેનો આદ્યન્ત અનુવાદ ત્રણ ભાગમાં તેમણે બહાર પાડયો. તેમાંના એક ભાગમાં સિદ્ધર્ષિના જીવન અને સાહિત્યની અતિ વિસ્તૃત અને ઐતિહાસિક સમાલોચના કરવામાં આવી છે. શાન્તસુધારસ નામના વૈરાગ્યરસપ્રધાન ગેય મહાકાવ્યનું તેમણે ઉલ્લાસભર્યું વિવેચન પ્રગટ કર્યું. ડૉ. બુલરે લખેલા શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના જીવનચરિત્રનો તેમણે અનુવાદ કર્યો. આ ઉપરાંત જૈન દૃષ્ટિએ યોગ, નવયુગનો જૈન, યશોધરચરિત્ર, મોતીશા શેઠનું ચરિત્ર, બહોત ગઈ થોડી રહી—આવાં તેમણે લખેલાં અનેક નાનાં-મોટાં પુસ્તકો આજ સુધીમાં પ્રગટ થઈ ચૂકયાં છે.

૧૯૪૮ ના ઑગસ્ટ માસ દરમિયાન તેમની ઉપર માંદગીનો મોટો હુમલો આવ્યો અને તેમાંથી ઊગર્યા તો ખરા, પણ એ માંદગીએ તેમનાં સર્વ ગાત્રો શિથિલ કરી નાંખ્યાં. અને બહારની પ્રવૃત્તિઓ ચલાવવાની તાકાત તેઓ ગુમાવી બેઠા. પરિણામે ધંધાદારી તેમ જ જાહેર જીવન ઉભયમાંથી તેમણે નિવૃત્તિ સ્વીકારી લીધી. પણ તેમની લેખનપ્રવૃત્તિ તો જીવનના અન્ત ભાગ સુધી અખંડ ચાલુ જ રહી. ત્યારથી અવસાન સુધીના અઢી વર્ષના ગાળા દરમિયાન 'પ્રશમરતિ' નામના જાણીતા ધર્મગ્રંથ ઉપર તેમણે સવિસ્તર વિવેથન લખ્યું. શ્રી આનંદઘનનાં બાકીનાં પદો અને ચોવીશી ઉપર આનંદઘન પદ્યરત્નાવલીના ધોરણે વિવેચન લખી આનંદઘનને લગતું પોતાનું કાર્ય પૂરું કર્યું. છેલ્લા છ-આઠ મહિના પહેલાં મહાવીરસ્વામીનુ સવિસ્તર ચરિત્ર લખવાની તેમણે યોજના વિચારી. આ યોજના મુજબ તેમની ઇચ્છા મહાવીરસ્વામી વિષે જે કાંઈ કાવ્યો, સ્તવનો, ભજનો રચાયાં હોય તે સર્વને એક ગ્રંથાવલિમાં સંગૃહીત કરવાની હતી. આ ગ્રંથાવલિની યોજનાને તેમણે પચ્ચીસ ભાગમાં વહેંચી નાંખી હતી. તેમાંથી મહાવીરસ્વામીના પૂર્વભવને લગતો પહેલો વિભાગ તેમણે પૂરો કર્યો હતો અને બીજો વિભાગ અવસાન પૂર્વે થોડા સમય પહેલાં શરૂ કર્યો હતો. આમ તેમનું અપ્રગટ સાહિત્ય થોકડાબંધ પડેલું છે અને પ્રગટ સાહિત્યમાંના પણ ઘણાખરા ગ્રંથો આજે ઉપલબ્ધ નથી.

તેમના લેખનસાહિત્યનો સમગ્રપણે વિચાર કરતાં માલૂમ પડે છે કે તેઓ આમ-જનતાના માનવી હતા અને તેમની આંખ સામે પણ ઓછું ભણેલી અને કમસમજણવાળી ભદ્ર જનતા હતી. તેમને ધર્મમાર્ગે, અધ્યાત્મના પંથે, વૈરાગ્યના રસ્તે વાળવાની તેમના

દિલમાં ઊંડી તમન્ના હતી. પરિણામે એકની એક વાત ફરી ફરીને કહેતાં, એક જ તત્ત્વને ભિન્ન ભિન્ન સ્વરૂપમાં રજૂ કરતાં, તેઓ કદી થાકતા નહોતા. ધર્મકથામાં પુનરુક્તિ એ દોષ નથી એમ તેઓ માનતા. સામાન્ય જનતા ટૂંકામાં ન જ સમજે એવો તેમનો અનુભવ હતો. પરિણામે તેમની લેખનશૈલી સાદી, સરલ, જાતજાતના ટુચકાઓથી ભરેલી અને પ્રસ્તુત વિષયને સાધારણ રીતે વિસ્તારથી આળેખવા તરફ સદા ઢળતી રહેતી. જેને ધર્મ-સાહિત્ય સાથે કશો સંબંધ નહિ એવાં—યુરોપનાં સસ્મરણો, વ્યવહારકૌશલ્ય, વ્યાપાર-કૌશલ્ય, સાધ્યને માર્ગે જેવાં—પુસ્તકો પણ તેમણે લખ્યાં છે, પણ પ્રમાણમાં તે બહુ જૂજ.

આમ જ્ઞાનયોગ અને કર્મયોગ–બન્ને દિશાએ અનેક પ્રવૃત્તિઓથી ખીચોખીચ ભરેલું, સેવામાર્ગે વિચરતા સૌ કોઈને અનુકરણ યોગ્ય, વ્યવહાર અને આદર્શનો સુન્દર સમન્વય રજૂ કરતું લાંબું જીવન વટાવીને તેઓ આજે અન્ય લોક પ્રતિ સિધાવ્યા છે અને ચિર-સ્મરણીય સુવાસ મૂકતા ગયા છે. સામાન્ય સંયોગોમાંથી એકસરખી ધર્મનિષ્ઠાપૂર્વક આગળ વધતે વધતે એક માનવી જીવનના અન્તે સંચિત સેવાકાર્યોનો કેવડો મોટો સરવાળો મૂકી જઈ શકે છે તેનો શ્રી. મોતીચંદભાઈના જીવન ઉપર નજર નાંખતાં ખ્યાલ આવે છે અને તેમાંથી આપણને અનેક પ્રેરણાઓ મળે છે.

તેમના ગુણોનો વિચાર કરીએ છીએ તો સૌથી મોટો ગુણ તેમનો અપ્રતિમ આશાવાદ આપણી આંખ સામે તરી આવે છે. તેમનો આશાવાદ અતિરેક તરફ તો નથી ઢળી જતો, એમ મને ઘણી વાર પ્રશ્ન થતો, પણ તેમના સર્વ પુરુષાર્થનું ઊગમસ્થાન તેમનો એ અસાધારણ આશાવાદ જ હતો એમાં કોઈ શક જ નથી. જ્યારે કોઈ પણ પ્રસંગ કે પરિસ્થિતિને અંગે અન્ય સર્વ અત્યન્ત નિરાશ બની બેઠા હોય, ત્યારે તેમની નજર તેમાંથી પણ કોઈ નાનું સરખું આશાપ્રેરક કિરણ પાડતી અને પોતાનું નાવ પૂરા ઉત્સાહપૂર્વક તેઓ હંકારી મૂકતા. બીજા જ્યારે પ્રતિકૂળ સંયોગોનો જ સરવાળો કર્યા કરે ત્યારે તેઓ અનુકૂળ સંયોગો ઉપર જ ખૂબ ભાર મૂકે અને જે છે તેમાં પૂરો આનંદ, ઉલ્લાસ અનુભવે અને તેમાંથી આગળ ને આગળ ચાલતાં રહેવાની પ્રેરણા મેળવે.

તેમનો બીજો એક વિશિષ્ટ ગુણ તેમની પ્રકૃતિને વરેલું ઉમદા પ્રકારનું સૌહાર્દ હતું. મરતાંને પણ મર ન કહેવું એ તેમનો સ્વભાવ હતો. નાના–મોટા સૌ કોઈને દિલના ઉમળકાથી બોલાવે, કોઈનુ પણ કામ કરી છૂટવામાં આનંદ માને, સમાજહિતકારી સર્વ કોઈ પ્રવૃત્તિઓ વિષે હાર્દિક સહાનુભૂતિ ધરાવે, અને જ્યાં જેટલો પોતાનો હાથ લંબાવી શકાય ત્યાં તેટલો લંબાવવામાં જરા પણ પાછી પાની ન કરે. જૈન ધર્મ પ્રત્યે અપ્રતિમ અનુરાગ તથા શ્રદ્ધા હોવા છતાં અન્ય ધર્મ કે સંપ્રદાય પ્રત્યે લેશ પણ અનાદર ન ચિન્તવે—આ તેમનામાં રહેલાં અખૂટ સૌહાર્દનાં જ વ્યક્ત સ્વરૂપો હતાં. આગન્તુક મિત્રો, સ્વજનો, સ્નેહીઓ તેમ જ સહધર્મીઓનુ આતિથ્ય કરવામાં તેમની ઉદારતાને કોઈ સીમા નહોતી.

ત્રીજું, અવિરત પરિશ્રમ લેવાની તાકાત એ જ તેમના જીવનની સફળતાની મોટામાં મોટી ચાવી હતી. ૬૯ મા વર્ષે તેમને મોટી માંદગી આવી તે પહેલાં થાક શું તે તેમણે કદી જાણ્યુ ન હતું. સવારના છ વાગ્યે ઊઠે ત્યારથી રાતના અગિયાર વાગ્યે સૂવે ત્યાં સુધી કામ, કામ ને કામ. ધંધાદારીનું કામ તો સૌ કોઈ કરે, પણ બાકીનો વખત પણ આને મળવાનું છે, આની પાસે ફંડફાળા માટે જવાનું છે, આજે અહીં ભાષણ આપવાનું છે, કાલે ત્યાં સભામાં જવાનું છે, આજે આ સંસ્થામાં મેનેજીંગ કમિટીની સભા છે, વળી લગ્ન-મરણના પ્રસંગો સંભાળવાના હોય જ. આ ઉપરાંત છાપાંઓ, તેમ જ પુસ્તકોનું વાચન ચાલુ, કોઈ પણ બાબતમાં પાછળ રહી ગયુ પરવડે જ નહિ. ઘણી વાર કોંગ્રેસ પ્રચાર નિમિત્તે એક જ રાત્રે ત્રણ ત્રણ ઠેકાણે ભાષણ કરવા જવાનું હોય અને તે પણ કોઈ પોતાના ઘરની મોટરમાં નહિ. આમ છતાં પણ એમની વિચારણામાં થાકની લાગણીને કોઈ અવકાશ જ નહોતો.

કલબજીવન તરફ તો તેમણે કદી નજર સરખી કરી નહોતી. એશઆરામ શું તે તેમણે કદી જાણ્યું નહોતું. તેમને વિધુર થયાને આજે વીશ વર્ષ ઉપર થવા આવ્યાં. આમ છતાં વિધુર જીવનનું એકલવાયાપણું શું તે તેમણે કદી જાણ્યું નહોતું કે બીજા કોઈને જણાવા દીધું નહોતું. આનું કારણ હતું તેમના ચિત્તનું સતત ઊર્ધ્વીકરણ અને જનસેવાની અદમ્ય તમન્ના અને સાથે સાથે વૈરાગ્યમય ધર્મભાવનો તેમના ચિત્ત ઉપર ગાઢ બનતો જતો રંગ. તેમનો બીજો એક અનુકરણયોગ્ય ગુણ નમ્રતાનો હતો. તેમના ભાગે જ્યારે કોઈ પણ વર્ગની કે સંસ્થાની નેતાગીરી આવતી તો તેને તેમણે પૂરી દક્ષતા અને અપૂર્વ કાર્યશક્તિ દ્વારા શોભાવી હતી; તેમના ભાગે જ્યારે કોઈના અનુયાયી બનવાનું આવતું તો તે અનુયાયીધર્મને એવી જ વફાદારી અને કાર્યનિષ્ઠાથી તેમણે સાર્થક કર્યો હતો. તેમણે કોઈની પાછળ ચાલવામાં કદી નાનપ અનુભવી નહોતી. જેમાં જેની વિશેષતા ત્યાં તે વિશેષતાને તેમણે આદરપૂર્વક સ્વીકારી હતી.

આમ જેમ જેમ આપણે યાદ કરીએ તેમ તેમ તેમની એક યા બીજી વિશેષતા સ્મરણમાં સ્ફુરી આવે છે અને આ એક કેવું અણમોલ માનવીરત્ન આપણે ગુમાવી બેઠા છીએ તેનું દુઃખ ચિત્તને ગમગીન બનાવી મૂકે છે. કાળ કાળનું કાર્ય કર્યે જ જાય છે અને સન્તો, સાધુઓ અને સમાજસેવકો આવે છે, જાય છે અને સમાજઘોરણની નિત્ય નૂતન પરંપરાઓ નિર્માણ કરતા જાય છે. આવી એક પ્રેરણાદાયી પરંપરા શ્રી મોતીચંદ ભાઈ આપણા માટે મૂકતા ગયા છે. તેને અનુસરીને આપણા જીવનને કૃતાર્થ કરતાં રહીએ, એ શુભ ભાવનાપૂર્વક તેમના નામનિર્વિશેષ આત્માને આપણે વન્દન કરીએ અને તે માટે શાશ્વત શાન્તિની આપણે પ્રાર્થના કરીએ !

પરમાનંદ



# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના

સંવત ૧૯૫૭ ની સાલમાં મરકીએ શહેર ભાવનગરમાં પ્રથમ દેખાવ દીધો તે પ્રસંગે ત્યાંથી ચાર માઇલ દૂર અકવાડા ગામમા કુટુંબ સાથે રહેવાનો પ્રસંગ થયો. તે પ્રસગે મુરબ્બી કુંવરજી આણંદજી અને અમરચંદ ઘેલાભાઈએ આ અધ્યાત્મકલ્પદ્રુમ ગ્રંથ પર વિસ્તારથી વિવેચન લખવાની આવશ્યકતા બતાવી તેમ જ ઉપમિતિભવપ્રપંચ ગ્રથનુ સરલ ગુજરાતી અવતરણ કરવાની જરૂરિયાત બતાવી. આ બન્ને ગ્રંથમાં મારો અલ્પ પ્રવેશ હોવાથી તે જોવાની ઇચ્છા થઈ અકવાડામાં રહી આ અધ્યાત્મ-કલ્પદ્રુમ ગ્રંથ ઉપર ઉપરથી જોઈ ગયો અને તે ગ્રંથ પર બહુ પ્રેમ થયો. ત્યાર પછી ઉપર્યુક્ત બન્ને વડીલોની પ્રેરણા અને આજ્ઞાથી તે ગ્રંથ બીજી વાર વાચી ટૂકી નોંધ કરી, દરેક શ્લોકનાં મથાળાં બાધ્યાં અને તેના છંદનો નિર્ણય કર્યો. ત્રીજી વાર ટૂકી નોટ લખી અને ચોથી વાર વિશેષ વિવેચન કર્યું પાંચમી વખત જે આકારમાં આ ગ્રંથ છપાયો છે તે આકારમાં વિવેચન લખ્યુ આ સર્વ કાર્યમાં લગભગ ૭ વરસ થયાં, કારણ કે પરીક્ષાની વચ્ચેનાં અંતરોમા જ આ કાર્ય બની શકતુ હતુ. આ ઉપરાંત લખેલ લેખો વારંવાર વાંચી જેટલું બની શકે તેટલું તેને સશાસ્ત્ર અને જમાનાને ઉપયોગી બનાવવા પ્રયત્ન કર્યો છે. આ યત્ન યોગ્ય રીતે અને યોગ્ય વખતે થયો છે કે નહિ તે વિચારવાનુ કામ લેખકનુ નથી.

દેશ અને સયોગો હાલ જુદા પ્રકારના વર્તે છે. આ કાળમાં અધ્યાત્મ અથવા ધર્મનાં ગીત ગાવાં એ અપ્રસ્તુત જણાય તેવી સ્થિતિ છે અને તેથી આ કાળમાં વૈરાગ્યની–અધ્યાત્મના વિષયની–જરૂરિયાત છે કે નહિ અને છે તો કેવા પ્રકારની અને કયા કારણોથી છે એ વિષય પર ઉપોદ્‌ઘાતમાં એક ઉલ્લેખ કરવાની આવશ્યકતા જણાઈ છે. હકીકત એવી છે કે ચોક્કસ સંયોગોને લીધે હાલ આત્મિક વિચા-રણાને જલાંજલિ દેવામાં આવી છે અને તેથી બનવાજોગ છે કે તપ્ત લોહ પર પડેલાં જલબિંદુની પેઠે આ ગ્રંથની અસર ક્ષણવારમાં ઊડી જાય આ સ્થિતિ સુધારવાની બહુ જ જરૂર છે. આપણો હિસાબ આ ભવમા જ પૂર્ણ થઈ જતો હોય તો જ આવી સ્થિતિ ચલાવી શકાય ઐહિક સુખસાધનો, મોજ-મજા અને ઇંદ્રિયતૃપ્તિના વિષયો પર જમાનાના અગ્રણી નેતાઓનુ લક્ષ્ય છે. આ ભવસંબંધનો વ્યવહાર મૂકી દેવો એવો સર્વથા ઉપદેશ કરવામા આવે તો અત્ર તદ્દન અવ્યવસ્થા થઈ જાય અને તે એવી થાય કે એ અવ્યવસ્થાને લીધે જ પારલૌકિક હિત પણ સાધ્ય થઈ શકે નહિ. પરતુ અગ્રણીઓનુ કર્તવ્ય એ જણાય છે કે પારલૌકિક હિતને હાનિ ન પહોચે તે અતિમ સાધ્ય લક્ષ્યમા રાખી વ્યાવ-હારિક કાર્યોમા જરૂર પડે તે પ્રમાણે જોડાવુ. પ્રાકૃત સંપ્રદાય માટે આટલી સામાન્ય હદ સુધીની વ્યવસ્થા પણ હાલ તુરત પૂરતી ગણવામા આવે તો અયુક્ત નથી. પણ Eat, drink and be merry ખાઓ, પીઓ અને લહેર ઉડાવો—એ એપીક્યુરિયન વિચાર તો અધ્યાત્મ બળનો વજ્રથી ઘાત કરનાર છે. દેશના દુર્ભાગ્યથી હાલનો વિચારપ્રવાહ વિચિત્ર વહે છે, છતા વસ્તુસ્થિતિ શી છે અને શી હોવી જોઈએ એ બતાવવાની ફરજ વિચારશીલ મનુષ્યોને માથે મૂકવામા આવી છે. વિરુદ્ધ ટીકા થવાના ભોગે પણ આ પ્રસંગ તેણે વહોરી લેવો યુક્ત છે એમ મને લાગે છે.

અધ્યાત્મ ગ્રથના વિષયો બહુ શુષ્ક હોય છે તેમાં પ્રેમ કે વીરરસની વાત આવતી નથી; મનો-વિકારને તૃપ્ત કરે એવી મશાલાવાળી કથાઓ આવતી નથી; મશ્કરી કરી આનંદ ઉપજાવે એવા વિદુ-ષકો તેમા આવતા નથી; ગાયન કરી તૃપ્ત કરે એવી સુંદરીઓ તેમાં દેખાવ આપતી નથી; ભયંકર લડાઈ કરી વીરરસનો નમૂનો બતાવે એવા ક્ષત્રિયો તેમા આવતા નથી. તેમાં તો કોઈ પર દ્વેષ ન કરનાર શાંતરસની સ્થાપના અને તેની પ્રતિષ્ઠા કરવામા આવી હોય છે. એ વિષયને અનેક આકારમા મૂકવામાં

આવ્યો હોય છે. એના પ્રસંગને લઈને એને પ્રાપ્ત કરવાનાં ઉપાયો, સાધનો, રસ્તાઓ અને કૂંચીઓ બતાવવામાં આવી હોય છે. એ રસની વિરુદ્ધના રસોનું વર્ણન કરવામાં આવેલું હોતું નથી, પણ એ વિરુદ્ધ રસોનો આ રસ સાથે શો સંબંધ છે તે બતાવવામાં આવ્યું હોય છે. આવાં કારણોને લીધે દુનિયાના રસિયા જીવોને શાંતરસનુ પાન બહુ પસંદ ન આવે એ ખરું છે, પણ એ કડવું ઔષધ છે અને ભવવ્યાધિનો નાશ કરવા માટે ખાસ જરૂરનુ છે, એમ તેના નિદાન કરનારાઓ કહે છે અને કહી ગયા છે. આ પ્રમાણે શુષ્ક અને કટુ લાગતુ ઔષધ આપવાની જરૂરિયાત જ્યારે અનુભવી જ્ઞાનીઓ કહી ગયા છે ત્યારે તેનો વિચાર કરી અનુકરણ કરવુ એ ખાસ કર્તવ્ય માનવામાં આવ્યુ છે. નવીન કૃતિ કરવા માટે જોઈતા અનુભવ, ભાષા પર કાબૂ અને પ્રતિભાનો અભાવ અથવા અલ્પભાવ હોય તો જૂની કૃતિઓનુ મૂળ સ્વરૂપ જાળવી રાખી તેને નવીન આકારમાં મૂકવી; એથી બે પ્રકારનો લાભ થાય છે એમ મારું માનવુ છે. એક તો નવીન કૃતિ તરફ લોકોની અરુચિ રહે છે તેનો સંભવ રહે નહિ. અને બીજું, મહાન ભીંતનો આશ્રય લઈ છૂટથી પણ હદમાં રહીને વિચારો બતાવી શકાય. આવા હેતુથી પ્રેરાઈ અધ્યાત્મ વિષય પર સ્વતંત્ર ગ્રંથ લખવાને બદલે પ્રસ્તુત ગ્રંથ ઉપર જ પુષ્કળ વિવેચન કર્યું છે. આ વિવેચન કરવામાં શ્રી ધનવિજય ગણિની ટીકા વારંવાર દૃષ્ટિ સમીપ રાખી છે અને વિવેચનમાં ઘણી જગ્યાએ તેઓની શહાદત પણ લખી છે. આ પ્રમાણે કરવા ઉપરાંત અત્યાર સુધી વંચાયેલા ગ્રંથોમાંથી કવોટેશનો ( ટાંચણો ) અને અવતરણો પણ પ્રસંગોપાત્ત મૂકયાં છે. આ જમાનાને ઉપયોગી થાય તેવી રીતે સરળ ગુજરાતીમાં વિવેચન કરવાનુ ખાસ ધ્યાનમાં રાખ્યું છે. પારિભાષિક શબ્દો પર વિસ્તારથી અને ટૂંકામાં, ઘટે તેવી રીતે, નોટો પણ આપવા યત્ન કર્યો છે. દરેક શ્લોકનો વિષય સામાન્ય રીતે શો છે તે સમજાય તેટલા માટે તેના પર મથાળું વિચાર કરીને લખેલ છે અને મૂળ ગ્રંથકર્તાનો આશય કોઈ પણ રીતે ભગ ન થાય તે ખાસ લક્ષમાં રાખવાનો યત્ન કર્યો છે. વિવેચન આ નિયમ પર કરવામાં આવ્યુ છે.

આ અગત્યના વિષયમાં દૃષ્ટાંતો બહુ આપ્યાં છે. પણ ઘણીખરી જગ્યાએ નામ આપીને જ સંતોષ પકડવો પડયો છે દરેક દૃષ્ટાંતની કથાઓ લખવામાં આવે તો ગ્રંથની શુષ્કતા મટી જાય એ ખરી વાત છે, પણ ગ્રંથગૌરવ એટલુ બધું થઈ જાય કે તે વાંચવાની રુચિ ગ્રથનુ કદ જોતાં જ અલ્પ થઈ જાય, એ ભયથી ખાસ ચૂંટી કાઢેલાં દૃષ્ટાંતોની જ કથાઓ લખવામાં આવી છે જેને કથાઓ વાંચવાની રુચિ હોય તેમને કથાનુયોગના ગ્રંથો મળી શકે તેમ છે, તેથી અત્ર સંક્ષેપ કરવામાં આવ્યો છે; છતાં પણ ગ્રંથગૌરવ ધાર્યા કરતાં બહુ થઈ ગયુ છે. આ સંબધમાં ખાસ કારણ જણાશે તો બીજી આવૃત્તિ બે ભાગમાં વહેચી નાખી સુધારો કરવામાં આવશે. કોઈને ગ્રથ એકલો જ વાંચવો હોય તો તેઓએ મૂળ શ્લોક અને તેની નીચે લખેલ અક્ષરાર્થ વાંચવો અને વિવેચન મૂકી દેવુ. એથી ગ્રંથકર્તાના વિચારો સીધા માલૂમ પડી આવશે. પાઠ કરી જવા માટે એકલા મૂળ શ્લોકો અને અક્ષરાર્થ જુદા નાના કદમાં છપાવવાની આવશ્યકતા પર ભવિષ્યમાં વિચાર કરવામાં આવશે. આ ગ્રંથના દરેક અધિકારની પછવાડે તેના પર પ્રકાશ પાડવા અને અધિકારનો આશય એકસાથે ગ્રહણ કરવા અંતિમ રહસ્ય આપવામાં આવ્યું છે, જેની ઉપયોગિતા તે વાંચવાથી સમજાશે; પણ તે છૂટા છૂટા વખતે વાંચેલા વિચારોને એકત્ર કરવાના આશયથી લખાયું છે એમ અત્ર સ્ફુટ કરવુ પ્રાસંગિક ગણાશે.

વૈરાગ્યનો વિષય, તેની જરૂરિયાત, તેનુ અંતિમ સાધ્ય, અધ્યાત્મ શબ્દનો અર્થ, તેના વિષયો, આ ગ્રંથની ભાષા, શૈલી, વિષયો, વિભાગો, ગ્રંથકર્તાનું ચરિત્ર, તેમના રચેલા અન્ય ગ્રંથો, તેમનો સમય, તેમના વખતની લોકભાવના, તેમના સમયમાં જૈન શાસનની સ્થિતિ વગેરે વિષમ ઉપોદ્ઘાતમાં લખ્યાં છે તે પર ખાસ ધ્યાન ખેંચવાની જરૂર લાગે છે. એ સર્વ બાબતો આખા ગ્રંથને સમજવાની કૂચી પૂરી પાડે છે અને પ્રથમ તેનુ બહુ સારી રીતે મનન કરી જવાથી ગ્રંથમાં પ્રવેશ જલદી થશે એમ લાગે છે, તેથી તે સાદ્યંત વાંચી તેનુ મનન કરવાની ખાસ ભલામણ છે.

આમુખ ( Opening ) માં રસનું સ્વરૂપ, તેના સ્થાયી ભાવો, તેના વિભાવો, શાંતરસની વ્યાખ્યા, તેનું રસત્વ, મમ્મટે તેને રસ તરીકે સ્વીકારવા પાડેલી ના, તેની દલીલનુ સ્વરૂપ અને તે પર અવલોકન, જગન્નાથ પંડિતના રસગંગાધરમાં આ સંબધમાં પડેલો અભિપ્રાય અને છેવટે કલિકાલ-સર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે સ્વરચિત કાવ્યાનુશાસન ગ્રંથમાં રસસ્વરૂપ અને લક્ષણનિરૂપણ પ્રસંગે સર્વ દલીલોનો કરેલો પરિષ્કાર અને તે જ વિષય પર સાહિત્યના બીજા વિદ્વાનોએ બતાવેલા વિચારો પર ખાસ લેખ લખવા વિચાર હતો, પણ કેટલાક સંજોગોને લીધે તે બની શક્યું નથી. થોડા વખતમાં તે લેખ તૈયાર થઈ શકે તેમ ન હોવાથી હાલ તો તે વગર જ ગ્રંથ બહાર પાડયો છે. આગળ ઉપર તે સંબંધી કાંઈ લખવા ઇચ્છા રહે છે. એને માટે સાહિત્યશાસ્ત્રનો બારીકીથી અભ્યાસ કરવાની જરૂર છે. તેટલો સમય પરીક્ષા વગેરે વ્યવસાયને લીધે મળી શકયો નથી, તેથી જ ગ્રંથની આદિમાં પૃષ્ઠ બીજા પર જણાવેલ લેખ લખી શકાયો નથી તે માટે વાંચનાર ક્ષમા કરશે. આ વિષય તદ્દન પારિભાષિક છે અને સાહિત્યના ખાસ શોખીનને જ આનંદ આપે તેવો છે, તેથી ઘણાખરા વાંચનારાઓને તેની ગેરહાજરીથી નુકસાન જવાનો સંભવ નથી.

આ ગ્રંથનુ વિવેચન કરતાં ઘણી વખત એમ લાગતું હતું કે આવા અગત્યના વિષયમાં સંસારના મોહમાં પડેલા અને મગ્ન થયેલા મારા જેવા પ્રાણીને કાંઈ પણ લખવાનો અધિકાર નથી, છતાં જે જે ઉત્તમ સ્ફુરણા થાય તે બતાવવી એમાં દોષ નથી અને શાસ્ત્રના સપ્રદાયને અનુસરી આવા લેખ લખવામાં આવે તો કોઈ કોઈ પ્રાણીને પણ લાભ થવાનો સંભવ છે, એમ સમજીને આ ગ્રથમાં કરેલા વિવેચનને પ્રસિદ્ધિમાં મૂકવા હું લલચાયો છું. એમાં કદાચ સાહસ જણાય તો તે એટલું છે કે— મમત્વત્યાગ, કષાયત્યાગ, ચિત્તદમન જેવા અગત્યના વિષયમાં લેખ લખનારમાં તેમાનુ કાંઈ ન હોય તો વાંચનારના મન પર તેના લેખની અસર બહુ ઓછી થાય છે આ સાહસ ખેડવાનુ પ્રયોજન એટલું જ છે કે કાર્યક્રમ હંમેશાં પ્રથમ વિચારથી જ શરૂ થાય છે, માટે બને ત્યાં સુધી વિચારો તો ઉચ્ચ જ કરવા; તે વિચારો પૈકી બની શકે તેટલા અમલમાં મૂકવા અને ન બને તેને અમલમાં મૂકવા દૃઢ ઇચ્છા રાખ્યા કરવી. આ હેતુથી વાંચનારાઓ પ્રત્યે ખાસ વિજ્ઞપ્તિ છે કે જ્યાં જ્યાં સુદર વિચાર મૂળમાં કે વિવેચનમાં જણાય ત્યાં ત્યાં તે શ્રી મુનિસુંદરસૂરિ મહારાજના છે એમ સમજવું. આ હકીકત વાસ્તવિક પણ છે, કારણ કે ગમે તેટલો પ્રયાસ કર્યા છતાં પણ જે સ્ફુરણા અને શક્તિથી સૂરિમહારાજે આ ગ્રંથ લખ્યો છે, તેનુ પૂરતું સ્ફોટન કરવુ મુશ્કેલ જ છે. આવા વિષયમાં ત્યાગવૈરાગ્યવાળા મુમુક્ષુઓ બહુ સારી રીતે પ્રવેશ કરી શકે એ સ્વાભાવિક છે. અત્ર તો માત્ર કિંચિત્ ચંચુપ્રવેશ થઈ શકયો છે અને તેમાં પણ સાંસારિક અનેક પ્રત્યવાયો નડેલા હોવાથી સ્ખલના થયેલ હોવાનો પણ પૂરતો સભવ છે.

ખાસ કરીને યતિશિક્ષા અધિકારના સંબધમાં લખતી વખત વારંવાર લાગતુ હતું કે તે વિષય પર વિવેચન કરવાનો શ્રાવકનો અધિકાર નથી. સૂરિમહારાજે બહુ વિચાર કરી પોતાના સમયમાં જણાયલી અને આગળ આવતા (ભાવી ) પડતા કાળમાં સંભવતી શિથિલતા પર વિસ્તારથી ઉલ્લેખ કર્યો છે: તે વિષયને પૌદ્ગલિક સુખમાં આસક્ત અને સાધુવર્ગની બહારનો પ્રાણી કેની રીતે પૂરતો ખીલવી શકે? ન જ ખીલવી શકે. તેથી એ વિષય મુનિમહારાજ પાસે ખાસ અંકિત કરાવવો યોગ્ય લાગ્યો. મુનિ-મહારાજ શ્રી આનંદસાગરજી પંન્યાસ સંવત ૧૯૬૩નુ ચાતુર્માસ ભાવનગરમાં સ્થિત થયા તે પ્રસંગનો લાભ મને મળ્યો અને તેઓ પાસે બેસી તે અધિકાર અને તેનું વિવેચન તેઓશ્રી પાસે અ કે કરાવ્યું. તેઓ પોતે તો બહુ ઉત્તમ સ્વતંત્ર લેખ લખી શકે, પણ સાધુધર્મ ઉપર કંટાળો ન આવે અને સાધુઓને પણ બોધદાયક થઈ પડે એવુ વિવેચન તૈયાર કરવાની મારી ઉમેદ હતી તેમાં સ્ખલના થતી હોય તે દૂર કરવા તેઓશ્રીએ માથે લઈ મારા ઉપર અને આ ગ્રંથનો વાચનથી લાભ લેવા ઇચ્છનાર બંધુઓ ઉપર ઉપકાર કર્યો છે તેની આ સ્થળે ખાસ નોંધ લેવાની મારી ફરજ સમજુ છુ.

શાસ્ત્રના વિષયમાં મારો અલ્પ પ્રવેશ હોવાથી અને ખાસ કરીને આધ્યાત્મિક વિષયમાં વાચનનો પૂરતો અવકાશ મળેલો ન હોવાથી આ ગ્રંથના વિવેચનમા અનેક દૂષણો થવાં સંભવિત લાગતાં હતાં. તેથી આ ગ્રંથનો મોટો ભાગ ઉક્ત ચાતુર્માસમા અવકાશના પ્રમાણમા પન્યાસજી શ્રી આનંદસાગરજી પાસે બેસી વાંચીને સુધાર્યો હતો તેમ જ મુનિરાજ શ્રી મણિવિજયજી પર છેવટની કોપી છપાતાં પહેલાં મોકલી હતી. આ બન્ને મહાત્માઓએ પરોપકારના હેતુથી, બહુ પ્રયાસ કરી, ગ્રંથની સ્ખલનાઓ દૂર કરી છે, તેથી મારા ઉપર અત્યંત આભાર થયો છે ઉપરાંત, મારા કાકા સુરજી કુંવરજી આણંદજીએ આખો ગ્રંથ બહુ સારી રીતે વાંચી અનેક સુધારા સૂચવ્યા છે, તેમ જ કેટલીક જગ્યાએ યથાયોગ્ય વધારો પણ કર્યો છે તેઓશ્રીનો મારા પર બાલ્યવયથી જ ઉપકાર છે, પરંતુ આ સ્થળે ખાસ નોંધ લેવાની જરૂર એટલા માટે છે કે આ ગ્રંથનું પ્રામાણ્ય ઉક્ત બને મુનિમહારાજશ્રી અને મારા કાકાના હસ્તથી સિદ્ધ થવાને લીધે મારી જાતને જવાબદારીના બોજામાંથી બહુ ભાગે મુક્ત થયેલી હુ માનુ છુ

આ ગ્રંથ લખવા માંડ્યો ત્યારથી તે પૂર્ણ થયો ત્યાં સુધી હુ પરીક્ષાઓની ચિંતાઓમાં જ રહ્યો હતો. અવકાશના વખતમા લખતો, પણ પ્રેસમાથી બહાર પાડવાની વિડંબના બહુ છે, એ છપાવનારાઓ જ સમજે છે એ પ્રસગને અગે મારા ભાઈ નેમચદ ગિરધરલાલ કાપડિયાની પ્રુફ સુધારવાની કાળજી માટે મારે નોંધ લેવી યુક્ત છે આ ગ્રથ જલદી બહાર પડવાનુ તે પણ એક કારણ છે આ ગ્રંથ શ્રી જૈન ધર્મ પ્રસારક સભાએ મૂળ કિંમતે વેચવાની ઇચ્છા જણાવી બહુ ઠીક કર્યું છે આ ગ્રથ છપાવવામાં તથા પ્રુફ સુધારવામાં સસ્થા તરફથી થયેલા શ્રમને માટે તેનો આભાર માનુ છુ આ ગ્રંથ **શ્રી જૈન ધર્મ પ્રસારક સભા** મુદ્રિત કરાવે અને તેની સાથે મારા વડીલશ્રીનુ નામ અર્પણપત્રિકામાં જોડાય એ હકીકતથી મને બહુ આનદ થયો છે આ સસ્થા અને મારા વડીલશ્રીનો મારા પર આભાર અમૂલ્ય છે અને ધાર્મિક સસ્કાર માટે આ બન્નેનો એકસરખી રીતે મારા પર ઉપકાર છે. આ ઉભય ઉપકાર કરનારાઓના સબધથી આ પુસ્તક માટે લીધેલ શ્રમ કેટલેક અંશે ફળીભૂત થયો છે

આ અધ્યાત્મકલ્પદ્રુમ ગ્રંથના દરેક શ્લોક પર ચોપાઈ શ્રી રંગવિજય નામના મહારાજે બનાવી છે. આ ગ્રથની પ્રત રા રા કેશવલાલ પ્રેમચદ તરફથી અડધો ગ્રથ છપાયા પછી મળી જૂની ગુજરાતી ભાષા વગેરે જાણવા માટે તે ઉપયોગી જણાયાથી ગ્રથની છેવટે મૂકવામા આવી છે.

આ ગ્રથને શુદ્ધ છપાવવા માટે અને શુદ્ધ વિવેચન કરવા માટે બનતો પ્રયાસ કરવામા આવ્યો છે, છતા પણ ભૂલ રહી ગઈ હોય એ બનવાજોગ છે આ સબધમા વિવેકી વાચનાર સૂચના કરશે તો બીજી આવૃત્તિ બહાર પાડવાનો કદાચ યોગ ઉત્પન્ન થાય તો તે પ્રસગે ખાસ ધ્યાન આપવામાં આવશે આ ગ્રથમા ભાષા સાદી અને સરળ રાખવા બનતુ ધ્યાન આપ્યુ છે, તેથી બુદ્ધિશાળી અને સામાન્ય વાચનવાળા સર્વને આ ગ્રથ કાંઈક નવીન જ્ઞાન આપશે એવી આશા રહે છે. સ્ખલનાઓ તરફ ધ્યાન આપવા કરતા સૂરિમહારાજે જે અત્યુત્તમ બોધ આપ્યો છે તે તરફ લક્ષ્ય આપવા ખાસ પ્રાર્થના છે. જે જે ઉત્તમ જણાય તે સૂરિમહારાજનુ સમજવુ અને અરુચિકર જણાય તેને માટે મારી જવાબદારી સમજી ગ્રથ સાદ્યંત વાચવો એકાદ વખત વાચ્યાથી તેનો ભાવ બરાબર અંતરગમાં ન ઊતરે તો બે-પાચ વખત મનન કરી ગ્રંથ વાંચવો અને વાંચવા કરતા પણ વધારે વિચાર કરવો. આથી સૂરિમહારાજ જે ભાવ કહેવા માગે છે તે સમજાશે અને સમજાય તો પછી યથાશક્તિ તે ભાવ વર્તનમાં મૂકવો આ પ્રમાણે કરવાથી ગ્રથ લખવાનુ, વિવેચન કરવાનુ અને પ્રસિદ્ધિમાં મૂકવાનુ પ્રયોજન સિદ્ધ થશે. દોષને માટે ક્ષમાયાચના કરી અત્ર વિરમુ છુ.

વસતપંચમી, સંવત ૧૯૬૫
મુબઈ, ગીરગામ બેક રોડ.

**મૌક્તિક**

# દ્વિતીયાવૃત્તિની પ્રસ્તાવના

જાહેર પ્રજા તરફથી આ ગ્રંથને ધારવા કરતાં વિશેષ આદર મળ્યો. તેની પ્રથમાવૃત્તિની એક હજાર પ્રતનો આઠ માસની ટૂંક મુદ્દતમાં ઉઠાવ થઈ જવાથી બીજી આવૃત્તિ છપાવતાં પહેલાં તેમા બનતો સુધારોવધારો કરવામાં આવ્યો, કેટલીક જગ્યાએ વિવેચનમાં ખાસ વધારો કરવામા આવ્યો અને શાસ્ત્રીય દૃષ્ટિએ કોઈ પ્રકારની સ્ખલના ન રહે તેટલા માટે પંન્યાસજી શ્રી આનંદસાગરજીએ ફરી વખત આખો ગ્રંથ તપાસી આપ્યો વળી, વારંવાર પ્રુફ જોવાની અગવડ મટાડવા સારુ, બીજી આવૃત્તિની બે હજાર પ્રત છપાવવામાં આવી છે

પ્રથમ આવૃત્તિના ઉપોદ્ઘાતમાં મોટો ફેરફાર કરવામાં આવ્યો છે. ખાસ કરીને તે ફેરફાર શ્રી મુનિસુંદરસૂરિ મહારાજના ચરિત્રમાં કરવામાં આવ્યો છે ઐતિહાસિક વિભાગમાં સંપૂર્ણ માહિતી મેળવવામા અનેક મુશ્કેલી હોવાથી તેમા સ્ખલના થવી પ્રથમથી સંભવિત લાગતી હતી મારા એક વિદ્વાન મિત્ર, જેમનો આ વિષયમા બહુ સારો અભ્યાસ છે અને જેમને જૂની બાબતની શોધખોળ માટે શોખ છે, તેઓએ મને કેટલીક સ્ખલનાઓ સૂચવી અને તેમની સૂચના પ્રમાણે ઘણાખરા સુધારા અત્ર કર્યા છે. આ તેઓની સૂચનાથી મારા ઉપર અને જૈન જાહેર પ્રજા ઉપર તેઓએ મોટો ઉપકાર કર્યો છે તેમનો આ સ્થળે ઉપકાર માનું છું. અતિ નમ્રપણે તેઓએ પોતાનું નામ જાહેરમાં મૂકવા માટે પ્રતિબંધ કર્યો છે, તેથી તેઓનુ નામ લખી શકતો નથી. પણ તેઓ પ્રયાસ કરી મહેનતને જાહેરમાં મૂકશે તો સંવત ૧૦૦૦ થી અત્યાર સુધીનો જૈન ધર્મ, રાજ્ય અને આચાર્યોનો ઉપયોગી ઇતિહાસ તેઓ જાહેર પ્રજાના લાભ ખાતર પ્રગટ કરી શકે એવી સ્થિતિમાં છે હુ તેઓશ્રીને આ પ્રયાસ કરવા આખી કોમના નામે વિનતિ કરીશ. જૈન કોમમાં આવા આત્મશ્લાઘાની ઇચ્છા વગર ગુપ્તપણે કાર્ય કરનારા પણ છે એ હકીકતની નોંધ લેતાં બહુ હર્ષ થાય છે.

શાંતરસાધિરાજનુ રસત્વ સિદ્ધ કરવા માટે એક લેખ લખવાની જરૂર હતી, પણ એવો પ્રસંગ મળી શકયો નથી, તેથી આ આવૃત્તિમાં પણ તે વિષય દાખલ થઈ શકયો નથી.

પુસ્તકના મથાળા પર જે વૃક્ષનુ ચિત્ર છે તે સોળ શાખાવાળું કલ્પવૃક્ષ છે અને અધ્યાત્મકલ્પવૃક્ષ ગ્રંથના સોળ અધિકાર સૂચવે છે. પ્રથમ આવૃત્તિની બુકો પર એ જ ચિત્ર એમ્બોસ કર્યું હતું, પણ તે છેવટે તૈયાર થયુ હતુ તેથી તે તરફ વાચકવર્ગનું ધ્યાન ખેંચી શકાયુ નહોતું.

આ બીજી આવૃત્તિનાં પ્રુફ તપાસવામા મારા મિત્ર મિ૦ ઉજમશી દયાળજીએ સાહાય્ય કરી છે તેનો આ સ્થળે આભાર માનુ છુ, તેમ જ પં. આનંદસાગરજીએ બહુ સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરી અનેક સુધારા કરી આપવા માટે તેઓશ્રીનો ફરી વખત આભાર માનુ છું

મારા પૂજ્ય દાદા શ્રીયુત આણંદજી પુરુષોત્તમ, જેઓશ્રીનો મારા ઉપર અનેક પ્રકારનો ઉપકાર છે, તેઓનો પ્રથમાવૃત્તિ પ્રગટ થયા પછી થોડા માસમાં દેહોત્સર્ગ થયો. તેઓ આ પુસ્તક વાંચી આનંદ પામ્યા તેથી મારી તેઓ પ્રત્યેની ફરજ અમુક અંશે અદા થઈ એ વિચારથી આનંદ થાય છે.

પ્રથમ આવૃત્તિની પેઠે આ નવીન આવૃત્તિ આધ્યાત્મિક જીવન ઉન્નત થવામાં ઉપયોગી થવાથી પ્રયાસની સફળતા થશે કોઈ પણ જગ્યાએ સ્ખલના જણાય તો તે મારા ઉપર લખી મોકલવા કૃપા થશે તો ફરી નવીન આવૃત્તિના પ્રસંગે સુધારો કરવા આદર થશે.

પ્રિન્સેસ સ્ટ્રીટ, મનહર બિલ્ડીંગ
મુંબઈ, શરદ પૂર્ણિમા, ૧૯૬૭

મો. ગિ. કાપડિયા

## તૃતીયાવૃત્તિનું નિવેદન

આ ત્રીજી આવૃત્તિ તે સહજ ફેરફાર અને પ્રુફની ભૂલો બાદ કરતાં બીજી આવૃત્તિનુ પુનરાવર્તન છે. કાગળ તથા મુદ્રણની મોંઘવારીથી કિંમત વધારવી પડી છે પ્રેસની અગવડને લીધે કેટલાય વખતથી આ પુસ્તક અલભ્ય હોવા છતા અને બહુ માગણી છતા બહાર પાડી શકાયેલ નહિ તે ખેદકારક છે. આશા છે કે આ આવૃત્તિને પણ જાહેર પ્રજા યોગ્ય આવકાર આપશે.

મો. ગિ. કા.

વિ. ૧૯૮૦, સને ૧૯૨૩.

# અનુક્રમણિકા




| વિષય | પૃષ્ઠ |
|---|---|
| પ્રકાશકનું નિવેદન .... | ૩ |
| સૌહાર્દમૂર્તિ સદ્‌ગત મોતીચંદભાઈ (શ્રી પરમાનંદભાઈ કુંવરજી કાપડિયા) .... | ૫ |
| પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના .... | ૧૧ |
| દ્વિતીયાવૃત્તિની તથા તૃતીયાવૃત્તિની પ્રસ્તાવના .... | ૧૫ |
| અનુક્રમણિકા .... | ૧૬ |
| વિવેચકનો ઉપોદ્‌ઘાત .... | ૧૭ |

*

| | |
|---|---|
| ગ્રંથકારકૃત ઉપોદ્‌ઘાત .... | ૧ થી ૧૦ |
| પ્રથમાધિકાર–સમતા .... | ૧૧ થી ૬૪ |
| દ્વિતીય અધિકાર–સ્ત્રીમમત્વમોચન .... | ૬૫ થી ૭૩ |
| તૃતીય અધિકાર–અપત્યમમત્વમોચન .... | ૭૪ થી ૭૭ |
| ચતુર્થ અધિકાર–ધનમમત્વમોચન .... | ૭૮ થી ૮૮ |
| પંચમ અધિકાર–દેહમમત્વમોચન .... | ૮૯ થી ૯૭ |
| ષષ્ઠ અધિકાર–વિષયપ્રમાદત્યાગ .... | ૯૮ થી ૧૦૮ |
| સપ્તમ અધિકાર–કષાયત્યાગ.... | ૧૦૯ થી ૧૪૪ |
| અષ્ટમ અધિકાર–શાસ્ત્રાભ્યાસ .... | ૧૪૫ થી ૧૬૨ |
| નવમ અધિકાર–મનોનિગ્રહ.... | ૧૬૩ થી ૧૮૩ |
| દશમ અધિકાર–વૈરાગ્યોપદેશ .... | ૧૮૪ થી ૨૨૧ |
| એકાદશ અધિકાર–ધર્મશુદ્ધિ.... | ૨૨૨ થી ૨૩૮ |
| દ્વાદશ અધિકાર–ગુરુશુદ્ધિ.... | ૨૩૯ થી ૨૬૨ |
| ત્રયોદશ અધિકાર–યતિશિક્ષા .... | ૨૬૩ થી ૩૨૨ |
| ચતુર્દશ અધિકાર–મિથ્યાત્વાદિનિરોધ .... | ૩૨૩ થી ૩૪૮ |
| પંચદશ અધિકાર–શુભ વૃત્તિ .... | ૩૪૯ થી ૩૬૧ |
| ષોડશ અધિકાર–સામ્યસર્વસ્વ .... | ૩૬૨ થી ૩૭૧ |
| મુનિરાજશ્રી રંગવિજયજીકૃત ચોપાઈ .... | ૩૭૨ થી ૩૯૬ |
| અધ્યાત્મકલ્પદ્રુમના મૂળ શ્લોકોનો અકારાદિ અનુક્રમ .... | ૩૯૭ થી ૪૦૦ |






સ્વ. શ્રી રતિલાલ વર્ધમાન શાહ તથા શ્રી ચંદુલાલ વર્ધમાન શાહના પિતાશ્રી

વઢવાણશહેરનિવાસી

## સ્વ. શેઠશ્રી વર્ધમાન જેઠાભાઈ શાહ

# ઉપોદ્ઘાત

**ચાર પ્રકારના અનુયોગો**—દ્રવ્યાનુયોગ, ચરણકરણાનુયોગ, ગણિતાનુયોગ અને ધર્મકથાનુયોગ–આ ચાર વિભાગમાં ધર્મશાસ્ત્રનો સમાવેશ થાય છે. આ ચાર અનુયોગો પૈકી ધર્મકથાનુયોગ બહુ સરળ રીતે ઉપદેશ આપી ખસૂસ કરીને બાળજીવોની કલ્પનાશક્તિ પર જબરજસ્ત અસર કરે છે અને તેની અસરથી ચરણકરણાનુયોગ વડે થતી ક્રિયાની જ્ઞપ્તિ પ્રમાણે જીવનને તદ્દ્વારા સફળ કરે છે; પણ હેત્વાભાસોવાળી યુક્તિઓ અથવા કુયુક્તિઓ શ્રવણગોચર થતાં તેમ જ આત્માનુ અસ્તિત્વ, પૃથ્વીનુ અનાદિત્વ અને વ્યક્તિગત સૃષ્ટિકર્તૃત્વનિરાસ વગેરે પ્રશ્નોનો પ્રસંગ પડતા તે ગૂંચવાઈ જાય છે, લથડી જાય છે અને ઘણીવાર કેંદ્રમાંથી સરી જાય છે. તે વખતે ચરણકરણાનુયોગ, જેનો વિષય ક્રિયાકાંડ પરત્વે છે, જેનો અભ્યાસ દ્રવ્યાનુયોગ કે કથાનુયોગના અભ્યાસીને ચુસ્ત કરવામાં સહાયભૂત થઈ શકે છે, તેની આવશ્યકતા બહુ ઓછી રહે છે. નવીન અભ્યાસ શરૂ કરનારને ચરણકરણાનુયોગનો વિષય બહુ ઉપયોગી નથી. ગણિતાનુયોગનો વિષય બહુ બહુ કઠીન અને શુષ્ક છે. જેને એ વિષય પર સ્વાભાવિક પ્રીતિ હોય છે તેને તે બહુ આનંદ આપે છે અને ચોક્કસ બનાવે છે, પણ આ વિષય કોઈ દિવસે સીધી રીતે સર્વથા લોકપ્રિય થયો નથી અને થવાનો નથી

**દ્રવ્યાનુયોગ**—દ્રવ્યાનુયોગના વિષયની હકીકત આથી તદ્દન જુદી છે. એ વિષય બહુ જ ઉપયોગી છે અને તેના અનેક વિભાગો છે. બુદ્ધિબળને મજબૂત કરનાર અને તેમાંથી જ જન્મનાર આ વિષય ઉપર શાસ્ત્રની મહત્તા, ગંભીરતા, ઉદારતા અને ગહનતાનો આધાર રહે છે. માનસિક શક્તિઓ પૈકી કલ્પનાશક્તિને પોષણ આપી માર્ગ કરનાર તો બાળજીવો ઉપર જ અસર ઉપજાવી શકે છે, પણ તર્ક–બુદ્ધિ–પ્રજ્ઞા ઉપર અસર કરી કાર્ય કરનાર કદાચ થોડો વખત અલ્પાંશે કે અધિકાંશે ફતેહ પામે, પરંતુ પરિણામે તો તેનો જ સંપૂર્ણ વિજય થાય. આ હકીકત સ્પષ્ટ કરવાની જરૂર નથી, કારણ કે બાળજીવોનો વર્ગ બિનકેળવાયેલામો બનેલો હોય છે, અને તેઓનુ ધાર્મિક તત્ત્વજ્ઞાન કથાશ્રવણ અને ઈશ્વરસ્મરણમા પરિપૂર્ણ થાય છે: જ્યારે બુદ્ધિમાનોનુ કર્તવ્ય તત્ત્વજ્ઞાનનાં ગૂઢ રહસ્યો વાંચી–વિચારી–સમજી તેનું તાત્પર્ય શોધવા–સમજવામા સમાયેલુ હોય છે. સામાન્ય નિયમ પ્રમાણે આવા મક્કમ પાયા પર બધાયલા શાસ્ત્રનો જ જય થવાનો સંભવ છે. પરંતુ તે કાર્ય તેનો દ્રવ્યાનુયોગ કેવી સ્થિતિ પર છે, કોણે બતાવ્યો છે, કેવી રીતે બતાવ્યો છે, તેનું અંતિમ સાધ્યબિંદુ શુ છે અને તેમા અરસપરસ કાંઈ પણ વિરોધ છે કે નહિ એ પ્રશ્નો પર લટકે છે આ પ્રમાણે હોવાથી કોઈ પણ ધર્મની મહત્તા સમજવા માટે તેના દ્રવ્યાનુયોગની મહત્તા સમજવાની જરૂર પડે છે અને તેની કિંમત પણ તેનાથી થાય છે. આ દ્રવ્યાનુયોગની મહત્તા કેટલી છે તે વિચારવા જેવુ છે. કર્મની શક્તિ, તેના બંધ–ઉદયાદિ ચતુષ્ટય, તેના ઉદ્વર્તન, સંક્રમણ, અપવર્તનાદિ પ્રકાર, પરમાણુનો સ્વભાવ, નિગોદનુ સ્વરૂપ, આત્મદ્રવ્યનુ સ્વરૂપ વગેરે પ્રશ્નો આ અનુયોગમાં ચર્ચાય છે. શાસ્ત્રકાર કહે છે કે શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મ ઉપર શ્રદ્ધા હોય ત્યારે જ સમકિત થાય અને સમકિત વગરની ક્રિયા તો અંક વગરના શૂન્યો જેવી છે. શ્રદ્ધાને સ્થિર રાખનાર તત્ત્વજ્ઞાન–તત્ત્વબોધ જ છે. તત્ત્વજ્ઞાનથી કમનસીબ રહેલો પ્રાણી સહજમાં શ્રદ્ધાથી ભ્રષ્ટ થઈ જાય છે, કારણ કે તેની શ્રદ્ધાનો પાયો ઊંડો હોતો નથી: જ્યારે બુદ્ધિમાન વિદ્વાનના સંબંધમાં તેમ બની શકતુ નથી. અનેક ઉપયોગી વિષયો ચર્ચવા ઉપરાંત શ્રદ્ધાને સ્થિર રાખનાર તરીકે દ્રવ્યાનુયોગ જ બહુ ઉપયોગી છે.

**દ્રવ્યાનુયોગમાં વિષયો**—દ્રવ્યાનુયોગનો વિષય બહુ વિશાળ છે. તેના પેટા વિભાગમાં અનેક ઉપયોગી વિષયોનો સમાવેશ થાય છે. દરેક ધર્મનો વ્યવસ્થાસર અભ્યાસ, તે સર્વની પરસ્પર સરખામણી,

તર્ક, મીમાંસા, ધર્મશાસ્ત્ર વગેરે વિષયો તેમ જ વસ્તુસ્વભાવશાસ્ત્ર Metaphysics અને નીતિશાસ્ત્ર Ethicsનો સમાવેશ પણ દ્રવ્યાનુયોગમા થાય છે વસ્તુસ્વભાવશાસ્ત્ર એ આપણો ખરેખરો દ્રવ્યાનુયોગ છે બાહ્ય વસ્તુ અને આત્મિક વસ્તુઓનો અરસપરસ સબધ, એકબીજા પર થતી અસર અને તેઓનુ વાસ્તવિક સ્વરૂપ દ્રવ્યાનુયોગમાં બતાવવામાં આવેલું હોય છે એક જીવનો નિગોદમાંથી નીકળીને નિર્વૃત્તિ પ્રાપ્ત કરવા સુધીમાં વિકાસ કેવી રીતે થાય છે, કેવી કેવી ગતિઓમા કેવા કેવા વેશ ધારણ કરે છે, કેવાં કેવા પ્રાણીઓના વિચિત્ર પ્રકારના સબધમાં આવે છે અને આ સર્વ વેશ અને સંબધનુ વાસ્તિવિક કારણ શુ છે, કર્મ અને પુરુષાર્થને પરસ્પર કેવો સબધ છે એ વગેરે અનેક દ્રવ્યાનુયોગ બતાવે છે વ્યવહારનીતિનો વિષય આ જ અનુયોગમા આવે છે. આથી માલૂમ પડશે કે દ્રવ્યાનુયોગ શબ્દ બહુ વિશાળ છે અને તેમાં અનેક વિષયોનો સમાવેશ થાય છે.

**અધ્યાત્મનું સ્થાન અને અધ્યાત્મના વિષયો**—દ્રવ્યાનુયોગના પેટામા જે વિષયો આપણે જોયા તે પૈકી એક બહુ અગત્યનો વિષય અધ્યાત્મ શાસ્ત્રનો છે **आत्मानमधिकृत्येत्यध्यात्मन्** અથવા **आत्मनीत्यध्यात्मम्.** આત્મા શું છે? કોણ છે? તેનો વિષય કેવો છે? તેનો પૌદ્ગલિક વસ્તુઓ સાથેનો સંબધ કેવો છે? ક્યારનો છે? કેટલા વખત સુધીનો છે? તેનાં સગાં-સ્નેહીઓ, મિત્રો અને સબધીઓનો યોગ કયાં કારણોથી થયો છે અને તે સર્વમા વસ્તુસ્વરૂપ યથાસ્થિત શુ છે? કેવુ લાગે છે? ખોટું સ્વરૂપ સત્ય જેવુ લાગે છે તેનુ કારણ શુ છે? આત્માની શુદ્ધ દશા કઈ? તેવી ક્યારે હતી? નહોતી તો કેવી રીતે પ્રાપ્ત થઈ શકે? તેને માટે કેવો પુરુષાર્થ કરવો પડે? આત્મા અને કર્મનો સંબધ કેવો છે? ક્યા સુધીનો છે?—આ સર્વ અધ્યાત્મ ગ્રથના મુખ્ય વિષયો છે. એના સમર્થનમા અનેક પ્રકારની શિક્ષાઓ, સદ્ગુણ ગ્રહણ કરવાનાં પ્રસંગો, સ્થાનો અને કારણો, કર્મમળને દૂર કરવાના ઉપાયો અને વૈરાગ્યવાસિત હૃદય કરવાનાં અનેક સાધનો અધ્યાત્મના વિષયમાં ચીતરેલાં હોય છે ભાવનાનુ સ્વરૂપ, ભવની પીડા, પૌદ્ગલિક પદાર્થોની અસ્થિરતા, રાગદ્વેષનુ વિચિત્રપણુ, કામનુ અધપણુ, ક્રોધનુ દુર્જયપણુ, કષાયનુ ક્લિષ્ટપણુ, વિષયોનુ વિરસપણુ પાપસ્થાનકોનુ અધોગમનપણુ, પ્રેમનુ અનિત્યપણુ, જીવનનું ક્ષણિકપણુ વગેરે અનેક વિષયો અધ્યાત્મશાસ્ત્રમાં બતાવવામાં આવેલા હોય છે. મનુષ્યની મનોવૃત્તિને બરાબર અંકુશમા રાખનાર આ અધ્યાત્મ વિષય બહુ જ અગત્યનો છે. દ્રવ્યાનુયોગના અનેક વિષયો પૈકી આપણો પ્રસ્તુત વિષય અધ્યાત્મનો છે. તેથી તે શો છે? તેના અધિકારી કોણ છે? તેના લક્ષણો કયા છે? આ જમાનામા આ વિષયની કોઈ પણ રીતે જરૂરિયાત છે કે નહિ?—એ બાબતમાં વિચાર કરવો અત્ર પ્રસ્તુત છે આત્મા સબધી અને તેને ઉદ્દેશીને જે જ્ઞાન થાય તેને અધ્યાત્મ જ્ઞાન કહેવાય છે

**આત્માનું સ્વરૂપ** - આત્મા કોણ છે અને કેવો છે, એવો પ્રશ્ન સહજ ઉત્પન્ન થાય તેવો છે એ વિષયમા વિશેષ ઊતરવા જતાં અતિ વિસ્તાર થાય, પણ જૈન શાસ્ત્રકાર એના સંબંધમાં શુ કહે છે, તે બહુ સક્ષેપમાં ધ્યાનમાં લેવુ, એ આ ગ્રથ સમજવાનુ પ્રથમ પગથિયુ છે આપણા શરીરમાં ગમન કરવાની શક્તિ પગમાં નથી, જોવાની શક્તિ ચક્ષુઓમાં નથી, સૂઘવાની શક્તિ નાકમા નથી, પણ એક અતરંગ સત્તા એ સર્વને નિયમમા મૂકે છે. એમ ન હોય તો મૃત શરીરને પણ પગ, નાક અને ચક્ષુ હોય છે, છતાં તેનો તેને કાંઈ ઉપયોગ નથી. એ અતરંગ સત્તાને આત્મા તરીકે ઓળખવામાં આવે છે તે પોતે નિર્લેપ અવસ્થાને પામે ત્યારે તો તદ્દન શુદ્ધ છે અને તેના પ્રદેશો નિર્મળ તેમ જ અરૂપી છે, પરન્તુ કર્મપુદ્ગલના અનાદિસંબધથી તે વિચિત્ર વેશો ધારણ કરે છે અને તેથી તેનું મનુષ્ય, તિર્યંચ, દેવતા અને નારકી વગેરે નામ આપવામા આવે છે; કર્મ સંબંધથી જ તે કામક્રોધાદિક કરે છે અને સુખદુઃખ સહન કરે છે. તેની સાથે લાગેલા અને લાગતા કર્મો તે સર્વ પૌદ્ગલિક જ છે. તેની શક્તિથી

આત્માની શક્તિ હણાય છે અને તે સસારમાં રઝળે છે. વસ્તુત આત્માનુ સ્વરૂપ-લક્ષણુ જ્ઞાન, દર્શન અને ચારિત્રમય છે સર્વ વસ્તુઓને તથાસ્વરૂપે દરેક સમયે જોવી, જાણવી અને સ્થિરતા રાખવી, આ આત્માના લક્ષણો છે; અથવા તે ગુણો અને આત્માનો અભેદ છે આ શુદ્ધ દશા કર્મને લીધે દબાઈ ગઈ છે, આચ્છાદન પામી ગઈ છે, અવરાઈ ગઈ છે; જેમ દીવા ફરતો પડદો કરવાથી તેનો પ્રકાશ ઝાંખો દેખાય છે, પણ જ્યારે જોઈએ ત્યારે અદર દીવો તો પ્રકાશિત છે જ, માત્ર આચ્છાદનો દૂર કરવાની જરૂર છે; તે જ પ્રમાણે આત્માના સબધમા સમજવુ આ આચ્છાદનો દૂર કરવાનુ કર્તવ્ય પ્રત્યેક પ્રાણીનુ છે. જ્યારે કર્મો તદ્દન દૂર થાય છે ત્યારે આ આત્માએ મોક્ષ મેળવ્યો કહેવાય છે એક વખત સર્વ કર્મ સાથેનો સબધ છૂટી જાય અને તેનો મોક્ષ થઈ જાય તો પછી આત્માને અત્ર ફરી વાર આવવુ પડતુ નથી, તેથી મોક્ષનુ સુખ અવ્યાબાધ કહેવાય છે. જ્યાં સુધી આ જીવ સંસારમા છે ત્યા સુધી તેને સ્ત્રી, પુત્ર, ઘર, ઘરેણાં પર મમત્વભાવ છે અને કામ, ક્રોધાદિક કરે છે --આ સર્વ વિભાવ-દશા છે, પરતુ કર્માવૃત સ્થિતિને લીધે તે સ્વભાવદશા થઈ પડી છે પરમ વીર્યસ્ફુરણા કરવાથી આ જીવ પોતાનો શુદ્ધ સ્વભાવ પ્રગટ કરી શકે છે આ મનુષ્યજીવનનો મુખ્ય ઉદ્દેશ સર્વ કર્મને તદ્દન દૂર કરવાનો અથવા તેમ બનવુ અશકય જણાય તો કર્મનો ભાર જેટલો બને તેટલો ઓછો કરવાનો છે, અથવા, વધારે ચોક્કસ શબ્દોમા બોલીએ તો, પ્રયાસ તે પ્રકારનો હોવો જોઈએ અને આ કાર્યની ફતેહ ઉપર જ જિંદગીની ફતેહનો આધાર છે જો કર્મ અને આત્મા બે પૃથક્ પૃથક્ ન હોય અને તેનો પૂર્વ ભવ સાથે સંબંધ ન હોય તો જુદાં જુદાં પ્રાણીઓમા જન્મથી દેખાતુ અલ્પ-વિશેષ જ્ઞાનીપણુ, ધનવાન અને નિર્ધનપણુ, શરીરનુ આરોગ્ય અને રોગીપણુ, માનસિક સ્થિરપણુ અને અસ્થિરપણું વગેરે અનેક તફાવતો અને તેની અદરની તરતમતાનો ખુલાસો બીજી કોઈ રીતે થઈ શકતો નથી તેમ જ જો પુનર્જન્મ ન હોય તો આ ભવમાં નીતિના નિયમોને અનુસરવાની કોઈ પણ લાલચ રહેતી નથી; ફક્ત વ્યવહારમાં રળી ખાવા ખાતર નીતિનો દેખાવ કરવાની જ જરૂર સિવાય વિશેષ આવશ્યકતા જણાય નહિ

**આત્માનો વિકાસ**—કર્મથી આવૃત આત્માનો આવી રીતે વિકાસ થાય છે. તે પોતાના કર્માનુસાર ઊચો ચઢતો જાય છે અનાદિ નિગોદમાથી નીકળી વ્યવહારરાશિમા આવી પૃથ્વી, અપ્, તેજસ્, વાયુ અને વનસ્પતિપણુ પામી, બે, ત્રણ અને ચાર ઇંદ્રિયો પ્રાપ્ત કરી, પાંચ ઇંદ્રિયવાળો તિર્યંચ થાય છે અને વળી, ભવિતવ્યતા પ્રસન્ન થાય અને કર્મ વિવર આપે ત્યારે, મનુષ્ય થઈ કાર્ય સાધે છે સર્વ કર્મથી મોક્ષ મનુષ્યગતિમા જ થાય છે Evolution-વિકાસસિદ્ધાન્ત અને જૈનની ગતિ-આગતિના સિદ્ધાન્તમા એક મોટો તફાવત એ છે કે વિકાસવાદવાળા એમ માને છે કે "આ જીવ એક વખત અમુક હદ સુધી આવ્યો ત્યાર પછી તે ગમે તેવા કાર્યો કરે તોપણ તે નીચે ઊતરતો નથી; પોતાની તે ને તે સ્થિતિમાં તે ગમે તેટલો કાળક્ષેપ કરે પણ તે પાછો પડતો નથી એક જીવ ચઢતા ચઢતા મનુષ્ય થયો તો પછી તે તિર્યંચ થઈ શકે નહિ; ગમે તેવા પાપ કરે તોપણ તે મનુષ્ય તો થવાનો જ ત્યા તે સુખદુઃખ પામે તે સર્વ કર્મ પ્રમાણે પામે છે" જૈન શાસ્ત્રકાર આ હકીકતના સબધમા જુદી રીતે વાત કહે છે તેઓ કહે છે કે "વિકાસ અને અપક્રાન્તિ સાથે જ છે. અશુભ કર્મ કરવાથી આ જીવનો પાત થાય છે અને મનુષ્ય મહાપાપી કાર્યો કરે તો પંચેંદ્રિય તિર્યંચ તો શું પણ એકેંદ્રિય જેવી અધમ ગતિમાં પણ ચાલ્યો જાય છે" આ પ્રમાણે જૈન શાસ્ત્રકાર આત્માની હયાતિ અને તેનો કર્મજન્ય વિકાસ, અપક્રાન્તિ અને મોક્ષપ્રાપ્તિ થયે સર્વ કર્મનો નાશ માને છે આત્મામાં અનંત શક્તિ હોવાથી આ સર્વ કાર્ય તે પોતે જ કરે છે. તેને આમા કોઈની મદદ, પ્રેરણા કે ઇચ્છાની જરૂરિયાત રહેતી નથી, પરતુ જે મદદ કે પ્રેરણા થાય છે તે નિમિત્તકારણરૂપ છે; એની પણ કેટલેક અશે આવશ્યકતા છે અને તે હેતુ વડે જ આ ગ્રંથનો

પ્રયાસ છે નિશ્ચય નયે આત્મા કર્મથી નિર્લેપ છે અને તે જ તેનો સ્વભાવ છે. સુવર્ણમાં જેમ સુવર્ણત્વ ત્રણ કાળમાં રહેલુ છે, જ્યારે તે માટીથી વીંટાયલુ ખાણમાં હતુ ત્યારે પણ તેનામાં સુવર્ણત્વ હતુ અને જ્યારે તેની સાથેથી માટી છૂટી પાડી, તપાવીને સાફ કરી, પાસો પાડવામાં આવ્યો ત્યારે પણ તેમાં સુવર્ણત્વ છે જ; તેવી જ રીતે આત્મામાં તેનું શુદ્ધ આત્મત્વ ત્રણ કાળમાં છે, પણ તે અપૂર્વ વીર્ય-સ્ફુરણાથી જ પ્રગટ થાય તેવુ છે. જ્યાં સુધી પ્રગટ ન થાય ત્યાં સુધી ખાણમાં રહેલા સુવર્ણની સાથે તેની સરખામણી કરવી આ જીવનુ શુદ્ધ સ્વરૂપ તે સર્વ કર્મથી મુક્ત થાય ત્યારે પ્રગટ થાય છે. એ દશાને મોક્ષદશા કહેવામાં આવે છે. એ સ્થિતિમાં જીવના મૂળ સ્વભાવ—અનંત જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ અનંત ગુણો—પ્રગટ થાય છે એ સ્થિતિ એક વખત પ્રાપ્ત કર્યા પછી તેમાંથી કોઈનો પાત થતો નથી, કર્મની સાથે ફરી વાર સબંધ થતો નથી અને સસારનાં દુઃખો ફરી વાર ભોગવવાં પડતાં નથી; કારણ કે કારણનો આત્યતિક નાશ થયેલો હોવાથી ફરીને સસારપરિભ્રમણરૂપ કાર્ય નિષ્પન્ન થતું જ નથી આત્માને નિગોદઅવસ્થામાં જે દુઃખો અવ્યક્તપણે ભોગવવાં પડે છે અને નારકી તથા તિર્યચ ગતિમાં વ્યક્તપણે જે દુઃખો ભોગવાવાં પડે છે, તેની સાથે મોક્ષમાં જે અનત અવ્યાબાધ સુખ પ્રાપ્ત થાય છે તેની સરખામણી કરીએ ત્યારે મોક્ષનો મહત્તા સમજાય તેવુ છે. આત્માનો વિકાસ આવી રીતે થાય છે.

**અધ્યાત્મશાસ્ત્રનું સાધ્ય**—આ આત્મા સંબંધી જ્ઞાન મેળવવુ, તેના નિત્યત્વ, અનિત્યત્વ આદિ ધર્મોનો વિચાર કરવો, તેના ગુણોને સમજવા, તેનો અને પુદ્ગલનો સંબધ વિચારવો, પુદ્ગલ અને આત્મામાં બાહ્ય દૃષ્ટિએ જણાતો અભેદ અથવા એકીભાવ સમજવો, તેનુ મૂળસ્વરૂપ યથાસ્થિત આકારમાં સમજવુ, તે સબધનુ અનિત્યત્વ વિચારવુ, જીવનો અને અન્ય સગાંસબધીઓનો સબંધ વિચારવો, તેનુ અનિત્યપણું સમજવુ, ઘર, પૈસા અને બીજી પૌદ્ગલિક વસ્તુઓ સાથેના સંબધની વિચારણા કરવી વગેરે વગેરે અનેક વિષયોનો સમાવેશ અધ્યાત્મશાસ્ત્રમાં થાય છે. ટૂકામાં કહીએ તો, આત્મા સબંધી સીધો વિચાર કરવાનુ સ્થાન અધ્યાત્મશાસ્ત્ર છે એ દ્રવ્યાનુયોગનો પેટાવિષય છે એમ આપણે અગાઉ જોઈ ગયા છીએ. કેટલાક ચાર્વાકો આત્માનુ અસ્તિત્વ જ સ્વીકારતા નથી, તેઓની સાથે અધ્યાત્મ ગ્રથો તકરારમાં ઊતરતા નથી. અધ્યાત્મ ગ્રંથો આત્માનુ અસ્તિત્વ સ્વીકારીને જ આગળ ચાલે છે એના સબધનો વાદવિવાદ કરવાનુ યોગ્ય ક્ષેત્ર તર્ક—ન્યાયના ગ્રથો છે આત્માનુ નાસ્તિત્વ માનવામાં કેટલા હેત્વાભાસો થાય છે, કુદરતના કેટલા આવિર્ભાવો તેથી ખુલાસા થયા વગરના પડી રહે છે વગેરે મુદ્દાઓ પર તર્કશાસ્ત્રની દલીલપુરઃસર વિવાદ ન્યાયગ્રંથોમાં ચાલે છે આ ગ્રથ અધ્યાત્મનો જ હોવાથી આમાં પણ આત્માનું અસ્તિત્વ સ્વીકારીને જ ચાલવાની રીતિનું અનુકરણ કરવામાં આવ્યુ છે આત્મવાદ એટલો લાંબો છે કે ઉપોદ્ઘાતમાં તે લખવા બેસીએ તો ગ્રથગૌરવ બહુ થઈ જાય, તેથી તે છોડી દેવો પડ્યો છે. અહી તો માત્ર એક જ વાત ધ્યાનમાં રાખવાની જરૂર છે અને તે એ છે કે આત્મા વગર આપણે ગતિ કરી શકીએ નહિ, બોલી શકીએ નહિ અને શુભાશુભ ફળોનો અનુભવ કરી શકીએ નહિ છૂટા પડેલા પથ્થરમાં અથવા શુષ્ક કાષ્ઠમાં અને પ્રાણીઓમાં લાગણી સબંધી જે તફાવત છે તે માત્ર આત્માની ગેરહાજરી–હાજરીને લીધે જ છે આ ગૂઢ વિષયમાં અધ્યાત્મ ગ્રંથો પ્રવેશ કરતા નથી, કારણ કે તેમ કરવાની જરૂર જ તેઓને રહેતી નથી. પોતાની નિર્માણ કરેલી હદ ઓળગી આગળ ચાલવુ એ નકામો કાળક્ષેપ છે આત્મવાદ સમજવા યોગ્ય છે; તર્કશાસ્ત્રની રુચિવાળાએ તે ન્યાયના ગ્રથોથી જોઈ લેવો અધ્યાત્મના ગ્રંથોમાં અગાઉ જણાવેલા મુખ્ય વિષયો પર વિસ્તારથી અથવા સક્ષેપથી ઉલ્લેખ કરવામાં આવ્યો હોય છે અને વિષયની યોગ્યતા જોઈને તેની હદ બાંધવામાં આવી હોય છે. તે સર્વ વિષયોનો ઉદ્દેશ આત્મા અને પુદ્ગલનો સંબંધ અને ભેદ બતાવવાનો બહુધા હોય છે. આને અગે પુદ્ગલદ્રવ્યનુ સ્વરૂપ, કર્મપ્રકૃતિનું સ્વરૂપ, તેના

બંધાદિ ચતુષ્ટય (બંધ ઉદય, ઉદીરણા અને સત્તા), તેની આઠ મૂળ અને એકસો અઠ્ઠાવન ઉત્તર-પ્રકૃતિઓ, તેઓનુ જુદે જુદે ગુણસ્થાનકે ઓછાવધતાપણું-વધવાઘટવાપણુ, કર્મનો અને આત્માનો સંબંધ, ઉદયક્રિયા વખતે જીવને થતો ક્લેશ, જુદા જુદા પ્રકારનાં સુખ-દુઃખનાં કારણો, મોહનીય આદિ કર્મોનુ સ્વરૂપ, તેઓની પ્રેરણાથી રમાતો સંસારખેલ, પૌદ્‌ગલિક પદાર્થોનુ અસ્થિરપણુ, સગાસંબંધીઓનુ અશરણપણું વગેરે વગેરે અનેક વિષયો ચર્ચ્યા હોય છે. મુખ્ય વિષયોની સાથે આડકતરી રીતે આ જીવને સંસારથી વૈરાગ્ય થાય, વસ્તુસ્વરૂપ સમજાય અને ભેદજ્ઞાન પ્રાપ્ત થાય તેટલા માટે બીજા અનેક શિક્ષાના વિષયો અધ્યાત્મશાસ્ત્રમાં પણ ચર્ચવામાં આવે છે આ સર્વનો ઉદ્દેશ માત્ર એક જ હોય છે અને તે આત્માને પોતાનુ ખરુ સ્વરૂપ અવરાઈ ગયુ છે તે પ્રસિદ્ધ કરવા તરફ દોરવાનો હોય છે

**ગ્રંથના અધિકારી**—આટલા ઉપરથી અધ્યાત્મ ગ્રંથોના અધિકારી કોણ, એ પ્રશ્નનો પણ નિર્ણય થઈ જાય છે જેઓએ આત્માની હયાતિ સ્વીકારી તેનુ શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરવા નિર્ણય કર્યો હોય, એટલે કે જેને આપણે મુમુક્ષુ જીવો કહીએ છીએ, તેઓ આવા ગ્રંથના પ્રથમ પદે અધિકારી છે અને ખાસ કરીને તેવાઓને જ ઉદ્દેશીને આવા ગ્રંથો લખાય છે સામાન્ય અધિકારીમાં બે વિભાગ છે: જેઓ આત્માનુ અસ્તિત્વ સ્વીકારતા હોય, પણ તેનુ વાસ્તવિક સ્વરૂપ અને તેનો પુદ્‌ગલ સાથેનો સબધ સમજતા ન હોય તેવાઓને રુચિ ઉત્પન્ન કરવા સારુ આવા ગ્રંથો ઠીક કાર્ય બજાવે છે. આવા પ્રાણીઓ આવા પ્રકારના ગ્રંથો વાચી-વિચારી વૈરાગ્યભાવ ધારણ કરે છે અને પરિણામે થોડા વખતમાં પ્રથમ વર્ગમાં દાખલ થઈ શકે છે આવા મનુષ્યો પણ ગ્રંથ વાંચવાના અધિકારી છે બીજા વિભાગમાં ધર્મથી વિમુખ નાસ્તિકો આવે છે તેઓ આવા ગ્રંથના અધિકારી નથી તેઓને આવા ગ્રંથોથી લાભ થવાનો સંભવ બહુ અલ્પ છે તેઓએ ગુરુમુખથી અથવા સ્વતઃ અભ્યાસથી આત્માનુ અસ્તિત્વ, તેનો મોક્ષ અને કર્મનુ સ્વરૂપ પ્રથમ સમજી પછી જ અધ્યાત્મ ગ્રથનો અભ્યાસ કે વાચન કરવુ. આવી રીતે કરેલુ વાચન જ તેઓને અધિકારી બનાવી શકશે

**આવા ગ્રંથની આવશ્યકતા**—હવે આપણે સર્વથી અગત્યના વિષય પર આવીએ છીએ અને તે એ છે કે આવા અધ્યાત્મ-વૈરાગ્ય ગ્રથોની આ જમાનામા કાંઈ જરૂરિયાત છે કે નહિ? અધ્યાત્મ સિવાય દ્રવ્યાનુયોગના વિષયો આડકતરી રીતે આત્મા સાથે સંબધ ધરાવે છે, ત્યારે આત્મા પોતે કોણ છે? તેનુ સ્વરૂપ શું છે? તેનો વિષયકષાયાદિ સાથે સબધ કેવો છે? કેટલા વખત સુધીનો છે? આત્માનુ સાધ્ય શું છે? તે કેમ અને ક્યારે પ્રાપ્ત થાય?—વગેરે બહુ અગત્યના આત્માને લગતા વિષયો અધ્યાત્મ શાસ્ત્ર ચર્ચે છે, તેથી તે આત્માને સીધી રીતે બહુ ઉપયોગી છે ગણિતાનુયોગથી બુદ્ધિ વિકસ્વર થાય છે કથાનુયોગથી થયેલી શ્રદ્ધા દૃઢ થાય છે અને શુદ્ધ ચારિત્રવાનનુ અનુકરણ કરવાની ઇચ્છા થાય છે ચરણકરણાનુયોગથી આત્મા સ્વસ્વરૂપ પ્રાપ્ત કરવાના પ્રયાસમા ઉદ્યમવત થાય છે આ સર્વ બાબતો આત્મિક ઉન્નતિમાં આડકતરો ભાગ ભજવે છે; જ્યારે અધ્યાત્મશાસ્ત્ર તો આત્માને સીધી રીતે ઉપયોગી થાય તેવી વસ્તુઓ અને વસ્તુતત્ત્વો નિરંતર તેના જ્ઞાનચક્ષુની સમીપ રાખી મૂકે છે અધ્યાત્મશાસ્ત્રનો મુખ્ય વિષય વૈરાગ્ય છે. સાંસારિક સર્વ પદાર્થો પરથી રાગને દૂર કરી નાંખવો એ વૈરાગ્યનો મુખ્ય વિષય છે. સાંસારિક પદાર્થોમાં શેનો શેનો સમાવેશ થાય છે, એ વિચાર ઘણી વખત આવે છે. એમાં સર્વ પૌદ્‌ગલિક વસ્તુઓનો સમાવેશ થાય છે આ જીવને એક ઘડિયાળ કે કપાટ કે કાચ જોઈ તે લેવાનુ મન થશે. મળશે તો તેના પર પોલીશ કરાવવાનુ મન થશે પોલીશ થયા પછી કોઈ તેને અડકશે અથવા કોઈ તેને ડાઘો પાડશે તો તેને તે ગમશે નહિ આવી રીતે અજીવ પદાર્થ પર રાગદશાના કારણથી મમત્વ થાય છે. એવી જ રીતે પોતાનાં કપડાં, ઘરેણાં અને ધન ઉપર મમત્વ થાય છે આ મમત્વભાવ એવો સખ્ત હોય છે કે શરીર

પરના મમત્વ કરતાં પણ ઘણીવાર તે વધી જાય છે. ધનના મમત્વથી પ્રાણી ગમે તેવુ દુર્વચન બોલે છે, ગમે તેની સાથે લડે છે, પોતાની સ્તુતિ કરે છે અને ગમે તેવુ અકૃત્ય, અપ્રમાણિકપણુ કે હિંસા કરવામાં પાછી પાની કરતો નથી. આવી જ જાતનુ મમત્વ પોતાનાં પુત્ર, સ્ત્રી અને બીજા સંબંધીઓ પર થાય છે. એને પરિણામે જીવ અનેક પ્રકારનાં નાટકો કરે છે, ચાળા કરે છે અને બાળચેષ્ટા કરે છે. આવી જ જાતનુ પણ સર્વથી વધારે સખત પોતાની જાત પરનું મમત્વ છે. એના મમત્વ ખાતર જીવ માનસિક તેમ જ શારીરિક અનેક ઉપાધિઓ સહન કરે છે. આ મોહ અને મમતાનુ વાસ્તવિક સ્વરૂપ સમજવાની બહુ જરૂર છે. સર્વ પૌદ્ગલિક પદાર્થો પર છે; એને અને આત્માને કોઈ જાતનો સબધ નથી. આત્માને તો તેઓ પરના મમત્વથી ઊલટુ વધારે સહન કરવુ પડે છે, વગેરે વિષયો મનમા સ્ફુટ કરવાની જરૂર છે. તેમ થાય ત્યારે જ સમજાય છે કે આત્મવ્યતિરિક્ત બીજી કોઈ પણ વસ્તુ પર મમત્વ રાખવુ તે તદ્દન મૂર્ખતા છે, સસાર છે, પરિભ્રમણ છે. આ સ્થિતિનુ નામ વૈરાગ્ય કહેવાય છે

**વૈરાગ્યમમત્વ – विगतो रागो यस्मात् विरागः, तस्य भावः वैराग्यः –** એટલે જેનામાંથી રાગ ગયો તે વિરાગ અને તેનો ભાવ તે વૈરાગ્ય. રાગ અને મમત્વ એ પર્યાયવાચી શબ્દો છે, લગભગ એક જ અર્થવાળા છે રાગ-દ્વેષ બહુ જ નિકટ સંબધવાળા હોવાથી આ વિષયમાં જ્યા જ્યાં રાગ શબ્દ આવે ત્યા ત્યાં દ્વેષ શબ્દ સાથે જ સમજી લેવો. આ રાગ પ્રાણીને ખરેખરો ફસાવનાર છે. એનુ દુઃખ એ છે કે રાગ કરતી વખત ઘણી વેળા પ્રાણીને ખબર પડતી નથી કે હુ પૌદ્ગલિકદશામા-વિભાવદશામા-વર્તું છુ ટૂકામા કહીએ તો, રાગ આ જીવને પોતાનો કરીને મારે છે. રાગને તેટલા માટે ઉપમિતિભવ-પ્રપચના કર્તા શ્રીસિદ્ધર્ષિગણિ કેશરીનુ ઉપનામ આપે છે. આ મોહ-મમત્વ-રાગને દૂર કરવાનો ઉદ્દેશ વૈરાગ્યનો હોય છે એ રાગને દૂર કરવાનુ કારણ એક જ છે અને તે એ છે કે આ જીવને સસારમા રખડાવનાર તે છે એને લીધે જીવ વસ્તુસ્વરૂપ યથાર્થ રીતે સમજી શકતો નથી અને બહુ નીચી હદમાં રહી ગોથાં ખાધાં કરે છે. એનો કેફ ચડે છે ત્યારે તો જીવ પોતાના કર્તવ્યાકર્તવ્યનુ ભાન પણ ભૂલી જાય છે. આવી સ્થિતિમા તે બહુ કર્મબધ કરે છે; અને રેંટમાળા તુલ્ય સસાર-અરઘટ્ટઘટીમાં ફર્યા કરે છે. એક ખાડામાંથી બીજામાં અને બીજામાથી ત્રીજામાં એમ રખડતાં તેનો છેડો આવતો નથી એ મમત્વ-રાગ દૂર કરવાનાં સાધનો અનેક હોય છે તેમા મુખ્યત્વે કરીને વસ્તુસ્વરૂપનુ ચિંતવન ( ભાવના ભાવવી વગેરે ) છે અને તે વૈરાગ્ય ગ્રથોમાં અથવા અધ્યાત્મ ગ્રથોમા ખાસ બતાવેલુ હોય છે.

**આધુનિક વાતાવરણ—**આ જમાનાની કેટલીક ખાસિયતો છે વસ્તુસ્વરૂપનુ સંપૂર્ણ જ્ઞાન થતુ નથી અને શિક્ષણ નવીન પદ્ધતિ પ્રમાણે મળે છે, તેથી કેળવાયેલા વર્ગમાંનો મોટો ભાગ મટીરીઍલિસ્ટ ( જડવાદી ) થઈ જાય છે. સ્પેન્સર, મીલ, હેગલ વગેરેના લેખો આ વલણને પુષ્ટિ આપે છે. આવા પ્રકારનુ વલણ ઉન્નતિનો વિરોધ કરનારું છે, કારણ કે જ્યાં આત્માનુ અસ્તિત્વ જ સ્વીકારવામા આવતુ ન હોય ત્યા તેની ઉન્નતિ-અવનતિનો ખ્યાલ જ કયાથી આવે ? આત્મિક જ્ઞાન જ્યારે અનુભવપૂર્વક લેવામાં આવે ત્યારે જ ખરેખરો લાભ કરનાર થઈ પડે છે અને તેવા જ્ઞાનની જ બહુ આવશ્યકતા છે નવીન સંસ્કારવાળાં પ્રાણીઓ તો આ ભવની જંજાળમા એટલાં બધા લપટી જાય છે કે તેઓને પરભવ માટે વિચાર કરવાની ફુરસદ પણ મળતી નથી. કાંઈક જીવનકલહ પણ વધતો ચાલ્યો, તેથી ઉદરપૂરણના વ્યવસાયમાં સવારની સાંજ અને સાંજની સવાર પડી જાય છે. કુદરતના સામાન્ય નિયમ વિરુદ્ધ લાંબા કલાકો સુધી કામ કરવુ પડે છે અને વરસના બાર માસમા એક-બે માસ પણ નિવૃત્તિ મળી શકતી નથી. આવી રીતે પચાસ-પોણોસો વરસની જિંદગી પૂર્ણ થાય છે અને કોઈ પણ પ્રકારનુ સાધ્ય સાધ્યા વગર જિંદગીનો છેડો આવે છે. મોટાં શહેરોમાં આ સ્થિતિ આપણે ખાસ જોઈએ છીએ. નાના શહેરોનુ વલણ પણ તેવુ થતુ જાય છે;

જ્યારે ગામડામા આળસનુ સામ્રાજ્ય ચાલતુ હોવાથી ત્યાં પણ આત્મિક ઉન્નતિ બહુ ઓછી થાય છે આં પ્રમાણે કેળવાયેલા માણસોને આત્મિક જ્ઞાન મેળવવાના માનસિક અને સ્થૂળ પ્રસગો ઓછા થતા જાય છે એ સ્પષ્ટ હકીકત છે તેઓને વસ્તુસ્વરૂપના જ્ઞાનની બહુ જરૂર છે જેઓ કેળવાયલા હોઈ નિયમ પ્રમાણે કામ કરનારા હોય છે, તેઓને કોઈ પણ ઉપયોગી બાબત માત્ર સમજાવવાની જ જરૂર રહે છે તેઓના ખ્યાલમાં આવે કે, આત્મિક જ્ઞાન મેળવવાની જરૂર છે તો પછી ગમે તેટલી અગવડે પણ તેઓ તે માટે વખત મેળવે જ આ વર્ગને તેટલા માટે વૈરાગ્ય ગ્રંથોમાં આપેલો વસ્તુસ્વરૂપનો બોધ બહુ જ ઉપયોગી છે

**વર્તમાન પરિસ્થિતિ**—સામાન્ય રીતે જોઈએ તો હમણાં સાધનોની બહુ તગી જણાય છે સામાન્ય લોકોનુ વલણ મહેનત કરવા તરફ હોતુ નથી અને તેઓને મોજશોખ બહુ પ્રિય હોય છે. આ બાબતના અપવાદભૂત કેટલાક માણસો હોય છે, પણ જેઓ મોજશોખમાં પડે છે તેઓ મોજશોખનુ સ્વરૂપ સમજતા નથી પૌદ્‌ગલિક ભાવની ગૃદ્ધિ નકામી અને ખોટી છે, એ સમજવા માટે તેઓ સારુ આવા ગ્રથોની બહુ જરૂર છે. બીજું, મહેનત ઓછી કરનારને પોતાની ભાષામાં સરળ અને સમજી શકાય તેવી રીતે બોધ આપ્યો હોય તો જ તે ગ્રથ જોવાનો વિચાર કરે તેમ છે તેથી તેવાઓ માટે ભાષામા અમુક સાધ્ય લક્ષ્યમાં રાખી આ ગ્રંથ અને તેના વિવેચનમાં વૈરાગ્ય વિષય બતાવ્યો છે. ધનવાનો ધનનુ ઉપાર્જન અને રક્ષણ એટલી બધી ચોકસાઈથી કરવામા તત્પર રહે છે કે ધનનુ વાસ્તવિક સ્વરૂપ શુ છે? તે કોનું છે? અને કયાં સુધીનું છે?—એ સર્વ વાત ભૂલી જાય છે. આવો ધનવાનોનો વર્ગ આગલા જમાનામાં પણ હતો અને તેઓ ઘણીવાર ધનના વિચારમાં જ જિંદગી પસાર કરતા. તેથી ધનવાનોના સબધમાં અધ્યાત્મ ગ્રથોની ઉપયોગિતા અગાઉ પણ હતી અને અધુના પણ છે ગરીબ અને ધનવાનો વચ્ચેનો તફાવત અને અંતર વધતું જાય છે. અને મિલ વગેરે ઉદ્યોગો વધશે તેમ તે વધતુ જશે. આવા સમયમાં ગરીબ માણસોને તો આખી જિંદગી સુધી રળવા છતાં ઉદરનિર્વાહ પૂરતુ મેળવવાની પણ મુશ્કેલી પડે છે. એવાં પ્રાણીઓને વૈરાગ્યનો વિષય બહુ લાભ કરી શકે વૈરાગ્યના વિષયમા ખાસ ધ્યાન રાખવાનું એ છે કે તે દુનિયાથી સર્વ પ્રકારનો વિરાગ લાવી તેને ત્યાગ કરવાનો જ ઉપદેશ આપતો નથી, પણ જેટલો બને તેટલો આસક્તિભાવ ઓછો કરવાનો ખાસ ઉપદેશ આપે છે. પૌદ્‌ગલિક ભાવ સજોગોને લીધે છોડી શકાય તેમ ન જ હોય તો પછી તેમાં ગૃદ્ધિ ઓછી રાખવી એ ખાસ કર્તવ્ય છે આ ભવમાં જ બધું સુખ ભોગવી લેવાનો જ્યા ઉપદેશ મળતો હોય, શિક્ષણ મળતુ હોય અને વર્તન જોવામા આવતુ હોય, ત્યા સુખનું વાસ્તવિક સ્વરૂપ, પુણ્યપાપનાં કારણો, ભવાંતરમા તેના પરિણામો અને અત્ર કરવા યોગ્ય ખાસ કર્તવ્યોની સમજ આપવી એ અધ્યાત્મ ગ્રથોએ કરવાની બહુ અગત્યની સેવા છે. હકીકત એમ છે કે ઘણાખરા માણસો સસારનો સર્વથા ત્યાગ કરી શકતા નથી અને ધન, સ્ત્રી, પુત્રાદિ પર બહુ મમત્વ રાખે છે. દુનિયાના અનુભવીઓને આ હકીકતમાં નવીન કાંઈ પણ લાગે તેવુ નથી મમત્વ કેટલી હદ સુધી કામ કરે છે એનો ચિતાર આપતાં એક વિદ્વાન માણસે કહ્યું હતુ કે "જો મોક્ષનાં ગાડાં બધાતા હોય અને ગાડાવાળો બે રૂપિયા માગે તો આ જીવ તેની સાથે ખેચતાણ કરી ભાવ ઓછો કરવાનો પ્રયાસ કરે, રૂપિયો સવારૂપિયો આપવાની વાત કરે, અને જો ઓછુ બેસે તે ખરચી વધારો બાળબચ્ચાં માટે મૂકી જવા ઇચ્છે" સ્થિતિ આ પ્રમાણે છે અને આપણે પોતે તે દરરોજ અનુભવીએ છીએ, ત્યારે એ ધનનુ સ્વરૂપ કાંઈક સમજાય, કાંઈક ગૃદ્ધિ ઓછી થાય, કાંઈક આસક્તિ ઘટે અને કાંઈક આત્માનું સત્ય સ્વરૂપ પ્રગટ કરવા ઇચ્છા થાય એવાં સાધનો યોજવાની બહુ જ આવશ્યકતા લાગે છે ચાલુ સમયમાં આ આવશ્યકતા બહુ આકરા સ્વરૂપમાં આપણી સમક્ષ આવી પડેલી છે, કારણ કે સાધ્યબિંદુ ધાર્મિક તત્ત્વચિંતવનનું રહી શકે તેમ નથી જીવનના સખ્ત કલહો અને ભાવનાઓનુ વૈચિત્ર્ય એ આ કાળના મુખ્ય જુદાં પડતાં લક્ષણો છે. આપણી ભાવના કાંઈક આધિ-

ભૌતિક, કાઈક રાજકીય, કાંઈક ઇંદ્રિયાર્થરત અને કાઈક ઢગવડા વગરની થઈ પડી છે એમ સમજીએ માને છે, બોલે છે અને અમુક અપેક્ષાએ તેથી દિલગીર બહુ થાય છે. આવા સમયમા અધ્યાત્મના ગ્રથો બહુ લાભ કરી શકે છે

**લક્ષ્યસ્પષ્ટતાની જરૂર**—આપણી ભાવનાની (અથવા લક્ષ્યાર્થની) સ્પષ્ટતા નથી એ હકીકત જરા સ્ફુટ રીતે સમજવાની જરૂર છે ભાવના, જેને ઇંગ્લિશમાં Ideal કહે છે, તે દરેક મનુષ્યે સ્પષ્ટ રાખવી જોઈએ જેવી ભાવના રાખવામાં આવે તેવા થવાનો સર્વ પ્રાણીઓનો ઉદ્દેશ હોય છે અને તેમાં જેટલે અ શે અસ્થિરપણુ અથવા અચોક્કસપણુ હોય છે તેટલે અ શે તે ગોથાં ખાધાં કરે છે આ જીવનનો હેતુ શો છે ? જન્મવુ, ધૂળમાં રગદોળાવુ, સ્તનપાન કરવુ, અભ્યાસ કરવો, ધન કમાવુ, પરણવું, મોજશોખ કરવા અને મરી જવુ—એ તો સામાન્ય વાત થઈ જીવનનો મહાન હેતુ શો છે એ વિચારી તદનુસાર ભાવના–ભાવનામૂર્તિ નિર્માણ કરવી જોઈએ એ મૂર્તિ નિર્માણ થાય ત્યારે પછી તે મૂર્તિના વર્તન પ્રમાણે અનુકરણ થાય છે આવી જાતનો વિચાર કરવાનુ આ જમાનામા બનતુ નથી અથવા બહુ અલ્પ બને છે, તેથી જાગૃતિ લાવવાની ઘણી આવશ્યકતા છે. એવા સમયમાં આવા પ્રકારના ગ્રથો બહુ લાભ કરી શકે છે. આવા ગ્રથો જીવને આક્ષેપ કરી, મૃદુતાથી બોલી, સમજાવી અનેક પ્રકારનો સત્ય ઉપદેશ આપે છે. આવો ઉપદેશ બહુ સારી રીતે તો સત્સગથી પ્રાપ્ત થાય જેઓ વસ્તુસ્વરૂપ ઓળખી તેનાથી વિરામ પામી આત્મિક ઉન્નતિ કરવામા જ જીવન પસાર કરતા હોય તેઓની પાસે બેસી સત્ય સ્વરૂપ સમજવાની બહુ જરૂર છે સત્સગનો મહિમા બહુ છે. જેઓમાં ગુણ ઉત્પન્ન થયો હોય તેઓ જ ગુણનો વાસ્તવિક બોધ કરી શકે અને ખરેખરી અસર પણ તેઓના બોધથી જ થાય દાખલા તરીકે, જે પ્રાણીઓમાં સમતાગુણ પ્રાપ્ત થયો હોય છે અને તે ગુણને જેઓએ ખીલવ્યો હોય છે, તેઓના સંબધમા માત્ર અડધો કલાક આવીએ છીએ ત્યારે અ તરાત્મા જે અનિર્વચનીય સુખ અનુભવે છે અને જે આત્મિક આનદ થાય છે તે અતીવ છે, મહાન છે, અવર્ણનીય છે. આવા મહાત્માઓની નિરંતર સેવા કરવાનુ બને તો તો થોડા વખતમાં કાર્ય સિદ્ધ થઈ જાય, પરતુ એ સબધમાં આ કાળમાં બે જાતની અગવડ આવે છે : આવા મહાત્માઓ બહુ થોડા છે અને તેનો લાભ લેનારાઓને અવકાશ પણ અલ્પ હોય છે બાહ્ય દેખાવનુ કામ એટલુ બધુ વધી ગયુ છે કે સાચા મહાત્મા કોણ છે ? અને ક્યા છે ? એ બહુ વિકટ પ્રશ્નો છે અને તેનો નિર્ણય કરવા જેઓને અવકાશ અને ઇચ્છા છે, તે તો તેમને કદાચ શોધતા હશે અને તેનો લાભ લેતા હશે, પણ મોટે ભાગે આ સબધમા કાંઈ થઈ શકતુ નથી વ્યવસાયી માણસોને તેટલા માટે પુસ્તકસગ પણ સત્સગ જેટલો જ લાભ આપે છે; માત્ર શરત એટલી હોવી જોઈએ કે તેણે વાચન કર્યા બાદ મનન કરવુ જોઈએ. અગાઉના કાળમા પ્રાકૃત માણસોમાં વાચનબળ અલ્પ હતુ અને તેનાં સાધનો પણ બહુ અલ્પ હતાં, તેથી પુસ્તકસગ બહુ અલ્પ બનતો; તે વિષયમા હાલમાં પ્રાથમિક કેળવણીના વિશેષ પ્રચાર અને મુદ્રણકળાને લીધે સગવડ વિશેષ થયેલી હોવાથી આવા ગ્રથોની આવશ્યકતા ઉત્પન્ન થઈ છે, એટલુ જ નહિ પણ તે આત્મિક વિષયની એક મોટી ખોટ પૂરી પાડનાર સાધન થઈ પડે એમ લાગે છે. ઉપર પ્રમાણે આવા ગ્રથોની આવશ્યકતા સિદ્ધ કર્યા બાદ હવે વૈરાગ્ય અને અધ્યાત્મના વિષય પર કાંઈક વિચાર કરીએ.

# વૈરાગ્ય

**વિચારકર્તવ્ય**—વૈરાગ્યના વિષયનો મુખ્ય ઉદ્દેશ સ્વવસ્તુ ઓળખવાનો, તેના પર પ્રેમ ઉત્પન્ન કરાવવાનો અને પરવસ્તુ કઈ છે તેને શોધી તેની સાથેનો સબધ ઓછો કરાવી ધીમે ધીમે તે તોડી નખાવવાનો છે. વસ્તુ પોતાની કઈ છે અને પારકી કઈ છે, એ સબંધમાં બહુ બહુ વિચાર કરવાની જરૂર છે આપણે ચાલુ વ્યવહાર ઉપર આધાર રાખી શરીર, ધન કે સ્ત્રીપુત્રાદિકને પોતાના માનીએ છીએ, આ સર્વનું વાસ્તવિક સ્વરૂપ કેવુ છે ? તેઓનો અને આ જીવનો સંબધ કેવો છે ? કેટલો છે ? કેટલા વખત સુધીનો છે ? શા કારણોથી ઉત્પન્ન થયેલો છે ?—એ સર્વ વિચારો અધ્યાત્મના ગ્રથોમાં વૈરાગ્ય ઉત્પન્ન કરાવવાના હેતુથી બહુ મક્કમપણે, પુનરુક્તિ કરીને પણ, વારંવાર ચર્ચેલા હોય છે. વૈરાગ્યનો અર્થ જ ઉદાસીનતા છે સાસારિક સર્વ વસ્તુઓ અને સબધીઓનુ વાસ્તવિક સ્વરૂપ બતાવી તેઓને 'પર' તરીકે ઓળખાવવામા આવે છે તેઓ આપણા નથી, આપણે તેઓના નથી, તેઓ સાથેનો સંબધ આકસ્મિક છે, થોડા વખતનો છે અને પરિણામે નિઃસંશય વિયોગ કરાવનારો છે. આ રીતિએ પરવસ્તુ પર ઉદાસીનતા ઉત્પન્ન કરવામા આવે છે હવે આ સર્વમાં વાસ્તવિક શુ છે તે વિચારવા યોગ્ય છે. હજારોના ખરચથી બધાવેલા મહેલો નાશ પામે છે, નાશ પામવાની સ્થિતિ પ્રાપ્ત થાય તે પહેલાં તેનો બધાવનાર ચાલ્યો જાય છે, તે ક્યાં ગયો તે કોઈ જાણી શકતુ નથી પરમ પ્રિય મિત્રો, પ્રાણાધિક પત્ની, જીવથી વહાલો પુત્ર, પુત્રપ્રેમી પિતા અને વાત્સલ્યભરપૂર માતા જ્યારે સસાર છોડીને ચાલ્યા જાય છે ત્યારે ગયા પછી પાછા તેઓ મિત્ર, પતિ, પિતા કે પુત્રનું શું થયુ તેની સંભાળ લેવા પણ આવતાં નથી. આ હકીકત જીવોના સ્નેહસંબંધની વિચિત્રતા અને અસ્થિરતા બતાવે છે. આવા પ્રકારનો વૈરાગ્યભાવ ઉત્પન્ન કરવાનો જ મુખ્ય ઉદ્દેશ આખા ગ્રંથનો હોવાથી તે પર વિવેચન કરવાની જરૂર નથી. માત્ર અત્ર કહેવાનું એ છે કે વૈરાગ્યનો વિષય પર વસ્તુઓ સાથેનો સબધ તેના યથાસ્થિત સ્વરૂપમાં બતાવી તેના પર લાગેલુ ખોટું મમત્વ ત્યાગ કરવાનું શીખવે છે. આ મમત્વ ત્યાગ કરવાનુ કાંઈ અકારણ કહેવામાં આવતું નથી, સકારણ કહેવામાં આવે છે. ખરી વાત એ છે કે આ જીવને સસારમા રઝળાવનાર મમત્વભાવ જ છે. જેને આ જીવ પોતાનાં માને છે, જે વસ્તુઓને પોતાની માને છે, તે વસ્તુતઃ તેમ નથી. તેઓનો અને આ જીવનો સંબધ અનિત્ય છે નજીકમા નજીકના સ્નેહીઓ ચાલ્યા જાય છે, પ્રિયમા પ્રિય સ્ત્રી દૂર નાસી જાય છે, વહાલામા વહાલી વસ્તુ ભાગી જાય છે, તૂટી જાય છે, ખસી જાય છે—એ સર્વનું કારણ શું ? જે પોતાની વસ્તુ હોય તે કોઈ દિવસ પોતાની નથી એમ થવુ ન જોઈએ. આ વાતમા કોઈના બે મત પડે તેમ નથી; છતા આપણે જોઈએ છીએ કે પોતાની માનેલી વસ્તુઓ પોતાની મટી જાય છે અને હમેશને માટે ક્લેશ આપે છે. ત્યારે પોતાનુ શુ છે તે સમજવાનો પ્રયાસ કરતાં પ્રથમ તો એમ જણાય છે કે જે વસ્તુઓને પોતાની માનવામાં આવે છે તે વાસ્તવિક પોતાની નથી; અને બીજું એમ જણાય છે કે પોતાની વસ્તુઓ કઈ છે તેને આ જીવ હજુ બરાબર ઓળખતો નથી. જો આ સ્વરૂપ સમજવામા આવે તો બહુ લાભ થાય, કારણ કે પોતાનું શુ છે અને શું નથી એ સ્પષ્ટ સમજાઈ જાય તો પોતાનું જે હોય તે પ્રગટ કરવા—જાળવવા પ્રયાસ થાય; એમ થતાં સાધ્ય પણ સ્પષ્ટ થાય અને સાધ્ય સ્પષ્ટ થાય તો પ્રયાસ પણ યોગ્ય રીતે યોગ્ય દિશામા પૂર્ણ જોશ સાથે કરાય. અત્યારે તો સાધ્યના ધડા વગર નકામો પ્રયાસ બહુ થાય છે અને તેના પરિણામે જે પોતાનુ નથી, તે સવિશેષપણે મેળવાય છે. પોતાનુ અને પારકું સમજવાના જ્ઞાનને જૈન પરિભાષામા **ભેદજ્ઞાન** કહેવામાં આવે છે. એ ભેદજ્ઞાન મેળવવાની બહુ જ જરૂર છે અને સમજાય તો તદનુસાર વર્તન કરવાની પણ તેટલી જ જરૂર છે. એકલા સમજવાથી બહુ લાભ નથી, પણ સમજીને ક્રિયા કરવાની—જ્ઞાનને વર્તનમાં મૂકવાની—બહુ જ જરૂર છે. આ

જ્ઞાનક્રિયાથી સાધ્ય પ્રાપ્ત થાય છે એ સાધ્ય શું છે ? એ વિચાર કરવા પહેલાં એટલું જાણવાની જરૂર છે કે વૈરાગ્યનો વિષય ઉક્ત ભેદજ્ઞાનનું કારણ અને કાર્ય બન્ને છે જ્યારે વૈરાગ્યના વિષયમા પ્રવેશ થાય, તેનાથી જીવનું સ્વરૂપ, સગાંસ્નેહીનું સ્વરૂપ, પ્રિય વસ્તુઓ, ઘર, ઘરેણાં, ફરનીચરનું સ્વરૂપ અને તે સર્વની સાથેનો જીવનો સબંધ સમજાય ત્યારે ભેદજ્ઞાન થાય છે અને ભેદજ્ઞાન થાય ત્યારે તે સર્વ ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થાય છે

**સાક્ષીભાવ**—જે જીવને વસ્તુસ્વરૂપ સમજવાથી ભેદજ્ઞાન થાય છે તેને એક મહાન તત્ત્વ પ્રાપ્ત થાય છે: તેનું વર્તન બહુ ઊંચા પ્રકારનું થઈ જાય છે, તે સંસારના કાર્યોમાં ફોગટ પડતો નથી, પડે તો તેમાં બહુ જીવ ઘાલતો નથી, પણ નિરંતર તેથી દૂર ને દૂર રહેવા ઇચ્છે છે ટૂંકામા કહીએ તો, વેદાંતીઓ જેને 'સાક્ષીભાવ' કહે છે તેને મળતી અતિ ઉદાત્ત સ્થિતિને પ્રાપ્ત કરે છે. આવી સ્થિતિમા આવ્યા પછી કેટલાક સંયોગોને લીધે કદાચ તેને વ્યવહારમા રહેવું પડે તો તેના અંતઃકરણમા તેવા મિથ્યા વ્યવહાર પર આસક્તિ હોતી નથી, ગૃદ્ધિ હોતી નથી, એકતા હોતી નથી ઉપરથી સર્વ કાર્યો તે કરે છે, પણ પોતાનું માનીને કોઈ કાર્ય કરતો નથી, અને જેમ કારાગ્રહમા રહેલો પ્રાણી તેમાંથી છૂટવાની ઇચ્છા કર્યા કરે છે તેમ તે સંસારરૂપી કારાગૃહભૂમિમાંથી દૂર ખસી જઈ આત્મિક ભૂમિમાં પ્રવાસ કરવાની હોંશ રાખ્યા કરે છે અને જ્યાં સુધી તે ભૂમિ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી અવિશ્રાન્તપણે પુરુષાર્થ કર્યા કરે છે

**સાધ્યનો ખ્યાલ**—આ સાધ્ય શુ છે તે પણ હવે જોવુ જોઈએ એ વાતનો નિર્ણય છે કે સર્વ પ્રાણીને સુખ પ્રિય છે અને દુઃખ અપ્રિય છે. સુખ માટે જેટલો પ્રયાસ કરવો પડે તેટલો આ જીવ કરે છે અને દુઃખથી દૂર રહેવા માટે પણ બનતી કોશિશ કરે છે જેઓ વિશેષ સમજ્યા ન હોય તેઓ ગમે તેટલા અભણ હોય તોપણ સુખને સાધ્ય માને છે. સાધ્ય સર્વ પ્રાણીઓનું એક જ છે: માત્ર તેને ઓળખવામા જ્ઞાનની કસોટીની જરૂર છે કેટલાક જીવો સ્ત્રીસૌંદર્યના ઉપભોગમા, કેટલાક પુત્રના પ્રેમમા, કેટલાક ધનના ભંડારમા, કેટલાક સુંદર મહેલોમા, કેટલાક સારા બાગબગીચામાં, કેટલાક સુંદર ફરનીચરમાં અને કેટલાક મનહર ગાડીઘોડામાં સુખ માને છે; કેટલાક પરોપકારનાં કાર્યો કરી, દેશસેવા, કોમસેવા, મનુષ્યસેવા કે પ્રાણીસેવા કરી અથવા તન્નિમિત્તે ધન ખરચી તેમાં સુખ માને છે; કેટલાક પ્રેમ ખાતર પોતાની જાતનો ભોગ આપી દે છે, કેટલાક પોતાની જાતને તપ, જપ, ધ્યાનમા વાપરી સંતોષ પામે છે; કેટલાક વાચન, મનન, નિદિધ્યાસનમાં સમય ગાળી જ્યારે તે વિષયમાં રમણ કરતા હોય છે ત્યારે અત્યંત સુખ અનુભવે છે; કેટલાક પ્રાપ્ત થયેલ ઇંદ્રિયના ભોગોનો અસ્વીકાર કરી તેના ત્યાગમા સુખ માને છે. આવી રીતે જુદી જુદી બાબતમાં સુખ માનવામા આવે છે આ સુખનું વાસ્તવિક સ્વરૂપ આ જીવ સમજતો નથી તેથી, ઉપર જણાવ્યુ તેમ, કેટલાક સાચી બાબતમા અને કેટલાક ખોટી બાબતમા સુખ માને છે અધ્યાત્મ ગ્રંથો આવા પ્રાણીઓને કહે છે કે તમે સુખ મેળવવાની ઇચ્છા કરો તે પહેલાં ખરું સુખ શું છે અને તે ક્યાં મળે તેમ છે, તેનો ખ્યાલ કરો, અભ્યાસ કરો, વિચાર કરો; એક વખત સાધ્ય નક્કી કરીને પછી આગળ ચાલો બહુધા એમ બને છે કે સત્ય હકીકતને અભાવે આ જીવ તાત્કાલિક પૌદ્ગલિક દૃષ્ટ સુખમા સંતોષ માની પરિણામે તેથી થતા લાભાલાભ તરફ દૃષ્ટિ રાખી શકતો નથી. વળી, સુખ એ શુભ કર્મનો ઉદય છે અને એકઠી કરેલી જમે પૂંજીનો વ્યય છે; જ્યારે વાસ્તવિક રીતે તો તે પણ આનંદ નથી: આ વાત સમતાનું સુખ સમજે ત્યારે લક્ષ્યમાં આવે છે.

**ખરા સુખની વાનગી**—મોક્ષ એ એવા પ્રકારનું સુખ છે કે જે સુખ પછી દુઃખ કદી પણ આવતું જ નથી વળી, ત્યાં પૌદ્ગલિક નહિ પણ આત્મિક આનંદ નિરંતર છે એ સ્થિતિમા અત્ર માની લીધેલ સુખ, જે સોનાની બેડી જેવાં છે અને દુઃખો, જે લોઢાની હેડ જેવા છે, તે નથી આ મોક્ષ આપણુ પરમ સાધ્ય હોવુ જોઈએ, અને એ મેળવવા માટે ગમે તેટલો પ્રયાસ કરવો પડતો હોય તોપણ તે

કરવો જોઈએ એનાં કારણ બહુ વિચારવા યોગ્ય છે આપણે શુભ કાર્યો કરીએ છીએ દાન, જ્ઞાન, ક્રિયા, દમ વગેરેનો હેતુ શો ? કોઈ કહેશે કે જનહિત જનહિત કરવાનો હેતુ શો ? આ પ્રમાણે સવાલો પૂછતાં પૂછતાં છેવટે મોક્ષ પ્રાપ્ત કરવાનો હેતુ જ આવશે આત્મા સર્વ વ્યાવહારિક ઉપાધિઓથી મુક્રાઈ સ્થિરતામા રહે એ સ્થિતિ પ્રાપ્ત કરવાનુ સર્વનું અતિમ સાધ્ય છે અને તેને માટે જ સર્વ પ્રયાસ છે અથવા હોવા જોઈએ. તાત્કાલિક સુખમા રાચેલો જીવ મોક્ષસુખનો અનુભવ સમજે નહિ, કલ્પી શકે નહિ અને તે પ્રાપ્ત કરવાને લલચાય નહિ, તેટલા માટે એ સુખનું સ્વરૂપ બતાવવા વૈરાગ્યના ગ્રથો પ્રયાસ કરે છે. તેઓ પ્રથમ સમતાનું સ્વરૂપ બતાવી જીવને સમજાવે છે કે, સ્વર્ગસુખ અને મોક્ષસુખ તો દૂર રહેલાં છે, પણ તારે જો તેની વાનકી જોવી હોય તો સમતાસુખમાં જોઈ લે. આ વૈરાગ્યનો વિષય વસ્તુસ્વરૂપ અને પ્રાણીઓનો અરસપરસ સબંધ તેમ જ આ જીવનાં આચાર, વ્યવહાર, વર્તન વગેરે બાબતો બહુ ઊડા આશયથી અને સ્પષ્ટ રીતે બતાવે છે તે વિષયમા મુખ્ય પેટાવિષયો કયા કયા આવે છે તે જોઈએ

**પ્રેમાદિભાવવિચારણા**—પુત્ર, પ્રિયા, પૈસા અને શરીરનો પ્રેમ શી ચીજ છે અને તે કેટલો અને કેવો લાભ કે હાનિકર્તા છે એ વૈરાગ્યના વિષયમાં બહુ ઉત્તમ રીતે બતાવેલું હોય છે. એ સિવાય મન અને કર્મગ્રહણનો સબધ, ચિત્તદમનની જરૂરિયાત, તેથી થતો મહાન લાભ, કષાયોનુ સ્વરૂપ, વિષયપ્રમાદ વગેરેની રચના ઇત્યાદિ અનેક વિષયો ચર્ચવામાં આવે છે આ સર્વનો હેતુ એક જ છે અને તે એ છે કે વસ્તુસ્વરૂપ બરાબર ઓળખી સ્વવસ્તુ ઉપર દૃઢ ચિત્ત લગાડવુ અને તેને પ્રગટ કરવી અને તેની સાથે જ પરવસ્તુનુ સ્વરૂપ સમજી તેનો બની શકે તે પ્રમાણમાં ત્યાગ કરવો અને ન બની શકે તે સંબધમાં વિચાર ચલાવી યોગ્ય પ્રયાસ કરવો અને ધીમે ધીમે તેનો પણ ત્યાગ કરવો વૈરાગ્યના વિષયનો આ હેતુ છે, આ તેનુ લક્ષણ છે અને આ તેનુ અંતિમ સાધ્ય છે. આ વિષયની પુષ્ટિમાં અને અંતિમ સાધ્ય પ્રાપ્ત કરવાની શિક્ષા આપતાં બીજી અનેક પ્રકારની વ્યવહારુ અને ધાર્મિક શિક્ષાઓ આવી પડે છે વૈરાગ્યનો વિષય એટલો વિસ્તૃત છે કે તેનો સંબંધ આપણી જિંદગીના નાનામોટા સર્વ બનાવો સાથે હોય છે આ હકીકતને લઈને એ વિષયની વિશાળતા બહુ રહે છે એક બાબત ખાસ ધ્યાન આપવા જેવી છે અને તે અનુભવથી સમજાય તેવી છે : તે એ છે કે વૈરાગ્યના કોઈ પણ વિષય ઉપર વિચાર ચલાવતા જે આનદ અતરાત્મા અનુભવે છે તે અપૂર્વ છે અને તેથી સમજાય છે કે આત્માને પ્રાપ્તવ્ય સ્થિતિ તો એ જ છે માત્ર પ્રકૃતિસંબધને લીધે આ જીવ બીજી સ્થિતિઓ અનુભવે છે અને કોઈવાર પરવસ્તુઓના સબધથી આનદ પામે છે આપણે એક વાતનો વિચાર કરતાં ગૂંચવાતા હોઈએ અને તે વાતનો નિર્ણય થાય— એક ગણિતનુ મોટુ મનોયત્ન કરતા હોઈએ અને દાખલો થઈ જાય, એક પુસ્તક વાચતા હોઈએ અને તેમાથી કોઈ મહાન સત્ય સમજાઈ જાય અથવા જાણવામા આવે—તે વખતે બહુ આનદ થાય છે ને સુખ મળ્યુ લાગે છે એ સ્થિતિ ખરેખરી સમજવા યોગ્ય છે; તેને Conscious satisfaction એટલે આત્મિક સંતોષ કહે છે આ સ્થિતિ પ્રાપ્ત કરવી એ વૈરાગ્યના વિષયનુ સાધ્ય છે અને હમેશને માટે ( અવિનાશી ) પ્રાપ્ત કરવી એ પરમ સાધ્ય છે આ કારણને લીધે વૈરાગ્યના વિષયની મહત્તા બહુ છે અધ્યાત્મશાસ્ત્રનો ઉદ્દેશ વૈરાગ્ય ઉત્પન્ન કરવાનો જ છે સાંસારિક ભાવો તરફ જેનો આ જીવને વૈરાગ્ય થાય તે આત્મિક જાગૃતિ સાથે જ થાય છે, તેથી અધ્યાત્મ ગ્રથો વૈરાગ્યના વિષયને જ પુષ્ટિ આપે છે વૈરાગ્યના વિષયને આથી શો સંબધ છે તે સમજાયુ હશે એ બન્નેનો સબધ છે એમ કહેવુ તેના કરતા તેઓ એકબીજાન અંગ છે એમ કહેવુ વધારે યોગ્ય થઈ પડશે આત્મા સંબધી વિચાર કરનાર અધ્યાત્મશાસ્ત્ર આત્માને અનાદિ સંબધથી થયેલા ખોટા પ્રેમ અને મમત્વથી દૂર હઠાવી તે પરની પ્રીતિનો નાશ કરવા કહે છે, જે બીજા શબ્દોમાં કહીએ તો વૈરાગ્ય છે.

**ડોળઘાલુની વિપુલતા**—આની સાથે એક હકીકત પર ખાસ ધ્યાન ખેંચવાની આવશ્યકતા છે. આ કાળમાં વૈરાગ્યના વિષયના ઉપદેશની જરૂરિયાત છે, તે સાથે વૈરાગ્ય-અધ્યાત્મનો ડોળ ઘાલનારાઓ બહુ હોય છે, એ ખાસ ધ્યાનમાં રાખવાનુ છે મોઢેથી 'હે ચેતન ! હે ચેતન !' કરવુ અને જીવનના કોઈ ભાગમાં વ્યવસ્થા નહિ, સરખાઈ નહિ, વિવેક નહિ, વ્યવહારશુદ્ધિ નહિ, એ તેઓનુ સ્વરૂપ ઘણું જ ધિક્કારવા યોગ્ય છે અધ્યાત્મનુ મુખ્ય સ્વરૂપ વર્તનમા પ્રકટ થવુ જોઈએ આત્મા, પરભવ, વૈરાગ્ય વગેરે બાબતોમાં મોટી મોટી વાત કરવી એ બહુ સહેલુ છે. જૈનધર્મનું સામાન્ય સ્વરૂપ સમજનાર પણ તેવી વાતો કરી શકે છે; પણ આવી માત્ર વાતોથી ખાસ લાભ નથી અને ઘણીવાર હાનિનો સંભવ છે. હાનિ એમ થાય છે કે વાત કરનારા પોતે વાતો કરવામાં જ સંપૂર્ણતા સમજે છે. આથી અધ્યાત્મજ્ઞાનને અગે થવી જોઈતી આત્મિક ઉન્નતિ થતી નથી. અને ઘણીખરી વાર તો તેને સ્થાને દંભ-માયા-કપટ-બાહ્ય દેખાવ નામનો દુર્ગુણ પ્રવેશ કરે છે અથવા તેને માર્ગ આપે છે તેઓનો વિકાસ બહુ ધીમો થાય અને ઘણી વાર તો અપક્રાંતિ થાય છે. અધ્યાત્મી હોવાનો ડોળ ઘાલવાનું મન થવાનાં બહુ કારણો છે. દુનિયામાં ઘણાખરા માણસો પ્રાકૃત વ્યવહારમાં મધ્યમ હોઈ પ્રવાહ પર કે કનિષ્ટ પ્રવાહ પર જ વહેતા હોય છે; છતાં જનસ્વભાવની એક ખાસિયત છે કે આત્મિક ગુણ પ્રકટ કરનાર અથવા પ્રકટ કરવાની વાતો કરનારને તેઓ બહુ માન આપે છે, તેના તરફ પૂજ્યબુદ્ધિથી જુએ છે અને તેના સબંધમાં ઉચ્ચ વિશેષણોથી વાત કરે છે. વગર કિંમતે પ્રાપ્ત થતી આવી સ્થિતિ પ્રાપ્ત કરવાની ઇચ્છા કેટલીક વાર ઇરાદાપૂર્વક ઉત્પન્ન થાય છે અને કેટલીક વાર અજાણપણે એવો ડોળ ઘાલવાની વૃત્તિ ઉદ્ભવે છે આ બન્ને પ્રકારના આવિર્ભાવોથી મહાદુઃખ પ્રાપ્ત થાય છે અને આત્માની અવનતિ થાય છે.

**'ભગત' પર વિવેચન**—વૈરાગ્યનો ડોળ ઘાલવાની પ્રબળ ઇચ્છા થાય ત્યારે દંભ કરનારની શી સ્થિતિ થાય છે તે વિચારવી. અવકાશ હોય તેમણે શ્રીમાન યશોવિજયજીના અધ્યાત્મસારનો ત્રીજો દંભ અધિકાર જરૂર જોવો. એ ગ્રંથમાં આવા ડોળ ઘાલનારને બહુ તિરસ્કાર આપ્યો છે અને તેની સ્થિતિ પર બહુ સખત ભાષામાં ઉલ્લેખ કર્યો છે. આ દંભ કરનારાઓથી અન્ય પ્રાણીઓએ પણ બહુ ચેતવાની જરૂર છે એવા પ્રાણીઓ આખા સમાજની આધ્યાત્મિક ઉન્નતિને પાછી હઠાવી દે છે, કારણ કે લોકોને તેથી વૈરાગ્ય તરફ અરુચિ ઉત્પન્ન થાય છે આવા પ્રાણીઓને લોકો તરફથી 'ભગત'નુ ઉપનામ આપવામાં આવે છે. ગમે તે કારણ હોય, પણ સમજવા પ્રમાણે ઉક્ત શબ્દ લોકોમાં જે બહુ તિરસ્કારને પાત્ર થયો છે તે અધ્યાત્મનો ડોળ ઘાલનારાઓને લીધે જ હોવુ જોઈએ એમ જણાય છે. આવા ડોળ ઘાલનારાઓને 'શુષ્ક અધ્યાત્મી' કહેવામાં આવે છે. થોડા વખત પર એક વિદ્વાન મહાત્મા સાથે અધ્યાત્મ સંબંધી વાત નીકળતાં તેઓએ આ સંબધમા મજાક-મશ્કરી કરતા કહ્યુ હતું કે-**कलावध्यात्मिनो भान्ति फाल्गुने बालका यथा.**—'કળિકાળમા અધ્યાત્મીઓ ફાગણ મહિનામાં જેવા બાળકો હોય તેવા લાગે છે.' આમા ભાવ એ છે કે ફાગણ મહિનામાં નાનાં બાળકો રમતગમતમાં જેમ અશ્લિલ શબ્દો બોલે છે અને તેનો વિચાર કરતા નથી તેમ જ કળિકાળમાં અધ્યાત્મીઓ બોલે છે તે વિચાર વિનાના બોલવા જેવુ લાગે છે. બીજે પક્ષે જોઈએ તો તેઓ મોટી ઉંમરના છે છતા આધ્યાત્મિક ઉન્નતિ, જે તેઓનાં વચનનો વિષય છે, તેમા તો બાળક જેવા જ તેઓ લાગે છે આ વાતમાં રહેલું રહસ્ય સમજવા જેવુ છે. ટૂંકામાં વાત એટલી જ છે કે જેઓ આ કાળમાં અધ્યાત્મી હોવાનો આડંબર કરે છે તેઓમાના સર્વે વસ્તુતઃ અધ્યાત્મી હોતા નથી

ત્યારે હવે મુશ્કેલી ખરા અધ્યાત્મીને અને ખોટા દેખાવ કરનારાઓને શોધવામાં આવે છે. આનો ઉપાય બહુ જ સહેલો છે. અમુક માણસ અધ્યાત્મની ગમે તેટલી વાત કરે તેથી તેને અધ્યાત્મી કે

વૈરાગી સમજવો નહિ; પરંતુ તેનો વ્યવહાર કેવો છે, તેનું વર્તન કેવું છે, તેની સમતા કેવી છે એ પર બારીકીથી ખાનગી રીતે દૃષ્ટિ રાખવી. યુક્તિથી વ્યવહાર ચલાવનારા એટલે સુધી ગોઠવણ કરી શકે છે કે અંતરંગમાં ગમે તેટલો ક્રોધ ચાલતો હોય છતાં મુખમુદ્રા ઉપર જરા પણ રતાશ જણાવા દે નહિ; પરંતુ મુદ્દાના પ્રસંગોએ અધ્યાત્મની વાતો કરનારની વૃત્તિ કેવી રહે છે, ઇંદ્રિયના વિષયો તરફ ગૃદ્ધિ કેવી હોય છે, મોટા કષ્ટમાં મનની સ્થિરતા કેવી રહે છે અને તે ઉપરાંત તે ગૃહસ્થ હોય તો પૈસા સંબંધી તેનો વ્યવહાર નીતિમય, પ્રામાણિક અને સત્યપરાયણ છે કે નહિ એ પર બહુધા અધ્યાત્મીપણાનો આધાર રહે છે આ બાબતમાં તપાસ કરતાં કે વિગતો મેળવતાં અને તે પરથી અનુમાન કરતાં બહુ વખત લાગે તેમ નથી. આવી રીતે સાધુઓના સંબંધમાં પણ તેઓની પુસ્તકાદિ પર મમતા, શિષ્યવૃદ્ધિની ઇચ્છા–અનિચ્છા સંબંધી પૂરતી તપાસ કર્યા સિવાય તેમને સંઘરવાની જણાતી અનિવાર્ય ઇચ્છા, ગૃહસ્થોનાં સાંસારિક કાર્યોમાં પ્રવેશ વગેરે અનેક રીતે તપાસ કરી શકાય છે.

ઉક્ત હકીકતમાં બે વાત પર ધ્યાન રાખવાનું છે: એક તો પોતે શુષ્ક અધ્યાત્મી થવું નહિ અને બીજું, શુષ્ક અધ્યાત્મીઓનો સંગ કરવો નહિ. આ બન્ને બાબત પર બહુ મક્કમપણે, ધીરજ અને દીર્ઘ-દૃષ્ટિથી વિચાર કરવાની બહુ જ જરૂર છે. દુનિયાનો એવો નિયમ છે કે મીઠા દુર્ગુણમાં ફસાયલો પ્રાણી જલદી બહાર નીકળી શકતો નથી અને અધ્યાત્મી થવું એ બહુ મીઠી વસ્તુ છે; તેટલા માટે થનાર અને નમનાર બન્નેએ બહુ ચેતવાની જરૂર છે. ભૂમિકામાં વૈરાગ્યના વિષયનું આટલું નિરૂપણ કરી હવે ગ્રંથ અને ગ્રંથકર્તા તથા તેના સમય પર પ્રસ્તાવ કરીએ.

## અધ્યાત્મકલ્પદ્રુમ

**'અધ્યાત્મ'**—અમુક સાધ્ય લક્ષ્યમાં હોવાથી, ખાસ કારણસર લંબાણ કરીને પણ આટલો વૈરાગ્યનો વિષય, અધિકારી, જરૂરિયાત અને તેનાં તત્ત્વો પર પ્રાસ્તાવિક ઉલ્લેખ કરવામાં આવ્યો છે આ ગ્રંથને અંગે ઉપોદ્ઘાત કરતાં પ્રથમ આ ગ્રંથનું 'અધ્યાત્મકલ્પદ્રુમ' નામ શું સૂચવે છે તે પર વિચાર કરવાનું પ્રાપ્ત થાય છે આ ગ્રંથના વિષયો કયા કયા છે અને વૈરાગ્યના વિષયને તે કેવી યુક્તિથી પોષે છે, તે પર વિચાર કરી છેવટે ગ્રંથકર્તા, તેનો સમય, તે વખતની જૈનોની સ્થિતિ, ગ્રંથની શૈલી, ભાષા, ઉદ્દેશ વગેરે વિષયો સાથે ગ્રંથકર્તાના રચેલા અને જણાયેલા અન્ય ગ્રંથોની સૂક્ષ્મ પણ ટૂંકી આલોચના કરવામાં આવશે. અધ્યાત્મ શબ્દનો અર્થ, આપણે અગાઉ જોઈ ગયા તે પ્રમાણે, આત્મા સંબંધી વિવેચન કરનાર વિષય એમ થાય છે 'અધ્યાત્મોપનિષદ્' ગ્રંથમાં શ્રીમાન્ **યશોવિજયજી** મહારાજ **અધ્યાત્મ** શબ્દનો યૌગિક અને રૂઢ બન્ને અર્થ આપે છે. તેઓશ્રી લખે છે કે:—

**आत्मानमधिकृत्यस्याद्यः पञ्चाचारचारिमा । शब्दयोगार्थनिपुणास्तदध्यात्मं प्रचक्षते ॥**
**रूढ्यर्थनिपुणास्त्वाहुश्चित्तं मैत्र्यादिवासितम् । अध्यात्मं निर्मलं बाह्यव्यवहारोप बृंहितम् ॥**

"અધ્યાત્મ શબ્દનો વ્યુત્પત્તિથી અર્થ કરીએ તો આત્માને ઉદ્દેશીને પંચાચાર (જ્ઞાનાચાર, દર્શના-ચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર)માં વ્યવહાર–વર્તન કરવું તે થાય છે, અને તેનો રૂઢ અર્થ કરીએ તો બાહ્ય વ્યવહારથી મહત્તા પ્રાપ્ત કરેલા મનને મૈત્રી, પ્રમોદ વગેરે ભાવનાથી વાસિત કરવું એ થાય છે" આ બન્ને અર્થ બહુ વિચારવા યોગ્ય છે. શબ્દાર્થ તો આપણે સમજી શકીએ તેવો છે, પણ રૂઢ્યર્થ સમજવાની બહુ જરૂર છે બાહ્ય વ્યવહાર, સાંસારિક વ્યવહાર અથવા પ્રાકૃત વ્યવહારને જતો કરવો એવો અત્ર ઉદ્દેશ નથી, પણ એ વ્યવહારનું સ્વરૂપ સમજી તેનાથી મનને આગળ વધારવું, તેનાથી વિશાળ

બનાવવુ અને કાંઇક વધારો કરવો એવી રીતે વધારો કરેલું મન પોતાના વિષય તરીકે સર્વ જીવો તરફ પ્રેમભાવ લાવી તેમાં આનંદ પામે છે અને આવા પ્રકારના અધ્યાત્મને શ્રીયુત ઉપાધ્યાયજી નિર્મલ કહે છે તે જ મહાત્મા અધ્યાત્મસારના બીજા અધિકારમાં કહે છે કે—

**गतमोहाधिकाराणामात्मानमधिकृत्य या । प्रवर्तते क्रिया शुद्धा तदध्यात्मं जगुर्जिनाः ॥**

'જે મહાત્માનો મોહનો વિષય નાશ પામ્યો હોય અને જે આત્માને આશ્રયીને શુદ્ધ ક્રિયા કરી અંતરાત્મામાં પ્રવર્તે તેની ક્રિયાનું નામ તીર્થંકર મહારાજ અધ્યાત્મ કહે છે અધ્યાત્મના શબ્દાર્થને ગ્રંથકર્તાએ કેટલે દરજ્જે યોગ્ય કરી બતાવ્યો છે તે આપણે આગળ જોશુ.

**ચાર નિક્ષેપે અધ્યાત્મ**—દરેક વસ્તુના જૈન શાસ્ત્રકાર ચાર નિક્ષેપા માને છે એ કોઈ પણ વસ્તુને જુદી જુદી દૃષ્ટિથી જોવાનાં જુદાં જુદાં દ્વાર છે અધ્યાત્મના પણ તેવી જ રીતે ચાર નિક્ષેપા થઈ શકે છે: નામ અધ્યાત્મ, સ્થાપના અધ્યાત્મ, દ્રવ્ય અધ્યાત્મ અને ભાવ અધ્યાત્મ. માત્ર 'અધ્યાત્મ' શબ્દ બોલવો પણ તેનો અર્થ પણ સમજવો નહિ એ **નામ અધ્યાત્મ** કહેવાય છે. તેવી જ રીતે આધ્યાત્મનો ડોળ ઘાલનાર શુદ્ધ વર્તન વગરના પ્રાણીઓ **નામ અધ્યાત્મી** કહેવાય છે. આધ્યાત્મિક જીવન વહન કરનારની મૂર્તિની સ્થાપના કરવી અથવા અધ્યાત્મનુ અક્ષરવિન્યાસપણુ કરવું એ **સ્થાપના અધ્યાત્મ** કહેવાય છે. અધ્યાત્મને ઉત્પન્ન કરનાર ઉપદેશ અથવા દૃશ્ય કે શ્રવ્ય કારણોને **દ્રવ્ય અધ્યાત્મ** કહેવાય છે; અથવા રેચક, પૂરક, કુંભકાદિકે કરી બાહ્ય વૃત્તિએ એવુ ધ્યાન બતાવે કે જેથી લોકો એમ જાણે જે એણે આંતરવૃત્તિએ આત્માનુ સ્વરૂપ પ્રત્યક્ષ કર્યું દેખાય છે, પણ પોતે તો કોરો ને કોરો જ હોય, તે પણ દ્રવ્ય અધ્યાત્મ કહેવાય છે અને નિજસ્વરૂપ સહિત ક્રિયાનુ પ્રવર્તવુ તે **ભાવ અધ્યાત્મ** કહેવાય છે. આ ચાર નિક્ષેપા ખાસ વિચારવા યોગ્ય છે. તેમાં પ્રથમના ત્રણ છાંડવા યોગ્ય છે અને ઉપરના શ્લોકોમાં જે પ્રકારનુ વર્તન કરવાનુ કહેવામાં આવ્યું છે તેવા થવા યત્ન કરવો લાભપ્રદ છે આ સ્થિતિને **ભાવ અધ્યાત્મ** કહેવામાં આવે છે સ્થાપના અને દ્રવ્ય અધ્યાત્મ પણ સાધન તરીકે ઉપયોગી છે, પણ સાધનને સાધ્ય તરીકે માનવાની ભૂલ ન થવી જોઈએ સાધનને સાધ્ય માનવાની ભૂલ ઘણીવાર થતી જોવામાં આવે છે અને તેથી સાધનમાં જ જીવતર પૂર્ણ થાય છે દાખલા તરીકે, વ્યાકરણ અભ્યાસનું સાધન છે, સાધ્ય ભાષાજ્ઞાન અથવા ધર્મશાસ્ત્રના ગ્રંથોનુ વાચન છે, છતાં ઘણા પ્રાણીઓ વ્યાકરણના અભ્યાસમાં જ બહુ વરસો અથવા આખી જિંદગી ગાળી નાખે છે. આવી રીતે ઘણા પ્રાણીઓ સાધ્ય સમજ્યા વગર અથવા તેને નિરંતર દૃષ્ટિમા રાખ્યા વગર સાધનધર્મોમાં જ પોતાની જિંદગી પૂર્ણ કરે છે. ખાસ લક્ષ્યમાં રાખવાની જરૂર છે કે સાધનધર્મોમાં જીવન પસાર થાય તો તેથી નુકસાન નથી, પુનર્ભવ માનનારને તો તેનો લાભ અન્ય ભવમાં આગળ પણ મળે છે; માત્ર હકીકત એમ છે કે સાધ્ય ધર્મ ઉપર બહુ થોડુ ધ્યાન અપાય છે તે વાતમાં ફેરફાર થવો જોઈએ. **શ્રી આનંદઘનજી** મહારાજ અધ્યાત્મના ચાર નિક્ષેપા પર બહુ મુદ્દાસરનુ વિવેચન શ્રી શ્રેયાંસનાથજીના સ્તવનમાં કરે છે. એમા તેઓશ્રીએ ઉપરના ચાર નિક્ષેપાનાં નામો આપવા પહેલાં એક બહુ અગત્યની વાત કહી છે:—

**નિજસ્વરૂપ જે કિરિયા સાધે, તેહ અધ્યાતમ લહીએ રે;**
**જે કિરિયા કરી ચૌગતિ સાધે, તે ન અધ્યાતમ કહીએ રે.**

અધ્યાત્મ તેનુ નામ જ સમજવું કે જેનાથી ઉપર કહેલ ભાવ અધ્યાત્મ સિદ્ધ થાય, નિજસ્વરૂપરમણતા થાય અને નિજસ્વરૂપસ્થિરતા થાય; બાકી જે ક્રિયાથી ચાર ગતિમાંથી કોઈ શુભ કે અશુભ ગતિ સધાય તેને અધ્યાત્મ ન કહેવાય. આપણે શુભ ક્રિયાઓ કરીએ તો તેથી દેવની કે મનુષ્યની ગતિ

સધાય છે, પણ આ ક્રિયાને શાસ્ત્રકાર મહત્તા આપતા નથી. શુભ કર્મબંધ કરાવનારી અથવા સ્વરૂપ-રમણતા કરાવી નિર્જરા કરાવનારી એમ બે પ્રકારની ક્રિયાઓ હોય છે અને અધ્યાત્મરસિક જીવોએ બીજી સર્વ પ્રકારની ક્રિયાઓ મૂકી દઈને સ્વરૂપરમણ કરાવનારી ક્રિયાનો જ આદર કરવો યોગ્ય છે આ હકીકત કહીને પછી તેઓ ચાર નિક્ષેપાનું સ્વરૂપ બતાવે છે, જે પર ઉપર વિવેચન થઈ ગયું છે તેઓ પ્રાંતે કહે છે કે 'ભાવ અધ્યાત્મ નિજ ગુણ સાધે, તો તેહશું રઢ મંડો રે' આ વાત કહીને અધ્યાત્મને રસ્તે જ વસ્તુવિચારણા કરવાનો આગ્રહ કરે છે અને બીજા સર્વ સાધનોનું લબાડપણું સૂચવે છે.

**'કલ્પદ્રુમ'**—અધ્યાત્મ શબ્દનો આવો વિશાળ અર્થ છે આ અધ્યાત્મ પોતે જ કલ્પવૃક્ષ છે અથવા અધ્યાત્મરૂપ કલ્પવૃક્ષ છે કલ્પદ્રુમ એટલે કલ્પવૃક્ષ કલ્પવૃક્ષનું કામ તેની પાસે આવી યાચના કરનારને ઇચ્છિત પદાર્થ આપવાનુ છે કલ્પવૃક્ષમાં પુદ્‌ગળસ્કંધો જ એવા હોય છે કે જે મનોવર્ગણા પ્રમાણે ઇચ્છિત પૂરે છે કેટલાંએક કલ્પવૃક્ષો દેવતાધિષ્ઠિત પણ હોય અને તેની પાસે જઈ મીઠાઈ, મેવા, ફળ, વસ્ત્ર, તાંબુલ, પલંગ, રમતગમતની ચીજો વગેરે જે કોઈ વસ્તુ માગવામાં આવે છે તે તુરત જ નજરે પડે છે. જૈન શાસ્ત્રકાર જ આ પ્રમાણે કલ્પવૃક્ષનુ સ્વરૂપ કહે છે એમ જ નહિ પણ અન્ય શાસ્ત્રકારો પણ કલ્પવૃક્ષની વાતો કહે છે, કલ્પવૃક્ષ, કામધેનુ ચિંતામણિરત્ન વગેરે કથાનુયોગપ્રસિદ્ધ શબ્દો છે. અત્ર આ શબ્દનો ઉપયોગ અલંકારની ભાષામાં વાપરવામાં આવ્યો છે જેમ કલ્પવૃક્ષની પાસે જઈ જે કાંઈ વસ્તુ માગીએ તે મળી શકે છે તેવી જ રીતે આ અધ્યાત્મ ગ્રંથરૂપ કલ્પવૃક્ષ છે, એની પાસે આત્મિક સૃષ્ટિને લગતો જે કોઈ પદાર્થ માગવામાં આવશે તે માગનારને અહીં મળશે આત્મિક વ્યવહાર સાથે તેને લગતો અને દૂર કરવા યોગ્ય સાંસારિક વ્યવહાર અને તેનુ દુષ્ટ સ્વરૂપ પણ સાથે બતાવવામાં આવ્યું છે, એટલે અધ્યાત્મને લગતા ઘણા ઉપયોગી વિષયો આ ગ્રંથમાં મળી આવે તેમ છે **આ ગ્રંથનો શબ્દાર્થ છે.**

**સોળ શાખાઓ**—આ વાંછિત પદાર્થો અને સત્યો આપનાર મહાન વૃક્ષની સોળ શાખાઓ ગ્રંથ-કર્તાએ કલ્પી છે સોળ શાખાવાળું વૃક્ષ કાંઈ નાનું હોય નહિ અને વિશેષ પત્રપુષ્પાદિને લીધે તે ભવ્ય દેખાય એમાં કાંઈ નવાઈ નથી ગ્રંથકર્તાએ અધ્યાત્મનો વિષય બહુ ઉપયોગી ધારી તે પર અનેક પ્રકારે ઉલ્લેખ કર્યો છે. આ ગ્રંથની યોજના બહુ સુંદર પ્રકારની રાખવામાં આવી છે. સર્વ જીવોનુ અંતિમ સાધ્ય મોક્ષ અને તેનુ પ્રથમ કારણ સમતા છે સાંસારિક સ્થિતિમાં રહેનારને તો મુખ્ય સાધ્ય સમતા-પ્રાપ્તિનુ હોવુ જોઈએ, તેથી તે હકીકત ગ્રંથના અંતમાં આવવી જોઈએ, તેને બદલે મુદ્દાની હકીકતને બહુ લંબાવીને કહેવાથી કેટલીક વાર વાંચનારને કંટાળો આવે છે, એમ તેઓના ખ્યાલમાં હશે તેથી તેઓ પ્રથમ અધિકારમાં સમતાનુ વિવેચન કરે છે અને છેલ્લા અધિકારમાં પણ પાછુ તેનુ જ વિવેચન કરે છે વચ્ચેના સર્વ અધિકારો સમતાના પેટા ભાગમાં આવે છે કેટલાક સમતાને પરમ સાધ્ય માનવાનાં કારણો પૂરાં પાડે છે, કેટલાંક તેનાં સાધનો પૂરા પાડે છે અને કેટલાક તેના માર્ગ દેખાડે છે આ ગ્રંથના સોળ અધિ-કારમાં વિષયો કયા કયા અને કેવી રીતે બતાવ્યા છે તેમાં પ્રવેશ કરવા પૂરતો બહુ ટૂંકાણમાં અત્ર ખુલાસો પ્રાસ્તાવિક છે; વિશેષ હકીકત અનુક્રમણિકા તથા દરેક અધિકારને છેડે લખેલા 'અંતિમ વિવેચન' પરથી જણાશે

**૧. સમતા**—પ્રથમ અધિકારમા સમતાનુ સ્વરૂપ વિચારવામાં આવ્યુ છે સમતા પ્રાપ્ત કરવાનાં સાધનો બતાવવાનો ખાસ ઉદ્દેશ આ અધિકારમાં છે. આ વિષયને બહુ સારી રીતે વિકસ્વર કરવામાં આવ્યો છે. દુનિયાના સર્વ વ્યવહારમા સમતા રાખવાની બહુ જ જરૂર છે સમતા ન રાખનાર પ્રાણીની પ્રકૃતિ બહુ અવ્યવસ્થિત બની જાય છે. એ ગમે તેવા ધર્મસાધન કે પુણ્યનાં કાર્યો કરે, પણ તે સર્વ સાધ્ય વગરનાં, વિવેક વગરનાં અને અર્થ વગરના થાય છે. જ્યાં સુધી ઐહિક તેમ જ આમુષ્મિક કાર્યમાં સમતાનો પ્રવાહ

રેલમછેલ થઈ જતો નથી, ત્યા સુધી આધ્યાત્મિક શરીર પ્રાણ વગરના હાડપિંજર જેવું છે મનુષ્ય ગમે તેટલા પૈસા પ્રાપ્ત કરે, ગમે તેટલાં મોજશોખનાં સાધનો એકઠાં કરે, ગમે તેટલા વૈભવો ભોગવે, ગમે તેટલું માન પ્રાપ્ત કરે, પણ વસ્તુતઃ આધ્યાત્મિક દૃષ્ટિએ જો તેનામાં સમતા ન હોય તો તે શૂન્ય છે, અધમ છે અને તેથી પણ વધારે હાનિકારક છે, કારણ કે તે કારણો અતિ ખરચાળ છે, ઉડાઉ છે, નુકસાન કરનારાં છે અને પરભવે અધોગતિમાં પતન કરાવનારા છે. સમતામય જીવનની ખૂબી એવી ઉત્તમ અને વિશિષ્ટ છે કે તેની હવામાં, તેના વાતાવરણમા, તેના પાડોશમાં પણ અખડ શાતિનુ સામ્રાજ્ય સ્ફુરે છે અને એક વખત આવા જીવનના સંબધમાં આવનાર પ્રાણી તેનાં હેતુ, ક્રિયા કે ક્રમ ન સમજતો હોય, ન પારખી શકતો હોય, ન પૃથક્કરણ કરી શકતો હોય, તોપણ તે અતિ સુખનો અનુભવ કરે છે અને એવો સત્સંગ કરવા નિરતર હોશ રાખ્યા કરે છે; અથવા એના સબધમાં ગયેલી આનદદાયક ક્ષણોને બહુ પ્રેમથી વારંવાર સભાર્યા કરે છે સમતા આવી પવિત્ર વસ્તુઓને જન્મ આપનાર છે અને સ્વય શુદ્ધ છે તેથી તેને પ્રાપ્ત કરવાનો પ્રયાસ મુમુક્ષુ જીવનો હોય છે. એને પ્રાપ્ત કરવાનાં અનેક સાધનો પૈકી અત્ર ચાર ભાવના, ઇંદ્રિયોના વિષયો પર સમભાવ, આત્મસ્વરૂપની વિચારણા અને સ્વસ્વાર્થ ઓળખી તે સાધવામા રક્તતા એ ચાર સાધનો પર બહુ વિસ્તારથી વિવેચન ગ્રથકર્તાએ કર્યું છે આખા ગ્રંથનુ પરમ સાધ્ય સમતા હોવાથી અને તે વગર કરેલા શુભ કાર્યો પણ સસારફળ આપનારાં હોવાથી આ અધિકાર પર બહુ વિચાર કરીને વિસ્તારથી વિવેચન કરવાની આવશ્યકતા જણાઈ હતી અને તે હેતુ પાર પાડવા માટે બનતો પ્રયાસ કરવામાં આવ્યો છે સમતાને અગે દૃષ્ટાંતો બહુ વિચારવા યોગ્ય છે; તેથી વીર પરમાત્મા, અનાથી મુનિ, ગજસુકુમાળ, શાળિભદ્ર, સ્કદકાચાર્ય વગેરેનાં દૃષ્ટાંતો પર બહુ સારી રીતે મનન કરવુ. આ અધિકાર બહુ અગત્યનો છે.

**૨. સ્ત્રીમમત્વ—બીજો સ્ત્રીમમત્વમોચન અધિકાર** ઐહિક પદાર્થમાં આસક્તિ થવાનાં મુખ્ય કારણ પર ખાસ લક્ષ્ય ખેંચે છે આ દુનિયામાં અસત્ય વ્યવહાર કરવાનાં કારણો સ્ત્રીરૂપ ઉપાધિથી જ ઉત્પન્ન થાય છે. મનસ્વી પુરુષ એકલો હોય તો તે બહુ આનદથી રહી પોતાની જરૂર પૂરતુ તો પાચ-પદર દિવસમાં મેળવી શકે છે, પણ તેને ઘર બાંધવાની, પૈસા એકઠા કરવાની અને બીજા બીજા અનેક વ્યવહાર કરવાની જરૂર પડે છે તેનુ મૂળ કારણ તો સ્ત્રી જ છે એમ વિચાર કરવાથી માલૂમ પડશે દુનિયાનો વ્યવહાર જોતાં જણાશે કે ખૂનો કરવા જેવા પ્રસગો મોટે ભાગે સ્ત્રીઓના કારણથી જ ઉદ્ભવે છે સ્ત્રી સાથેનો પ્રેમ એવો વિચિત્ર છે કે જેથી સ્પર્શનેન્દ્રિયને માર્ગ મળ્યા વગર રહે નહિ એના પરિણામે કલ્પનાશક્તિ પર દેખાતી સુદર પણ પરિણામે ભયકર મૂર્તિઓ ખડી થયા કરે અને છેવટે કલ્પનાશક્તિ એટલી બહેર મારી જાય કે માનસિક બળ અને તર્કવિચારણાનો તેના ઉપર કોઈ પણ પ્રકારનો કાબૂ રહે નહિ આ સ્થિતિ એટલી ખરાબ છે કે તેનો કડવો અનુભવ મેળવનારને જ તેનો ખ્યાલ આવે તેમ છે. સ્વસ્ત્રીમાં મમત્વ રાખવાની અત્રે ના પાડવામાં આવી છે, તો પછી પરસ્ત્રી સબધમાં તો કેટલો તિરસ્કાર હોવો જોઈએ એ ખાસ વિચારવાની હકીકત છે સ્ત્રીને જે હીન વસ્તુઓ સાથે ગ્રથકર્તાએ સરખાવી છે, તેના પર બહુ વિચાર કરવાની જરૂર છે એ સર્વ હકીકત અનુભવ અને સંપૂર્ણ વિચારણા તથા તત્ત્વજાગૃતિથી જ સમજાય તેવી છે વ્યવહારદૃષ્ટિથી જોતાં કદાચ એમ લાગશે કે ધાર્મિક વૃત્તિવાળા પુરુષો તો સર્વ ત્યાગ કરવાનુ જ કહે, પણ તે બને કેમ? પરતુ આ દૃષ્ટિથી વિચાર કરવાનો નથી બહુ ઉપયોગપૂર્વક સંસાર-ચક્રનુ નિરીક્ષણ કર્યા વગર ઉપરઉપરના હાવભાવમાં રક્ત થઈ જવાય એવા કાળમાં આ અધિકારનુ રહસ્ય સમજાવું અને પ્રાપ્ત થવુ ઘણું મુશ્કેલ છે આ અધિકાર આખો પુરુષવર્ગને ઉદ્દેશીને લખાયો છે, કારણ, જૈન શાસ્ત્રકાર પુરુષપ્રધાન ધર્મ કહે છે; તેથી સ્ત્રીઓએ શબ્દરચનામાં ઘટતો ફેરફાર કરી સ્ત્રીમમત્વમોચન

અધિકારને પુત્રમમત્વમોચન અધિકાર તરીકે વાંચવો. આ અને હવે પછીના ત્રણે અધિકારો બાહ્ય સબંધને આશ્રયીને લખાયલા છે, પણ તે સંબંધ વિભાવદશાને લીધે આત્મિક સબંધ જેવા થઈ ગયા છે, તેથી તે સંબંધનુ સ્વરૂપ, સ્થિતિ અને પરિણામ બહુ બારીકીથી તપાસવાની જરૂર છે; આ અધિકાર મોહનીય કર્મનુ સામ્રાજ્ય કેટલું પ્રબળ છે તે બતાવી આપે છે

૩. **પુત્રમમત્વ—ત્રીજો પુત્રમમત્વમોચન** અધિકાર બહુ સક્ષેપમા પણ મુદ્દાસર વિષય પર લખાયો છે. કેટલાક પ્રાણીઓ પુત્રપુત્રીરૂપ સસારમાં આસક્ત થઈ 'છોકરા મારા સ્વામીવત્સલ' જેવું કરે છે, મતલબ પોતાના ઘરમાં આખી દુનિયાનો સમાવેશ થયેલો સમજી બીજા કોઈ પણ પ્રકારના સામાજિક વિચાર તેઓ કરતા નથી કેટલીક વાર અપત્યમમત્વને અગે ફરજ વગેરેના ગૂંચવણ ભરેલા સવાલો ઉત્પન્ન થાય છે એવા સવાલોનો આ અધિકારમાં સીધી અને આડકતરી રીતે બહુ સારો ખુલાસો કર્યો છે આ અધિકાર શ્લોકસખ્યામાં સર્વથી નાનો છે, પણ એની અગત્ય ઓછી નથી.

૪. **ધનમમત્વ—ચોથા ધનમમત્વમોચન** અધિકારમાં બહુ ઉપયોગી બાબતો પર ઉલ્લેખ થયો છે. આ દુનિયાનો મોટો ભાગ—લગભગ આખો ભાગ—"પૈસો મારો પરમેશ્વર" એ જ વૃત્તિવાળો હોય છે. પૈસા પેદા કરવાના રસ્તા, ચિતવન, તેના વિચાર, તેની વાતો વગેરેમાં આ જીવને જેટલો આનદ આવે છે, તેટલો બીજા કોઈ પણ પદાર્થના સબધથી આવતો નથી અનાદિ અભ્યાસ આ પ્રમાણે મોહનીય કર્મના ઉદયથી પડી ગયો છે અને તેથી ઘણી વાર વ્યવહારમાં પૈસાને અગિયારમો પ્રાણ કહેવામાં આવે છે અને તેનુ જોર એટલું બધું માનવામાં આવે છે કે પ્રસંગે એ દશ પ્રાણને પણ છોડાવી દે છે. ધનનુ મમત્વ એકદમ મૂકવુ આકરું લાગે તેવી સ્થિતિ ઘણા પ્રાણીઓની હોવાથી દીર્ઘદષ્ટિવાળા ગ્રંથકર્તાએ ધનનો વ્યય કેવી રીતે કરવો તે પણ બતાવ્યુ છે આ સંબંધમા તેઓશ્રીનો કહેવાનો મુખ્ય ઉદ્દેશ એ જણાય છે કે પૈસાના વિચાર અને ફડફડાટમા આત્મિક સાધન છોડી દેવાનુ ઘણા પ્રાણીઓને બને છે; એ સબધમાં બહુ વિચાર કરવાની જરૂર છે જે તદ્દન સ્થૂળ વસ્તુ છે, પૌદ્ગલિક છે, ચળ છે, છેવટ સુધી પાસે કદાચ રહે તોપણ પ્રાંતે તો અહીં જ પડી રહેવાની છે, એવી વસ્તુ પર મમત્વ કરી પ્રાપ્ત કરેલ અનુકૂળતાઓનો લાભ લેતા ચૂકી જવું નહિ પૈસા એકઠા કરવા એ તદ્દન નિર્હેતુક પ્રવૃત્તિ છે એક અગ્રેજ કવિ કહે છે કે—

Take thou no thought for aught save Right and Truth,
Life holds for finer souls no equal prize,
Honours and wealth are baubles to the wise.

"આ જીવનમા વિશુદ્ધતર જીવન ગાળનારને સરખો બદલો મળતો નથી, સયોગ પ્રમાણે વધતોઓછો મળે છે; પણ તારે તો સત્ય અને ખરી વાત સિવાય બીજી કોઈ વસ્તુનો વિચાર કરવો નહિ ડાહ્યા માણસને મન માનપાન અને પૈસા તો શોભીતા પણ કિંમત વગરના રમકડા જેવા છે" આ ટૂંકા વાક્યમાં બહુ અગત્યનુ રહસ્ય સમાયુ છે ધનમમત્વમોચન અધિકાર બહુ વિચારીને વાચવા યોગ્ય છે

૫. **દેહમમત્વ—પાચમા દેહમમત્વમોચન** અધિકારમાં પણ બીજા અધિકારથી શરૂ થયેલ લય (spirit) ચાલુ રાખ્યો છે. આ શરીર પર અસાધારણ પ્રેમ રાખી તેને આખો વખત પપાળવુ નહિ અથવા તેને શોભાની ટાપટીપથી દીપાવવુ નહિ એને આત્મિક ધર્મો બજાવવામા સહાયભૂત સમજી તેનાથી બની શકે તેટલુ શુભ કાર્ય કરી લેવું એ શુભ કાર્યો કરવા પૂરતી તેની સ્થિતિ સારી હોવી જોઈએ. શરીર તરફ તદ્દન ઉપેક્ષા રાખવી એવો હેતુ જણાતો નથી, પણ તેના તરફ અત્યંત ધ્યાન આપી તેને પ્રેરનારને—તેનામાં ચૈતન્ય સ્વરૂપે રહેનારને—ભૂલી જવો એમ ન થવુ જોઈએ આ અધિકારમા સ્વદેહ અને પરદેહ

બન્ને પર મમત્વ ન રાખવાનો ગર્ભિત આશય હોય એમ જણાય છે શરીરને અશુચિમય સમજવાથી અને તેના પર યોગ્ય વિચાર કરવાથી તેનુ વાસ્તવિક સ્વરૂપ અને તેને અંગે તેની સાથે વર્તન કરવાનો યોગ્ય રસ્તો સારી રીતે ધ્યાનમાં આવે છે આ પાંચમા અધિકારનો વિષય આ શારીરિક સુખમાં મસ્ત બનાવનાર ચાલુ કાળમાં પસંદ ન આવે એ બનવા જોગ છે, પણ તેથી સૂરિમહારાજ તો વસ્તુસ્વરૂપ સમજાવવાની પોતાની ફરજ ચૂકી જતા નથી. ચાલુ જમાનાની ખાવાપીવાની અને વર્તન કરવાની રીત શરીરને નિરંતરનુ પોતાનુ મનાવે છે કે જે વસ્તુસ્થિતિથી વિરુદ્ધ છે એમ આપણો પ્રત્યક્ષ અનુભવ છે દુનિયામા જે જે હકીકતો બને તેનો માત્ર ઉપરઉપરનો જ ખ્યાલ લેવાની ટેવ હોવાથી ઘણા જીવો આમાં ઊંડા ઊતરી શકતા નથી. એક માણસના મરણ વખતે ઘણાખરા કહેશે કે બહુ ખરાબ થઈ ગયુ વગેરે; પણ શુ ખરાબ થયુ, એનો વિચાર કરશે નહિ. શરીરને આત્માનો વિયોગ, કે જે સ્વાભાવિક ધર્મ છે, એ જ થયુ છે એવુ પૃથક્કરણ કરવાની તેને ઇચ્છા થશે નહિ દુનિયાના સામાન્ય બનાવોમાં પણ આવુ અંતિમ રહસ્ય શોધવાની ટેવ પાડવી બહુ આવશ્યક છે.

**પ્રમાદત્યાગ**—છઠ્ઠા **પ્રમાદત્યાગાધિકારમાં** પંચેન્દ્રિયના વિષયોનુ સ્વરૂપ બહુ વિદ્વત્તાથી બતાવવામાં આવ્યુ છે. આ જીવ સ્થૂળ ઇંદ્રિયસુખોમાં આસક્ત થઈ જાય છે. સારા સારા પદાર્થો ખાવામાં, સેન્ટ–લવંડર સૂંઘવામા, હાર્મોનિયમ-પીઆનો સાંભળવામાં, સુંદર સ્ત્રીઓનુ રૂપ વિકારદૃષ્ટિથી જોવામાં અને તેઓ સાથે વિષયસેવન કરવામાં આનંદ માને છે. પાંચ ઇંદ્રિયના વિષયો અનેક પ્રકારના છે, જેનો અનુભવ દરરોજ થાય છે. આમાં સુખ શુ છે? શુ માનવામાં આવ્યુ છે? તેમાં ખરું તત્ત્વ શુ છે? ખરા સુખનુ સ્વરૂપ શું છે? તે આ જીવને કેમ સમજાતું નથી? આ સ્થૂળ સુખો ભોગવતી વખત કેટલુ અને કેવું સુખ આપે છે? પરિણામે તેથી શું થાય છે? આત્મિક સુખ અને સ્થૂળ સુખમાં તફાવત શો છે?—એ વિષય પર બહુ અસરકારક વિવેચન આ અધિકારમાં કરેલુ છે. ઇંદ્રિયના વિષયમાં આ જીવની આસક્તિ એટલી બધી રહે છે કે તેનો કાંઈ પણ પ્રસંગ પડતાં જો પોતાને વિશેષ જ્ઞાન અને દૃઢ શ્રદ્ધા ન હોય તો તે તેમાં મગ્ન થઈ જાય છે. તે પ્રસંગે તેને એટલું પણ ભાન રહેતુ નથી કે દુનિયામાં પ્રતિષ્ઠા મેળવનાર મારા જેવો પ્રતિષ્ઠિત ગણાતો પુરુષ આવા બાળકને છાજતા ખેલ કેમ કરે છે? એક ડાહ્યો ગણાતો માણસ પણ એકાંત ભાગમાં સ્ત્રી સાથે કેવી વિચિત્રતાથી વર્તે છે એ કલ્પી શકાય તેવુ છે. એવી સ્થિતિથી તે વખતે અને ભવિષ્યમાં આ જીવને બહુ હાનિ થાય છે, તે દૂર કરાવવાનો અત્ર ઉપદેશ છે. આવા વિષયોમાં વસ્તુસ્વરૂપ વિચારવાની બહુ જ જરૂર છે. પ્રમાદને માટે અત્ર બહુ લખવામાં આવ્યુ નથી. અંતિમ રહસ્યમાં અને ભૂમિકામાં તે વિષયનુ સહજ નિરૂપણ કરવામાં આવ્યુ છે.

**૭. કષાયો**—સાતમો **કષાયનિગ્રહ** અધિકાર છે આ અધિકારમાં લખેલ હકીકત આપણા દરરોજના અનુભવમા આવે છે અને કર્મપ્રકૃતિઓ ગ્રહણ કરવાનાં મુખ્ય દ્વારમાંનું એ એક દ્વાર છે. કષાયથી જ સંસારનો લાભ અને તેની વૃદ્ધિ થાય છે અને તે આ જીવના સંબંધમાં મોટા ફેરફાર કરી શકે છે ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર તેના ભેદ છે સવારથી રાત્રી સુધીમાં કષાયો કરવાના અનેક પ્રસંગો આવે છે: કોઈની પર ગુસ્સો આવી જાય છે; કોઈ વાર પોતાની મોટી મોટી વાતો (આત્મપ્રશંસા) કરવામાં આનંદ મનાય છે; કોઈવાર બગવૃત્તિ ધારણ કરાય છે અને કોઈ વાર પૈસાની માળા ફેરવાય છે. આ ચાર કષાયો અનેક રૂપમાં દેખાવ દઈ આ જીવને કેવા ચાળા કરાવે છે તે સંબંધી આ અધિકારમાં બહુ વિસ્તારથી વિવેચન કર્યું છે. આ ચાર કષાયો એવી અસાધારણ શક્તિ ધરાવે છે કે પોતાના પુરજોસમાં જો તે ચારમાંનો એક પણ હોય તો આ જીવ ગમે તેટલી ધર્મક્રિયા કરે, ગમે તેટલુ જ્ઞાન ભણે, ગમે તેટલાં તપ કરે, પણ તે સર્વને કષાયો નકામો બનાવી દે છે અને જીવનો અધઃપાત કરાવે છે. આવા કારણોથી કષાયોનો નિગ્રહ

કરવાની ખાસ જરૂર છે. મનોવિકારને તાબે થનાર પ્રાણીની જિંદગી લગભગ નકામા જેવી છે, એમ ઉપર-ઉપરની દૃષ્ટિથી પણ આપણને લાગે છે, પરંતુ મનોવિકારો કેવા અને કેવી રીતે કામ કરનારા હોય છે એનુ ઊંડાણમા ઊતરી આપણે સ્વરૂપ ન જાણતા હોઈએ ત્યાં સુધી એ સત્ય હકીકત પણ માત્ર વાતના રૂપમાં રહે છે. કષાયને બરાબર ઓળખી, તે કરવાનો પ્રસંગ આવતા તેનો નિગ્રહ કરવો અને તેનાથી જિતાઈ ન જતાં તેને જીતી લેવા, એટલુ સાધ્ય લક્ષ્યમાં રાખવું યોગ્ય છે. કષાયના દરેક વિષય પર મોટામોટા લેખ લખાય તેમ છે, અને અન્યત્ર તેવો પ્રયાસ કર્યો પણ છે, તેથી તેમ જ આ અધિકારના વિવેચનમા ગ્રંથના પ્રમાણ પૂરતુ વિવેચન થયેલું હોવાથી આ સ્થળે તો આ અધિકારમાં કયા વિષય આવે છે તેનુ માત્ર દિગ્દર્શન જ કરાવવામાં આવ્યુ છે. કષાય જિંદગીમાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે તેથી તેના સબંધમાં બેદરકાર રહેવું નહિ એટલી ગ્રંથકર્તા વારંવાર ભલામણ કરે છે.

૮. **શાસ્ત્ર, ગતિ**—ત્યાર પછી આઠમો **શાસ્ત્રાભ્યાસનો** અધિકાર આવે છે. આ અધિકાર બહુ વ્યવહારુ આકારમાં લખાયો છે. શાસ્ત્રનો અભ્યાસ કરી વિદ્વત્તા દેખાડવાની વૃત્તિ રહે તો શાસ્ત્રાભ્યાસથી બહુ લાભ થતો નથી: અભ્યાસ પ્રમાણે વર્તન હોવાની ખાસ જરૂર છે. પંડિતના નામમાત્રથી ખુશી થઈ જવા જેવુ નથી પણ મતિ અનુસાર બુદ્ધિ હોવી જોઈએ અને તે બન્ને અનુસાર પ્રવૃત્તિ હોવી જોઈએ. વિષયપ્રતિભાસ, આત્મપરિણતિ અને તત્ત્વસંવેદન જ્ઞાનનુ સ્વરૂપ શ્રીમદ્ હરિભદ્રસૂરિએ અષ્ટકજીમાં આપ્યુ છે તે બહુ મનન કરવા યોગ્ય છે, એ હકીકત વિવેચનમા ખાસ ધ્યાન ખેંચનારી છે. શાસ્ત્રાભ્યાસનો ઉદ્દેશ શો છે તે બહુ વિચારવા યોગ્ય છે અને આ વિષય પર ગ્રંથકર્તાએ અસરકારક રીતે ધ્યાન ખેંચ્યું છે. આ સબંધમાં બહુ ગફલતી થાય છે. ઘણી વખત જ્ઞાનના દેખાવમા જ સંપૂર્ણતા માનવામાં આવે છે, તે સંબંધમા યોગ્ય વિચાર બતાવવામા આવ્યા છે. આ વિષયની સાથે અભ્યાસને અંગે સમજવામાં આવતા ચતુર્ગતિના ક્લેશનુ વર્ણન કરવામા આવ્યુ છે નરક કે તિર્યંચ ગતિમા દુઃખો છે તે તો આ જીવ સમજે છે, પણ મનુષ્ય અને દેવગતિમાં પણ દુઃખ છે એ વાત સ્પષ્ટ કરવાની બહુ જ જરૂર છે. જે ક્રિયા કરવાથી ચઉગતિ સધાય તે અધ્યાત્મ નથી એમ શ્રી આનંદઘનજી મહારાજ અગિયારમા શ્રી શ્રેયાંસનાથજીના સ્તવનમાં કહે છે અને કદાચ કોઈ ક્રિયાથી શુભ ગતિ બધાય તો તે પણ ઇષ્ટ નથી, એ ખાસ સમજવુ જરૂરનુ છે. અધ્યાત્મની વ્યાખ્યા કરતાં પણ આપણે જોયુ છે કે જે અધ્યાત્મથી ચઉગતિમાંથી કોઈ પણ શુભ અથવા અશુભ ગતિ બધાય તે અધ્યાત્મ નથી

૯. **ચિત્તદમન**—આખા ગ્રંથના મધ્યબિંદુરૂપ નવમો અધિકાર **ચિત્તદમનનો** આવે છે. ગમે તેટલી ક્રિયા કરવામાં આવે, ગમે તેટલુ જ્ઞાન ભણવામાં આવે, ગમે તેટલી તપસ્યા કરવામા આવે, અને ગમે તેટલી યોગસાધના કરવામાં આવે, પણ જ્યા સુધી મનની અસ્થિરતા હોય, ચિત્ત આકુળવ્યાકુળ હોય, માનસિક ક્ષોભ હોય, ત્યા સુધી સાધ્ય પ્રાપ્ત થઈ શકતુ નથી એ ખાસ લક્ષ્યમા રાખવાનું છે. જ્ઞાનનો, તપનો અથવા ક્રિયાનો આશય મન પર અંકુશ લાવવાનો હોવો જોઈએ મનની અવ્યવસ્થિત સ્થિતિથી પ્રાણીના કાર્યો કાંઈ પણ ફળ આપી શકતાં નથી. એ શુદ્ધ દૃષ્ટિની અપેક્ષાએ યથાતથ્ય છે. એ સંબંધમા સામાન્ય રીતે આપણા વિચારો બહુ અચોક્કસ રહે છે સામાન્ય પ્રકૃતિ બાહ્ય દેખાવ ઉપર બહુ મત બાંધી દે છે, પણ વસ્તુતઃ એમ થવુ ન જોઈએ. અમુક પ્રાણીના સંબંધમાં મત બાંધતા પહેલાં તે પ્રાણીનું મન કેટલુ અંકુશમા આવ્યુ છે તે પર બહુ જ વિચાર કરવાની જરૂર છે ગમે તેવા કાર્ય કરવામાં ઉદ્યુક્ત થયેલા જીવને મન કેવી રીતે ફેરની નાખે છે, તેનો અનુભવ વિચાર કરવાથી તુરત સમજી શકાય તેમ છે. મન જ મોક્ષ અને બંધનુ કારણ શાસ્ત્રકારે કહ્યું અને ક્રિયા ન કહી એનું રહસ્ય આ અધિકારમા બહુ સ્પષ્ટ રીતે સમજાવ્યુ છે. આ અધિકારમાં ગ્રંથકર્તાએ, પ્રથમ અધિકારની પેઠે, પોતાની વિદ્વત્તા બતાવી આપી

છે અને વિવેચન પણ બહુ વિચાર કરીને લખવા પ્રયાસ થયો છે આ અધિકારનો વિષય બહુ ઉપયોગી હોવાથી તે પર ખાસ ધ્યાન આપવા અને વારવાર મનન કરવા ખાસ સૂચના કરવામાં આવે છે.

૧૦. **વૈરાગ્ય**—દશમો અધિકાર **વૈરાગ્યનો** આવે છે. એ અધિકારમાં આ સંસારના વિષયો ઉપરથી રાગ ઊઠી જાય અને વસ્તુસ્વરૂપ તેના યથાસ્થિત આકારમાં સમજાય તેટલા સારુ વિદ્વાન ગ્રંથકર્તાએ છૂટા છૂટા વિષયો લઈ વૈરાગ્ય થવાનાં સાધનો બતાવ્યાં છે. મૃત્યુનો દોર, લોકરંજનવાળા ધર્મનું ઉપરચોટિયાપણું, આ જીવને મળેલી અનેક પ્રકારની જોગવાઈઓ, તેનો તેણે લેવો જોઈતો લાભ, ધર્મથી થતો દુ:ખક્ષય, સુખનુ વાસ્તવિક સ્વરૂપ, પ્રમાદથી થતા દુ ખો, ઇંદ્રિયોના વિષયોમાં પ્રવૃત્તિ કરવાથી થતાં દુ:ખો, તે પર દૃષ્ટાંતો અને આ જીવના વર્તન અને ઉદ્દેશ વચ્ચે વિસવાદ વગેરે અનેક છૂટી છૂટી બાબતો લઈ તે પર બહુ અસરકારક ભાષામાં પ્રકાશ પાડ્યો છે એ પ્રકાશનુ સ્વરૂપ બહુ મનન કરવા યોગ્ય છે એક પ્રસગે અજાદિકનાં દૃષ્ટાંતો પણ બહુ યુક્તિથી આપ્યાં છે જ્યાં સુધી સાંસારિક-પૌદ્ગલિક વિષયો પરથી આ જીવને રાગ ઘટે નહિ, ત્યાં સુધી ધર્મસન્મુખ થાય નહિ, એ સ્પષ્ટ હકીકત હોવાથી સર્વ વિષયોનું અત્રે પૃથક્કરણ અને સ્પષ્ટીકરણ કરવામાં અતિમ હેતુ, તેનુ પરિણામે થતું દુ:ખ સમજી, તેનાથી દૂર રહી, સમતા પ્રાપ્ત કરવાનો રાખવામાં આવ્યો છે આ અધિકાર પણ બહુ જ મનન કરવા યોગ્ય છે એના દરેક શ્લોકમાં એકેક અથવા તેથી વધારે મહાન સત્યો ઝળકી આવે છે, જે શોધ કરનારને અને સાધક હોય તેને પ્રાપ્ત થઈ જાય તેમ સ્પષ્ટ રીતે બતાવ્યાં છે

૧૧. **ધર્મશુદ્ધિ**—અગિયારમો અધિકાર **ધર્મશુદ્ધિનો** આવે છે આ કાળમાં ધર્મના વિષયમા લખવુ એ જ ઘણા જીવોને અપ્રાસગિક લાગે છે સખત હરીફાઈ અને પુદ્ગળમા મસ્ત રહેવાના જમાનામાં ધર્મ શબ્દનો અભાવ દાખલ થતો હતો, તેમાં હવે કાંઈક ફેરફાર થતો જોવામાં આવે છે ધર્મની આવશ્યકતા હવે લગભગ સર્વ સ્વીકારે છે તે ધર્મમાં શુદ્ધિ કેટલા પ્રકારની રાખવી જોઈએ એ અત્ર બતાવવામાં આવ્યું છે ધર્મમાં દોષો કેવા કેવા આવે છે તેનુ મુદ્દાસર લિસ્ટ આપી સ્વગુણપ્રશસાના દુર્ગુણ ઉપર અને જનસ્તુતિ ઉપર વિદ્વત્તાભરેલો ઉલ્લેખ ગ્રથકર્તાએ કર્યો છે. આ હકીકત પર દરેક વાંચનારનુ ખાસ ધ્યાન ખેચવાની જરૂર લાગે છે. છેવટે ભાવશુદ્ધિ રાખવાનો ઉપદેશ આપ્યો છે. ભાવ વગરની ક્રિયા કેવી રીતે અલ્પ ફળ આપે છે, તે પર અત્ર વિસ્તાર જોવામાં આવશે. આ અધિકારમાં લોકસ્તુતિ પર વ્યવહારુ વિવેચન ખાસ વાંચવા યોગ્ય છે

૧૨. **ગુરુશુદ્ધિ**—બારમો અધિકાર ગુરુશુદ્ધિનો છે. એ અધિકારમાં ગુરુમહારાજ કેવા હોવા જોઈએ એ સબધમાં સૂરિમહારાજે બહુ વિસ્તારથી વિવેચન કર્યું છે આ અધિકારમાં કેટલાક અગત્યના વિષયોનો સમાવેશ કરવામા આવ્યો છે; ગુરુપરીક્ષામાં બહુ વિચાર કરવાની આવશ્યકતા બતાવવામાં આવી છે અને તે માટે કડણ ભાષાનો ઉપયોગ પણ ક્વચિત્ કરેલો જોવામાં આવે છે આ અધિકારમા સંપત્તિ અને વિપત્તિનાં કારણો બતાવ્યાં છે તે ખાસ મનન કરવા યોગ્ય છે.

૧૩. **યતિશિક્ષા**—તેરમો અધિકાર **યતિશિક્ષાનો** છે યતિ નામથી ઓળખાતા, સંસારનો ત્યાગ કરનારા સર્વને ઉદ્દેશીને લખાયલો આ અધિકાર બહુ ધીરજથી વાંચવાની જરૂર છે વેશમાત્રથી લાભ નથી, જનરજનપણાની કાંઈ કિંમત નથી, યતિપણાની ઉચ્ચ પ્રકારની ફરજો શી શી છે, નકામાં વસ્ત્રપાત્રનો પરિગ્રહ બોજારૂપ છે; પરીષહનુ સ્વરૂપ શું છે? સયમના ભેદો કેટલા છે? ચરણસિત્તરી અને કરણસિત્તરીના ભેદો કયા કયા અને કેટલા છે, વગેરે અનેક ઉપયોગી હકીકતનો આ અધિકારમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ અધિકાર સર્વથી વધારે લાંબો છે. એની ભાષા શિક્ષા આપવા યોગ્ય કડણ શબ્દોમાં લખાઈ છે તે

તરફ ખપી જીવો ગુસ્સો કરતા નથી, પણ તેનું આંતર સ્વરૂપ સમજવા વિચાર કરે છે. સૂરિમહારાજ પોતાના અદ્‌ભુત ચારિત્રગુણમાં બાલ્યવયથી જ આસક્ત હોવાને લીધે બહુ ઉત્તમ રીતે હૃદયભાવનાથી ઉપદેશ આપે છે. આ ઉપદેશ સાધુ અને શ્રાવક સર્વને માન્ય કરવા યોગ્ય છે એ ઉપદેશમાં સાધુધર્મ બહુ વિકટ છે એવો વિચાર આવવાથી તે તરફ ઉપેક્ષા ન થઈ જાય એની ખાસ વિચારણા રાખવામાં આવી છે આ અધિકારનુ રહસ્ય સમજવું-સમજાવવુ બહુ મુશ્કેલ લાગે છે, તે છતાં જે પ્રયાસ કરવામાં આવ્યો છે તેમાં કોઈ વ્યક્તિને કે સમષ્ટિને દુઃખ લગાડવાનો બિલકુલ ઇરાદો નથી, છતાં એવો પ્રસંગ આવી ન જાય તે સારુ આ અધિકાર મુનિમહારાજાઓને વિવેચન સાથે બતાવી તેઓની સંમતિ મેળવી છે; છતાં પણ કોઈ સ્થાનકે દૂષણ રહ્યાં હોય તો તેને માટે અંતઃકરણથી ક્ષમાયાચના છે. સાધુવર્ગથી બહારનો માણસ આવા ગંભીર વિષય પર વિવેચન કરવા જાય તો તેમાં ગેરસમજૂતી થવા સંભવ છે, તેથી આખા ગ્રંથના સંબંધમાં સામાન્ય દોષક્ષમા માગવાની પ્રસ્તાવનાની પ્રચલિત રૂઢીને અનુસરવા ઉપરાંત બારમા અને તેરમા અધિકારના સબધમાં વિશેષપણે તેમ કરવાની જરૂર જોઈ છે સૂરિ મહારાજે જે ગંભીરતા અને લાગણીથી આ અધિકાર લખ્યો છે તે સમજવા માટે યત્ન કરવાની ખાસ ભલામણ છે

**૧૪. સંવર**—ચૌદમો અધિકાર **મિથ્યાત્વાદિ સંવરનો** છે પાંચ પ્રકારના મિથ્યાત્વનુ સ્વરૂપ લખી મન-વચન-કાયાના યોગો પર અંકુશ મેળવવા ઉપદેશ આપ્યો છે. મનોયોગ પર તંદુલમત્સ્ય અને પ્રસન્નચંદ્રનાં આખ્યાનો વિચારવા યોગ્ય છે, વચનયોગ પર વસુરાજાનુ દૃષ્ટાંત મનન કરવા યોગ્ય છે, તેમ જ કાયયોગ પર કાચબાનુ આખ્યાન ચિતવવા યોગ્ય છે. ત્યાર પછી ઇંદ્રિયસંયમ પર પુષ્કળ વિવેચન કરી કષાયસંવર કરવા ઉપદેશ આપે છે અને તેમ કરતાં કરટ અને ઉત્કરટ મુનિનુ દૃષ્ટાંત આપી બહુ ઉપયોગી બોધ આપેલ છે. છેવટે નિઃસગતા પ્રાપ્ત કરવા પ્રેરણા કરવામાં આવી છે.

**૧૫. શુભ વૃત્તિ**—પદરમો અધિકાર **શુભવૃત્તિશિક્ષાનો** છે. દરરોજ બે ટક છ આવશ્યક કરવા, તપસ્યા કરી કર્મ નિર્જરા કરવી, શીલાંગ ધારણ કરવાં, યોગરૂધન કરવું, ઉપસર્ગ સહન કરવા, સ્વાધ્યાયધ્યાન કરવું, ઉપદેશ દેવો, આત્મનિરીક્ષણ કરવુ વગેરે શુભ પ્રવૃત્તિના અનેક શુભ પ્રકાર બતાવી તે પ્રમાણે કરનારને ભવિષ્યમાં કેવા પ્રકારના લાભ થાય છે તે પર ખાસ ધ્યાન ખેચવામાં આવ્યુ છે. આ અધિકારમાં જે જે પરચૂરણ વિષયો બતાવવામાં આવ્યા છે તે બહુ ઉપયોગી અને મનન કરવાયોગ્ય છે.

**૧૬. સામ્ય**—સોળમા અને છેલ્લા સામ્યસર્વસ્વ અધિકારમાં આખા ગ્રથના સારરૂપ સમતા રાખવાનો ઉપદેશ આપવામાં આવ્યો છે. સમતાને પરિણામે સુખ કેવી રીતે થાય છે અને તે સુખ કેવા પ્રકારનુ છે તે બહુ ઉત્તમ રીતે બતાવ્યુ છે મોક્ષનુ સ્વરૂપ વિવેચનમાં બતાવી તે પ્રાપ્ત કરવાનુ કારણ સમતા છે એમ સિદ્ધ કરવામાં આવ્યુ છે. આ ગ્રથ સમતારસની વાનકી છે એમ બતાવી એના અધિકારી કોણ છે તે પણ બતાવવામાં આવ્યુ છે. ત્યારપછી કોઈ પણ પ્રકારના આડબર વગર આ ગ્રથ પૂર્ણ કરવામાં આવ્યો છે.

**કૃતિનો સમય**—આ ગ્રથ સૂરિમહારાજે કઈ સાલમાં લખ્યો તે સબધી કાંઈ નિર્ણય થઈ શકે તેમ નથી. મને એમ લાગે છે કે સૂરિમહારાજે ઉપદેશરત્નાકર વગેરે ગ્રથો બનાવ્યા પછી[1] જિંદગીના

૧ આ હકીકતને ટીકાકાર શ્રી ધનવિજય ગણિ ટેકો આપે છે. ગ્રંથની શરૂઆતના અથ શબ્દ પર નોટ લખતાં તેઓશ્રી કહે છે કે એ શબ્દ અનન્તરતા સૂચવે છે અને અત્ર તેને માટે એમ સમજવું કે આ ગ્રથ ઉપદેશરત્નાકર વગેરે ગ્રંથો લખ્યા પછી બનાવ્યો છે. આનું કાંઈ કારણ તેઓ આપતા નથી, પણ સૂરિમહારાજ પછી આપણાથી નજીકના સમયમાં તેઓ થયા છે તેથી તેઓની કહેલી હકીકત કદાચ સંપ્રદાયથી તેઓને જણાઈ હોય.

છેવટના ભાગમાં પોતાના અનુભવનુ રહસ્ય આ ગ્રંથ દ્વારા બહાર પાડ્યુ છે અને આ ગ્રન્થના શ્લોકો એક સાથે નહિ પણ જ્યારે જ્યારે મનમાં સ્ફુરણા થઈ આવી હશે ત્યારે લખ્યા હશે એમ જણાય છે. સાતમા કષાયનિગ્રહ અધિકારમાં ક્રોધ-માનના સ્વરૂપમાં વચ્ચે માયાના શ્લોક આવે છે; વળી, લોભત્યાગના ઉપદેશ પછી ક્રોધત્યાગનુ સ્વરૂપ આવે છે. શ્રી મુનિસુંદરસૂરિ મહારાજ જેવા સમર્થ લેખક, જેમણે ઉપદેશરત્નાકરમાં એકસરખી શૈલી બતાવી એક વિષયને એક છેડાથી બીજા છેડા સુધી નિયમસર લખ્યો છે તે આ પ્રમાણે આડાઅવળા શ્લોકો સંબંધ વગર લખે તેનો એક જ રીતે ખુલાસો થઈ શકે છે. તેવી જ રીતે દેવગુરુધર્મશુદ્ધિ અધિકારનો વિષય ગુરુશુદ્ધિ માટે જ લગભગ લખાયો છે. આ પ્રમાણે અનુમાન દોર્યું છે તે જો ખરું હોય તો તેથી ગ્રંથની કિંમતમાં બહુ વધારો થાય છે. કુદરતી રીતે અવલોકન કરતાં હૃદયમાંથી જે ઉદ્‌ગારો નીકળે તે કૃત્રિમ ઉદ્‌ગારો કરતાં વિશેષ ઉપયોગી જ ગણાય છે વળી, ઉપદેશરત્નાકર ગ્રંથની આદિમાં મંગળાચરણમાં ઘણા શ્લોકો લખ્યા છે; અત્ર તેમાંનુ પ્રમાણમાં કાંઈ નથી, તે પણ સામ્યદશા બતાવે છે, અને એ દશા વૃદ્ધાવસ્થામાં સવિશેષપણે પ્રાપ્તવ્ય છે. મારી માન્યતા પ્રમાણે આ ગ્રંથ સંવત ૧૪૭૫ થી ૧૫૦૦ સુધીમાં કકડે કકડે લખાયો હશે એમ લાગે છે.

**ભાષાશૈલી**—આ ગ્રંથની શૈલી બહુ જ ઉત્તમ છે. કોઈ કોઈ જગ્યાએ પુનરાવર્તન જણાય છે, પણ ઉપદેશના ગ્રંથમાં પુનરાવર્તન દોષરૂપ નથી એ આપણે ઉમાસ્વાતિ મહારાજના કહેવાથી જાણીએ છીએ. (જુઓ પ્રથમ શ્લોક પર વિવેચન, પૃષ્ઠ ૭) જે વિષય સૂરિમહારાજે લીધા છે તે સર્વ બહુ અસરકારક શબ્દોમાં તેઓએ છણ્યા છે. સંસ્કૃત ભાષા ઉપરનો તેઓનો કાબૂ બહુ ઊંચા પ્રકારનો છે અને કોઈ કોઈ જગ્યાએ અલંકારનો બહુ ઉત્તમ રીતે ઉપયોગ કરવામાં આવ્યો છે. તેઓનાં દૃષ્ટાંતો અને ઉપમાનો બહુ સ્પષ્ટ અને લાગુ પડતાં છે અને તેઓની વાક્યરચના માર્મિક છે તેમની ભાષામાં ઉપદેશની ભાષાના સર્વ પ્રકાર સમાવવામાં આવ્યા છે. ઉપદેશની ભાષામાં કેટલીક વાર બહુ જ ઠંડી ભાષા રાખવી યોગ્ય છે. વિષયની મધુરતા અને પ્રિયપણું પ્રાપ્ત કરાવવા માટે આવી ભાષાની જરૂર છે. કોઈ વખત આક્ષેપક ભાષાનો ઉપયોગ કરવો પડે છે, કોઈ વખત કઠોર શબ્દોનો પણ ઉપયોગ કરવો પડે છે. સૂરિમહારાજે પણ આ જીવને કોઈ કોઈ વાર 'વિદ્વાન' અને કોઈ કોઈ વાર 'મૂઢ' કહ્યો છે, તેમ જ, ઉપર જણાવ્યુ તેમ, સર્વ પ્રકારની ભાષાશૈલીનો ઉપયોગ કર્યો છે, તેથી વાંચનાર તથા સાંભળનારને આનંદ અને વિચાર થાય એ સ્વાભાવિક છે. આવી સર્વ પ્રકારની ભાષાશૈલી પર કાબૂ મેળવવો એ સાધારણ વિદ્વાનથી બની શકે તેવું નથી યતિશિક્ષાઅધિકારમાં તેઓ સહજ કડક થયા છે અને કોઈ કોઈ જગ્યાએ તો વધારે કડક થયા છે એમાં શૈલીદોષ હો કે ન હો પણ તેઓનો આશય અતિશય મહાન હતો એમ સ્પષ્ટ જણાય છે.

**ગોઠવણ**—અધિકારની ગોઠવણ બહુ વિચારવા લાયક છે એક પછી એક અધિકાર વધારે ઉપયોગી હકીકત બતાવનારા લખાયા છે અને ચિત્ત રાખીને વાંચનારને બહુ આનંદ આપે તેવી રીતે તેની ગોઠવણ કરી છે. દરેક શ્લોકની ભાષા મધુર અને સ્પષ્ટ હોવા ઉપરાંત શૈલી બહુ સાદી અને અસરકારક છે.

**પ્રચાર**—આ ગ્રંથ મુનિજીવન અને શ્રાદ્ધજીવનના માર્ગદર્શક તરીકે બહુ જ ઉપયોગી છે એમ જણાય છે. આ ગ્રંથ વ્યાખ્યાનમાં અનેક સ્થળે વારંવાર વંચાય છે. તે ઉપરાંત અનેક મુનિમહારાજાઓ આ ગ્રંથ સાદ્યંત કંઠસ્થ કરે છે અને તેનો પાઠ પણ નિરંતર કરે છે એમ અનુભવ્યુ છે. આ ગ્રંથની મહત્તા અને ઉપયોગિતાના સંબંધમાં આટલી હકીકત જ પૂરતી ગણી શકાય તેમ છે.

**હેતુ**—જે મહાન હેતુથી આ ગ્રંથ લખવામાં આવ્યો છે તે ખાસ યાદ આપવાની જરૂર છે. સમતાપ્રાપ્તિનો નજીકનો હેતુ અને મોક્ષપ્રાપ્તિનો પરંપરાગત હેતુ એ બન્ને અનંતર અને પરંપર હેતુ પ્રાપ્ત કરી શકાય એવી શૈલીથી અને ગોઠવણથી ગ્રંથ લખાયો છે.

ટીકા—આ ગ્રંથ પર શ્રીધનવિજયગણિએ અધિરોહિણી નામની ટીકા લખી છે એ ટીકા બહુ જ ઉત્તમ અને વિસ્તારવાળી સંસ્કૃત ભાષામાં છે. ટીકાકાર મહાવિદ્વાન જણાય છે અત્રે શબ્દાર્થ લખવામાં મે એ ટીકાનો વારવાર ઉપયોગ કર્યો છે વિવેચનમાં પણ ઘણી જગ્યા પર તેઓના વિચાર ટાંકી બતાવ્યા છે. જ્યાં તેઓશ્રીનુ નામ ન લખાણુ હોય ત્યાં પણ તેઓની છાયા હશે જ હુ દરેક શ્લોક પર વિવેચન લખવા પહેલાં તે ટીકા વાંચતો હતો આ ઉપરાંત આ ગ્રથનો બાલાવબોધ (ભાષામાં ટૂંકો અર્થ) રત્નચદ્ર ગણિ અને વિદ્યાસાગર ગણિએ કર્યો છે. એ બાલાવબોધ ઉપરથી શા૦ ભીમશી માણેક શ્રી પ્રકરણરત્નાકરના બીજા ભાગમાં ભાષાર્થ છપાવ્યો છે. જોકે તેમાં આ ગ્રંથના મૂળ તથા અર્થમાં ઘણી ભૂલો રહી ગઈ છે, છતા પણ શા૦ ભીમશી માણેક તેથી ઉપયોગી સેવા બજાવી છે. આ ગ્રંથના શ્લોકોની ભાષામા ચોપાઈ શ્રીરંગવિજય નામના સાધુએ કરી છે, જેની પ્રત મારા મિત્ર તરફથી મોડી મળી તેથી શબ્દાર્થ લખવામા તેનો ઉપયોગ થયો નથી, પણ તે ચોપાઈ ઉપયોગી જણાયાથી ગ્રંથના છેવટના ભાગમાં આપી છે. અસલ ગુજરાતી ભાષા તેના તે જ આકારમાં જાળવી રાખવાની આવશ્યકતા સ્વીકારવામા આવે છે તેથી તે ચોપાઈની ભાષામાં ફેરફાર કર્યો નથી.

ક્ષમાયાચના—આ ગ્રન્થનુ વિવેચન લખતાં ગ્રથકર્તાનો આશય શુ છે તે પર દર વખત પૂરતો વિચાર કર્યો છે અન્ય વિદ્વાન લેખકોના આ જ વિષય પરના વિચારો અને પશ્ચિમની કેળવણીના સસ્કારથી પ્રાપ્ત થયેલ વિચારો અને ટાંચણો આપી બનતી મહેનતે વિવેચન ઉપયોગી બનાવવા યત્ન કર્યો છે, છતાં તેમા મંદ અભ્યાસને લીધે મતિક્ષેપ રહી જવા સભવ છે, તે માટે યોગ્ય સ્થળે ક્ષમાયાચના કરી છે તેમ જ અહીં પણ કરવામાં આવે છે.

યોજના—આ ગ્રન્થ પર સંસ્કૃતમાં શ્રી ધનવિજય ગણિની ટીકા છે, તે ઉપરાંત શ્રી રત્નચંદ્ર ગણિની પણ જણાય છે અને તે બીજી આવૃત્તિ છપાઈ ગયા પછી લબ્ધ થઈ છે. યોગ્ય અવકાશ મળશે તો બન્ને ટીકાઓનો ઉપયોગ કરી સ્વતત્ર સસ્કૃત ગ્રંથ છપાવવા વિચાર છે આ ગ્રન્થની કાવ્ય-ચમત્કૃતિ અને ઉપદેશપદ્ધતિ એટલી અસરકારક અને સારી છે કે તેનો જેમ બને તેમ બની શકે તેટલી રીતે પ્રચાર કરવાની જરૂરિયાત છે. દરરોજના પાઠ માટે, તેટલા સારુ, મૂળ શ્લોક, શબ્દાર્થ અને શ્રી રંગવિજયની ચોપાઈ સાથે એક બત્રીશ પેજી નાની બૂકની પણ યોજના કરવાનો વિચાર છે. અધ્યાત્મના વિષય પર લોકોનો આદર થશે તો ત્યાર પછી એક-બે અપૂર્વ ગ્રથો પર પણ આવી રીતે વિવેચન કરવા સંબધમા યોજના કરવાની અભિલાષા રહે છે. હવે આ ગ્રન્થના રચનાર યુગપ્રધાન તુલ્ય તપ-ગચ્છાધિપતિ શ્રીમન્મુનિસુંદરસૂરિ મહારાજના ચરિત્ર પર ગવેષણા કરી ઐતિહાસિક નોંધો લઈ ઉપોદ્ઘાત પૂર્ણ કરવામાં આવશે.

## શ્રી મુનિસુંદરસૂરિ અને તેમનો સમય

ઇતિહાસ સંબંધી દુર્લક્ષ્ય—ઇતિહાસના વિષયમાં હિંદુસ્તાનમાં પ્રથમથી બહુ બેદરકારી બતાવવામાં આવી છે એવી સાધારણ ફરિયાદ છે પોતાનુ નામ પ્રસિદ્ધ કરી જવાની પ્રબળ ઇચ્છા ન હોવાને લીધે કે એ વિષયથી [1]ભવિષ્યની પ્રજાને ખાસ લાભ થવાનુ કારણ ખ્યાલમાં ન આવવાને લીધે કે બીજા ગમે

[1] મારા એક વિદ્વાન મિત્રે મારું ધ્યાન ખેચ્યુ છે કે આ હકીકત બરાબર નથી તેઓ વિશેષમાં લખે છે કે મુનિપુગવોનુ સાધ્યબિંદુ અન્ય હોય છે, તેથી પોતાનો મહિમા વધારવા સારુ અથવા માન-પ્રતિષ્ઠા સારુ તેઓ સ્વની હકીકત બહુ લખતા નથી, પણ ભવિષ્યની પ્રજાના ઉપકારની વાત તેઓના ધ્યાન બહાર જાય એ અવાસ્તવિક છે. જો બરાબર તપાસ કરવામાં આવે તો સવત ૧૦૦૦થી અત્યાર

તે કારણથી આ સબંધમાં ફરિયાદનું કારણ રહ્યું છે આને લીધે આર્યાવર્તની પ્રાચીન કાળમાં શી સ્થિતિ હતી તેનો સંપૂર્ણ ખ્યાલ મેળવવામાં બહુ મુશ્કેલી પડે છે. સીધો પુરાવો આ વિષયમાં ભાગ્યે જ મળી આવે છે; જે મળે છે તે ગ્રંથો ઉપર પડતા આજુબાજુના ઝાંખા પ્રકાશનાં કિરણો જ છે અને તેના ઉપરથી અનુમાન કરવા પડે છે. અમુક ગ્રંથ કયા વખતમાં લખાયો છે એમ જો જાણી શકાય તો તેથી બહુ ખુલાસા થાય છે; તે વખતની સોસાયટીનું બંધારણ, લોકોની વ્યવહારપદ્ધતિ, વિચારપદ્ધતિ અને વિકસ્વરતા કેવા પ્રકારનાં હતાં એ જાણવાનું સાધન પ્રાપ્ત થાય છે અને તેથી આદર્શ તરીકે તે હકીકત ચાલુ જમાનાની પ્રજાને બહુ લાભ કરી શકે છે. આવા ઐતિહાસિક લખાણોની ગેરહાજરીથી ઘણીવાર ગ્રંથનો અર્થ કરવામાં પણ અગવડ પડે છે અને ઘણીવાર અનુમાનના અધૂરા આધાર ઉપર કામ ચલાવવું પડે છે. ઐતિહાસિક લખાણો પોતે કેટલો લાભ કરે છે તે બહુ અગત્યનો અને સમજવા જેવો વિષય છે, પણ અત્ર તે પ્રસ્તુત નથી ઇતિહાસની ગેરહાજરી હિંદુસ્તાનમાં બહુ જણાય છે, એટલો મુખ્ય ઉલ્લેખ જ હાલ તો પ્રસ્તુત છે.

**સાધનો**—હિંદુઓના સંબંધમાં જેટલી સીધા ઐતિહાસિક લેખોની ગેરહાજરી જોવામાં આવે છે તે જ પ્રમાણે જૈનોના સંબંધમાં સમજવાનું છે, પણ અત્ર સ્થિતિ કાંઇક સારી છે ગુજરાત અથવા હિંદુસ્તાનનો ટૂંકો ટૂંકો અને કટકે કટકે જે ઇતિહાસ મળી આવે છે તે જૈન ગ્રંથોના આધારે જ લગભગ રચાયલો છે. શ્રી હેમચંદ્રાચાર્ય અને ત્યાર પછીના ઘણા જૈન વિદ્વાનોએ ઇતિહાસ જેવું કાંઈ કાંઈ લખી મૂક્યું છે અને તેમાંથી જે મળી આવે છે તેનો ઉપયોગ થાય છે. આ સ્થિતિ સારી છે તેથી આપણને જરા આનંદ થાય છે, છતાં એટલું તો કહેવું જોઈએ કે જૈન ગ્રંથોમાં પણ નિયમસર ચાલુ ઇતિહાસ મળી આવતો નથી, પરંતુ કટકે કટકે અને બનાવોની નોંધના રૂપમાં તે બહુધા હોય છે. ઇતિહાસના સંબંધમાં આટલો ઉપકાર જૈન પ્રજાએ પોતા ઉપર અને અન્ય પ્રજા ઉપર કર્યો છે એટલું જ નહિ, પણ પોતાની કોમમાં થયેલા મહાન આચાર્યોના સંબંધમાં પણ અનેક ગ્રંથોની પ્રશસ્તિઓ દ્વારા પ્રકાશ પાડ્યો છે. શ્રી હેમચંદ્રાચાર્ય અને તેમની પહેલાંના આચાર્યો માટે ચતુર્વિંશતિ પ્રબંધ વગેરે ગ્રંથોમાં ઇતિહાસ મળે છે અને તે સમય પછીના આચાર્યો માટે તો આધારભૂત પટ્ટાવલિઓ મળી આવે છે. આ ઇતિહાસ પણ લગભગ સાલવારી જેવો જ હોય છે. અમુક આચાર્ય સંબંધી કાંઈ ન જાણતા હોઈએ તેના કરતાં થોડું પણ જાણતા હોઈએ તો સારું, એ દૃષ્ટિથી આ વિષયમાં કાંઇક સંતોષ થાય છે, પણ અમુક આચાર્યનું જીવનચરિત્ર લખવું હોય તો એક બે અપવાદ ( મારા માનવા પ્રમાણે શ્રી હેમચંદ્રાચાર્ય અને શ્રી હીરવિજયસૂરિ ) સિવાય બીજાઓના સંબંધમાં કાંઈ પણ મળે તેમ નથી.[1] સ્થિતિ આ પ્રમાણે છે તેથી આ મહાન ગ્રંથના કર્તા માટે બહુ ઇતિહાસ મળે તેમ તો નથી, પણ તપાસ કરી જે થોડું મળી આવ્યું છે તે અત્ર રજૂ કરવામાં આવે છે

---

સુધીનો ધર્મરાજ્ય અને રાજાઓનો ઇતિહાસ બરાબર મળી શકે તેમ છે નાશ પામતા ઐતિહાસિક ગ્રંથો, પ્રતિમાજી ઉપરના લેખો, મંદિરોના લેખો તેમ જ સિક્કાઓ તે હકીકત પૂરી પાડે તેમ છે. શોધક દૃષ્ટિએ હોંસથી અને ખંતથી કામ કરનાર હોય તો લગભગ સાલેસાલનો ઇતિહાસ લભ્ય છે.

૧ આ હકીકત બરાબર નથી જુઓ આગલા પૃષ્ઠ પરની નોટ શોધખોળથી ઘણા આચાર્યોનાં ચરિત્રો મળી શકે તેમ છે. હીરસૌભાગ્ય કાવ્ય, ગુરુગુણરત્નાકર, સોમસૌભાગ્ય કાવ્ય, જયાનંદચરિત્ર, વિજયપ્રશસ્તિ કાવ્ય વગેરે અનેક ગ્રંથો ઐતિહાસિક ચરિત્રો પૂરાં પાડી શકે તેમ છે. તે ઉપરાત અનેક ગ્રંથોમાં લંબાણ પ્રશસ્તિઓ પણ ઉપયોગી સાધન તરીકે કામ બજાવે છે અને લેખો તથા સિક્કાઓ પણ ઠીક કામ આવે છે.

**જન્મ અને દીક્ષા**—આ ગ્રંથના કર્તા **શ્રી મુનિસુંદરસૂરિ** મહારાજ છે. તેઓનો જન્મ વિક્રમ સંવત ૧૪૩૬માં ( સને ૧૩૮૦ મા ) થયો હતો. તેઓનો જન્મ ક્યા નગરમા થયો હતો, તેઓનાં માતાપિતા કોણ હતાં અને તેઓ કઈ જાતિના હતા તે સંબંધી કાંઈ પણ હકીકત મળી શકી નથી. તેઓશ્રીએ સાત વર્ષની નાની વયમા સંવત ૧૪૪૩ની સાલમા જૈન ધર્મની દીક્ષા લીધી હતી[1]. આટલી નાની ઉમરે દીક્ષા લેવાના સંબંધમાં અથવા આપવાના સંબંધમાં હાલ ઘણી બાજુએથી શોરબકોર થાય છે, પણ તે સંબંધમાં પૂર્વકાળમાં વિચારો બહુ જ જુદા પ્રકારના હતા. હાલ અનુભવ વગરના નાની વયવાળાને દીક્ષા આપવામાં કેટલાક ભૂલ થતી માને છે; પૂર્વ કાળમા સર્વાનુમતે એવો વિચાર હતો કે ઇંદ્રિયસ્વાદમા પડી ગયા પછી આ પ્રાણીને તેમાંથી નીકળવું બહુ મુશ્કેલ પડે છે, માટે પૂર્વના શુભ સંસ્કારથી કોઈ પણ પ્રાણીને લઘુ વયમા ચારિત્ર લેવા ઇચ્છા થાય તો તેમા વિલંબ કરવો નહીં, અંતરાય પાડવો નહીં અને તેને સંસારમાં આસક્ત થવાનો વખત આપવો નહીં. ઇતિહાસથી પણ એમ જણાયુ છે કે જૈન શાસનમાં તેમ જ અન્ય દર્શનમા જે જે મહાત્માઓ નામ કાઢી ગયા છે, જેઓ અદ્ભુત ગ્રંથકર્તા, તર્કવેત્તા કે વ્યાખ્યાનકાર થયા છે, તે સર્વ નાની વયમા દીક્ષિત થયેલા હતા. શ્રી વજ્રસ્વામી લઘુ વયના દીક્ષિત હતા. શ્રી અભયદેવસૂરિને સોળ વર્ષની વયે તો આચાર્યપદ આપવામા આવ્યું હતુ. શ્રી હેમચંદ્રાચાર્ય સાત વર્ષની વયના હતા ત્યારે તેમને દીક્ષા આપવામાં આવી હતી. આ ગ્રંથકર્તાના પૂર્વપુરુષ સોમસુંદરસૂરિ સાત વર્ષની વયના હતા ત્યારે દીક્ષિત થયા અને શ્રી યશોવિજયજી મહારાજના સંબંધમા પણ તેમ જ સાભળ્યુ છે. શ્રીમાન હેમચંદ્રાચાર્યના સંબંધમાં આ બનાવ પર ટીકા કરતા પ્રો૦ પીટરસન લખે છે કે "દેવેન્દ્રે આવા નાના છોકરા ( ચંગદેવ–હેમચન્દ્ર )ને પોતાનો ચેલો બનાવ્યો તે કોઈને નવાઈ જેવુ લાગશે, પણ ખરી રીતે જોતાં તેમા નવાઈ જેવું કાંઈ નથી. એવુ ધોરણ આ દેશમાં તથા બીજા દેશોમાં અસલથી ચાલ્યુ આવ્યુ છે ને ચાલ્યુ આવે છે......મોટી ઉમરે પહોચેલા માણસને જ સાધુ બનાવી શકાય એ ધોરણ સારુ છે ખરુ, પણ બીજા સઘળા ધર્મોમાં જોઈશુ તો એ જ રીતે નવા આચાર્યોને પસંદ કરવામાં આવે છે. જ્યાં આચાર્યને લગ્નાદિકનો પ્રતિબંધ હોય ત્યા પોતાની જગા લેનાર આચાર્ય બનાવવા માટે આમ કર્યા સિવાય છૂટકો જ નથી." પ્રો૦ પીટરસન જેવા વિદ્વાનો આ હકીકતને વ્યવહારુ દૃષ્ટિથી બતાવે છે. પણ તે ઉપરાત આવા અગત્યના વિષયમા મનને એક બાજુના નિર્ણય પર લાવ્યા અગાઉ ધાર્મિક અને ઐતિહાસિક દૃષ્ટિથી સાધુઓનાં બંધારણો ઉપર અને તે સંસ્થાની જરૂરિયાતના વિષય ઉપર ખાસ ધ્યાન આપવુ જોઈએ. અભ્યાસકાળ બાલ્યવયમાં જ પ્રાધાન્ય છે અને હાલ જેમ બી એ, એમ એ. થતા લગભગ તેર વર્ષ તો ઇંગ્લિશ અભ્યાસમા થાય છે તેમ ધાર્મિક જ્ઞાનના એમ એ થતાં ઘણા વર્ષો લાગવાં જોઈએ એ સહજ સમજી શકાય તેવુ છે. આથી દુનિયા પર ઉપકાર કરવાના સંયોગ તો બાલ્યવયમાં દીક્ષા લેનારને જ પ્રાપ્ત થવાનો સંભવ છે. શ્રી મુનિસુંદરસૂરિ મહારાજે કેવા કેવા ચમત્કારો કર્યા છે તે આપણે આગળ જોઈશુ ત્યારે આ સબંધનો ખ્યાલ આપણને વિશેષ સ્પષ્ટ રીતે આવશે.

**દીક્ષાગુરુ**—શ્રી મુનિસુંદરસૂરિ મહારાજને દીક્ષા આપતી વખતે શિષ્ય કોના બનાવવામા આવ્યા હતા, તેનો કાંઈ ઇતિહાસ મળી શકતો નથી. તેઓ, આગળ જણાવવામાં આવશે તેમ, સોમસુંદરસૂરિની પાટે આવ્યા તેથી તેમના શિષ્ય હતા એમ મનાવવામાં આવે છે, પણ આ સોમસુંદરસૂરિનો જન્મ સંવત ૧૪૩૦મા થયો હતો અને તેઓએ દીક્ષા સાત વર્ષની ઉમરે સંવત ૧૪૩૭માં લીધી હતી, તેથી સંવત ૧૪૪૩, જે મુનિસુંદરસૂરિનો દીક્ષાકાળ છે, તે વખતે તેઓની ( સોમસુંદરસૂરિની ) ઉમર તેર વર્ષની જ

૧. બહુધા એકી વરસમાં દીક્ષા અપાતી નથી એવો સંપ્રદાય સાભળ્યો છે; તો કદાચ આઠમા વરસની શરૂઆતમાં દીક્ષા આપી હોય એ બનવા જોગ છે.

અને તે કાળમાં સાધુઓ તરફ સામાન્ય રીતે પણ કેવો પ્રેમ હતો તે બહુ જ વિચારવા યોગ્ય છે. સોમસુંદરસૂરિ ગચ્છાધિપતિ ક્યારે થયા તે સંવત મળી શકતો નથી, પણ તેઓએ બહુ વર્ષ સુધી ગચ્છનો ભાર ઉપાડયો એમ અનુમાન થાય છે. તેઓ સંવત ૧૪૯૯માં કાળધર્મ પામ્યા તેથી ગચ્છાધિપતિપણુ લગભગ ત્રીશ–પાત્રીશ વર્ષ સુધી તો કર્યું જ હશે એમ જણાય છે ઉપર જણાવેલ 'સોમસૌભાગ્ય કાવ્ય' ગ્રંથ કાવ્યનો એક નમૂનો છે અને તે તરીકે પણ તે ખાસ વાંચવા જેવો છે; તે ઉપરાંત સોમસુંદરસૂરિના શિષ્યરત્ન પ્રતિષ્ઠાસોમે[1] તે સંવત ૧૫૨૪ માં બતાવ્યો છે, તેથી જેટલે દરજ્જે તે ઐતિહાસિક હકીકત પૂરી પાડે છે તેટલે દરજ્જે તે બહુ આધારભૂત સીધા પુરાવા જેવો પણ ગણી શકાય તેમ છે આ ગ્રંથ ઘણી હકીકત પર અજવાળું પાડે છે અને આ ઉપોદ્ઘાતના ઐતિહાસિક વિભાગમા તેનો આધાર વારવાર લેવામાં આવ્યો છે.

**આચાર્યપદ ઉત્સવનું 'સોમસૌભાગ્ય' કાવ્યમાં વર્ણન**—શ્રી મુનિસુંદરસૂરિને વાચકપદવી (ઉપાધ્યાયની પદવી) વિક્રમ સંવત ૧૪૬૬માં આપવામાં આવી હતી અને તે વખતથી તેઓ મુનિસુંદર ઉપાધ્યાયના નામથી પ્રસિદ્ધ થયા હતા. આ વખતે ગચ્છાધિપતિ સોમસુંદરસૂરિ હતા એ હકીકત ખાસ નોંધી રાખવા જેવી છે એ જ મહાત્માને દેવરાજ શેઠના આગ્રહથી વિક્રમ સંવત ૧૪૭૮માં સૂરિપદ મળ્યુ અને ત્યાર પછી તેઓ મુનિસુંદરસૂરિના નામથી પૃથ્વીતળ પર પ્રસિદ્ધ થયા. આ સૂરિપદવીનો મહોત્સવ સોમસૌભાગ્ય કાવ્યમાં બહુ સારી રીતે વર્ણવ્યો છે તેની અત્ર નોંધ કરી છે વર્ણન કરનાર નજરે જોનાર હતા તેથી અતિશયોક્તિનો સંભવ પ્રમાણમાં ઓછો છે આ હકીકત સોમસૌભાગ્યકાવ્યના છઠ્ઠા સર્ગમાં બતાવવામાં આવી છે, તેના શરૂઆતના ભાગનો સારાંશ નીચે પ્રમાણે છે.—

દેવસુંદરસૂરિ સ્વર્ગે ગયા પછી ગચ્છનો ભાર સોમસુંદરસૂરિને માથે આવ્યો. તેઓ મહાપ્રતાપી વિદ્વાન હતા આ સૂરિરાજનાં દર્શન કરવાથી પૂર્વના ગૌતમ, જંબૂ, સ્થૂળભદ્ર વગેરે મહાત્માઓ યાદ આવે તેમ હતું ગુરુમહારાજ ફરતાં ફરતાં મોટા નગરમા આવી ચડયા. (નગરનું નામ સમજી શકાતુ નથી, કદાચ તે વૃદ્ધ[2] નામનુ નગર હોય તો ના નહિ, પણ એવા નામથી કોઈ હાલનુ નામ સમજી શકાતુ નથી) આ નગર બહુ રમણીય હતુ. (કવિએ અત્ર નગરનુ અદ્ભુત વર્ણન કર્યું છે.)

---

૧. આ સોમસૌભાગ્યકાવ્ય શ્રી પ્રતિષ્ઠાસોમનુ બનાવેલુ છે, પણ હીરસૌભાગ્ય કાવ્ય, જે દેવવિમળ-ગણિએ બનાવ્યુ છે, તેના પહેલા સર્ગના ૧૩મા શ્લોકમા તેઓ કહે છે કે तथा दुम तिसाधुसूरिकृतसोम-सौभाग्यकाव्ये એટલે દેવવિમળગણિ, જેમણે સદરહુ ગ્રંથ સંવત ૧૬૭૧ થી ૮૧ સુધીમાં બનાવ્યો જણાય છે, તેમના મત પ્રમાણે સોમસૌભાગ્યકાવ્યના કર્તા સુમતિસૂરિ હતા એમ જણાય છે પણ સોમસૌભાગ્ય કાવ્યના દશમા સર્ગના ૭૪મા શ્લોકમાં લખે છે કે साधुना सुमतिमाधुनादरात् नव्य काव्य निर्ममे એને, અર્થ સુમતિ સાધુના આદરથી આ નવુ કાવ્ય બનાવ્યુ એમ જ કરવો જોઈએ; તેમજ તે જ સર્ગના ૭૩મા શ્લોકથી આ ગ્રંથકર્તા પ્રતિષ્ઠાસોમ છે એમ સ્પષ્ટ જણાય છે દેવવિમળસૂરિ બહુ નજીકના સમયમાં થયા છતાં તેઓ આ પ્રમાણે લખે છે તેથી આ હકીકત વિચારવા લાયક છે સુમતિસાધુસૂરિ તપગચ્છની ગાદી ઉપર ૫૪મી પાટે થયા છે. સદરહુ દશમા સર્ગનો ૭૪મો શ્લોક ક્ષેપક જેવો ગણાય છે.

૨ આ વૃદ્ધ નામનુ નગર તે ગુજરાતમા વિશનગર પાસે આવેલ વડનગર શહેર છે એમ મારા એક મિત્ર કહે છે તેની પુષ્ટિમાં તેઓએ જે કારણો આપ્યાં છે તે બહુ ખાતરી કરનારા છે. તેઓ કહે છે તે નીચે પ્રમાણે છેઃ—મૂળ શ્લોકમાં હકીકત છે તેને છૂટી પાડવાથી નીચેનો ભાવ નીકળે છે स वृद्ध गुरुराट् वृद्धं नगर आजगाम આ ગ્રંથના સર્ગ છઠ્ઠાના તેરમા શ્લોકમા જણાવ્યા મુજબ વડનગરના મધ્યભાગમાં અત્યારે પણ આદીશ્વર ભગવા તથા જીવિતસ્વામીનાં બે ચૈત્યો મોજૂદ છે અને તે સંપ્રતિ રાજાનાં કરેલાં કહેવાય

આ નગરીમાં આદીશ્વર પ્રભુ તથા મહાવીર પરમાત્માના બે ભવ્ય વિહારો હતા એ નગરની રામાઓ અવે આરામો સરખી રીતે શોભતાં હતાં. ઇંદ્રની અમરાવતી જેવા આ શ્રેષ્ઠ અને સંપત્તિનાં નિધાનરૂપ નગરમાં લક્ષ્મીવાળા અને પોતાની બુદ્ધિથી વધેલા એક **દેવરાજ** નામના શેઠ વસતા હતા. એ શેઠને **હેમરાજ** નામનો નાનો ભાઈ હતો અને ત્રીજો **ઘટસિંહ** નામે ભાઈ હતો. આ બન્ને ભાઈઓ પણ બહુ સારા હતા અને મોટા ભાઈને બે ભુજારૂપ હતા એક પ્રસંગે દેવરાજ શેઠે પોતાના ભાઈઓને કહ્યું, "બધુઓ! નાશ પામનારું આ ધન કોઈના ઘરમાં સ્થિર રહ્યું નથી અનેક ચક્રવર્તીઓ અને સાર્વભૌમ રાજાઓ આ દુનિયામાં ધનથી પ્રધાન થઈ ગયા છે, તેમ જ વાસુદેવો પણ દ્રવ્યની ઋદ્ધિસિદ્ધિથી પ્રસિદ્ધ થયેલા છે, તેમ જ શ્રી વિક્રમ, નળ, મુંજ અને ભોજરાજા પૃથ્વીપ્રખ્યાત થઈ ગયા છે આવાઓનાં ઘરમાં પણ લક્ષ્મીએ સ્થિરપણું કર્યું નથી, તેથી પ્રાજ્ઞ પુરુષ લક્ષ્મીનુ દાન કરી કૃતાર્થ થાય છે. તમે બન્ને મનમાં વિચાર કરી જો સંમતિ આપો તો હુ આ દ્રવ્ય વડે સૂરિપદની પ્રતિષ્ઠા કરુ ' બન્ને ભાઈઓએ બહુ ખુશીથી સમતિ આપી એટલે દેવરાજ શેઠ હર્ષથી સોમસુદરસૂરિ મહારાજ પાસે આવ્યા અને ગુરુમહારાજને વદના કરી. (હવેનો ભાગ વિશેષ પ્રસ્તુત છે તેથી વિસ્તારથી સપૂર્ણ આપવામાં આવે છે.)

**व्यजिज्ञपद्विज्ञशिरोमणिश्च गच्छाधिपं स्वच्छमतिप्रसारम् ।**
**श्रीसूरिदीव्यत्पदभूमिवित्तव्ययस्य निर्मापणतः प्रसीद ॥ ३१ ॥**

ચતુર પુરુષોમા પ્રધાન તે શેઠે સ્વચ્છ બુદ્ધિવાળા સૂરિમહારાજને વિનતિ કરી કે "આપ દિવ્ય સૂરિપદના સ્થાનમાં મારા પૈસાનો વ્યય કરાવવા માટે પ્રસન્ન થાઓ" મતલબ મારા ખરચે કોઈ મુનિના સૂરિપદની પ્રતિષ્ઠા કરાવો. (૩૧)

**ततो गुरुः स्वीयविनेयवृन्दे ददौ सदोन्नत्यगुरुः स्वदृष्टिम् ।**
**श्रीवाचकेन्द्रे मुनिसुन्दराह्वे विशेषतो योग्यतया तया च ॥ ३२ ॥**

ત્યાર પછી ઉન્નતિમા ગુરુ તે ગુરુમહારાજે પોતાના શિષ્યસમૂહ પર દૃષ્ટિ નાખી અને ખાસ કરીને વાચકેન્દ્ર શ્રીમુનિસુંદર ઉપર તેની વિશેષ યોગ્યતાને લીધે તેમની દૃષ્ટિ ઠરી (૩૨)

**जल्पत्यनल्पं सविकल्पजालं सदाप्यनुस्यूतमतिप्रभूतम् ।**
**थाक् संस्कृतं प्रोन्मदवादिवृन्दं ननाश यस्मिन् किल काकनाशम् ॥ ३३ ॥**

જે મુનિસુદર ઉપાધ્યાય અતિ બુદ્ધિથી વ્યાપ્ત તર્કના જાળને વચનમાર્ગથી પ્રવાહ આપે છે. ત્યારે સંસ્કારવાળો ઉન્મત્ત વાદીઓનો સમૂહ કાગડાની પેઠે તત્કાળ નાસી જાય છે; અર્થાત્ વાદવિવાદમાં વાદીઓને બહુ જલદીથી વાણી વડે પરાસ્ત કરી નાખે તેવા છે. (૩૩)

**स्वसाध्यसिद्धयै सति यत्र हेतूपन्यासमातन्वति वादभूमौ ।**
**प्रावादकोन्मादभरः शरीरे स्वेदेन सार्द्धं किल जागलीति ॥ ३४ ॥**

---

છે. વળી, સાતમા શ્લોકમાં 'સમેલા' તળાવની હકીકત કહી છે; તે તળાવ પણ હાલ મોજૂદ છે અને ઘણું મોટું છે, અને તેનુ નામ પણ સમેલા તળાવ જ કહેવાય છે; પથ્થરનુ બાંધેલુ છે અને તેની ચારે બાજુએ વેદિકાઓ છે તળાવ કરતાં આંબાનાં ઝાડો પણ ઘણાં છે. તદુપરાત તે જ ગ્રથના સતરમુ સર્ગના પદરમા શ્લોકમાં કહ્યું છે તે પ્રમાણે વડનગર ફરતા ૩૬૦ તળાવો છે, પણ કાળે કરીને છીછરા થઈ ગયાં છે. વળી કુંડો પણ ઘણા છે. વર્ણનમાં જણાવ્યુ છે તે પ્રમાણે આંબા અને રાયણનાં ઝાડો પણ બહુ છે. આ પ્રમાણે સર્વ વર્ણન મળતુ હોવાથી વૃદ્ધનગર તે વડનગર હોય એમ માનવાનાં ઘણાં કારણો જણાય છે.

જે વાચકપતિ વાદભૂમિમાં પોતાના સાધ્યની સિદ્ધિને માટે હેતુનો ઉપન્યાસ કરે છે (સાધ્ય અને હેતુ અને તર્કના પારિભાષિક શબ્દો છે) ત્યારે ઉગ્ર વાદીઓના ઉન્માદનો સમૂહ શરીરમાં જેમ પરસેવો ગળી જાય તેમ ગળી જાય છે. (૩૪)

**यन्निर्मिता श्रीगुरुभव्यकाव्यविद्वत्सिगङ्गा गुणसत्तरङ्गा ।**
**प्रक्षालयन्ती कलिकल्मषौघ हृष्टानकार्षीत्सुमनःसमूहान् ॥ ३५ ॥**

જે વાચકેંદ્રની રચેલી શ્રી ગુરુની ભવ્ય કવિતારૂપ ગંગા નદી ગુણરૂપ તરંગોથી ઊછળતી અને કલિકાળના પાપસમૂહને ધોઈ નાખતી અનેક વિદ્વાનોને હર્ષ ઉપજાવતી હતી (આ કાવ્ય ત્રિદશતરંગિણી, જેનો એક ભાગ ગુર્વાવલી છે, તેને સૂચવતુ હોય એમ જણાય છે આ કાવ્ય તેમણે સૂરિપદ મેળવ્યા પહેલાં સંવત ૧૪૬૬માં લખ્યુ હતુ એ આપણે હવે પછી જોઈશું.

**येन प्रक्लृप्ताः स्तुतयः स्तवाश्च गाम्भीर्यभृन्नव्यसदर्थसार्थाः ।**
**श्रीसिद्धसेनादिमहाकवीनां कृतीर्मतीद्धा अनुचक्रिरे ताः ॥ ३६ ॥**

જેમણે રચેલ ગંભીરતાથી ભરપૂર નવીન ઉત્તમ અર્થવાળી સ્તુતિઓ અને સ્તવનો શ્રીસિદ્ધસેન દિવાકરાદિ મહાકવિઓની કરેલી બુદ્ધિથી વૃદ્ધિ પામેલી કૃતિઓને અનુસરતી હતી; અર્થાત્ કાવ્યચમત્કૃતિ, રસ અને અલંકારથી ભરપૂર હતી. (આ શ્લોક 'સ્તોત્રરત્નકોષ' નામનાં તેઓનાં પ્રસિદ્ધ સ્તોત્રો અને તે ઉપરાંત બીજાં અત્યારે ન જણાતાં સ્તવનોને સૂચવતો હોય એમ જણાય છે. (૩૬)

**सद्युक्तिभृत्संस्कृतजल्पशक्तिः सहस्रनाम्नां कथनैकशक्तिः ।**
**तात्कालिकी नव्यकवित्वशक्तिर्न यं विनाऽन्यत्र समीक्ष्यतेऽद्य ॥ ३७ ॥**

સુયુક્તિથી ભરપૂર સંસ્કૃત બોલવાની શક્તિ, એક હજાર નામોને એકસાથે કહેવાની શક્તિ અને તાત્કાળિક નવીન કવિતા બનાવવાની શક્તિ આમના સિવાય અત્યારે બીજા કોઈમાં જોવામાં આવતી નથી. (સંસ્કૃત ભાષા પર કાબૂ, સહસ્રાવધાનીપણુ અને શીઘ્રકવિત્વ–આ ત્રણ વિષય અત્ર પ્રતિપાદન થાય છે.) (૩૭)

**विद्या न साऽऽस्ते निरवद्यताभृत्कला न सा चास्ति वरा धरायाम् ॥**
**यस्यां न यस्याङ्गिगणार्चितस्य बुद्धिर्विशुद्धा प्रसरीसरीति ॥ ३८ ॥**

દુનિયામાં એવી કોઈ પણ નિરવદ્ય વિદ્યા નથી અને એવી કોઈ ઉત્તમ કળા નથી કે જેમાં અનેક મનુષ્યના સમૂહે પૂજેલા આ મુનિસુંદર વાચકેંદ્રની બુદ્ધિ સારી રીતે પ્રસાર પામતી ન હોય; અર્થાત્ તેઓશ્રીની બુદ્ધિ સર્વ વિદ્યાકળામાં પ્રવેશ કરી શકતી હતી (૩૮)

**मेधाविनः सन्ति परे सहस्रा अदूष्यवैदुष्यधरा धरायाम् ।**
**परं न यस्य प्रसरत्प्रकर्षप्रज्ञस्य विज्ञस्य तुलाभृतः स्युः ॥ ३९ ॥**

આ દુનિયામાં કોઈ પણ પ્રકારનાં દૂષણો રહિત વિદ્વત્તાને ધારણ કરનારા હજારો બુદ્ધિમાન પુરુષો છે, પણ પ્રસાર પામતી ઉત્કર્ષવાળી બુદ્ધિને ધારણ કરનાર વિદ્વાન મુનિસુંદર ઉપાધ્યાયની સરખામણીમાં આવે તેવા કોઈ નથી. (૩૯)

**तं वाचकं सूरिपदार्हमर्हन्मतोन्नतिस्फातिकरं विमृश्य ।**
**वचोऽनुमेने सुमना महेभ्यराट्श्रीदेवराजस्य गणाधिराजः ॥ ४० ॥**

આ વાચકેંદ્ર મુનિસુંદરને આર્હત મતની ઉન્નતિ કરનારા અને સૂરિપદને યોગ્ય જાણીને શુભ મનવાળા ગચ્છપતિ સોમસુંદરસૂરિએ તે મોટા શ્રેષ્ઠી દેવરાજના વચનને અંગીકાર કર્યું. (૪૦)

अगादसौ धाम निकाममन्तश्चित्तं प्रहृष्टः कृतिनां गरिष्ठः ।
प्राक् प्राहिणोत्कुङ्कुमपत्रिकाश्च कीर्त्या समं भूमितलेऽखिलेऽपि ॥ ४१ ॥

પછી કૃતાર્થ પુરુષોમાં શ્રેષ્ઠ તે દેવરાજ શેઠ હૃદયમાં બહુ આનંદ પામતો પોતાને ઘેર ગયો અને તત્કાળ પોતાની કીર્તિ સાથે આખી પૃથ્વી ઉપર કુંકુમપત્રિકાઓ (કંકોત્રીઓ) મોકલી. (૪૧.

समागमन् सङ्घजनाश्च तेनाहूताः प्रभूताः परिपूतचित्ताः ।
सदा च रूपास्तसुपर्वगर्वैस्तैस्तत्पुरं स्वःपुरवद्विरेजे ॥ ४२ ॥

તે શ્રેષ્ઠીએ બોલાવેલા પવિત્ર ચિત્તવાળા ઘણા સઘાળુઓ એકઠા થઈ ત્યાં આવ્યા. રૂપથી દેવતાઓના ગર્વને પણ તોડનારા આ આવેલા લોકોથી તે નગર સ્વર્ગલોકના નગરની પેરે શોભા આપવા લાગ્યું (૪૨)

भेर्यादिवाद्यानि जगर्जुरूर्जस्वलानि माङ्गल्यरवातुलानि ।
समं च तैः प्राक् सुकृतानि तानि पुराकृतानि प्रथितानि तस्य ॥ ४३ ॥

માંગલિક શબ્દોથી અતુલ્ય ભેરી વગેરે વાજિંત્રો ઉગ્રપણે ઊંચા સ્વરથી વાગવા માંડયાં અને તેની સાથે તે શેઠે પૂર્વે (પૂર્વ ભવમાં) કરેલાં સુકૃત્યો પ્રસિદ્ધ થવા માંડયાં (આ ભવમાં લક્ષ્મી મળી છે તે ગત ભવનાં સુકૃત્યો સૂચવે છે.) (૪૩)

वातोर्मिवेल्लच्चिकेतानि निकेतनानि व्यवहारिनेतुः ।
बभासिरे तस्य गुणान्वितस्य श्रद्धोज्ज्वलानीव लसन्मनांसि ॥ ४४ ॥

પવનના તરંગોથી આ શેઠનાં જે મંદિરોની ધજાઓ ફરકતી હતી, તે મંદિરો જાણે તે ગુણવાન શેઠનાં શ્રદ્ધા વડે ઉજ્જ્વળ થયેલ મન હોય તેવાં શોભતાં હતાં (૪૪)

तदा च सुत्रामपुरस्य शोभां शुभां बिभर्ति स्म पुरं तदुच्चैः ।
पदे पदे यत्प्रमदप्रदात्री निरीक्ष्यतेऽखर्वसुपर्वराजिः ॥ ४५ ॥

તે વખતે તે નગર ઇંદ્રના નગરની ઉત્તમ શોભાને ધારણ કરતુ હતુ, કારણ કે સ્થાને સ્થાને દેવતાઓની શ્રેણીઓ હર્ષને ઉપજાવતી જોવામા આવતી હતી; મતલબ કે મનુષ્યોની પંક્તિ દેવપંક્તિ જેવી શોભતી હતી. (સુપર્વ એટલે દેવતાઓ અથવા સારા પર્વોત્સવો, એ શબ્દશ્લેષ છે તેથી બહુ સુંદર અર્થચમત્કૃતિ આપે છે.) (૪૫)

सर्वाङ्गचार्वाभरणाभिरामा रामाः सकामाः प्रददुस्तदानीम् ।
न केवलं सद्धवलानि सर्वश्रोतृश्रुतीनामपि च प्रमोदम् ॥ ४६ ॥

આખા શરીર પર પહેરેલાં રમણીય ખેંચાણકારક આભૂષણોથી સુંદર લાગતી સકામ રામાઓ તે પ્રસંગે કેવળ ધવળ વસ્ત્રાદિથી નેત્રોને આનંદ આપતી હતી, એટલું જ નહિ પણ તેઓ ધવળમંગળાદિથી શ્રોતાઓની શ્રવણેંદ્રિયને પણ આનંદ આપતી હતી. (૪૬)

महोत्सवेषु प्रथितेषु तेषु समन्ततः सन्ततमद्भुतेषु ।
सोत्कर्षहर्षेण पुरात् पुराणः शोकस्तदानीं निरकासि सद्यः ॥ ४७ ॥

આવી રીતે તે અદ્ભુત મહોત્સવો જ્યારે ચારે તરફ હર્ષના ઉત્કર્ષથી પ્રસરી રહ્યા ત્યારે પુરાણા જૂના શોકને તત્કાળ તે નગરમાંથી દેશવટો આપવામા આવ્યો હતો. (૪૭)

मुहूर्तघस्रेऽथ रमासनाथयुगादिनाथस्य पृथूच्चचैत्ये ।
अमण्डि नन्दिर्गुरुभिस्तदानीमुर्व्यां च गुर्व्यां स्वयशःसमृद्धिः ॥ ४८ ॥

મુહૂર્તનો દિવસ આવ્યો એટલે શોભાયમાન શ્રી આદિનાથના ઊંચા અને વિશાળ ચૈત્યમાં ગુરુએ મોટી પૃથ્વીમાં યશની સમૃદ્ધિરૂપ નંદી માંડી. (આ નદી એ ચતુર્મુખ જિનસ્થાપના છે અને દીક્ષા અવસરે સમવસરણની રચના કરવામાં આવે છે તે એ છે. એની સમક્ષ સર્વ ક્રિયા થાય છે) (૪૮)

महामहौघे प्रसरत्यनल्पे माङ्गल्यजल्पेऽखिलबन्दिनां च ।
श्रीवाचकानां वरसूरिमन्त्रं प्रादान्मुदा श्रीतपगच्छनाथः ॥ ४९ ॥

જ્યારે મોટા મોટા મહોત્સવો થઈ રહ્યા હતા અને સર્વ બંદીઓ માંગલ્ય ધ્વનિ કરતા હતા, તે વખતે શ્રી તપગચ્છના સ્વામીએ શ્રી મુનિસુંદર વાચકને હર્ષથી ઉત્તમ સૂરિમંત્ર આપ્યો (૪૯)

सङ्घाधिपः श्रीयुतदेवराजः सदावदातैरवदातकीर्तिः ।
उत्कर्षतो दानजलं प्रवर्षन् प्रावृड्घनाभो ददृशे तदानीम् ॥ ५० ॥

તે વખતે નિરંતર શુદ્ધ કાર્યો કરવાથી જે સંઘપતિ દેવરાજ શેઠની કીર્તિ ઉજ્જ્વળ થયેલી છે, તે શેઠ ઉત્કર્ષથી દાનરૂપ વરસાદને વરસાવતો ચોમાસાના મેઘ જેવો દેખાવા લાગ્યો (૫૦)

माणिक्यरत्नैः प्रवरैश्च चीरैर्विभूषणैर्न्यक्कृतदूषणैश्च ।
प्रचक्रिरे तेन नरेन्द्रकल्पाः कल्पांह्रिपाभेन वनीपकौघाः ॥ ५१ ॥

કલ્પવૃક્ષ જેવા તે ઉત્તમ શ્રેષ્ઠીએ ઉત્તમ માણિક્ય રત્નોથી અને નિર્દોષ આભૂષણોથી યાચકોના સમૂહને રાજા જેવા બનાવી દીધા. (૫૧)

मुक्ताफलैर्निर्मलकान्तिकान्ताचिरत्नरत्नैर्विशदाक्षतैश्च ।
वर्धापयामासुरसीमरूपाः स्त्रियः श्रियः सद्युतिभिर्गुरूंस्तान् ॥ ५२ ॥

અત્યંત રૂપ-સૌદર્યવાળી સ્ત્રીઓએ તેજવાળા મુક્તાફળોથી, નિર્મળ કાંતિવાળા કાંતાને યોગ્ય રત્નોથી અને ઉજ્જ્વળ અક્ષતથી તે ગુરુમહારાજને તે કાળે વધાવી લીધા. (૫૨)

गर्जत्यूर्जितवर्यतूर्यनिकरे दिक्चक्रकुक्षिम्भरि-
ध्वाने सद्धवलध्वनौ च नितरां प्रोत्सर्पति स्त्रीमुखात् ।
हूहूतुम्बरुजैत्रगायनगणैर्विस्तार्यमाणे च सद्-
गीते श्रीगुरवो विनेयसहिताः श्रीधर्मशालां ययुः ॥ ५३ ॥

ઉગ્ર અને ઉત્તમ વાજિત્રોનો સમૂહ ગાજી રહ્યો હતો, સ્ત્રીઓના મુખમાંથી દિશાસમૂહના અંતરને પૂરતો ધવલમંગલનો ધ્વનિ અવિચ્છિન્ન પ્રસરતો હતો અને હૂહૂ તથા તુંબરુ નામના ગંધર્વોને જીતે તેવા ગાયક( ગાનારાઓ )ના સમૂહો ઉત્તમ ગાયનને ગાઈને વિસ્તારતા હતા—એ વખતે શ્રી ગુરુમહારાજ પોતાના શિષ્યોને સાથે લઈને ધર્મશાળામાં પધાર્યા. (૫૩)

प्राञ्चत्पेशलखण्डिका मृदुलसन्नर्मप्रतिष्ठानिका,
श्रीखण्डोज्ज्वलपट्टमुख्यसिचयैश्चञ्चत्प्रभासञ्चयैः ।
रम्यश्रीयुतसोमसुन्दरमहासूरीश्वराणां व्यधात्,
पूजां श्रीश्रितदेवराजमहिमा श्रीदेवराजस्तदा ॥ ५४ ॥

સ્ફુરણાયમાન કાંતિવાળા, કોમળ અને ઉજ્જ્વળ કપડાં વગેરે વસ્ત્રોથી તે દેવરાજ શેઠ કે જે લક્ષ્મીને લીધે દેવરાજ( ઇંદ્ર )ના મહિમાનો આશ્રય કરતો હતો, તેણે દૂર સુધી સંભળાય તેવાં મધુર ગાયનો

ચાલતાં હતાં ત્યારે શ્રીયુત સોમસુંદરસૂરીશ્વરની પૂજા કરી અર્થાત્ કપડાં વગેરે વસ્ત્રો વહોરાવ્યાં. (હાલમાં પણ પંન્યાસપદવી, સૂરિપદવીના મહોત્સવ વખતે આવી જ રીતે વસ્ત્રો વહોરાવવાનો રિવાજ જોવામાં આવે છે.) (૫૪)

पक्वान्नैर्विविधैः स धीरमुकुटः सद्गन्धकूरोत्करै-
र्दालिस्फातितैः ससौरभघृतैर्घोलामृतैश्चामितैः ।
श्रीसङ्घं सकलं कलङ्करहितश्रोर्जेमयामास तद्,
पूजां चोरचयैर्व्यधाच्च गणनातीतैः प्रतीतैर्गुणैः ॥ ५५ ॥

ધીર પુરુષોમાં મુકુટ સમાન અને નિષ્કલંક લક્ષ્મીવાળા તે શ્રેષ્ઠીએ વિવિધ પ્રકારનાં પકવાન્નોથી, પુષ્કળ દાળની સાથે ઉત્તમ ગંધવાળા કૂર (ધાન્ય)ના સમૂહથી અને સુગંધી ઘીથી ભરપૂર એવા અપરિમિત ઘેબરરૂપ અમૃતથી આખા શ્રીસંઘને જમાડયો અને ગુણોથી પ્રખ્યાત એવા અપરિમિત ચીર-(વસ્ત્રો)થી તેની પૂજા કરી. (૫૫)

श्रीमान् सूरिपदे पदेऽथ यशसां कारापिते श्रीगुरो-
रादेशान्मुनिसुन्दरव्रतिवरश्रीसूरिणा संयुतः ।
युक्तः पञ्चशतीमितैश्च शकटैरुद्यद्भटैर्भूयसा,
सङ्घेनाप्यनघेन तूर्णमचलत् श्रीतीर्थयात्रां प्रति ॥ ५६ ॥

શ્રીમાન શ્રેષ્ઠી યશના સ્થાનરૂપ સૂરિપદે તેમને સ્થાપન કરાવ્યા પછી શ્રી ગુરુની આજ્ઞાથી વ્રતધારીઓમાં ઉત્તમ એવા તે શ્રી મુનિસુંદરસૂરિની સાથે પાંચશે ગાડાંઓ અને ઘણા સુભટો લઈ મોટો નિર્દોષ સંઘ કાઢી તત્કાળ તીર્થયાત્રા કરવા ચાલ્યા. (૫૬)

भेर्याद्यूर्जितहृद्यवाद्यनिनदैर्व्योमाङ्गणं गर्जयन्,
रङ्गत्तुङ्गतुरङ्गमक्रमखुराघातैः क्षितिं कम्पयन् ।
चञ्चद्वर्णसुवर्णदण्डकलशैर्देवालयैरुन्नतैः,
शोभां बिभ्रदभ्रशुभ्रयशसा शुक्लं सृजन् क्ष्मातलम् ॥ ५७ ॥
श्रीशत्रुञ्जयपर्वतेऽपि च गिरौ श्रीरैवते दैवत,
श्रीनाभेयजिनं निरस्तवृजिनं नेमीश्वरं भास्वरम् ।
नत्वा तत्र महोत्सवान्नवनवान् कृत्वा च दत्त्वा धनं,
भूत्वा सङ्घपतिः कृती निजगृहं चागात्ससङ्घोऽनघः ॥ ५८ ॥

ભેરી વગેરે ઉગ્ર અને મનોહર વાજિંત્રોના શબ્દોથી આકાશને ગજાવતા, ચપળ રીતે ચાલતા ઊંચા અશ્વોના ચરણની ખરીઓના આઘાતથી પૃથ્વીને કંપાવતા, સુંદર વર્ણવાળા સુવર્ણના દંડ અને કળશ યુક્ત ઊંચાં જિનાલયોથી શોભાને ધારણ કરતા અને પોતાના અતિ ઉજ્જવળ યશથી પૃથ્વીને ઉજ્જવળ કરતા તે દેવરાજ શેઠ શ્રી શત્રુંજયગિરિ ઉપર રહેલા, પાપને દૂર કરનારા અને પ્રકાશમાન શ્રી ઋષભદેવ પ્રભુને અને રૈવતાચલ (ગિરનાર) પર રહેલા તેવા જ શ્રી નેમિનાથ પ્રભુને નમી, ત્યાં આગળ નવા નવા અનેક પ્રકારના ઉત્સવો કરી, પુષ્કળ ધનનું દાન આપી અને ખરેખરા સંઘપતિ થઈ આખા નિર્દોષ સંઘને સાથે લઈ પોતાને ઘેર પાછા આવ્યા. (૫૭-૫૮)

श्रीगच्छेन्द्रगिरा सुधारसकिरा शिष्योत्करैः संयुता,
गर्वाखर्वकुवादिसिन्धुरघटावित्रासपञ्चाननाः ।

**पूर्णेन्दुप्रतिमानना घनजनाह्लादप्रकर्षप्रदाः,**
**श्रीमन्तो मुनिसुन्दराह्वगुरवः क्षोणौ विहारं व्यधुः ॥ ५९ ॥**

પછી ગર્વથી ભરપૂર એવા કુવાદીરૂપ ગજેંદ્રોની ઘટાને ત્રાસ આપવા માટે કેશરીસિંહ જેવા, પૂર્ણચન્દ્ર સમાન મુખવાળા અને ઘણા લોકોને ઉત્કૃષ્ટ આનંદ આપનારા તે શ્રીમાન મુનિસુંદરગુરુએ અમૃતરસને ઝરતી શ્રી ગચ્છપતિ ( સોમસુંદરસૂરિ )ની આજ્ઞાથી શિષ્યોના સમૂહ સાથે ત્યાંથી પૃથ્વીતળ ઉપર વિહાર કર્યો અને જુદે જુદે સ્થાનકે વિહાર કરી ગયા. (૫૯)

આવી અદ્ભુત રીતે આ ગ્રંથના કર્તા શ્રી મુનિસુંદરસૂરિને આચાર્યપદનો અભિષેક થયો એ હકીકત વાંચતાં બહુ સાનંદાશ્ચર્ય ઉપજે છે. ગચ્છાધિપતિ સોમસુંદરસૂરિનુ સ્વર્ગગમન સંવત ૧૪૯૯ મા થયુ એમ ધર્મસાગર ઉપાધ્યાય પોતાની પટ્ટાવલીમાં લખે છે. આ વખતે સર્વ આચાર્યોમાં શ્રેષ્ઠ મુનિસુંદરસૂરિ ગચ્છના અધિપતિ થયા. તેઓનુ સ્વર્ગગમન સંવત ૧૫૦૩ માં થયુ તેઓનુ જીવન ૬૭ વર્ષનુ થયુ ત્યારે તેમણે કાળ કર્યો. તેમાં ૬૦ વર્ષ દીક્ષાપર્યાય પાળ્યો, ૨૫ વર્ષ આચાર્ય તરીકે પ્રસિદ્ધ રહ્યા અને ગચ્છાધિપતિપણાનો ભાર માત્ર ૪ વર્ષ જ વહન કર્યો; જોકે સંભવિત છે કે ગુરુની વૃદ્ધાવસ્થામાં તેઓએ જ ગચ્છની વ્યવસ્થા ઉપર ગુરુમહારાજની બાજુએ રહીને પૂરતી રીતે ધ્યાન આપ્યુ હશે.

**વિદ્વત્તા અને યાદશક્તિ**—આ સૂરિમહારાજ અસાધારણ વિદ્વત્તા ધરાવતા હતા તેઓની યાદશક્તિ બહુ તેજસ્વી હતી અને શાસ્ત્રનુ વિજ્ઞાન અદ્ભુત હતુ. તેઓ એક હજાર અવધાન કરી શકતા હતા. જુદી જુદી એક હજાર બાબત પર ધ્યાન આપવું અને તેમાંનો કોઈ પણ ભાગ પૂછવામાં આવે તેને કહી બતાવવો એ જ્ઞાનાવરણીય કર્મના પ્રબળ ક્ષયોપશમથી પ્રાપ્ત થયેલી અદ્ભુત યાદશક્તિ અને બુદ્ધિબળનો નમૂનો છે આ કાળમાં વધારેમાં વધારે સો અવધાન કરનારા સાંભળ્યા છે. જ્યારે કોઈ કોઈ આઠ, દશ કે પંદર સુધી અવધાન કરનારા હોય છે, તેઓ તરફ પણ વિદ્વાનો અપૂર્વ માનની દૃષ્ટિથી જુએ છે, તો આવા હજાર અવધાન કરનારની કેવી અદ્ભુત શક્તિ હશે તે ખ્યાલમાં આવી શકવું પણ બહુ મુશ્કેલ છે. આબાલ બ્રહ્મચર્ય અને મન પર અપૂર્વ કાબૂ વગર આ શક્તિ પ્રાપ્ત થવી મહામુશ્કેલ છે. તેઓ 'સહસ્રાવધાની' તરીકે ગ્રંથોમાં પ્રસિદ્ધ થયા છે. તેઓનુ જ્ઞાન કેટલુ અપૂર્વ હતુ તેનો ખ્યાલ કરવા માટે બીજી બે હકીકત ઇતિહાસમાં નોંધાયેલી છે તેઓને દક્ષિણ દેશના કવિઓએ 'કાલી સરસ્વતી'નુ બિરુદ આપ્યુ હતુ અન્ય કોમના વિદ્વાનો અપૂર્વ વિદ્વત્તા વગર આવુ ઉપનામ આપે એ અસંભવિત છે અને તેમાં પણ દક્ષિણના વિદ્વાનો બહુ વિચાર કરીને જ પદવી આપે છે દક્ષિણ દેશના કવિઓની પ્રખ્યાતિ ભર્તૃહરિના વખતથી છે તેઓ એક પ્રસંગે કહે છે કે **अग्रे गीतं सरसकवयः पार्श्वतो दाक्षिणात्याः** ( મોઢા આગળ ગીત ગવાતાં હોય અને બન્ને બાજુએ દક્ષિણ દેશના કવિઓ બિરુદાવલી બોલતા હોય વગેરે ) આ ઉપાધિનો અર્થ શુ થાય છે તે બરાબર સમજી શકાતુ નથી,[1] પરંતુ કવિત્વશક્તિમાં અદ્ભુત ચાતુર્ય બતાવનારને તે પદવી મળે છે એમ માલૂમ પડે છે તેઓ કવિત્વશક્તિમા આટલા નિપુણ હતા તે ઉપરાંત તર્ક—ન્યાયમાં પણ બહુ નિપુણ હતા. તેઓને મુઝફ્ફરખાન બાદશાહ તરફથી 'વાદીગોકુળષંઢ'નુ બિરુદ મળ્યુ હતુ વાદીઓરૂપ ગાયોના સમૂહના તેઓ પતિ હતા એટલે તેઓ અનેક વાદીઓને પોતાને કબજે રાખી પરાસ્ત કરી શકે એવી શક્તિવાળા હતા, એમ આ બિરુદનો અર્થ થાય છે આવી રીતે તેઓની યાદશક્તિ, કવિત્વશક્તિ અને તર્કશક્તિ બહુ ખીલેલી હતી એમ જણાય છે.

૧. સરસ્વતીનો વર્ણ ધવળ છે, પણ શ્રી મુનિસુંદરસૂરિ મહારાજનો વર્ણ કાળો—શ્યામ હતો, તેથી તેઓ સાક્ષાત્ સરસ્વતી અવતાર શ્યામ વર્ણમાં હોય એવી ઉપાધિ તેમને મળી હતી એવો પં. શ્રી. ગંભીરવિજયજીનો અભિપ્રાય છે.

સ્મરણશક્તિ, કલ્પનાશક્તિ અને ન્યાયશક્તિ Memory, Imagination and Reasoning faculty આ ત્રણ મગજની શક્તિઓ છે અને એ ત્રણે એક જ પુરુષમાં બહુ વિકસ્વર થયેલી હોય એવા દાખલા જવલ્લે જ જોવામાં આવે છે; લગભગ નથી જોવામાં આવતા એમ કહીએ તો ચાલે ત્રણમાંથી એકાદ શક્તિ ઓછીવત્તી ખીલેલી હોય એવા દાખલાઓ તો બને છે, પણ ત્રણેનો એકત્ર યોગ બહુ અલ્પ સ્થાને હોય છે

**ચમત્કાર**—આ મહાત્મા સૂરિમહારાજની અદ્ભુત શક્તિઓના સબંધમાં તેમના સમયની નજીકમાં થયેલા વિદ્વાનો કેવો અભિપ્રાય બતાવી ગયા છે એ જાણવું પ્રાસગિક થઈ પડશે. તેઓના વખતમાં જ થયેલા શ્રીપ્રતિષ્ઠાસોમ નામના મુનિરાજ સોમસૌભાગ્ય કાવ્યના દશમા સર્ગમાં લખે છે કેઃ—

**श्रीसोमसुन्दरयुगोत्तमसूरिपट्टे, श्रीमान् रराज मुनिसुन्दरसूरिराजः ।**
**श्रीसूरिमन्त्रवरसंस्मरणैकशक्तिर्यस्याभवद् भुवनविस्मयदानदक्षा ॥**
**श्रीरोहिणीति विदिते नगरे ततीति पश्चात्कृते किल चमत्कृततत्पुरेशः ।**
**ऊरीचकार मृगयाकरणे निषेधं, प्रावर्तयन्निखिलनीवृति चाप्यमारिम् ॥**
**प्रागेव देवकुलपाटकपत्तने यो, मारेरुपद्रवदलं वलयांचकार ।**
**श्रीशान्तिकृत्स्तवनतोऽवनतोत्तमाङ्गभूपालमौलिमणिघृष्टपदारविन्दः ॥**
**श्रीमानदेवशुचिमानसमानतुङ्गमुख्याः प्रभाविकगुरून् स्मृतिमानयद्यः ।**
**श्रीशासनाभ्युदयवप्रथितावदातैस्तैश्चमत्कृतिकरैः कुमुदावदातैः ॥**

"યુગપ્રધાન શ્રી સોમસુંદરસૂરિની પાટે મુનિસુંદરસૂરિ વિરાજિત થયા, જેઓની પ્રધાન સૂરિમંત્ર સ્મરણ કરવાની શક્તિ ત્રણ ભુવનને વિસ્મયનું દાન આપવામાં દક્ષ થઈ હતી. શ્રી રોહિણી નગરમાં[1] મરકીના ઉપદ્રવને દળી નાખવાથી (બંધ કરવાથી) આશ્ચર્ય પામી તે નગરના રાજાએ પોતે શિકાર કરવાનો ત્યાગ કર્યો અને આખા દેશમાં અમારી પ્રવર્તાવી આ સૂરિરાજને નમસ્કાર કરતા રાજાઓના મુગટમાં રહેલા મણિઓથી જેઓનાં ચરણકમળ ઘસાય છે, એવા તે આચાર્ય મહારાજે પ્રથમ દેવકુલપાટક[2] નગરમાં શાંતિને કરનાર એવા શાંતિકર સ્તોત્રથી મહામારીના ઉપદ્રવનો નાશ કર્યો હતો. જૈન શાસનનો અભ્યુદય કરનાર, કમળ જેવા ઉજ્જવળ અને ચમત્કાર ઉપજાવનાર, ઉજ્જવળ ચરિત્રથી આ સૂરિમહારાજે શ્રી માનદેવ અને પવિત્ર હૃદયવાળા માનતુગ વગેરે પ્રાભાવિક ગુરુઓને યાદ દેવરાવ્યા હતા."

આ ટાંચણ પરથી જણાય છે કે તેઓ અદ્ભુત ચમત્કારી તરીકે તે સમયમાં ગણાતા હતા. દેવકુળપાટકમાં મહામારીનો ઉપદ્રવ ચાલતો હતો ત્યારે શાંતિકર સ્તોત્ર (સંતિકરં) બનાવી તે ઉપદ્રવ દૂર કર્યો એમ આ શ્લોક પરથી જણાય છે. એ શાંતિકર સ્તોત્ર ત્યાર પછી એટલું બધુ લોકપ્રિય થઈ પડ્યું છે કે નવસ્મરણમાંનુ તે એક ગણાય છે તેની બારમી ગાથામાં સૂરિ પોતે શ્રી શાંતિનાથની સ્તુતિ કરતાં કહે છે કેઃ—

**एवं सुदिट्ठिसुरगणसहिओ संघस्स संतिजिणचंदो ।**
**मज्झ वि करेउ रक्खं, मुणिसुंदरसूरिथुअमहिमा ॥**

---

૧. રોહિણી નગર તે હાલ આબુ પાસે રોહીતા–રોહીશા ગામ છે તે સમજવુ; (પં શ્રી ગભીરવિજયજી)

૨. આ દેવકુલપાટક તે હાલનુ ઉદેપુર પાસેનુ દેલવાડા સમજવું. તે આબુ ઉપરનુ દેલવાડા નહિ. અથવા તો રાયસમુદ્ર નામનુ ગામ છે તે પણ સંભવિત છે (પં. શ્રી ગંભીરવિજયજી) પ્રથમ આવૃત્તિમાં પ્રભાસપાટણ લખ્યું છે તે બરાબર નથી. તેને તો દેવપત્તન કહેવામાં આવતુ હતું.

"સમ્યગ્દૃષ્ટિવાળા દેવસમૂહ સહિત એવા હે શાંતિજિનચંદ્ર ! શ્રી સંઘનું રક્ષણ કરો અને મારું પણ રક્ષણ કરો ! એ શાંતિનાથ મહારાજની મુનિઓમાં સુંદર શ્રુતકેવલીઓએ અને આચાર્યોએ સ્તુતિ કરી છે." અત્ર વિદ્વાન સ્તોત્રકર્તાએ પોતાનું નામ પણ ગર્ભિત રીતે સૂચવી દીધું છે.

એ જ સ્તોત્રનો ચૌદમો શ્લોક, જે ક્ષેપક હોય એમ માનવામાં આવે છે, તેમાં લખવામાં આવ્યું છે કે—

**तवगच्छगयणदिणयरजुगवरसिरिसोमसुंदरगुरूणं ।**
**सुपसायलद्धगणहरविज्जासिद्धि भणइ सीसो ॥**

"તપગચ્છરૂપ ગગનમાં સૂર્ય સમાન યુગપ્રધાન શ્રી સોમસુંદરગુરુના સુપ્રસાદે પ્રાપ્ત થયેલી ગણધર વિદ્યાસિદ્ધિને પામેલા શિષ્ય મુનિસુંદરસૂરિ ભણે છે."

આ છેલ્લા શ્લોકનો પાઠ બહુધા કરવામાં આવતો નથી. મહામારીના ઉપદ્રવનો નાશ કરવા માટે આ સ્તોત્ર બનાવી વ્યાધિનો નાશ કર્યો તેવો જ બનાવ શ્રી માનદેવસૂરિના વખતમાં પણ બન્યો હતો અને તેમણે લઘુશાંતિ બનાવી ઉપદ્રવનો નાશ કર્યો હતો. શ્રી માનતુંગાચાર્ય તે ભક્તામરના કર્તા છે અને તેમણે શ્લોકોના ઉચ્ચાર સાથે બંધ વગેરે તોડ્યા હતા એમ કહેવાય છે. આવા ચમત્કાર કરનારા પૂર્વાચાર્યોને શ્રી મુનિસુંદરસૂરિએ ફરી યાદ દેવરાવ્યા હતા એટલે આ મહાત્માને જોઈને તેઓ પણ સાંભરતા હતા. મતલબ, આ સૂરિમહારાજ તેઓની જેવા હતા, એવો શ્રી પ્રતિષ્ઠાસોમનો અભિપ્રાય છે.

આ સૂરિમહારાજના સમય પછી સવા સો વર્ષે પટ્ટમી પાટે શ્રી હીરવિજયસૂરિ થયા. તેઓએ અકબર બાદશાહને જૈનધર્મ સમજાવ્યો હતો અને તીર્થ સંબંધી અનેક હક્કો મેળવ્યા હતા. આ આચાર્યના જીવનકાળનું ચરિત્ર લખનાર શ્રી હીરસૌભાગ્ય નામના મહાકાવ્યના કર્તા પૂર્વાચાર્યોના સંબંધમાં લેખ લખે છે. તેઓ પણ મુનિસુંદરસૂરિના નજીકના સમયમાં થયા છે, તેથી તેઓ મુનિસુંદરસૂરિ માટે શું કહે છે તે પણ જાણવું પ્રાસંગિક થઈ પડશે :

**पट्टश्रियास्य मुनिसुन्दरसूरिशक्रे, संप्राप्तया कुवलयप्रतिबोधदक्षे ।**
**कान्त्येव पद्मसुहृदः शरदिन्दुबिम्बे, प्रीतिः परा व्यरचि लोचनयोर्जनानाम् ॥**

એ જ ગ્રંથની ટીકા અનુસાર જરા વિસ્તારથી અર્થ લખવાથી આનો ભાવ સ્પષ્ટ સમજાશે. આ શ્લોકમાં કહે છે કે 'આ (સોમસુંદરસૂરિ)ની પટ્ટલક્ષ્મી ઉપર મુનિસુંદર નામના સૂરિશક્ર (મોટા આચાર્ય), જેઓ કુવલય (પૃથ્વીરૂપી વલય-પક્ષે રાત્રિવિકાસી કમળ)ને જાગ્રત કરવામાં ચતુર શરદ ઋતુના ચંદ્ર જેવા હતા, તેઓ સૂર્યની કાન્તિથી લોકોની દૃષ્ટિને બહુ આનંદ ઉપજાવતા હતા."

આ શ્લોકમાં કહેવાનો તાત્પર્યાર્થ એ છે કે, લોકોને બોધિબીજ, દેશવિરતિ, સર્વવિરતિ પ્રમુખનું દાન આપવા વડે કરીને તેઓનો વિકાસ કરવામાં આ સૂરિમહારાજ ચતુર-દક્ષ હતા.

**योगिनीजनितमार्युपप्लवो, येन शान्तिकरसंस्तवादिह ।**
**वर्षणाद्विव तपर्तुतसयो नीरवाहनिवहेन जघ्निरे ॥**

"શિવપુર નામના નગરમાં વ્યંતરીએ ઉત્પન્ન કરેલ મહામારી (મરકી)નો ભયંકર ઉપદ્રવ ચાલ્યો ત્યારે તે મહાત્માએ **संतिकरं संतिजिणम्** વગેરે શબ્દોવાળા શાન્તિકર સ્તોત્રથી, જેમ મેઘનો સમૂહ ગ્રીષ્મ (ઉનાળા) કાળના તડકાને વરસાદથી હાંકી કાઢે તે પ્રમાણે, દૂર કર્યો-મારી હઠાવ્યો." આ શ્લોક પરથી એટલું વિશેષ માલૂમ પડે છે કે શાંતિકર સ્તોત્ર શિવપુર નગરમાં બનાવવામાં આવ્યું હતું. (અગાઉ દેવકુળપત્તનનું નામ આવ્યું છે તેથી શિવપુર નામ જુદું જણાય છે) અથવા એક ગામનાં બે જુદાં જુદાં નામ હોય એમ સંભવે છે.

बाल्येऽपि रश्मोन्सरसोजबन्धुरिवावधानानि वहन्सहस्रम् ।
अष्टोत्तरं वर्तुलिकानिनादशतं स्म वेवेक्ति धियां निधिर्यः ॥

"જેમ નાનો સૂર્ય હોય તોપણ એક હજાર કિરણો ધારણ કરે છે, તેમ આ સૂરિ નાના હતા ત્યારે પણ એક હજાર અવધાન કરી શકતા હતા અને તે બુદ્ધિના ભડાર આચાર્યમહારાજ એક સો ને આઠ જાતના વાટકાનો નાદ પારખી શકતા હતા." આ સબંધમાં ટીકાકાર એક કથાનક કહે છે: એક વખત પાટણ શહેરમાં દૂર દેશથી વાદીઓ આવ્યા. તેઓ પત્રાવલંબન વગેરે પણ કરતા હતા. રાજસભામાં વાદવિવાદ છ માસ સુધી ચાલ્યો અને છેવટે પોતાનું અદ્ભુત ચાતુર્ય બતાવવા સાથે મુનિસુદરને એક સો આઠ વાટકાઓના જુદા જુદા અવાજ ગમે તે અનુક્રમે પૂછવામાં આવતાં કહી બતાવી બુદ્ધિબળ પ્રગટ કરી સર્વ વાદીઓને પરાસ્ત કર્યા.

अलम्भि याम्यां दिशि येन कालीसरस्वतीदं बिरुदं बुधेभ्यः ।
रवेरुदीच्यामिव तत्र तेजोऽतिरिच्यते यत्पुनरत्र चित्रम् ॥

દક્ષિણ દેશના પંડિતો તરફથી તેઓશ્રીને '**કાલી સરસ્વતી**'નુ બિરુદ પ્રાપ્ત થયુ હતું. સૂર્યનું તેજ તો ઉત્તર દિશામાં વૃદ્ધિ પામતું હોય છે, પણ આમનો પ્રતાપ તો દક્ષિણમાં પણ વિસ્તરતો હતો, એ મહાઆશ્ચર્યનુ કારણ થયુ છે.

આ પ્રમાણે તેઓની નજીકના સમયના વિદ્વાનો તેઓ માટે શ્રેષ્ઠ મત ધરાવતા હતા તેઓની શક્તિ બહુ અદ્ભુત હતી તે તો તેઓના ગ્રથો પરથી પણ જણાય છે તેઓએ જે જે વિષયો લીધા છે તે સબધમા કોઈ પણ જાતના ક્ષોભ કે ભય વગર હિમતથી અને સત્યતાથી તેઓ બોલ્યા છે. તેઓનુ આત્મિક બળ યતિશિક્ષા અધિકાર બહુ સારી રીતે બતાવી આપે છે આવી બાબતમાં આવા આકરા શબ્દોમાં પોતાના જ વર્ગને શિક્ષા આપવી એ મન પર અસાધારણ કાબૂ અને માનસિક ધૈર્ય વગર બનતુ નથી. એ અધિકારનો દરેકદરેક શ્લોક સૂરિમહારાજની આત્મવિભૂતિ બતાવવા માટે પૂરતો છે.

આ મહાત્મા આચાર્યે સવત ૧૫૦૩ કાર્તિક સુદ એકમે કાળ કર્યો. તેઓની પછી મૂળ પાટ પર શ્રી રત્નશેખરસૂરિ આવ્યા.

આ ગ્રથકર્તાના વખતમાં જૈન સમાજનુ બંધારણ કેવું હશે તે વિષે અનુમાન કરતાં પહેલાં એમણે કયા કયા ગ્રથો બનાવ્યા છે તે જોઈ લઈએ આ મહાત્માએ ઘણા ગ્રથો બનાવેલા હોવા જોઈએ એવું અનેક કારણોથી અનુમાન થાય છે. તેઓ મોટી વય સુધી જીવ્યા છે, બાલ્યકાળથી દીક્ષિત થયા છે, સ્મરણશક્તિ, કલ્પનાશક્તિ અને તર્કશક્તિ માટે ઉપનામો મેળવ્યાં છે અને જે ગ્રંથો મળે છે તેમાં તેઓનો ભાષા ઉપરનો કાબૂ અસાધારણ માલૂમ પડે છે; પણ ત્યાર પછીના મુસલમાની કાળમાં રાજ્ય તરફના જુલમને લીધે અને લોકોની અસ્તવ્યસ્ત સ્થિતિને લીધે બહુ ગ્રથો નષ્ટપ્રાય થઈ ગયા અને તેથી પણ વધારે ખુવારી છેલ્લાં ત્રણસે વરસમાં શાસ્ત્રાભ્યાસ તરફ વિશેષ અભિરુચિની ગેરહાજરીને લીધે થઈ, એ આપણે અનેક કરણોથી જાણીએ છીએ તેથી આ ગ્રથકર્તાના કરેલા ગ્રંથોના સબધમાં પણ તેમ જ બનવાનો સંભવ છે. તપાસ કરતાં જે ગ્રથોનાં નામો મળી શક્યાં છે તે નીચે પ્રમાણે છે:—

૧. **ત્રિદશતરંગિણી**—આ ગ્રંથમાં ચોવીશ તીર્થંકરનું ચરિત્ર અને સુધર્માસ્વામીથી મૂળ પાટ ઉપર થયેલા આચાર્યોનાં નામો આપ્યાં છે. એ ગ્રથના ત્રણ મોટા વિભાગ પાડ્યા હોય એમ જણાય છે. પ્રથમ વિભાગમાં શ્રીવીર પરમાત્માનુ ચરિત્ર, બીજા વિભાગમા ત્રેવીશ તીર્થંકરોનાં ચરિત્ર અને ત્રીજા વિભાગમાં આચાર્યોના વર્ણન આપ્યાં છે. આ ત્રણ વિભાગો પર્યુષણ પર્વમાં હાલ જેમ કલ્પસૂત્ર પરની સુબોધિકા

ટીકા વંચાય છે તેમ વાંચવા માટે નિર્માણ કર્યા હશે એમ જણાય છે. આ ગ્રંથ પૈકી પ્રથમના બે વિભાગો લભ્ય નથી ત્રીજો વિભાગ ગુર્વાવલીના નામથી પ્રસિદ્ધ છે અને તે મૂળ ગ્રંથ શ્રી બનારસ પાઠશાળા તરફથી છપાઈને બહાર પડ્યો છે. તેને અંતે તેઓશ્રી લખે છે કે—

इतिश्रीयुगप्रधानावतारश्रीमत्तपागच्छाधिराजबृहद्गच्छनायकपूज्याराध्यपरमात्तपरमगुरुश्रीदेवसुन्दरसूरिगणराशिमहिमाऽर्णवानुगामिन्यां तद्विनेयश्रीमुनिसुन्दरगणिहृदयहिमवदवतीर्णश्रीगुरुप्रभावनपद्महृदप्रभवायां श्रीमहापर्वाधिराजश्रीपर्युषणापर्वविज्ञप्तित्रिदशतरङ्गिण्यां तृतीये श्रीगुरुवर्णनस्रोतसि गुर्वावलीनाम्नि महाहृदेऽनभिव्यक्तगणना एकषष्टिः तरङ्गाः ॥

આ ગુર્વાવલી ગ્રંથના કુલ ૪૯૬ શ્લોકો છે અને ઐતિહાસિક ગ્રંથ તરીકે તે બહુ જ ઉપયોગી ગ્રંથ છે. આ ગ્રંથ તેઓએ સંવત ૧૪૬૬માં પૂર્ણ કર્યો એમ એ જ ગ્રંથના શ્લોક ૪૯૩ પરથી જણાય છે. આ તે જ સાલ હતી કે જે સાલમાં તેઓને વાચકપદ મળ્યુ હતું આ ગ્રંથમાં તેઓ પોતાની જાતને ગણિ તરીકે ઓળખાવે છે. તેઓ એ જ ગ્રંથના ૪૨૦મા શ્લોકમાં પોતાની જાતને ઉપાધ્યાય તરીકે ઓળખાવે છે અને અંતે ગણિ લખે છે તેનુ કારણ ગણિપદ ઉપાધ્યાય પદથી મોટું હોવાનુ હોઈ શકે. આથી કોઈ પણ પ્રકારનો વિરોધ આવતો નથી ગણિ અને વાચકપદ એકાર્થવાચક હશે એ અનુમાન પ્રથમાવૃત્તિના ઉપોદ્ઘાતમાં લખ્યુ હતું તે અવાસ્તવિક છે; કારણ કે સંપ્રદાય પ્રમાણે તે બન્ને સ્પષ્ટ રીતે જુદી જુદી પદવીઓ છે. શ્રીસોમસુંદરસૂરિ મહારાજ આ વખતે મૂળપાટ ઉપર હતા, છતાં શ્રી મુનિસુંદર મહારાજ શ્રીદેવસુંદરસૂરિ માટે અતિ માનના શબ્દોમાં લખવા ઉપરાંત પોતાની જાતને તેના વિનેય (શિષ્ય) તરીકે જણાવે છે, તેથી આ ઉપોદ્ઘાતમાં ઉપર જણાવ્યુ તેમ, મુનિસુંદર મહારાજના દીક્ષાગુરુ દેવસુંદરસૂરિ હોય એમ અનુમાન કરવા તરફ દોરાઈ જવાય છે. આ ગુર્વાવલી ગ્રંથમાં તેઓનો ભાષા પરનો કાબૂ બહુ ઉત્તમ પ્રકારનો જોવામાં આવે છે અને છંદો પણ વારંવાર બદલાતા જાય છે. ઐતિહાસિક દૃષ્ટિથી આ ગ્રંથ બહુ ઉપયોગી છે અને વિક્રમની પંદરમી સદીમાં તપગચ્છનું અને જૈન સમાજનું કેવું બંધારણ હતું તે વિષય પર સારો પ્રકાશ પાડે છે, જે આપણે આગળ ઉપર જોઈશું.

**૨. ઉપદેશરત્નાકર**—આ ગ્રંથ કઈ સાલમાં બનાવવામાં આવ્યો તે માલૂમ પડતું નથી આ ગ્રંથમ ઉપદેશનુ તત્ત્વજ્ઞાન આપવામાં આવ્યું છે તેમાં ઉપદેશ આપવાનો વિધિ, ઉપદેશને ગ્રહણ કરવાને યોગ્ય તથા અયોગ્ય પુરુષોનાં લક્ષણ, મોહિત ચિત્તવૃત્તિવાળા પુરુષનાં લક્ષણ, કેટલાક પુરુષો ધર્મ સાધી શકતા નથી, કેટલાક પાળી શકતા નથી તેનુ સ્વરૂપ, ધર્મોપદેશની વૃષ્ટિથી થતાં ફળો, ઉપદેશને અયોગ્ય પુરુષોની સર્પ, જળો વગેરે સાથે દાર્ષ્ટાંતિક યોજના, ઉપદેશ આપનાર યોગ્ય-અયોગ્ય ગુરુનુ સ્વરૂપ, ગુરુ અને શ્રાવક બન્નેની યોગ્યતાનુ સ્વરૂપ વગેરે વગેરે અનેક પ્રકારના વિષયો પર વિવેચન કરવામાં આવ્યુ છે આ ગ્રંથની યોજના બહુ ઉત્તમ છે અને તેમાં પાડેલા તરંગો આત્માને શાંતિ આપે છે. અધ્યાત્મકલ્પદ્રુમ ગ્રંથની ભાષા કરતાં આ ગ્રંથની ભાષા તદ્દન જુદા પ્રકારની છે. એમાં દરેક વિષય પર બહુ દૃષ્ટાંતો મૂક્યાં છે અને ઉપદેશની એકની એક હકીકત અનેક આકારમાં કહી છે. શ્રોતા અને વક્તા બન્નેએ આ ગ્રંથ મનન કરીને વાંચવા જેવો છે. અધ્યાત્મકલ્પદ્રુમ જ્યારે ગંભીર ભાષામાં અને ઉચ્ચ વૃત્તિમાં લખાયલો છે ત્યારે આ ગ્રંથ આલંકારિક ભાષામાં અને વ્યવહારુ વૃત્તિથી લખાયલો છે. ધર્મ અને તેના અધિકારી કોણ?—એ આ પુસ્તકમા બહુ વિસ્તારથી બતાવ્યુ છે બહુ ઉપયોગી વિષયોનો અત્ર સમાવેશ થાય છે આ ગ્રંથ પર વિસ્તારથી ટીકા પણ મુનિસુંદરસૂરિ મહારાજે પોતે જ રચી છે. આ ગ્રંથનો શરૂઆતનો ભાગ શ્રી જૈન વિદ્યાપ્રસારક વર્ગ તરફથી છપાયો છે.

**૩. અધ્યાત્મકલ્પદ્રુમ**—આ ગ્રંથ સૂરિમહારાજે કઈ સાલમાં બનાવ્યો તે કહી શકાતું નથી, પણ

પ્રસંગે પ્રસંગે અનુભવના ઉદ્દગારરૂપે તેના શ્લોકો બનાવ્યા હોય એમ જણાય છે. આ ગ્રંથની ભાષા અતિ ઉત્તમ, હૃદયને અસર કરે તેવી અને વિષયરચના બહુ સાદી પણ ઉપયોગી અને વાંચીને વિચારે તેને મહાલાભ કરનારી છે. આ ગ્રંથના સંબંધમા ઉપોદ્દ્ઘાતમાં અગાઉ વિવેચન થઈ ગયું છે તેથી અત્ર વિશેષ લખવાની આવશ્યકતા નથી.

૪. **સ્તોત્રરત્નકોષ**—આમાં અનેક સ્તોત્રો સૂરિમહારાજનાં બનાવેલાં છે. એમાંનાં કેટલાંક સ્તોત્રો પ્રગટ થયાં છે આ ગ્રંથ હજુ મારા જોવામાં આવ્યો નથી તેથી તે પર વિશેષ વિવેચન કરી શકાય તેવી સ્થિતિ નથી, પણ સૂરિમહારાજનો સંસ્કૃત ભાષા પરનો કાબૂ જોતાં સ્તોત્રો કાવ્યચમત્કૃતિનો નમૂનો હશે એમ અનુમાન થાય છે.

૫. **મિત્રચતુષ્ક કથા**—આમાં ચાર મિત્રોની કથા છે. એ ગ્રંથ નાનો પણ ઉપદેશક છે અને લભ્ય છે. એના સંબંધમાં વિશેષ હકીકત હવે પછી તે ગ્રંથ મેળવીને બહાર પાડવા ઇચ્છા છે.

૬. **શાંતિકરસ્તોત્ર**—શિવપુર-દેવકુળપટ્ટનમાં મહામારીનો ઉપદ્રવ થતાં શ્રી સંઘના આગ્રહથી આ પવિત્ર સ્તોત્ર બનાવી સંઘમાંથી ઉપદ્રવ દૂર કર્યો કહેવાય છે. આ સ્તોત્ર માત્ર તેર અથવા ચૌદ ગાથાનુ છે, પણ જૈન વર્ગને તે એટલું બધું પ્રિય થઈ પડયું છે કે તેને દરેક પ્રસંગે ગણવાનાં સ્તોત્રોમાં દાખલ કર્યું છે. આ શાંતિકરસ્તોત્રમાં કાવ્યચમત્કૃતિ ઉપરાત મંત્રચમત્કૃતિ પણ છે. અક્ષરના સંયોગોમાં ચમત્કાર રહેલો છે એમ હવે પશ્ચિમ તરફના લોકો પણ માનવા લાગ્યા છે. આવા અક્ષરસંયોગો વડે શાસનના અધિષ્ઠાતા દેવ-દેવીઓની સ્તુતિ, આવાહન, નામસ્મરણ વગેરેનો આ સ્તોત્રમાં સમાવેશ કર્યો છે.

૭. **પાક્ષિક સિત્તરી**—આ નાનુ પ્રકરણ છે. તેની બાવીશ લગભગ ગાથા છે. તેમાં પાક્ષિક પર્વ (પખ્ખી)-ચઉદશને દિવસે કરવુ જોઈએ તેનો નિર્ણય બતાવ્યો છે. ગ્રંથ વિધિવાદનો છે. આ ગ્રંથ પણ મારા જોવામાં આવ્યો નથી, પરન્તુ લભ્ય છે.

૮. **અંગુલસિત્તરી**— ઉપરના જેવો જ આ પણ નાનો પ્રકરણગ્રંથ છે. તેમાં ઉત્સેધાંગુલ, પ્રમાણાંગુલ અને આત્માંગુલ સંબંધી વિચાર બતાવવામાં આવ્યો છે.

૯. **વનસ્પતિસિત્તરી**—આ પણ નાનુ પ્રકરણ છે. એમાં વિષય શો છે તેની ખબર નથી, પરંતુ પ્રત્યેક ને સાધારણ વનસ્પતિના લક્ષણ અને તેના ભેદો વગેરેનુ સ્વરૂપ હોવા સંભવ છે.

૧૦. **તપાગચ્છપટ્ટાવલી**— ગુર્વાવલી ઉપરાંત તેઓએ તપાગચ્છની પટ્ટાવલી જુદી પણ બનાવી છે, જે મળી શકે છે.

૧૧. **શાંતરસરાસ**—રસાધિરાજ શાંતરસ પર આ રાસ ગુજરાતી ભાષામાં રચ્યો છે. જૂની ગુજરાતી ભાષાનો તે નમૂનો છે

હાલમાં વિશેષ તપાસ કરતાં જણાયુ છે કે સદરહુ ગ્રંથો પૈકી પાક્ષિક સિત્તરી, અંગુલસિત્તરી અને વનસ્પતિસિત્તરી એ ત્રણે ગ્રંથો શ્રી મુનિસુંદરસૂરિ મહારાજના બનાવેલા નથી, પણ શ્રી મુનિચંદ્રસૂરિના બનાવેલા છે મે અંગુલસિત્તરી તો જોઈ છે અને તે શ્રી મુનિચંદ્રસૂરિની બનાવેલી છે. બીજા ગ્રન્થો માટે હજુ સંપૂર્ણ તપાસ થઈ શકી નથી, પણ બહુધા સંભવિત છે કે તે ગ્રન્થો શ્રી મુનિસુંદરસૂરિ મહારાજના બનાવેલા નહિ હોય. આ સંબંધી વિદ્વાન ગૃહસ્થો હકીકત લખી મોકલશે તે હવે પછી બહાર પાડવામાં આવશે. આ ઉપરાંત તેઓએ (૧૨) ત્રૈવિદ્યગોષ્ઠિ (૧૩) જયાનંદચરિત્ર (૧૪) ચતુર્વિંશતિ-જિનસ્તોત્ર અને (૧૫) સીમંધરસ્તુતિ બનાવેલ હશે એમ કૉન્ફરન્સ હેરલ્ડ પુ. ૬, પૃ. ૨૧૧ થી જણાય છે. આ સંબંધમાં હજુ વિશેષ તપાસ કરવાની છે.

આવી રીતે શ્રી મુનિસુંદરસૂરિ મહારાજે અનેક ગ્રંથો બનાવ્યા છે તેમાંથી ઉપર લખ્યા તે લભ્ય છે. એ ગ્રંથો પણ આ વિદ્વાન આચાર્યની મહત્તા અને અદ્ભુત શક્તિનો ખ્યાલ આપવા માટે પૂરતા છે. આ સૂરિમહારાજના સંબંધમાં અહીંતહીંથી આટલી હકીકત મેળવી શકાણી છે એકંદરે ઐતિહાસિક ગ્રંથોની ગેરહાજરીને લીધે આવી અગત્યની બાબતમાં સાધારણ અને આજુબાજુની હકીકત ઉપર આધાર રાખવો પડે છે; છતાં એક ગ્રંથકર્તા માટે આટલી પણ હકીકત પ્રાપ્ત થાય છે એટલું જૈન ઇતિહાસકારોને માટે માનપ્રદ છે.



**સમાજસ્વરૂપ**—હવે શ્રી મુનિસુંદરસૂરિ મહારાજના વખતમાં જૈન સમાજનું બંધારણ કેવા પ્રકારનું હતું એ હકીકત જાણવામાં આવે તો ગ્રંથ સમજવામાં બહુ ઉપયોગી થાય; કારણ કે ગ્રંથો હમેશાં ચાલુ જમાનાની હવાવાળા હોય છે આ સંબંધમાં સીધો પુરાવો ગ્રંથમાંથી મળી શકે તેમ નથી. પણ સૂરિમહારાજે આ અધ્યાત્મકલ્પદ્રુમ ગ્રન્થના જે વિભાગો પાડ્યા છે તે પરથી કેટલુંક અજવાળું પડે છે. આધ્યાત્મિક જીવન સંબંધમાં લોકોની સ્થિતિ બહુ મંદ પડી ગઈ હોય એમ લાગતું નથી, કારણ કે જો એ વિષય પર લોકોની રુચિ તદ્દન ઊઠી ગઈ હોય તો તે વિષયનો ઉપદેશ બહુ થાય નહિ, છતાં એટલું તો જણાય છે કે આધ્યાત્મિક વિષય તરફ લોકોની બહુ રુચિ નહિ હોય કમનસીબે આ સબંધે સાક્ષી આપે તેવા પંદરમા સૈકાના બીજા ગ્રંથો નથી, તેથી આ સંબંધમાં વિશેષ કહી શકાતું નથી, પણ યતિશિક્ષા અધિકાર જે શબ્દોમાં લખાયો છે તે બતાવે છે કે આધ્યાત્મિક જીવન બહુ ઉચ્ચતર સ્થિતિ તો ભોગવતું નહિ જ હોય આજુબાજુની હકીકત પણ આ બાબતમાં સાક્ષી આપે છે. હિંદુસ્તાનની સ્થિતિ આ સમયમાં બહુ જ અવ્યવસ્થિત હતી. તઘલખ વંશનું રાજ્ય ચાલતું હતું, થોડા વખત પહેલાં જ અલ્લાઉદ્દીન ખૂની જેવા ખીલજી વંશના પાદશાહોએ કાળો કેર વર્તાવ્યો હતો અને લોકોના જાનમાલની સલામતી બિલકુલ નહોતી. રાજ્યક્રાન્તિ પણ વારંવાર થયા કરતી હતી અને મહમુદ ગાંડા જેવા રાજાઓ રાજ્ય પર આવી ગયા હતા અને રાજધાની ફેરવી ગયા હતા.

સાધુસ્થિતિ—આવા રાજ્યક્રાંતિના સમયમાં જૈન કોમના સંબંધમાં અને મુનિ મહારાજાઓના સંબંધમાં શી સ્થિતિ હતી તે પણ અત્ર જાણવા લાયક છે. ગચ્છના ભેદો અગિયારમા અને બારમા સૈકામાં શરૂ થયા તે આ વખતમાં પૂર્ણ જોશમાં પ્રસરતા હતા એમ સોમસૌભાગ્ય કાવ્ય પરથી જણાય છે. છઠ્ઠા સર્ગના બીજા શ્લોકમાં કહે છે કે "વિશ્વપ્રસિદ્ધ એવો તે સૂરિરૂપ સૂર્ય (સોમસુંદરસૂરિ) જ્યારે આકાશમાં વૃદ્ધિ પામ્યો ત્યારે તારાઓની પેઠે વિગ્રહ કરનારા બીજા સૂરીશ્વરોનું તેજ આશ્ચર્ય સાથે અદૃશ્ય થઈ ગયું" ખુદ તપગચ્છનું બંધારણ બહુ ઉત્તમ હતું, એમ માનવાનાં અનેક કારણો છે; અને તેની સાબીતિઓ બહુ મળે છે, જે પર નીચે વિવેચન થશે ગ્રન્થકર્તાનો તેમ જ લોકોનો એ વખતમાં ગુરુ તરફ પૂજ્યભાવ અપૂર્વ હતો, એ સોમસૌભાગ્ય કાવ્ય પરથી અને અધ્યાત્મકલ્પદ્રુમના ગુરુશુદ્ધિ અધિકારથી જણાય છે. પ્રથમ ગ્રંથ વર્તમાન સ્થિતિ ચીતરે છે, જ્યારે બીજો ગ્રંથ ભાવના–Ideal ચીતરે છે અને ભાવના હંમેશા વ્યવહારુ હદની અંદર રહીને જ બાંધી શકાય છે. તપગચ્છની મૂળ પાટમાં આગળ ઉપર જે સડો પેઠો તે શ્રી મુનિસુંદરસૂરિના વખતમા નહોતો એમ માની શકાય છે, કારણ કે અપૂર્વ ત્યાગ–વૈરાગ્ય વગર અધ્યાત્મકલ્પદ્રુમની ભાષા હૃદયમાંથી નીકળવી અસંભવિત છે આ સ્થિતિ શ્રી હીરવિજયસૂરિ સુધી જળવાઈ રહી હતી એમ અનુમાન થાય છે શ્રી સત્યવિજય પંન્યાસને ક્રિયાઉદ્ધાર કરવાનો પ્રસગ આવ્યો તે બહુ બગાડો અને ગડબડાટ થયા પછી જ હોવું જોઈએ, એમ તો ઇતિહાસથી પણ જણાય છે, પણ લોકસત્કાર વગેરે બાહ્યાચારો માટે સૂરીશ્વરે યતિશિક્ષા અધિકારમાં જે વિસ્તારથી વિચારો જણાવ્યા

છે તે પરથી એમ લાગે છે કે બગાડાની ધીમી શરૂઆત થવાનાં ચિહ્નો અદ્દ્ભુત કલ્પનાશક્તિ ધરાવનાર સૂરિ જોઈ શકયા હતા સાધુવર્ગમા સપ બહુ ઊચા પ્રકારનો હતો, કારણ કે, તે જ કાવ્યના પાચમા સર્ગના છઠ્ઠા શ્લોકમાં જણાવે છે તે પ્રમાણે, શ્રી દેવસુદરસૂરિએ પોતાના પટ્ટશિષ્ય તરીકે મનમાં નિર્ણય કરેલા શ્રીસોમસુદરસૂરિને શ્રીજ્ઞાનસાગરસૂરિ પાસે અભ્યાસ કરવા મોકલ્યા હતા આ પ્રમાણે બનતુ હાલમાં બહુ અલ્પ સ્થળે જોવામાં આવે છે અને ખાસ કરીને પ્રિય શિષ્યને બીજાને સોંપવામાં બહુ સંપ જ કારણભૂત થઈ શકે છે, એ વ્યવહારદષ્ટિથી વિચારી શકાય તેવુ છે સાધુઓમાં સંપ બહુ સારો હતો એના કારણમાં અત્ર જે હેતુ બતાવ્યો છે તે સામાન્ય છે, કારણ કે શ્રીજ્ઞાનસાગરસૂરિ શ્રીદેવસુંદરસૂરિના જ શિષ્ય હતા તેથી તેઓ તેમની આજ્ઞામાં હોય એમાં બહુ નવાઈ જેવુ નથી, છતાં સાધુઓમાં સપ હોવાનાં ઘણાં કારણો છે તમામ સાધુઓ પોતાના ગચ્છના રાજાના હુકમને માનના હતા, તદનુસાર વર્તન કરતા હતા, રાજા જીવતોજાગતો હતો, સત્તા કબૂલ કરાવવાની શક્તિવાળો હતો અને પ્રજાસત્તાક રાજ્યના નિયમ પ્રમાણે અમુક વર્ષે રાજા બદલાતો નહિ, પણ સર્વની સમતિથી આજીવન પ્રેસીડન્ટ નીમાતો, જે હમેશાં બહુ વ્યવહારકુશળ, જ્ઞાની અને અદ્દ્ભુત શક્તિપ્રભાવવાળો જોઈને પસદ કરવામાં આવતો આથી તે સર્વ ઉપર પોતાનો અકુશ રાખી શકતો, સર્વને સુબદ્ધ રાખી શકતો અને તેની આજ્ઞા પૂર્ણ રીતે મનાતી હતી સપ મજબૂત રહેવાનુ આ મુખ્ય કારણ છે તપગચ્છમાં તે સમયના પ્રમાણમાં વિદ્વાનો અને સાધુઓ બહુ હતા એમ ગુર્વાવલીના છેલ્લા પચીસ શ્લોકો પરથી જણાય છે ગણની સ્થિતિ કેવી હતી તે લખતાં શ્રી મુનિસુંદરસૂરિ કહે છે કેઃ—

**गणे भवन्त्यत्र न चैव दुर्मदा, न हि प्रमत्ता न जडा न दोषिणः ।**
**विदूरभूमिः किल सोषवीति वा कदापि किं काचमणीनपि क्वचित् ॥**

"આ ગણમાં અભિમાની, પ્રમાદી, મૂર્ખ અને પાપ સેવનારા થતા નથી. શું વિદૂરભૂમિ કાચને ઉત્પન્ન કરે?" આ ઉપરાંત ગચ્છમાં કેવા વિદ્વાનો હતા તે, ઉપર કહ્યું તેમ, છેલ્લા પચીશ શ્લોકો જોવાથી સમજાશે. આવી જ હકીકત પ્રતિષ્ઠાસોમ સોમસૌભાગ્ય કાવ્યના દશમા સર્ગના ૬૫મા શ્લોકમાં કહે છેઃ—

**श्रीसोमादिमसुन्दरस्य सुगुरोः श्रीमद्गणे सद्गुणे,**
**मोहद्रोहकथाप्रथा न हि मनाक् नैव प्रमादच्छलम् ।**
**नो वार्ताप्यनृतस्य तस्य विकथा नामापि न श्रूयते,**
**राज्यं प्राज्यमनुत्तरं विजयते श्रीधर्मभूमीशितुः ॥**

"શ્રી સોમસુદરસૂરિના શ્રીમાન સદ્દગુણી ગચ્છમાં મોહ અને દ્રોહની કથા ન હતી, પ્રમાદ તથા છળ જરા પણ ન હતાં, અસત્યની વાત જ ન હતી અને વિકથાનુ તો નામ જ સંભળાતુ નહોતુ; તેમાં તો કેવળ ધર્મરાજનુ અનુપમ મોટુ વિશાળ રાજ્ય વિજયવંત વર્તતુ હતુ."

આવાં આવાં અનેક ચિત્રો ગ્રંથકારે મૂકયાં છે, તેમાં સહજ અતિશયોક્તિ હોય તોપણ સામટી રીતે જૈન ગૃહસ્થોની અને સાધુવર્ગની સ્થિતિ સતોષકારક હતી એમ જણાય છે. શ્રાવકો પણ ગુરુ તરફ દઢ ભક્તિવાળા હશે એમ જણાય છે ગુણરાજ, દેવરાજ, વિશાળ, ધરણેદ્ર, નીંબ વગેરે શ્રેષ્ઠીઓએ ગુરુની જે શબ્દોમાં સ્તુતિ કરી પોતાની લઘુતા બતાવી છે અને અપૂર્વ મહોત્સવથી સૂરિપદવીની પ્રતિષ્ઠા કરાવી છે તે ચારિત્રધર્મ તરફ અને ગુરુ તરફ લોકોનો દઢ અનુરાગ બતાવે છે ગચ્છપતિ અથવા ગણાચાર્યની આજ્ઞા સર્વ બહુમાનથી ઉઠાવતા હતા, એમ પણ અનેક રીતે નિર્ણીત થાય છે. સાધુઓમા વિહાર કરવાની બહુ ટેવ હતી અને શ્રીસોમસુંદરસૂરિ જેવા આચાર્ય પણ એક સ્થાનકે રહેતા નહોતા એમ સોમસૌભાગ્ય

કાવ્ય વાંચતાં વારંવાર જણાય છે આથી શ્રાવકોના સંબંધમાં પોતાના અમુક શ્રાવક એમ બહુ ઓછું રહેતું હશે એમ પણ જણાય છે. આચાર્યની અમુક ગામમા પાટ (મુખ્ય સ્થાન-હેડક્વાટર્સ) હોય અને તેની નજીકમાં જ આચાર્ય રહે એવી યોજના જણાતી નથી. શ્રી શત્રુંજય ગિરિરાજની યાત્રાનો મહિમા તે કાળમાં જવા-આવવાનાં સાધનો બહુ અલ્પ, મોંઘાં તથા જોખમવાળાં હોવા છતા બહુ હતો એમ ત્રણ વખત બહુ આડંબરથી નીકળેલા સંઘના વર્ણન પરથી જણાય છે. અવારનવાર જૈન કોમને રા ય-કર્તાઓ તરફથી મદદ મળતી હતી એમ ગુણરાજ શેઠને અહમદશાહ પાદશાહે તેના સંઘના સંબધમા કરી આપેલી સગવડ ઉપરથી અનુમાન થાય છે. (સર્ગ આઠ, શ્લોક ત્રીશ)

**બારિક અવલોકના**—જેમ જેમ વધારે બારીકિથી વિચાર કરીને તે સમયના ગ્રંથોને વાંચવામા આવે, તેમ તેમ તે વખતના જૈન સમાજનું બંધારણ સારી રીતે સમજી શકાય તેમ છે. ઐતિહાસિક પર્યાલોચનાથી બહુ લાભ થાય છે. અત્યારે ગચ્છના ભેદો, સાધુવર્ગનો પરસ્પરનો અસંતોષવાળો સંબંધ અને શ્રાવકો તરફથી તે સંબંધમા આપવામાં આવતુ ઉત્તેજન અત્યંત ખેદાસ્પદ છે. શ્રીમુનિસુંદરસૂરિ જેવા અસાધારણ વિચારબળ ધરાવનારા એકાદ બે મહાત્માની આ કાળમા બહુ જ જરૂર છે. તે સમય તો ધર્મસાધના અને શાસનઅભિવૃદ્ધિ માટે બહુ પ્રતિકૂળ હતો; અત્યારે તો યોગ્ય રીતે પ્રયાસ કરવામાં આવે અને તેના પર યોગ્ય અંકુશ રહે તો થોડા વખતમાં શાસનના ડંકા વાગે એવુ છે. બાકી, ચાલુ સ્થિતિથી ઘણીવાર ઉમંગવાળા ઉત્સાહી પ્રાણીઓ પણ પાછા હઠી જાય છે. લેખ લખનારા અવ્યવસ્થિત રીતે મનમાં આવે તેમ લખે છે, બોલનારા મનમાં આવે તેમ બોલે છે અને વર્તન સ્વેચ્છા પ્રમાણે ચલાવાય છે. કોઈ પૂછનાર નથી. શાસનની વાસ્તવિક લાગણી કોઈને રહી નથી અને કોઈમાં હોય તો બહુધા અજ્ઞાનીઓનું જોર હોવાથી પ્રયાસ નકામો જાય છે. અવારનવાર શાસનની ઉન્નતિ કરવાના પ્રયાસો થાય છે, પણ સંપ તેમ જ પૂરતી સમજને અભાવે એકબીજાનાં કાર્યોની અસર ઓછી થાય છે.

**ઉપદેશકોની સ્થિતિ**—ઉપદેશ આપનાર વર્ગની સ્થિતિ તે વખતમાં બહુ ઊંચા પ્રકારની હતી અને તે માનસિક તેમ જ નૈતિક વિષયમાં વ્યવહારુ રૂપમાં મુકાયલી હતી ઉપદેશકવર્ગ આખી પ્રજા પર અજાયબ જેવી અસર કરી શકે છે. શાસનની ઉન્નતિ કે અવનતિનો આધાર આ વર્ગ ઉપર જ રહે છે ગચ્છાધિપતિઓ દેશ-કાળના સંપૂર્ણ જાણકાર હતા, અને નવીન સંયોગો ઊભા થતાં શાસ્ત્રમર્યાદામાં રહીને યોગ્ય ફેરફારો દાખલ કરવામા ધર્મના ફરમાનનુ વાસ્તવિકપણુ સમજતા હતા; હાલની જેમ નિર્નાયક મંડળ નહોતું. તે વખતની સાધુની સંખ્યા બહુ મોટી હતી, તેમ જ તેમા યોગ્ય જીવો પણ વિશેષ હતા, તેથી શ્રીસોમસુંદરસૂરિએ પોતાની હયાતીમાં પાચ મહાત્માઓને સૂરિપદવી આપી હતી; પણ તે સર્વ એક ગચ્છપતિની આજ્ઞામાં જ વર્તનારા હતા. આવા વિષમ કાળમાં ધર્મ જળવાઈ રહ્યો તે આવા મહાત્મા-ઓની વિશાળ દીર્ઘદૃષ્ટિને જ આભારી છે; નહિ તો તે સમય પહેલાં અને પછી એકંદર ચારસે વરસ હિંદુસ્તાન માટે એવા વિપરીત ગયાં છે કે ધર્મ શબ્દનો મૂળથી નાશ થઈ જાય તે વખતમા શ્રાવકવર્ગની સ્થિતિ પણ બહુ સારી હશે એમ સૂરિપદવીની પ્રતિષ્ઠા, જિનચૈત્યોની પ્રતિષ્ઠા અને સંઘયાત્રાના મહોત્સવો બતાવે છે. આર્થિક સ્થિતિ ઘણી સારી ન હોય તો આવા અદ્ભુત મહોત્સવો થઈ શકે નહિ. એક એક શ્રાવક શાસનના પ્રભાવક જેવા થયા છે તે શ્રીમુનિસુંદરસૂરિ મહારાજે ગુર્વાવલિમાં કરેલા હેમમંત્રી અને લલના પુત્ર નાથા શાહના વર્ણન પરથી જણાય છે આ શ્રાવકો લગભગ નિ:સગ જેવા. સાવદ્ય ક્રિયાના સંબંધમા આરંભથી ડરીને તે નહિ કરવાવાળા અને ગણુને ટેકો આપનારા હતા આવા શ્રાવકો ઉત્પન્ન થાય ત્યારે શાસન ટકી રહે એમાં કાંઈ નવાઈ જેવું નથી. શાસનનુ કાર્ય કરવામાં સ્વાર્થભોગ બહુ આપવો પડે છે અને વિરુદ્ધ ટીકાઓ સહન કરવી પડે છે; પરંતુ એ સર્વ આત્મિક ઉન્નતિના હેતુ અર્થે કામ

કરનારા સહન કરે છે; કારણ કે તેમનો હેતુ ઐહિક માનપ્રતિષ્ઠા મેળવવાનો હોતો નથી સાધુવર્ગમાં આ સમયના મહાતપસ્વી, વાદીશ્વરો અને અભ્યાસીઓ હતા એમ ગુર્વાવલીના ૪૪૭ પછીના દશ શ્લોકથી જણાય છે. ક્રિયાશિથિલતા સાધુમાં નહોતી એમ એ જ શ્લોકો બતાવે છે. શ્રાવકવર્ગનો શાસ્ત્રાભ્યાસ બહુ હોય એમ ગ્રંથ પરથી જણાતુ નથી, પણ તે સમયમાં શ્રોતાઓ સારા હશે એમ તો ઉપદેશરત્નાકરમાં આપેલાં ગ્રહણ કરનારનાં લક્ષણો પરથી જણાય છે. સાધુધર્મમાં કંચનકામિનીનો ત્યાગ તો પ્રથમ પદે હોવો જોઈએ મૂળ પાટમાં જ્યારથી પરિગ્રહનો ગડબડાટ દાખલ થયો, ત્યારથી તેઓનુ માન ઓછુ થયુ એમ આપણે જાણીએ છીએ. પરિગ્રહત્યાગના સબંધમાં શ્રીમુનિસુંદરસૂરિ યતિશિક્ષાના ૨૪ થી ૨૮ સુધીના પાંચ શ્લોકોમાં જે વિચારો બતાવે છે, તે વિચારો સંપૂર્ણ રીતે જણાવે છે કે તે વખતના મુનિઓમા પરિગ્રહનો સંભવ બિલકુલ નહોતો. તેઓ વૃષભ, ઘોડા કે ઊંટ પાસે પુસ્તક કે ઉપધિ ઉપડાવવાની પણ ના પાડે છે અને તેમ કરનારને અન્ય ભવે વૃષભ કે ઘોડાનો અવતાર લઈ ભાર ઉપાડી બદલો આપવો પડશે એમ જણાવે છે, તેથી ધનના સંબંધમાં તો સવાલ જ રહેતો નથી. ધર્મને નામે ઉપકરણાદિના આકારમાં પણ પરિગ્રહ રાખવાની ના પાડે છે અને તેના ઉપર મૂર્ચ્છા રાખવી એને જ તેઓ પરિગ્રહ કહે છે. આ સર્વ વિસ્તારથી વાંચતાં ચોક્કસ જણાય છે કે તેઓ પરિગ્રહની બાબતમાં નિર્દોષ હતા અને જેવા નાયક હોય તેવો જ તેને અનુસરનારો વર્ગ હોય, તેથી સાધુવર્ગમાં પરિગ્રહનો પ્રવેશ શ્રી હીરવિજયસૂરિ પછી જ થયો એમ જણાય છે. આવા કારણથી શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયના સમયમાં સત્યવિજય પંન્યાસને ક્રિયાઉદ્ધાર કરવો પડયો હતો. ક્રિયાઉદ્ધાર કરતી વખતે અનેક બાબતોના સુધારા કરવામાં આવ્યા હતા, પણ મુખ્યત્વે કરી કંચન અને કામિનીનો ત્યાગ તો દઢપણે કરવામાં આવ્યો હતો આ ક્રિયાઉદ્ધારના પ્રસગો ફરીવાર ન આવે તે માટે આ મુદ્દો ધ્યાનમાં રાખી શ્રાવકોએ શિથિલપણાને ઉત્તેજન આપતાં બહુ વિચાર કરવો યોગ્ય છે.

**વાંચન-વિવેક**—અત્ર ઉપોદ્‌ઘાત પૂર્ણ થાય છે. શાંતિથી પરિપૂર્ણ અને શાંતિ આપનાર ગ્રંથમાં પ્રવેશ કરવાનો છે. તે એક સામાન્ય વાર્તાના ગ્રંથ તરીકે ઉપર ઉપરથી વાંચવાનો નથી. એની હકીકત વાંચી, સમજી, મગજમાં ઉતારવાની છે અને તેનું મનન અને નિદિધ્યાસન કરી આત્માને અધ્યાત્મરૂપ કરવાનો છે. આ પ્રમાણે થાય ત્યારે જ આ ગ્રંથ વાંચવાથી થનારો લાભ પ્રાપ્ત થાય બાકી એક નવીન ગ્રંથ તરીકે તેમાં શું લખ્યુ છે તે ઉપરઉપરથી જોઈ જવુ એથી નુકસાન નથી પણ વાસ્તવિક લાભ પણ નથી. આવી જાતના વાચનનો શોખ હાલ વધતો જાય છે તેની સામે વાંધો લેવાની જરૂર છે, તેથી અત્ર આટલી યાચના કરવી પ્રાસગિક ગણવામાં આવી છે. ઉપોદ્‌ઘાત સાથે આમુખમા શાંતરસની રસસિદ્ધિ લખવાનો વિચાર હતો અને તેવા જ હેતુથી તે વિષયનુ વિવેચન મગલાચરણમાથી દૂર રાખ્યુ હતું; કારણ કે વિષય તદ્દન પારિભાષિક હોવાથી સાહિત્યના શોખીન અને તેના અભ્યાસીને જ આનંદ આપે તેવો એ વિષય છે; પણ આ કાર્ય જેવા રૂપમા જોઈએ તેના રૂપમાં, અનેક વ્યવસાયોને લીધે, તૈયાર થઈ શકયુ નથી તેથી દાખલ કર્યું નથી આધ્યાત્મિક શાંતિનો પ્રસાર થઈ જીવન વિશુદ્ધતર અને ઉન્નત બનાવવાની પ્રકૃષ્ટ ઇચ્છાથી ગ્રંથલેખન અને તદ્વિવેચન થયુ છે અને તે ઇચ્છા પાર પડો એવી ખરા અંતઃકરણથી પ્રાર્થના છે. તથાસ્તુ.

મો. ગિ. કા.

# વિષયસંક્ષેપ

## (શ્લોક તથા વિવેચનની વિસ્તારથી અનુક્રમણિકા)

**ઉપોદ્ઘાત**—પીઠિકા—શાંતરસનું રસાધિરાજત્વ; તેમ હોવાનાં ત્રણ કારણો. મંગળ, વિષય, પ્રયોજન, સંબંધ અને અધિકારી. આ ઉપદેશનું કારણ શું છે તેનો નિર્ણય. શાંતરસ ભાવનાનું માહાત્મ્ય. આ ગ્રન્થમાં કહેવાના સોળ અધિકાર. પૃષ્ઠ ૧ થી ૧૦

**પ્રથમ અધિકાર—સમતા**—ભાવના નિરંતર ભાવવા માટે મનને ઉપદેશ. અનાદિ અભ્યાસથી વિભાવ દશા ને પરવશપણું. ઇંદ્રિયસુખ અને સમતાના સુખની સરખામણી. માન્યતાનાં સુખો અને યતિનાં સુખોની સરખામણી. ભર્તૃહરિના તે પર વિચારો. ક્ષણમાત્ર સમતાપૂર્વક મૈત્રી રાખવાથી થતો આનંદ. ખરેખરા યોગીનું સ્વરૂપ. શ્રી આનંદઘનજીના તે પર વિચારો. સમતાનું **પ્રથમ** અંગ—ચાર ભાવના: મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ્ય ભાવનાનું વિસ્તારથી સ્વરૂપ, વિવેચન અને તે પર અન્ય વિદ્વાનોના વિચારની અવતરણા. સમતાનું **બીજું** અંગ—ઇંદ્રિયોના વિષયો પર સમભાવ રાખવો. સમતા પ્રાપ્ત કરવાનું **ત્રીજું** અંગ—આત્મસ્વરૂપની વિચારણા. આ વિષયમાં જીવની બેદરકારી. પારકાના ગુણસ્તવનથી અને પોતાની નિંદાથી રાજી થાય તે જ્ઞાની. કૃષ્ણનું તે પર દૃષ્ટાંત. વસ્તુતઃ પોતાના કોણ છે અને પારકા કોણ છે તેને શોધી કાઢવાની જરૂરિયાત. વસ્તુ ગ્રહણ કરવા પહેલાં તેનો અને પોતાનો કેવો, કેટલો અને ક્યારનો સંબંધ છે તે વિચારવાની આવશ્યકતા. મારા-તારાનો વિભાગ રાગદ્વેષકૃત છે, જે બંને તારા દુશ્મન છે. આ વિભાગનું અપ્રમાણપણું. આત્મા અને પુદ્ગલના સંબંધ પર લોકપ્રકાશ ગ્રન્થ. માતપિતાનો સંબંધ, તે પર દૃષ્ટાંતો અને ઉપદેશમાળાનું વિવેચન. બહુ અલ્પ પ્રાણીઓ સમતાનું સ્વરૂપ જાણે છે. સમતાનું **ચોથું** અંગ—સ્વાર્થસાધનમાં રક્ત રહેવું. આને માટે પોતાનો સ્વાર્થ ઓળખવો. સ્વાર્થપરાયણ દુનિયા, તેનાથી ભિન્ન તારો સ્વાર્થ. પૌદ્ગલિક પદાર્થો સાથેનો સંબંધ અસ્થિર છે. વાસ્તવિક આનંદ ક્યાં છે તેની શોધ. મરણ પર વિસ્તારથી વિચાર કરવાની જરૂર અને તેનું વાસ્તવિક સ્વરૂપ. મરણ ઇચ્છવું નહિ, તેમ મરણથી ડરવું નહિ અને નિરંતર તેને માટે તૈયાર રહેવું. મરણ ચોક્કસ છે જ, માટે અનુકૂળતા પ્રમાણે સમતાપ્રાપ્તિ તરફ પ્રયાસ દોરવાનો વ્યવહાર. કષાય અને શોકનું વાસ્તવિક સ્વરૂપ, તે પર વિચાર અને તે બંનેને ત્યાગ કરવાનો ઉપદેશ. રડવા-કૂટવાના હાનિકારક રિવાજમાં રહેલો અસત્ય વ્યવહાર અને તે પૂરું પાડતાં આર્ય સંસારના અધઃપાતનું દૃષ્ટાંત. પરસ્પરને બચાવવાની અસમર્થતા અને તેથી મોહત્યાગનું યોગ્યપણું. અનાથીમુનિ. પૌદ્ગલિક વસ્તુ સાથેનો બહુ ટૂંકો સંબંધ અને તે ત્યાગ કરવાનો ઉપદેશ. સુબુદ્ધિ પ્રધાનનું દૃષ્ટાંત. ઉમાસ્વાતિ વાચકના એ જ વિષય પર વિચાર—આખા અધિકારનું અંતિમ રહસ્ય. પૃષ્ઠ ૧૨ થી ૬૪

**બીજો અધિકાર—સ્ત્રીઅમમત્વમોચન**—પહેલા, બીજા, ત્રીજા, ચોથા અને પાંચમા અધિકારનો સંબંધ. સ્ત્રી પુરુષને ગળે બાંધેલી શિલા જેવી છે અને દૃઢ બંધન છે. સ્ત્રીશરીરનું બાહ્ય દર્શન અને મહાઅશુચિમય અંતરંગ દર્શન. મલ્લિકુંવરીનું દૃષ્ટાંત. છઠ્ઠી ભાવનાનું સ્વરૂપ. સ્ત્રીશરીર પર ભર્તૃહરિના વિચારો. સ્ત્રીમોહથી આ ભવ અને પરભવમાં થતું ફળ. કપિલ કેવળીનું દૃષ્ટાંત. એલાયચી કુમારને

સ્ત્રીસૌન્દર્યના વ્યામોહને લીધે થયેલી પીડા. સ્ત્રીનો બાહ્ય વેશ અને અંદર ભરેલું ગટરખાતુ મોહનીય કર્મનું સામ્રાજ્ય. સયોગથી ઉત્પન્ન થતી ઐહિક–આમુષ્મિક પીડાઓ સંયોગથી થતો આનંદ જરા પણ હોય તો તે ક્ષણિક છે. ઊંઘમાંથી રાત્રીએ જાગ્રત થયેલો મુમુક્ષુ શી વિચારણા કરે તે પર શ્રી હેમચંદ્રાચાર્ય. સ્ત્રી ભૂમિ વગરની વિષકંદલી, જંગલ વગરની વાઘણ, નામ વગરનો મોટો વ્યાધિ વગેરે વગેરે તેની અનેક રીતે ઉપમેયતા અને તેનુ વાસ્તવિકપણું. અધિકારનુ રહસ્ય. પુરુષોને માટે સ્ત્રીએ પણ ઊલટી રીતે સર્વ વાત સમજવી. પ્રેમની પરિસીમા, સ્વાર્થસંઘટ્ટનના પ્રસગો પ્રાપ્ત થયે વર્તન પરસ્ત્રીનો ત્યાગ તો અવશ્ય કરવો જોઈએ આ વિષય પર લખાયલા અન્ય ગ્રંથો. પૃષ્ઠ ૬૫ થી ૭૩

**ત્રીજો અધિકાર–અપત્યમમત્વમોચન**—પુત્ર–પુત્રીને જોઈ હર્ષઘેલા ન થવાનો ઉપદેશ. ભવભૂતિ કવિનું આ વિષય પર અવતરણ. આર્દ્રકુમારનુ દૃષ્ટાંત, લોકધર્મ સાથે પિતૃ કે પુત્રધર્મના સંઘટ્ટનના પ્રસગો આવતાં કયો માર્ગ લેવો ? પુત્ર–પુત્રીનુ શલ્યપણું. તેઓનુ ચલાચલત્વ. પુત્રી સંબંધમાં વિશેષ ચિંતા સ્ત્રીની કુક્ષિમાં કીડા અને ત્યાં જ ઉત્પન્ન થતાં પુત્ર–પુત્રી. પ્રેમ બાબતમાં ત્યાં રહેતો ભેદ. અપત્ય પર સ્નેહબદ્ધ ન થવાનાં ત્રણ કારણો : ( ૧ ) આપત્તિમાં પાલન કરવાની અશક્તિ, (૨) સંબંધનું અનિત્યપણું અને ( ૩ ) ઉપકારનો બદલો વાળવાનો સદેહ. પુત્રપુત્રી માટે માનતા માનનારનું મૂર્ખપણું; તેના સારુ બીજી સ્ત્રી કરનારનું મંદબુદ્ધિપણું. પૃષ્ઠ ૭૪ થી ૭૭

**ચોથો અધિકાર–ધનમમત્વમોચન**—લક્ષ્મી પાપના હેતુભૂત છે અને સંસારભ્રમણ આપનારી છે. મમ્મણ શેઠનું દૃષ્ટાંત. સીઝર, પોંપી, બોનાપાર્ટ વગેરેના દૃષ્ટાંતો. આ ભવ અને પરભવમાં પૈસા દુઃખ આપનાર છે. નદ રાજાની સોનાની ડુંગરી ધનથી થોડું સુખ થાય છે પણ દુઃખ બહુ જ વધારે છે. મારાપણાની માન્યતાથી જરા સુખ થાય છે, પણ તે નામનું જ છે. સત્ય સુખ સંતોષમાં જ છે; ધર્મ નિમિત્તે ધન મેળવવુ યુક્ત છે ?–એ પ્રશ્નનો નિર્ણય મળેલા ધનનો વ્યય કયા કરવો ? ધનથી થતી અનેક પ્રકારની હાનિ તેને તજી દેવાનો ઉપદેશ; તેનાં ચાર કારણો–પરભવમાં દુર્ગતિ, આ ભવમાં ચાલુ ભય અને ધર્મવિમુખતા તેમ જ અન્યથી ઉપભોગપણુ સાત ક્ષેત્રમા ધનનો વ્યય કરવાનો ઉપદેશ. પૈસાનો વ્યય કરતી વખત લોકોની સ્થિતિ અને જરૂરિયાત પર વિચાર કરવાની આવશ્યકતા. જમણવાર કરવા કરતા વિશેષ ઉત્તમ સ્થાનમાં ધન વાપરવાની જરૂર આ સંસારમાં રઝળાવનાર બે વસ્તુમાંથી એક ધન ધન પરના મોહનું વૃદ્ધાવસ્થામાં વિશેષ જોર. સાધ્ય વગર માત્ર ધન ખાતર ધન મેળવવા માટે જ પૈસા પેદા કરવાની ઇચ્છા થાય છે. એ ગમે તેટલી સંખ્યામાં મળે તોપણ અતૃપ્તિ રહ્યા કરે છે. ચાલુ સ્થિતિથી અસતોષ રાખવો નહિ. સુખ ક્યાં છે તેની શોધ મનુષ્યજીવનનો ઉચ્ચતર હેતુ પાર પાડવા તરફ પ્રેરણા. પૃષ્ઠ ૭૮ થી ૮૮

**પાંચમો અધિકાર–દેહમમત્વમોચન**—અધિકારનો ઉદ્દેશ–શરીરને પાપથી પોષવું નહિ સનત્કુમારનો શરીરમદ ત્રિશંકુનું શરીરપ્રેમ પરનું પૌરાણિક દૃષ્ટાંત. શરીર–કારાગૃહમાંથી છૂટવાનો ઉપદેશ વાદરો અને ગાગરમાં ભરેલા બોરનું દૃષ્ટાંત. શરીરસાધનથી કર્તવ્યો કરવાની પ્રેરણા. દેહાશ્રિતપણાથી દુઃખ, નિરાલંબનત્વમા સુખ. અગ્નિ-લોહના સબંધનું દૃષ્ટાંત જીવ અને સૂરિ વચ્ચે થયેલી વાતચીત. શરીરને જરા જરા પોષણ આપીને સંયમભાર સહન કરવાનો ઉપદેશ. શરીરમાં પડતા પદાર્થોની અશુચિ. શરીરમાં ભરેલી અશુચિ શરીરની અતિમ સ્થિતિ. શ્રી મલ્લિનાથે પૂતળી બનાવીને આપેલો ઉપદેશ. છઠ્ઠી ભાવના પર વિચારણા શરીરઘરને ભાડું આપી તેનો કરવો જોઈ તો ઉપયોગ શરીર વડે બની શકે તેટલુ આત્મહિત સાધી લેવાનો ઉપદેશ. અધિકારના વિષયોનુ પૃથક્કરણ વ્યવહારથી ખમવાં પડતાં સર્વ દુઃખો. શરીર સાથે સંબધ કેવા પ્રકારનો રાખવો તે સંબંધી સક્ષેપમાં વિચારો. પૃષ્ઠ ૮૯ થી ૯૭

**છઠ્ઠો અધિકાર-વિષયપ્રમાદત્યાગ**—અંતરંગ મમત્વ પ્રમાદ શબ્દના અર્થો, તેના પાંચ તથા આઠ પ્રકાર. વિષયસેવનથી લાગતાં સુખોનુ ખરું પરિણામ. આ સુખ સાથે સમતાના સુખની સરખામણી. વિષયોથી પરિણામે થતી હાનિઓ. તેના ઉપર શ્રી ચિદાનંદજી મહારાજનુ કવિત. મોક્ષસુખ અને સંસારસુખ, એ બનેને વિરોધ બનેનો કોષ્ટકથી બતાવેલો વિરોધ. તને દુઃખ શાં કારણોથી થાય છે તેનો નિશ્ચય કર. સર્વ ગતિઓમાં થતાં દુઃખનુ વર્ણન. સદરહુ નિશ્ચય પર વિચારણા. જન્મ વખતની વેદના, તે પર પ્રવચનસારોદ્ધાર ગ્રન્થ પ્રાણીઓને માથે મરણનો ભય. તેનો સમય આપણે જાણતા નથી, માટે પ્રમાદ ન કરવો. સુખ માટે સેવાતા વિષયો ભોગવતી વખતે અને પછી સુખ આપતા નથી. સ્વયં ત્યાગ કર્યાથી થતો સંતોષ. તુ શા ઉપર વિષયોમાં રાચીમાચી રહે છે? વિષયોના ત્યાગથી થતું મહાસુખ. વિષય સેવનારના સુખનો પ્રકાર કેવો છે તે પર શ્રી ધર્મદાસ ગણિ. શાંતિના સુખ પર શ્રી ઉમાસ્વાતિ મહારાજ. આ અધિકારના મુદ્દાઓ. એક એક ઇંદ્રિયપરવશ પડેલાં તિર્યંચોની દુર્દશા. તે પર ઉપાધ્યાયજી તથા શ્રી ચિદાનંદજી સુખ માત્ર માન્યતામાં જ છે, તે પર ભર્તૃહરિ. પાંચ પ્રમાદ પર સામાન્ય વિચારણા.

પૃષ્ઠ ૯૮ થી ૧૦૮

**સાતમો અધિકાર-કષાયનિગ્રહ**—કષાયના ચાર તથા સોળ ભેદ. તેનું સ્વરૂપ, તેનો શબ્દાર્થ. ક્રોધનુ સ્વરૂપ, તેનો નિરોધ કરવાની આવશ્યકતા. ક્રોધ કરનાર પર શાંતિ રાખવી ગાળ દેનારને ગાળ દેવા દેવી તે પર ભર્તૃહરિ, ચંડકૌશિક, ગજસુકુમાળ, વીર પરમાત્મા. ક્રોધથી પ્રીતિનો નાશ. ક્રોધ પર ઉમાસ્વાતિ વાચક. તે પર સૂક્તમુક્તાવલિ. માનનો ત્યાગ કરવા ઉપદેશ. માન અને તપનો સંબંધ. સામો પ્રાણી ક્રોધ કરે ત્યારે મનસ્વી પ્રાણી કેવુ વર્તન રાખે—દમદતમુનિ. કષાયથી ગુણ કાંઈ થયો નથી અને તેનાથી થતા દોષો વિચારવા યોગ્ય છે કષાયસેવન અને અસેવનના પરિણામ પર વિચારણા. માનનિગ્રહ—તે પર બાહુબલિનું દૃષ્ટાંત. બહેનોએ તેને આપેલ બોધ માન ત્યાગ કરી અપમાન સહન કરવાનો ઉપદેશ. વેરની ઇચ્છાનો પરભવમાં થનારી વેદના પર વિચાર કરી નિરોધ કરવો. ષડ્રિપુ ઉપર ક્રોધ કરવો, ઉપસર્ગ સાથે મૈત્રી કરવી ષડ્રિપુની વ્યાખ્યા ગજસુકુમાળ, અવંતિસુકુમાળ, સ્કંધક, અરણિક, મેતાર્યના જીવન પર વિચાર. માયાનિગ્રહ—ઉપાધ્યાયજીનો માયા સ્વાધ્યાયમાં બોધ શ્રી ઉદયરત્નજી તથા સિંદૂરપ્રકરકારના વિચારો લોભનિગ્રહ—તે પર ભર્તૃહરિ, સિંદૂરપ્રકરકાર, ઉમાસ્વાતિજી વગેરેના વિચારો સુભૂમ ધવળ, રામ વગેરેનાં શાસ્ત્રપ્રસિદ્ધ દૃષ્ટાંત સીઝર, નેપોલિયન વગેરે ઐતિહાસિક દૃષ્ટાંતો સંતોષનું સુખ. મદમત્સરનિગ્રહનો ઉપદેશ તેર કાઠિયા પર વિવેચન. ઈર્ષ્યા ન કરવાનો ઉપદેશ. ગુણ પ્રાપ્ત કરવાનો ઉપાય. કષાયથી થતો સુકૃત્યનો વિનાશ કષાયથી થતી હાનિપરંપરાનું લિસ્ટ. મદનો નિગ્રહ કરવા માટે ખાસ ઉપદેશ. તે પર શ્રી હેમચંદ્રાચાર્યના વિચારો આઠ મદ અને તે કરનારાઓનાં સક્ષેપથી દૃષ્ટાંતો સંસારવૃક્ષનુ મૂળ—કષાયો. કષાયના સહચારી વિષયોનો ત્યાગ ધર્મની જોગવાઈની મુશ્કેલી દશ દૃષ્ટાંતે મનુષ્યભવનુ દુર્લભપણું; તે પર શ્લોકો અને તેનુ વિસ્તારથી વિવેચન. કષાયના સહચારી પ્રમાદનો ત્યાગ. ઉદ્ધતાઈનો ત્યાગ કરવાનો ઉપદેશ. તે શુ મહાન કામ કર્યું છે કે ઊંચો ને ઊંચો ચાલે છે—તે પર વિચારણા. સોળ ભય. અંતિમ રહસ્ય કષાયત્યાગના વિષયની અગત્યતા: સંસારના દરેક કાર્યમાં તેનો આવિર્ભાવ તેને સમજવાની અગત્ય ક્રોધ, માન, માયા, લોભ એ દરેક પર સ્વતંત્ર મુદ્દાસરનો ટૂંકો ઉલ્લેખ. એ દરેકનાં રૂપકો

પૃષ્ઠ ૧૦૯ થી ૧૪૪

**આઠમો આધિકાર-શાસ્ત્રાભ્યાસ**—ઉપરચોટિયો શાસ્ત્રાભ્યાસ. હૃદયમાં ભીનાશ વગરનો લૂખો અભ્યાસ. વિષયપ્રતિભાસ જ્ઞાનનુ સ્વરૂપ, અનેક વાર થતું એ જ્ઞાન, તેની અલ્પ કિંમત. શાસ્ત્રાભ્યાસ છતાં પ્રમાદ કરનારની સ્થિતિ; તેના ભવરોગનું અસાધ્યપણું આઠ પ્રકારના પ્રમાદ. પોતાની પૂજા-પ્રતિષ્ઠા

માટે શાસ્ત્રાભ્યાસ કરનારાઓ તરફ ઉક્તિ. તેઓની દીપજ્યોતિમાં પડતાં પતંગિયાં સાથે સરખામણી વિષયપ્રતિભાસ જ્ઞાનવાળાની પ્રવૃત્તિ તરફ નિરપેક્ષ વૃત્તિ. તેઓમાં રહેતો અંતઃકરણની કેળવણીનો અભાવ ખ્યાતિ મેળવવા માટે શુષ્ક અભ્યાસ કરનારાઓને બે વચન તેઓનું પેટભરાપણું. શાસ્ત્ર ભણીને શું કરવુ યુક્ત છે? સંયમ રાખવાનો ઉપદેશ. અભ્યાસ માત્ર કરનાર અને અલ્પાભ્યાસી પણ સાધ્યદૃષ્ટિવાળામાં શ્રેષ્ઠ કોણ? તત્ત્વસવેદન જ્ઞાનનુ સ્વરૂપ. મુગ્ધ અને પંડિત. આપ્તવચનાનુસાર અનુષ્ઠાન ઉપસંહાર. માત્ર અભ્યાસથી ફળનો અભાવ શ્રી ધર્મદાસ ગણિના વિચારો. અંતિમ રહસ્ય. નામના પંડિતોનો બાહ્ય દેખાવ. ક્રિયા અને જ્ઞાનનો સંબંધ: તે પર શ્રી યશોવિજયજી મહારાજ. અજ્ઞાનવાદ તરફ અભાવ. અધિકારાંતર્ગત **ચતુર્ગતિ વિવેચન.** નરકગતિનાં દુઃખો ત્રણ પ્રકારની વેદના. તિર્યંચગતિનાં દુઃખો. મનુષ્યગતિનાં દુઃખો. એ દુઃખસ્ફોટનનુ પરિણામ. ઉપસહાર. આખા દ્વારનો પરસ્પર સબંધ. પાશ્ચાત્ય સુખસૂત્ર અને જૈન સુખસૂત્રનો તફાવત. પૃષ્ઠ ૧૪૫–૧૬૨

**નવમો અધિકાર–ચિત્તદમન**—આખા ગ્રંથના મધ્યબિંદુરૂપ આ અધિકાર. મન-ધીવરનો વિશ્વાસ કરવો નહિ. મનને પોતાનુ માનવુ નહિ. મનને વશ થવા પ્રાર્થના દ્વારા ઉપદેશ મન પર અંકુશ રાખવાનો સીધો ઉપદેશ. પ્રસન્નચંદ્ર રાજર્ષિ અને તંદુલ મત્સ્યના દૃષ્ટાંતો. જીરણશેઠની માનસિક ભાવના. સંસારભ્રમણનો હેતુ મન છે. સંસાર ચક્ર છે, તેને ફરતુ બંધ રાખવા મજબૂત બ્રેકની જરૂર છે. યમ, નિયમ અને મનોનિગ્રહ. નિયમના પ્રકાર–યમના પ્રકાર. મનોનિગ્રહ વગરના દાનાદિ ધર્મોનું વ્યર્થપણું. પાંચ પ્રકારના દાન. મન સાધ્યું તેણે સઘળુ સાધ્યુ મનનો વિરુદ્ધ સ્વભાવ. ભૂલવાની વાતનુ વારંવાર સ્મરણ. મનને વશ થનારની રખડપટ્ટી. તીર્થંકરભાષિત જહાજ અને મનપિશાચ. કલ્પનાશક્તિનો તીવ્ર વેગ. પરવશ મનવાળાને તેવડો ભય તે પર શ્રી આનંદઘનજીની ઊર્મિઓ. મનને ઉક્તિ મનને વશ થનારનુ અંતિમ ભવિષ્ય. એક વ્યવહારુ દૃષ્ટાંત, તાર સમાચાર. મનોનિગ્રહ વગરનાં તપજપનું નિરર્થકપણું. પુણ્યપાપબંધનો મન સાથે સબંધ તે પર શ્રી ચિદાનંદજી અને શ્રી યશોવિજયજીના વિચારો. મનોનિગ્રહ વગરનુ જ્ઞાન આળોવતા આવડવાની વાત પર માર્મિક વિવેચન. જ્ઞાનવાનની વિશેષ જવાબદારી. મનોનિગ્રહથી પરંપરાએ મોક્ષગમન. મનોનિગ્રહના ચાર ઉપાય: સ્વાધ્યાય, સ્વાધિકાર યોગ્ય ક્રિયામાં વ્યાપાર, ભાવના અને આત્માવલોકન. યોગવ્યાપાર પર શ્રી ઉમાસ્વાતિ મહારાજના વિચારો. ભાવનાની જાગૃતિથી મન પર અસર. અંતિમ રહસ્ય. મનની સ્થિતિસ્થાપકતા. મન પર કાબૂ રાખવાની જરૂર. અભ્યાસ પાડવાની આવશ્યકતા અને તેની રીતિ અધિકારમાં બતાવેલા વિષયોનું પૃથક્કરણ. સુવર્ણાક્ષરથી કોતરી રાખવા યોગ્ય મુદ્રાલેખ. પૃષ્ઠ ૧૬૩–૧૮૩

**દશમો અધિકાર–વૈરાગ્યોપદેશ**—મૃત્યુનો દોર. જીવનના કાળમાં પરિણામ. હિત માટે યત્ન કરવા ઉપદેશ શત્રુને ઓળખવાની જરૂર મરણથી ડરવુ નહિ, તેને ઇચ્છવુ નહિ, તેને માટે તૈયાર રહેવુ. શક્તિસ્ફુરણા કરવાનો ઉપદેશ. જૈનોનો પુરુષાર્થવાદ લોકરંજન અને આત્મરંજન. ભરતચક્રવર્તીનું દૃષ્ટાંત. દેખાવ ન કરવાથી લાભ. મદત્યાગ અને શુદ્ધ વાસના પ્રાપ્ત થયેલી જોગવાઇનો લેવો જોઇતો લાભ. મનુષ્યભવપ્રાપ્તિની દુર્લભતા ઉપર શ્રી ચિદાનંદજી. ધર્મથી થતો દુઃખક્ષય પુદ્ગલપરાવર્તનુ વિસ્તારથી સ્વરૂપ. સ્તુતિ, સુખ કે સિદ્ધિ ઇચ્છવા પહેલાં તેને લાયક થવાની આવશ્યકતા. વારવાર થતો પરાભવ ક્યાંથી ઉત્પન્ન થાય છે તે પર વિચારણા. પુણ્યનુ આદરણીયપણું અને પાપનુ ત્યાજ્યપણું શ્રી ધર્મદાસ ગણિના વિચારો વિપાકોદય માની લીધેલુ સુખ અને તેનુ પરિણામ સુખ શું છે અને ક્યાં છે? પ્રમાદથી દુઃખ; તે પર શાસ્ત્રગત બોકડો, કાકિણી, જળબિંદુ, કેરી, ત્રણ વાણિયા, ગાડું હાંકનાર, ભીખારી, દરિદ્ર કુટુંબ, બે વાણિયા, બે વિદ્યાધર અને નિર્ભાગીનાં વિસ્તારથી ઉપનય સાથે દૃષ્ટાંતો પ્રત્યેક ઇંદ્રિયજન્ય દુઃખ

પર તિર્યંચનાં દૃષ્ટાંતો પ્રમાદનું ત્યાજ્યપણું. અત્યારે કામ કાઢી લેવાનો વખત છે તેથી પુણ્ય કરવાનો ઉપદેશ સુખપ્રાપ્તિના ઉપાય. ધર્મધન એકઠું કરવાની જરૂર. સહન કરે છે તેટલાં જ દુઃખો સકામપણે સહન કરવાથી થતા લાભ. પાપકર્મોમાં ડહાપણ માનનાર તરફ ઉક્તિ. શેઠ અને મહેતનો વ્યવહારુ દાખલો. આ જીવના કૃત્યો અને તેથી થતી વિપત્તિઓ. શાસ્ત્રશ્રવણ વખતનો ક્રમકમાટ અને વર્તન વચ્ચે વિરોધ સહચારી મિત્ર વગેરેના મૃત્યુથી મળતો બોધ શ્રી ભર્તૃહરિ અને શ્રીવિનયવિજયજીના તે પર વિચારો. સગાઓ ખાતર પાપકૃત્યો કરનારને ઉપદેશ વારસો આપી જનાર પિતાનો આભાર માનનાર પુત્રોની નિર્જીવ સંખ્યા. પૈસાનો સન્નિપાત. પરલોકના પંથીનો ધન પર પ્રેમ પુણ્યધન એકઠું કરવા જાગૃતિ. ન મળ્યા રામ ને ન મળી માયા. થોડા કષ્ટથી ખીનાર વિશેષ મળે તેવાં કાર્યો કરે છે. પાપનુ કલુષિતપણું. અંતિમ રહસ્ય ભેદજ્ઞાનનુ સ્વરૂપ અને રહસ્ય દુઃખ, મોહ અને જ્ઞાનગર્ભિત વૈરાગ્ય તાત્કાળિક અને પારિણામિક સુખો પ્રસંગની અનુકૂળતા વૈરાગ્યનાં અનેક કારણો. આત્માની અનંત શક્તિનુ પ્રાકટ્ય
પૃષ્ઠ ૧૮૪–૨૨૧

**અગિયારમો અધિકાર–ધર્મશુદ્ધિ**—ધર્મને મલિન ન કરવાનો ઉપદેશ ધર્મ શબ્દના અર્થો. સાધનધર્મને સાધ્ય માનવાની થતી ભૂલો ધર્મપ્રાપ્તિની ઇતિહાસની નજરે દેખાતી જરૂર. શુદ્ધ પુણ્યજળમાં મળ. તેનુ લંબાણથી લિસ્ટ પરગુણપ્રશંસા—તેથી થતો ઇષ્ટલાભ. સ્વગુણસ્તુતિની ઇચ્છા ન રાખવી લોકપ્રશંસા પર આધાર રાખનારા ઠગાય છે તે વાતનું સ્પષ્ટપણું. શત્રુગુણપ્રશંસા. તેમાં રહેલુ જ્ઞાનીપણાનું લક્ષણ પરગુણપ્રશંસાથી થવો જોઈતો આનંદ. ઉદાસીન વૃત્તિને નામે બેદરકારી દાખલ ન થાય તેની ચેતવણી ગુણસ્તુતિની અપેક્ષા પણ નુકસાનકારક છે. શુદ્ધ ધર્મ કરતારાઓની અલ્પ સંખ્યા. એકડા શીખવા પણ તેમાં જિંદગી ન કાઢી નાખવી. અશુદ્ધ ધર્મથી શુદ્ધ તરફ પ્રયાણનુ સાધ્ય. ગુપ્ત ધરમાદો કરનાર. ગુણ ઉપર મત્સર કરનારની ગતિ. પુણ્ય અલ્પ પણ શુદ્ધ હોય તે વધારે સારુ. તે કેટલું છે તે કામનું નથી પણ કેવુ છે તે કામનું છે. તે પર દીપક, અમૃત અને તણખાનાં દૃષ્ટાંતો. શુદ્ધિ સાથે ભાવની પણ જરૂરિયાત—તે પર સૂક્તમુક્તાવલિકારના વિચારો. અનેક પ્રકારે થતો ધર્મ. તે પર ઉપદેશતરંગિણીનું અવતરણ. અધિકારમાં આવેલી મુખ્ય ત્રણ બાબતો પર વિવેચન. , પૃષ્ઠ ૨૨૨–૨૩૮

**બારમો અધિકાર–ગુરુશુદ્ધિ**—ધર્મને બતાવનાર ગુરુમહારાજ સર્વ તત્ત્વમાં ગુરુતત્ત્વની મુખ્યતા. ગુરુપણું ક્યાં ઘટી શકે? સદોષ ગુરુના બતાવેલા ધર્મો પણ સદોષ ઊંટવૈદ્યોનુ દૃષ્ટાંત ડૂબનાર અને ડુબાડનાર ગુરુઓ વાહન પેઠે ગુરુની શોધ કરવાની જરૂર. કુગુરુના ઉપદેશેલા ધર્મની નિષ્ફળતા. પ્રેમલાઓની ભક્તિ ગચ્છાચારપયન્નાનું વાક્ય. રાગ દૂર કરવા માટે ગુરુ પર રાગ કરવાનું કહેવાના ઉપદેશનું રહસ્ય. દૃષ્ટિરાગ પર ગંભીર વિચારણા અંધશ્રદ્ધા ન કરવાનો ઉપદેશ. સ્વરૂપજ્ઞાન બતાવનાર ગુરુ. શાસનના રક્ષકોનુ ભક્ષકપણુ તેની સામે પોકાર આ કાળમાં ધર્માધ્યક્ષોની ફરજ. જડવાદનો ચાલતો કાળ. અશુદ્ધ ગુરુને આદરવાથી ભવિષ્યમાં થતો શોચ તે મોક્ષ આપી શકે નહિ તે પર ત્રણ દૃષ્ટાંતો. ખરો ઉપકાર કરનાર ગુરુ ધર્મમા જોડનાર જ ખરા માબાપ કહેવાય સંપત્તિનાં સાત કારણો. વિપત્તિના છ કારણો પુણ્યધનનુ કરિયાણાપણું. ધર્મશ્રવણ. ગુરુસિંહનું બળ. ગુરુને મેળવી પ્રમાદ ન કરવો. દેવગુરુધર્મ પર અંતરંગ પ્રીતિ રાખવામાં જન્મનું સાર્થક્ય. દેવ કે સંઘનાં કાર્યોમા ધનવ્યય. ગુરુના ચાર વિભાગ, ગુરુનો આશ્રય ક્યાં સુધી જરૂરનો છે તે પર શ્રી યશોવિજયજીના વિચાર કુગુરુના પાંચ વર્ગ. ગુરુમહારાજનુ ઉપયોગીપણુ. તે પર સિંદૂરપ્રકરણનુ વાક્ય ગુરુ વગરનુ જ્ઞાન. પૃષ્ઠ ૨૩૯–૨૬૨.

**તેરમો અધિકાર–યતિશિક્ષા**—યતિ શબ્દમાં કોનો કોનો સમાવેશ થાય છે? મુનિમહારાજ માટે ભાવનામય શુદ્ધ સ્વરૂપ. તેઓના ગુણોનુ પૃથક્કરણ. સાધુના વેશ માત્રથી બહુ લાભ નથી મુનિના કર્તવ્યો,

પાંચ પ્રકારનો સ્વાધ્યાય, અષ્ટ પ્રવચનમાતા, બાર પ્રકારનો તપ, કષાય ને નોકષાય, બાવીશ પરીષહ, સોળ ઉપસર્ગ, અઢાર હજાર શીલાંગ—આ પ્રત્યેક પર વિવેચન વેશ માત્રથી કાંઈ વળતુ નથી, ઉપરાંત તેથી દોષ પણ થાય છે અજાગળકર્તરિ ન્યાય બાહ્ય વેશનુ વાસ્તવિક ફળ. બાહ્યાડંબર પરના પાંચ શ્લોકોનુ રહસ્ય વર્તન વગરનુ લોકરંજન; તેનાથી થતો સંસારસમુદ્રમાં પાત બાહ્ય ડોળ ઘાલનારાને શિક્ષા લોકસત્કારનો હેતુ. ગુણુ વગરની ગતિ. લોકરજનના બે શ્લોક પર વિવેચન. લોકરજનનુ વાસ્તવિક રહસ્ય. યતિપણામાં રહેલુ સુખ. તેને અગે બજાવવી જોઈતી ફરજો પરિગ્રહત્યાગ કરવામાં યતિધર્મનુ મુખ્યપણું જ્ઞાની પ્રમાદને વશ થાય તેનાં કારણો સાવદ્ય આચરવામાં યતિને મૃષોક્તિનો લાગતો દોષ કરેમિ ભતેનો પાઠ અને ભાવ. મન–વચન–કાયાની એકસરખી પ્રવૃત્તિ સાવદ્યમાં પરવચનનો પણ દોષ. સંયમમાં યત્ન ન કરનાર તરફ કટાક્ષયુક્ત ઉક્તિ. નિર્ગુણ મુનિની ભક્તિથી તેનો આશ્રય કરનારને ફળનો અલાભ; વિશેષમા ઊલટો પાપબધ. નિર્ગુણને થતુ ઋણુ અને તેથી ભવિષ્યમાં હાનિ. છ શ્લોકમાં બતાવેલ પરિગ્રહત્યાગના ઉપદેશનુ રહસ્ય તે પર વિવેચન. વેશ છૂટી ન શકે તો સવેગમાર્ગ આદરવાની સૂચના. સ્તુતિની ઇચ્છા રાખનારને બોધ. આઠ સિદ્ધિ તથા યોગવહન પર નોટ. ગુણુ વગર સ્તુતિની ઇચ્છા ન રાખવી ગુણુ વગરનાં વંદન–પૂજન. હિતનો તેથી થતો નાશ. પરસ્તુતિનુ તાત્ત્વિક રહસ્ય ગુણાર્જન કરવાની આવશ્યકતા ભવાતરનો ખ્યાલ કરી ગુણસ્તુતિની અપેક્ષા મૂકી દેવાની જરૂર લોકસત્કારના સાત શ્લોકોના રહસ્ય પર વિવેચન પરિગ્રહત્યાગનો ખાસ ઉપદેશ. નામાંતર કરવાથી ગુણદોષ અલ્પ થતા નથી ધર્મના નિમિત્તથી રાખેલ પરિગ્રહ. સોનુ ભરેલા વહાણનું દૃષ્ટાંત. ઉપકરણ શબ્દનો અર્થ. ધર્મોપકરણ પર મૂર્છા રાખવી એ પણ પરિગ્રહ છે. તેથી દોષો પ્રાપ્ત થાય છે, તેનુ સ્વરૂપ. ધર્મોપકરણ બીજા પાસે ઉપડાવવાથી થતો દોષ. સંયમની જરૂરિયાત અને બાહ્ય શોભા. ઉપકરણના વ્યવહાર પર છ શ્લોકોમાં બતાવેલ રહસ્ય પર વિવેચન. ઉપાધ્યાયજીના એ જ વિષય પર વિચારો. પરીષહ સહન કરવાનો ઉપદેશ. શરીરનું વિનાશીપણુ વિચારી જપતપ કરવાની શિક્ષા. ચારિત્રનાં કષ્ટ અને નારકીનાં કષ્ટ અને નારકીનાં કષ્ટો પર વિચાર. પ્રમાદજન્ય સુખ અને મુક્તિનું સુખ—તે પર વિચારો. ચારિત્રનિયત્રણાનુ દુઃખ અને ગર્ભવાસનુ દુઃખ—તે પર વિચારણા. સ્વવશપણે પરીષહ સહન કરવામાં થતો મહાલાભ તે પર રાજર્ષિ ભર્તૃહરિના વિચારો. વિષયોનુ પ્રાબલ્ય, તેનાં ચાલુ દૃષ્ટાંતો પરીષહ સહન કરવાથી થતાં શુભ ફળો. પરીષહથી દૂર નાસવામા નુકસાન. પરીષહ સહન કરવાના ઉપદેશના નવ શ્લોક પર વિવેચન બાવીશ પરીષહનાં નામ તથા અર્થ. ધર્મકર્તવ્યોનુ સુખસાધ્યત્વ બાર ભાવનાઓનુ વિસ્તારથી સ્વરૂપ ચરણસિત્તરીના સિત્તેર ભેદો પર વિસ્તાર. કરણસિત્તરીના સિત્તેર ભેદો પર વિસ્તાર. યોગરુધનની અતિ આવશ્યકતા. મનોયોગ પર અકુશ લાવવાનો ખાસ ઉપદેશ પરમત્સર ત્યાગ કરવાનો સ્પષ્ટ ઉપદેશ. નિર્જરા કરવા માટે પરીષહ સહન કરવાનો ઉપદેશ. વિપત્તિની પ્રાર્થના ક્રિયામાર્ગના પાંચ શ્લોક પર વિવેચન અભ્યાસ પાડવાથી થતો અતિ લાભ; તે પર ધર્મસંગ્રહ ગ્રંથ. યતિનુ સ્વરૂપ, ભાવદર્શન યતિને ગૃહસ્થની ચિંતા કરવાનો નિષેધ. તેવી ચિન્તાનુ ફળ. દીક્ષા લેતી વખત કરેલ પ્રતિજ્ઞાનુસાર વર્તન કરવુ જોઈએ. પ્રશસ્ત સાવદ્ય પણ યતિને અનાદરણીય. પદવીનો ગર્વ કરનાર નિષ્પુણ્યક જીવ. પ્રમાદત્યાગ કરવાનો યતિને ઉપદેશ. બોધિબીજપ્રાપ્તિ અને આત્મહિત સાધન કરવાની જરૂર. આ જીવના અનેક શત્રુઓ—તેઓનુ લાંબું લિસ્ટ પ્રાપ્ત થયેલ સામગ્રીનો ઉપયોગ. સયમવિરાધના ન કરવાનો ઉપદેશ. સંયમથી થતાં સુખો. પ્રમાદથી થતો સુખનો નાશ સંયમનુ ઐહિક–આમુષ્મિક ફળ. અધિકારનું અંતિમ રહસ્ય આ અધિકારમાં સમાયેલા અનેક વિષયો. મુનિમાર્ગનુ લાગતુ કઠણપણું. મુનિના સબંધમાં અભિપ્રાય બાંધતાં ધ્યાનમાં રાખવા યોગ્ય હકીકતો. હાલમા ચાલતો પદવીનો લોભ. સાધુધર્મનુ આદરણીયપણુ. અધિકારમાં બતાવેલ કટુ ઔષધ. કઠિન શબ્દો માટે સામાન્ય ક્ષમાયાચના. પૃષ્ઠ ૨૬૩ થી ૩૨૨

**ચૌદમો અધિકાર-મિથ્યાત્વનિરોધ-સંવરોપદેશ**—મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ—એ ચારનું બંધહેતુત્વ; તેના ત્યાગનો ઉપદેશ. મિથ્યાત્વના પાંચ પ્રકાર પર વિવેચન. બાર અવિરતિ, પચીશ કષાય, પંદર યોગ, મનોનિગ્રહ, તંદુલ મત્સ્યનું દૃષ્ટાંત. મનના વેગ પર પ્રસન્નચંદ્ર રાજર્ષિનું દૃષ્ટાંત. મનની અપ્રવૃત્તિ અને સ્થિરતા હઠયોગ અને રાજયોગ પર વિવેચન. જૈન યોગમાં તેઓનાં સ્થાનો. ધર્મધ્યાનના ચાર પાયા ઉપર વિસ્તારથી વિવેચન. સુનિયંત્રિત મનવાળા પવિત્ર મહાત્માઓ. વચનઅપ્રવૃત્તિ. વસુરાજાનું વિસ્તારથી દૃષ્ટાંત. કડવા વચનનાં ભયંકર પરિણામો. તીર્થંકર મહારાજે સ્વદૃષ્ટાંતથી બતાવેલી વચનગુપ્તિની ઉપાદેયતા. કાયાસંવર, કાચબાનું દૃષ્ટાંત કાયાની અપ્રવૃત્તિ અને શુભ વ્યાપાર. શ્રોત્રેન્દ્રિયસંવર—હરણ ચક્ષુરિંદ્રિયસંવર—પતંગ. ઘ્રાણેન્દ્રિયસંવર—ભ્રમર રસેન્દ્રિયસંવર—મચ્છ. સ્પર્શેન્દ્રિયસંવર—હસ્તી. બસ્તિસંયમ—સ્થૂળભદ્રજી. ઇન્દ્રિયની વિશેષ અગત્યતા અને તે પર રચાયલા ગ્રંથો. સર્વ ઇંદ્રિયસંયમનો ઉપદેશ. કષાયસંવર—કરટ અને ઉત્કરટ. ક્રિયાવંતની શુભ યોગમાં પ્રવૃત્તિ. મનયોગના સંવરની મુખ્યતા. નિઃસંગતા અને સંવર. શુભ ચિંતવન, શુભ ભાવના. પૃષ્ઠ ૩૨૩ થી ૩૪૮

**પંદરમો અધિકાર-શુભવૃત્તિ**—આવશ્યક ક્રિયા કરવાનો ઉપદેશ. છ આવશ્યક પર વિવેચન. એ કરવાના ઉપદેશમાં રહેલું રહસ્ય. તપસ્યા કરવાનો ઉપદેશ. કર્મનિર્જરાનો અર્થ. તપસ્યા અને તેનો સબંધ શીલાંગ, યોગ, ઉપસર્ગ, સમિતિ, ગુપ્તિ, સ્વાધ્યાય, આગમાર્થ, ભિક્ષા, વિષવાદરહિતપણું, ઉપદેશ, વિહાર. ઉપદેશ નિષ્પાપ જોઈએ અને ધર્મપ્રાપ્તિની સન્મુખતા તથા સમભાવ ઉત્પન્ન કરનાર જોઈએ. આત્મનિરીક્ષણ, પરપીડાવર્જન, યોગની નિર્મળતા, ભાવના, આત્મલય, મોહસુભટનો પરાજય, મમત્વભાવનો ત્યાગ, રતિઅરતિનો ત્યાગ, કષાયત્યાગ, શુદ્ધ પ્રવૃત્તિ કરનારની ગતિ. અંતિમ રહસ્ય.

પૃષ્ઠ ૩૪૯ થી ૩૬૧

**સોળમો અધિકાર-સામ્યસર્વસ્વ**—સમતાનું ફળ મોક્ષપ્રાપ્તિ. આ શ્લોક પર વિચારણા. સુખ-દુઃખ આ જીવ પોતે જ છે. સુખનું મૂળ સમતા. દુઃખનું મૂળ મમતા. સમતાની વાનકીનું દર્શન. સહજ પ્રસંગ. સમતાનાં સાધનોના સેવનનો ઉપદેશ. આ ગ્રંથ સમતારસની વાનકી છે. સમતાના સ્વરૂપ પર શ્રીચિદાનંદજીની ઉક્તિ. અનુભવ કરવાની વાંચનારને પ્રાર્થના. આ ગ્રંથના કર્તાનું નામ, પ્રયોજન, ઉપસંહાર, અંતિર રહસ્ય. અલ્પાયુષ્યની સ્થિતિ પર વિવેચન પૃ. ૩૬૨ થી ૩૭૧

આખા અધ્યાત્મકલ્પદ્રુમ ગ્રંથની રંગવિજયકૃત ગુજરાતી ચોપાઈ અને તેની સાથે સરખામણી માટે સંસ્કૃત શ્લોકની સંખ્યા. પૃષ્ઠ ૩૭૨ થી ૩૯૬



# શ્રી મહાવીર જૈન વિદ્યાલયનાં પ્રકાશનો

## श्री मोतीचंद कापडिया ग्रंथमाळानां पुस्तको

### (૧) અધ્યાત્મકલ્પદ્રુમ

આચાર્ય શ્રી મુનિસુંદરસૂરિજી મહારાજની ત્યાગ-વૈરાગ્ય-સંયમ બોધક સંસ્કૃત પદ્યબદ્ધ કૃતિનું
શ્રી મોતીચંદભાઈએ કરેલ ભાષાંતર તથા વિવેચન

**પાંચમી આવૃત્તિ : કિંમત રૂા. ૬-૫૦**

### (૨) જૈન દૃષ્ટિએ યોગ

લેખક—શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા; બીજી આવૃત્તિ; કિંમત રૂા. ૨-૫૦

### (૩) શ્રી આનંદઘનજીનાં પદો ભાગ પહેલો

શ્રી આનંદઘનજીનાં ૫૦ પદોનું શ્રી મોતીચંદભાઈએ કરેલ ભાષાંતર તથા વિવેચન

**બીજી આવૃત્તિ; કિંમત રૂા. ૭-૫૦ (અપ્રાપ્ય)**

### (૪) શ્રી આનંદઘનજીનાં પદો ભાગ બીજો

શ્રી આનંદઘનજીનાં ૫૧ થી ૧૦૮ સુધીનાં પદોનું શ્રી મોતીચંદભાઈએ કરેલ ભાષાંતર તથા વિવેચન;
શ્રી મોતીચંદભાઈના પરિચય સાથે; સંપાદક શ્રી રતિલાલ દીપચંદ દેસાઈ

**પહેલી આવૃત્તિ; કિંમત દસ રૂપિયા**

## अन्य पुस्तको

### કાવ્યાનુશાસન

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે રચેલ સાહિત્ય-અલંકારશાસ્ત્રનો આ મૂળ ગ્રંથ, એની ટીકા વગેરે સાથે, વિદ્યાલય તરફથી બે ભાગમાં પ્રગટ કરવામાં આવ્યો હતો તે અપ્રાપ્ય થઈ જવાથી આ ગ્રંથ—મૂળ, 'અલંકારચૂડામણિ' નામે સ્વોપજ્ઞ ટીકા, 'વિવેક' નામે વિવરણ, અજ્ઞાતકર્તૃક બે ટિપ્પણો, ગ્રંથ તથા ગ્રંથકારનો પરિચય આપતી અભ્યાસપૂર્ણ વિસ્તૃત પ્રસ્તાવના, શબ્દસૂચિ તથા પરિશિષ્ટ સાથે—ફરી છપાવવામાં આવ્યો છે સંપાદકો : શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ તથા ડૉ. વી. એમ. કુળકર્ણી. કિંમત રૂા. ૧૫-૦૦

### યોગશાસ્ત્ર

કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યપ્રણીત ગ્રંથના ચાર પ્રકાશનું ભાષાંતર

**ત્રીજી આવૃત્તિ છપાય છે.**

### અષ્ટક પ્રકરણ

કર્તા—આચાર્ય શ્રી હરિભદ્રસૂરિ; કિંમત રૂા. ૦-૨૫

### (૫) આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિસ્મારકગ્રંથ

સ્વ. આ. મ. શ્રી. વિજયવલ્લભસૂરીશ્વરજીના પરિચય તથા જૈનધર્મ, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, કળા તથા સાહિત્યને લગતી લેખસામગ્રીથી સમૃદ્ધ સચિત્ર ગ્રંથ

કિંમત રૂા. ૧૭-૫૦ (સભ્યો માટે રૂા. ૧૨-૫૦)

શ્રી મહાવીર જૈન વિદ્યાલય, ગોવાલિયા ટૅંક રોડ, મુંબઈ-૨૬

આચાર્ય શ્રી મુનિસુંદરસૂરિવિરચિત

# અધ્યાત્મકલ્પદ્રુમ

[ મૂળ સંસ્કૃત શ્લોકો, અર્થ તથા વિવેચન સહિત ]



॥ ॐ परमात्मने नमः ॥

# श्री अध्यात्मकल्पद्रुम

## [सविस्तर विवरणयुक्त]



अथायं श्रीमान् शान्तनामा रसाधिराजः सकलागमादिसुशास्त्रार्णवोपनिषद्भूतः सुधारसायमान ऐहिकामुष्मिकानन्तानन्दसन्दोहसाधनतया पारमार्थिकोपदेश्यतया सर्वरससारभूतत्वाच्च शान्तरसभावनाध्यात्मकल्पद्रुमाभिधानग्रन्थान्तरग्रन्थननिपुणेन पद्यसंदर्भेण भाव्यते ॥

"હવે સર્વ આગમ વગેરે સુશાસ્ત્રસમુદ્રના સારભૂત અમૃત રસ સમાન રસાધિરાજ શાંતરસને, તે આ લોક અને પરલોક સંબંધી અનંત આનંદસમૂહની પ્રાપ્તિનું સાધન હોવાથી, પારમાર્થિક ઉપદેશ આપવામાં યોગ્ય હોવાથી, અને સર્વ રસમાં સારભૂત હોવાથી, તે શાંતરસની ભાવનાવાળા **અધ્યાત્મકલ્પદ્રુમ** નામના પ્રકરણમાં, તે ભાવને સૂચવવામાં નિપુણ પદ્યબંધ વડે, વર્ણવું છું."

**વિવેચન**—બહુ ગંભીર શબ્દોમાં ગદ્યબંધ રચના વડે પ્રૌઢ વિચાર બતાવવા સાથે ગ્રંથની શરૂઆત કરવામાં આવી છે. શાંતરસનું રસત્વ સિદ્ધ કરતાં બીજા ઘણા પ્રસંગો પણ બતાવી દીધા. શાંતરસનું રસત્વ સિદ્ધ કરવામાં ખાસ વિષયને ઉપયોગી ઉલ્લેખ અત્ર પ્રસ્તુત છે; પરંતુ વિષય પારિભાષિક હોવાથી સર્વને ઉપયોગી હોવા કરતાં કાવ્યના ખાસ વિષયના શોખીનોને બહુ આનંદ આપનાર છે, તેથી તેને માટે આમુખમાં જુદો લેખ લખવાનો ઇરાદો રાખ્યો હતો, પણ તે પાર પડ્યો નથી.

શાંતરસ એ ઉત્કૃષ્ટ રસ છે. એનાં સર્વ અંગો સાથે એ હોય છે ત્યારે આત્મા જે ઉન્નત દશા ભોગવે છે તેનું યથાસ્થિત ચિત્ર આપવું મુશ્કેલ છે. સાંસારિક સર્વ ઉપાધિઓથી વિમુક્ત થયેલું મન શુદ્ધ થયા પછી જે આત્મજાગૃતિનો અનુભવ કરે છે તે અનુભવરસિક પોતે જ સમજી શકે છે. પ્રાકૃત વિષયોથી ઉચ્ચ સ્થિતિમાં વર્તનાર, અપ્સરંગી દુનિયાના વિષયકષાયોથી રંગાયેલ, વીર, કરુણ કે હાસ્યાદિ રસોથી તદ્દન જુદા જ પ્રકારની સ્થિતિને અનુભવની સ્થિતિમાં લાવનાર શાંતરસ ઉત્કૃષ્ટ રસ છે એ, અલંકારચૂડામણિ ગ્રંથમાં કલિકાલસર્વજ્ઞ શ્રીમાન હેમચંદ્રાચાર્યે બતાવ્યુ છે તેમ, દલીલથી ગમ્ય છે, એટલું જ નહિ પણ અનુભવથી જ્ઞેય છે.

શાંતરસ આ ભવ અને પરભવ સંબંધી અનંત આનંદ મેળવવાનું સાધન છે. શાંતરસ ભાવનારને આ ભવમાં માનસિક અને શારીરિક બન્ને પ્રકારના આનંદ થાય છે. માનસિક આનંદ એટલો ઊંચા પ્રકારનો થાય છે કે એ રસનું વિવેચન કરતાં પ્રથમ જ કહે છે કે,

એ શાંતરસ અમૃત રસ છે. એવી દંતકથા* છે કે, દેવતાઓએ સમુદ્રમંથન કરી ચૌદ રત્નો શોધતાં છેવટે અમૃત મેળવ્યું. એ મેળવતાં બહુ પુરુષાર્થની જરૂર પડી. આચારાંગાદિ અગિયાર અંગો (મૂળ સૂત્રો) અને 'આદિ' શબ્દથી પૂર્વાચાર્યવિરચિત યોગ, અધ્યાત્મ, ધર્મશાસ્ત્ર વગેરે અનેક વિષયોનું પ્રતિપાદન કરનાર ઉપાંગ, પયન્ના અને પ્રકરણો વગેરે અનેક ગ્રંથોરૂપ સમુદ્ર છે. એ મહાન સમુદ્રમાંથી બહુ પ્રયાસ કરીને શોધી કાઢેલ શાંતરસ છે. મતલબ, એને શોધવામાં પ્રબળ પુરુષાર્થની જરૂર પડી છે અને સમજનારને પડે છે. ખાસ ધ્યાનમાં રાખવા જેવી હકીકત એ છે કે, શાંતરસ સર્વ ધર્મશાસ્ત્રમાંથી મંથન કરીને શોધી કાઢેલ 'સાર' છે. આ રસને ઉત્કૃષ્ટ રસ કહેવાનું કારણ એટલાથી જ સ્પષ્ટ થાય છે. એના સમર્થનમાં વિશેષ દલીલની અપેક્ષા રહેતી નથી. ગંભીર શાસ્ત્રસમુદ્રનો જે 'સાર'–'નવનીત'–'માખણ' હોય તે બહુ ઉપયોગી અને ખાસ જરૂરી હોય એમ કહેવું એ કરતાં સમજી જવું વધારે સુગમ્ય છે, છતાં એના સમર્થનમાં વિશેષ ત્રણ કારણ કહે છે એ પણ એટલાં જ ઉપયોગી છે. એ ત્રણ કારણો હવે આપણે તપાસીએ—

૧. શાંતરસ આ ભવ અને પરભવ સંબંધી અનંત આનંદ મેળવવાનું સાધન છે. શાંતરસ ભાવનારને આ ભવમાં માનસિક અને શારીરિક બન્ને પ્રકારના આનંદ થાય છે. માનસિક આનંદ એટલો ઊંચા પ્રકારનો થાય છે કે તેનો ખ્યાલ આપવો મુશ્કેલ છે. બીજા કોઈ પણ માણસને નુકસાન કર્યા વગર આત્મા પ્રત્યેની ફરજ બજાવવાથી જે અનિર્વચનીય આનંદ થાય છે તે અનુભવથી જ સમજી શકાય છે. એ આનંદ કેટલો હશે તેનો ખ્યાલ આપવા માટે વાચકપતિ **શ્રી ઉમાસ્વાતિ મહારાજ**નું પ્રશમરતિ ગ્રંથમાંનું નીચેનું વચન યાદ આવે છેઃ—

**नैवास्ति राजराजस्य तत्सुखं नैव देवराजस्य ।**
**यत्सुखमिहैव साधो-र्लोकव्यापाररहितस्य ॥ १२८ ॥**

"લોકવ્યાપારથી રહિત એવા સાધુને આ લોકમાં જે સુખ છે, તે સુખ ચક્રવર્તીને અને ઇન્દ્રને પણ નથી."

આટલા પરથી જણાય છે કે શાંતરસ ભાવનારના સુખ સાથે પૌદ્ગલિક સ્થૂળ સુખ સરખાવી શકાય તેમ નથી. દુનિયાની દૃષ્ટિમાં રાજા, શહેનશાહ, સાર્વભૌમ કે ચક્રવર્તી બહુ સુખી લાગશે અથવા દેવના સ્વામી ઇંદ્ર સુખી લાગશે, પરંતુ લોકવ્યાપારથી રહિત થયેલા સાધુના સુખ પાસે આ સ્થૂળ સુખ કાંઈ હિસાબમાં નથી.

આવી રીતે આ ભવમાં માનસિક સુખ બહુ આનંદદાયી થાય છે. શારીરિક અને માનસિક સુખનો પરસ્પર સંબંધ એવા પ્રકારનો છે કે માનસિક સુખ હોય ત્યાં શારીરિક

* આ દંતકથા લૌકિક છે, પરંતુ રૂપક કરતી વખતે તેનો ઉપયોગ કરવામાં શાસ્ત્રને બાધ આવતો નથી.

સુખ હોય છે જ. આગળ બતાવવામાં આવશે તેમ, સુખ-દુઃખ માન્યતા પર–મનના બંધારણ પર–આધાર રાખે છે, તેથી બન્ને પ્રકારનાં સુખોમાં માનસિક સુખની જ મુખ્યતા છે,

શાંતરસથી પ્રાપ્ત થતું ઐહિક સુખ પ્રત્યક્ષ છે. તે મેળવવામાં ધનનો વ્યય કરવો પડતો નથી, શરીરને શોષવું પડતું નથી, મનને ચિંતામાં નાખવું પડતું નથી, ધમાલ કરવી પડતી નથી, કારણ કે તેનું સાધન શાંતરસ છે. તેટલા માટે જ સદરહુ મહાન લેખક કહે છે કે:—

**स्वर्गसुखानि परोक्षाण्यत्यन्तपरोक्षमेव मोक्षसुखम् ।**
**प्रत्यक्षं प्रशमसुखं, न परवशं न च व्ययप्राप्तम् ॥**

"સ્વર્ગ સુખ પરોક્ષ છે અને મોક્ષનું સુખ તો એથી પણ વધારે પરોક્ષ છે. પ્રશમ સુખ પ્રત્યક્ષ છે, એને પ્રાપ્ત કરવામાં દોઢિયાનો ખરચ થતો નથી અને તે પરવશ પણ નથી."

મતલબ કે આ ભવમાં પ્રત્યક્ષ રીતે મળી શકે અને પોતાનો લાભ બતાવી શકે એવું સુખ પ્રશમ જ છે. એને પ્રાપ્ત કરવાનું સાધન શાંતરસ છે. આવી જ રીતે પરભવમાં પણ મહાસુખ આપનાર શાંતરસ છે. આ જીવન શાંત પ્રવાહથી વહન થયુ હોય તો તેને ક્લિષ્ટ કર્મોપત્તિ થતી નથી અને પ્રાપ્ત કરેલાં ક્લિષ્ટ કર્મોનો નાશ થાય છે, તેથી પરભવમાં સ્વાભાવિક રીતે આનંદ મળવાનો વધારે સંભવ રહે છે.

આવી રીતે આ ભવ–પરભવના આનંદનું સાધન શાંતરસ છે, એટલું જ નહિ પણ અનંત આનંદ–મોક્ષ સુખ, જેની પછવાડે કોઈ દિવસ નિરાનંદપણું પ્રાપ્ત થવાનું નથી, તે પણ શાંતરસથી પ્રાપ્તવ્ય છે. આ પ્રથમ કારણ થયુ.

૨. પારમાર્થિક ઉપદેશ કરવા યોગ્ય શાંતરસ છે. બીજા સર્વ રસોમાં પાર્થિવ વિષયો આવે છે. એ સર્વ રસોમાં ઇંદ્રિયના વિષયોની તૃપ્તિ અને મનના નિરંકુશ વર્તન સિવાય વસ્તુતઃ આનંદદાયક કાંઈ આવતું નથી; પણ આ શાંતરસ એવા પ્રકારે આનંદ આપે છે કે તેથી કોઈને અગવડમાં ઊતરવું પડતું નથી. વીર, કરુણ, હાસ્ય વગેરે રસો પાર્થિવ છે, ઐહિક છે, સ્થૂળ છે, બીજાને ભોગે આવિર્ભાવ પામનારા છે અને પરિણામ વગરના છે. આ સર્વ બાબતોમાં શાંતરસ તેથી ઊલટો જ છે. પારમાર્થિક વિષયને પ્રતિપાદન કરનાર અને તેનો જ ઉપદેશ આપનાર હોવાથી આ રસ પ્રધાનપણે ઉપદેશવા યોગ્ય છે. વળી, બીજી રીતે જોઈએ તો, જેઓ પરમાર્થના ઇચ્છુક હોય તેઓને જ આ રસનું પ્રતિપાદન ઇષ્ટ લાગે છે; તેથી આ રસ તેના અધિકારીની અપેક્ષાએ પણ ઉત્કૃષ્ટ છે; કારણ કે તેના અધિકારીઓ પ્રાકૃત જનસમૂહની સામાન્ય સપાટીથી કાંઈક અથવા બહુ અંશે ઊંચા હોય છે. આ દ્વિતીય કારણ થયું.

૩. શાંતરસ સર્વ રસોનો સાર છે. હાસ્યાદિ રસોને કવિઓએ જે ઉત્કૃષ્ટ સ્થાન આપ્યુ છે તે ટકી શકે તેવું નથી અને શાંતરસને ખરા રસ તરીકે સિદ્ધ કરવામાં શ્રી હેમચંદ્રાચાર્ય અને બીજાઓ ફતેહમંદ થયા છે; એટલું જ નહિ, પણ એ ઉત્કૃષ્ટ રસ છે. અને રસનો મહિમા

જે સમજે અને અનુભવગોચર કરે તેને હાસ્યાદિ રસો તો સ્થૂળ લાગે એમાં જરા પણ નવાઈ જેવું નથી. શ્રીમાન હેમચંદ્રાચાર્ય અને રસગંગાધરના કર્તા પંડિત જગન્નાથ તેમ જ રસના અન્ય વ્યાખ્યાનકારોએ, થોડા અપવાદ સિવાય, સ્પષ્ટ રીતે બતાવ્યુ છે કે શાંતરસ સર્વ રસોમાં પ્રધાન છે અને તેથી જ અત્ર તેને રસાધિરાજ કહેવામાં આવેલ છે. આ ત્રીજું કારણ થયું.

આ ત્રણે કારણોથી શાંતરસનું ઉત્કૃષ્ટપણું બતાવ્યું. આ કારણોને પરસ્પર કાર્યકારણ-ભાવ છે. આ લોક અને પરલોકમાં અનંત આનંદનું સાધન શાંતરસ છે, તેથી જ પારમાર્થિક ઉપદેશ દેવા યોગ્ય છે. અને તે બન્ને કારણોને લીધે તે રસાધિરાજ છે.

આ ગ્રંથનો અર્થ શું છે?–વગેરે હકીકત ઉપોદ્‌ઘાતમાં લખાયેલી હોવાથી અત્રે તેનું પુનરાવર્તન કરવામાં આવતું નથી. અત્ર એટલું જણાવવું ઉચિત લાગે છે કે આ ગ્રંથ મહાવિદ્વાન **શ્રી મુનિસુંદરસૂરિ મહારાજ**નો બનાવેલો છે. તેઓશ્રી યુગપ્રધાન તુલ્ય હતા અને મૂળ પાટે થયા હતા. તેઓશ્રીએ બહુ અનુભવ કરીને અતિ પ્રૌઢ ભાષામાં આ ગ્રંથ રચ્યો છે અને તેના પર બહુ વિચાર કરીને નોટ લખવામાં આવી છે. આખો ગ્રંથ મનન કરીને વાંચવાનો આગ્રહ કરવામાં આવે છે.

આ **શ્રી અધ્યાત્મકલ્પદ્રુમ** ગ્રંથ પર ઉપાધ્યાય મહારાજ **શ્રી ધનવિજયજી** ગણિએ તથા **શ્રી રત્નચન્દ્ર** ગણિએ ટીકા લખી છે. પ્રથમ ગદ્યબંધ પ્રબંધની ટીકામાં બહુ ઉપયોગી હકીકત બતાવવામાં આવી છે. અત્ર શ્રી ધનવિજયજી ગણિની ટીકામાં જે ભાગ વિદ્વત્તાથી ભરેલો લાગ્યો છે તે ખાસ ઉપયોગી હોવાથી નીચે નોંધી લીધો છે:—

"આ લોકમાં (સામાન્ય રીતે) વિદ્વાનોની પ્રવૃત્તિ માટે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ છે; તેમાં સંસારી પ્રાણીઓને પરસ્પર કાર્યકારણભાવ પામેલા અર્થ અને કામ એ બે પુરુષાર્થ છે; પણ મુમુક્ષુ (મોક્ષના અર્થી) પ્રાણીઓને તો ધર્મ અને મોક્ષ એ બે જ પુરુષાર્થો છે. આ બેમાં પણ ધર્મ કારણ ને મોક્ષ કાર્ય હોવાથી મોક્ષ પરમ પુરુષાર્થ છે. તેના અધિકારી, સહસ્રાવધાનના કરનાર, પ્રત્યક્ષ સરસ્વતીરૂપ **સોમસુંદરસૂરિ**ની પાટને શોભાવનાર, તપગચ્છના નાયક, યુગપ્રધાન સમાન **મુનિસુંદરસૂરિ**એ આ **અધ્યાત્મ-કલ્પદ્રુમ** ગ્રંથ રચ્યો છે, જેમાં મોક્ષના અસાધારણ ઉપાયભૂત અને પોતે અનુભવેલા શાંત-રસને પરોપદેશ માટે પ્રકાશ્યો છે. હું પણ શાંતરસનો અર્થી હોવાથી તેની વ્યાખ્યા કરું છું."

ગ્રંથની આદિમાં મંગલ, વિષય, પ્રયોજન, સંબંધ અને અધિકારી એ પાંચમાંથી કોઈ વસ્તુ બતાવવી જોઈએ, એવો શિષ્ટાચાર છે. **મંગલ** કરવાનો હેતુ બેવડો રાખવામાં આવ્યો હોય એમ જણાય છે. ઇષ્ટ દેવની સ્તુતિ અને ગ્રંથપઠનપાઠનની પ્રવૃત્તિમાં મનને પરોવવાની અભિલાષા, તત્સૂચક માંગલિક સર્વ ધર્મમાં ઇષ્ટ ગણાય છે, છતાં ઘણી વખત તે વગર પણ ચલાવવામાં આવે છે. પ્રથમથી એવો શિષ્ટાચાર છે કે **અથ** શબ્દને માંગલિકસૂચક ગણવો.

અન્ય શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે "ૐ શબ્દ અને **અથ** શબ્દ માંગલિકસૂચક સમજી લેવા." આવી રીતે સામાન્ય શબ્દોમાં મંગલ કરવાનો સંપ્રદાય સાચવ્યો હોય તેમ જણાય છે. **અથ** શબ્દ આરંભસૂચક પણ છે અને 'હવે' એવા અર્થમાં પણ તે વપરાય છે. અને તે વખતે, ટીકાકારના કહેવા પ્રમાણે, તે અનંતરતા સૂચવે છે. 'ઉપદેશરત્નાકર' વગેરે ગ્રંથોની સાથે અનંતરતા સૂચવનાર આ શબ્દથી અવસરસંગતિ પણ બતાવવામાં આવી ગઈ.

આ ગ્રંથમાં **વિષય** શો આવશે ?–તે બીજો અગત્યનો પ્રશ્ન છે અને તેનો ખુલાસો પણ ગદ્યબંધ પ્રબંધમાં થઈ જાય છે. શાંતરસ એ આખા ગ્રંથનો વિષય છે અને તેને પોષવા માટે સર્વત્ર એકસરખી રીતે પ્રયાસ કરવામાં આવ્યો છે.

**પ્રયોજન**—આ ગ્રંથ બનાવવાનો હેતુ શો છે ?–એ જાણવું પણ જરૂરનું થઈ પડે છે. આ વિષય બહુ અગત્યનો હોવાથી વધારે સ્પષ્ટ શબ્દોમાં મૂકવાની જરૂર છે. અધ્યાત્મનો વિષય જનસમૂહને રુચતો નથી અને તે પર પ્રેમ લાવવા માટે બહુ પ્રયાસ કરવો પડે છે, છતાં તે વિષય 'આ ભવ અને પરભવમાં અનંત આનંદનું સાધન' હોવાથી તેને પોષવાની બહુ જરૂર છે, એટલું જ નહિ પણ એ વગરનું જીવન શૂન્ય જેવું છે. આ શબ્દથી પ્રયોજન બતાવ્યું. એ અધ્યાત્મ અને વૈરાગ્યનો વિષય કેટલો જરૂરનો છે તેને માટે ઉપોદ્ઘાત જુઓ.

**સંબંધ**—આ ગ્રંથ પદ્યબંધ રચનાથી રચવામાં આવશે એમ કહીને વિભાવ્યવિભાવનભાવરૂપ સંબંધ બતાવ્યો.

**અધિકારી**—આ ગ્રંથ વાંચવાને યોગ્ય કોણ ગણાય ? મારેલ પારો જો નબળા માણસને શરીરશુદ્ધિ કર્યા વિના આપવામાં આવે તો તેનો નાશ થાય છે. અધ્યાત્મશાસ્ત્ર જેવા ગ્રંથો કોના હાથમાં મૂકવા અથવા કોણે વાંચવા તે બહુ અગત્યનો પ્રશ્ન છે. આવા ગ્રંથોમાં સામાન્ય વચનને વિશેષ વચન તરીકે સમજવાની અથવા અપેક્ષાવાળા વચનને એકાંત સ્વરૂપે સમજવાની ઘણી વાર ભૂલ થઈ જવાનો સંભવ રહે છે. એવે પ્રસંગે ગ્રંથકર્તાનો આશય જો લક્ષમાં આવતો નથી તો પરિણામે કેટલીક વાર હાનિ થઈ જાય છે. તેટલા માટે આવા ગ્રંથના અધિકારી 'પારમાર્થિક ઉપદેશ્ય'ને પાત્ર થયેલા જ ગણાય છે.

આવી રીતે બહુ ઉત્સાહથી ગ્રંથની શરૂઆત કરવામાં આવી છે. પીઠિકા ગદ્યબંધમાં રચી આખો ગ્રંથ પદ્યબંધ રચનામાં બનાવ્યો છે. આ ગ્રન્થ થોડો વાંચવો, પણ સમજીને વાંચવો; વાંચીને વિચારવો અને વિચારીને પોતાની સ્થિતિ અને સંજોગ અનુસાર વ્યવહારમાં મૂકવો, અમલમાં મૂકવો.

* * *

## શાંતરસ, શરૂઆત, માંગલિક

जयश्रीरांतरारीणां, लेभे येन प्रशान्तितः।
तं श्रीवीरजिनं नत्वा, रसः शान्तो विभाव्यते ॥ १ ॥ (अनुष्टुप् ÷)

"જે શ્રી વીર ભગવાને અતરંગ શત્રુઓની જયલક્ષ્મી ઉત્કૃષ્ટ શાંતિથી મેળવી છે તે પરમાત્માને નમસ્કાર કરીને શાંતરસની ભાવના કરવામાં આવે છે." (૧)

**વિવેચન**—વ્યવહારમાં આપણે જાણીએ છીએ કે શત્રુનો નાશ કરવા માટે અને તેના પર વિજય મેળવવા માટે દ્વેષ અથવા ક્રોધ અને માન મુખ્ય ભાગ ભજવે છે, પરંતુ શ્રી વીર પરમાત્માનું મનોરાજ્ય એવું વિશાળ હતું કે તેમણે કષાય ન કરતાં શાંતિ રાખીને સર્વ અંતરગ શત્રુ પર ફતેહ મેળવી. અંતરંગ શત્રુઓ મોહરાજાના સેવક તરીકે કામ કરે છે અને તેના લશ્કરમાં વિષય, કષાય, જ્ઞાનાવરણીય વગેરે અનેક પ્રકારની ટુકડીઓ રહેલી છે. માર્ગાનુસારી થયા પછી વિજય મેળવવાની ઇચ્છા રાખનારનું અંતરંગ સૈન્ય માર્ગભ્રષ્ટ થતું નથી અને તદનંતર તત્ત્વશ્રદ્ધારૂપ સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી દેશથી અથવા સર્વથી વિરતિ-ગુણ પ્રાપ્ત થાય ત્યારે ઇંદ્રિયદમન, આત્મસંયમ, ક્ષમાધારણ, સત્યવચનોચ્ચાર, સ્તેયત્યાગ, અખંડ બ્રહ્મચર્ય અને અધિકારના પ્રમાણમાં બહિરંગ અને અંતરંગ પરિગ્રહનો ત્યાગ વગેરે સદ્‌ગુણો પ્રાપ્ત થતાં જ આ જીવ અપ્રમત્ત અવસ્થા પ્રાપ્ત કરી ક્રમસર સદરહુ અંતરંગ શત્રુઓના કિલ્લાઓ તોડતો જાય છે. શ્રી વીર પ્રભુએ પણ આભ્યંતર વૈરીઓનો નાશ કરવા માટે એ જ રસ્તો લીધો હતો. લક્ષ્મી પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેણે પ્રથમ તો જે પ્રાણીઓએ લક્ષ્મી પ્રાપ્ત કરી હોય તેની સેવા કરવી જોઈએ. સેવા કરવાથી તે પુરુષે ગ્રહણ કરેલા રસ્તાનું જ્ઞાન થાય છે, તેમાં પરમ આદર થાય છે, અધ્યવસાય ઉત્કૃષ્ટ થાય છે અને તેથી અલ્પ પ્રયાસે સાધ્ય સિદ્ધ થાય છે. શાંતરસનો કામી મહાપુરુષ પણ તે રસ જેને પ્રાપ્ત થયેલો છે એવા આસન્નઉપકારી શ્રી ચરમ તીર્થંકરની સ્તુતિ કરે છે. શાંતિથી અતરંગ શત્રુ પર તે મહાત્માએ કેવો વિજય મેળવ્યો તે સંબંધી કથાનક વીરચરિત્રાદિ અન્ય ગ્રંથોથી જાણી લેવું. સંગમ, ચંડકૌશિક, શૂલપાણિ, ગોશાલક વગેરે અતુલ્ય દુઃખ આપનાર તરફ અખંડ શાંતિ રાખનારનું અંતરંગ મનોબળ કેટલું વીર્યવાન હશે તે લખવા કરતાં કલ્પવું જ વિશેષ યુક્ત છે, કલ્પી શકાય તેવું છે. આવા પરમાત્માનું નામોચ્ચારણ કરી શાંતરસની ભાવના કરવાનો ઉદ્યમ કરવામાં આવ્યો છે.

કોઈ પણ શબ્દમાત્રને ગ્રહણ કરી તેના પર આખો પ્રયોગ લેવો તેને નિરુક્ત કહે છે; એટલે કેટલાક શબ્દોનો વ્યુત્પત્તિથી અર્થ બને નહિ, પણ પ્રયોગથી જ અર્થ બને છે. **વીર** શબ્દ માટે નિરુક્ત કરતાં વિદ્વાનો કહે છે કે :—

÷ આઠ અક્ષર દરેક પદમાં હોય છે. છઠ્ઠો અક્ષર ગુરુ અને પાંચમો અક્ષર લઘુ હોય છે. બીજા તથા ચોથા પદનો સાતમો અક્ષર હ્રસ્વ હોય છે. પહેલા તથા ત્રીજાનો સાતમો અક્ષર દીર્ઘ હોય છે.

विदारयति यत्कर्म, तपसा च विराजते ।
तपोवीर्येण युक्तश्च, तस्माद्वीर इति स्मृतः ॥

"તેઓ કર્મનું વિદારણ કરે છે, તપસ્યાથી વિરાજમાન છે તથા તપશક્તિવાળા છે: આ નિરુક્તથી તે 'વીર' કહેવાય છે."

અથવા વ્યુત્પત્તિથી પણ એવો જ ધ્વનિ નીકળે છે. **विशेषेण ईरयति प्रेरयति कर्माणीति वीरः ।** જે કર્મોને પ્રેરે છે, ધક્કા મારે છે, આત્માથી વિખૂટાં કરી કાઢી મૂકે છે, તે **વીર.** આવા શ્રી વીર પરમાત્માને નમસ્કાર કરીને ગ્રંથનું મંગળાચરણ કરવામાં આવ્યું છે.

ટીકાકાર મહારાજ શ્રી ધનવિજયજી ગણિ કહે છે કે શાસ્ત્રની આદિમાં મંગળ, અભિધેય, સંબંધ, પ્રયોજન અને અધિકારી એ પાંચ વસ્તુ બતાવવી જોઈએ, તે આ શ્લોકમાં પણ બતાવવામાં આવી છે. વીર પરમાત્માને નમસ્કાર કરીને **મંગળ** કર્યું છે; અભિધેય અથવા **વિષય** શાંતરસ છે; અંતરંગ શત્રુના જયરૂપ લક્ષ્મી મેળવવાનું **પ્રયોજન** છે; શાંતરસનો વિભાવ્યવિભાવનભાવ એ **સંબંધ** છે; અને મોક્ષાર્થી પ્રાણીઓ, જેઓને અંતરંગ શત્રુ પર જય મેળવવાની ઇચ્છા છે, તે આ ગ્રંથના **અધિકારી** છે.

આ પાંચે વસ્તુઓ ગદ્યબંધ રચનામાં પ્રથમ બતાવવામાં આવી છે, છતાં અત્ર ફરી વાર બતાવી તેથી પુનરુક્તિ દોષ થાય એવો જો આક્ષેપ કરવામાં આવે તો તેના ઉત્તરમાં જણાવવાનું કે ઉપદેશના ગ્રંથોમાં પુનરુક્તિ દોષ લાગતો નથી. સજ્ઝાય, ધ્યાન, તપ, ઔષધ, ઉપદેશ, સ્તુતિ, પ્રયાણ અને સંતગુણકીર્તનમાં પુનરુક્તિ દોષ લાગતો નથી. વાચકવર્ય શ્રી **ઉમાસ્વાતિ** મહારાજ **પ્રશમરતિ** પ્રકરણમાં કહે છે કે:—

ये तीर्थकृत्प्रणीता भावास्तदनन्तरैश्च परिकथिताः ।
तेषां बहुशोऽप्यनुकीर्तनं भवति पुष्टिकरमेव ॥
यद्वद्विषघातार्थं मंत्रपदे न पुनरुक्तदोषोऽस्ति ।
तद्वद्रागविषघ्नं पुनरुक्तमदुष्टम पदम् ॥

"તીર્થંકરમહારાજપ્રણીત અને તેના પછીના અવિચ્છિન્ન સંપ્રદાયાગત આચાર્યોએ બતાવેલા—કથન કરેલા—ભાવોનું વારંવાર કથન કરવું તે તેને—પ્રશમની રતિને—પુષ્ટિ કરનારું છે. વિષઘાતને માટે વારંવાર મંત્રોચ્ચાર કરવાથી જેમ પુનરુક્તિ દોષ લાગતો નથી તેમ રાગરૂપ વિષનો ઘાત કરનાર અર્થપદો પણ વારંવાર કહેવાથી તે કાર્ય દોષ વિનાનું જ છે."

આખા ગ્રંથમાં એકનો એક ભાવ બે બે વખત અને કોઈ ભાવ તેથી પણ વધારે વખત કહેવાય છે, તેમ જ ઉપદેશના અનેક ગ્રંથો હોવા છતાં ફરીવાર ગ્રંથ લખવો એ પણ પુનરુક્તિ જ છે, પરંતુ એ સર્વનો અત્ર ખુલાસો થઈ જાય છે. આમાં કાવ્યચાતુર્ય બતાવવાનો હેતુ બહુધા હોતો નથી, તેથી દોષ લાગતો નથી. જેમ વ્યાપારી હંમેશાં એક જ રીતે વ્યાપાર કર્યા કરે છે: તેમા તેની ઇચ્છા વ્યાપારની નથી પણ ધનપ્રાપ્તિની છે; જેમ મંત્રપદનો વારંવાર જાપ કરવામાં આવે છે, તેમાં શ્રદ્ધાગુણ પ્રધાન છે અને સાધ્ય મંત્ર

તરફ નથી પણ વિષનાશ તરફ છે; અને જેમ વ્યાધિગ્રસ્ત પ્રાણી એકના એક ઔષધનું અનેક વાર સેવન કરે છે, તેનો હેતુ ઔષધ ખાવાનો નથી પરંતુ વ્યાધિનો વિનાશ કરવાનો છે, તેવી રીતે શુદ્ધ વ્યાપાર કરવાની ઇચ્છાવાળા અથવા રાગવિષ કે મોહવ્યાધિનો નાશ કરવાની ઇચ્છાવાળા મુમુક્ષુને અનેક પ્રકારે અનેક વાર તેનો તે જ ઉપદેશ આપવામાં આવે તો તેનું સાધ્ય વચનોચ્ચાર કે વચનવ્યાપાર તરફ નથી, પણ રાગવિષનો નાશ અથવા શુદ્ધ સંસ્કારનો સંચય કરવા તરફ જ છે તેથી તેમાં પુનરુક્તિ દોષ જરા પણ લાગતો નથી.

મુનિસુંદરસૂરિ મહારાજ પોતાના બનાવેલા સર્વ ગ્રંથોની શરૂઆતમાં 'જયશ્રી' શબ્દ મૂકે છે. એ શબ્દ વડે તેમની ઓળખાણ પડે છે, એ બાબત ખાસ નોંધ લેવા જેવી છે. (૧)

## અનુપમ સુખના કારણભૂત શાંતરસનો ઉપદેશ

**सर्वमङ्गलनिधौ हृदि यस्मिन्, संगते निरुपमं सुखमेति ।**
**मुक्तिशर्म च वशीभवति द्राक्, तं बुधा भजत शान्तरसेन्द्रम् ॥ २ ॥** (स्वागतावृत्त*)

"સર્વ માંગલિકનો નિધાન એવો શાંતરસ જેના હૃદયમાં પ્રાપ્ત થાય તે અનુપમ સુખ પામે છે અને મોક્ષનું સુખ એકદમ તેના કબજામાં આવી જાય છે. હે પંડિતો! એવા શાંતરસને તમે ભજો, સેવો, ભાવો." (૨)

**વિવેચન**—સર્વ પ્રાણીઓની પ્રવૃત્તિ અમુક હેતુને લઈને થાય છે. **प्रयोजनमनुद्दिश्य न मन्दोऽपि प्रवर्तते**–પ્રયોજન વગર મૂર્ખ પણ પ્રવૃત્તિ કરતો નથી. આ સ્વતઃસિદ્ધ નિયમ છે. વ્યાપાર કરનારનો હેતુ ધનપ્રાપ્તિનો હોય છે. ભણનારનો હેતુ મગજ કેળવવાનો અથવા પરીક્ષા પાસ કરવાનો હોય છે. ચાલનારનો હેતુ અમુક જગ્યાએ પહોંચવાનો હોય છે અને બોલનારનો હેતુ સાંભળનારના મન પર અમુક અસર નિપજાવવાનો હોય છે. આ સર્વ હેતુનો પરંપરાએ છેવટનો હેતુ પ્રાણીને સુખ પ્રાપ્ત કરવાનો હોય છે. જે પ્રવૃત્તિથી પરિણામે સુખ મળે તેવું ન હોય તેમાં વિચારવાન પ્રાણી પ્રવૃત્તિ કરતાં નથી, તેથી સર્વ પ્રવૃત્તિનો હેતુ સુખ પ્રાપ્ત કરવાનો છે એ સૂત્ર આપણને પ્રાપ્ત થાય છે. ત્યારે સવાલ એ થાય છે કે સુખ શું છે? અને સુખ ક્યાં છે? આ સવાલનો જવાબ આપવામાં બહોળા અનુભવજ્ઞાનની જરૂર છે. વાસ્તવિક હકીકત એમ છે કે જે પ્રાપ્ત કરવાની ઇચ્છાથી આ જીવ પ્રયાસ કરે છે તેનું સ્વરૂપ તે સમજતો નથી. ઘણા જીવો સારું ખાવામાં, સારાં વસ્ત્રો પહેરવામાં, સારા દેખાવામાં, પ્રથમ પંક્તિની ખુરશી મેળવવામાં અથવા વાહવાહ કહેવરાવવામાં સુખ માને છે, પણ એમાં સુખ શું છે? શરીર નાશવંત છે. નામ કોઈનાં અમર રહેતાં નથી. અને સર્વથી વધારે અગત્યની હકીકત એ છે કે આવા પ્રકારના વિષયોને સુખ માનવામાં પ્રાપ્ત કરેલી સંપત્તિ (પુણ્યધન) ખવાઈ જાય છે અને પરિણામે પાછું દુઃખ થાય છે. જે

* સ્વાગતાવૃત્તમાં ૧૧ અક્ષર. स्वागता रनभगैर्गुरुणा च ॥ (૩–૮)

સુખની પછવાડે દુઃખ થાય છે તેને સુખ કેમ કહેવાય ? સાંસારિક સર્વ સુખો આવા પ્રકારનાં છે. વિષયજન્ય સુખ માત્ર માન્યતામાં જ રહે છે; તેથી કોઈ પણ પ્રકારનો વાસ્તવિક આનંદ થતો નથી. આનંદ લાગે છે તે પણ ખોટો છે, અસ્થિર છે, અલ્પ છે, અલ્પ સમય ચાલે તેવો છે અને એને સુખ માનવું એમાં મોટી ભૂલ થાય છે. સુખ ખરેખરું મનની શાંતિમાં જ છે. જ્યારે મન એક વિચાર કે વિષય પરથી બીજા તરફ દોરાય છે અને એક વસ્તુ પર સ્થિર રહેતું નથી, ત્યારે સમજવું કે હજુ તેને વાસ્તવિક ખ્યાલ થયો નથી. આવા પ્રકારનું સુખ પ્રાપ્ત કરવાનું પરમ સાધન શાંતરસની ભાવના ચિત્તક્ષેત્રમાં સ્થિર કરવી એ જ છે. એ શાંતરસ ભાવતાં જે સુખ પ્રાપ્ત થાય છે તે અનિર્વચનીય છે. પાર્થિવ વસ્તુમાં એવો કોઈ પણ પદાર્થ નથી કે જેની સાથે એ સુખની સરખામણી થઈ શકે. શાંતરસની ભાવના ઉત્કૃષ્ટ રીતે ભાવતાં સર્વ પ્રકારનાં દુઃખોનો આત્યંતિક અભાવ થાય છે અને એવી રીતે અવિનાશી અવ્યાબાધ સુખ પ્રાપ્ત થાય તેને જ વાસ્તવિક સુખ કહેવું યોગ્ય છે.

આવું ઉત્કૃષ્ટ સુખ પ્રાપ્ત કરવાનો ઉપાય, ઉપર કહ્યું તેમ, શાંતરસનો વિચાર કરવો અને તે જ પરમ સાધ્ય છે, એમ માનવું એ છે. શૃંગાર, હાસ્ય, વીર વગેરે રસોમાં માની લીધેલા પાર્થિવ વિષયસુખથી કલ્પિત, ક્ષણિક, વિનશ્વર આનંદ થાય છે, પરંતુ ખરેખરો ચિરસ્થાયી, અંત વગરનો આનંદ તો શાંતરસની ભાવનાથી જ થાય છે. અને તે શાંતરસને ભાવવાનો ઉપદેશ અત્ર આપવામાં આવ્યો છે. આખા ગ્રંથમાં આ સાધ્ય રાખવામાં આવેલ છે, તેથી મનનપૂર્વક આ ગ્રંથનો અભ્યાસ કરવો એ સુખપ્રાપ્તિનો ઉપાય સાધવા બરોબર છે.

રસેન્દ્ર–રસેશ્વર. સિદ્ધાંત એવો છે કે દેહપાત પછી બીજાઓની માની લીધેલી મુક્તિ મળે તે ચોક્કસ નથી, માટે અત્ર રસેન્દ્ર ( પારો ) ખાઈને શરીરને નિભાવવું; છતાં શરીર તો નાશ પામવાનું જ છે, એમ જો શંકા થાય તો તેના જવાબમાં આ સિદ્ધાંતના અનુયાયીઓ એમ કહે છે કે આ શરીર પડ્યા પછી હરગૌરી સૃષ્ટિમાં શરીર પ્રાપ્ત થવાનું છે તે બહુ મજબૂત મળશે. તેઓના આ મત પર આક્ષેપ કરતાં સૂરિમહારાજ કહે છે કે રસેન્દ્ર ( પારો ) પણ આ શાંતરસાધિરાજ જ છે. (આ સિદ્ધાંત માટે જુઓ રસેશ્વર સિદ્ધાંત, અથવા રસાર્ણવ –રસહૃદય વગેરે ગ્રંથો.) શાંતરસ સર્વ મંગળનો ભંડાર છે, કારણ કે સર્વ માંગલિકયમાલા એનાથી જ વિસ્તરે છે. પંડિતો આ ઉપદેશને યોગ્ય છે અને પંડિતો જ શાંતરસની ખૂબી સમજી શકે છે, તેથી સૂરિમહારાજે બુધ શબ્દથી પંડિતોને સંબોધન કર્યું છે. જેઓ સંસારનું વાસ્તવિક સ્વરૂપ સમજી પુદ્‌ગલ અને આત્માનો ભેદ સમજ્યા હોય તેને શાસ્ત્રકારો પંડિત કહે છે. (૨)

## આ ગ્રન્થનાં સોળ દ્વારો

समतैकलीनचित्तो, ललनापत्यस्वदेहममतामुक् ।
विषयकषायाद्यवशः शास्त्रगुणैर्दमितचेतस्कः ॥ ३ ॥

वैराग्यशुद्धधर्मा, देवादिसतत्त्वविद्विरतिधारी ।
संवरवान् शुभवृत्तिः साम्यरहस्यं भज शिवार्थिन् ! ॥ ४ ॥ (युग्मम्) (आर्यावृत्त *)

"હે મોક્ષાર્થી પ્રાણી ! તું સમતાને વિષે લીન ચિત્તવાળો થા ! સ્ત્રી, પુત્ર, પૈસા અને શરીર ઉપરથી મમતા છોડી દે ! વર્ણ, ગંધ, રસ, સ્પર્શ વગેરે ઇન્દ્રિયોના વિષયો અને ક્રોધ, માન, માયા અને લોભ એ કષાયોને વશ થા નહિ ! શાસ્ત્રરૂપ લગામ વડે તારા મનરૂપ અશ્વને તું કાબૂમાં રાખ ! વૈરાગ્યે કરીને શુદ્ધ–નિષ્કલંક–ધર્મવાન્ થા ! (સાધુના દશ યતિધર્મ અને શ્રાવકનાં બાર વ્રત તેમ જ આત્મગુણોમાં રમણતા કરવારૂપ શુદ્ધ ધર્મવાળો થા !) દેવ-ગુરુ-ધર્મનું શુદ્ધ સ્વરૂપ જાણનારો થા ! સર્વ પ્રકારના સાવદ્ય યોગથી નિવૃત્તિરૂપ વિરતિ ધારણ કર ! (સત્તાવન પ્રકારના) સંવરવાળો થા ! તારી વૃત્તિઓને શુદ્ધ રાખ અને સમતાના રહસ્યને તું ભજ !" (૩–૪)

**વિવેચન**—આ યુગ્મમાં સામાન્ય રીતે પ્રકીર્ણ ઉપદેશ આપવા ઉપરાંત આ ગ્રંથમાં કહેવાના સોળ અધિકારો અનુક્રમે સૂચવ્યા છે, તે નીચે પ્રમાણે:—

૧. સમતા.
૨. સ્ત્રી (લલના) મમત્વમોચન.
૩. અપત્યમમત્વમોચન
૪. ધનમમત્વમોચન.
૫. દેહમમત્વમોચન.
૬. વિષયપ્રમાદત્યાગ.
૭. કષાયત્યાગ.
૮. શાસ્ત્રાભ્યાસ અને વર્તન–અંતર્ગત ચતુર્ગતિના દુઃખો.
૯. ચિત્તદમન
૧૦. વૈરાગ્યોપદેશ.
૧૧. ધર્મશુદ્ધિ.
૧૨. ગુરુશુદ્ધિ.
૧૩. યતિશિક્ષા.
૧૪. મિથ્યાત્વાદિ નિરોધ–સંવરોપદેશ.
૧૫. શુભવૃત્તિ.
૧૬. સામ્યસર્વસ્વ.

આ સોળ વિષય અધ્યાત્મના છે. એના ઉપર આખા ગ્રંથમાં વિવેચન કરવામાં આવ્યું છે અને તેઓનો પરસ્પર સંબંધ પણ યુક્ત સ્થાનકે બતાવવામાં આવ્યો છે. એ સર્વ કલ્પવૃક્ષ સમાન છે; એની સેવા કરનારને તે મનોવાંછિત આપે છે; માટે એનું વાંચન, મનન, નિદિધ્યાસન કરવા આગ્રહ કરી અત્ર પ્રાસંગિક ઉદ્ગાર પૂર્ણ કરવામાં આવે છે અને ગ્રંથની શરૂઆત કરવામાં આવે છે. (૩–૪)

## ઇતિ ગ્રંથકારકૃત ઉપોદ્ઘાત

---

* આર્યાને ચાર ચરણ હોય છે દરેક ચરણમા અનુક્રમે ૧૨, ૧૮, ૧૨, ૧૫ માત્રા હોય છે. એ માત્રા-મેળ છંદ છે.

# प्रथमः समताधिकारः ॥



### ભાવના ભાવવા માટે મનને ઉપદેશ

चित्तबालक ! मा त्याक्षी-रजस्रं भावनौषधीः ।
यत्त्वां दुर्ध्यानभूता न, च्छलयन्ति छलान्विषः ॥ ५ ॥ (अनुष्टुप्)



"હે ચિત્તરૂપ બાળક! તું ભાવનારૂપ ઔષધિઓને હમેશાં* દૂર કરીશ નહિ; જેથી કરીને છળને શોધનારા દુર્ધ્યાનરૂપ ભૂત, પિશાચો તને છેતરી શકશે નહિ." (૫)

**વિવેચન**—સમતાદિક અધ્યાત્મના વિષયમા હજુ આ જીવ બહુ પછાત છે; તેનું ખરું રહસ્ય સમજી તેને અનુસરતો નથી, તેથી તેના મનને બાળક કહેવામાં આવ્યું છે.

હે બાળ મન! તું જરા વિચાર કર. સાંસારિક સગાં-સ્નેહીઓ અસ્થિર છે, પૌદ્ગલિક વિષયસુખ અનિત્ય છે, આજ જે રંગ છે તે કાલ રહેતો નથી; સગાં-સ્નેહીઓનું કે શેઠ વગેરે સ્વામીનું કોઈનું વાસ્તવિક રીતે તારે શરણુ નથી; તને ખરું દુઃખ પડતાં તેઓ કાંઈ પણુ ઉપકાર કરી શકે તેમ નથી. વળી તેઓ સર્વ એક મેળાની જેમ અત્ર મળ્યા છે, પણુ તેને છૂટા પડતાં વાર લાગવાની નથી. તું પોતે તો એકલો જ આવ્યો છે અને એકલો જ જવાનો છે; તું કોઈનો નથી અને તારુ કોઈ નથી—આમ અનેક રીતે સંસારનું વાસ્તવિક સ્વરૂપ શું છે તેનો વિચાર કરવો, પોતાની શુદ્ધ દશા અને વિભાવદશા કઈ છે તેનુ સ્વરૂપ સમજી તેનું રટણુ કર્યા કરવું, પૌદ્ગલિક અને આત્મિક તત્ત્વોમાં શો ફેર છે તે સમજી તેના પર વિચાર કરવો, એને શાસ્ત્રકાર ભાવના કહે છે. એ ભાવના ભાવવાથી સાચી સ્થિર વસ્તુ કઈ છે તેનું સત્ય જ્ઞાન થાય છે અને જ્ઞાનના પરિણામે તદનુસાર વર્તન કરવાનો નિશ્ચય થતાં પરિણામે તેવું વર્તન પણુ થાય છે. કોઈ પણુ કાર્ય થવાનો અથવા કરવાનો આ શુદ્ધ ક્રમ છે, અને વિકાસ પણુ તદનુસાર જ થાય છે. આવી ભાવનાઓ શાસ્ત્રકાર બાર પ્રકારની અથવા સોળ પ્રકારની કહે છે અને એનું બરાબર સ્વરૂપ યોગશાસ્ત્ર

* થોડો વખત પણુ

(ચોથા પ્રકાશમાં), પ્રવચનસારોદ્ધાર (ચરણસિત્તરિ–કરણસિત્તરિ દ્વારમાં), શાંતસુધારસ વગેરે ગ્રંથોમાં બહુ વિસ્તારથી આપ્યું છે. આ ગ્રંથની નોટમાં પણ આગળ સવિસ્તર તેનું સ્વરૂપ આવવાનું છે. અત્ર કહેવાનું એ છે કે તારે આવા વસ્તુસ્વરૂપની સમજણ આપનારી અને તદ્રૂપ ભાવનાઓ નિરંતર મન સન્મુખ રાખ્યા કરવી. તારા દરેક કાર્યમાં તે ભાવના તારે ચૂકી જવી નહિ. તું ખાતો હો, પીતો હો, વ્યાપાર કરતો હો કે ધર્મકાર્ય કરતો હો, તે દરેક વખતે તારે આ ભાવનાઓને હૃદયચક્ષુ સન્મુખ રાખવી. એ ભાવનાઓ ધાર્મિક ક્રિયા કરતી વખતે અને ખાસ કરીને સ્વાધ્યાય–ધ્યાન કરતી વખતે જ ભાવવાની છે એમ તું માનીશ નહિ; એ ભાવના તારા દરેક કાર્યમાં ઓતપ્રોત પરોવાઈ જવી જોઈએ.

અનાદિ અભ્યાસને લીધે સંસારભાવના આ જીવની સ્વભાવદશા જેવી થઈ ગઈ છે. એને ઘર બંધાવવામાં, ઘરેણાં ઘડાવવામાં કે વ્યાપાર કરવામાં જેટલો આનંદ આવે છે, અને જેટલે અંશે તે કાર્ય સાથે તે એકમેક થઈ જાય છે, તેટલો સંસારનું ખરું સ્વરૂપ વિચારતી વખત તે થતો નથી, થઈ શકયો નથી, થવાનો વિચાર પણ કરતો નથી અને પરિણામે દુર્ધ્યાનમાં પડી જાય છે. વળી, ઘણીવાર તો એવું વિપરીત બને છે કે તેનાં ધાર્મિક કાર્યોમાં પણ દુર્ધ્યાન દાખલ થઈ જાય છે અને ચિત્તવૃત્તિને ડોળી નાંખે છે. એ દુર્ધ્યાન કેવી રીતે કામ કરે છે તે આપણે નવમા **ચિત્તદમન** અધિકારમાં જોશું. અત્ર પ્રસ્તુત એ છે કે જો આ જીવ ભાવના ભાવવાથી વિમુખ થઈ જાય છે તો તુરત જ દુર્ધ્યાનરૂપ પિશાચો તેના હૃદયમંદિરનો કબજો લે છે અને પછી તેની પાસે અનેક પ્રકારના વિચિત્ર અને હાસ્યજનક નાચ નચાવે છે.

ભાવનાને તેટલા માટે યંત્રયુક્ત માદળિયુ કહેવામાં આવ્યું છે. જગતમાં કેટલાકની એવી માન્યતા છે કે સયંત્ર માદળિયુ પહેરનાર પર ભૂત–પિશાચના નામથી પ્રસિદ્ધ થયેલી અમાનુષી પ્રકૃતિઓ અસર કરી શકતી નથી આ માન્યતા પર રૂપક અલંકાર ગોઠવી વિદ્વાન ગ્રંથકર્તા કહે છે કે જો તું ભાવનામંત્રથી મંત્રિત માદળિયુ તારા હાથ પર બાંધીશ તો દુર્ધ્યાનરૂપ ભૂત–પિશાચો તારા હૃદયમંદિરનો કબજો લેશે નહિ. દુર્ધ્યાનનું જોર પ્રબળ આત્મવીર્ય પાસે બિલકુલ ચાલતું નથી. આ જીવ જ્યારે શુદ્ધ આત્મિક દશામાં રમણ કરવા માંડે છે ત્યારે તેનામાં એવું અપૂર્વ વીર્ય સ્ફુરે છે કે તેનું માપ અનુભવીથી જ ગમ્ય થઈ શકે છે. માત્ર કર્માવૃત સ્થિતિને લીધે આ આત્મા ઘણા વખતથી ઊંઘ્યા કરે છે તેથી જ તેના પર આવા વિભાવી ભાવો જોર ચલાવે છે; બાકી જ્યારે ભાવનાજળથી તે જાગ્રત થશે કે તુરત જ તે સર્વ ખસી જશે, નાસી જશે અને દૂર જ રહેશે.

ટીકાકાર કહે છે કે ગમ્ય-અગમ્ય, કાર્ય-અકાર્ય, હેય-ઉપાદેય વગેરે જ્ઞાનમાં વિકળતા હોવાથી ચિત્ત હજુ બાળક છે. ભાવનાથી ધૈર્ય–સ્થિરતા પ્રાપ્ત થાય છે તેથી તે ઔષધરૂપ છે; અને દુર્ધ્યાનથી પરવશપણું, દુર્ગતિ અને ઉન્માદ થાય છે તેથી તે ભૂત-વ્યંતર જેવાં છે.

સમતાના પ્રથમ બીજ તરીકે ભાવના છે એમ અત્ર ઉપદેશ કર્યો. (૫)

આ અધિકારમાં મૈત્ર્યાદિ ચાર ભાવનાનું સ્વરૂપ બતાવવામાં આવશે. તે પહેલાં સમતાનું સુખ કેવા પ્રકારનું છે તે બતાવે છે :—

## ઇન્દ્રિયોનાં સુખ :: સમતાનાં સુખ

यदिन्द्रियार्थैः सकलैः सुखं स्यान्नरेन्द्रचक्रित्रिदशाधिपानाम् ।
तद् बिन्द्वत्येव पुरो हि साम्यसुधाम्बुधेस्तेन तमाद्रियस्व ॥ ६ ॥ (उपजातिवृत्त*)

"રાજા, ચક્રવર્તી અને દેવોના સ્વામી ઇંદ્રોને સર્વ ઇંદ્રિયના અર્થોથી જે સુખ થાય છે, તે સમતાના સુખસમુદ્ર પાસે ખરેખર એક બિંદુ તુલ્ય છે, માટે સમતાના સુખને આદર." ( ૬ )

**વિવેચન**—અધ્યાત્મજ્ઞાનનું પ્રથમ બીજ સમતા છે. સર્વ સંજોગોમાં મનને એક-સરખું રાખવું, ગમે તેવા પ્રસંગો આવે તોપણ ચંચળ વૃત્તિ ધારણ કરવી નહિ, એને સમતા કહે છે. એવી મનોવૃત્તિ થાય ત્યારે જ ખરેખરું સુખ થાય છે. અને બીજા શ્લોકમાં જે સુખની શોધ કરવામાં આવી છે તે સમતાનું જ સુખ છે. એ સુખ ખરેખરું તો અનુભવ-ગમ્ય છે. તે સુખનો બીજી કોઈ પણ રીતે ખ્યાલ આપવો મુશ્કેલ છે, લગભગ અશક્ય જેવું છે; છતાં આ જીવ તો પૌદ્ગલિક સુખમાં આસક્ત છે, તેથી તે સુખનો ખ્યાલ અત્યાર સુધીના સાદા અનુભવ અનુસાર આપવાથી જ તે નવીન વાસ્તવિક સુખ પ્રાપ્ત કરવા ઉદ્યમવંત થાય તેમ છે. આમ હોવાથી તેને કહે છે કે હે જીવ! એક રાજા અનેક પ્રકારના હુકમો કરતો હોય, પાણી માગે ત્યાં દૂધ મળતું હોય, ખમા ખમા પોકારાતી હોય, અનેક રાણીઓથી પરિવૃત હોય અને સર્વ ઇંદ્રિયોનાં વિષયસુખો સારામા સારા આકારમાં ભોગવતો હોય, તેનું સર્વ સુખ તું કલ્પી લે; તે ઉપરાંત રાજાઓના પણ મુગટમણિ સાર્વભૌમ ચક્રવર્તીની છ ખંડ ઋદ્ધિનું સુખ એકત્ર કર; અને દેવપતિ ઇંદ્રના સર્વ પૌદ્ગલિક સુખોને પણ એકઠાં કર; આ સર્વ સુખોનો સરવાળો કર. તારી કલ્પનામાં આથી વધારે સુખ આવવું મુશ્કેલ છે, પરંતુ અમે સ્વાનુભવથી કહીએ છીએ કે આ સર્વ સુખો એકત્ર કરીને કરોડો વર્ષ–યાવત્ અનંત કાળ–અનુભવ્યાં હોય તોપણ સમતાથી જે સુખ થાય છે તેની પાસે તે કાંઈ હિસાબમાં નથી. સમતાનું સુખ સમુદ્ર જેટલું ગણીએ તો આ સ્થૂલ સુખોનો સરવાળો એક ટીપા જેટલો થાય છે. સર્વસાધનસંપન્ન રાજાઓ કે દિગ્વિજય કરનાર ચક્રવર્તીને અથવા બહુ સુખી ગણાતા દેવેંદ્રને પણ સમતાના સુખ જેટલું સુખ નથી. શાસ્ત્રકાર પણ કહે છે કે—

---

* ઉપેંદ્રવજ્રામાં ૧૧ અક્ષર. उपेन्द्रवज्रा प्रथमे लघौ सा
(૫–૬)
अनन्तरोदीरितलक्ष्मभाजौ पादौ यदीयावुपजातयस्ताः ।
ઇન્દ્રવજ્રા ને ઉપેન્દ્રવજ્રાનાં ચરણો મળી જાય ત્યારે ઉપજાતિ છંદ થાય છે. એના દરેક ચરણમાં ૧૧ અક્ષર હોય છે

जं च कामसुहं लोए, जं च दिव्वं महासुहं ।
वीयरायसुहस्सेयं णंतभागंपि नग्घई ॥

"લોકમાં જે વિષયાદિકનાં સુખો છે અને દેવલોકમાં જે મહાસુખો છે તે વીતરાગનાં સુખ પાસે અનંતમા ભાગે પણ થતાં નથી."

આવું મહાન સુખ તારા યત્નથી સાધ્ય છે, અત્રે જ તને મળી શકે તેમ છે; તેમાં નથી પૈસાની જરૂર કે નથી બાહ્ય મદદની જરૂર; નથી કોઈના રક્ષણની જરૂર કે નથી કોઈ તરફની આકાંક્ષાની જરૂર; માત્ર તારું શું છે તે સમજી તે મેળવવા અથવા પ્રગટ કરવા પ્રયાસ કર અને બીજી બધી બાહ્ય ઉપાધિ તજી દે, એટલે સમતાસુખ તને આપોઆપ પ્રાપ્ત થઈ જશે; પરંતુ આ બાબતમાં તારે દૃઢ નિશ્ચય કરવાની જરૂર છે. એક વાર નિશ્ચય કર્યો કે પછી તેનાં સાધનો ક્યાં છે તે બતાવનારાં તને મળી જશે; તે સાધનો સ્વતઃ તને મળી જશે અને તને બહુ આનંદ થશે. પૌદ્‌ગલિક સર્વ સુખો નાશવંત છે, પછવાડે દુઃખસંતતિ મૂકી જનારાં છે, ભોગવતી વખત પણ અનેક પ્રકારની શારીરિક અને માનસિક ઉપાધિ કરનારાં છે, ત્યારે અત્ર બતાવેલું સમતાજન્ય સુખ એ સર્વ પ્રકારની અગવડોથી મુક્ત છે; માટે સમતાસુખ આદર! (૬)

## સાંસારિક જીવનાં સુખ :: યતિનાં સુખ

अदृष्टवैचित्र्यवशाज्जगज्जने, विचित्रकर्माशयवाग्विसंस्थुले ।
उदासवृत्तिस्थितचित्तवृत्तयः, सुखं श्रयन्ते यतयः क्षतार्तयः ॥ ७ ॥ (वंशस्थवृत्त*)

"જ્યારે જગતનાં પ્રાણીઓ પુણ્યપાપના વિચિત્રપણાને આધીન છે, અને નાના પ્રકારના કાયાના વ્યાપાર, મનના વ્યાપાર અને વચનના વ્યાપારથી અસ્વસ્થ (અસ્થિર) છે, ત્યારે માધ્યસ્થ વૃત્તિમાં જેમની ચિત્તવૃત્તિ રહેલી છે અને જેઓની મનની પીડાઓ (આધિ) નાશ પામી છે તેવા યતિઓ ખરા સુખને ભજે છે. (ભોગવે છે.)" (૭)

**વિવેચન**—ઇંદ્રિયજનિત વિષયસુખ અને સમતાસુખનું સ્વરૂપ બતાવી હવે તે બન્નેનાં દૃષ્ટાંતો બતાવીને સમતાસુખની અધિકતા સિદ્ધ કરે છે પુણ્યના ઉદયથી આ જીવ સારા શરીરવાળો, રૂપાળો, સગાંસ્નેહીથી પરિવૃત, ધનવાન, પુત્રવાન, આયુષ્યમાન વગેરે અનેક પ્રકારનાં રૂપો ધારણ કરે છે, તે જ જીવ પાપના ઉદયથી તેથી ઊલટાં કુરૂપો ધારણ કરી કંગાળ જેવો દેખાય છે. પુણ્યના ઉદયથી આ જીવ સુખી દેખાય છે; વળી એકાદ પ્રતિકૂળ કર્મનો સપાટો આવે ત્યારે મહાદુઃખી દેખાય છે. કોઈ વાર બાળક જેવો થઈ રઝળે છે અને કોઈ વાર કામરસિક થઈ વિષયસેવન કરે છે; કોઈ વાર વિત્ત વગરનો થઈ જાય છે અને કોઈ વાર સંપૂર્ણ વૈભવવાળો થાય છે; કોઈ વાર ઘરડોખખ થઈ જાય છે અને

* વંશસ્થ અથવા વંશસ્થવિલ વૃત્તના દરેક ચરણમાં બાર અક્ષર હોય છે. वदन्ति वंशस्थविलं जतौ जरौ (૫-૭)

કોઈ વાર બળવાન થઈ જાય છે: આવાં આવાં અનેક રૂપો વિચિત્ર કર્મોને વશ થઈને આ જીવ ધારણ કરે છે, સંસારરંગભૂમિ ઉપર અનેક પ્રકારના ખેલો ભજવે છે અને કાળ આવે ત્યારે યમરાજાની રાજધાનીના પડદામાં પ્રવેશ કરે છે; વળી પાછો સારો કે ખરાબ બીજો વેશ ધારણ કરે છે. એવી રીતે અનેક વાર રખડપટ્ટી કર્યા કરે છે. આખો વખત મન, વચન, કાયાના વ્યાપારમાં મસ્ત રહી વિષયકષાયને આધીન થાય છે અને થોડો સમય પણ સ્થિરતા પામતો નથી. કષાયાદિકમાં પ્રવૃત્તિ કરતી વખતે તે તન્મય થઈ જાય છે અને જાણે પોતે કષાયમય જ હોય એવો દેખાવ આપે છે. આવી અનેક હાડમારી આ જીવ ભોગવે છે અને તે હાડમારીને સુખ માને છે. આવી દોડાદોડમાં સુખ હોય કે નહિ તે કહેવા કરતાં માની લેવું જ યુક્ત છે, કારણ કે નિરાંત વગર સુખ હોય જ નહિ; માથે દુઃખની તરવાર લટકતી હોય ત્યાં સુખ હોય જ નહિ. આ સંસારી જીવનું સુખ થયું. એનું ખરેખરું તાદાત્મ્ય સ્વરૂપ ચિત્રપટ પર શ્રી ઉપમિતિભવપ્રપંચના* સુપ્રસિદ્ધ વિદ્વાન લેખક પૂજ્યપાદ શ્રી સિદ્ધર્ષિ ગણિએ આલેખ્યુ છે. તે મનન કરવાથી આ ઉક્તિનું રહસ્ય પ્રાપ્ત થાય છે.

હવે બીજી બાજુએ સર્વ સુખદુઃખ પર માધ્યસ્થ્ય દૃષ્ટિ રાખનાર, આત્મારામમાં રમણ કરનાર, દશ યતિધર્મોનું વહન કરનાર, પંચમહાવ્રત પાલનાર, સાંસારિક સર્વ ઉપાધિઓથી દૂર રહેનાર, ખટપટનો સ્વપ્નમાં પણ ખ્યાલ ન કરનાર, પવિત્ર જીવન વહન કરનાર શ્રી યોગીમહાત્માઓ–મુનિમહારાજાઓ કેવા પ્રકારનું સુખ અનુભવે છે તે જોઈએ. આપણે અગાઉ જોયું છે કે સુખ માન્યતામાં જ છે, પુદ્ગલમાં નથી; અને વાસ્તવિક સુખ તો સામ્ય-ભાવમા જ છે. ઉદાર યોગીઓ, જેમનું વિસ્તારથી સ્વરૂપ નવમા શ્લોકમાં કહેવામાં આવશે, તેઓને સર્વ સંજોગોમાં આનંદ જ છે. તેઓ સુખથી રાજી થતા નથી, દુઃખથી ડરતા નથી; એટલું જ નહિ, પણ કર્મક્ષય નિમિત્તે દુઃખને આવકારદાયક ગણે છે. તેઓ જાણે છે કે સુખ પુણ્યપ્રકૃતિનો ઉદય છે અને દુઃખ પાપપ્રકૃતિનો ઉદય છે. બન્ને કર્મપ્રકૃતિ છે, ત્યાજ્ય છે અને તેમાં આનંદ કે શોક માનવો એમાં મૂર્ખતા જ છે. એવા મહાત્માઓને જે આંતર આનંદ થાય છે તેનું વર્ણન કરવું મુશ્કેલ છે, કારણ કે તેઓને દુઃખમાં પણ આનંદ જ છે. માનસિક ઉપાધિનો નાશ થાય છે કે તરત જ સર્વ પાર્થિવ પીડાઓનો સ્વતઃ નાશ થઈ જાય છે. અને ઉદારચરિત યોગીઓ તો સ્થિર મનોવૃત્તિ રાખી માનસિક ઉપાધિઓથી દૂર જ રહે છે અને તેના સબંધમાં પણ આવતા નથી. એમને તૃણ ને સુવર્ણ સરખું છે, રાયરંકમાં ભેદ નથી, નિંદાસ્તુતિમાં દુઃખ કે આનંદ નથી, શત્રુમિત્ર પર સમભાવ છે અને રાજા જેવો દેખીતો તેમનો વૈભવ લાગતો નથી, છતાં તેઓ રાજા જેટલો જ વૈભવ અનુ-ભવે છે. એ સંબંધમા આપણને સૂરિમહારાજ સ્વાનુભવથી સાક્ષી આપે છે. વળી એ જ

* આ આખા ગ્રન્થનુ ભાષાંતર વિવેચન કરનારે તૈયાર કર્યું છે, અને ત્રણ ભાગે છપાઈ ગયુ છે. એ ગ્રન્થ બહુ ઉપદેશક છે અને ખાસ વાચવા યોગ્ય છે. શ્રી જૈન ધર્મ પ્રસારક સભામાં એ લભ્ય છે.

સંબંધમાં વિરક્ત ભાવનું સુખ અનુભવનાર અને સંસારનો પણ અનુભવ લેનાર રાજર્ષિ ભર્તૃહરિ સંક્ષેપમાં કહે છે કે—

महो रम्या शय्यां विपुलमुपधानं भुजलता,
वितानं चाकाशं व्यजनमनुकूलोऽयमनिलः ।
स्फुरद्दीपश्चंद्रो विरतिवनितासंगमुदितः,
सुखं शान्तः शेते मुनिरतनुभूतिर्नृप इव ॥

જેમ કોઈ પુણ્યવાન પોતાની ઇચ્છાની તૃપ્તિથી સકળ અનુકૂળ સંયોગોમાં નિશ્ચિતપણે સૂવે છે તેમ ત્યાગી પુરુષો પણ સકળ ક્લેશ–તાપોને શમાવી સમાધિથી સૂવે છે. "તે વખતે તેઓને પૃથ્વી સુંદર શય્યા છે, લતા જેવા તેના હાથ વિસ્તારવાળું ઓશિકું છે, આકાશ તેનો ચંદરવો છે, અનુકૂળ પવન તેનો પંખો છે અને ચંદ્ર તેનો દેદીપ્યમાન દીવો છે તથા તે વિરતિ સ્ત્રીની સોબતમાં આનંદ માને છે. આવી રીતે સર્વ રાજ્યચિહ્નો તે મુનિ પાસે છે અને રાજા કરતાં પણ વધારે શાંતિથી તે સૂએ છે, કારણ કે તેની માનસિક સર્વ ઉપાધિઓ દૂર થયેલી હોય છે."

આવાં જ કારણથી સંતપુરુષો વિપત્તિ માગી લે છે, કારણ કે સારા વખતમાં દુઃખ ભોગવી લીધું હોય તો પછી અગવડ પડતી નથી અને બાંધેલાં દુઃખો એક વાર ભોગવવાં તો પડવાનાં જ, તેથી તેમાં તેને કાયરતા આવતી નથી. આવી રીતે સાંસારિક જીવો અને યતિના સુખની સરખામણી કરવામાં આવી છે, એ બન્ને હકીકત હે આત્મા! તું ખાસ ધ્યાનમાં રાખજે! (૭)

## સમતાસુખ અનુભવવાનો ઉપદેશ

विश्वजन्तुषु यदि क्षणमेकं, साम्यतो भजसि मानस ! मैत्रीम् ।
तत्सुखं परममत्र परत्राप्यश्नुषे न यदभूत्तव जातु ॥ ८ ॥ (स्वागतावृत्त)

"હે મન! તું સર્વ પ્રાણી ઉપર સમતાપૂર્વક એક ક્ષણવાર પણ પરહિતચિંતારૂપ મૈત્રીભાવ ભાવીશ તો તને આ ભવ અને પરભવમાં એવું સુખ મળશે કે જેવું તેં કદી પણ અનુભવ્યું હશે નહિ." (૮)

**વિવેચન**—સમતા સુખ એ અધ્યાત્મનું બીજ છે અને તે માટે સારું દૃષ્ટાંત બતાવ્યું; પરંતુ ખરેખરું સમતાસુખ જાણવાનું સાધન તો તેનો અનુભવ જ છે; તેથી તે બાબતમાં પ્રેરણા કરતાં કહે છે કે હે ભાઈ! અમે સમતાસુખનાં આટલાં બધાં વખાણ કરીએ છીએ, પણ એથી લાભ કેટલો થાય છે તે તને બતાવી શકતા નથી. રસાયણ ખાનારને પરિણામે લાંબા વખત સુધી અનેક લાભ થાય છે, પણ ખાધા સિવાય બોલવાથી તેનો લાભ સમજાવી શકાતો નથી, માટે તું જરા વખત સમતા રાખ. પરહિતનું ચિંતવન કરવું અને પરહિતના વિચારમાં પોતાની જાતના સુખને ભૂલી જવું--સ્વાર્થત્યાગ કરવો–એને મૈત્રીભાવના કહે છે. એનું સવિસ્તર

સ્વરૂપ હવે પછી તેરમા શ્લોકમાં આપવામાં આવ્યું છે. એ મૈત્રીભાવ બીજા જીવો પર તું એક ક્ષણવાર પણ રાખ. તેના પરિણામે તું એવું સુપુણ્ય બાંધીશ કે તેના યોગથી તને આ ભવ અને પરભવમાં અપૂર્વ સુખનો અનુભવ થશે. અત્યાર સુધી તેં પૌદ્ગલિક સુખો અનુભવ્યાં છે તેથી સુખ પણ તું તેમાં જ સમજે છે, પરંતુ જ્યારે આત્મિક સુખો અનુભવવા યોગ્ય સુકર્મફળ તું ગ્રહણ કરીશ ત્યારે તને નવીન પ્રકારનો જ આનંદ થશે.

ગ્રંથકર્તા અત્ર બાળ અધિકારીઓને આશ્રયીને મૈત્રીભાવથી જે સામ્યસુખ પ્રાપ્ત થાય છે તેનો પુણ્યકર્મ સાથે સંબંધ જોડે છે. આપણે એથી આગળ વધેલાને કહી શકીએ કે સમતાભાવ ભાવતી વખતે જે અપૂર્વ આનંદ થાય છે તે પણ અનિર્વચનીય છે. એના પરિણામે જે શુભ કર્મબંધ અથવા કર્મનિર્જરા થાય છે તે તો બાજૂ ઉપર રાખીએ, પણ તે ભાવતાં જે માનસિક સંતોષ (Conscious satisfaction) થાય છે તે પણ મહાન છે, ભવ્ય છે, અલૌકિક છે, નૂતન છે, સર્વોત્તમ છે, અનનુભૂતપૂર્વ છે. સમતાથી સુખ થાય છે તે બીજાનું સુખ લઈને અથવા ઓછું કરીને થતું નથી, પણ સ્વસંપન્ન છે, સ્વસંપૂર્ણ છે, પરને ઉપકારી છે અને ઉભયને આનંદદાતા છે. પૌદ્ગલિક અને આત્મિક આનંદમાં આ મહાન તફાવત છે. આ સમતાથી થતો આનંદ અનુભવતી વખતે જ એવું સુખ આપે છે કે જેવું આ જીવે અગાઉ સાંસારિક પદાર્થોમા અનુભવ્યુ ન હોય. આ પ્રમાણે હોવાથી હે ભાઈ! તું એક વાર સામ્યભાવ ધારણ કર, પછી તુ તેનું સુખ જોજે. જો તને તેમાં કાંઈ અપૂર્વતા માલૂમ પડે તો તે સુખનો ફરી વાર અનુભવ કરવાનો વિચાર કરજે; પણ એક વાર તો અમારા આગ્રહથી જ તે રસ્તે પ્રયાણ કર. અમે (ગ્રંથકર્તાએ) એ સુખનો સ્વાદ કોઈ કોઈ વાર ચાખ્યો છે અને તેથી તને ભલામણ કરીએ છીએ કે તારે સંસારમાં રહ્યા છતાં મોક્ષસુખની વાનકી ચાખવી હોય તો એ ઉત્તમ માર્ગ છે. (૮)

## સમતાની ભાવના (Ideal)—તેનું દર્શન

न यस्य मित्रं न च कोऽपि शत्रु - र्निजः परो वाऽपि न कश्चनास्ते ।
न चेन्द्रियार्थेषु रमेत चेतः, कषायमुक्तः परमः स योगी ॥ ९ ॥ (उपेन्द्रवज्रा)

"જેને કોઈ પણ મિત્ર નથી અને કોઈ પણ શત્રુ નથી, જેને કોઈ પોતાનો નથી અને કોઈ પારકો નથી, જેનું મન કષાય રહિત હોઈને ઇંદ્રિયોના વિષયમાં રમણ કરતું નથી, તેવો પુરુષ મહાયોગી છે." (૯)

**વિવેચન**—જે યોગીનું દર્શન સાતમા શ્લોકમા કરાવવામાં આવ્યુ છે તેનું સ્વરૂપ અત્ર બતાવે છે. સમતા ગુણ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા પ્રાણીએ પોતાની સન્મુખ આ શ્લોકમાં લખી છે તેવી ભાવના રાખવી જોઈએ. કોઈ એક ગુણ પ્રાપ્ત કરવો હોય તો પ્રથમ તેનું શુદ્ધ સ્વરૂપ સમજી બરાબર હૃદયમંદિરમાં તેનું સ્થાપન કરવું જોઈએ અને ત્યાર પછી કોઈ પણ પ્રસંગ આવતાં અથવા ગમે તે કાર્ય કરતાં તેની ભાવના સમીપ જ રાખવી

જોઈએ. એ પ્રમાણે કરવામાં આવે તો જ ગુણપ્રાપ્તિ થાય છે; તે વગર ધ્યાન સ્થિર રહેતું નથી. અને સાધ્યની સ્પષ્ટતા ન હોય તો અસ્તવ્યસ્ત પ્રયાસો લગભગ નકામા જેવા થાય છે. ભાવનાનિશ્ચય થયા પછી તેવા થવાની ધારણા થાય છે અને તેવા થવાનો ધીમે ધીમે અભ્યાસ પાડતાં તેવા થઈ જવાય છે. ત્યારે સમતાની ભાવના કેવી હોવી જોઈએ, તે આપણે અત્ર જોઈએ.

કોઈ પ્રાણી આ જીવને ગાળો આપે યા તેની નિંદા કરે ને કોઈ તેની સ્તુતિ કરે, કોઈ તેને લાખો રૂપિયાનું નુકસાન કરે ને કોઈ તેને કરોડોનો ફાયદો કરી આપે, કોઈ તેનો તિરસ્કાર કરે ને કોઈ તેને બહુમાન આપે, કોઈ તેની સાથે લડાઈ કરવા તૈયાર થઈ જાય ને કોઈ તેની સાથે મૈત્રી વધારવા ઇચ્છા રાખે—આવા આવા પરસ્પર વિરોધસૂચક દ્વિકસંયોગ ગમે તેટલા કલ્પીએ તે સર્વમાં જેની મતિ એકસરખી જ રહે છે, જેને શત્રુ અને મિત્ર તુલ્ય છે, જે શત્રુતા અથવા મિત્રતાના કારણમાં સામા જીવનો કાંઈ પણ દોષ સમજતો નથી, પરંતુ કર્માવૃત આત્મિક સ્વરૂપનું રટણ કરી તે દૃષ્ટિમાં જાતને લીન કરી દઈ સામા પુરુષ તરફ જરા પણ અપ્રીતિ લાવતો નથી તે પુરુષ ખરેખરો યોગી છે; જેને પોતાના કે પારકા કોઈ નથી, જેને પુત્ર કે અન્ય સરખા છે તે યોગી છે; જેને પાંચ ઇંદ્રિયોના વિષયોમાં આસક્તિ નથી, જેને મદ બિલકુલ નથી, કષાયનો અંશ જે જીવમાં આવિર્ભાવ પામતો નથી, વિકથાનું નામ જેની પાસે સંભળાતું નથી અને જે સર્વદા ધર્મ-જાગ્રત અવસ્થામાં રહે છે—આવા પુરુષ પરમયોગી છે. ટૂંકામાં કહીએ તો, જે મહાત્મા સર્વદા વ્યવહારમાં માની લીધેલાં કાર્યોથી દૂર રહી પોતાનું શું છે તે ઓળખે છે અને ઓળખીને બેસી રહેતા નથી પણ તે અનુસાર વર્તન કરે છે, તે શુદ્ધ યોગી છે. તેમની કાયાની પ્રવૃત્તિ, વચનનો ઉચ્ચાર અને મનના વિચારો નિરંતર શુદ્ધ, જરૂર પડે ત્યારે જ વપરાશમાં આવનારા અને અતિશય સ્થિર હોય છે. આવા મહાત્મા જેવા થવાની ઇચ્છા રાખવી એ સર્વ મુમુક્ષુનું દૃષ્ટિબિંદુ હોવું જોઈએ. પરમયોગી આનંદઘનજી મહારાજે શાંતિનું સ્વરૂપ બોધતાં, શાંત જીવના ઘણા પ્રકારે લક્ષણો કહ્યાં છે, તેમાં નીચેનાં લક્ષણો અત્ર પ્રસ્તુત છેઃ—

માન અપમાન ચિત્ત સમ ગણે, સમ ગણે કનક પાષાણ રે;
વંદક નિંદક સમ ગણે, ઇસ્યો હોય તું જાણ રે ॥ શાંતિ૦ ॥ ૯ ॥

સર્વ જગજંતુને સમ ગણે, સમ ગણે તૃણ-મણિભાવ રે;
મુક્તિ સંસાર બેહુ સમ ગણે, મુણે ભવજલનિધિ નાવ રે ॥ શાંતિ૦ ॥ ૧૦ ॥

આપણો આતમ ભાવ જે, એક ચેતનાધાર રે;
અવર સવિ સાથ સંજોગથી, એહ નિજ પરિકર સાર રે ॥ શાંતિ૦ ॥ ૧૧ ॥

આવું સમતાવંત જીવનું સ્વરૂપ સંક્ષેપથી છે, એનો વધારે વિસ્તાર આગમમાં છે, એમ યોગીશ્રી ભલામણ કરે છે. જુઓ વિસ્તાર માટે શાંતિજિન સ્તવન. આ ભાવના સમતાના અધિકારી જીવોએ નિરંતર હૃદય સન્મુખ રાખવી. (૯)

## સમતાનાં અંગો : ચાર ભાવના

भजस्व मैत्रीं जगदंगिराशिषु, प्रमोदमात्मन् ! गुणिषु त्वशेषतः ।
भवार्त्तिदीनेषु कृपारसं सदा–प्युदासवृत्तिं खलु निर्गुणेष्वपि ॥ १० ॥ (वंशस्थवृत्त)

"હે આત્મા ! જગતના સર્વ જીવો ઉપર મૈત્રીભાવ ધારણ કર, સર્વ ગુણવાન પુરુષો તરફ સંતોષદૃષ્ટિથી જો; ભવ(સંસાર)ની પીડાથી દુઃખી થતાં પ્રાણીઓ ઉપર કૃપા રાખ અને નિર્ગુણી પ્રાણીઓ ઉપર ઉદાસવૃત્તિ–માધ્યસ્થ્ય ભાવ રાખ." (૧૦)

**વિવેચન**—સમતાની ભાવનાનું સ્વરૂપ કહી તે લક્ષ્યમાં રાખવા જણાવ્યું. હવે સમતા પ્રાપ્ત કરવા માટે અનેક સાધનો છે તે બતાવે છે. સાધનો અનેક પ્રકારનાં હોય છે. પોતાના સંયોગો પ્રમાણે કયુ સાધન અનુકૂળ આવશે તે મુમુક્ષુ પ્રાણીએ વિવેકદૃષ્ટિથી વિચાર કરીને સમજી લેવું. એક જીવને જે બહુ લાભ કરનાર સાધન હોય છે તે બીજા જીવના માનસિક બંધારણ અને વિકાસના પ્રમાણમાં તેટલું જ ઉપકાર કરનારું નીવડતું નથી; તેથી એ સંબંધમાં એક સામાન્ય નિયમ બાંધવા કરતા સમતા પ્રાપ્ત કરવાના અનેક સાધનો બતાવવાં અને તેમાંથી પોતાને યોગ્ય પસંદગી આ જીવે કરી લેવી એ વધારે સરળ માર્ગ છે, એમ ધારી આ ગ્રંથમા તેનાં અનેક સાધનો બતાવ્યાં છે. લગભગ બધા જીવો પર એક-સરખો ઉપકાર કરનાર સાધન ચાર ભાવના ભાવવી તે છે. એ ભાવના એવી ઉત્તમ છે કે, પાંચમા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે, તે દુર્ધ્યાનને આવવા દેતી નથી. એ ચાર ભાવના તે આ શ્લોકમાં બતાવ્યા પ્રમાણે મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ્ય છે. એનું વિસ્તારથી સ્વરૂપ તેરથી સોળ શ્લોકમાં હવે પછી બતાવવામાં આવશે. એ સાધન તરફ ધ્યાન ખેંચી, તે જ વિષય પર હવે વિશેષ ઉલ્લેખ કરવામાં આવે છે. અત્ર પ્રથમ શ્લોકના વિવેચનમાં જણાવ્યુ છે તે પ્રમાણે ઉદ્દેશનિર્દેશરૂપમાં પુનરાવૃત્તિદોષની શંકાનો સદ્ભાવ જ નથી. (૧૦)

## ચાર ભાવનાનું સંક્ષિપ્ત સ્વરૂપ

मैत्री परस्मिन् हितधीः समग्रे, भवेत्प्रमोदो गुणपक्षपातः ।
कृपा भवार्त्ते प्रतिकर्तुमीहो-पेक्षैव माध्यस्थ्यमवार्यदोषे ॥ ११ ॥ (उपजाति)

"બીજાં સર્વ પ્રાણીઓ ઉપર હિત કરવાની બુદ્ધિ તે (પ્રથમ) **મૈત્રી** ભાવના; ગુણનો પક્ષપાત તે (બીજી) **પ્રમોદ** ભાવના; ભવરૂપ* વ્યાધિથી હેરાન થતાં પ્રાણીઓને ભાવઔષધથી સારું કરવાની ઇચ્છા તે (ત્રીજી) **કૃપા** ભાવના; ન ટળી શકે તેવા દોષ-વાળા પ્રાણી ઉપર ઉદાસીન ભાવ તે (ચોથી) **માધ્યસ્થ્ય** ભાવના." (૧૧)

* સંસાર અથવા કર્મ એથી ભાવદયા અને દ્રવ્યદયા બન્નેનો અત્ર સમાવેશ થાય છે.

## ઉક્ત ચાર ભાવનાઓનું હરિભદ્રસૂરિકૃત તુર્ય ષોડશકાનુસાર સ્વરૂપ

परहितचिन्ता मैत्री, परदुःखविनाशिनी तथा करुणा ।
परसुखतुष्टिर्मुदिता, परदोषोपेक्षणमुपेक्षा ॥ १२ ॥ (आर्यावृत्त)

"(આત્મ વ્યતિરિક્ત) બીજાં પ્રાણીઓનુ હિત ચિંતવવું તે **મૈત્રી** ભાવના; પારકાં દુઃખોનો નાશ કરવાની ઇચ્છા અથવા ચિંતા તે **કરુણા** ભાવના; બીજાઓનાં સુખને જોઈ આનંદ પામવો તે **પ્રમોદ** ભાવના અને બીજાઓના દોષોની ઉપેક્ષા કરવી તે **ઉપેક્ષા** ભાવના." (૧૨)

હવે તે દરેક ભાવનાનું સ્વરૂપ કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યકૃત શ્રી **યોગશાસ્ત્ર** અનુસારે બતાવવામાં આવે છે. પ્રસંગોપાત્ત અન્ય ગ્રંથોથી એ ભાવનાનું સ્વરૂપ વધારે સ્પષ્ટ કરવાનો પ્રયાસ પણ વિવેચનમાં કર્યો છે.

## પ્રથમ મૈત્રી ભાવનાનું સ્વરૂપ

मा कार्षीत्कोऽपि पापानि, मा च भूत्कोऽपि दुःखितः ।
मुच्यतां जगदप्येषा, मतिर्मैत्री निगद्यते ॥ १३ ॥ (अनुष्टुप्)

"કોઈ પણ પ્રાણી પાપ કરો નહિ, કોઈ પણ જીવ દુઃખી થાઓ નહિ, આ જગત કર્મથી મુકાઓ : આવી બુદ્ધિને મૈત્રી કહે છે." (૧૩)

**વિવેચન**—પાચમા શ્લોકમાં જે ભાવનાઔષધિ લેવાનું સૂચન કર્યું છે તે ભાવનાઓ પૈકી કેટલીક ભાવનાનું સ્વરૂપ હવે બતાવે છે. બાર ભાવના સંસારનું સ્વરૂપ પ્રકટ કરે છે, જ્યારે ચાર યોગની ભાવના (મૈત્ર્યાદિ) બીજા જીવો તરફ કેવા પ્રકારનું વર્તન રાખવું તેનો યથાસ્થિત ખ્યાલ આપે છે. પ્રથમ મૈત્રી ભાવના (Universal Brotherhood) બહુ અગત્યનો વિષય છે. જમાનાની વિચિત્રતાને લીધે આ ઉત્કૃષ્ટ ચારે ભાવનાઓ નાશ પામતી જાય છે. તેને ભાવનારાઓ માલૂમ પડતા નથી, બહુ ઓછા જણાય છે. જ્યારે ચારે ભાવનાનુ સ્વરૂપ બરાબર સમજવામાં આવશે ત્યારે પ્રત્યેક ભાવના કેટલી મહત્ત્વની છે અને વ્યવહારનાં માની લીધેલાં કર્તવ્યોથી કેટલી મહાન ભૂમિમાં ઉડ્ડયન કરે છે એ જણાશે. એમાં સ્વાર્થાંપણાનો નાશ પ્રત્યક્ષ જોવામાં આવશે. મૈત્રી ભાવનાનું સ્વરૂપ બાંધતાં શ્રી હેમચંદ્રાચાર્ય કહે છે કે 'કોઈ પણ પ્રાણી પાપ કરો નહિ' એવી બુદ્ધિ તે મૈત્રી કહેવાય છે. કોઈ પણ પ્રાણી પાપ કરો નહિ એવી ઇચ્છા જ્યારે થાય ત્યારે પાપનાં કારણો બીજાં પ્રાણીઓ પ્રાપ્ત ન કરે એવો સરળ વ્યવહાર શોધી આપવાની સામાન્ય બુદ્ધિ થાય છે અને ખાસ કરીને પોતે તો પાપ કરતો જ નથી. આવી રીતે નવીન કર્મબંધ થતો નથી, અને તે ઉપરાંત શુભ પ્રયાસથી નિર્જરા અથવા શુભ કર્મબંધ થાય છે. આ પ્રથમ લક્ષણમાં સ્વાર્થનો ત્યાગ પ્રત્યક્ષ છે. 'બીજા કોઈ દુઃખી ન થાઓ' એવી બુદ્ધિ રાખવી એ મૈત્રીભાવ છે. આ વિચાર મનની

મહાન વિશાળતા બતાવે છે. ઘણા જીવો અથવા તો પ્રાયે સર્વ જીવો પોતાના સુખની દરકાર રાખે છે, પરંતુ બીજા જીવોનું શું થતું હશે તે જોવાને કે જાણવાને ઊભા પણ રહેતા નથી. વિશાળ દુનિયાના સર્વ જીવો તરફ મૈત્રીભાવ કરનાર સર્વને સુખી જોવામાં રાજી થાય છે અને પોતે તો કોઈ જીવને કોઈ પણ પ્રકારનું દુઃખ આપતો જ નથી. 'આ જગત કર્મથી મુકાઓ' આવી બુદ્ધિ પણ એ જ વિશાળ મનોરાજ્યમાંથી નીકળે છે. પારકાના હિતનું ચિંતવન કરવું એ મૈત્રીભાવ છે. તીર્થંકર મહારાજને વીશ સ્થાનક તપ કરતાં એવી ઇચ્છા થઈ જાય છે કે "સવિ જીવ કરુ શાસનરસી, એસી ભાવદયા મન ઉલ્લસી*" અને આ ઉત્કૃષ્ટ ભાવદયાને પરિણામે તીર્થંકરનામકર્મનો બંધ કરે છે. સર્વ જીવો જો શાસનમાં જોડાઈ જાય તો પછી તેઓને આ ભવજંજાળ મટી જાય અને તેઓનાં મહાદુઃખોનો પણ નાશ થાય એવી પરાર્થ સાધવાની ઉત્તમ વૃત્તિ થતાં જ સાર્વભૌમ કે દેવેંદ્ર પણ જેને નમસ્કાર કરે છે એવું મહાન તીર્થંકરપદ પ્રાપ્ત કરે છે. એથી મૈત્રીભાવ ભાવતાં મન કેટલું સમતામાં સ્થિર થતું હશે તે બરાબર સમજાય છે.

મૈત્રીભાવ ભાવનાર પ્રાણી બહુધા પોતાના સુખનો બહુ વિચાર કરતો નથી. હરિભદ્રસૂરિ મહારાજ કહે છે તેમ, 'પરહિતચિંતા મૈત્રી' એ બરાબર સૂત્ર છે. પોતાના સ્વાર્થનો વિચાર કરવા કરતાં પરહિતચિંતવનમાં અપૂર્વ આનંદ થાય છે અને તેથી સ્વહિત તો સ્વાભાવિક રીતે સિદ્ધ થઈ જ જાય છે. આખી દુનિયાને પોતાના બંધુ તરીકે માનનારને મનમાં એવો તો પ્રેમ આવે છે કે પ્રેમથી જ તે મોક્ષ પ્રાપ્ત કરે છે. આવા જીવના ઉચ્ચાર અને વિચાર પણ અનુકરણ કરવા યોગ્ય હોય છે. તેનો સહજ ખ્યાલ આપતાં ઉપાધ્યાયજી શ્રી વિનયવિજયજી મહારાજ શાંતસુધારસમાં કહે છે કે:—

**या रागदोषादिरुजो जनानां, शाम्यन्तु वाक्कायमनोद्रुहस्ताः ।**
**सर्वेऽप्युदासीनरसं रसन्तु, सर्वत्र सर्वे सुखिनो भवन्तु ॥**

"રાગ, દ્વેષ વગેરે વ્યાધિઓ જે પ્રાણીનાં મન, વચન, કાયાના શુભ યોગોનો નાશ કરે છે તે સર્વ પીડાઓ શમી જાઓ, એટલે સર્વ પ્રાણીઓ વીતરાગ થઈ જાઓ, સર્વ પ્રાણીઓ ઉદાસીન રસ પીઓ અને સર્વ ઠેકાણે સર્વ પ્રાણીઓ સુખી થાઓ !"

આખી દુનિયાનાં સર્વ પ્રાણીઓ સુખી થાઓ એમ કહેવામાં નથી રાખ્યો જ્ઞાતિભેદ કે નથી રાખ્યો ધનવાન–ગરીબનો ભેદ; નથી રાખ્યો સંપ્રદાયભેદ કે નથી રાખ્યો સૈન્યસેવકભેદ; નથી રાખ્યો વખાણ કરનાર કે નિંદા કરનારનો ભેદ કે નથી રાખ્યો સ્થાન–સ્થળ કે ભૂમિનો ભેદ. આખા વિશ્વ ઉપર એકસરખી દૃષ્ટિ થાય એ મૈત્રીભાવનું ઉત્કૃષ્ટ લક્ષણ છે. શ્રી બૃહત્શાંતિમાં નગરવાસીને, આખા શ્રીસંઘને, લોકોને, રાજાને અને સર્વ જનોને શાંતિ

* આ વચનમાં પ્રાધાન્ય કરુણાભાવ છે અને સર્વ જીવો તરફ તે લંબાય છે, તેથી જ અત્ર તે પ્રસ્તુત છે. એનો મુખ્ય વિષય કૃપાભાવનાનો જ છે.

થાઓ ઇત્યાદિ ઇચ્છા બતાવી છે અને પ્રાંતે આપેલું આશીર્વચન પણ એવો જ ગંભીર ધ્વનિ બતાવે છે—

शिवमस्तु सर्वजगतः, परहितनिरता भवन्तु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाशं, सर्वत्र सुखी भवतु लोकः ॥

"આખા જગતનું કલ્યાણ થાઓ! સર્વ પ્રાણીઓ પારકું હિત કરવામાં તત્પર થાઓ! સર્વ દોષો નાશ પામી જાઓ! સર્વ જગાએ સર્વ પ્રાણીઓ સુખી થાઓ!"

કેવા વિશુદ્ધ અને મહાન અંતઃકરણમાંથી આ ભાષા નીકળે છે! એ બોલનારને પવિત્ર કરે છે, એટલું જ નહિ, પણ સાંભળનારને પણ પવિત્ર રહેવાનો વિચાર કરાવી દે છે. ઉપર લખેલી ગાથાથી જેવો ધ્વનિ પાક્ષિક પર્વણિમાં નીકળે છે. તેવો જ મહાન ધ્વનિ નિત્ય અનુષ્ઠાનમાં–શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્રમાં–પણ બતાવવામાં આવ્યો છે. જુઓ–

खामेमि सव्वजीवे, सव्वे जीवा खमंतु मे ।
मित्ती मे सव्वभूएसु, वेरं मज्झं न केणई ॥

એટલે 'હું સર્વ જીવોને ખમાવું છું અને તેઓ મને ક્ષમા કરે એમ ઇચ્છું છું મારે સર્વ જીવો સાથે મૈત્રી છે અને કોઈ સાથે વૈરવિરોધ નથી."

આવી રીતે ત્યાગ અને ગ્રહણ બન્ને રીતે મૈત્રી ભાવના ઉત્કૃષ્ટ રીતે ભાવવાની આવશ્યકતા છે. Forbear and Forgive ખમીએ ને ખમાવીએ એ જૈન શાસ્ત્રની શુદ્ધ નીતિ છે. એમાં સામો માણસ ક્ષમા કરશે કે નહિ એ જોવાનું નથી. માન તજી ખમાવનાર તો સર્વથા આરાધક થાય છે. ક્ષમા ગુણ આદરતાં ક્રોધનો સર્વથા ત્યાગ કરવો પડે છે અને વૈરવિરોધનું તો નામ પણ લેવામાં આવતું નથી. નિત્ય અનુષ્ઠાનમા વૈરભાવ ત્યાગ કરવાનો જે ઉપદેશ છે તે ભાવને સમર્થન કરતાં શાંતસુધારસકાર કહે છે કે—

सर्वत्र मैत्रीमुपकल्पयात्मॅश्चिन्त्यो जगत्यत्र न कोऽपि शत्रुः ।
कियद्दिनस्थायिनि जीवीतेऽस्मिन्, किं खिद्यसे वैरिधिया परस्मिन् ? ॥

"હે આત્મન્! તું સર્વ સ્થાનકે મૈત્રી કલ્પી લે અને આ જગતમાં તારો કોઈ પણ શત્રુ છે એમ ચિંતવીશ નહિ. હે ભાઈ! તું તે અહીં કેટલાક દિવસ બેસી રહેવાનો છે કે નાહક બીજા ઉપર વૈર રાખીને ખેદ પામે છે?"

અહીં થોડો વખત રહેવું છે અને પછી બધું અત્ર મૂકીને ચાલ્યા જવું છે ત્યારે ખેદ શા માટે કરવો? કોના ઉપર કરવો?–આવી બુદ્ધિ ક્ષમા રાખવાથી પ્રાપ્ત થાય છે અને તેથી મૈત્રી ભાવનાનુ એક અંગ ક્ષમા છે. એટલા માટે પુણ્યપ્રકાશના સ્તવનમાં તે જ મહાત્માએ કહ્યું છે કે:—

સર્વ મિત્ર કરી ચિંતવો સાહેલડી રે, કોઈ ન જાણો શત્રુ તો;
રાગદ્વેષ એમ પરિહરી સાહેલડી રે, કીજે જન્મ પવિત્ર તો.

ક્ષમા રાખનાર, ઉત્કૃષ્ટ મૈત્રી ભાવ રાખનાર, વૈરી ઉપર પણ સમભાવ રાખનાર ગજસુકુ-

માળ, મેતાર્ય, ખંધક મુનિ, ચિલાતીપુત્ર, વીર પરમાત્મા, અચ્ચંકારી ભટ્ટા વગેરે અનેક દૃષ્ટાંતો શાસ્ત્રપ્રસિદ્ધ છે. શ્રી વીર પરમાત્માને તો પોતાને દુઃખ દેનાર દુઃખી થશે એ વિચારથી નેત્રમાં આંસુ આવી ગયાં. મૈત્રી ભાવનાનું આ ઉત્કૃષ્ટ દૃષ્ટાંત છે. પંડિત પુરુષો आत्मवत् सर्वभूतेषु સર્વ પ્રાણીઓને પોતાના આત્મા જેવા જાણી તેને કોઈ પણ પ્રકારનું દુઃખ દેતા નથી, એટલું જ નહિ પણ બીજાના દુઃખે દુઃખી થાય છે અને બીજાને દુઃખમાંથી દૂર કરાવવા માટે પોતાની પાસે જે કાંઈ હોય તેનો વ્યય કરવામાં આંચકો ખાતા નથી. અન્ય શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે :-

> अष्टादशपुराणानां, सारात्सारः समुद्धृतः ।
> परोपकारः पुण्याय, पापाय परपीडनम् ॥

"સર્વ શાસ્ત્રોનો-અઢાર પુરાણનો-ખેંચી કાઢેલો સાર એ જ છે કે પરોપકાર (પારકાનું ભલું કરવું) એ જ પુણ્ય અને પરને પીડા કરવી એ જ પાપ."

અને તેથી परोपकाराय सतां विभूतयः-સજ્જન માણસને જે માનસિક, શારીરિક કે આર્થિક સંપત્તિ પ્રાપ્ત થાય છે તે હમેશાં બીજા પર ઉપકાર કરવા માટે જ હોય છે. તેઓ ધનથી મોજશોખ માણતા નથી કે સ્થૂળ વિષયસુખોમાં આનંદ પામતા નથી, પણ બીજા જીવોને સુખી કરવા અને તે માટે પોતાનું દરેક પ્રકારનું સંપત્તિબળ વાપરવું એ જ સંપત્તિપ્રાપ્તિનો હેતુ સમજે છે.

મૈત્રીભાવ સર્વ પ્રાણીઓ ઉપર રાખવો, પોતા ઉપર ક્રોધ કરનાર તરફ પણ તે જ ભાવ રાખવો અને કદી રાખી ન શકાય તો બીજા પર ગુસ્સે ન થતાં પોતાની કર્મસ્થિતિ વિચારી તેના પર જ ખેદ કરવો અને નવીન કર્મબંધ તેવા પ્રકારનો ન થાય તે માટે જાગૃતિ રાખવી. મૈત્રીભાવ રાખવાનું અનેક શાસ્ત્રકારો કહે છે, પરંતુ જૈન શાસ્ત્રકારની વિશેષ ખૂબી એ છે કે તેમનો મૈત્રીભાવ પોતાના ધર્માનુયાયીઓમાં જ પર્યાપ્ત થતો નથી, પરંતુ તે આખી દુનિયામાં સર્વ મનુષ્યો તરફ એકસરખી રીતે લાગુ પડે છે અને તેમાં વર્ણ, જ્ઞાતિ કે ધર્મનો ભેદ નથી; એટલું જ નહિ પણ તે તિર્યંચ—જનાવરો, પક્ષીઓ તથા જળચર—તરફ પણ પોતાનો રક્ષણશીલ હાથ લંબાવે છે; એથી પણ આગળ વધીને તે એકેન્દ્રિય, દ્વીંદ્રિય, ત્રીંદ્રિય અને ચતુરિંદ્રિય સુધી પણ જાય છે. નાનામાં નાના જીવને કોઈ પણ પ્રકારનું દુઃખ દેવું એ મૈત્રીભાવથી વિરુદ્ધ છે અને પંચેન્દ્રિય મનુષ્ય અને તિર્યંચ તરફ વધારે લાગણી રાખવી એવો સાથે સાથે ઉપદેશ છે. જૈન શાસ્ત્રકારો વૈર-વિરોધ શમાવવાનો ઉપદેશ આપે છે, તે મૈત્રીભાવનું કારણ છે; પણ તેનું સાધ્યબિંદુ તો સર્વ જીવો તરફ હિતબુદ્ધિ રાખવામાં છે અને તેથી જ सव्वस्स जीवरासिस्स એ ગાથા કહેવામાં આવી છે. આ મૈત્રીભાવ સમતાનું અંગ છે અને વધારે વિસ્તારથી જેમ જેમ તેના પર વિચાર કરવામાં આવે છે તેમ તેમ તે ગુણના વિષયનું ક્ષેત્ર વધારે વિસ્તીર્ણ થતું જાય છે. તે સાથે આનંદમાં પણ તે તે જ પ્રમાણમાં વધારો બતાવ્યા કરે છે. એ ગુણની

ભાવના બરાબર સમજી મનન કરવાથી અનેક પ્રકારના લાભો થવાનો સંભવ છે એમ અનુભવીઓ કહી ગયા છે. (૧૩)

## દ્વિતીય પ્રમોદ ભાવનાનું સ્વરૂપ

अपास्ताशेषदोषाणां, वस्तुतत्त्वावलोकिनाम् ।
गुणेषु पक्षपातो यः, स प्रमोदः प्रकीर्तितः ॥ १४ ॥ (अनुष्टुप्)

"જેમણે સર્વ દોષો દૂર કર્યા છે અને વસ્તુતત્ત્વને જેઓ જોઈ રહ્યા છે તેઓના ગુણ ઉપર પક્ષપાત* તે **પ્રમોદ** ભાવના કહેવાય છે." (૧૪)

**વિવેચન**—જે મહાન પુરુષોએ પોતાના સર્વ દોષોને મહાન પ્રયાસ કરીને દૂર કર્યા છે, એટલે જેઓનાં ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ વગેરે મહાન દોષોનો નાશ થઈ ગયો છે અને જેઓ વસ્તુસ્વરૂપ બરાબર સમજે છે એવા મહાત્મા પુરુષોના ગુણ તરફ બહુમાન રાખવું તે પ્રમોદ કહેવાય છે.

અનેક ઉપસર્ગ સહન કરી, આત્મવીર્ય ફોરવી દુનિયામાં જે અસાધારણ સદ્ગુણો કહેવાય તે પ્રાપ્ત કરનારા શ્રી વીતરાગ મહારાજાઓને ધન્ય છે! તેઓશ્રીએ પોતાનાં સર્વ કર્મોનો ક્ષય કરી જિનનામને સિદ્ધ કરી બતાવ્યું છે. વળી આ દુનિયામાં અનેક સાધુ–મહાત્માઓ થઈ ગયા છે, જેઓએ પરોપકાર માટે પોતાના પ્રાણની પણ દરકાર કરી નથી. દુનિયા ઉપર ઉપકાર કરવાના હેતુથી અનેક ગ્રંથો લખી, ઉપદેશ આપી વસ્તુસ્વરૂપનું ભાન કરાવ્યું છે અને તે માટે તેઓએ પોતાના નામની કાંઈ પણ દરકાર કરી નથી. વળી અત્યારે પણ અનેક સાધુમુનિરાજો ઉપદેશ દઈને અન્ય જીવો ઉપર ઉપકાર કરી રહ્યા છે અને પોતાના કર્મનો ક્ષય કરવામાં પણ અસાધારણ પ્રયાસ કર્યા કરે છે. એવા સાધુઓને ખરેખર ધન્ય છે! ધૈર્યગુણ રાખી પોતાનાં સ્થિતિ અને સંયોગ અનુસાર ધર્માનુષ્ઠાન અને પરોપકાર કરનારા **આનંદ**, **કામદેવ** વગેરે શ્રાવકો અને સ્ત્રીજાતિને પ્રશંસાપાત્ર કરનાર **સુલસા** વગેરે શ્રાવિકાઓ, જેમને શ્રી વીરપરમાત્મા પણ ધર્મલાભ કહેવરાવતા હતા, એવા શ્રાદ્ધરત્નોને ધન્ય છે! સંતોષ, સત્ય, અનુકંપા, નમ્રતા, વિનય, દાક્ષિણ્ય, દાન વગેરે અનેક ગુણોથી અલંકૃત નરવીરો બહુ થઈ ગયા છે અને કોઈ કોઈ અત્યારે પણ પૃથ્વીને શોભાવે છે, એ સર્વને ધન્ય છે! મહાત્મા પુરુષોનાં ચરિત્રો અથવા જીવનવૃત્તાંતો વાંચી અથવા સાંભળી મનમાં તેઓના ગુણ માટે બહુમાન લાવવું એ પ્રમોદ ભાવના છે. એક ગુણ જો સર્વાંશે પ્રાપ્ત કરવામાં આવે તો સર્વ ગુણો તેની પછવાડે શ્રેણિબદ્ધ આવી જાય છે એ સિદ્ધ નિયમ છે. અને ગુણ પ્રાપ્ત કરવાનો સિદ્ધ ઉપાય એ છે કે જે મહાત્મા પુરુષોએ તે ગુણો પ્રાપ્ત કર્યા હોય તેઓની ભાવના શુદ્ધ સ્વરૂપમાં હૃદયમાં ગોઠવવી એવી રીતે ભાવના રાખવાથી ગુણ પર રાગ થાય છે અને તે ગુણો ન હોય તો પ્રાપ્ત કરવા ઇચ્છા થાય છે; અને જરા વીર્ય ફોરવવાથી તે

* બહુમાનની લાગણી અથવા મનનો આનંદ, તરફદારી.

ગુણો પ્રાપ્ત પણ થાય છે અને ભાવના ભાવતી વખતે જો તે ગુણો પોતામાં હોય છે તો તે ગુણો વિશેષ સ્વચ્છ બને છે. અમુક પ્રાણીને બહુમાન મળે છે એ જોઈ અસંતોષ ન લાવવો અથવા તેના તરફ ઈર્ષ્યા ન કરવી; પરંતુ તેનો ગુણોત્કર્ષ કરવો એ જ ગુણ પ્રાપ્ત કરવાનું સાધન છે. આવી રીતે વિચાર કરીને **તીર્થંકર** મહારાજનો મૈત્રીભાવ, **ગજસુકુમાળાદિકની** ક્ષમા, **વિજય શેઠનું** બ્રહ્મચર્ય, **શ્રીપાળ** રાજાનું દાક્ષિણ્ય, **સીતાનું** સતીત્વ અને **રેવતીનો** ભક્તિભાવ વગેરે તરફ ધ્યાન આપવું અને સ્તુતિ યોગ્ય ગુણોની અને ગુણવાનોની પ્રશંસા કરી જિહ્વાની અને કાનની અનુક્રમે ગુણાનુવાદ અને ગુણશ્રવણથી સફળતા કરવી.

તત્ત્વાર્થભાષ્યકાર શ્રીઉમાસ્વાતિ મહારાજ લખે છે કે “ અભ્યુત્થાનાદિક વિનય, વંદન, સ્તુતિ, પ્રશંસા, વૈયાવચ્ચ ઇત્યાદિકે કરીને સમ્યક્ત્વ, જ્ઞાન, ચારિત્ર અને તપસ્યાથી વિશિષ્ટ મનુષ્યોમાં બીજાઓએ તથા પોતે કરેલી પૂજાને લીધે થયેલો મનનો આનંદ જે સર્વ ઇંદ્રિયો દ્વારા જણાઈ આવે તે પ્રમોદ ભાવના. ”

પ્રમોદ ભાવનાની આ વ્યાખ્યામાં પણ મનનો આનંદ જ પ્રધાન ભાગ લે છે, પરંતુ વિશેષમાં અત્ર વર્તન પણ સાથે જ ગણવામા આવ્યુ છે.

સાધુ (ઉત્તમ) પુરુષોનાં નામનું તથા ગુણનું માત્ર સ્મરણ કરવાથી પણ અનેક લાભ થાય છે, અને જેઓ કર્મનું સ્વરૂપ સમજે છે તેઓ જાણે છે કે અમુક સ્મરણથી તેનો દૃઢ સંસ્કાર થઈ જાય છે, તો પછી ગત્યંતરમાં પણ સ્મરણનો વિષય ગુણ જરૂર પ્રાપ્ત થાય છે. આવી રીતે પ્રમોદ ભાવનાથી આ ભવ અને પરભવમાં બહુ લાભ થાય છે. કોઈની નિંદા કરતી વખતે એક જાતનો માનસિક ક્ષોભ થાય છે, તેનું તો અત્ર દર્શન પણ થતું નથી અને ઊલટું પ્રમોદભાવ ભાવતી વખતે જ અપૂર્વ આનંદ થાય છે. સમતાભાવનું એ જ લક્ષણ છે કે તે કરતી વખતે જ નૂતન આનંદ થાય છે અને તે અનુભવથી જ ખરેખરો સમજાય છે. આ પ્રમોદ ભાવના સમતાનું અંગ છે અને એને ભાવવામા કોઈ પણ જાતનો બાહ્ય પ્રયાસ કરવો પડતો નથી. (૧૪)

### તૃતીય કરુણા ભાવનાનું સ્વરૂપ

दीनेष्वार्त्तेषु भीतेषु, याचमानेषु जीवितम् ।
प्रतिकारपरा बुद्धिः, कारुण्यमभिधीयते ॥ १५ ॥ (अनुष्टुप्)

“ અશક્ત, દુઃખી, ભયથી વ્યાકુળ થયેલા અને જીવિતવ્યને યાચનાર પ્રાણીઓ ઉપર તેઓનું દુઃખ ટાળવાની જે બુદ્ધિ તે કરુણા ભાવના કહેવાય છે.” (૧૫)

**વિવેચન**—અનેક સંસારી જીવો ધન પ્રાપ્ત કરવાના ઇરાદાથી જંગલેજંગલ અથવા દેશ-પરદેશ ફરે છે. પારકી સેવા કરે છે, અનેક કષ્ટો સહન કરે છે અને આવી રીતે લક્ષ્મી મેળવી વળી પાછો તેનો દુરુપયોગ કરી હેરાન થાય છે. લક્ષ્મી પ્રાપ્ત કરતી વખતે અનેક રીતે દુઃખી થાય છે, તેનું રક્ષણ કરવામાં તેથી પણ વધારે દુઃખી થાય છે, મુંબઈ બેન્કના

ભૈયાની પેઠે લક્ષ્મી ઉપર ચોકી કર્યા કરે છે, તેના વ્યયમા પણ અનેક રીતે દુઃખી થાય છે, ઉડાઉ માણસ મોજશોખથી શરીર બગાડે છે, કંજૂસ માણસ બળી બળીને મનને અને મગજને ખાલી કરે છે અને અતિ વિષયી માણસ વ્યાધિથી દુઃખી થાય છે. વળી લક્ષ્મી ઉપર દુશ્મન–ચોર તો હમેશાં ઊભા જ છે. મનુષ્યને માથે રોગ, ભય, મૃત્યુ, વૃદ્ધાવસ્થા વગેરે શત્રુઓ તો નિરંતર જાગતા જ છે અને તે હમેશાં દુઃખ આપ્યા કરે છે.

ઇતિહાસમાં ભૂમિ ખાતર અનેક રાજાઓ લડાઈ કરતા અને હજારો સેનાનીઓ લોહી રેડતા વાંચવામાં આવ્યા છે; મત્સરથી કેસ લડી હજારો–લાખોના ખરચમા ઊતરી જઈ વખત અને પૈસાનો નાશ કરનારા સાંભળ્યા છે; લોભથી અનેક પ્રકારનાં અપ્રામાણિક આચરણ અને હલકા પ્રકારના કાવાદાવા કરનારાં પ્રાણીઓ અવલોકન પથમાં આવ્યાં છે; કેટલાંક પ્રાણીઓ પાંચ ઇંદ્રિયોના વિષયો ભોગવવામાં તલ્લીન થઈ સંસારમાં રાચ્યામાચ્યા રહે છે, એમ દૃષ્ટિપથમાં આવ્યું છે; કેટલાંક પ્રાણીઓ મહાપાપબંધ કરી અધોગતિમાં જવા યોગ્ય કાર્યવ્યવહાર બતાવી તેઓના સંબંધમાં વિચાર કરનારને પણ મહાક્લેશ કરાવનારાં તરીકે અનુભવ્યાં છે. આવી રીતે આખું જગત દુઃખથી વ્યાપ્ત છે. કોઈ શુદ્ધ દેવગુરુધર્મનું સ્વરૂપ ઓળખવાની દરકાર કરતા નથી અને અનાદિ મિથ્યાત્વમાં સબડી રખડ્યા કરે છે; કોઈની મગજશક્તિ, સમજણ કે વિચારશક્તિ જાગૃત થઈ શકે તેવી હોય છતાં પણ હિતોપદેશ સાંભળતા નથી, અને સાંભળીને તે પર વિચાર પણ કરતા નથી. આમ અનેક રીતે દુઃખી હોય છે, દુઃખી દેખાય છે, અથવા ભવિષ્યમાં દુઃખી થવાના એવી પ્રતીતિ થાય છે. આવા પ્રકારનાં પ્રાણીઓ તરફ કરુણા લાવવી–દયા લાવવી–તે કરુણા **ભાવના** અથવા કૃપા ભાવના કહેવાય છે.

દુઃખ અનેક પ્રકારનાં છે, તેનું લિસ્ટ આપવું અશક્ય છે, તેમ જ જરૂરનુ પણ નથી. એ સર્વ દુઃખો માનસિક અને શારીરિક બે પ્રકારનાં હોય છે. બીજી રીતે એનો પરકૃત, સ્વકૃત અને ઉભયકૃત એવો પણ વિભાગ થઈ શકે છે. આવા અનેકરંગી દુઃખમાંથી છોડાવવાની બુદ્ધિને ત્રીજી ભાવના કહી છે. એ ભાવના ભાવતી વખતે વૃત્તિ બહુ નિર્મળ થાય છે. મહાત્મા સાધુઓ અને બીજા અનેક માણસો એક પૈસાની પણ અપેક્ષા વગર આ જગતના પ્રાણીઓને ભવબંધનથી છોડાવવા પ્રયાસ કરે છે, તે આ ભાવનાને પરિણામે છે. અને આ ભાવનાયુક્ત લાગણીથી પોતાના જાતિભાઈ, દેશભાઈ અથવા મનુષ્યમાત્રનું દુઃખ દૂર કરવા પ્રયાસ થાય છે. તીર્થંકર મહારાજને પૂર્વ ભવમાં સર્વ જીવને શાસનરસીઆ બનાવવાની ઇચ્છા થાય છે, તેમાં મૈત્રીભાવ સર્વ જીવ આશ્રી લાગુ પડે છે, તે આપણે ઉપર જોઈ ગયા; પરંતુ ભગવાનને પ્રેરણા કરનાર ભાવના તો કરુણા જ છે આ જગતના જીવોને દુઃખી જોઈ, દુઃખનું સ્વરૂપ અને તેથી પીડા પામતા લોકોને જોઈને તેઓને દુઃખમાંથી છોડાવવાની તીવ્ર ભાવના ઉત્પન્ન થાય છે અને આ ભાવના ભાવતાં જ તેઓ તીર્થંકરનામકર્મનો બંધ બહુધા કરે છે. રોમ કંપી જાય તેવા ઉપદ્રવો કરનાર **સંગમ**

ઉપર ભગવાન **શ્રી મહાવીરસ્વામીની** કેવી ઉત્કૃષ્ટ કરુણા! પોતાને કષ્ટ થયું એ વાત તો તેમના મનમાં પણ આવી નથી, પરંતુ પોતાના સંબંધમાં આવનાર બિચારો આ જીવ દુઃખી થશે, એ વિચારથી જ કરુણા આવી અને તેથી આંખમાં પાણી આવી ગયાં!

કરુણા ભાવના ભાવનારની દૃષ્ટિ બહુ વિશાળ રહે છે. તે **आत्मवत् सर्वभूतेषु**—પોતાના જેવા સર્વ પ્રાણીઓને—દેખે છે અને બીજાને દુઃખી જોઈ તેનું મન દગ્ધ થઈ જાય છે; તેઓને દુઃખમાંથી કેવી રીતે છોડાવવા, તેનો વિચાર તેને ઉપરાઉપર આવવા માંડે છે. શેક્સપિયર એક જગ્યાએ (Merchant of Venice નામે નાટકમાં) કહે છે કે "કરુણા બેવડો આશીર્વાદ છે, તે આપનાર અને લેનાર બન્નેને રાજી કરે છે." આ હકીકત બહુ વિચારવા લાયક છે. પૈસામાં એકનો લાભ ને બીજાનું નુકસાન એમ પ્રાયે બને છે, પરંતુ કરુણામાં તો બન્નેને લાભ જ થાય છે. કરુણા કરનાર પારકાનાં દુઃખને દૂર કરવાનો ઉપાય મનમાં ચિંતવે છે, તે પ્રાણી પોતે પણ સુખી થાય છે, કારણ કે ખરેખરી લાગણીથી પરોપકાર કરનારને દુઃખ થતું જ નથી. શાંતસુધારસમાં તેથી જ કહ્યું છેઃ—

> **परदुःखप्रतीकार-मेवं ध्यायन्ति ये हृदि ।**
> **लभन्ते निर्विकारं ते, सुखमायति सुन्दरम् ॥**

"જે પ્રાણી એ રીતે બીજાના દુઃખનો ઉપાય હૃદયમાં વિચારે છે તે પરિણામે સુંદર અને વિકાર વગરનું સુખ મેળવે છે."

આવી બુદ્ધિથી સુખ મળે છે અને તે પણ પરિણામે સુંદર સુખ મળે છે. સાધારણ સુખ તો ક્ષણિક અને પરિણામે દુઃખ કરનાર હોય છે, પણ આ તો પરિણામે પણ સુંદર છે અને વળી તે સુખમાં વિકાર પણ કોઈ પ્રકારનો હોતો નથી. આ ભાવના ઉપર બહુ વિચાર કરવાની જરૂર છે. ઘણા પ્રાણીઓ પોતાનું ભરણપોષણ કરવામાં જ જીવનની સફળતા માને છે, પરંતુ પરોપકારી પુરુષો કહે છે કે "કાગડો કે ઢોર પણ પેટ ભરે છે. મનુષ્યજીવનની ઉત્તમતા ખરેખરી એમાં જ છે કે સંસારના સર્વ સંબંધથી જરા ઊંચા આવી, સ્વને ભૂલી જઈ પરોપકારપરાયણ જીવન કરવું." પરોપકારની વ્યાખ્યા ટૂંકી નથી, કારણ, તેની હદ નથી. પોતાની સ્થિતિ, શક્તિ, સંયોગાદિ અનુસારે આત્મવ્યતિરિક્ત પ્રાણીઓને ઉપયોગી થઈ પડવું, એ પરોપકાર છે અને કરુણા ભાવનાનું એ મુખ્ય પરિણામ છે. એ ભાવના રાખવાથી અનેક પ્રાણીઓ સંસારસમુદ્ર તરી ગયાં છે, એવું શાસ્ત્રમાં વાંચીએ છીએ અને ઇતિહાસમાં પણ પરોપકારી જીવનો બહુ મળી આવે છે. (૧૫)

## ચોથી માધ્યસ્થ્ય ભાવનાનું સ્વરૂપ

> **क्रूरकर्मसु निःशङ्कं, देवतागुरुनिन्दिषु ।**
> **आत्मशंसिषु योपेक्षा, तन्माध्यस्थ्यमुदीरितम् ॥ १६ ॥** (अनुष्टुप्)

"કોઈ પણ પ્રકારના આંચકા વગર ક્રૂર કર્મ કરનારાં, દેવ અને ગુરુની નિંદા કરનારાં

અને આત્મશ્લાઘા કરનારાં પ્રાણીઓ તરફ ઉપેક્ષા તે માધ્યસ્થ્ય ( અથવા ઉદાસીનતા ) ભાવના કહેવાય છે. " ( ૧૬ )

**વિવેચન**—દુનિયામાં અનેક પ્રકારની વિચિત્ર પ્રકૃતિઓનાં પ્રાણી હોય છે : કોઈ પ્રાણીઓ નિરંતર ક્રૂર કૃત્યો કરવામાં મોજ માને છે; કોઈ અસત્ય બોલી બીજાને છેતરવામાં સંતોષ માને છે; કોઈ ચોરી કરી પરધન હરણ કરે છે; કોઈ અપ્રામાણિકપણે ધનસંચય કરે છે; કોઈ પૈસા એકઠા કરે છે; કોઈ પરસ્ત્રીમાં આસક્ત રહી ધન, શરીર અને કીર્તિનો નાશ કરે છે; કોઈ ક્રોધ કરી વારંવાર આવેશમા આવી જાય છે; કોઈ જાતિ, કુળ, બળ, તપ, ઐશ્વર્ય, વિદ્યા વગેરેનો અહંકાર કર્યા કરે છે; કોઈ પ્રપંચયુક્ત કાર્યો કરીને શક્તિનો દુરુપયોગ કરે છે; કોઈ કરોડો રૂપિયા મેળવવા પ્રયાસ કર્યા કરે છે; કોઈ પારકી નિંદા કરી વચનને માર્ગ આપે છે, કોઈ ધમાધમ કરવામાં મોજ માને છે; કોઈ પરજીવનો વિનાશ કરી નીચ મનોવિકારોને તૃપ્તિ આપે છે; કોઈ દેવગુરુની નિંદામાં જ જીવનનું સાફલ્ય સમજે છે—આવાં આવાં પાપકૃત્યોમા આનંદ માનનારાં ઘણા પ્રાણીઓ જોવામા આવે છે. સંસારનુ સ્વરૂપ થોડું સમજાયુ હોય તેવા પ્રાણીઓને પણ આવી અધમ પ્રકૃતિના માણસો તરફ વધતો–ઓછો ક્રોધ આવી જાય છે; કારણ કે પાપ અને પાપી સામાન્ય રીતે જનસમુદાયનો તિરસ્કાર પોતાની તરફ ખેંચી લે છે. જૈનશાસ્ત્રકાર કહે છે કે " આવા જીવો તરફ પણ તારે ક્રોધ કરવો નહિ. " સાંસારિક સ્વાર્થને અંગે પણ ક્રોધ તો સર્વથા ત્યાજ્ય જ છે, પરંતુ આવી રીતે પણ ક્રોધ કરવો તારે કાંઈ કામનો નથી. હે ભાઈ ! તું વિચાર કર કે આવા પ્રકારના માણસો ઉપર ક્રોધ કરવાથી તને શો લાભ છે ? સર્વ જીવો પોતપોતાનાં કર્માનુસાર કાર્યો કરે છે, તેમના ઉપર ક્રોધ કરવો એ તદ્દન નિર્હેતુક છે; કારણ કે તારા ક્રોધથી કાંઈ તે પ્રાણીઓ પાપ-કૃત્યોથી પાછાં હઠવાનાં નથી. જીવને જ્યારે પાપાનુબંધી પાપ અથવા પાપાનુબંધી પુણ્યનો ઉદય થાય છે ત્યારે દુ:ખ અથવા સુખનો અનુભવ કરતાં અનુક્રમે ઉપર બતાવ્યાં તેવાં કૃત્યો કરવાનું સૂઝે છે, એ કર્મનું શાસન છે. જો તેઓને સારે માર્ગે ચઢાવવાની તારામાં શક્તિ હોય તો તે દ્વારા તું તેઓને સમજાવ, તેઓને ઉપદેશ આપ, તેઓ તરફ તારી હિતબુદ્ધિ છે એમ જણાવી દે; પણ જો તારામાં તેવી શક્તિ ન હોય તો તું તારું સંભાળી રાખ, તેં કાંઈ આખી દુનિયાને સુધારવાનો કોન્ટ્રેક્ટ લીધો નથી. પ્રયત્ન કરીને જીવને સારે રસ્તે ચઢાવવા તેનો કરુણા ભાવનામાં સમાવેશ થાય છે,* પરંતુ જ્યારે તે રસ્તો તારે માટે ખુલ્લો ન હોય એટલે તારામાં પરોપદેશ કરવાની શક્તિ ન હોય અથવા ગમે તેટલો ઉપદેશ કરતાં પણ સામો જીવ તેના મહાપાપોદયથી સારે રસ્તે આવી શકતો ન જ હોય તો પછી તારે તેના તરફ ઉપેક્ષા રાખવી એ વધારે ઉચિત છે. કેટલાક પ્રાણીઓ તત્ત્વનું સ્વરૂપ ન સમજે

---

* સર્વ જીવો તરફ મૈત્રીભાવ રાખવો એ પ્રથમ પદે છે; તેમાં પણ જે જીવો દુ:ખી હોય તેમને દુ:ખમાંથી છોડાવવા વિચાર કરવો તે કરુણા ભાવ છે. પ્રયત્ન કરવા છતા પણ હિત થવાનો સંભવ ન રહે ત્યારે ઉદાસીનતા રાખવાની છે પ્રમોદ ભાવના જુદા વિષય તરફ જાય છે

તેવાં હોય છે અને કેટલાકે ન સમજવાનો નિર્ણય કરેલો હોય છે. આવાં પ્રાણીઓ તરફ ઉપેક્ષા રાખવી એ વધારે સારું છે. એથી એ પ્રાણી પોતાનાં પાપકૃત્યોમાં વધારે ચુસ્ત થતો નથી અને તારી સાથે વિરોધ ન થયો હોય તો કોઈ દિવસ પણ તારાથી સુસાધ્ય રહે છે. એના તરફ તું એક વાર પ્રગટપણે તિરસ્કાર બતાવી દે, ત્યાર પછી આજીવિતવ્ય તે તારી વિરુદ્ધ જ રહે છે. વળી, એવા હલકા જીવો પર ક્રોધ કરવો એમાં તને લાભ નથી. પ્રશસ્ત કે અપ્રશસ્ત ક્રોધ ઉચ્ચ સ્થિતિએ સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે. તેટલા માટે શ્રીમદ્ યશોવિજયજી મહારાજ દ્વેષની સજ્ઝાયમા કહે છે કે "રાગ ધરીજે જીહાં ગુણ લહીએ, નિર્ગુણ ઉપર સમચિત્ત રહીએ." ગુણવાન ઉપર રાગ અને નિર્ગુણી ઉપર સમચિત્ત રાખવું, એવો અત્ર સ્પષ્ટ ઉપદેશ છે. એનો ભાવ પ્રગટ છે તેથી વિશેષ ઉલ્લેખની જરૂર રહેતી નથી, પરંતુ એ વૃત્તિ પ્રાપ્ત કરવાની બહુ જરૂર છે, તેથી સમતાના અભ્યાસીનું એ તરફ ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

શ્રી વિનયવિજયજી ઉપાધ્યાય પણ કહે છે કે "માધ્યસ્થ્ય ભાવના સાંસારિક પ્રાણીઓને વિશ્રાંતિ લેવાનું સ્થાન છે." આ જગતના જીવો ભિન્ન ભિન્ન કર્મોએ કરીને ભિન્ન ભિન્ન સ્વરૂપવાળા જણાય છે, તેથી સર્વની ચેષ્ટા એકસરખી હોતી નથી, હોઈ શકે પણ નહિ; ત્યારે સમજુ માણસોએ કોના પર ગુસ્સે થવું અને કોના પર સંતુષ્ટ થવું ? તીર્થંકર મહારાજ શ્રી વીરપ્રભુએ મિથ્યા બોલનાર પોતાના જમાઈ જમાલિને પણ રોકવા માટે બળાત્કાર કર્યો નહિ. આટલા ઉપરથી જણાય છે કે તીર્થંકર મહારાજ અનંત વીર્યવાળા હોય છે છતાં પણ બળાત્કારથી ધર્મ પ્રવર્તાવતા નથી, પણ શુદ્ધ ધર્મનો ઉપદેશ જ આપે છે. આટલા માટે હૃદયમાં સમતા રાખવી અને મનોવિકારને વશ થઈ જવું નહિ.

ઘણી વખત બીજા પ્રાણીને હિત કરવાના હેતુથી આ જીવ કલેશ પામે છે અને કેટલીક વાર ખોટી ચિંતા કર્યા કરે છે. કાર્ય કરવું તે ઠીક છે, પરંતુ તેની ચિંતા નકામી છે; કારણ કે સામા પ્રાણીને કર્મ વિવર ક્યારે આપશે તે બાબતમા આપણું અજ્ઞાન હોવાથી આપણે દરેક કાર્યમાં સફળ થઈ શકીએ નહિ. વળી, ફળ શું થશે તે સંબંધમાં ચિંતા કરવાનો આપણો અધિકાર પણ નથી. એવી જ રીતે અસત્ય બોલનાર કે અપ્રામાણિક આચરણ કરનાર ઉપર દ્વેષ કરવો નકામો છે, કારણ કે બન્નેને તેથી તો લાભ જ નથી. હિતોપદેશ ન સાંભળનાર ઉપર પણ દ્વેષ ન કરવો; વિચારવું કે હજુ તેની સ્થિતિ પાકી નથી. દેવ, ગુરુ કે ધર્મની નિંદા કરનાર ઉપર ક્રોધ થાય એ તો આપણે અનુભવીએ છીએ; ઇતિહાસમાં પણ અનેક દૃષ્ટાંતો છે. શાસ્ત્રકાર તેની પણ અમુક હદે ના પાડે છે. તું બની શકે તો તેઓને શુદ્ધ સ્વરૂપ સમજાવ, પછી શું થાય છે તે જો. જો ન સમજે તો તારો પ્રયાસ નિષ્ફળ થયો છે એમ સમજીશ નહિ. તેં તો તારી ફરજ બજાવી છે. તું પછી વિચારજે કે એ બિચારાને હજુ રખડવું બાકી હશે, તેથી સાચો માર્ગ દેખાતો નથી. આ રેખા તું નિરંતર ધ્યાનમાં

રાખજે, એથી તને નાસીપાસી પણ થશે નહિ અને શાંતિ જળવાઈ રહેશે. શ્રી શાંતસુધારસમાં કહ્યુ છે કે:—

तस्मादौदासीन्यपीयूषसारं, वारंवारं हन्त सन्तो लिहन्तु ।
आनन्दानामुत्तरङ्गत्तरङ्गैर्जीवद्भिर्यद्भुज्यते मुक्तिसौख्यम् ॥

"એ રીતે ઉદાસીનતા એ અમૃત છે અને સંતપુરુષો એ અમૃતનો વારંવાર સ્વાદ લે છે; એવા આનંદના ઉચ્ચ તરંગો વડે જીવનારાઓ આ જન્મમાં મુક્તિસુખને ભોગવે છે."

આ ભાવનાથી પુરુષાર્થ કરવાને પ્રતિબંધ થતો નથી પણ પુરુષાર્થ કર્યા પછી પરિણામે નિષ્ફળતા મળે ત્યારે કેટલીક વાર સામા પ્રાણી પર જે કષાયયુક્ત ઉગ્ર લાગણી થાય છે તેને કાબૂમાં રાખવાનો આ ભાવનાનો વિષય છે.

મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ્ય એ ચાર ધર્મધ્યાનની ભાવના છે. એ ભાવના ભાવવાથી જીવ આર્ત્ત–રૌદ્રધ્યાનમાંથી મુક્ત થઈ ધર્મધ્યાનમાં આવે છે. આ ચાર ભાવના ભાવવાથી મન સ્થિર થાય છે અને સમતા પ્રાપ્ત થાય છે. એ ભાવના ભાવતાં મનમાં અનિર્વચનીય આનંદ થાય છે. એ આનંદને સરખાવવા માટે સ્થૂળ સૃષ્ટિમાં કોઈ પણ પદાર્થ નથી. એ ચારે ભાવના, અગાઉ જણાવ્યુ તેમ, સમતાનાં અંગ છે અને સમતાને સ્થિર કરનાર છે. શાંતરસના ખપીએ આ ભાવનારૂપ જળનું વારંવાર પાન કરવું. અભ્યાસ પડ્યા પછી રસ્તો સરલ થઈ જશે. અત્ર ચારે ભાવનાનું સંક્ષિપ્ત સ્વરૂપ બતાવ્યુ છે; વિશેષ સ્વરૂપ જાણવાની જિજ્ઞાસા હોય તેમણે અન્ય ગ્રંથોમાંથી તેનું સ્વરૂપ જોઈ લેવું. બાકી એનું ખરું સ્વરૂપ તો એ ભાવના ભાવવામાં આવશે ત્યારે જ અનુભવમાં આવશે. એ ભાવના ભાવતાં શરૂઆતમાં તો મનઃક્ષેત્ર કદાચ સંકોચવાળું લાગશે, પણ ધીમે ધીમે તે વિસ્તૃત થતું જશે. (૧૬)

## સમતાનું બીજું સાધન : ઇન્દ્રિયના વિષયો પર સમતા

चेतनेतरगतेष्वखिलेषु, स्पर्शरूपरवगंधरसेषु ।
साम्यमेष्यति यदा तव चेतः, पाणिगं शिवसुखं हि तदात्मन् ! ॥१७॥ (स्वागतावृत्त)

"હે ચેતન ! સર્વ ચેતન અને અચેતન પદાર્થોમાં રહેલાં સ્પર્શ, રૂપ, રવ (શબ્દ), ગંધ અને રસમાં તારું ચિત્ત સમતા પામશે, ત્યારે મોક્ષનું સુખ તારા હાથમાં આવી જશે." (૧૭)

**વિવેચન**—સમતાના પ્રથમ સાધન તરીકે ચાર સમકિત ભાવના કહી. હવે બીજું સાધન **ઇંદ્રિયના વિષયો પર સમભાવ** રાખવાનું છે તે કહે છે. સ્ત્રી, પુત્ર વગેરે ચેતન પદાર્થો અને શય્યા, વસ્ત્રાદિ અચેતન પદાર્થો, એ બન્નેને અંગે અનેક પ્રકારના સ્થૂળ વિષયો પ્રાપ્ત થાય છે. કોમળ સ્પર્શથી સુખ અને કર્કશ સ્પર્શથી દુઃખ થાય છે. તેમ જ રૂપવાન સ્ત્રી કે વસ્તુ જોઈને પ્રેમ આવે છે અને કુરૂપ જોઈને દ્વેષ થાય છે, તેવી જ રીતે સુગંધ તરફ નાસિકા આકર્ષાય છે અને દુર્ગંધથી મો મરડાય છે, તથા મિષ્ટ પદાર્થનો સ્વાદ કરતાં જિહ્વામાં પાણી છૂટે છે, ત્યારે અનિષ્ટ પદાર્થ ખાતાં મોં બગડે છે; સુસ્વર ધ્વનિ

સાંભળી કાન મ ડાય છે ત્યારે કુસ્વર સાંભળી કાનમાં આંગળીઓ નાખવામાં આવે છે. આ પાંચ ઇંદ્રિયોના ત્રેવીશ વિષયો છે. એ સર્વ વિષયો તરફ જ્યારે તને સમભાવ થશે, એટલે સારું કે ખરાબ એવો કોઈ પણ પ્રકારનો ભેદ તારા મનમાં થશે નહિ, ત્યારે મોક્ષસુખ તારા હાથમાં આવી જશે. આ પાંચે ઇંદ્રિયના વિષયો આ જીવને બહુ છેતરે છે અને સંસારમાં રખડાવનારા પણ ખરેખરા તેઓ જ છે. નીતિશાસ્ત્રકારો કહે છે કેઃ—

इह हि मधुरगीतं नृत्यमेतद्रसोऽयं, स्फुरति परिमलोऽयं स्पर्श एष स्तनानाम् ।
इति हतपरमार्थैरिन्द्रियैर्भ्राम्यमाणः, स्वहितकरणधूर्तैः पञ्चभिर्वञ्चितोऽस्मि ॥

"આ મધુર રીતે ગવાયેલું ગાયન, આ નાચ, આ રસ, આ સુગંધી, આ સ્તનોનો સ્પર્શ—આવી પરમાર્થને હણનારી ઇંદ્રિયો, જેઓ સ્વહિત સાધવામાં ધૂર્ત છે, તે પાંચેથી હું સંસારમાં પરિભ્રમણ કરું છું અને તેઓથી ખરેખરો છેતરાઉં છું."

આ પાંચે ઇંદ્રિયો ઉપર અથવા વસ્તુતઃ પાંચેના વિષયો ઉપર રાગદ્વેષ ન રાખવો એ મોક્ષપ્રાપ્તિનો ઉપાય છે. મોક્ષપ્રાપ્તિનો ઉપાય રાગદ્વેષનો ત્યાગ જ છે, કારણ કે કષાય, જે સંસારમાં રખડાવનાર છે અને જેનું સ્વરૂપ આગળ સાતમા અધિકારમાં વિસ્તારથી બતાવ્યું છે, તે સર્વ રાગદ્વેષથી જ ઉત્પન્ન થાય છે, માટે ઇંદ્રિયોના ક્ષણિક સુખમાં આનંદ ન માનતાં તેના ત્યાગથી મોક્ષનું અવિચ્છિન્ન સુખ પ્રાપ્ત થાય છે તેનો ખ્યાલ લાવી તેમાં પ્રયાસ કરવો એ સમતા પ્રાપ્ત કરવાનું અને તે દ્વારા પરંપરાએ અવ્યાબાધ સુખ પ્રાપ્ત કરવાનું પરમ સાધન છે, એ ખાસ ધ્યાનમાં રાખવું. તેટલા માટે શ્રી સિંદૂરપ્રકરમાં કહે છે કે "હે સાધુ! તું ગમે તેટલાં મૌનવ્રત ધારણ કર, ઘરનો ત્યાગ કર, આચારનો અભ્યાસ કર, વનમાં ગમન કર, તીવ્ર તપસ્યા કર, પણ જ્યાં સુધી કલ્યાણવનને ભાંગી નાખનાર મહાવાયુ સમાન ઇંદ્રિયસમૂહનો તે પરાજય કર્યો નથી, ત્યાં સુધી રાખમાં રેડેલા ઘીની જેમ સર્વ વૃથા સમજવું."[૧] તેમ જ શરૂઆતમાં જ ત્યાં કહ્યું છે કે ઇંદ્રિયના સમૂહનો પરાજય કરવાથી કલ્યાણ પ્રાપ્ત થાય છે.[૨] જે ઇંદ્રિયોનું સુખ ક્ષણિક છે તેને કબજામાં રાખી તેના વિષયોથી થતાં સુખદુઃખ પર સામ્યભાવ રાખવો એ અત્ર ઉપદેશ છે. સમતા પ્રાપ્ત કરવાનું આ બીજું સાધન થયું. (૧૭)

## આત્મશિક્ષા-વિચાર કરવાની જરૂરિયાત
## સમતાપ્રાપ્તિનું ત્રીજું સાધન

के गुणास्तव यतः स्तुतिमिच्छस्यद्भुतं किमकृथा मदवान् यत् ।
कैर्गता नरकभीः सुकृतैस्ते, किं जितः पितृपतिर्यदचिन्तः ॥ १८ ॥ (स्वागतावृत्त)

"તારામાં કયા ગુણો છે કે તું સ્તુતિની ઇચ્છા રાખે છે? તે શું મોટું આશ્ચર્યકારી કાર્ય કર્યું છે કે તું અહંકાર કરે છે? (તારાં) કયા સુકૃત્યોથી તારી નરકની બીક મટી ગઈ છે? તેં શું યમને જીત્યો છે કે જેથી તું ચિંતા વગરનો થઈ ગયો છે?" (૧૮)

૧ સિંદૂરપ્રકર શ્લોક ૭૧. ૨. એજન શ્લોક ૬૯, પંક્તિ ચોથી.

**વિવેચન**—સમતાપ્રાપ્તિનું ત્રીજું સાધન **વસ્તુસ્વરૂપની અને આત્મસ્વરૂપની વિચારણા** છે. જ્યારે આત્મા શું છે અને તેનો અને પુદ્‌ગલનો સંબંધ કેવો છે ? ક્યાં સુધી ચાલે તેવો છે ? વગેરે બાબતનો વિચાર યોગ્ય રીતે કરવામાં આવે ત્યારે મનમાં શાંતિ થાય છે અને નકામો વ્યવસાય ઘટી જાય છે. સમતાપ્રાપ્તિનું આ ઉત્કૃષ્ટ અંગ છે. એ અંગના સમર્થનમાં આ અધિકારના હવે પછીના ઘણા શ્લોકો છે અને અધ્યાત્મશાસ્ત્ર આ વિષયને જ પુષ્ટિ આપે છે. અનેક પ્રકારે વસ્તુસંબંધ ઓળખવાનો અત્ર પ્રયાસ કરવામાં આવ્યો છે. તે પર ધ્યાન રાખી વિચારણા કરવાની બહુ જ જરૂરિયાત છે. જ્યાં સુધી યોગ્ય વિચારણા કરવામાં આવતી નથી ત્યાં સુધી જ આ જીવ પોતાની શક્તિનો વ્યર્થ વ્યય કરે છે. તેથી આત્મવિચારણા કરવી એ બહુ જ ઉપયોગી છે. હકીકત એમ છે કે આ જીવ આકાશના તારાઓ અને દેવતાનાં વિમાનોનો વિચાર કરે છે, દૂર દેશમાં શું છે તે જોવા જાય છે અને પોતાની અમરંગી જિજ્ઞાસાને વિવિધ રીતે તૃપ્ત કરે છે; પરંતુ પોતે કોણ છે ? પોતે શું કરે છે ? શા માટે કરે છે ? તેનો અર્થ શું છે ? તેનું પરિણામ શું છે ? તે સમજતો નથી, સમજવા યત્ન કરતો નથી, સમજવાની જિજ્ઞાસા જાગૃત કરતો નથી; પરંતુ ઊંચે આકાશમાં જોતાં કૂવામાં પડનાર જ્યોતિષીની પેઠે તે ભૂલ ખાય છે. બીજે દોડવા કરતા અનેક આશ્ચર્યનું ધામ પોતે કોણ છે ? વિશ્વવ્યવસ્થામા પોતે કઈ જગ્યા રોકે છે ? કર્મ અને ભવસ્થિતિના કાયદા પોતાને કેવી રીતે લાગુ પડે છે ? તેનાથી છૂટવાનો ઉપાય શુ છે ? એ સંબધમાં વિચાર કરવાની બહુ જ જરૂર છે. આત્મિક વિચારણા તરફ અત્ર તેનું ધ્યાન ખેચવામાં આવે છે.

હે ચેતન ! બીજા માણસો તારાં વખાણ કરે, તારી સ્તુતિ કરે, એ સાભળવાની તું ઇચ્છા રાખે છે; પણ તારામાં ગુણો કયા છે ? શ્રી **મહાવીરસ્વામી** જેવો તપસ્યાગુણ, **ગજસુકુમાળ** જેવો ક્ષમાગુણ, **શ્રીપાળ** મહારાજા જેવું દાક્ષિણ્ય, **સ્કંદકમુનિ** જેવી સમતા, **વિજયશેઠ** જેવું બ્રહ્મચર્ય, **બાહુબળી** જેવો મહત્યાગ, **હેમચંદ્રાચાર્ય**, **હરિભદ્રસૂરિ** કે **યશોવિજયજી** જેવું શ્રુતજ્ઞાન વગેરે ગુણો તારામાં હોય અને પછી તું સ્તુતિની ઇચ્છા રાખતો હોય તો તે ઠીક ગણાય, પરંતુ તારામા તે કાંઈ નથી, છતાં શા ઉપર તુ વખાણ મેળવવા માગે છે ? વળી હે ભાઈ ! તેં શું મોટું અદ્‌ભુત કામ કર્યું છે કે તું ઊંચી નજર રાખીને અભિમાનમાં તણાતો જાય છે ? જે વેશ્યાના ઘરમાં બાર વર્ષ રહી અનેક વિષયસુખ ભોગવ્યાં, તે જ વેશ્યાના ઘરમાં, તે જ વેશ્યાની પ્રાર્થના છતાં, ચાર માસ સુધી અડગપણે બ્રહ્મચર્ય પાળનાર **શ્રીસ્થૂળિભદ્ર** મહારાજ જેવું અથવા તો છ ખંડ સાધનાર ચક્રવર્તી જેવું કાંઈ મહાન કામ કરીને અહંકાર કરતો હો તો જરા વાસ્તવિક લાગે, પણ તું તો નકામો ખોટો ખોટો અક્કડ થઈને ચાલે છે, તેનુ કારણ તું વિચાર કરીને અમને સમજાવ. વળી, હે બંધુ ! તેં ઘોર તપસ્યા, દેશવિરતિ, સર્વવિરતિ, ચૈત્યપ્રતિષ્ઠા, તીર્થયાત્રા, સંઘભક્તિ, સુપાત્રદાન વગેરે કયાં મહાન કાર્યો કરી નાખ્યાં છે કે તારે નરકમાં જવાની બીક મટી ગઈ છે ?

જેણે આ જીવનમાં કાંઈ મહાન કાર્ય કર્યું હોય તેને તો બહુધા નરકમાં જવાનું હોતું નથી અને તેના જીવનની સફળતા ગણાય છે, પરંતુ તારે તો હજુ નરક-નિગોદમાં જવાની બીક ઊભી જ છે. વળી હે ભવ્ય! તું આમ ચિંતા વગરનો થઈને ફર્યા કરે છે તેથી અમને તો મોટું આશ્ચર્ય થાય છે, કારણ કે જેને માથે શત્રુ હોય તે સંભાળ રાખ્યા વગર ફરી શકે નહિ અને ફરે તો દુર્દશા પામે. તારે માથે તો યમ જેવો અપ્રતિહતશાસનવાળો શત્રુ ગાજે છે; છતાં તું બેદરકાર થઈને ફર્યા કરે છે ત્યારે શું તે શત્રુને તેં જીતી લીધો છે? તું આવા વિચાર કેમ કરતો નથી?

ઉપર જણાવેલા ગુણો જે પ્રાણીમાં હોય તેણે પણ સ્તુતિની ઇચ્છા રાખવી ઘટતી નથી અને મહાન આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવાં કાર્યો કરનારને પણ મદ કરવો ઘટતો નથી અને સુકૃત્ય કરનાર પણ બીક તજી દેતો નથી તેમ જ યમના ભયને જીતનાર પણ આત્મચિંતવન મૂકતો નથી અને જે જે મહાન પ્રાણીઓએ એ ગુણો વગેરે પ્રાપ્ત કર્યા છે તેઓએ પણ સ્તુતિની ઇચ્છા રાખી જ નથી અને અહંકાર પણ કર્યો નથી, એ આપણે સારી રીતે જાણીએ છીએ. પરંતુ સૂરિમહારાજ તો આ જીવને કહે છે કે આવા ગુણ વગેરે તારામાં હોય અને પછી સ્તુતિ વગેરેની ઇચ્છા રાખતો હો તો જાણે વ્યાજબી ગણાય, પણ તે કાંઈ તારામાં નથી, છતાં તું શેના ઉપર મક્કમ રહે છે?

આવી રીતે પોતામાં કયા ગુણો છે અને પોતે કયાં મોટાં કામો કર્યાં છે, તેનો બરાબર વિચાર કર અને તેમ કરીશ ત્યારે જ તને આત્મિક સ્વરૂપ સમજાશે. ઉપદેશ દેવાની આ નૂતન પદ્ધતિ બહુ અસરકારક છે, કારણ કે મનુષ્યની તીક્ષ્ણ લાગણીને તે પ્રેરે છે અને જાગૃત થવાની ઇચ્છા રાખનારો અભ્યાસી મુમુક્ષુ તેનું તાત્પર્ય સમજી આત્મવિચારણા કરવા ઉદ્યુક્ત થઈ જાય છે. (૧૮)

## જ્ઞાનીનું લક્ષણ

**गुणस्तवैर्यो गुणिनां परेषामाक्रोशनिन्दादिभिरात्मनश्च ।**
**मनः समं शीलति मोदते वा, खिद्येत च व्यत्ययतः स वेत्ता ॥ १९ ॥** (उपजाति)

"બીજા ગુણવાન પ્રાણીઓના ગુણની સ્તુતિ કરે ત્યારે અને અન્ય માણસો પોતા પર આક્રોશ કરે અથવા પોતાની નિંદા કરે તે વખતે જે પોતાના મનને સ્થિતિસ્થાપક રાખે છે અથવા તે વખતે જે આનંદ પામે છે; અને તેથી ઊલટી વાત બનતાં (એટલે પરગુણનિંદા અથવા આત્મપ્રશંસા થતાં) જે ખેદ પામે છે તે પ્રાણી જ્ઞાની–જાણકાર કહેવાય છે." (૧૯)

**વિવેચન**—બીજા પ્રાણીઓના દાન, લોકસેવા, દેશસેવા, કોમસેવા, ધૃતિ, ક્ષમા, બ્રહ્મચર્ય, ઔદાર્ય, ગાંભીર્ય, નિષ્કપટતા, સરળતા વગેરે ગુણોની પ્રશંસા સાંભળીને જ્ઞાની પુરુષ પોતાના મનની સ્થિરતા ખોઈ બેસતો નથી. સામાન્ય માણસો પૈકી ઘણા પરગુણસ્તવન સાંભળી ઈર્ષ્યા કરે છે, ચાલે તો ઘસાતું બોલે છે, કેટલીક વાર ગુણને અવગુણ કરી

દેખાડે છે અને તદ્દન અધમ વૃત્તિવાળા તો ગુણિયલ પુરુષોની નિંદા કરે છે. જ્ઞાનીનું લક્ષ્ય તો સર્વદા ગુણ ઓળખવાનું અને ગુણ પ્રાપ્ત કરવાનું જ હોય છે, તેથી જ્યારે જ્યારે તે અમુક વ્યક્તિમાં કોઈ પણ સદ્‌ગુણ છે એમ સાંભળે છે ત્યારે ત્યારે મનને સ્થિર રાખી તે સાંભળે છે, એટલું જ નહિ પણ ગુણનું અસ્તિત્વ વિચારી આનંદ પામે છે, ગુણનો પ્રત્યક્ષ ભાવ જોઈ–જાણી તે તો રાજી રાજી થઈ જાય છે અને ગુણવાન તરફ સ્વાભાવિક રીતે જ આકર્ષાય છે; બીજા માણસોના ગુણોને હલકા પાડતા નથી અથવા તેની કિંમત ઓછી કરવા જેવું ગૂઢ વચન બોલતા નથી. જ્ઞાની માણસો આવા હોય છે; કારણ કે ગુણપ્રાપ્તિનો ઉપાય જ તે છે. "રાગ ધરીજે જિહાં ગુણ લહીએ" એ ભાવ જાણકાર માણસ સ્વાભાવિક રીતે જ સમજે છે. માધ્યસ્થ્ય ભાવનામાં નિર્ગુણ ઉપર સમચિત્ત રાખવાનો ઉપદેશ આપ્યો હતો,* અત્ર ગુણવાન ઉપર ઈર્ષ્યા દૂર કરી પ્રેમ રાખવાનો અને ગુણ ઉપર રાગ કરવાનો ઉપદેશ છે. કહ્યું છે કે :

**परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यं, निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥**

"અણુ જેવા પારકા ગુણોને પર્વત જેવા માનીને નિરંતર પોતાના હૃદયમાં વિકસ્વર ભાવ પામતા સન્ત પુરુષો કોઈ કોઈ હોય છે."

આવી રીતે ગુણગ્રાહીપણું પ્રાપ્ત કરવાની બહુ જરૂર છે. બીજાના નાના ગુણને પણ મોટો સમજી તે પ્રાપ્ત કરવા પ્રયાસ કરવો. આને બદલે જો તે ગુણની ઉપેક્ષા કરવામાં આવે અથવા તેની ઈર્ષ્યા કરવામાં આવે અથવા તો નિંદા કરવામાં આવે તો બહુ હાનિ થાય છે. મરી ગયેલો, દુર્ગંધવાળો, હાડપિંજરશેષ શ્વાન જોઈને પણ દુર્ગંચ્છા ન લાવતાં કૃષ્ણ વાસુદેવે તેના દાંતની પંક્તિનાં વખાણ કર્યાં, એ ગુણગ્રાહીપણાનું અપૂર્વ દૃષ્ટાંત બહુ વિચારવા યોગ્ય છે. સાધારણ રીતે એવા શ્વાન તરફ મોં મરડીને કે મોં પર રૂમાલ ઢાંકીને જ ચાલવાની રીત જોવામાં આવે છે, તે છતાં એમાંથી પણ શુભ ગ્રહણ કરવાની બુદ્ધિ બહુ લાભ કરનારી નીવડે છે. હંસને દૂધ અને પાણી જુદાં પાડવાની ટેવ છે એ મોટી વાત નથી; પરંતુ એમાંથી દૂધ જ ગ્રહણ કરવાની ટેવ છે એ મોટી વાત છે અને અનુસરવા યોગ્ય છે. આવા ગુણ ગ્રહણ કરનારા પુરુષો ઓછા હોય છે એ ખરું, પણ તેવા હોય છે ખરા અને આપણે પણ વિચાર કરીએ તો તેવા થઈ શકીએ. ઘણાં પ્રાણીઓની ટેવ આખા સુંદર શરીરમાં ક્ષત ક્યાં છે એ શોધવાની હોય છે. ગુણવાનમાં કોઈ સહજ દોષ હોય તે શોધી તે દ્વારા તેનું નબળું બોલનારા બહુ આત્મિક હાનિ પામે છે. ગુણગ્રાહીપણાની ટેવ બહુ લાભકર્તા છે.

જ્ઞાની પુરુષનું બીજું લક્ષણ એ છે કે બીજો કોઈ પ્રાણી પોતાની નિંદા કરે અથવા પોતાની ઉપર ક્રોધ કરે તો તે વખતે પણ પોતાના મનને સ્થિરતામાં રાખે; પોતાની નિંદા સાંભળી તે ગુસ્સે થઈ જતો નથી અને તેનું મન તે વખતે અસ્તવ્યસ્ત થઈ જતું નથી,

* જુઓ શ્લોક ૧૬ મો અને તેના પરની નોટ.

પરંતુ શાંત રહે છે, એટલું જ નહિ પણ, પોતાની આત્મિક સત્તાની કસોટી થવાનો પ્રસંગ જાણી વધારે જ્ઞાની તો તેથી આનંદ માને છે. ઉત્કૃષ્ટ ગુણપ્રાપ્તિની સ્ફુટ ઇચ્છાની અત્ર અવધિ થાય છે. દુનિયાના ઘણાખરા માણસો તો પોતાની સ્તુતિ સીધી રીતે કે આડકતરી રીતે સાંભળવા ઇચ્છા રાખે છે અને સાંભળીને રાજી થાય છે; કેટલીક વાર આત્મલઘુતા બતાવી તે દ્વારા પણ સ્તુતિ કરાવવાની ઇચ્છા રાખે છે; પરંતુ આવી ઇચ્છા ન રાખનારા બહુ થોડા હોય છે અને પોતાની સ્તુતિથી કદાચ મદ ઉત્પન્ન થાય તેવા હેતુથી સ્તુતિ સાંભળી દરકાર ન કરનારા અને તેથી ઊલટા ખેદ પામનારા તો બહુ જ થોડા હોય છે. દુનિયાનો મોટો ભાગ સાચે રસ્તે હોતો નથી તેનો અત્ર પ્રગટ ઉલ્લેખ છે, અને તેથી આ બાબતમાં થોડા પણ સમજુ માણસોને પગલે ચાલવું એ જ શુદ્ધ માર્ગ છે.

એવી જ રીતે પારકાના ગુણની નિંદા સાંભળી ખેદ પામવો એ ગુણ તરફ પ્રેમ બતાવે છે અને આ સર્વ લક્ષણ જેનામાં હોય તેને જ શાસ્ત્રકાર જ્ઞાની કહે છે. દ્રવ્યાનુયોગના થોડા ગ્રંથો વાંચ્યા અથવા યુનિવર્સિટીની કેટલીક ડિગ્રીઓ મેળવી એથી ખરા **જ્ઞાની** થવાતું નથી. જ્ઞાનની સાથે જ વર્તન શુદ્ધ હોવું જોઈએ. બુદ્ધિના ક્ષયોપશમથી થોડું સ્વરૂપ-જ્ઞાન પ્રાપ્ત થઈ જાય તેથી મલકાઈ જવાનું નથી, કારણ કે વસ્તુતઃ **જ્ઞાનનું ફળ વર્તન જ છે અને ફળ વગરનું જ્ઞાન માત્ર શોભા આપે છે, પરંતુ વાસ્તવિક લાભ કરતું નથી.** કેળવણીનું પરિણામ આ જ હોવું જોઈએ અને સમજુ પ્રાણીઓ એને જ અનુસરે છે, એ આપણે વારંવાર વાંચીએ છીએ. જ્ઞાનીનું લક્ષણ સાધુ અને શ્રાવકને એક-સરખી રીતે લાગુ પડે છે. તેથી જેઓ ખરેખરા જ્ઞાની હોવાનો દાવો કરતા હોય તેમણે આ શ્લોકમાં બતાવેલું વર્તન કરવું ખાસ જરૂરનું છે. વસ્તુસ્વરૂપ ચિંતવવાનો આ ત્રીજો ઉપાય અમલમાં મૂકવાથી સમતા પ્રાપ્ત થાય છે અને તે ચિંતવન વિશેષે જાણકારને જ પ્રાપ્ય છે, તેથી સમતા પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા **તત્ત્વજિજ્ઞાસુએ**—પછી તે સાધુ કે શ્રાવક ગમે તે હોય તેણે—**આત્મપ્રશંસા કરવી નહિ, બીજા કરે એવી ઇચ્છા રાખવી નહિ, કરે તો તેથી આનંદ માનવો નહિ અને પરગુણ અણુમાત્ર હોય તેને પણ મોટો માનવો, તેની પ્રશંસા કરવી અને બીજાં પ્રાણીઓ તેની પ્રશંસા કરે તે સાંભળી રાજી થવું.** (૧૯)

## પોતાના શત્રુમિત્ર-સ્વપર ઓળખવાનો ઉપદેશ

न वेत्सि शत्रून् सुहृदश्च नैव, हिताहिते स्वं न परं च जन्तोः* ।
दुःखं द्विषन् वाञ्छसि शर्म चैतन्निदानमूढः कथमाप्स्यसीष्टम् ॥ २० ॥ (उपेन्द्रवज्रा)

"હે આત્મન્! તું તારા શત્રુ અને મિત્રને ઓળખતો નથી, તારું હિત કરનાર અને અહિત કરનાર શું છે તે જાણતો નથી અને તારું પોતાનું શું છે અને પારકું શું છે તે

* 'जन्तो' इति वा पाठः संबोधने ॥

જાણતો નથી; (વળી) તું દુઃખ પર દ્વેષ કરે છે અને સુખ મેળવવાને ઇચ્છે છે, પણ તેનાં કારણો નહિ જાણતો હોવાથી તું તે ઇચ્છિત વસ્તુ કેવી રીતે મેળવીશ ?" (૨૦)

**વિવેચન**—એક સાધારણ નિયમ છે કે શત્રુ પર જય મેળવવા માટે તેને બરાબર ઓળખવો જોઈએ અને તેના બળનો ખ્યાલ કરવો જોઈએ. ટ્રાન્સવાલના રહેવાશી બોઅર લોકોના બળનો ઓછો ખ્યાલ કરવાથી અંગ્રેજ સરકારને શરૂઆતમાં બહુ મુશ્કેલી નડી હતી. તું તો તારા શત્રુઓ કોણ છે તે પણ જાણતો નથી, તો પછી તેઓ કેવા છે એ જાણવાનો તો તને અવકાશ પણ ક્યાંથી હોય ? રાગ, દ્વેષ અથવા તજ્જન્ય કષાય, વેદોદય, મોહ અથવા મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ તારા શત્રુઓ છે અને ઉપશમ, વિવેક, સંવર વગેરે તારા મિત્રો છે. આ સર્વને બરાબર ઓળખ અને તે પ્રત્યેકનું તારી વિરુદ્ધમાં અને તારી મદદમાં કેટલું બળ છે, તેનો ખ્યાલ કર. આવી રીતે શત્રુ-મિત્રને ઓળખવાથી તું આત્મગુણવ્યક્તીકરણરૂપ સોનાની ખાણો તુરત જ પ્રાપ્ત કરી શકીશ.

વળી, તને હિત કરનાર શું છે અને કોણ છે ? અને અહિત કરનાર શું છે અને કોણ છે ? તે પણ તું જાણતો નથી. તારું તાત્કાલિક હિત દેખાતું હોય પણ તેથી પરિણામે તને અહિત થતું હોય તો તે આદરવા યોગ્ય નથી, એ કહેવાની જરૂર નથી. એથી પણ વધારે તારું શું છે અને પારકું શું છે તે પણ તું બરાબર જાણતો નથી. તું કોણ ? તું શરીર નહિ, કપડાં નહિ, આભૂષણો નહિ, પણ કોઈ બીજો છે. શરીરને ગતિમાં રાખનાર, કપડાં પહેરનાર, આભૂષણો ધારણ કરનાર કોઈ **બીજો જ** છે; તે **આત્મા** છે, તે તું છે. તેની વસ્તુ તે **આત્મિક વસ્તુ** કહેવાય છે. બાકી ઘર, કપડાં, ઘરેણાં, પૈસા અને શરીર સર્વ પારકાં છે, અપર છે અને અજ્ઞાનતાથી તેમને તું તારાં માની બેઠો છે, પણ તેમાં તારી મોટી ભૂલ થાય છે. **પૌદ્ગલિક પદાર્થ સર્વથા પારકા જ છે;** તેઓ સાથે આવતા નથી અને લાંબો વખત રહેતા પણ નથી. તારું છે તે તો તારા રૂપ જ છે, તારી પાસે જ છે, તારાથી ભિન્ન નથી : આ વિવેક જ્યારે તારામાં આવશે ત્યારે તને વસ્તુસ્વરૂપનું બરાબર ભાન થશે અને પછી તને બહુ આનંદ આવશે. અનંત જ્ઞાન, દર્શન અને ચારિત્ર જ તારાં છે અને તે જ તને પરિણામે હિત કરનારાં છે. બાકી સર્વ વસ્તુઓ પારકી છે અને પરિણામે અહિત કરનારી છે.

વૈદ્ય પાસે વ્યાધિગ્રસ્ત માણસ જાય ત્યારે પહેલાં તો તેને શો વ્યાધિ છે તેનું વૈદ્ય નિદાન કરે છે, વ્યાધિનું કારણ શોધે છે અને કયો વ્યાધિ છે તેનો તે નિર્ણય કરે છે. તને વિભાવ દશામાં રાચવા-માચવારૂપ વ્યાધિ થયો છે અને તેમાંથી મુક્ત થઈ તું સુખ મેળવવા ઇચ્છે છે, તો તેનું કારણ શોધી કાઢ. જ્યાં સુધી આ કારણ તને જડશે નહિ ત્યાં સુધી તારા વ્યાધિઓ જશે નહિ, માટે સ્વપર વિવેક લાવી હિતકર અને અહિતકર શું છે તે બરાબર સમજી લે. આ ગ્રંથકર્તાના વૈદ્યપણામાં તને ભરોસો હોય તો આ ગ્રંથ જોઈ જા. તું બરાબર વિચાર કરીશ તો આ ગ્રંથમાંથી તેનું નિદાન તને જડી આવશે. વળી, આ

ગ્રંથકારે ચિકિત્સા પણ બતાવી છે તે ધ્યાનમાં રાખી શોધી કાઢજે. વસ્તુસ્વરૂપ સમજવાની જરૂર કેટલી છે તે હવે વધારે સ્પષ્ટ થતું જાય છે. જ્યાં સુધી વસ્તુસ્વરૂપ સમજાય નહિ ત્યાં સુધી સમતા પ્રાપ્ત થાય નહિ અને સમતા પ્રાપ્ત થયા વગર વ્યાધિને નાશ થાય નહિ. તેથી સમતાપ્રાપ્તિના આ ત્રીજા સાધન ઉપર અનેક રીતે ભાર મૂકવામાં આવ્યો છે. પારમાર્થિક વૈદ્યરાજે બતાવેલા નિદાન પર બહુ ધ્યાન આપવાની જરૂરિયાત છે, તે હવે વધારે પ્રગટ થાય છે. (૨૦)

## વિચારીને લાંબો વખત ટકે તેવી વસ્તુ લેવી

कृती हि सर्वं परिणामरम्यं, विचार्य गृह्णाति चिरस्थितीह ।
भवान्तरेऽनन्तसुखाप्तये तदात्मन्! किमाचारमिमं जहासि? ॥ २१ ॥ (उपजाति)

"આ લોકમાં જે ડાહ્યા માણસો હોય છે તે વિચાર કરીને એવી વસ્તુ ગ્રહણ કરે, જે લાંબો વખત સુધી ચાલે તેવી અને પરિણામે સુંદર હોય; ત્યારે હે ચેતન! આ ભવ પછી અનંત સુખ મેળવવા માટે આ ધાર્મિક આચારને તું કેમ તજી દે છે"? (૨૧)

**વિવેચન**—વસ્તુસ્વરૂપ અને તે સંબંધીનું જ્ઞાન મેળવવાની જરૂરિયાત કેટલી બધી છે તે આપણે ઉપર જોયુ, હજુ પણ તે જ સાધનને વિશેષ પ્રતિપાદન કરવા માટે કહે છે. સમજુ વ્યવહારકુશળ માણસ કોઈ પણ વસ્તુ ખરીદ કરતાં બે જાતનો વિચાર કરે છે: એક તો તે વસ્તુ ટકાઉ હોવી જોઈએ અને બીજું તે વસ્તુ ઉપયોગી હોવી જોઈએ. આપણા પોતાના આત્મિક વ્યવહારમાં આ નિયમનો ભંગ થતો જોવામાં આવે છે અને તે એકું-બે બાબતમાં નહિ, પણ આખો વ્યવહાર જ ઊંધી ઈંટથી મંડાયેલો માલૂમ પડે છે. દાખલા તરીકે આપણા યૌવનાવસ્થાના સુખભોગમાં આનંદ લાગે છે; પણ તે સુખને અંતે વૃદ્ધાવસ્થાનું દુઃખ છે અને તે સુખ ચાલે છે ત્યારે પણ બહુ થોડો વખત ચાલે છે. ધન મળે છે ત્યારે સુખ લાગે છે. પણ તેનો નાશ થાય ત્યારે દુઃખ થાય છે સ્નેહીને જોઈ આનંદ થાય છે, પણ તેના મરણથી શોક થાય છે. એવી રીતે સર્વ પૌદ્ગલિક વસ્તુઓમાં પરિણામે દુઃખ છે, એટલું જ નહિ પણ આનંદ અલ્પ કાળ સુધીનો જ છે. (વસ્તુતઃ તો આને આનંદ કહી જ શકાય નહિ.) વળી, થોડા કાળના સુખની ખાતર બહુ કાળના સુખનો ભોગ આપવો પડે છે, તેથી વ્યવહારકુશળ માણસે વિચાર કરવાની જરૂર છે. તું કોણ? તારું શું? તારી ફરજ શી છે? આ સર્વ વસ્તુઓ તારી કેવી રીતે છે? તેમનો ને તારો શો સંબંધ છે? તારી અન્ય પ્રાણીઓ તરફ તથા વસ્તુઓ તરફ કાંઈ ફરજ છે? છે તો કેવી છે? વગેરે બાબતનો વિચાર કરવાની આવશ્યકતા અનેક વાર પુનરાવર્તન કરી કરીને સમજવાની જરૂર છે. આવી રીતે જ્યારે આત્મનિરીક્ષણ કરવાની ટેવ પડશે ત્યારે વસ્તુસ્વરૂપ બરાબર જણાશે. આ જીવ વિચાર કર્યા વગર, ધર્મબુદ્ધિએ પણ, ઘણીવાર અજ્ઞાનદશાથી મહાપાપો કરી નાખે છે. એનું કારણ એ છે કે કોઈ પણ કાર્ય કરી, તેનું પરિણામ શું થશે અને આત્માને તેથી

કેટલી હાનિ થઈ અને પોતાની કેટલી અવનતિ થઈ તથા ગુણથી અધોઅવતરણ કેટલું થઈ ગયું, તે સર્વનો તોલ કરવાની આ જીવને ટેવ નથી. ઘણાં સુકૃત્યો આવી રીતે અલ્પ ફળ આપે છે, ઘણા સદુપદેશો ખાસ આ જીવને ઉદ્દેશીને બોલાયલા હોય છતાં નિષ્ફળ થાય છે અને હૃદયભૂમિની સપાટી પરથી ચાલ્યા જાય છે, પરંતુ હૃદયને જરા પણ આર્દ્ર કરતા નથી. એ સર્વનું કારણ એક જ છે કે આ જીવને આત્મવિચારણાની ટેવ નથી. આત્મવિચારણા કરનાર પોતાના દરેક કાર્યને તપાસી શકે છે; અને તેથી કાર્યક્રમમાં ભૂલ કેટલી છે, મેલ કેટલો છે અને દોષ કેટલો છે તે શોધી દૂર કરી શકે છે. આત્મનિરીક્ષણ કરનાર સર્વદા જાગૃત રહે છે અને કદી પણ શક્તિનો નાશ કરતો નથી.[1] આવાં અનેક કારણોને લીધે આત્મવિચારણાથી બહુ પ્રકારના લાભ થાય છે. તો હે ચેતન ! આવી જાગૃતિનો આચાર[2] (વ્યવહાર) તું શા માટે તજી દે છે ? એ વ્યવહાર તજી દેવાથી બહુ નુકસાન છે, કારણ કે તારું સાધ્ય તેથી દૂર થતું જાય છે. (૨૧)

## રાગદ્વેષના કરેલા વિભાગ પર વિચારણા

**निजः परो वेति कृतो विभागो, रागादिभिस्ते त्वरयस्तवात्मन् ! ।**
**चतुर्गतिक्लेशविधानतस्तत्, प्रमाणयन्नस्यरिनिर्मितं किम् ? ॥ २२ ॥** (उपजाति)

"હે ચેતન ! તારું પોતાનું અને પારકું એવો વિભાગ રાગદ્વેષે કરેલો છે; ચારે ગતિમાં તને અનેક પ્રકારનાં ક્લેશ કરાવતા હોવાથી રાગદ્વેષ તો તારા શત્રુઓ છે ! શત્રુઓએ કરેલ વિભાગને તું કેમ કબૂલ કરે છે ?" (૨૨)

**વિવેચન—શ્રીમદ્ યશોવિજયજી** મહારાજ અષ્ટકમાં લખે છે કે—**अहं ममेति मन्त्रोऽयं मोहस्य जगदान्ध्यकृत्**[3] "હું અને મારું એ મોહ (રાગદ્વેષ લક્ષણ) મંત્રથી જગત અંધ થઈ ગયું છે." એને મળતો ભાવ બતાવતાં **ભર્તૃહરિ** કહે છે કે—**पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूतं जगत्**[4]—મોહથી ભરેલી પ્રમાદમદિરા પીને આ જગત ગાંડુ થઈ ગયું છે. મોહ આવી રીતે આ જીવ ઉપર અનેક પ્રકારના ત્રાસ ઉત્પન્ન કરે છે તેનું કારણ વિચારીએ.

---

૧. 'આત્મનિરીક્ષણ'ના વિષય ઉપર "**શ્રી જૈન ધર્મ પ્રકાશ**" માસિકના પુસ્તક ૧૮ માં પૃષ્ઠ ૧૦૦ થી શરૂ થતો એક લેખ આ શ્લોક ટાંકીને લખ્યો છે, તે પર ધ્યાન ખેંચવામાં આવે છે. ગ્રન્થગૌરવના ભયથી એ લેખ અત્રે પુનરાવર્તન કર્યો નથી. 'સાધ્યને માર્ગે' નામના પુસ્તકમાં પહેલા નંબરે એ મુદ્રિત કર્યો છે.

૨. **આચાર** શબ્દનો અર્થ કેટલાક પંચાચાર એમ કરી તેને ભવાંતરમાં અનંત સુખનું સાધન બતાવી તે અર્થ અત્ર ઘટાવે છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્યરૂપ પંચ આચાર ભગવંતે ઉપદેશ્યા છે, અને તે અપ્રમત્તપણે પાળવા અત્ર ઉપદેશ છે. આ પ્રમાણે કરેલો અર્થ અસમીચીન નથી, પણ મુનિસુંદરસૂરિ મહારાજે યતિશિક્ષાઉપદેશ સિવાયનો આખો ગ્રન્થ જેમ બને તેમ પારિભાષિક ન થવા દેવા યત્ન કર્યો હોય એમ લાગે છે અને તેથી સામાન્ય અર્થ થઈ શકતો હોય ત્યાં વિશેષ અર્થ ન કરવો એ પદ્ધતિ મને વિશેષ અનુકૂળ લાગી છે.

૩. જ્ઞાનસાર, અષ્ટક ચોથું, પ્રથમ શ્લોક.

૪. વૈરાગ્યશતક, શ્લોક સાતમો.

વીશમા શ્લોકમાં આપણે જોઈ ગયા છીએ કે આ જીવ પોતાનું અને પારકું શું છે તે જાણતો નથી. આ સત્ય છે? બધા જીવો ઘણી વસ્તુને પોતાની છે એમ માને છે, પરંતુ એમાં ભૂલ એ થાય છે કે પોતાની વસ્તુ નથી, તેને પોતાની માની બેસે છે, અને પોતાનું અનંત દ્રવ્ય જે દરરોજ સાથે રહે છે, સંનિધિમાં જ છે અને જેને શોધવા જવું પડતું નથી, તેને તે ઓળખતો નથી, જાણતો પણ નથી અને ભ્રમણમાં રખડ્યા કરે છે! આવી સ્વપરની ખોટી વહેંચણ થઈ છે, તેનું કારણ શું? વહેંચણી કરનાર કોણ? આનો વિચાર કરો. 'આ દ્રવ્ય મારું છે, આ સ્ત્રી મારી છે, આ ઘર મારું છે' એમ ઓળખાવનાર રાગ છે, એ મોહ છે, એ મદિરા છે. 'આ ઘર પારકું છે, આ છોકરો બીજાનો છે. આ વસ્તુનો નાશ થયો તેમાં અડચણ નથી, કારણ તે મારી નથી' એમ ઓળખાવનાર દ્વેષ છે, એ મદિરા છે. એવી જ રીતે મદથી, ઈર્ષ્યાથી, અહંકારથી, લોભથી સ્વપરનો વિભાગ પાડે છે એ સર્વ મોહજન્ય છે. મોહનો માર્ગ જગતને અંધ કરીને કામ કરવાનો છે અને વાઈન(દારૂ)ની પેઠે તે પ્રાણીને ઉન્મત્ત બનાવે છે. ટૂંકામાં કહીએ તો પૌદ્ગલિક વસ્તુઓનો સ્વપરવિભાગ મોહજન્ય છે.

મોહ આ પ્રાણીને ચારે ગતિમાં અનેક પ્રકારનાં દુઃખ આપ્યાં કરે છે. દેવગતિમાં વિરહદુઃખ અને પરોત્કર્ષ સહન કરવાનું દુઃખ, મનુષ્યગતિમાં આજીવિકાનું દુઃખ અને સંયોગવિયોગનું દુઃખ, તિર્યંચગતિમાં મૂંગે મોઢે અનેક પ્રકારનાં કષ્ટ સહન કરવાનું અને તાપ–ઠંડી સહન કરવાનું દુઃખ, અને નરકગતિમાં અનેક પ્રકારનાં શારીરિક અને માનસિક અસહ્ય દુઃખો મોહ ઉત્પન્ન કરે છે અને તે આ જીવને જરૂર સહન કરવાં જ પડે છે. કષાયો રાગદ્વેષજન્ય છે અને તે બન્ને પોતે મોહના છોકરા છે અથવા મોહ પોતે જ છે. ઉક્ત રીતે અનેક પ્રકારના દુઃખ આપનાર મોહને તો આજીવનો ખરેખરો દુશ્મન કહી શકાય. દુશ્મનનો આનંદ આ જીવને ભુલાવો ખવરાવી દુઃખ આપવામાં જ હોય છે. તે જ મોહ સ્વપરવિભાગ કરી આપે છે. આ મારું છે અને આ પારકું છે, એવું પૌદ્ગલિક વસ્તુમાં આરોપણ કરવું એ પ્રકટપણે ખોટું છે; કારણ કે તેમાં આત્મિક કાંઈ નથી અને આત્મિક ન હોય તે પોતાનું નથી. આવી રીતે વિભાગ કરનાર તો તારા પાકા દુશ્મન છે. ત્યારે દુશ્મનનો કરેલો વિભાગ તું શા માટે કબૂલ રાખે છે? દુનિયામાં કોઈ કારણસર બે પક્ષકારો વચ્ચે તકરાર થાય તો તેનો નિવેડો મધ્યસ્થ માણસથી લાવવામાં આવે છે; પરંતુ તે જ નિવેડો કરવાનું કામ જો એક પક્ષના દુશ્મનને સોંપવામાં આવે તો જરૂર તેનું પરિણામ તેના લાભથી ઊલટું જ આવે છે, અર્થાત્ તેને નુકસાન થાય છે.

માટે હે ચેતન! તારું શું છે અને પારકું શું છે?—તેનો વિભાગ તારા હિતસ્વી હોય તેની પાસે કરાવ. એમ કરીશ તો તને કાંઈ પણ લાભ થશે અને આત્મિક દ્રવ્ય, જે અત્યારે તારી સત્તા(potentiality)માં રહ્યું છે, તે પ્રગટપણે તું પામી શકીશ. શત્રુને હવે તું ક્યાં સુધી તારા તરીકે સમજીશ? તું હવે ઉન્મત્તપણું છોડી દે અને મોહનો કરેલો વિભાગ

તને બહુ અહિત કરનારો છે એ ધ્યાનમાં લે. આ મનુષ્ય ભવમાં તને વિચાર કરવાનો બહુ અવકાશ છે, કારણ કે અત્રે તારી સર્વ શક્તિઓ થોડે કે વધતે અંશે ખીલેલી છે. એથી ખ્યાલ કરી તું સ્વપર ખરેખરું શું છે તે સમજ. આ ભવમાં તને જોગવાઈ મળી છે, તેનો ખરેખરો ઉપયોગ કર. (૨૨)

### આત્મા અને બીજી વસ્તુઓના સંબંધ પર વિચારણા

अनादिरात्मा न निजः परो वा, कस्यापि कश्चिन्न रिपुः सुहृद्वा ।
स्थिरा न देहाकृतयोऽणवश्च, तथापि साम्यं किमुपैषि नैषु ॥ २३ ॥ (उपजाति)

"આત્મા અનાદિ છે, કોઈને કોઈ પોતાનું નથી અને કોઈ પારકું નથી; કોઈ શત્રુ નથી અને કોઈ મિત્ર નથી; દેહની આકૃતિ અને (તેમાં રહેલાં) પરમાણુઓ સ્થિર નથી તોપણ તેમાં તું સમતા કેમ રાખતો નથી?" (૨૩)

**વિવેચન**—આત્મા શું છે અને કોણ છે, તેની વિચારણા કરવાનો ત્રીજો સાધ્ય ઉપાય હજુ પણ વિશેષ સ્પષ્ટ કરે છે. રાગદ્વેષે સ્વપરનો વિભાગ ખોટો કર્યો છે, એવું સમુચ્ચયે ઉપર બતાવ્યું. હવે આત્મા કોણ છે અને તેનો બીજાઓ સાથે કેવો સંબંધ છે, તે અત્ર જોઈએ. આત્મા દ્રવ્યરૂપે ધ્રુવ-અનાદિ છે, પર્યાયથી પલટન ભાવ પામે છે, પુદ્ગળના સંગમાં રહી જુદાં જુદાં જાતિ, નામ, શરીર ધારણ કરે છે, પણ સ્વસ્વભાવે શુદ્ધ ચૈતન્યવાન સનાતન છે. એનું સ્વરૂપ ઘણા ગ્રંથમાં બતાવ્યું છે. શ્રી લોકપ્રકાશ* ગ્રંથમાં તેનું સ્વરૂપ બતાવ્યું છે, તેનો અત્ર સાર આપીએ છીએ. "જીવનું સામાન્ય લક્ષણ ચેતના છે, વિશેષ સ્વરૂપ પાંચ જ્ઞાન, ત્રણ અજ્ઞાન અને ચાર દર્શન એ બારેનો ઉપયોગ છે. સર્વ જીવને અક્ષરનો અનંતમો ભાગ તો સર્વદા ઉઘાડો રહે છે, તેથી ઉપયોગ વગરનો કોઈ પણ જીવ ત્રણ લોકમાં નથી. ગમે તેટલાં આવરણ કરનાર કર્મો હોય તોપણ આ અક્ષરનો અનંતમો ભાગ તો અવરાતો નથી જ. અક્ષર એટલે જ્ઞાન અને દર્શનનો સંપૂર્ણ ઉપયોગ સમજવો. જેમ સૂર્ય ઉપર વાદળાં ઘેરાઈ ગયાં હોય, છતાં પણ કાંઈ કાંઈ પ્રભા તો રહે જ છે; તેમ જ આત્માનું અનંત જ્ઞાન અવરાઈ જાય તોપણ જરા ભાગ તો ઉઘાડો રહે છે અને દિવસ જેમ રાત્રિથી તે જ કારણે ભિન્ન થાય છે, તેમ આત્મા પણ અજીવથી આ લક્ષણને લીધે જ જુદો પડે છે. જોકે આત્માનું સંપૂર્ણ જ્ઞાનલક્ષણ છે, તોપણ કર્મથી આવૃત્ત હોવાને લીધે તે પ્રગટ જણાતું નથી, પરંતુ ખાણમાં રહેલ સોનામાં જેમ શુદ્ધ કંચનત્વ છે, તેમ આત્મામાં અનંત જ્ઞાન સર્વદા છે જ; ફક્ત તેના પર પડ ફરી વળેલાં છે. વ્યક્ત-અવ્યક્તરૂપે જ્યારે આત્માને ક્ષયોપશમ થાય છે ત્યારે શક્તિ અને કાર્યરૂપે જ્ઞાન ઉત્પન્ન થાય છે અને વળી તેજ-વીર્ય ચાલ્યું જાય છે ત્યારે કાદવ જેમ દર્પણને આવરી મૂકે છે, તેમ કર્મો જ્ઞાનને આવરી દે છે. પરંતુ જો બહુ પ્રયાસ કરી સર્વ કચરો દૂર કરવામાં આવે તો અનાદિ શુદ્ધ

* દ્રવ્યલોક, દ્વિતીય સર્ગ, શ્લોક ૫૩-૭૩.

સ્વરૂપ પ્રગટ થાય. આત્માનું રૂપ એક જ છે, પરંતુ કર્માવૃત હોય ત્યારે તે વિવિધ રૂપ ધારણ કરે છે."

આવા અનાદિ કાળથી આવરિત સ્વરૂપવાળા આત્માને બીજું કોઈ પોતાનું નથી અને કોઈ પારકું નથી, તેમ જ કોઈ તેનું શત્રુ નથી અને કોઈ મિત્ર નથી. એનું પોતાનું છે તે એ જ (આત્મત્વ) છે. માતા, પિતા, સ્રી, પુત્ર વગેરે સર્વે અનેક પ્રકારના સંબંધમાં અનંત વાર આવ્યા કરે છે અને તેથી તેઓ પોતાના કહેવાય જ નહિ, પોતાના હોય તો અત્રે રહી જાય જ નહિ, માટે એવા ક્ષણિક સંબંધને પોતાનો કે પારકો માનવો, એ ખોટું છે. આ હકીકતના સમર્થનમાં શાસ્રકાર કહે છે કે—

**न सा जाई न सा जोणी, न तं ठाणं न तं कुलं ।**
**न जाया न मुया जत्थ, सव्वे जीवा अणंतसो ॥**

"એવી કોઈ જાતિ નથી, એવી કોઈ યોનિ નથી, એવું કોઈ સ્થાન નથી અને એવું કોઈ કુળ નથી કે જ્યાં સર્વ જીવો અનંત વાર જન્મ પામ્યા ન હોય અને અનંત વાર મરણ પામ્યા ન હોય."

મતલબ કે સર્વ સ્થાનકે સર્વ સંબંધમાં આ જીવ અનંત વાર ઉત્પન્ન થયો છે. અનંત કાળચક્રનું માન જોઈએ અને સાથે વિચાર કરીએ કે આ જીવે અનંત **પુદ્ગળ-પરાવર્તન*** કર્યાં છે, એટલે આ હકીકત સ્પષ્ટ સમજાઈ જાય છે. વળી, એ પણ આથી સમજાય છે કે આપણે શત્રુ કોને કહેવા અને મિત્ર કોને કહેવા? આ જીવના સંબંધમાં દરેક શત્રુ મિત્ર તરીકે અનંત કાલમાં અનંત વાર થઈ ગયાનો સંભવ છે, માટે આ તારાં સગાંઓમાં કોઈ તારાં નથી અને કોઈ પારકાં નથી, છતાં તું તારાં ને પારકાં માને છે તે સંસારનું સ્વરૂપ, તારું પોતાનું સ્વરૂપ અને સામાન્ય રીતે જીવનો કર્મ સાથેનો સંબંધ વગેરે તું જાણતો નથી, તેને લીધે જ છે.

આ તારો દેહ છે તે નાશવંત છે. તારા શરીરની આકૃતિ પણ નાશવંત છે. જરાવસ્થામાં તે બદલાઈ જશે અને અંતે રાખ થઈ જશે. આ શરીર પરનો મોહ તે પારકી વસ્તુ પરનો મોહ છે. યૌવન ગયા પછી રૂપ રહેતું નથી, દેહ જર્જરિત થાય છે, મોંમાંથી લાળ પડે છે, આંખે ઝાંખ આવે છે, શરીર ધ્રૂજે છે, વાળ શ્વેત થઈ જાય છે અને કપાળે કરચલી પડે છે. આવા શરીર પર પ્રેમ કરવો, તેને પંપાળ્યા કરવું, તેની દરેક તબિયત જાળવવી, તેને ગમે તેવા અભક્ષ્ય પદાર્થોથી પોષવું એ મૂર્ખતા છે, દગ્ધતા છે, વસ્તુસ્વરૂપનું

* એક પુદ્ગળપરાવર્તનમાં કેટલો કાળ થાય છે તેનો ખ્યાલ આપવો મુશ્કેલ છે કરોડો કે અબજો વર્ષથી તેનું માપ થઈ શકતું નથી. તેનો ખ્યાલ કરવા માટે જુઓ સૂક્ષ્મ અદ્ધા સાગરોપમનું સ્વરૂપ (લોકપ્રકાશ–દ્રવ્યલોક, પ્રથમ સર્ગ, શ્લોક ૯૫). એવા વીશ કોડાકોડી સાગરોપમનું એક કાળચક્ર થાય છે અને એવા અનંત કાળચક્રે એક પુદ્ગળપરાવર્તન થાય છે. એના વિશેષ સ્વરૂપ માટે દશમા અધિકારના સાતમા શ્લોકનું વિવેચન જુઓ

અજ્ઞાન છે. જે વસ્તુ પોતાની નથી તેને પોતાની માની તેની ખાતર ક્લેશ પામવો અર્થ વગરનો છે. શરીર કેવું નાશવંત છે અને એના પર મમત્વ રાખવાથી છેવટે કેટલો ખેદ થાય છે; તે ચોથા **દેહમમત્વમોચન અધિકાર**માં વિસ્તારથી બતાવ્યુ છે. લોકસ્થિતિ આ પ્રમાણે છે તેથી સર્વ વસ્તુ ઉપર સમભાવ રાખવો, સર્વ પ્રાણીઓ ઉપર સમભાવ રાખવો અને આત્મિક દશા ઉન્નત કરવાનું સાધ્ય નજર સમીપ રાખવું. આ પ્રમાણે આત્મસ્વરૂપ વિચારવાની જરૂરિયાત કેટલી છે, તે આપણે જોયુ. (૨૩)

## હવે માતાપિતા વગેરેનો સંબંધ કેવો છે તે કહે છે

**यथा चित्रदां लेप्यमया न तत्त्वात्, सुखाय मातापितृपुत्रदाराः ।**
**तथा परेऽपीह विशीर्णतत्तदाकारमेतद्धि समं समग्रम् ॥ २४ ॥** (उपजाति)

"જેવી રીતે ચિત્રમાં આળેખેલાં માતા, પિતા, પુત્ર અને સ્ત્રી વાસ્તવિક રીતે સમજુ પ્રાણીને સુખ આપતાં નથી, તેવી જ રીતે આ સંસારમાં રહેલાં પ્રત્યક્ષ માતાપિતાદિક પણ સુખ આપતાં નથી. તે બન્નેનો આકાર નાશ પામતાં તે બન્ને સરખાં જ છે." (૨૪)

**વિવેચન**—જેમ પરવસ્તુ સાથેનો સંબંધ અસ્થિર છે તેમ સગાંસ્નેહીઓનો સંબંધ પણ અસ્થિર છે, એ વિષય પર હવે પછીના મમત્વમોચન અધિકારમાં વિશેષ વિવેચન કર્યું છે, તેનુ કાંઈક પૂર્વનિરૂપણ (anticipation) કરતાં અત્ર કહે છે કે હે ચેતન! તું તારાં માતા, પિતા, સ્ત્રી કે પુત્રના મોહમા મસ્ત થઈ આ સંસારને તારો માની બેઠો છે, પરંતુ તું કોઈ પણ પ્રકારનો વિચાર કરતો નથી અને વાસ્તવિક રીતે તેઓ તારાં છે કે નહિ તેનો પણ તું ખ્યાલ કરતો નથી એ બહુ અયુક્ત છે. માતા, પિતા, સ્ત્રી કે પુત્રની છબી ચીતરી હોય અથવા તેઓનો ફોટોગ્રાફ પડાવ્યો હોય તે જેમ કોઈ પણ પ્રકારનું સુખ આપી શકતો નથી* તેવી જ રીતે તું વિચાર કરીશ તો જણાશે કે તારા હયાત સંબંધીઓ પણ તને ખરું સુખ આપી શકતા નથી. શ્રી વીર પરમાત્માના હસ્તદીક્ષિત શિષ્ય **શ્રી ધર્મદાસગણિ**+ કહે છે કેઃ—

**माया पिया य भाया, भज्जा पुत्ता सुही य नियगा य ।**
**इह चेव बहुविहाइं, करंति भयवेमणस्साइं ॥**

"આ સંસારમાં માતા, પિતા, ભાઈ, સ્ત્રી, પુત્ર, મિત્ર અને પોતાના સંબંધીઓ બહુ પ્રકારના ભય અને મનનાં દુઃખ ઉત્પન્ન કરે છે."

સૂરિમહારાજ કહે છે તેમ, સંબંધીઓ મરણથી વિયોગજન્ય દુઃખ આપે છે, એટલું જ નહિ, પરતુ જીવતાં છતાં પણ અનેક પ્રકારનાં દુઃખો આપે છે. એવા દુઃખોત્પાદક સંબંધમાં

* આ ઉપરથી તે મોહકારક થતાં નથી એમ કહેવાની મતલબ નથી. સારા પદાર્થને દેખવાથી સારી અને નબળાને દેખવાથી નબળી અસર તો હૃદય ઉપર થયા જ કરે છે.

+ ઉપદેશમાળા ગાથા ૧૪૪.

**બ્રહ્મદત્ત ચક્રવર્તી**ની માતા **ચુલણી** માતાસંબંધનું દૃષ્ટાંત પૂરું પાડે છે; **કનકકેતુ** પિતાસંબંધનું; **કોણિક** (શ્રેણિકપુત્ર) પુત્રસંબંધનું અને **નયનાવળી**× (યશોધર રાજાની રાણી) સ્ત્રીસંબંધનું દૃષ્ટાંત પૂરું પાડે છે. આ સંબંધમાં શાસ્ત્રોક્ત દૃષ્ટાંતો જોવા ઉપરાંત દરેક માણસે પોતાનો અનુભવ પણ કામે લગાડવો. એક નાની રકમ સારુ ભાઈઓ જ્યારે લડે છે ત્યારે વિવેકી પ્રાણી હેતનો રંગ અનુભવે છે; સ્ત્રીની ઇચ્છા પાર પડતી નથી ત્યારે ગમે તેવાં અપવચન બોલે છે; આપત્તિમાં મિત્રો તજી જાય છે; માતપિતાનો સંબંધ પણ સ્વાર્થભ્રંશ ન થાય ત્યાં સુધી બહુ સારો રહે છે. વળી, જેમ ચિત્રનો નાશ થતાં નયનને જે સુખ થતું હતું તે નાશ પામે છે તેમ પ્રત્યક્ષ માતાપિતાનો અભાવ થતાં તેઓ સુખ આપતાં બંધ થાય છે. શરીર નાશ પામતાં મૃત્યુથી જે દુઃખ થાય છે તે પણ સ્વાર્થને અંગે જ છે, તે આપણે છવ્વીશમા શ્લોકમાં વિસ્તારથી જોશું. તેથી નાશ પામતી વખત દુઃખ થાય છે તે પણ પ્રેમને ઉત્તેજન આપનાર નથી, પરંતુ તેથી પણ વૈરાગ્યભાવ જ આવે તેમ છે. આવી રીતે માબાપ, સ્ત્રી કે પુત્ર પર મમત્વ રાખવું એ અજ્ઞાન છે, દુઃખનું કારણ છે અને તજવા યોગ્ય છે. એ સંબંધ કેવો છે, કેટલો છે અને કેટલા વખત સુધી ચાલે તેવો છે એ પર વિચાર કરવાથી આત્મતત્ત્વનું સહજ ભાન થઈ જશે.

માતાપિતા ઉપર મોહ રાખવો નહિ એટલો અત્ર ઉપદેશ છે, પરંતુ તે ઉપરથી તેઓ તરફ ગમે તે પ્રકારનું વર્તન ચલાવવું એમ સમજવાનું નથી. શાસ્ત્રનો જ્યાં સુધી એકદેશીય અભ્યાસ થયો હોય ત્યાં સુધી ધર્મનાં વિશુદ્ધ ફરમાનોનું આવું મૂર્ખાઈભરેલું પરિણામ લાવવાનો અવિવેકી માણસોના સંબંધમાં બહુ ભય રહે છે. દરેક પ્રાણીએ પુત્રધર્મ, પતિધર્મ, માતૃધર્મ, પિતૃધર્મ, મિત્રધર્મ બરાબર જાળવવો એવો શાસ્ત્રકારનો ખાસ ઉપદેશ છે અને અનેક જગોએ તે પર ભાર મૂકી મૂકીને કહેવામાં આવ્યુ છે. માત્ર સંસાર ઉપરથી વાસના ઊડી જઈ લોકયજ્ઞ કરવાની વિશુદ્ધ વૃત્તિ હૃદયમાં જાગૃત થાય તે વખતે મોહજન્ય સંબંધથી અને પુત્રધર્માદિક ધર્મોના ખોટા અથવા અધૂરા ખ્યાલથી અટકી જવાનો સંભવ ન રહે અને તે સંબંધીઓનાં મૃત્યુથી થતા વિયોગપ્રસંગે પ્રમાણ વગરનો અને પરિણામ વગરનો શોક ન થાય તે સારુ જ આ ઉપદેશ છે. પિતૃધર્માદિનો જ્યારે વિશ્વપ્રાણી તરફના ધર્મ સાથે સંઘટ્ટ થાય ત્યારે પ્રથમ ધર્મનો કદાચ ભોગ આપવો પડે તોપણ સામાન્ય શિષ્ટાચાર પ્રમાણે બીજો (અંત્ય) ધર્મ આદરવો યુક્ત છે. મોહથી ફસી જવું નહિ અને પ્રતિબંધમાં પડી જવું નહિ એ શુદ્ધ આશય છે. આ વિષયને અંગે ચોથી એકત્વ ભાવના વિચારવા યોગ્ય છે. એ ભાવનાનો ઉદ્દેશ અને આ શ્લોકનો ઉદ્દેશ લગભગ એકસરખા છે.

ચોપાઈના કર્તાએ આ શ્લોકનો અર્થ જુદી રીતે કર્યો છે, પણ તેવો અર્થ મૂળ ઉપરથી મને બેસી શકયો નથી. ચોપાઈકારના કહેવાનો ભાવાર્થ એવો જણાય છે કે જેમ

× જુઓ, મારું યશોધરચરિત્ર ભાષાંતર, પ્રકટકર્તા શ્રી જૈન ધર્મ પ્રસારક સભા, ભાવનગર.

વિદ્વાનોને તત્ત્વજ્ઞાન હોવાથી સુખને માટે મનાયલાં માતા, પિતા, પુત્ર અને સ્ત્રીઓ તેઓને લેપકારક થતાં નથી અને નિઃસંબંધ રહીને આત્માને નિર્લેપ રાખે છે; તેવી રીતે ધન-ધાન્યાદિ પણ તેઓને લેપકારક (કર્મબંધ કરાવનાર) થતાં નથી, કારણ કે તેઓનું માનવું છે કે પોતપોતાના પર્યાય તજીને દ્રવ્ય જુદા જુદા પર્યાયને પામી જતાં બધું અપરરૂપ થઈ જાય છે ને તેથી સર્વ સરખું છે. (૨૪)

## સમતાને ઓળખનારાની સંખ્યા

जानन्ति कामान्निखिलाः ससंज्ञा, अर्थं नराः केऽपि* च केऽपि धर्मम् ।
जैनं च केचिद् गुरुदेवशुद्धं, केचित् शिवं केऽपि च केऽपि साम्यम् ॥ २५ ॥ (इन्द्रवज्रा)

"સર્વ સંજ્ઞાવાળાં પ્રાણીઓ '**કામ**'ને જાણે છે; તેમાંથી કેટલાંક **અર્થ**(ધનપ્રાપ્તિ)ને જાણે છે; અને તેમાંથી પણ કેટલાંક જ **ધર્મ**ને જાણે છે; તેમાંથી કેટલાંક જ **જૈનધર્મ**ને જાણે છે; અને તેમાંથી બહુ થોડાં **શુદ્ધ દેવગુરુયુક્ત જૈનધર્મ**ને જાણે છે; તેમાં પણ બહુ થોડાં પ્રાણી **મોક્ષ**ને ઓળખે છે અને તેથી પણ બહુ થોડાં પ્રાણીઓ **સમતા**ને ઓળખે છે." (૨૫)

**વિવેચન**—સંસારી જીવો કર્મથી આવૃત હોવાને લીધે સમતાના સ્વરૂપને ઓળખતા નથી અને આદરતા નથી. આ સ્વરૂપ બતાવીને કર્તા સિદ્ધ કરે છે કે સમતાને જાણનારા તથા આદરનારા બહુ ઓછા છે; પતિત થવાના રસ્તા હમેશાં ઉઘાડા હોય છે. અનાદિ અભ્યાસથી આ જીવ એવા નીચે જનારા રસ્તા ઉપર તુરત ઢળી જાય છે. વિભાવદશાને વશ પડેલા જીવો કર્મસત્તાને આધીન થઈ વિષય તરફ દોરવાઈ જાય છે, કારણ કે મૈથુન-સંજ્ઞા આ જીવ સાથે અનાદિ સંબંધવાળી છે. **ધનવિજય ગણિ** કહે છે કે કામ શબ્દ વડે ઉપચારથી **શબ્દ વગેરે ઇંદ્રિયોના સર્વ વિષયો** સમજવા. એકેંદ્રિયને પણ વિષય હોય છે. એ સંબંધમાં તેઓ નીચેનો શ્લોક ટાંકી બતાવે છે.

पंचिंदिओ उ बउलो, नरो व्व सव्वविसयउवलंभा ।
तहवि न भन्नइ पंचिंदिओत्ति बज्झिंदियाभावा ॥

"બકુલ વૃક્ષ× પાંચે ઇંદ્રિયના સર્વ વિષયો ગ્રહણ કરી શકે છે, માટે ભાવથી પંચેંદ્રિય છે; તોપણ બાહ્ય ઇંદ્રિયોનો અભાવ હોવાથી તેને પંચેંદ્રિય કહેવાય નહિ."

લૌકિક શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

पादाहतः प्रमदया विकसत्यशोकः, शोकं जहाति बकुलो मुखसीधुसिक्तः ।
आलिङ्गितः कुरबकः कुरुते विकास-मालोकितस्तिलक उत्कलिको विभाति ॥

* 'केऽपि' स्थाने 'कर्म' इति पाठ क्वचिद् दृश्यते.

× બોરસલીનું ઝાડ : સ્ત્રી તેને દારૂનો કોગળો છાંટે છે ત્યારે તે ફળે છે એવી પ્રાચીન રીતિ છે.

"અશોક વૃક્ષને સ્ત્રી પગની લાત મારે ત્યારે તે વિકાસ પામે છે; બકુલ વૃક્ષ પર સ્ત્રી જ્યારે દારૂનો કોગળો નાખે છે ત્યારે તે શોક તજી દે છે; કુરુબક (નારંગી) વૃક્ષને સ્ત્રી આલિંગન કરે છે ત્યારે તે પણ વિકાસ પામે છે, અને તિલક વૃક્ષની સામું સ્ત્રી જુએ છે ત્યારે તેને ફળિયો આવે છે."

આવી રીતે શબ્દાદિ વિષયનું ગ્રહણ કરવું સર્વ પ્રાણીઓને હોય છે, તેમાંથી કેટલુંક આર્ષ પ્રમાણથી અને કેટલુંક અનુભવથી સિદ્ધ છે.

ટીકાકારનો આ અર્થ સમીચીન જણાય છે. તિર્યંચમાં આપણે જોઈએ તો સર્પને ક્રોધ, હાથીને માન, શિયાળને માયા, ઉંદર વગેરેને લોભ વગેરે જુદી જુદી પ્રકૃતિઓ પ્રબળ દેખાય છે, પણ વિષયસુખની ઇચ્છા તો સર્વ પ્રાણીઓને સામાન્ય હોય છે. સંજ્ઞા દરેક પ્રાણીને કેટલી હોય છે તેનું સ્વરૂપ બતાવવા માટે શાસ્ત્રમાં બહુ ઉલ્લેખ થયેલા છે. સામાન્ય રીતે દરેક જીવને ચાર સંજ્ઞા બતાવી છે: આહાર, ભય, મૈથુન અને પરિગ્રહ. આ સર્વ સંજ્ઞા અનાભોગથી કે આભોગથી સર્વ પ્રાણીઓને હોય છે; એ એકેન્દ્રિયને પણ હોય છે; તેના સમર્થનમાં બહુ દૃષ્ટાંતો આપ્યાં છે. તે ઉપરાત સંજ્ઞા દશ અથવા સોળ પણ છે. વિસ્તારથી જાણવાની ઇચ્છાવાળાએ **લોકપ્રકાશ*** ગ્રંથ જોવો. એમાં **શ્રી ભગવતી-સૂત્ર, સ્થાનાંગસૂત્ર** વગેરેના આધારથી બહુ સારી રીતે સંજ્ઞાનું સ્વરૂપ બતાવ્યું છે. ત્યાં સિદ્ધ કર્યું છે કે સર્વ પ્રાણીઓને આહારાદિ ચારે સંજ્ઞાઓ અવશ્ય હોય છે. પરિગ્રહ સંજ્ઞાને બદલે નિદ્રા સંજ્ઞા મૂકીને અન્ય ગ્રંથકારો પણ કહે છે કે **आहारनिद्राभयमैथुनानि सामान्यमेतत्पशुभिर्नराणाम्** એથી જણાય છે કે ઇંદ્રિયોના વિષયો સર્વ પ્રાણીઓ જાણે છે; એ બાબતમાં કોઈને શીખવવાની જરૂર પડતી નથી.

સર્વ સંજ્ઞી (જેને સંજ્ઞા હોય તે) પ્રાણીઓમાંથી મનુષ્ય ધનપ્રાપ્તિનો વિષય સારી રીતે જાણે છે. ધન બીજો પુરુષાર્થ છે. એનું ક્ષેત્ર વિશેષે મનુષ્ય લોકમાં જ છે. કેટલાંક તિર્યંચ ધન પર ચોકી કરે છે, પરંતુ તેની પ્રાપ્તિનો વિષય તો મનુષ્યમાં જ છે. મનુષ્ય ધન ખાતર અનેક પ્રકારનાં અકાર્યો કરે છે; રાતદિવસ તે મેળવવા પ્રયાસ કરે છે, તેને માટે દેશપરદેશ ફરે છે, નીચ(અધમ)ની નોકરી કરે છે, નાલાયક માણસોની ખુશામત કરે છે અને પૈસા ખાતર ગમે તેવો ભોગ આપે છે. આવી રીતે ધનપ્રાપ્તિ માટે આ જીવ અનેક પ્રકારના નાચ નાચે છે અને અનેક વેષ ભજવે છે. ભર્તૃહરિ તેટલા માટે યોગ્ય રીતે કહે છે કે—**त्वमाशे मोघाशे किमपरमतो नर्तयसि माम्**× "હે આશા! તારી ખાતર લુચ્ચાઓના ઉલ્લાપ મેં સહન કર્યા. આંસુ મનમાં શમાવી દઈ શૂન્ય મનથી પણ હાસ્ય કર્યું, અંતઃકરણને મેં દાબી રાખ્યુ અને નીચ માણસોને મે નમન પણ કર્યું. હે નિષ્ફળ આશા! હજી વળી તું કેટલા નાચ કરાવીશ?". ધનપ્રાપ્તિ માટે મનુષ્યો શું શું કરે તેનું વિશેષ વર્ણન

---

* દ્રવ્યલોક, ત્રીજો સર્ગ, શ્લોક ૪૪૨–૪૬૩.

× વૈરાગ્યશતક, શ્લોક છઠ્ઠો.

દૃષ્ટાંત સહિત પાંચમા અધિકારમાં કહેવાશે. અત્ર પ્રસ્તુત એ છે કે મનુષ્ય ધનપ્રાપ્તિનો વિષય સ્વયં જાણે છે અને આ સંબંધમાં અપવાદ શોધવા બહુ મુશ્કેલ પડે તેમ છે.

ધનપ્રાપ્તિનો વિષય જાણનારા મનુષ્યોમાં પણ બહુ થોડા પ્રાણીઓ ધર્મને ઓળખે છે. ઘણાખરા તો અખંડ પ્રવૃત્તિમાં અથવા પ્રમાદમાં જીવન પૂરું કરે છે. આયુષ્ય કરતાં બે વરસનું વધારે કામ હોય એવાં બહુ પ્રાણીઓ હોય છે, જેઓ સંચાની માફક સવારથી તે મોડી રાત્રિ સુધી જરા પણ વિશ્રાંતિ લઈ શકતાં નથી; અને કેટલાંકને બેસવા આડે ઊઠવાની ફુરસદ મળતી નથી. ધનપ્રાપ્તિ, તેનું રક્ષણ, તેનો વિચાર, મોજશોખ, નકામી વિકથા, ઇંદ્રિયોના ભોગો વગેરેમાં રક્ત રહી **ધર્મ** એવો શબ્દ પણ જાણતાં નથી. પાશ્ચાત્ય વિચારોએ આધ્યાત્મિક આર્ય પ્રજા પર પણ પોતાની પ્રવૃત્તિનો સપાટો સજ્જડ ચલાવ્યો છે. આવા સમયમાં ધર્મને જાણનારા બહુ ઓછા હોય એ સ્વાભાવિક છે. આવા જીવોમાંથી પણ શુદ્ધ દેવગુરુના સ્વરૂપને બતાવનારા, ધર્મને ઓળખનારા બહુ જ થોડા હોય છે. ઘણા જીવો ધર્મને નામે હિંસાને પોષે છે, ધર્મના દેખાવ નીચે ઢોંગ કરે છે, ધર્મને નામે માયા કરે છે, ધર્મને ધનપ્રાપ્તિનું સાધન કરે છે. સંસારથી સર્વથા મુક્તિ અપાવનાર, શુદ્ધ આત્મદશાનું સ્વરૂપ બતાવનાર અને મનને તથા શરીરને કષ્ટ કરનાર ઉપાધિઓથી છોડાવનાર **શ્રી જિનેશ્વરપ્રણીત શુદ્ધ ધર્મનું** સ્વરૂપ જાણનાર બહુ ઓછાં પ્રાણીઓ હોય છે. વળી, કેટલાંક પ્રાણીઓને જૈનધર્મ પ્રાપ્ત થઈ જાય તો ત્યાં પણ તેની શુદ્ધ બાજુ પ્રાપ્ત થતી નથી. નિહ્નવપણું, કુગુરુસેવા, પાસત્થાપણું વગેરે અશુદ્ધ બાજુનાં દૃષ્ટાંતો છે. વળી, શુદ્ધ ધર્મ પર શ્રદ્ધા રહેવી બહુ મુશ્કેલ છે અને પાશ્ચાત્ય સંસ્કારને લીધે જડવાદને પ્રાધાન્ય માનનારાને આ જમાનામાં તો શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત થવું અને તે જળવાઈ રહેવું બહુ જ મુશ્કેલ પડે છે. ઘણાં પ્રાણીઓ શુદ્ધ મોક્ષમાર્ગ ઓળખી શકતાં નથી, તેનું સ્વરૂપ જાણી શકતાં નથી, અને ત્યાં કેવું સુખ છે તે સમજી શકતાં નથી. સ્ત્રી પુત્રાદિક વગર ને ખાવા-પીવાના મોજશોખ વગર ત્યાં શો આનંદ આવતો હશે?—એવા ઐહિક ખ્યાલમાં રહી અનાદિ સંસારમાં રખડ્યાં કરે છે. મહાભાગ્યયોગે મોક્ષનું સ્વરૂપ જણાય તોપણ બહુ ઓછાં પ્રાણીઓ સમતાનું સ્વરૂપ જાણે છે. **મોક્ષને પામવાનું સાધન સમતા છે, એ જ્ઞાનનું ક્રિયામાં વર્તન છે,** અને એ સ્વરૂપ જાણવામાં આવે ત્યારે જ વસ્તુતઃ સુખ શું છે તેનો ખ્યાલ આવે છે,

આ આખા શ્લોકની મતલબ એ છે કે સંસારના સંબંધનું સ્વરૂપ કહેવામાં આવ્યું, છતાં પણ લોકો સંસારને દુઃખની નજરથી જોતા નથી. સંસારી જીવ તો જાણે આંખો મીંચીને ચાલ્યો જ જાય છે, જરા પણ વિચાર કરતો નથી. સુખ ક્યાં છે? તેનો વિચાર કરો. બધે ફરી આવો. રાજાના મહેલો જુઓ, દીવાનોની ઑફિસો જુઓ, ન્યાયાધીશોની કોર્ટો જુઓ, શેઠીઆઓના વૈભવ જુઓ, યુરોપિયનો કે પારસીઓનો સંસાર જુઓ કે કહેવાતા મોટા મોટા માણસોનાં ચરિત્રો જુઓ; તમને તુરત જણાશે કે સંસારમાં સુખ હોય

તો માત્ર સમતામાં–સંતોષમાં છે. બાહ્ય સ્થિતિને સ્વકર્મજન્ય માની તેને સમ્યગ્ ભાવે વેદવામાં જ છે અને અધ્યાત્મરમણતામાં જ સુખ છે; બાકી બધાં નકામાં ફાંફાં છે. આ પ્રમાણે સ્વરૂપ સમજનારા બહુ ઓછા છે, પરંતુ તે સમજવાની બહુ જરૂર છે. (૨૫)

## સગાં–સંબંધીઓનો સ્નેહ સ્વાર્થી છે; તેથી પોતાના સ્વાર્થસાધનમાં રક્ત રહેવું એ સમતાનું ચોથું સાધન

स्निह्यन्ति तावद्धि निजा निजेषु, पश्यन्ति यावन्निजमर्थमेभ्यः ।
इमां भवेऽत्रापि समीक्ष्य रीतिं, स्वार्थे न कः प्रेत्यहिते यतेत ॥२६॥ (उपजाति)

"સગાંસંબંધીઓ જ્યાં-સુધી પોતાના સગાંઓમાં પોતાનો કાંઈ પણ સ્વાર્થ જુએ છે ત્યાં સુધી જ તેના પર સ્નેહ રાખે છે. આ ભવમાં પણ આવા પ્રકારની રીત જોઈને પરભવમાં હિતકારી પોતાના સ્વાર્થને માટે કોણ યત્ન ન કરે?" (૨૬)

**વિવેચન**—અવલોકન કરીને બારીકીથી જોનારને સમજવામાં આવ્યું હશે કે વૃદ્ધ પુરુષ મરણ પામે ત્યારે તેનાં સગાંસંબંધીઓ કહે છે કે 'ભાઈ! એ તો ભાગ્યશાળી થઈ ગયા.' આ નાની હકીકતમાંથી ઘણી શિક્ષા લેવા જેવી વાત છે. આવા ઉદ્‌ગાર નીકળવાનું કારણ શું હશે? વૃદ્ધ પુરુષમાં કોઈ પ્રકારનો સ્વાર્થ રહ્યો હોતો નથી, તેઓ કાંઈ રળીને આપતા નથી, ઊલટા કેટલીક રીતે પુત્રને વારસો મેળવવામાં, તેનો યથેચ્છ ઉપયોગ કરવામાં તથા ભોગ માણવામાં તે અનેક પ્રકારે પ્રતિબંધ કરે છે. સ્ત્રીને, પુત્રને કે સગાંઓને વૃદ્ધ પુરુષોથી કોઈ પણ પ્રકારનો લાભ થવાનો સંભવ હોતો નથી. આ કારણને લીધે વૃદ્ધનું મરણ શુભ ગણવામાં આવે છે. વૃદ્ધના મરણ વખતે રડવામાં આવતું નથી અથવા ઓછું રડવામાં આવે છે, તે કાંઈ સંસાર તરફ વૈરાગ્ય બતાવનારું નથી, પરંતુ સ્વાર્થનો અંશ બતાવનારું છે. મરણમા અને તે પ્રસંગે શોક કરવામાં પણ **સ્વાર્થનો** ભાગ છે એ હકીકત વિચિત્ર લાગે છે, કારણ કે બાહ્ય દૃષ્ટિવાનને તો શોકમાં પ્રેમ(હેત)નો ભાગ નજરે આવે છે; પરંતુ વસ્તુતઃ **વિચિત્ર** લાગે છે તે જ ખરું છે. મરકી થયેલા પ્રાણીને સગાંઓ પણ તજી દે છે. સારા સારા દાખલાઓમાં જોયુ છે કે સગાંસ્નેહી અને પુત્ર કે સ્ત્રી પણ ગ્રંથિક સંનિપાતથી વ્યાધિગ્રસ્ત થયેલાની સારવાર કરતા નથી. મરકીનો વ્યાધિ લગભગ અસાધ્ય ગણાય છે અને તેના સપાટામાં આવનાર પ્રાણીને સારું થવું બહુ મુશ્કેલ છે. થોડા વખતના અનુભવથી લોકો ખોટું સમજી ગયા છે કે મરકીના દરદીઓની સારવાર કરનારને પણ મરકી લાગે છે; (આ માન્યતા જૂઠી છે એમ પ્લેગ કમીશનનો રિપોર્ટ જણાવે છે; ફક્ત સારવાર કરનારે અલ્પ ખોરાક, અન્ય સ્થાને શયન, હસ્તમુખ પ્રક્ષાલન વગેરે નિયમો બહુ ધ્યાનમાં રાખવાની અને પાળવાની જરૂર છે.) અને મરકીના સપાટામાં આવનાર બહુ ઓછા બચે છે. આથી મરકી થનારમાં જરા સ્વાર્થ હોય તે પણ સ્વજીવનલોભના સ્વાર્થ પાસે તુચ્છ થઈ જાય છે. પ્રેમીનો પ્રેમ સ્વાર્થપરાયણ જ છે, એ મરકીએ બહુ સારી રીતે બતાવી આપ્યુ છે. તે ઉપરાંત સામાન્ય

વ્યવહારમાં પણ આપણે જોઈએ છીએ કે યૌવન ગયા પછી સ્ત્રીનું પુરુષ પર કે પુરુષનું સ્ત્રી પર પૂર્વવત્ હેત રહેતું નથી. પૈસા ગયા પછી પુત્રનું હેત રહેતું નથી અને દુઃખમાં મિત્રનું હેત રહેતું નથી આ સર્વ દૃષ્ટાંતો નવાણું ટકા ખરાં છે. મતલબ એ છે કે **દુનિયાનો મોટો ભાગ સ્વાર્થપરાયણ છે; પ્રેમમાં પણ સ્વાર્થ છે અને રુદનમાં પણ સ્વાર્થ છે.**

મરણનો શોક કેટલે અંશે સ્વાર્થપ્રેરિત છે અને મરણથી કેટલું ડરવું તથા તત્પ્રસંગે શું કરવું એ બાબત અત્ર પ્રસ્તુત નથી. તે સંબંધી વિશેષ ઉલ્લેખ પાંચમા દેહમમત્વમોચન અધિકારમાં છે અને વિશેષ રુચિવંતે શ્રી જૈન ધર્મ પ્રકાશમાં* પ્રસિદ્ધ થયેલો "જીવન-સંધ્યા"નો લેખ વાંચવો. અત્ર તે પરથી સારાંશ એટલો જ ગ્રહણ કરવાનો છે કે દુનિયામાં સર્વ કાર્યો—પછી તે પ્રેમનાં હોય કે શોકનાં હોય તે સર્વે—સ્વાર્થથી ઉદ્ભવે છે.

આ પ્રમાણે છે ત્યારે પણ દુનિયાના **પ્રવાહને છોડવો નહિ,** કારણ કે તું પણ હાલ તો દુનિયાનો પ્રાણી છે; ફક્ત તારે **દિશા ફેરવી નાખવી.** જ્યારે આખી દુનિયા પોતાના સ્વાર્થમાં મચી છે, ત્યારે તું પણ તારો સ્વાર્થ સાધી લે; પણ તારો સ્વાર્થ શો છે? ક્યાં છે?—તે ઓળખીને પછી. તારો ખરો સ્વાર્થ પરભવમાં તને આનંદ થાય અને તારું આત્મહિત થાય તેમાં જ છે, કારણ કે સ્વાર્થ શબ્દનો અર્થ જ તે છે. આ દૃષ્ટિથી તારો સ્વાર્થ સાધવામાં તું ઉદ્યુક્ત થજે. પરભવનો સ્વાર્થ કેવી રીતે સાધી શકાય તે જાણવા માટે તું પ્રયાસ કર. સામાન્ય રીતે તાત્કાળિક લાભ લેવાની ઇચ્છા છોડી દઈ પરિણામે હિત, લાંબા કે શાશ્વત કાળનું કેવી રીતે થાય તે તું જો. પારમાર્થિક રહસ્ય બતાવનારા અનેક ગ્રંથોમાંથી કોઈ પણ ગ્રંથ તું વાંચીશ, વિચારીશ કે તરત જ તને સ્વાર્થનું ભાન થશે. મનોનિગ્રહ, સંસાર પર ઉદાસીનતા, ગૃદ્ધતાનો નાશ, સત્ય વ્યવહાર, દાન, દયા, ક્ષમા વગેરેમાં તું તારો વ્યવહાર જોડી દેજે એટલે તને સ્વાર્થ સાધ્ય થશે.

પરદ્રવ્યનો સબંધ વિચારીને પછી સ્વાર્થસાધનમાં તત્પર રહેવું એ સમતા પ્રાપ્ત કરવાનો ચોથો ઉપાય છે. આ ચોથો ઉપાય જરા વિચાર કરવાથી બહુ સારી રીતે પ્રાપ્ત થાય છે, કારણ કે એમાં વર્તનની દિશા જ ફેરવવાની રહે છે. આ સાધન તરફ ખાસ ધ્યાન આપવાની જરૂર છે. (૨૬)

### પૌદ્ગલિક પદાર્થોની અસ્થિરતા-સ્વપ્નદર્શન

स्वप्नेन्द्रजालादिषु यद्वदाप्तै रोषश्च तोषश्च मुधा पदार्थैः ।
तथा भवेऽस्मिन् विषयैः समस्तैरेवं विभाव्यात्मलयेऽवधेहि ॥२७॥ (उपजाति)

"જેવી રીતે સ્વપ્ન અથવા ઇંદ્રજાળ વગેરેમાં પ્રાપ્ત થયેલા પદાર્થો પર રોષ કરવો કે તોષ કરવો તે તદ્દન નકામો છે તેવી રીતે આ ભવમાં પ્રાપ્ત થયેલા પદાર્થો ઉપર પણ

* જુઓ પુસ્તક ૨૨, પૃષ્ઠ ૪૭.

(રોષ કરવો કે તોષ કરવો તે નકામો છે)–આવી રીતે વિચાર કરીને આત્મસમાધિમાં તત્પર થા!" (૨૭)

**વિવેચન**—સ્વાર્થ સાધવાનું ચોથું સાધન અત્ર વિશેષ પુષ્ટ કરે છે. 'કુસુમપુર નગરમાં એક ભિક્ષુક રહેતો હતો. આખો દિવસ રખડી–રઝળીને જરા ભિક્ષાનું અન્ન લઈ આવ્યો. ગામ બહાર એક ઝાડ તળે બેસી અન્ન ખાધું અને પાણી પીધું. મંદ પવનની લહેરમાં તે ઊંઘી ગયો. સ્વપ્નમાં જોયું કે પોતાને રાજ્ય મળ્યું, ભોગ મળ્યા, સ્ત્રીઓ મળી, બે બાજુ ચામરો વીંઝાય છે અને ભાટલોકો બિરુદાવલિ બોલે છે. કવિ, સૈન્ય, પ્રધાનમંડળ વગેરેથી પરિવૃત થઈ નગરમાં પોતે ફરવા નીકળે છે, અને કચેરી વખતે અનેક સામંત-વર્ગ તથા રાજાઓ તેને માન આપે છે. આવી સ્થિતિમાં મનમાં મોજ માણે છે ત્યાં સ્વપ્ન પૂર્ણ થયું, આંખ ઊઘડી ગઈ; જુએ છે તો ન મળે રાજ્ય કે ન મળે પ્રધાનમંડળ; ન મળે કવિઓ કે ન મળે સેનાનીઓ; ન મળે સામંતચક્ર કે ન મળે ભવ્ય સિંહાસન. એક બાજુ ફાટીતૂટી ગોદડી અને બીજી બાજુ અવશિષ્ટ ભિક્ષાન્નથી ખરડાયલું ઠીકરું પડ્યું છે! સંસારનું સુખ આવા પ્રકારનું છે. પ્રથમ તો એમાં સુખ જ નથી. કદાચ તેને સુખ કહીએ તોપણ તે કેટલું છે? સ્વપ્નમાં મળેલા સુખને સુખ કહેવું એ જ પ્રથમ તો ભૂલ છે. વળી તે બહુ અલ્પકાળસ્થાયી છે, પાછી અસલ કે હલકી સ્થિતિ પ્રાપ્ત કરાવનાર છે અને માનસિક ખેદ વધારનાર છે; ત્યારે એ સુખમાં આસક્તિ રાખવી તદ્દન ખોટી છે, એટલું જ નહિ પણ અયોગ્ય છે. ભિખારીના સુખમાં જેમ કાંઈ દમ જેવું નથી, તેમ આ સંસારનાં માની લીધેલાં સુખમાં પણ વસ્તુતઃ કાંઈ જ નથી. આવી જ રીતે આપણને પસંદ ન આવે તેવો કોઈ પદાર્થ પ્રાપ્ત થાય તો તેથી રોષ કરવો પણ નકામો છે, કારણ કે વસ્તુ પોતે કોઈ પણ રીતે આપણું હિત–અહિત કરી શકતી નથી. એના સંબંધમા આવનાર મનને કેવા પ્રકારનું વલણ આપવું એ સુજ્ઞના વિચારનું ક્ષેત્ર છે, પરંતુ ઇષ્ટ કે અનિષ્ટ વસ્તુ પર હર્ષ કે રોષ કરવો એ વસ્તુસ્વરૂપનું અજ્ઞાન સૂચવે છે. દેવતાઓ અને તેવી શક્તિ પ્રાપ્ત કરેલ મનુષ્યો કોઈ કોઈ નિમિત્તને લઈને ઇંદ્રજાળ બતાવે છે. અંબડ પરિવ્રાજકનું* દૃષ્ટાંત આપણે સારી રીતે જાણીએ છીએ. વસ્તુતઃ આમાં સત્ય કાંઈ નથી. 'ચાર દહાડાનું ચાંદરડું ને ઘોર અંધારી રાત.' સ્વપ્ન અથવા ઇંદ્રજાળમાં દેખાતા પદાર્થોની પ્રાપ્તિ અથવા નાશથી હર્ષ કે શોક કરવો તે મિથ્યા છે, તેવી જ રીતે સાંસારિક સર્વ પદાર્થો માટે સમજવું.

આ હકીકત જરા વધારે સ્ફુટ રીતે જોઈએ આપણને અનુકૂળ કોઈ પદાર્થ પ્રાપ્ત થાય ત્યારે તેના પર પ્રીતિ થાય છે અને રાગથી જે સુખ થાય છે તે માની લીધેલું જ છે. એમાં સુખ શું? વળી એ સુખ છે પણ બહુ થોડા વખત સુધી ચાલે તેવું. છેવટે અસલની સ્થિતિ તો પાછી જરૂર પ્રાપ્ત થવાની. પૌદ્ગલિક વસ્તુઓનો એવો ધર્મ છે કે જ્યાં સુધી એક વસ્તુ પ્રાપ્ત થઈ ન હોય ત્યાં સુધી તેના પર બહુ પ્રેમ રહે છે, પણ

* જુઓ સુલસાચરિત્ર.

પ્રાપ્ત થયા પછી થોડા વખતમાં તેના પરથી મન ઊતરતું જાય છે. નાની વયમાં ઘડિયાળ પ્રાપ્ત કરવાની અથવા મેળામાં ગયા પછી નવીન રમકડાં પ્રાપ્ત કરવાની જે હોંશ બાળકમાં જોવામાં આવે છે તેવી હોંશ તે મળ્યા પછી બે-ચાર દિવસે રહેતી નથી. આવી રીતે બીજી સર્વ વસ્તુઓ માટે સમજી લેવું. તેમાં આનંદ છે જ નહિ, માન્યો છે તે પણ અલ્પ છે, અલ્પ કાળ સુધી ચાલે તેવો છે, અને પરિણામે અધઃપાત કરાવનારો છે. આ પ્રમાણે વસ્તુસ્થિતિ છે. સંસારના સર્વ પદાર્થ અને સંબંધનું સ્વપ્નમાં પ્રાપ્ત થયેલ વસ્તુ સાથે અથવા ઇન્દ્રજાળ સાથે મળતાપણું બહુ મનન કરવા યોગ્ય છે, ચમત્કારી છે અને વિચાર કરવાથી સર્વ બાબતમાં લાગુ પડતી રીતે ઘટી શકે તેવું છે. વસ્તુધર્મ આવા પ્રકારનો છે, એટલે સાંસારિક કોઈ પણ પદાર્થમાં સુખ માનવું અથવા ઇન્દ્રિયના કોઈ પણ વિષયમાં સ્થિરતા માનવી એ અયોગ્ય છે, ખોટું છે, આડે રસ્તે દોરનારું છે. ત્યારે સવાલ પ્રાપ્ત થાય છે કે કરવું શું? જ્યારે પૌદ્‌ગલિક વિષયોમાં આનંદ નથી ત્યારે આનંદ છે ક્યાં? આ જીવના પોતાના સહજ ધર્મો હોય તે પ્રાપ્ત કરીને તેમાં જો લીનતા કરવામાં આવે તો પરમ સુખ પ્રાપ્ત થાય અને નકામી અસ્થિરતા મટી જાય, માટે બીજી નકામી વાતો બાજુએ મૂકી સ્વગુણ પ્રગટ કરવા માટે આત્મલય કરવો એ જ કર્તવ્ય છે. આત્મલય કરવા માટે યમ અને નિયમ પ્રબળ સાધન છે. જ્યારે મન અમુક નિયમોથી નિયંત્રિત થઈ કબજામાં આવે છે ત્યારે આત્મસ્થિરતા બહુ અંશે પ્રાપ્ત થતી જાય છે અને અભ્યાસથી તે વધારે અંશમાં રમણતા કરાવે છે. સગાંસ્નેહીઓના અસ્થિર સંબંધ અને પૌદ્‌ગલિક વસ્તુ પર ખોટો પ્રેમ દૂર કરી, આપણું પોતાનું શું છે તેની વિચારણામાં અને તેનું જ્ઞાન પ્રાપ્ત થયા પછી તેની વિશેષ ખીલવણી કરવાના કાર્યમાં મગ્ન રહેવું એ સમતા પ્રાપ્ત કરવાનું ચોથું સાધન છે અને પંડિત પુરુષો તેને 'આત્મલય'નું સાર્થક નામ આપે છે. (૨૭)

## મરણ પર વિચાર

एष मे जनयिता जननीयं, बंधवः पुनरिमे स्वजनाश्च।
द्रव्यमेतदिति जातममत्वो, नैव पश्यसि कृतांतवशत्वम् ॥ २८ ॥ (स्वागतावृत्त)

"આ મારા પિતા છે, આ મારી માતા છે, આ મારા ભાઈઓ છે, વળી આ મારાં સગાં-સ્નેહીઓ છે, આ મારું ધન છે, એ પ્રમાણે તને મમત્વ થયું છે અને તેથી તારું યમને વશપણું છે, તે તો તું જોતો જ નથી" (૨૮)

**વિવેચન**—આ સંસારના સર્વ સંબંધ સ્વપ્ન જેવા છે, તેનું દૃષ્ટાંત બતાવવા અત્ર ઉલ્લેખ કરે છે. આ જીવને સ્ત્રી, કુટુંબ, પુત્ર, સગાંઓ અને ધન પર એવી સજ્જડ મમતા ચોંટેલી છે કે તે આ જીવને બહુ દુઃખ આપે છે, છતાં પણ આ સંસારમાં દુઃખ આપનાર મમતા છે એમ આ જીવ જાણતો નથી, પણ તેમાં જ સુખ માની બેઠો છે. આવાં કારણોથી શાસ્ત્રકારો મમતાને મદિરા (દારૂ) સાથે સરખાવે છે. દારૂ પીનારને સદસદ્વિવેક

રહેતો નથી, અસંબદ્ધ બોલાઈ જવાય છે, વસ્તુતત્ત્વની ઓળખાણ રહેતી નથી; તેવી જ સ્થિતિ મમતાને વશ પડનાર પ્રાણીની પણ થાય છે. મમત્વને વશ પડેલા દુનિયામાં મોટે ભાગે બધા જીવો છે અને તેઓનું વર્તન જોઈએ તો જણાશે કે તેઓ કૃત્યાકૃત્ય ચૂકી જાય છે, ન કરવા યોગ્ય કાર્યો કરે છે, અસ્થિર પદાર્થો પર પ્રેમ રાખે છે અને સ્થિર પદાર્થોને તજી દે છે. મોહમાં મગ્ન થયેલા પ્રાણીઓ કેવા કેવા ચાળા કરે છે તે જોવા જેવું છે; તેને માટે આખી દુનિયા ખુલ્લી છે. શાસ્ત્રકાર એ હકીકત તરફ કેવી દૃષ્ટિથી જુએ છે તેનો સહજ ખ્યાલ આ ગ્રંથના બીજાથી પાંચમા સુધીના અધિકારમાં આપવામાં આવ્યો છે. આ જીવ મારાં-તારાંની મમતામાં એટલો બધો મૂંઝાઈ જાય છે કે પોતાને માથે યમનો મોટો ભય છે તે પણ તેની નજરમાં રહેતું નથી. તેનું સર્વ વર્તન-વ્યવહાર એવા પ્રકાર પર રચાય છે કે જાણે એને કોઈ દિવસ મરવું જ નથી. આ દુનિયામાં મરવું એ ચોક્કસ વાત છે, માટે તે સંબંધમાં વિચાર કરવો એ પણ ઉચિત વાત છે, એટલું જ નહિ પણ બહુ જરૂરની વાત છે. મરણના સંબંધમાં અત્ર પ્રસ્તુત એટલું જ છે કે **મરણ ઇચ્છવું નહિ;** ખરાબ સ્થિતિમાંથી બચી જવા-છૂટી જવા-મૃત્યુ માગવું નહિ, કારણ, કર્મ ભોગવ્યા સિવાય છૂટકો નથી અને તેવા જીવો માટે કાંઈ પરલોકમાં પલંગ ઢાળી રાખ્યા નથી. તેમ જ **મરણથી ડરવું નહિ.** મરકીનો વ્યાધિ ગામમાં ચાલતો હોય અથવા પુત્ર નાનો હોય, સ્ત્રી હયાત ન હોય અથવા સ્થિતિ સાધારણ હોય કે બીજા કોઈ પણ કારણથી મરણથી જરા પણ બીવું નહિ, પરંતુ **મરણ માટે હંમેશા તૈયાર રહેવું.** એથી આખી જિંદગીમાં આરાધના બહુ થશે અને મૃત્યુ દૃષ્ટિસમીપ રહેશે તો ફરજને અંગે કરવાં પડતાં સાંસારિક કાર્યોમાં પણ એક જાતની મૃદુતા આવી જશે, જેથી ભવાંતરમાં વિકાસના નિયમ પ્રમાણે આ જીવનો કર્મક્ષયના સંબંધમાં વધારો થતાં થતાં કર્મનો આત્યંતિક નાશ થવાનો સંભવ પ્રાપ્ત થશે અને છેવટે નાશ થશે.* આ સર્વ સ્થિતિ પ્રાપ્ત કરવાને બદલે આ જીવ તો મમત્વને વશ થઈ એવું વિચિત્ર પ્રકારનું વર્તન કરે છે કે બહારથી જોનારને ખરેખર હસવું આવે.

અત્ર સર્વ સબંધની અસ્થિરતા બતાવવા આટલો ઉલ્લેખ થયો. મરણ સંબંધમાં વિશેષ વિચાર કરીએ તો જણાય છે કે તે મનુષ્યને માથે ન હોત તો તેના દરેક કાર્યમાં બહુ કઠોરતા પ્રાપ્ત થયેલી હોત. મરણ માથે છે એવું જાણે છે તોપણ અનેક વખત માન વગેરેમાં તણાઈ જઈ આ જીવ કષાયવશ થઈ જાય છે, તો જો મરણ ન હોત તો પછી તે ભોંય ઉપર પગ પણ દેત નહિ. આથી મરણ વખતે કાંઈ, કોઈ સાથે આવતું નથી એ વિચાર નિરંતર દૃષ્ટિ સમીપ રાખવો યુક્ત છે. આમાં પણ દીનપણું બતાવવું નહિ, પરંતુ દૃઢતા સાથે એકત્વભાવ બળવત્તરપણે ધારણ કરવો. શાસ્ત્રકાર તે ભાવ આગળ કરતાં અનેક રીતે ઉપદેશ કરે છે. એક પ્રસંગે તેઓ કહે છે કેઃ—

---

* આ સર્વ મુદ્દાઓ સહજ વિસ્તારથી જોવાની ઇચ્છા હોય તેમણે 'જીવનસંધ્યા'નો લેખ જોવો. જુઓ શ્લોક ૨૬ની નોટ.

चेतोहरा युवतयः स्वजनोऽनुकूलः, सद्बान्धवाः प्रणयगर्भगिर भृत्याः ।
वल्गन्ति दन्तिनिवहास्तरलास्तुरङ्गाः, संमीलने नयनयोर्न हि किञ्चिदस्ति ॥

"ચિત્ત હરણ કરે તેવી સુંદર યુવતિઓ, અનુકૂળ સગાંસંબંધીઓ, આબરૂદાર ભાઈઓ, સભ્યતાપૂર્વક ઉચ્ચાર કરનારા નોકરો, હાથીઓના સમૂહ અને ચપળ ઘોડાઓ—આ સર્વ હોય, પણ આંખ મીંચાણી એટલે એમાંનું કાંઈ નથી."

વ્યવહારમાં પણ આપણે સાંભળીએ છીએ કેઃ—

**જેની ફૂંકે પર્વત ફાટે, આભ ઉંડલમાં ભરતા;**
**જેની ચાલે ધરણી ધ્રૂજે, તે નર દીઠા મરતા.**

આવી સ્થિતિ છે, માટે મરણને હરરોજ દૃષ્ટિ સમીપ રાખી તેને માટે ગમે તે વખતે તૈયાર રહેવું. બાકી તો મોટા મોટા ચક્રવર્તીઓ પણ છ ખંડ પૃથ્વી અને હજારો સ્ત્રીઓ તથા પારવગરની ઋદ્ધિ અત્ર મૂકીને જ ગયા છે, તેમની સાથે કોઈ ગયુ નથી, કાંઈ ગયુ નથી, એ વાત નવી જાણવાની રહી નથી. વળી માબાપ, સ્ત્રી, પુત્ર વગેરેનો પ્રેમ પણ જ્યાં સુધી તેઓ સાથે સ્વાર્થનો સંઘટ્ટ ન થાય ત્યાં સુધી જ બહુ લાગે છે. 'લાગે છે' એમ કહેવાનું તાત્પર્ય એ જ છે કે **વસ્તુતઃ તે છે જ નહિ.** એક શેઠના છોકરાને પોતાના કુટુંબ પર બહુ પ્રેમ હતો. તેની પરીક્ષા બતાવવા સારુ તેના મિત્રે તેને કૃત્રિમ મંદવાડ-હોવાનો દેખાવ કરવાનું શીખવ્યું. અને પેટની અસહ્ય (કૃત્રિમ) વેદનાથી શેઠપુત્ર જ્યારે અસાધ્ય લાગતા વ્યાધિના કાંઠા પર પડ્યો ત્યારે ધન્વંતરી વૈદ્યનું રૂપ લઈ મિત્રે માથા પરથી પાણી ઉતારી તેમાં સર્વ રોગ સમાયો છે અને તે પીનારને તે રોગ આવશે, પણ પુત્ર સાજો થશે, એવુ સ્વરૂપ બતાવ્યું; ત્યારે તેની નવયૌવના સ્ત્રી, અતુલ પ્રેમ બતાવનારી માતા, કરોડોનો વારસો આપનાર પિતા, અબજોનો વારસો મેળવનાર પુત્ર અને બીજા આશ્રિતો સર્વ ખસી ગયા અને કોઈએ તે પાણી પીધું નહીં. કોઈ પાણી પીવે-એમ માનવુ એ જ ખોટું છે, કારણ કે પ્રેમબંધન સ્વાર્થની દોરી પર જ બંધાયેલું છે. સ્વાર્થનો દોરો તૂટે કે કોઈ જાતનો સંબંધ રહેતો નથી અને 'કાઢો કાઢો' એ જ ઉચ્ચાર થાય છે. સંબંધનુ આવુ સ્વરૂપ જાણવા છતાં પણ પ્રાણીઓ કર્તવ્યવિમુખ થઈ શા માટે સંસારબંધનમાં ફસાતા હશે એનો ખુલાસો જ્ઞાની મહારાજ આપે છે. એમાં અનાદિ મિથ્યાત્વ–વસ્તુસ્વરૂપની અજ્ઞતા–સિવાય બીજું કોઈ પણ કારણ નથી. આથી સ્વપ્ન કે ઇન્દ્રજાળ જેવા સંસારબંધનમાં મૂંઝાઈ ન જતાં આત્મતત્ત્વ ક્યાં છે તે સમજવું અને સમતા આદરવી એ જ મુખ્ય ફરજ છે, એ સિદ્ધ થાય છે. (૨૮)

### વિષય પર મોહનું સ્વરૂપ; સમતા આદરવાનો ઉપદેશ

नो धनैः परिजनैः स्वजनैर्वा, दैवतैः* परिचितैरपि मंत्रैः ।
रक्ष्यतेऽत्र खलु कोऽपि कृतान्तान्नो विभावयसि मूढ ! किमेवम् ॥ २९ ॥

* देवतैरिति वा पाठः

तैर्भवेऽपि यदहो सुखमिच्छंस्तस्य साधनतया प्रतिभातैः ।
मुह्यसि प्रतिकलं विषयेषु, प्रीतिमेषि न तु साम्यसतत्त्वे ॥ ३० ॥

(अर्थतो युग्मम्) (स्वागतावृत्त)

"ધન, સગાંવહાલાંઓ, નોકરચાકરો, દેવતાઓ, અથવા પરિચિત મંત્રો, કોઈ પણ યમ (મરણ)થી અહીં રક્ષણ કરતું નથી. હે મૂઢ! તું આ પ્રમાણે વિચાર કેમ નથી કરતો? સુખ મેળવવાનાં સાધન તરીકે દેખાતાં તેઓ (ધન, સગાં, નોકર વગેરે) વડે સંસારમાં સુખ મેળવવા ઇચ્છતા હે ભાઈ! તું પ્રત્યેક ક્ષણે વિષયોમા મૂઝાઈ જાય છે, પણ સમતારૂપ ખરા રહસ્યમાં પ્રીતિ પામતો નથી." (૨૯–૩૦)

**વિવેચન**—આપણે ઉપર જોઈ ગયા કે આ પ્રાણી મમત્વને વશ થઈ મરણભય ભૂલી જાય છે. આ હકીકત વધારે દઢ કરવાના હેતુથી કર્તા કહે છે કે તારી પાસે ગમે તેટલા પૈસા હોય તોપણ તેનાથી તારો મરણભય જવાનો નથી પૈસા દુનિયાની અનેક વસ્તુઓ ખરીદ કરે છે, પણ યમદેવ તેનાથી ખરીદી શકાતો નથી. તારાં ગમે તેવાં સગાં કે નોકરો હશે, તે પણ તને મોતથી બચાવી શકશે નહિ. શેઠના પુત્રને* બચાવી શકાય તેમ હતું તોપણ તેઓએ બચાવ્યો નહિ, તો પછી મૃત્યુથી બચાવ કરવાની તેઓમાં શક્તિ જ નથી, ત્યારે તો તેનો વિચાર કરવાનો અવકાશ પણ કયાં રહે છે? એટલું જ નહિ પણ કદી દેવતાઓ તારે આધીન હશે તો તે પણ તારું રક્ષણ કરવા અસમર્થ છે, કારણ, તેઓ પોતે જ મરણને વશ છે, અને તારે આધીન ગમે તેટલી મંત્રશક્તિઓ હોય તોપણ એક મિનિટ આઘીપાછી થવાની નથી. અનંત વીર્યવાળા **શ્રીમન્મહાવીર પરમાત્મા,** પાછળ મહાઉપકાર થાય તેમ હતું તોપણ, મૃત્યુનો દોર એક ક્ષણ પણ અટકાવી શકયા નથી અને કોઈ પણ પ્રકારનો ભેદ રાખ્યા વગર સ્પષ્ટ રીતે કહી ગયા છે કે એ કાર્ય કરવાને (મૃત્યુનો નિરધાર કરેલો સમય ફેરવવાને) કોઈ પણ સમર્થ નથી. આવી વસ્તુસ્થિતિ છે તેને જાણીને પણ તું તે જ ધન, સગાં વગેરેને સુખનાં સાધન માનીશ? આ સંસારમાં સુખ છે જ નહિ; તેમાંથી સુખ મેળવવાની ઇચ્છા રહે છે એ તારી પ્રથમ ભૂલ થાય છે. બીજી ભૂલ પહેલી ભૂલના પરિણામે થાય છે, તે એ છે કે ધન, સગાં, સ્વજન વગેરેને સુખનાં સાધન માનવામાં આવે છે. આ બન્ને ભૂલને પરિણામે વિષયો પર પ્રેમ થાય છે અને ઇન્દ્રિયના વિષયો પર પ્રેમ થયો એટલે લક્ષ ચોરાશીમાં ફેરા મારવાનુ શરૂ થાય છે. માટે હે બધુ! તું વસ્તુસ્વરૂપ સમજ અને આ તારી શુદ્ધ દશા નથી એ ધ્યાન પર લાવ આ વિષયો પર પ્રીતિ લાવે છે, પરતુ, અગાઉ જણાવ્યું તેમ, તેઓ તો ઇન્દ્રજાળ જેવા અસ્થિર છે, તેના પર પ્રેમ બાંધીને સંસારભ્રમણ કરવું એ તારા સરખા સમજુને યુક્ત નથી. શા માટે સમતામાં પ્રીતિ રાખતો નથી? સર્વ વસ્તુઓનું માખણ સમતા છે, એને આદરનારા અનેક જીવો સર્વ દુઃખથી વિરામ પામી ગયા છે. એના સંબંધમાં આવ્યા

* જુઓ ૨૮મા શ્લોક પરતુ વિવેચન

પછી તારી સ્થિતિ જરૂર ફરી જશે, માટે બીજી નકામી બાબતોનો ત્યાગ કરી તારા સ્વાર્થ-સાધનમાં તત્પર થા. સ્વાર્થસાધનનું પ્રથમ અંગ સર્વ જીવ પર, સર્વ વસ્તુઓ પર, સમભાવ રાખવો, કષાયનો ત્યાગ કરવો, વિષયથી વિરમવું અને આત્મપરિણુતિ જાગૃત કરવી—ટૂંકામાં કહીએ તો સમતા પ્રાપ્ત કરવી—એ જ છે. ( ૨૯–૩૦ )

## કષાયનું ખરું સ્વરૂપ; તેના ત્યાગનો ઉપદેશ

किं कषायकलुषं कुरुषे स्वं, केषु चिन्नु मनोऽरिधियात्मन् ! ।
तेऽपि ते हि जनकादिकरूपैरिष्टतां दधुरनन्तभवेषु ॥ ३१ ॥ ( स्वागतावृत्त ।

"હે આત્મન્! કેટલાંક પ્રાણીઓ ઉપર શત્રુબુદ્ધિ રાખીને તું તારા મનને શા સારુ કષાયથી મલિન કરે છે? ( કારણ કે ) તેઓ માતાપિતા વગેરે રૂપોમાં તારી પ્રીતિ અનંતા ભવોમાં પામ્યાં છે." ( ૩૧ )

**વિવેચન**—કોઈના ઉપર ક્રોધ કરવો તે બહુ મુશ્કેલ છે. તે કરતી વખતે મુખને લાલચોળ કરવું પડે છે અને મનનો કબજો મૂકી દેવો પડે છે. ક્રોધ કરવો એ આત્મિક શુદ્ધ દશા નથી, એ આટલા ઉપરથી જ જણાય છે, કારણ કે એમાં સ્વાભાવિકતા બહુ ઓછી છે. ત્યારે આવી કૃત્રિમ દશા ધારણ કરવામા લાભ શો છે? એવી દશા શા માટે ધારણ કરવી? સામી બાજુએ ક્ષમા ધારણ કરવામાં કોઈ પણ પ્રકારની મહેનત કરવી પડતી નથી, કોઈ જાતની તૈયારી કરવી પડતી નથી અને કાંઈ વિચાર પણ કરવો પડતો નથી. તે શુદ્ધ દશા હોવાથી તેના પર વિચાર કરનારને તે સહજ પ્રાપ્તવ્ય છે; અથવા, અપેક્ષા બરાબર ધ્યાનમાં રાખીને બોલીએ તો, તે પ્રાપ્ત જ છે. આ આખું અપેક્ષાવચન બતાવે છે કે **સંસારમાર્ગ સરળ નથી, પણ મોક્ષમાર્ગ સરળ છે.** આવો વાંકોચૂંકો કષાયમાર્ગ શા માટે તું આદરે છે? વળી, તું એક બીજો પણ વિચાર કરીશ તો તને જણાશે કે કષાય કરવો અનુચિત છે. જેઓની ઉપર તુ કષાય કરે છે તેઓ તારા માતાપિતારૂપે અનેક વાર તારાં પ્રીતિપાત્ર થયા છે.* એક વાર જે પ્રીતિપાત્ર થયું હોય તેના પર કષાય કરવો એ સુજ્ઞનું કાર્ય હોય જ નહિ કષાય પર વસ્તુ છે, પૌદ્ગલિક છે, પુદ્ગલજન્ય છે, સંસારમાં રખડાવનાર છે, દર્શનથી પણ ખેદ આપે તે વર્ગમાં તેનો સમાવેશ થાય છે. એનુ સેવન કરતાં સ્વાર્થસાધન જરા પણ સિદ્ધ થતુ નથી, ઊલટો સંસાર વધે છે તેથી સંસારનો સંબંધ તોડવાની ઇચ્છાવાળા ખપી જીવે કષાયના સબંધમાં પણ ન આવવું વધારે સારું છે. કષાયના સંબંધમા વિશેષ વિવેચન સાતમા અધિકારમાં આવશે; અત્ર કષાય સમતાને પૂરેપૂરા બાધ કરનારા છે, સમતાના વિરોધી છે અને જેના પર કષાય કરવામાં આવે છે તે ન્યાયદૃષ્ટિથી કષાયનું પાત્ર થઈ શકતા નથી એટલું જ બતાવે છે. તારું સાધ્ય ( મોક્ષ ) અને તારું સાધન જો વિરોધવાળું હશે તો તારા

* જુઓ, ચાલુ અધિકાર, શ્લોક ૨૩ ઉપરનુ વિવેચન.

દરેક કાર્યમાં વિસંવાદ પ્રાપ્ત થશે અને છેવટે સાધ્ય મળશે નહિ. મોક્ષ અને કષાયને વિસંવાદ છે એવું અનુભવસિદ્ધ પુરુષો કહી ગયા છે; માટે હવે યોગ્ય વિચારણા કરજે. (૩૧)

### શોકનું ખરું સ્વરૂપ; તે ત્યાગ કરવાનો ઉપદેશ

यांश्च शोचसि गताः किमिमे मे, स्नेहला इति धिया विधुरात्मन् ! ।
तैर्भवेषु निहतस्त्वमनंतेष्वेव तेऽपि निहता भवता च ॥ ३२ ॥ (स्वागतावृत्त)

"શું આ મારા સ્નેહીઓ (મરી) ગયા?—આ પ્રમાણે બુદ્ધિથી વ્યાકુળ થઈને જેઓને માટે તું શોક કરે છે, તેઓ વડે જ તું અનંત ભવોમાં હણાયેલો છે અને તેઓ પણ તારા વડે હણાયા છે." (૩૨)

**વિવેચન**—ઉપરના શ્લોકમાં જે વાત કરી તે જ વાત અત્ર બીજા રૂપે કહે છે. જેવી રીતે કોઈ જીવ ઉપર કષાય કરવો ઉચિત નથી તેવી જ રીતે કોઈના મરણ, વિયોગાદિ પ્રસંગે તેને માટે શોક કરવો તે પણ ઉચિત નથી સગાંસ્નેહી એટલે પુત્ર, માતા, પિતા, સ્ત્રી વગેરેના મરણ પ્રસંગે શોક કરવાથી આત્મિક ગુણની હાનિ થાય છે, કારણ કે શોક રાગમૂલક છે, અને સંસારને વધારનાર બે* મોટા મહ્લમાનો રાગ એક છે. જેના મરણ માટે શોચ કરવામાં આવે છે તેના વડે જ અનંત ભવભ્રમણમાં આ જીવ અનેક વાર મરાયો હશે અને તેને અનંત વાર માર્યો પણ હશે એ તદ્દન બનવાજોગ છે. ત્યારે પછી રોવું શા હેતુએ? વાસ્તવિક રીતે તો જે સમય પ્રમાદમાં ગયો હોય અને જેટલું આત્મહિત સાધી શકાયુ ન હોય તેને માટે પોતાની જાતને અંગે રોવું અથવા નિષ્ફળ કાળનિર્ગમન અને પ્રમાદ માટે શોક કરવો વાજબી છે. આવી જાગૃત દશા વ્યવહારના દરેક કાર્યમાં રાખવાની ટેવ પડશે અને સાધ્યદૃષ્ટિ નિરંતર લક્ષ્યમા રહેશે ત્યારે બહુ આનંદ થશે. એ વખતે માનસિક આનંદ થવા ઉપરાત શોકને સ્થાન જ મળશે નહિ, કારણ કે શોકનુ મૂળ શુ છે અને તે કોને હોય તે બરાબર સમજાઈ જાય છે.

આ પ્રમાણે હકીકત છે ત્યારે રીતસર બેસી, ખોટો ઠઠારો કરી, મનમાં ઉમળકો હોય યા ન હોય તોપણ દેખાવ ખાતર પરને ઠગી, ઐહિક સ્વાર્થ સાધવાની બુદ્ધિએ રાગડા તાણવા તે મહાનિંદ્ય આચરણ છે, અસત્ય વ્યવહાર છે અને કેળવણીની ગેરહાજરી બતાવનાર બાહ્ય આડંબરનું વિચિત્ર દર્શન છે. એ પ્રકાર ધર્મવિરુદ્ધ છે, કારણ કે તેમાં માયામિશ્રિત શોકનો દેખાવ છે અને શુદ્ધ વ્યવહારનું સ્વરૂપ સમજનારા ધર્મિષ્ઠ ગૃહસ્થો તેમાં ભાગ ઓછો લે છે. સ્ત્રીઓને લજ્જા વગર કૂટવાની ખાસ તાલીમ આપવામાં આવે છે અને તે પ્રસંગે બોલવાનાં વાક્યોના નિયમિત પાઠ મોઢે કરાવવામાં આવે છે. આર્યસંસારના અધઃપાતનું આ પણ એક ખરેખરું દૃષ્ટાંત છે. કેળવણીની ગેરહાજરી આ ઠેકાણે બહુ જણાય છે અને ધાર્મિક દૃષ્ટિએ જોતા તો આ રિવાજ તદ્દન બાલીશતા, મોહના ચાળા અને નૂતન નાટક બતાવે છે.

* રાગ અને દ્વેષ: મોહના પુત્રો અને મોટા સેનાનીઓ

અંતઃકરણથી થતો મોહજન્ય સાચો શોક કરવાની પણ શાસ્ત્રકાર ના કહે છે, તો પછી આવો ધાંધલયુક્ત ખોટો વ્યવહાર તો કેમ જ કર્તવ્ય તરીકે માની શકાય? પોતાની શારીરિક સ્થિતિનો વિચાર કર્યા વગર પ્રવર્તતા આ જૂના જમાનાના રિવાજમાં એક પણ જાતનો અર્થ નથી, વિવેક નથી, વિચાર નથી, તેથી સુજ્ઞ સ્ત્રીઓએ લોકો શું કહેશે તેનો ખોટો ખ્યાલ મૂકી દઈ આવા વ્યવહારથી દૂર રહેવું યોગ્ય છે. કહેનારા હજારો વરસ બેસી રહેવાના નથી અને જેને માટે કહેશે તેની આત્મિક હાનિમાં તેઓ કાંઈ ભાગ લેવાના નથી; માટે સન્નારીઓ અને સત્પુરુષોએ હરેક રીતે શોકનો ત્યાગ કરવો અને ખાસ કરીને કૃત્રિમ રાગડા તો છોડી જ દેવા. (૩૨)

## મોહ ત્યાગવો; કોઈ માટે શોક ન કરવો

त्रातुं न शक्या भवदुःखतो ये, त्वया न ये त्वामपि पातुमीशाः ।
ममत्वमेतेषु दधन्मुधात्मन्!, पदे पदे किं शुचमेषि मूढ ! ॥ ३३ ॥ (उपजाति)

"જે સ્નેહીઓને ભવદુઃખથી બચાવવાને તું શક્તિમાન નથી, અને જેઓ તને બચાવવાને શક્તિવાળા નથી, તેઓ ઉપર ખોટું મમત્વ રાખીને હે મૂઢ આત્મન્! તું પગલે પગલે શા સારુ શોક પામે છે?" (૩૩)

**વિવેચન**—જેને ત્યાં દરરોજ વસ્ત્ર, અલંકાર ને ભોજનાદિકની પેટીઓ ઊતરતી હતી તેવા **શાલિભદ્રને** પણ જ્યારે જણાયું કે પોતાને માથે હજુ શ્રેણિક નામનો રાજા રાજ્ય કરે છે, ત્યારે સંસારથી વૈરાગ્ય પામી દરરોજ એક એક સ્ત્રીનો ત્યાગ કરવા માંડ્યો. તેમને જણાયું કે અત્ર જે સુખ લાગે છે તે ખોટું છે, વાસ્તવિક સુખ તે નથી, માટે એવી સ્થિતિ પ્રાપ્ત કરવી કે જ્યાં પોતા ઉપર કોઈનો અમલ ચાલી શકે જ નહિ. જેને શ્રેણિક રાજાના ખોળામાં બેસતાં પણ પરિશ્રમને લીધે પરસેવો થયો હતો તે જીવ સત્ત્વવંત થઈ ચારિત્રના વિષમ માર્ગ પર ચાલવાનો વિચાર કરે એ પ્રસંગ બહુ મનન કરવા યોગ્ય છે. આથી પણ વધારે સત્ત્વવંત ધન્નો સ્નાન કરતો હતો; ત્યાં પોતાની સ્ત્રી (શાલિભદ્રની બહેન) સુભદ્રાના નયનમાંથી ઉષ્ણ અશ્રુ શરીર પર પડતાં તેના શોકનું નિમિત્ત પૂછ્યું. અને જ્યારે સુભદ્રાએ શાલિભદ્રનો દરરોજ એક એક સ્ત્રી ત્યાગ કરવાનો વિચાર સંભળાવ્યો અને આજે સત્તર દિવસ થઈ ગયા છે, એ વાત જણાવી, ત્યારે ધન્નો હસ્યો: 'સંસાર અસાર છે એવું જાણ્યા પછી જ્યારે તજવી ત્યારે એક એક સ્ત્રી શા માટે તજવી? તજવી ત્યારે તો બધી તજી દેવી!' આ ટીકાથી આશ્ચર્ય પામેલી સુભદ્રાએ મર્મમાં કહ્યુ, '**સ્વામી! કહેવું બહુ સહેલ છે. દુનિયામાં કરેલ કામ પર ટીકા કરનારા બહુ હોય છે, પરંતુ પોતાને કરવાનો વખત આવતાં લગભગ બધા ખસી જાય છે.**' ધન્નો ચમક્યો અને બોલ્યો, 'લે! મેં તો આ સર્વ તજ્યું!' આમ કહીને ખેળ ભરેલા શરીરે તે તરત જ ઊઠ્યો, શાલિભદ્રની પાસે ગયો અને કહ્યું કે 'કાયરપણું શા માટે કરે છે? આ સંસારમાં આપણું કોઈ નથી, માટે ચાલો, આપણે શ્રી વીર પરમાત્મા પાસે જઈએ.' પછી બન્ને જણા પ્રભુ પાસે ગયા ને ચારિત્ર ગ્રહણ કર્યું.

**અનાથી મુનિને** પણું દાહજ્વર થતાં જણાયુ હતું કે 'પોતાનું કોઈ નથી જેઓની ખાતર આ જીવ પ્રાણ આપવા તૈયાર થાય છે, જેઓની ખાતર સંસારત્યાગ કરતાં આ જીવને અનેક પ્રકારના સંકલ્પવિકલ્પો થાય છે, તેઓનો સ્નેહ અમુક હદમાં જ બંધાયેલો છે.' એવા વિચારથી રસ્તાની સૂઝ કેમ ન પડે? પરંતુ વસ્તુસ્થિતિ એવી છે કે સૂતરના તાંતણા તોડવા એ પણ આ જીવને વખત પર બહુ મુશ્કેલ પડે છે. આનું કારણ સ્પષ્ટ છે. બાહ્ય દષ્ટિએ તે સૂતરના તંતુ લાગે છે, પણ તે તો મોહરાજાએ વીંટેલાં જાડાં દોરડાં છે, અને તેને તોડવા જેટલું આત્મવીર્ય ફોરવનાર જ આ સંસારયાત્રા સફળ કરે છે. બધા જીવો આયુષ્યના પ્રમાણમાં જીવે તો છે જ, પરંતુ જેઓ મોહગ્રંથિનો છેદ કરે છે તેઓનો ફેરો સફળ થાય છે, ત્યારે બાકીના સર્વનો ફેરો ફોગટ (નિષ્ફળ) થાય છે. આ જીવને ખરેખરું દુઃખ તો જન્મમરણનું છે; એ દુઃખમાંથી છોડાવવાને જેઓ તદ્દન અશક્ત છે, તેઓને સારુ અનેક પ્રકારનાં કષ્ટ વેઠી ધન એકઠું કરવું, તેઓના માની લીધેલા પ્રસંગ પર વેધ જાળવવા, તેઓના માનેલા વ્યવહાર પ્રમાણે પોતાની મરજી વિરુદ્ધ પણ વર્તન કરવું અને ભવદુઃખ છોડાવનારની સોબત કરવા ઇચ્છા થાય ત્યારે તેઓ અનેક પ્રકારના અંતરાય ઊભા કરે તે મૂગે મોઢે સહન કરવા એ તદ્દન ગેરવાજબી છે. દુનિયામાં તો **આષાઢાભૂતિ, નંદિષેણ** અને **આર્દ્રકુમાર** જેવા જીવો પણ હોય છે, જેઓ સંસારમાં પાછા પડ્યા છતાં પણ વખત આવતાં સંસારને જ મોક્ષનું સાધન બનાવી, તેના પર સ્વારી કરી, તેને કબજે કરી લે છે; અને **ગજસુકુમાળ, નેમનાથજી** તથા **સ્કંદકાચાર્ય** જેવાં પ્રાણીઓ પણ હોય છે, જેઓ સંસારથી ડરી તેના સંબંધમાં જ આવતાં નથી. આ બન્ને વર્ગનાં પ્રાણીઓ સંસારનું સ્વરૂપ બહુ સારી રીતે સમજેલાં છે. આ બન્નેમાથી કયો વર્ગ આદરણીય છે, તેની વિચારણા પોતાના સંયોગ અને મનોબળ પર આધાર રાખે છે, પરંતુ એક વાત તો બન્ને વર્ગમાંથી એકસરખી રીતે અનુકરણ યોગ્ય છે, અને તે એ કે **સંસારનો સંબંધ ત્યાજ્ય છે, સંબંધીઓ ખાતર ભવદુઃખમાં સબડ્યા કરવું એ મોહના ચાળા છે અને વાસ્તવિક વસ્તુસ્વરૂપનું અજ્ઞાન છે.** સંયમ–આરાધન કરવાની શક્તિ ન હોય અથવા ઇચ્છા થતી ન હોય તેણે તે પ્રાપ્ત કરવાની ઇચ્છા–હોંસ રાખવી અને શ્રાદ્ધજીવનમા પણ સત્ય વ્યવહાર ચલાવી અનુકરણ કરવા યોગ્ય દેશચારિત્ર ધારણ કરવું. આશ્રિતોના માની લીધેલા શ્રેય સારુ અનંત ભવો સુધી મહાદુઃખ પ્રાપ્ત થાય તેવું આચરણ ચલાવવું નહિ—એ ખાસ ધ્યાનમાં રાખવા લાયક સદુપદેશ છે. સ્વાર્થસાધનામાં રક્ત રહેવાના ઉપદેશને પુષ્ટ કરતાં વગર કારણે તેમાં લપટાવું નહિ એવો અત્ર ઉપદેશ કર્યો છે. એ સમતા પ્રાપ્ત કરવાનું ચોથું સાધન છે. (૩૩)

## સમતાદ્વારનો ઉપસંહાર, રાગદ્વેષત્યાગનો ઉપદેશ

सचेतनाः पुद्गलपिण्डजीवा, अर्थाः परे चाणुमया द्वयेऽपि ।
दधत्यनंतान् परिणामभावांस्तत्तेषु कस्त्वर्हति रागरोषौ ॥ ३४ ॥ (उपजाति)

જાય છે. તેને માટે યોગ્ય કોણ કહેવાય ? વગેરેના સ્પષ્ટ દેખાવો આપણી અંતર્ચક્ષુ સમક્ષ રજૂ કરી છેવટે સમતાની ઉત્કૃષ્ટ સ્થિતિ બતાવે છે. સમતાનો સામાન્ય અર્થ એ જ થાય છે કે ગમે તેવા અનુકૂળ-પ્રતિકૂળ સંજોગો પ્રાપ્ત થાય તોપણ મનને એકસરખી રીતે પ્રવર્તાવવું; ઐશ્વર્યથી રાજી થઈ જવું નહિ અને વિપત્તિથી શોક કરવો નહિ; ગમે તેવા સુખ કરનારા સયોગો પ્રાપ્ત થાય તો તેથી સંસારમાં રાચી જવું નહિ અને ગમે તેવા ગ્લાનિ કરનારા સંયોગો પ્રાપ્ત થાય તો તેથી અસ્થિર મનવાળા થઈ જવું નહિ. આવા પ્રકારની મનની એકસરખી સ્થિતિને 'સમતા' કહેવામા આવે છે. એ સ્થિતિ પ્રાપ્ત કરવાથી આ ભવદુઃખ મટી જાય છે અને તેટલા માટે દરેક પદાર્થોનું બારીકીથી અવલોકન કરી તેનો અને પોતાનો ખરો સંબધ કેવા પ્રકારનો છે તે બરાબર વિચારી લેવા યોગ્ય છે. આવી રીતે અવલોકન કરવાથી જ વસ્તુનું સ્વરૂપ બરાબર સમજાય છે.

અહીં એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે કે ગમે તેવી સૂક્ષ્મ લાગતી બાબતને પણ તપાસ કર્યા વગર ચલાવી લેવી નહિ, એટલે વ્યવહારના નાનામાં નાના વિષય ઉપર પણ નજર રાખી તેની યોગ્ય કિંમત આકવી. જો તેની પરીક્ષામાં ભૂલ કરી, તેની કિંમત હોય તે કરતાં વધારે કે ઓછી આંકી અથવા તો અવગણના કરી-સૂક્ષ્મ છે એમ ધારી તેને વિસારી મૂકી-અથવા તેની ઉપેક્ષા કરી, તો તે સૂક્ષ્મ બાબત પણ આપણા ઉપર પોતાનુ સામ્રાજ્ય ચલાવે છે. Smiles નામનો અંગ્રેજ લેખક પોતાના 'The Character' નામના ગ્રંથમાં લખે છે કે, "Never give way to what is little or by that very little, however small it may be, you will be practically governed" (તમે નાની બાબતને કદી તાબે ન થાઓ, કારણ કે તે ગમે તેટલી નબળી હશે પણ તેનાથી તમારા ઉપર પૂરું જોર ચાલશે.) અને તે ખરેખરું છે. શરૂઆતમાં નાના લાગતા અફીણ વગેરેના વ્યસનની જો તે વખતે અવગણના કરી ઉપેક્ષા કરી હોય છે, તો પછી ધીમે ધીમે તે આખા શરીરનો કબજો લઈ મનુષ્ય પર પોતાનું અપ્રતિહત સ્વાતંત્ર્ય ચલાવે છે; માટે અવલોકન કરવાની ટેવ વારવાર રાખવી અને તે રીતે વસ્તુ ઓળખી તેના પર જય મેળવવો.

'સમતા' એટલે સર્વ જીવો તથા વસ્તુઓ તરફ રાગદ્વેષનો અભાવ. જેઓ આત્મિક માર્ગમાં ઊતરવા ઇચ્છતા હોય તેઓને સમતાનો વિષય પ્રથમ અગત્ય ધરાવનારો છે. વિષય બહુ મનન કરવા યોગ્ય છે અને વિચારી વિચારીને તેમાંથી સાર કાઢી લેવા યોગ્ય છે. સમતા વગરની દરેક ધાર્મિક ક્રિયા બહુ અલ્પ ફળ આપે છે, અને તે ફળ એટલું બધું અલ્પ છે કે જે ફળ મેળવવાની ઇચ્છાથી* ક્રિયા કરવામાં આવે છે તેની અપેક્ષાએ તો કાંઈ ફળ થતું નથી એમ કહીએ તોપણ ચાલે; આખો દિવસ ભાર વહન કરનારને એક પાઈ મજૂરીની મળે એના જેવું તે છે એથી ઊલટું, જ્યારે સમતા સહિત ક્રિયા કરવામાં

* મોક્ષ મેળવવાની જ ઇચ્છા હોઈ શકે, બાકી પૌદ્ગલિક ઇચ્છાના સંબંધમાં તો જૈન શાસ્ત્રકાર નિષેધ કરે છે.

આવે છે ત્યારે તે ક્રિયામાં એક એવી જાતનું સૌંદર્ય અથવા એવી મૃદુતા આવે છે કે જેથી તે ક્રિયામાં એક જાતનો અપૂર્વ (સહજ) આનંદ વ્યાપી જાય છે. એનો સ્પષ્ટ ખ્યાલ આપવો બહુ મુશ્કેલ છે, કારણ કે એ દૃષ્ટાંતનો વિષય નથી, પરંતુ અનુભવગમ્ય છે. આ ગ્રંથમાં ઘણા વિષયો અનુભવથી જ સમજાય તેવા છે, જે માટે આપણે નિરુપાય છીએ. તેનો રસ જેને ચાખવો હોય તેણે પ્રથમ તેના અધિકારી થવું જોઈએ અને ત્યાં સુધી તો તેનું જે વર્ણન અધૂરા શબ્દોમાં કરવામાં આવ્યું હોય તે ગ્રહણ કરવું જોઈએ. સાકરનો સ્વાદ કયા શબ્દોમાં વર્ણવવો? ચાખનાર તરત જ અનુભવથી તેના સ્વાદને સમજે છે. એવો આ આંતરાનંદ અવર્ણનીય, અનિર્વચનીય છે. શાસ્ત્રકાર કહી ગયા છે કેઃ—

'સમતા વિણ જે અનુસરે, પ્રાણી પુણ્ય કામ;
છાર ઉપર તે લીંપણું, ઝાંખર ચિત્રામ.

આવી રીતે સમતા વગર ગમે તે ધાર્મિક ક્રિયા કરવામાં આવે તે છાર ઉપર લીંપવા બરાબર છે જ્યાં સુધી ભૂમિકા શુદ્ધ કરવામાં આવી ન હોય ત્યાં સુધી તેના પર ગમે તેટલાં ચિત્રો કાઢવામાં આવે તે નકામાં છે. સર્વથી પ્રથમ જરૂર ભૂમિકાને શુદ્ધ કરવાની છે. સમતા ભૂમિકાને શુદ્ધ કરવાનું કાર્ય બરાબર બજાવે છે. ભૂમિકા શુદ્ધ કરવાની આવશ્યકતાના સંબંધમાં સહજ જણાવવાની આવશ્યકતા લાગે છે. એક ચિત્રકારને ચિત્ર આળેખવું હોય તો પ્રથમ વસ્ત્ર શુદ્ધ કરશે; એક પથ્થરને સુંદર મૂર્તિમાં ફેરવવો હોય તો તેને સરખો કરવામાં આવશે; એક પ્રતિકૃતિ પાડવી હોય તો ડાઘ વગરની પ્લેટ ફોટોગ્રાફર તૈયાર કરશે, તેવી જ રીતે હૃદયમંદિરમાં સુંદર ભાવનામૂર્તિ સ્થાપન કરવી હોય તો પ્રથમ હૃદયભૂમિકાને શુદ્ધ કરવી જોઈએ. જો તેમાં મલિન વાસનાઓ હશે, જો તેમાં કષાયનો કચરો હશે, જો તેમાં રાગદ્વેષના ડાઘા લાગેલા હશે, તો ભાવનામૂર્તિ તેમાં સ્થિર થઈ શકશે નહિ, અને તેટલા જ માટે આનંદઘનજી મહારાજ શ્રી સંભવનાથજીના સ્તવનમાં કહે છે કે 'સેવન કારણ પહેલી ભૂમિકા રે, અભય અદ્વેષ અખેદ.' પ્રથમ ભૂમિકાને એટલે હૃદયને આવા પ્રકારની મલિન વાસનાઓથી રહિત કરવું; અને તેમ કરવાનું પ્રબળ સાધન સમતા છે. સમતાથી જ્યારે યથાસ્થિત વસ્તુસ્વરૂપનો બોધ થાય છે, ત્યારે મલિન વસ્તુઓ અને મલિન ભાવોનુ પરભાવપણું સમજાય છે અને તદનુસાર જ્યારે તેનો ત્યાગ કરવાનો—તેને ફેંકી દેવાનો—નિશ્ચય થાય છે ત્યારે ભૂમિકા શુદ્ધ થતી જાય છે અને ભાવનામૂર્તિ તેમાં સ્થાપન થાય છે. શુદ્ધ પ્રકાશ પડે તેવી ભૂમિકા થયા પછી તેના પર શુદ્ધ પ્રતિબિંબની છાયા પડતાં તે સ્વયંપ્રકાશ આપી કાર્યસન્મુખતા પ્રાપ્ત કરાવે છે. આથી ભૂમિકામાંથી જે કચરો હોય તે કાઢી નાખવો અને તે માટે સમતા જેવા પ્રબળ સાધનનો ઉપયોગ કરવો.

સમતા એટલે 'સ્થિરતા'. આપણા પ્રાકૃત માણસોના મન કેટલાં બધાં અસ્થિર—ચંચળ હોય છે તેનો ખ્યાલ તરત આપી શકાય તેમ છે. નવકારવાળી ગણવાનો આરંભ

કરતાં એકાદ નવકાર ધ્યાન રાખીને ચિંતવાય છે; પછી મનના બે વિભાગ* પડી જાય છે. મનની વિચિત્ર ગતિ શરૂ થાય છે. હાથ પોતાનું કામ કરે છે એટલે મણકા એક પછી એક પડવા જારી રહે છે. મનના એક વિભાગમાં અસ્પષ્ટપણે નવકારનો જાપ ચાલે છે, જે બહુધા યંત્રવત્ ( Mechanical ) હોય છે; અને તે જ વખતે બીજા વિભાગમાં મન દુનિયાના કંઈક વિભાગોમાં ફરવા નીકળી પડે છે. આવા જ પ્રકારની સ્થિતિ પ્રતિક્રમણ વખતે પણ અનુભવાય છે. ટેવ પાડવાથી આ સ્થિતિ સુધરી શકે તેમ છે. ધીમે ધીમે એક વસ્તુમા મનને સ્થિર કરી શકાય છે અને તે પ્રાપ્ત થાય ત્યારે જ કાર્યસિદ્ધિ થાય છે. મનના એકાગ્રતા પ્રાપ્ત કરવા માટે યમ-નિયમાદિની બહુ જરૂર છે. જે સમતાનાં સાધનને આ ગ્રંથમાં ચર્ચ્યાં છે તે બહુધા યોગનો વિષય છે અને તેને માટે જુદો લેખ લખવાની જરૂર છે. અત્ર કહેવાનું એટલું જ છે કે સ્થિરતા પ્રાપ્ત કરવાથી બહુ પ્રકારના લાભ થાય છે અને તે જ સમતા છે. સમતાના આવા વિશાળ અર્થ તરફ ધ્યાન ખેંચી ગ્રંથકાર ત્યાર પછી સમતાને મોક્ષના અંગ તરીકે બતાવે છે. સમતા વગરનાં અનુષ્ઠાનો લગભગ ફળ વગરનાં છે એમ આપણે ઉત્કૃષ્ટ ફળની અપેક્ષાએ જોયું, તેથી આ વિભાગ તો સ્વતઃસિદ્ધ થઈ જાય છે. તેથી આ ગ્રંથકર્તા વિશેષ વિવેચન ન કરતાં સમતાપ્રાપ્તિનાં સાધનો તરફ આપણને દોરી જાય છે. આ વિષયને ચાર વિભાગમાં વહેંચી શકાય છે. સાધનો અનેક પ્રકારનાં છે અને તે આખા ગ્રંથમાં અનેક રીતે બતાવવામાં આવ્યાં છે. દરેક પ્રાણીને પોતાને કયુ સાધન અનુકૂળ થઈ પડશે તે તેણે પોતે પોતાને માટે વિચારી લેવું. આ અધિકારમાં સમતાને પ્રાપ્ત કરવા માટે મુખ્ય ચાર પ્રકારનાં સાધનો બતાવ્યાં છે :

૧. સમતા પ્રાપ્ત કરવાનું પ્રથમ સાધન મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ્ય એ **ચાર ભાવના ભાવવી** એ છે. આ ચાર ભાવનાઓ બહુ ઉપયોગી છે અને જીવોનો પરસ્પર સંબંધ દર્શાવનારી હોવાથી તે હૃદયને આર્દ્ર કરે છે. એનું વિશેષ વિવેચન ગ્રંથમાં વિવેચન લખતી વખતે આપ્યુ છે ત્યાંથી જાણી લેવું. બીજી બાર સંસાર-ભાવના અથવા ભવ-ભાવના છે, તે સંબંધી આ ગ્રંથમાં આગળ વિવેચન કરવામાં આવશે. શરૂઆતમાં આ અગત્યની ચાર ભાવનાઓ પર ખાસ ધ્યાન ખેંચવાથી સૂરિમહારાજે બહુ ઉપકાર કર્યો છે. એ ચાર ભાવના ભાવવાથી ઘણા જીવોને સમતા પ્રાપ્ત થઈ શકે છે એ સંદેહ વગરની વાત છે.

૨. સમતા પ્રાપ્ત કરવાનું બીજુ સાધન **ઇંદ્રિયના વિષયો પર સમચિત્ત રાખવાનું છે.** સાંસારિક સર્વ વિષયો સાથે આ જીવને કેવા પ્રકારનો સબંધ છે તે વિચારી જોતા આ સાધનની ઉપયુક્તતા બહુ સારી રીતે સમજાય છે. બાહ્ય દેખાવથી વસ્તુઓમાં ફસાઈ અનુકૂળ વિષયોમાં મૂંઝાઈ જવાથી કર્તવ્યવિસ્મરણ થાય છે, એ વસ્તુનો સહજ ધર્મ છે

---

* ઉપયોગ સમયાંતર હોવાથી પલટાયા કરે છે, જેનુ આપણને ભાન નથી, તેથી આ પ્રમાણે લાગે છે. વસ્તુત. એ વિભાગ પડતા નથી, પણ ઉપયોગ બદલાયા કરે છે. ક્રિયાના તો વિભાગ પડે છે. આ દ્રવ્યાનુયોગને અંગે મનના બંધારણનો ગહન વિષય છે તેથી અત્ર તેની ચર્ચા કરી નથી.

એમ અનાદિ અભ્યાસને લીધે લાગે છે; પણ તે ઉપર જણાવેલ શુદ્ધ વિચારોથી, સૂર્યથી અંધકાર નાશ પામી જાય છે તેની માફક, આપોઆપ નાશ પામી જઈ વિવેક-દિવસનું સુપ્રભાત સર્વત્ર સર્વ દિશામાં સ્થિતિ કરે છે.

૩. સમતાનુ ત્રીજું સાધન **વસ્તુસ્વભાવ ઓળખવાનું છે.** પૌદ્ગલિક વસ્તુઓનો જીવ સાથે કેવા પ્રકારનો સબંધ છે, એનો ખ્યાલ કરવાની બહુ જરૂર છે. જ્યાં સુધી આવા પ્રકારનું જ્ઞાન થતું નથી, ત્યાં સુધી જીવ બહુ ભૂલો કરે છે. જે વસ્તુ કદી પોતાની થઈ શકે નહિ તેને પોતાની માને છે, તેના પર પ્રેમ કરે છે, તેના સંયોગથી આનંદ માને છે, તેને પ્રાપ્ત કરવાના પ્રયાસમાં શક્તિનો ઉપયોગ કરે છે અને તેના વિયોગથી દુઃખી થાય છે. સગાં-સંબંધીઓ–પુત્ર, સ્ત્રી વગેરે–નો સંબધ પણ આ સ્થાને વિચારવા યોગ્ય છે અને તેવી જ રીતે દરેક વસ્તુઓનો સંબધ પણ અવલોકન કરવા યોગ્ય છે. એ સંબધની સ્થિતિ અને સુખ આપવાની અલ્પતા અથવા અભાવ ધ્યાનમાં લઈ તે સુખમાં મસ્ત ન બનતાં 'સ્વ' શું છે તે ઓળખવું એ સમતાપ્રાપ્તિનો રામબાણ ઉપાય છે. આ વિષયને અંગે આત્મશિક્ષા પણ અનેક પ્રકારની આપવામાં આવી છે.

૪. સમતા પ્રાપ્ત કરવાનું ચોથું સાધન, **સ્વાર્થ પ્રાપ્ત કરવામાં રક્ત રહેવું** એ છે. આ જીવ જ્યાં સુધી વસ્તુઓની વાસ્તવિક સ્થિતિ જાણતો નથી, ત્યાં સુધી નકામા પ્રયત્ન કરી સુખ નથી ત્યાંથી સુખ મેળવવા પ્રયાસ કરે છે; તેથી સર્વ પ્રાપ્ત થયેલા અથવા થનારા પદાર્થોને સ્વપ્ન કે ઇંદ્રજાળથી પ્રાપ્ત થયેલ પદાર્થો સાથે સરખાવી, તે સરખામણી ઘટાવી, સ્વાર્થસાધન કરવા માટે કર્તા પ્રેરણા કરે છે. અત્ર જે સ્નેહીવર્ગમાં ફસી તેઓની ખાતર મહાપ્રયાસ કરવામાં આવે છે, તેનું કાંઈ પણ ફળ મળતું નથી, કારણ કે સર્વ પ્રયાસ ધનપ્રાપ્તિ માટે કરવામાં આવે છે, તે પ્રવૃત્તિ તદ્દન નિર્હેતુક અને ખોટી છે; એથી આ જીવને કોઈ પ્રકારનો લાભ થતો નથી. અને જ્યારે આ જીવ સંસારાટવીમાં ભૂલો પડે છે ત્યારે તેને રસ્તો બતાવવા કે મહાભયકર જનાવરોથી તેનું રક્ષણ કરવા તેવા સ્નેહીઓ આવતા નથી તેમ જ જે પદાર્થો ઉપર તે પ્રેમ કરે છે તે પોતાના રૂપમાં સ્થિર રહેતા નથી, વારંવાર બદલાયા કરે છે અને અંતે નાશ પામી જાય છે. આવા પદાર્થો ઉપર પ્રીતિ કરીને આત્મ અવનતિ કરવામાં આવે તેના-કરતાં જો સ્વાર્થસાધન કરવામાં આવે તો મહાકલ્યાણ થઈ જાય.

આવી રીતે સમતા પ્રાપ્ત કરવા માટે અનેક પ્રકારનાં સાધનો આ અધિકારમાં બતાવવામાં આવ્યાં છે. વાત એમ છે કે દરેક બાબતનું નિરીક્ષણ કરવાની ટેવ પાડવાની જરૂર છે. વસ્તુને જોઈ તેનું બાહ્ય નિરીક્ષણ કરવાથી લાભ નથી, પરંતુ તે શુ છે? ક્યાંથી આવી છે? તેનો અને પોતાનો સંબંધ શું છે? કેટલો છે? ક્યાં સુધીનો છે? વગેરે વિચારવાથી સમતા પ્રાપ્ત થાય છે, કારણ કે આ પ્રણાલિકાએ કાર્ય કરનારને આત્મજાગૃતિ પ્રાપ્ત થાય

છે. આત્મનિરીક્ષણ (Self-examination) નો અચિંત્ય પ્રભાવ બહુ લક્ષ્યમાં રાખવા યોગ્ય છે. આ કાળમાં ઉપર ઉપરનું વાંચી જવાથી ઘણીખરી બાબતમાં ઊંડા ઊતરવાની ટેવ પડતી નથી, તેથી ખાસ લાભ કરે તેવી બાબત પણ જરા આનંદ દેખાડી પસાર થઈ જાય છે. પરંતુ આવો સામાન્ય ખ્યાલ છોડી દઈ આત્મનિરીક્ષણ કરવાની ઇચ્છા પ્રબળપણે પ્રાપ્ત થાય છે ત્યારે આત્મતત્ત્વગવેષણા થાય છે અને સાધ્યનું સામીપ્ય થાય છે. વસ્તુ-વિચારણા કરવાની ટેવ પડવાથી મનની ચંચળતા મટતી જાય છે, તે વિશેષ સ્થિર થતું જાય છે અને તેમ વારંવાર થતાં અનુભવની જાગૃતિ થાય છે. અને એક વાર અનુભવજ્ઞાન પ્રાપ્ત થયુ એટલે પછી વિશેષ કાર્ય કરવાની જરૂર રહેતી નથી. ઘણું વાંચવાને બદલે મુદ્દામ થોડા ગ્રંથો વાંચવા, વાંચીને વિચારવા, વિચારીને તેમાં બતાવેલા ભાવોનું પૃથક્કરણ કરવું, પૃથક્કરણ કરીને અરસપરસ તેનો સંબંધ લગાડવો અને તેનું રહસ્ય ન ઊખડી શકે તેવી રીતે સ્થાપન કરવું; તેવી જ રીતે જે શ્રવણ થાય, જે કાર્ય થાય, જે હિલચાલ થાય તેના સંબંધમાં બરાબર નિયમસર પૃથક્કરણાદિ કરવામા આવે અને આંતર તત્ત્વ અને સંબંધ વગેરેને સ્થાપવામાં આવે તો જરૂર કૃતિ–વ્યવહાર–માં બહોળો ફેરફાર થઈ જઈ આત્માનુભવ જાગ્રત થાય; તેથી ભૂમિકાશુદ્ધિના પ્રબળ ઉપાય તરીકે સમતા અને તેનાં ચારે સાધનો ધારણ કરવાં અને તેમ કરવા માટે ખસૂસ કરીને વિચારપૂર્વક, નિયમસર, દરેક વખતે, યોગ્ય અવસર લઈ આત્મનિરીક્ષણ જરૂર કર્યા કરવું.

આ સમતા-અધિકાર આખા ગ્રંથની કૂંચી છે. આખા ગ્રંથનો વિસ્તાર સમતા પ્રાપ્ત કરવા માટે તેનાં અનેક પ્રકારનાં સાધનો બતાવવામાં જ સમાઈ ગયો છે. આખી જિંદગીમાં અનુભવ કરી ઉત્તરાવસ્થામાં શ્રી મુનિસુંદરસૂરિએ આ ગ્રંથ લખ્યો હોય એમ આ અધિકારના પ્રત્યેક શ્લોકમાંથી ધ્વનિ સ્ફુરે છે એનો દરેક શ્લોક બહુ વિચાર કરવા યોગ્ય છે. આ આખા અધિકારમાં એક જાતની સમતા રેલછેલ થયેલી જણાય છે. સૂરિમહારાજનો આ ઉચ્ચ આશય લક્ષમાં રાખી તેના પર ઘટતું વિવેચન કરવા પ્રયાસ કર્યો છે. સમતા પ્રાપ્ત કરવા માટે સર્વ પ્રકારની શક્તિનો ઉપયોગ કરવો એ આ ગ્રંથ વાચવાનું અદ્વિતીય પરિણામ હોવું જોઈએ. 'સમતા' આખા ગ્રંથનું રહસ્ય છે, તેની સ્પષ્ટતા છેલ્લા અધિકારથી થશે. એ 'સામ્યસર્વસ્વ' અધિકાર ગ્રંથને પૂર્ણ કરીને બતાવે છે કે ગ્રંથની આદિ અને અંતનો એક જ વિષય છે. તેની પુષ્ટિમાં વચ્ચે બીજા અધિકારો લખ્યા છે, પરંતુ સાધ્ય ખાસ ધ્યાનમાં રાખવામાં આવ્યુ છે. આ વિષયમાં જો કાંઈ પણ પ્રેમ લાગ્યો હોય, જો ભવવાસના જરા પણ ઊઠી હોય અથવા ઉઠાવવા યોગ્ય છે, એમ લાગ્યુ હોય તો, હવે પછીના અધિકારોમાં દરેક સુજ્ઞ વાંચનારે પ્રવેશ કરવો, એટલી પ્રાર્થના છે.

॥ इति सविवरणः समतानामा प्रथमोऽधिकारः ॥

# द्वितीयः स्त्रीममत्वमोचनाधिकारः ॥



સમતાનું રહસ્ય સમજ્યા પછી તેને પ્રાપ્ત કરવાના સાધન તરફ સ્વાભાવિક રીતે ધ્યાન એ ચાય છે. પ્રથમ સાધન મોહ–મમત્વનો ત્યાગ કરવો એ છે. જનસ્વભાવનું અવલોકન કરનારને અનુભવ થયો છે કે અનેક પ્રકારનાં મમત્વમાં પણ સ્ત્રી ઉપરનો મોહ અને મારાપણું વિશેષ બળવાન હોય છે, તેથી અત્ર પ્રથમ તે ઉપર વ્યાખ્યા કરે છે. બીજો, ત્રીજો, ચોથો અને પાંચમો અધિકાર પરસ્પર સંબંધ ધરાવે છે.

### પુરુષને ગળે બાંધેલી શિલા

मुह्यसि प्रणयचारुगिरासु, प्रीतितः प्रणयिनीषु कृतिंस्त्वम्* ।
किं न वेत्सि पततां भववार्धौ, ता नृणां खलु शिला गलबद्धाः ॥१॥ (स्वागतावृत्त)

"હે વિદ્વાન્! જે સ્ત્રીઓની વાણી સ્નેહથી તને મધુર લાગે છે, તેના ઉપર પ્રીતિથી તું મોહ પામે છે; પણ ભવસમુદ્રમાં પડતાં પ્રાણીઓને તેઓ ગળે બાંધેલા પથ્થર (જેવી) છે એમ શું જાણતો નથી?" (૧)

**વિવેચન**—અનાદિ અભ્યાસથી મોહરાજાના હુકમથી આ પ્રાણી બહારના સુંદર દેખાવ તથા ભાષણથી સ્ત્રી ઉપર મોહ પામી જાય છે. પછી તેને નથી રહેતો વિવેક કે નથી રહેતી લજ્જા. સ્ત્રીનો મોહ તેને કેટલો પ્રતિબંધ કરનારો છે તે જરા વિચાર કરે તો તરત સમજાઈ જાય તેવું છે. સત્તાગત અનંત જ્ઞાનવાળા જીવની આ ઠપકાપાત્ર સ્થિતિ તરફ ધ્યાન રાખી તેને જાગ્રત કરવા માટે 'વિદ્વાન્'ના ઉપનામથી સંબોધીને કહે છે કે હે ભાઈ! દરિયામાં ડૂબતા માણસને લાકડું કે એવો કોઈ હલકો પદાર્થ આલંબન તરીકે જરૂરનો છે, કે જેથી તે તરી શકે; પણ તેને બદલે પથ્થર કેડે બાંધ્યો હોય તો તે દરિયામાં ડૂબતો જ જાય છે. ભવ(સંસાર) સમુદ્ર છે, અને તેમાં સ્ત્રી આ જીવને ગળે બાંધેલી શિલારૂપ થઈને ડુબાડે છે. એક ભવમાં–એક વખતના સંબંધ માત્રમાં—જ તે એટલો કર્મબંધ કરાવે છે કે અનંત ભવ સુધી રઝળવું પડે. આવી જ રીતે વૈરાગ્યશતકકાર પણ કહે છે:—

* कृतिन् किमिति पाठान्तरः क्वचिद् दृश्यते.

मा जाणसि जीव तुमं पुत्तकलत्ताई मज्झ सुहहेऊ ।
निउणं बंधणमेयं, संसारे संसरंताणं ॥

"હે જીવ! પુત્ર, સ્ત્રી વગેરે મારે સુખનું કારણ છે એમ તું જાણીશ નહિ; કારણ કે સંસારમાં ભ્રમણ કરતા આ જીવને એ પુત્ર અને સ્ત્રી વગેરે ઊલટાં દૃઢ બંધન છે."

મોહનુ આવું સ્વરૂપ જાણી જેમ બને તેમ મોહ ઓછો કરવો અને સંસાર પર ઉદાસીન ભાવ રાખવો એ અત્ર ઉપદેશ છે. શૃંગારના વિષયમાં ગળે આલિંગન કે બંધન કરવું એ ઉત્કૃષ્ટ રસ શૃંગારના કવિઓ ગણે છે; એ વાસ્તવિક રીતે શું છે એનો ખરો ખ્યાલ કવિએ અત્ર આપ્યો છે. હીનોપમા ન થઈ જાય એ ખાસ ધ્યાનમાં રાખી યથાસ્થિત સ્વરૂપનું દિગ્દર્શન કરાવ્યુ છે. ( ૧; ૩૫ )*

## સ્ત્રીઓમાં રહેલી અરમણીયતા

चर्मास्थिमज्जान्त्रवसास्रमांसामेध्याद्यशुच्यस्थिरपुद्गलानाम् ।
स्त्रीदेहपिण्डाकृतिसंस्थितेषु, स्कन्धेषु किं पश्यसि रम्यमात्मन् ? ॥२॥ (इन्द्रवज्रा)

"સ્ત્રીના શરીરપિંડની આકૃતિમાં રહેલાં ચામડી, હાડકાં, ચરબી, આંતરડાં, મેદ, લોહી (રુધિર), માંસ, વિષ્ટા વગેરે અપવિત્ર અને અસ્થિર પુદ્ગલોમાં હે આત્મન્! તું સુંદર શું જુએ છે?" (૨)

વિશેષ **વિવેચન** બીજી અને ત્રીજી ગાથાનુ એકસાથે નીચે કરવામાં આવ્યુ છે. (૨; ૩૬)

## અપવિત્ર પદાર્થોની દુર્ગંધ; સ્ત્રીશરીરનો સંબંધ

विलोक्य दूरस्थममेध्यमल्पं, जुगुप्ससे मोटितनासिकस्त्वम् ।
भृतेषु तेनैव विमूढ ! योषावपुष्षु तत्कि कुरुषेऽभिलाषम् ? ॥ ३ ॥ (इन्द्रवज्रा)

"હે જડ! દૂર રહેલી જરા પણ દુર્ગંધી વસ્તુ જોઈને તું નાક મરડીને દુગંછા કરે છે, ત્યારે તેવી જ દુર્ગંધથી ભરેલાં સ્ત્રીઓનાં શરીરની તું કેમ અભિલાષા કરે છે?" (૩)

**વિવેચન—મલ્લિકુંવરીને** પરણવાની ઇચ્છાએ આવનાર છ રાજાઓને પ્રતિબોધ પમાડવા માટે સ્વશરીરપ્રમાણ પૂતળી કરી, તેમાં ઉત્તમ ઉત્તમ ખાવાના પદાર્થો નાખી રાજાઓ સમક્ષ ખોલતાં દુર્ગંધ પ્રસરી, તેથી સર્વ છયે રાજાઓને પ્રતિબોધ થયો અને તે પરથી સર્વને ખ્યાલ આવ્યો કે શરીરમાં તો માંસ, રુધિર વગેરે ગટરખાનું જ ભરેલું છે; ફક્ત તે અપવિત્ર પદાર્થો ઉપર ચામડી મઢી લઈ તે શરીરને સુંદર દેખાડ્યું છે. મોહથી આ જીવ અંદર જોતો નથી, અને તેથી જ તેને ઉપરનું સૌંદર્ય દેખાય છે. "નગરખાળ પરે નિત્ય વહે, કફ મળ મૂત્ર ભંડારો રે, તિમ દ્વારો રે; નર નવ, દ્વાદશ નારીનાં એ."

* અહી તેમ જ આગળ બધે દરેક શ્લોકના વિવેચનને અંતે આપેલ આ બે અંકોમાંનો પહેલો અંક તે તે અધિકારના શ્લોકનો અંક બતાવે છે, અને બીજો અંક સળંગ શ્લોકનો અંક સૂચિત કરે છે.

આવી રીતે પ્રવાહબંધ મળ-મૂત્ર ચાલ્યાં જ કરે છે, અને તેથી જ ભર્તૃહરિએ કહ્યું છે કે '**मुहुर्निन्द्यं रूपं कविजनविशेषैर्गुरु कृतं**'—સ્ત્રીઓનું રૂપ તો તદ્દન નિંદ્ય છે, વારંવાર નિંદ્ય છે, છતાં વિષયમાં મસ્ત થયેલા કલ્પિત ઐહિક સુખના આસક્ત કવિઓ તેના દેહને ભારે ભારે ઉપમા આપી તેને આકાશમાં ચઢાવી દે છે. અને સંસારમાં મગ્ન જનો આ કવિઓની પ્રતિભાશક્તિનાં વખાણ કરે છે, પરંતુ સર્વ પ્રકારનો અનુભવ કરીને રાજર્ષિ ભર્તૃહરિ કહે છે કે "એ વારવાર નિંદવા યોગ્ય છે."

"દેખી દુર્ગંધ દૂરથી, તું મોંહ મચકોડે માણે રે, નવિ જાણે રે; તેણે પુદ્ગળે તુજ તનુ ભર્યું એ." ઉપરના શ્લોકનો ભાવ અત્ર સમાઈ જાય છે. કચરાપટ્ટીના ગાડાને દૂરથી જતું જોઈ મુખ ઉપર રૂમાલ આડો રાખે છે, અને વિષ્ટામાં પગ પડતાં ધોઈ નાખે છે, તેવી બુદ્ધિ આગળ કેમ ચાલતી નહિ હોય? વિષયાંધપણું એટલે શું? તે અહીં સ્પષ્ટ થાય છે. વિષયાંધ થયો એટલે વિવેક ચાલ્યો જાય છે. શ્રીમલ્લિનાથજીનું દૃષ્ટાંત અત્ર બહુ ઉપયોગી છે, અને તેમાંથી ઘણો સાર લેવાનો છે. (૩; ૩૭)

## સ્ત્રીમોહથી આ ભવ પરભવમાં થતાં ફળોનું દર્શન

**अमेध्यमांसास्रवसात्मकानि, नारीशरीराणि निषेवमाणाः।**
**इहाप्यपत्यद्रविणादिचिन्तातापान् परत्रेयुति* दुर्गतीश्च ॥ ४ ॥** (उपजाति)

"વિષ્ટા, માંસ, રુધિર અને ચરબી વગેરેથી ભરેલાં સ્ત્રીઓનાં શરીરને સેવનારાં પ્રાણીઓ આ ભવમાં પણ પુત્ર અને પૈસા વગેરેની ચિન્તાનો તાપ પામે છે અને પરભવે દુર્ગતિમાં જાય છે." (૪)

**વિવેચન**—ઉપર જણાવ્યુ તેમ સ્ત્રીઓનું શરીર અપવિત્ર પદાર્થોથી ભરેલું છે તેથી સેવવા યોગ્ય નથી, છતાં પણ કામાંધ જીવો તેને સેવે છે. ત્યાર પછી બહુ દુઃખ સહન કરવાં પડે છે. છોકરો વંઠેલો થાય તો તેથી અથવા, બીજા પ્રકારે, ઘણી સંતતિ થવાથી પણ પુત્રલાલનપાલનની અનેક ચિંતા થાય છે અને પૈસા પણ તેને ખાતર તેમ જ સ્ત્રીઓની ખાતર બહુ પેદા કરવા પડે છે. પોતાનું પેટ ભરવા ઉપરાંત બીજાઓનાં પેટ ભરવાં પડે છે અને પાછળ વારસો મૂકી જવા માટે પણ એકઠું કરવું પડે છે, જાળવવું પડે છે. અને આવી રીતે આખો ભવ તે ઉપાધિમાં પૂરો થાય છે. (પુત્ર અને ધનની શું સ્થિતિ છે તે માટે જુઓ આગળ ત્રીજો અને ચોથો અધિકાર.) એક સ્ત્રીની ખાતર કેટલું થાય છે તે **કપિલ કેવળીના** દૃષ્ટાંતથી જણાય છે. કપિલ અભ્યાસાવસ્થામાં એક શેઠની મદદથી કોઈ બાઈને ઘેર જમતો હતો; ત્યાં તેની સાથે તેને આસક્તિ થઈ અને શરીરસંબંધ થતાં તેને ગર્ભ રહ્યો. પ્રસૂતિકર્મ માટે પૈસાની જરૂર પડી એટલે ત્યાંનો રાજા સવારના પ્રથમ

* परत्र प्रतीति वा पाठः ।

જનાર બ્રાહ્મણને બે માસા સોનું આપતો હતો તેની પાસે જઈ સુવર્ણ મેળવવાનો વિચાર કર્યો. પછી પાછલી રાત્રિએ વહેલો ઊઠી રાજાના મહેલ તરફ જવા નીકળ્યો. ચોકીદારોએ તેને ચોર જાણીને પકડ્યો; અને સવારના રાજા પાસે જ્યારે તેને ઊભો કર્યો ત્યારે તેણે પોતાની સર્વ હકીકત નિવેદન કરી. તેના સત્યવાદીપણાથી રાજા ખુશી થયો અને કહ્યું કે તારે જે ઇચ્છા હોય તે માગ. કપિલ તો રાજાની આજ્ઞાથી અશોક વાડીમાં જઈ વિચારવા લાગ્યો કે જો બે માસા સુવર્ણ માગીશ તો તેથી માત્ર સ્રીને માટે વસ્રો જ આવશે, પણ ઘરેણાં નહિ આવે. ત્યારે હજાર સોનૈયા માગું ? ના, ના, તેનાં પણ પૂરતાં ઘરેણાં નહિ થાય. ત્યારે ચાલો, લાખ સુવર્ણમહોર માગીએ. આમ ચઢતાં ચઢતાં યાચનાની હદ ન રહી એટલે પાછો વિચાર થયો કે અરે ! બે માસા સોનાને માટે નીકળેલો, તેને કરોડ સોનામહોરોથી પણ સંતોષ થતો નથી, માટે ધિક્કાર છે આ તૃષ્ણાને ! આવા વિચારથી ત્યાં જ કેશનો લોચ કર્યો. આ દૃષ્ટાંતમાં જોવાનું ખાસ એટલું જ છે કે એક સ્રીના સંબંધથી પણ તૃષ્ણા કેટલી વધે છે ! તેને માટે **એલાયચી કુમારનું** ચરિત્ર પણ પ્રસિદ્ધ છે. સ્રીમોહથી તેણે ઘણું સહ્યું. દુનિયામાં જરા નજર નાખશો તો તુરત જણાશે કે **સ્રી એટલે ઘર અને ઘર એટલે બધું;** માટે સંસારમાં પડનારાઓએ અને પડેલાઓએ બહુ વિચાર કરવાનો છે.

નારી ઉપર મમત્વ રાખનારને આ ભવમાં આટલી અડચણો અને દુઃખ વેઠવાં પડે છે, તે ઉપરાંત પરભવમાં પણ બહુ દુઃખની પ્રાપ્તિ થાય છે. મોહમાં મગ્ન થયેલાઓના નરક વગેરે ગતિમાં શા હાલ થાય તે સહેજે સમજાય તેવું છે. (૪; ૩૮)

## સ્રીશરીરમાં શું છે તે વિચારવાની જરૂર

**अंगेषु येषु परिमुह्यसि कामिनीनां, चेतः प्रसीद विश च क्षणमन्तरेषाम् ।**
**सम्यक् समीक्ष्य विरमाशुचिपिंडकेभ्य-स्तेभ्यश्च शुच्यशुचिवस्तुविचारमिच्छत् ॥५॥** (वसततिलका)*

"હે ચિત્ત ! તું સ્રીઓનાં શરીર ઉપર મોહ પામે છે, પણ તું (અસ્વસ્થતા મૂકીને) પ્રસન્ન થા અને જે અંગો ઉપર મોહ પામે છે તે અંગોમાં પ્રવેશ કર. તું પવિત્ર અને અપવિત્ર વસ્તુના વિચાર(વિવેક)ની ઇચ્છા રાખે છે તેથી બરાબર સારી રીતે વિચાર કરીને તે અશુચિના ઢગલાથી વિરામ પામ." (૫)

**વિવેચન**—આ પ્રાણી બહારના દેખાવમાત્રથી ફસાઈ જાય છે. કર્તા કહે છે કે તને શરીરના જે ભાગ ઉપર મોહ થતો હોય તેની અંદર જરા ઊંડો ઊતર અને તેમાં શું છે

---

* उक्ता वसन्ततिलका तभजा जगौग' વસંતતિલકામાં ચૌદ અક્ષર હોય છે.
—◡—◡◡◡—◡◡—◡—— (૮–૬)

તે વિચાર. જરા વિચાર કરીશ તો કદી પણ મોહ થશે નહિ. રાવણ સરખા ભૂલ્યા તે આટલો વિચાર ન કરવાનું જ પરિણામ હતું. અને નેમનાથ સંસાર છોડી ચાલ્યા ગયા તે એવો વિચાર કરવાનું જ પરિણામ હતું. તેને પ્રથમથી જ સમજાઈ ગયું હતું કે સ્રીસંબંધથી અનેક પ્રકારની ઉપાધિ જરૂર વધશે. અનેક મહાત્માઓ સંસાર છોડી જંગલમાં ચાલ્યા જાય છે તે આ બંધન તોડવા માટે જ છે. સ્રીના રૂપમાં આસક્ત થયેલા મનુષ્યરૂપ અનેક પતંગિયાં બહારના મોહથી ફસાઈ, સારાં કપડાં પહેરીને શોભીતી થયેલી પરસ્રીરૂપ દીવાની ઝાળમાં પડે છે અને પછી શું થાય છે તે સર્વ સમજે છે. શૃંગારને પોષણ કરનારા કવિઓની કવિત્વશક્તિ ગમે તેટલી વખાણવા જેવી હોય, પણ તેઓની મનનશક્તિ આટલેથી જ અટકી છે. કોઈ આવા જ પ્રકારના હેતુથી શાંત રસને રસમાં ગણવાની તેમના તરફથી ના પાડવામાં આવી છે! કવિઓ પણ મનુષ્ય જ હતા અને મનુષ્યની નબળી બાજુમાં મોહ રહે છે, તેને વશ થઈ જવાથી મોહ તેઓના ઉપર પોતાની શક્તિ અજમાવે એ સ્વાભાવિક છે.

આ શ્લોકનો ભાવ વિચારવા જેવો છે. સંસારમાં ભમાડનાર કર્મો પૈકી મોહનીય કર્મ બહુ તીવ્ર છે, બળવાન છે અને સામે થવામાં જરા મુશ્કેલી પમાડે તેવું છે. ઉપમિતિભવપ્રપંચાકથાના કર્તા સિદ્ધર્ષિ ગણિ તેમ જ અન્ય મહાત્માઓ કર્મોની અંદર તેને રાજાની પદવી આપે છે, અને બીજાં કર્મોને તેના પ્રધાન, સિપાઈ તરીકે ઓળખાવે છે. ધર્મધનની હાનિ કરનાર મોહનીય કર્મના પ્રભાવથી ધર્મધનથી રહિત થઈ જઈ આ જીવ સંસારમાં રખડ્યા કરે છે. સંસાર ઓછો કરવા, ભવના ફેરા મટાડવા, સ્વસ્થાન પ્રાપ્ત કરવા અને નિરતિશય આનંદ મેળવવા સ્રી પરનું મમત્વ ઓછું કરવું એ અત્ર ઉપદેશ છે. સાંસારિક ભોગ ભોગવનારાઓએ તેને તજતી વખત શાલિભદ્ર અને સ્થૂલિભદ્રાદિનાં ચરિત્ર વિચારવાં અને સંસારમાં ન પડ્યા હોય તેમણે પડ્યા અગાઉ શ્રીનેમિનાથ અને શ્રીમલ્લિનાથાદિકનાં ચરિત્ર વિચારવા. (૫; ૩૯)

## ભવિષ્યની પીડાઓ વિચારીને મોહ ઓછો કરવો

विमुह्यसि स्मेरदृशः सुमुख्या, मुखेक्षणादीन्यभिवीक्षमाणः ।
समीक्षसे नो नरकेषु तेषु, मोहोद्भवा भाविकदर्थनास्ताः ॥ ६ ॥ (उपजाति)

"વિકસિત નયનવાળી અને સુંદર મુખવાળી સ્રીઓનાં નેત્ર, મુખ વગેરે જોઈ તું મોહ પામે છે, પણ તેના મોહને લીધે ભવિષ્યમાં ઉત્પન્ન થનારી નરકની પીડાઓને તું કેમ જોતો નથી?" (૬)

**વિવેચન**—દૂધ પીવાને લલચાયેલી બિલાડી દૂધને જ દેખે છે, પણ માથે ડાંગ લઈને ઊભેલા પુરુષને દેખતી નથી; ખોટો દસ્તાવેજ કરનાર તાત્કાલિક લાભને જ જુએ છે, પણ

ન્યાયાસન પરથી થનારા ન્યાયને પરિણામે થનારી મોટી જેલજાત્રા તરફ નજર રાખતો નથી; તેવી જ રીતે મોહાંધ પ્રાણી સ્ત્રીનાં સુંદર અવયવ અને રેશમી સાડી જ દેખે છે, પણ તેનાથી આ ભવ અને પરભવમાં થનારી પીડાઓને વિચારતો નથી. નરકનાં દુઃખોનો ખ્યાલ આવવો પણ મુશ્કેલ છે. તેની શીત, ઉષ્ણ વગેરે દશ પ્રકારની વેદનાનું સ્વરૂપ શાસ્ત્રમાંથી વાંચતાં મજબૂત હૃદયનો માણસ પણ કંપી ઊઠે છે. વળી, ક્ષેત્રવેદના ઉપરાંત પરમાધામીકૃત વેદના પણ ઘણી તીવ્ર હોય છે. આ ઉપરાંત પરસ્પર નારકી જીવો અનેક ઉપઘાત કરે છે તે અન્યોન્યકૃત ત્રીજી વેદના પણ અતિ અસહ્ય છે. આવી રીતે ક્ષણમાત્રના સુખની ખાતર દીર્ઘ કાળનું મહાદુઃખ વહોરવું પડે છે, તેનો હે ભાઈ! તું વિચાર કર. (આ જ મુદ્દા ઉપર આખો **શૃંગારવૈરાગ્યતરંગિણી ગ્રંથ** લખાયેલો છે, તે વાંચવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.) (૬; ૪૦)

## સ્ત્રીશરીર, સ્વભાવ અને ભોગ-ફળનું સ્વરૂપ

**अमेध्यभस्त्रा बहुरन्ध्रनिर्यन्मलाविलोद्यत्कृमिजालकीर्णा।**
**चापल्यमायानृतवञ्चिका स्त्री, संस्कारमोहान्नरकाय भुक्ता ॥ ७ ॥** (उपजाति)

"વિષ્ટાથી ભરેલી ચામડાની કોથળી, બહુ છિદ્રોમાંથી નીકળતા મળ (મૂત્ર-વિષ્ટા)થી મલિન, (યોનિમાં) ઉત્પન્ન થતા કીડાઓથી વ્યાપ્ત, ચપળતા, માયા અને અસત્ય (અથવા માયામૃષાવાદ)થી ઠગનારી એવી સ્ત્રીઓ પૂર્વ સંસ્કારના મોહથી નરકમાં જવા સારુ જ ભોગવાય છે." (૭)

**વિવેચન**—સ્ત્રીશરીરનુ સ્વરૂપ ઉપર બહુ વિવેચનથી બતાવાઈ ગયું. આ શ્લોકમાં કહે છે કે સ્ત્રી વિષ્ટાની કોથળી છે. "યકૃત્, વિષ્ટા, શ્લેષ્મ, મજ્જા અને હાડકાથી ભરેલી, અને સ્નાયુઓથી વીંટી લીધેલી, બહારથી રમ્ય સ્ત્રીઓ ચામડાની કોથળી છે." વૈદક શાસ્ત્ર પ્રમાણે તેના શરીરનાં અગિયાર-બાર દ્વારો નિત્ય વહ્યાં કરે છે. ટીકાકાર વાત્સ્યાયન શાસ્ત્રમાંથી શ્લોક ટાંકી બતાવે છે કે "સૂક્ષ્મ, મૃદુ, યોનિના મધ્ય ભાગમાં રહેનારા અને લોહીમાંથી ઉત્પન્ન થતા કૃમિઓ સ્ત્રીઓને ખરજ ઉત્પન્ન કરે છે." સ્ત્રીશરીર અપવિત્ર છે એ આટલી હકીકતથી સમજાય તેવું છે. અત્ર લૌકિક શાસ્ત્રોથી પણ તે અપવિત્ર છે એમ બતાવ્યું. વિચાર કરનારને તો આ વાત વિચારમાત્રથી પણ સમજાય તેવી છે. શાસ્ત્રમાં જોઈએ તો કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ **હેમચંદ્રાચાર્ય યોગશાસ્ત્રના** ત્રીજા પ્રકાશમાં લખે છે કે મુમુક્ષુ જીવ રાત્રે ઊંઘમાથી જાગી જાય તો વિચાર કરે કે વિષ્ટા, મળ, મૂત્ર, શ્લેષ્મ, મજ્જા, સ્નાયુ અને અસ્થિની બનાવેલી, બહારથી સુંદર લાગતી સ્ત્રીઓ ચામડાની કોથળી છે. કદાચ એ કોથળીમાં જે હોય તેને બહાર કાઢ્યું હોય, એટલે કે કોથળી ઉલટાવી નાખી હોય, તો તેનો ઇચ્છુક પુરુષ શિયાળ અને ગીધથી તેનું રક્ષણ કરવા ઊભો રહે! (એટલે

એ પદાર્થો તરફ પશુઓ ખેંચાઈ આવે એવા પદાર્થો છે.) સ્ત્રીરૂપ શસ્ત્રથી જ જ્યારે કામી જિતાઈ જાય છે ત્યારે કામદેવ શા માટે તદ્દન નામનું શસ્ત્ર હાથમાં લેતો નથી; અર્થાત્ ગમે તેવા શસ્ત્રથી પણ કામી જિતાઈ જશે, એને જીતવા માટે મોટાં શસ્ત્રોની જરૂર પડશે નહિ.

સ્ત્રીઓમાં ચાપલ્ય, માયા વગેરે દોષો સ્વાભાવિક હોય છે. નૈતિક શાસ્ત્રમાં કહ્યું છે કે "અસત્ય, સાહસ, માયા, મૂર્ખાઈ, લોભીપણું, અપવિત્રપણું, નિર્દયપણું—એટલા દોષો સ્ત્રીઓમા સ્વાભાવિક રીતે જ હોય છે." આપણો અનુભવ છે કે જૂના સંસારમાં અમદાવાદી કિનખાબ સારુ કજિયા થાય છે, ત્યારે સુધરેલા સંસારમાં ફ્રેન્ચ સિલ્ક સારુ કજિયા થાય છે; પરંતુ વાત એકની એક જ છે. ચાલુ જમાનાની ખરચાળ જિંદગીમાં સ્ત્રીઓ કેટલે દરજ્જે જવાબદાર છે તે એક વિચારવા જેવો સવાલ છે. ખાદી-પ્રચારમાં સ્ત્રીવર્ગ કેટલો પછાત છે તેનાં કારણો ખ્યાલમાં લેવા યોગ્ય છે.

સ્ત્રીભોગનું ફળ શું થાય? વિષયાનંદમા ધર્મભાવ તો રહે જ નહિ, તેમાં પણ વિશેષે કરીને સ્પર્શેન્દ્રિયના ભોગમાં તો મન-ઇંદ્રિય એકાકાર પ્રવર્તે ત્યારે જ આનંદ થાય છે. આનું પરિણામ શું આવે? શાસ્ત્રકાર ફરમાવી ગયા છે કે સાધુ જો સ્ત્રીનો સબંધ કરે તો બહુ પાપ બાંધે; જે પાપનું વર્ણન સાંભળતાં કંપારી થાય તેમ છે; અને સમકિતથી પણ ભ્રષ્ટ થાય. અને ગૃહસ્થને સ્ત્રીભોગ નરકગમન કરાવનાર થાય. આવી રીતે જુઓ કે સ્ત્રીશરીરમાં કાંઈ પણ વખાણવા જેવું નથી. સ્ત્રીનો સ્વભાવ ઉક્ત પ્રકારનો છે અને તેને ભોગવવાથી પરિણામે આ ભવમાં અને પરભવમાં મહાદુઃખ થવાનું છે. હવે આટલું બતાવ્યા પછી શું કરવું જોઈએ તે મનમાં જ સમજી જાઓ (૭; ૪૧)

### લલનામમત્વમોચનદ્વારનો ઉપસંહાર અને સ્ત્રીની હીન ઉપમેયતા

निर्भूमिर्विषकन्दली गतदरी व्याघ्री निराह्वो महा-
व्याधिर्मृत्युरकारणश्च ललनाऽनभ्रा च वज्राशनिः ।
बन्धुस्नेहविघातसाहसमृषावादादिसन्तापभूः,
प्रत्यक्षापि च राक्षसीति विरुदैः ख्याताऽऽगमे त्यज्यताम् ॥८॥ (शार्दूलविक्रीडित)*

"(સ્ત્રી) ભૂમિ વગરની (ઉત્પન્ન થયેલી) વિષની વેલડી છે, ગુફા વગરની વાઘણ છે, નામ વગરનો મોટો વ્યાધિ છે, કારણ વિનાનું મૃત્યુ છે, આકાશ વગરની વીજળી છે, સગાં અથવા ભાઈઓના સ્નેહનો નાશ, સાહસ, મૃષાવાદ વગેરે સંતાપોનું ઉત્પત્તિસ્થાન

* सूर्याश्वैर्यदि मः सजौ सततगाः शार्दूलविक्रीडितम् ।
શાર્દૂલવિક્રીડિતમાં ૧૯ અક્ષર હોય છે. म, स, ज, स, त, त તથા ग.
– – – ᴗ ᴗ – ᴗ – ᴗ ᴗ – – – ᴗ – – ᴗ – (૧૨–૭)

છે અને પ્રત્યક્ષ રાક્ષસી છે: આવાં આવાં ઉપનામો સ્ત્રીઓ માટે આગમમાં આપવામાં આવ્યાં છે, માટે તેને તજી દો." (૮)

**વિવેચન**—આ શ્લોકનો ભાવાર્થ સમજી શકાય તેવો છે. ગુફા વગરની વાઘણની બીક વધારે રાખવાનું કારણ છે: ગુફામાં રહેતી હોય તો તેટલી જ જગાએ બીક રહે છે, નહિ તો આખા જંગલમાં બીક રહે છે. આવી રીતે સ્ત્રીની બીક આખા સંસારવનમાં રહે છે. બાકીનો અર્થ સમજી શકાય તેવો છે. (૮; ૪૨)

*   *   *

વિદ્વાન્ ગ્રંથકારે આ પ્રમાણે **સ્ત્રીમમત્વદ્વાર** પૂર્ણ કર્યું. સમતાના અધિકાર પછી તરત જ સ્ત્રીમમત્વદ્વાર લખવામાં ગંભીર આશય છે. સ્ત્રી એ સંસાર છે, એના મમત્વમાં ફસાવાથી સંસારની જેટલી વૃદ્ધિ થાય છે, તેટલી બહુધા બીજા કોઈ કારણથી થતી નથી. સ્ત્રીઓ માટે ગ્રંથકારે આટલું બધું લખ્યું તેનો આશય એમ જણાય છે કે સર્વ પ્રકારના મોહ કરતાં સ્ત્રી તરફનો મોહ પ્રાણીને બહુ બંધનકર્તા થઈ પડે છે. જેમ પુરુષોને સ્ત્રીઓ બંધનરૂપ છે તેમ જ, સ્ત્રીઓને પુરુષો બંધનરૂપ છે. આ અધિકારમાં બતાવેલી હકીકત સ્ત્રીઓએ પુરુષોના સંબંધમાં તેમ જ સમજવી. વિશેષમાં એટલું પણ જણાય છે કે જોકે સ્ત્રીઓને મનોવિકાર વધારે હોય છે, છતાં પણ પુરુષ કરતાં ધારે તો સ્ત્રીઓ મન પર વધારે અંકુશ રાખી શકે. પુરુષની લલચાવી સ્ત્રી લલચાશે નહિ, ત્યારે પુરુષને પીગળી જતાં બહુ ઓછી વાર લાગશે. સ્ત્રી-શરીરબંધારણ વગેરે કેટલાંક કારણો એવા છે, પણ અત્રે તે પ્રસ્તુત નથી. આ આઠ ગાથામાં સ્ત્રીના શરીરની અશુચિ તરફ ગ્રંથકારે બહુ ધ્યાન ખેંચ્યું છે. આ ઉપરાંત એક હકીકત એ છે કે પ્રેમ સ્વાભાવિક અને વિષયજન્ય એમ બે પ્રકારના હોય છે. વિષયજન્ય પ્રેમ યુવાવસ્થામાં બળવાન હોય છે. આવો પ્રેમ જ બહુધા દુનિયામાં દેખાય છે અને તેથી કેટલે દરજ્જે લેવાઈ જવું એ વિચારવા યોગ્ય સવાલ છે. **સુરીકાંતા, નયનાવળી** વગેરેનાં પ્રેમ અને સ્વાર્થ તથા મનોવિકારતૃપ્તિ સ્ત્રીઓની કાળી બાજુ બતાવે છે. દુનિયાનો અનુભવી માણસ જોઈ શકશે કે પ્રેમની પરિસીમા ક્યાં ક્યાં દોરાય છે અને સ્વાર્થસંઘટ્ટન થતાં કેવાં દૂર બેસી જવાય છે. સ્ત્રીસંબંધથી અથવા તન્નિમિત્તે ઘણાં ખૂન અને ફોજદારી કેસો બને છે. આવી રીતે સ્ત્રીસંબંધથી અનંત સંસાર વધે છે એ નિઃસંદેહ છે.

વિષયતૃપ્તિમાં વાસ્તવિક કશો આનંદ નથી, એ સર્વ સમજે છે; પણ મનોવિકારને તાબે થઈ આ પ્રાણી અનેક ચાળા કરે છે. ખાસ કરીને જેઓ સ્થાને–અસ્થાને, વખતે–કવખતે વિષયાધીન જઈ જતાં હોય તેઓએ તો બહુ જ વિચારવાનું છે. કદાચ સ્વસ્ત્રીનો ત્યાગ ન બને તોપણ પરસ્ત્રી તરફ નજર કરવામાં અથવા તેની સાથે સંબંધ કરવામાં તેના પતિને કેટલો અન્યાય કરાય છે તે બહુ વિચારવા જેવું છે. એવી જ સ્થિતિમાં પોતાની જાતને મૂકવાથી તરત જ તેનો ખ્યાલ આવી શકે તેમ છે. સાધારણ વ્યવહારના

નિયમથી, આબરૂદાર ગૃહસ્થની ફરજ તરીકે પણ પરસ્ત્રીસંબંધનો તો વિચાર જ થવો ન જોઈએ. દેખીતા સારા અને આબરૂદાર માણસો પણ જ્યારે આ ફંદમાં પડે છે ત્યારે પ્રતિષ્ઠા, ધન અને શરીરની હાનિ કરે છે અને તેઓ પર સંસારની અનેક આપત્તિઓ આવી પડે છે. પોતાની સ્ત્રીનો સંબંધ કરવામાં પણ વખત-સંયોગ જોવા અને જેમ બને તેમ સંકોચ કરવો. મનમાં ઇચ્છા તો નિરંતર વિષયત્યાગની જ રાખવી.

આ ઉપયોગી વિષય ઉપર શાસ્ત્રના ઘણા ગ્રંથોમાં લેખ છે તેને માટે **ઇંદ્રિયપરાજયશતક, ઉપદેશમાળા, શૃંગારવૈરાગ્યતરંગિણી, ભવભાવના, પુષ્પમાળા** વગેરે ગ્રંથો જોવા. ચાલુ જમાનાના બહારના દેખાવથી ફસાઈ જવું નહિ અને આ જીવનનો કાંઈક ઊંચો હેતુ છે, સંસારવૃદ્ધિ અને એશઆરામ સારુ આ જીવન નથી, એટલી સાધ્યદૃષ્ટિ રાખી યોગ્ય પ્રવૃત્તિ કરવામાં આવશે તો તેનું ઝેર કાંઈક મંદ પડશે.

इति सविवरणः स्त्रीममत्वमोचननामा द्वितीयोऽधिकारः ॥

# तृतीयोऽपत्यममत्वमोचनाधिकारः ॥



અધ્યાત્મજ્ઞાનના રસિક જીવોને સમતાની જરૂર છે અને તેનાં સાધનો પૈકી મમત્વત્યાગની પ્રથમ આવશ્યકતા છે. સ્ત્રીઓ પછી આ પ્રાણીને પુત્રનું મમત્વ તજવું આકરું થઈ પડે છે; તેથી પુત્રપુત્રી પરના મમત્વનો ત્યાગ બતાવનાર આ ત્રીજું દ્વાર સંક્ષેપથી કહે છે.

## પુત્રપુત્રી બંધન છે તેનું દર્શન

मा भूरपत्यान्यवलोकमानो, मुदाकुलो मोहनृपारिणा यत् ।
चिक्षिप्सया नारकचारकेऽसि, दृढं निबद्धो निगडैरमीभिः ॥ १ ॥ (उपजाति)

"તું પુત્રપુત્રીને જોઈને હર્ષઘેલો થા મા; કારણ કે મોહરાજા નામના તારા શત્રુએ તને નરકરૂપ બંદીખાને નાખવાની ઇચ્છાથી આ (પુત્રપુત્રીરૂપ) લોઢાની બેડી વડે તને મજબૂત બાંધ્યો છે." (૧)

**વિવેચન**—"પિતા અને માતા વચ્ચે સ્નેહબંધનરૂપ પુત્ર નામની સાંકળ નાંખવામાં આવે છે" એમ **કવિ ભવભૂતિ** કહે છે. પુત્રને જોઈને માણસ ગાંડોઘેલો થઈ જાય છે અને તેની સાથે બોલવામાં, તેને રમાડવામાં, એવી જાતની ચેષ્ટા કરે છે કે જાણે તે પોતે ગાંડો થઈ ગયો હોય. વળી, બાળકની સાથે બાળક થઈ જાય છે. પ્રસંગોપાત્ત ગ્રંથકર્તા તેને સમજાવે છે કે મોહરાજાએ આ બંધન કર્યું છે. કેદમાં પડેલા માણસને કોઈ પણ પ્રકારનો આનંદ થતો નથી; તેને સુખ નથી; તેમ જ આ પુત્રબંધનથી તારી સર્વ સ્વતંત્રતાનો નાશ થાય છે. તારે દેશસેવા, પિતૃસેવા કે આત્મસેવા કરવી હશે તે પણ ઓછી થશે અથવા નહિ થઈ શકે. **આર્દ્રકુમાર** ફરી દીક્ષા લેવા માટે જવા ઇચ્છતા હતા ત્યારે પુત્રે કાચા સૂતરના બાર તાંતણા તેના પગ ફરતાં વીંટ્યા; તેવા તાંતણા તો શું? પણ દર્શનમાત્રથી પણ હાથીની સાંકળ તોડવાની શક્તિવાળા હોય એવા અને હજારો માણસોને ભારે પડે તેવા આર્દ્રકુમારથી તે કાચા સૂતરના તાંતણા તૂટ્યા નહિ, અને બાર વરસ વધારે ઘરમાં રહેવું પડ્યું. પુત્રપુત્રીઓનું બંધન આવા પ્રકારનું છે!

મહાવૈરાગ્યભાવ જાગ્રત થતાં કોઈ આસન્નસિદ્ધિ જીવને સંસારત્યાગ કરવાની ઇચ્છા થાય છે ત્યારે સ્રી અને પુત્ર કેટલાં બંધનરૂપ થાય છે, તે અનુભવસિદ્ધ છે. આત્મધર્મ અને ઊંચા પ્રકારની ફરજ અદા કરવા જતાં પુત્રધર્મ અને પતિધર્મને કાંઈ પણ બાધ આવે તો વધારે માન હમેશાં આત્મધર્મને જ મળવું જોઈએ અને જનયજ્ઞ માટે પિતૃયજ્ઞ કે પુત્રયજ્ઞનો ભોગ આપવો પડે તોપણ સર્વ ધર્મને તે ઇષ્ટ જ છે. (૧; ૪૩)

## પુત્રપુત્રી શલ્યરૂપ છે તેનું દર્શન

आजीवितं जीव ! भवान्तरेऽपि वा, शल्यान्यपत्यानि न वेत्सि किं हृदि ? ।
चलाचलैर्यैर्विविधार्त्तिदानतोऽनिशं निहन्येत समाधिरात्मनः ॥ २ ॥ (वंशस्थ)

"હે ચેતન ! આ ભવમાં અને પરભવમાં પુત્રપુત્રી શલ્ય છે એમ તું તારા મનમાં કેમ જાણતો નથી ? તેઓ થોડી અથવા વિશેષ ઉંમર સુધી જીવીને તને અનેક પ્રકારની પીડા કરી તારી આત્મસમાધિનો નાશ કરે છે." (૨)

**વિવેચન**—છોકરાંઓ અનેક ઉપાધિનાં કારણ છે; તે ઉપરાંત વળી માબાપને શલ્યભૂત છે. જો ચળ એટલે ઓછા આયુષ્યવાળા હોય તો માબાપને શોક કરાવે છે અને જો વિધવા મૂકીને જાય છે તો તો શોકનો કાંઈ પાર જ રહેતો નથી. જો **અચળ** એટલે વધારે આયુષ્યવાળાં હોય છે તો કેળવણી, વેવિશાળ, લગ્ન, સંસારમાં આગળ વધારવાં વગેરે કાર્યોમાં પિતાને અનેક પ્રકારની ઉપાધિ કરનારાં થાય છે. તેમાં પણ પુત્રને ઇચ્છા પ્રમાણે આગળ નહિ વધતો જોઈને પિતાને મનમાં બહુ લાગી આવે છે. વળી, તેઓ **ચળાચળ** એટલે ચચળ હોય તો કુકર્મો કરીને પિતાના ચિત્તને શાંતિ રહેવા દેતાં નથી. વળી, અતિશયાર્થે દ્વિર્ભાવ લઈ ચળાચળનો અર્થ વિનશ્વર કરીએ તો તેવા પુત્રપુત્રીથી પણ શાંતિ રહેતી નથી. આવી રીતે પુત્રપુત્રીથી સર્વદા સમાધિનો નાશ તો થાય છે જ.

પુત્ર કરતાં પણ પુત્રીની બાબતમાં વધારે ચિંતા રહે છે. તેને ભણાવવી, સારો વર શોધવો અને તેનાં પુત્રપુત્રી સુધી દરેક પ્રસંગે પોતે હાથ લંબાવવો અને કમનસીબ હોય તો તેનાં વૈધવ્યનાં દુઃખો જોવાં—આ સર્વ, અંતઃકરણમાં શલ્યરૂપ જ છે.

આવી રીતે આ ભવમાં અપત્યથી સમાધિનો નાશ થાય છે અને તે દુર્ધ્યાનના પરિણામે આવતા ભવમાં પણ ઠરીને બેસવાનો વારો આવતો નથી. આ શ્લોક જેને પુત્ર ન હોય તેણે ખાસ ધ્યાનમાં રાખવા જેવો છે. આ સંબંધમાં આ અધિકારના છેવટના ઉદ્ગારોમાં વિશેષ સ્વરૂપ છે. (૨; ૪૪)

## આક્ષેપ દ્વારા પુત્રમમત્વત્યાગનો ઉપદેશ

कुक्षौ युवत्याः कृमयो विचित्रा, अप्यस्रशुक्रप्रभवा भवन्ति ।
न तेषु तस्या न हि तत्पतेश्च, रागस्ततोऽयं किमपत्यकेषु ? ॥ ३ ॥ (उपजाति)

" પુરુષનું વીર્ય અને સ્ત્રીનું રક્ત, તે બન્નેના સંયોગથી સ્ત્રીની યોનિમાં વિચિત્ર પ્રકારના કીડાઓ ઉત્પન્ન થાય છે; તેના ઉપર સ્ત્રીનો કે તેના પતિનો રાગ થતો નથી, ત્યારે પુત્રો ઉપર શા સારુ રાગ થાય છે ? " ( ૩ )

**વિવેચન**—એક જ સ્થાનમાં સંયોગને પરિણામે પુત્રપુત્રી અને બેઇંદ્રિય જીવો યોનિમાં ઉત્પન્ન થાય છે. એક ઉપર પ્રીતિ થાય છે અને બીજા ઉપર દુગંચ્છા થાય છે : આ પ્રેમની વિચિત્રતા છે. સૂક્ષ્મ જીવોની ઉત્પત્તિ ધર્મશાસ્ત્ર અને કામશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. સ્થાન, સમય અને સંજોગમાં એકાકારતા છે, છતાં પણ મનના દ્વિધા ભાવથી પ્રેમમાં આવી વિચિત્રતા છે, એ જોવા જેવું છે. આ ઉપદેશ આક્ષેપથી કરેલો છે અને જોકે શબ્દો કર્કશ છે છતાં પણ ઉપદેશના ગર્ભમાં જે ઉગ્ર ભાવ છે તે ધ્યાન આપવા યોગ્ય છે. ( ૩; ૪૫ )

### અપત્ય પર સ્નેહબદ્ધ ન થવાનાં ત્રણ કારણો

त्राणाशक्तेरापदि सम्बन्धानन्त्यतो मिथोऽङ्गवताम् ।
सन्देहाच्चोपकृतेर्माऽपत्येषु स्निहो जीव ! ॥ ४ ॥ (आर्या)

" આપત્તિમાં પાલન કરવાની અશક્તિ હોવાથી, પ્રાણીઓનો દરેક પ્રકારનો પરસ્પર સંબંધ અનંત વખત થયેલો હોવાથી અને ઉપકારનો બદલો વાળવાનો સંદેહ હોવાથી હે જીવ ! તું પુત્રપુત્ર્યાદિ પર સ્નેહવાળો ન થા. " ( ૪ )

**વિવેચન**—પુત્રપુત્ર્યાદિના સ્નેહમાં આસક્ત ન થવાનાં ત્રણ કારણો બતાવે છે :

( ૧ ) દુઃખમાંથી રક્ષણ કરવાને તેઓ શક્તિમાન નથી. કર્મજનિત પાપોદય થવાથી આપત્તિ આવે છે, તેમાંથી રક્ષણ કરવાને કોઈ પણ શક્તિમાન હોય તો તે આત્મશક્તિ જ છે, બીજાનું કાંઈ પણ ચાલતું નથી. કર્મસ્વરૂપ સમજતા હોય તેઓને આ દલીલનું વાસ્તવિકપણું સમજાઈ જશે.

( ૨ ) પ્રાણીઓને પરસ્પર અનેક સંબંધ થાય છે. દરેક પ્રાણી માતા, પિતા, સ્ત્રી, પુત્રપણે અનંત વાર ઉત્પન્ન થાય છે. સમતાદ્વારમાં આ સંબંધી ઘણું વિવેચન થઈ ગયુ છે; અને અપત્ય પર આસકત ન થવાનું આ એક મજબૂત કારણ છે, તેથી અહીં તે તરફ ધ્યાન ખેંચવામાં આવે છે.

( ૩ ) ઉપકારનો બદલો વાળવાનો સંદેહ છે. અનેક પુત્રો તો પિતાની પહેલાં જ દુનિયા તજી જાય છે અને કેટલાએક કુપુત્ર નીવડે છે. આવા પુત્રો પિતાને જરા પણ ઉપયોગી થતા નથી, એટલું જ નહિ પણ શોક અને ચિંતાનું કારણ થઈ પડે છે. કોણિકે પોતાના પિતા **શ્રેણિકના** શા હાલ કર્યા હતા તે પ્રસિદ્ધ વાત છે. વૃદ્ધાવસ્થામાં પુત્રો ડોસાને કેવી રીતે હડધૂત કરે છે, તે અનુભવીઓએ જોયુ છે. વારસો લેવાની લાલચે કેટલાએક પુત્રો કેવાં કેવાં કૃત્યો કરે છે તે પ્રસિદ્ધ વાત છે. જગતમાં સુપુત્રો નથી એમ

કહેવાની મતલબ નથી; **રામ** અને **અભયકુમાર** જેવા પણ છે,* પણ પોતાનો પુત્ર કેવો નીવડશે તે વીમો છે અને તે વીમાની ખાતર પોતાનું આત્મસાધન ન કરવું એ અનુચિત છે. આ ત્રણ કારણથી અપત્યસ્નેહબદ્ધ થવું નહિ. બીજા કાવ્યને છેડે થયેલી શંકાનું અત્ર નિવારણ થઈ જાય છે. (૪; ૪૬)

* * *

આવી રીતે ત્રીજું **અપત્યમમત્વમોચન** દ્વાર પૂર્ણ કરવામાં આવ્યુ છે. પુત્રપ્રાપ્તિથી અતિ હર્ષ માનવો નહિ, પુત્રમરણથી દિલગીર થવું નહિ અને પુત્રપુત્ર્યાદિના બંધનથી સંસાર વધારવો નહિ એ મુખ્ય ઉપદેશ છે. આ સંબંધમાં વધારે અગત્યની બાબત એ છે કે પુત્ર ન હોય તો દુર્ધ્યાન કરવું નહિ. પુત્રપુત્રી હોય તો તેને કાઢી મુકાતાં નથી, પણ ન હોય તેણે સંતોષ રાખવો જોઈએ. તેઓએ માનવું કે દુનિયાની મોટી જંજાળથી તેઓ મુક્ત છે અને આત્મસાધન, ધર્મકાર્યમાં દ્રવ્યવ્યય અને દેશસેવામા જીવન અર્પણ કરતા તેઓને કશી અડચણ નથી. અત્યંત દિલગીરી સાથે લખવું પડે છે કે મનુષ્યવ્યવહારમા આથી તદ્દન વિરુદ્ધ દેખાવ નજરે પડે છે. ખાસ કરીને કેળવણીથી બેનસીબ રહેલા માણસો પુત્રપ્રાપ્તિ સારુ શાસ્ત્ર અને સંપ્રદાય વિરુદ્ધ આચરણ કરે છે. જાણે કે પુત્રથી જ મોક્ષ હોય તેમ માની લૌકિક મિથ્યાત્વરૂપ માનતા માને છે, લીલ પરણાવે છે અને આખો દિવસ દુર્ધ્યાન કર્યા કરે છે; આટલું જ નહિ પણ કેટલાએક મૂર્ખાનંદો તો તેને માટે એક છતાં બીજી સ્ત્રી પણ પરણે છે. આને બદલે તો ભાઈનો અથવા સગોત્રનો કે બીજો ચાલાક પુત્ર દત્તક કરી લેવો તે પણ અમુક અંશે સારું છે, કારણ કે તેથી પુત્રપ્રાપ્તિની ઇચ્છા પૂર્ણ થાય છે અને પોતાની સ્ત્રીને અન્યાય થતો નથી. બાકી, એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી કરવામાં તો અભણ સ્ત્રીઓ પોતાનો હક્ક સ્થાપન કરી શકતી નથી તેથી તેના ભર્તારો તેની નબળાઈનો ગેરલાભ લે છે. પણ આવું સ્વાર્થીપણુ હવેના જમાનામાં ચાલવાનું નથી. પુત્રવાનને શું સુખ છે તે તેઓ જોતા નથી. તેમાં બિલકુલ સુખ નથી, પણ દૂરથી જોતાં બહુ પુત્રવાળો સુખી જણાય છે. પુત્રવાનોને પુત્રની ખાસ કિંમત નથી, પણ પુત્ર ન હોય તેઓ પોતાની જિંદગીને નિષ્ફળ માને છે. આ તદ્દન અજ્ઞાનતા અને મોહનો કેફ છે. તેના પર જ્ઞાનનો પ્રકાશ પડવાની જરૂર છે. અપત્ય પર સ્નેહ રાખી સંસારયાત્રા વધારવી, એવો જૈન શાસ્ત્રનો ઉદ્દેશ નથી. ચોથા શ્લોકમાં જે ત્રણ કારણો બતાવ્યાં છે તે તરફ ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે. આ અધિકારમાં સર્વથી ઓછા શ્લોક છે, પણ મુદ્દાની હકીકતનો સંક્ષેપમાં સારી રીતે સમાવેશ કરી લીધો છે.

**इति सविवरणोऽपत्यममत्वमोचननामा तृतीयोऽधिकारः ॥**

* આવા પુત્રો થોડા હોય છે, તેથી જ ગ્રંથકર્તા 'સંદેહ' શબ્દ મૂકે છે; જ્યારે પ્રથમની બે બાબતમાં નિર્ણય બતાવે છે.

# चतुर्थो धनममत्वमोचनाधिकारः ॥



આ પ્રાણીને મોહ સંસારમાં પરિભ્રમણ કરાવે છે. અનેક પ્રકારના મોહમાં પૈસા અને સ્ત્રીપુત્રનો મોહ વિશેષ હેરાન કરે છે. સ્ત્રી તથા પુત્રના મોહ સંબંધી વિવેચન થઈ ગયુ. હવે તેનાથી જરા પણ ન ઊતરે તેવો, બલ્કે તેથી પણ વધારે રખડાવનાર ધનનો મોહ કેવો છે? કોને થાય છે? શા માટે થાય છે? તેનો પ્રતિકાર શો?—વગેરે સ્વરૂપયુક્ત ચોથો અધિકાર બતાવે છે—

### પૈસા પાપના હેતુભૂત છે

याः सुखोपकृतिकृत्त्वधिया त्वं, मेलयन्नसि रमा ममताभाक् ।
पाप्मनोऽधिकरणत्वत एता, हेतवो ददति संसृतिपातम् ॥ १ ॥ (रथोद्धता)

"લક્ષ્મીની લાલચમાં લેવાયેલો તું (સ્વ)સુખ અને ઉપકારની બુદ્ધિથી જે લક્ષ્મી મેળવે છે તે અધિકરણ હોવાથી પાપની જ હેતુભૂત છે અને સંસારભ્રમણને આપનારી છે."(૧)

**વિવેચન**—ધન મેળવતી વખતે પોતાને સુખ મેળવવાની અને સ્વજન, કુટુંબ, મિત્રાદિ પર ઉપકાર કરવાની બુદ્ધિ હોય છે. (ગ્રંથકર્તા બહુ સારો ભાવ લઈને આ લખે છે, પરંતુ સત્ય હકીકત જોઈએ તો આવી બુદ્ધિ પણ બહુ થોડાને હોય છે. ઘણા લક્ષ્મીવાનો તો પોતે સુખ ભોગવતા નથી, દાન દેતા નથી, માત્ર લક્ષ્મીની તિજોરી ઉપર ચોકી જ કર્યા કરે છે!) આવા હેતુથી મેળવાતી અને મેળવેલી લક્ષ્મી પણ કર્માદાન વગેરે અનેક પાપોથી ભરપૂર જ હોય છે. અને એવાં પાપથી ભારે થયેલો પ્રાણી સંસારસમુદ્રમાં ડૂબતો જાય છે અને પછી અનંતકાળ સુધી ઊંચો આવી શકતો નથી.

**મમ્મણ શેઠ** પાસે પુષ્કળ દ્રવ્ય હતું, છતાં પોતે તો તેલ ને ચોળા જ ખાતો હતો અને ઘોર અંધારી રાત્રિએ વરસતા વરસાદમાં નદીના પૂરમાંથી લાકડાં ખેંચીને પૈસા સારુ અનેક કષ્ટ વેઠતો હતો. તે મરીને ક્યાં ગયો? નરકમાં જવાથી સંસારપાત જ થયો. ઇતિહાસમાં આપણે જોઈએ છીએ તો ધન–પૈસા ખાતર અનેક જીવોનો નાશ કરવામાં આવે છે અને જેઓ પૈસા મેળવે છે તેઓ પોતાનો લોભ પૂરો પાડવા સારુ જ પૈસા મેળવે છે. જુલિયસ સીઝર, પોમ્પી, મેરિયસ, નેપોલિયન બોનાપાર્ટનાં ચરિત્રો એ જ

બતાવે છે. અને છેલ્લા વખતમાં બોર અને અંગ્રેજોનું યુદ્ધ અને જાપાન તથા રશિયાનું યુદ્ધ પૈસાપ્રાપ્તિ સારુ જ હતું એમ જણાઈ આવે છે. ઇતિહાસમાં લોહીની નદીઓ વહી છે તે સર્વ આ લક્ષ્મીની પ્રાપ્તિ માટે જ બહુધા થયેલી હોય છે. આવાં કારણોથી **તીર્થંકર મહારાજ** તો થાળી ટીપી ટીપીને કહી ગયા છે કે ભાઈઓ! પૈસાનો લોભ કરશો નહિ, પૈસાથી નરક બહુ નજીક આવે છે.

અહીં ગ્રંથકર્તા સુખ મેળવવા ખાતર ધન મેળવવાની પ્રવૃત્તિનું પરિણામ બતાવે છે તે તદ્દન બંધબેસતું છે. આપણે તેથી જરા આગળ વધીને જોઈશું તો જણાશે કે ઘણી વખત તદ્દન હેતુ વગર જ ધન મેળવવાની પ્રવૃત્તિ થાય છે. સુખ તો ધન પ્રાપ્ત કરનારને મળતું જ નથી, કારણ, તે તો પ્રવૃત્તિમાં જ મગ્ન રહે છે; પણ જેને પોતાની પાછળ સંતતિ ન હોય, થવાનો સંભવ પણ ન હોય, પોતાનો ખરચ મર્યાદિત હોય, તેનાથી હજારોગણી લક્ષ્મી પ્રાપ્ત થઈ ગઈ હોય તે પણ રાત્રિદિવસ ધનની ધમાધમમાં મચી રહે છે અને તેનું દ્રવ્ય કોણ ખાશે તેનો પૂરતો ખ્યાલ પણ કરતાં નથી. આવી રીતે આખા જીવનમાં પૈસા–પૈસા કરી મરણના કાંઠા નજીક આવી પહોંચે છે ત્યારે જ તેને સમજાય છે કે પોતે બહુ ભૂલ કરી, હેતુ વગરની પ્રવૃત્તિ કરી. પછી તેને જે પશ્ચાત્તાપ થાય છે તેથી કાંઈ લાભ થતો નથી. આવી રીતે હેતુ વગર, માત્ર ધનના મોહથી જ, તે ધનને પ્રાપ્ત કરવા પાછળ પ્રાણી ગાંડો થઈ જાય છે એ અતિ ખેદનો અને વિચાર કરવા યોગ્ય વિષય છે. (૧;૪૭)

### ધન ઐહિક અને આમુષ્મિક દુઃખ કરનાર છે

यानि द्विषामप्युपकारकाणि, सर्पोन्दुरादिष्वपि यैर्गतिश्च ।
शक्या च नापन्मरणामयाद्या, हन्तुं धनेष्वेषु क एत्र मोहः ॥ २ ॥ (इन्द्रवज्रा)

"જે પૈસા શત્રુને ઉપકાર કરનારા થઈ પડે છે, જે પૈસાથી સર્પ, ઉંદર વગેરેમાં ગતિ થાય છે, જે પૈસા મરણ, રોગ વગેરે કોઈ પણ આપત્તિઓ દૂર કરવાને શક્તિમાન નથી, તેવા પૈસા ઉપર તે મોહ શો?" (૨)

**વિવેચન**—વ્યવહારમાં પૈસાદારને આસમાનમાં ચઢાવી દેવામાં આવે છે. **सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते**, 'વસુ વિના નર પશુ' વગેરે વ્યાવહારિક વાક્યો કેટલેક અંશે આડે માર્ગે દોરનારાં છે તે અત્ર બતાવે છે. પ્રથમ પદમાં બહુ સરસ ભાવ બતાવ્યો છે. શત્રુ ધન લૂટી જઈ, અને તે જ ધનથી બળવાન થઈ, તારી સામે તે વાપરે છે. પરશુરામે મહાસંહાર કરી નક્ષત્રી (ક્ષત્રિય રહિત) કરેલી પૃથ્વી અને દોલત સર્વ **સુભૂમને** ભોગ પડ્યાં. પ્રતિવાસુદેવો મહામહેનત કરી ત્રણ ખંડનું રાજ્ય એકઠું કરે છે. તે વાસુદેવના ઉપભોગમાં આવે છે, અને પ્રતિવાસુદેવનું ચક્ર તેનું પોતાનું જ માથું છેદે છે. આવી રીતે આપણા પૈસાથી આપણો શત્રુ પણ બળવાન થઈ શકે છે.

બહુ લોભી પ્રાણીઓ મરણ પામીને પોતાના ધન ઉપર સર્પ કે ઉંદર થાય છે, એવી વાત આપણે શાસ્ત્રમાં વારંવાર વાંચીએ છીએ. આ ભવમાં જ નહિ પણ પરભવમાં પણ

આટલું દુઃખ દેનાર, નીચ જાતિમાં (તિર્યંચમાં) ગમન કરાવનાર પૈસાને માટે શું કહેવું અને તેના પર મોહ કેવો કરવો, તે વિચારવા જેવું છે.

રાજા, ચક્રવર્તી અને આખી દુનિયાને માથે લેનારા બીજા શૂરવીરો ચાલ્યા ગયા ત્યારે તેઓના પૈસાએ તેઓને બચાવ્યા નહિ, અને મોટા ધન્વંતરિ વૈદ્યો કે ડૉકટરો પણ બચાવી શક્યા નહિ. મોટા ધનવાનો માંદા પડે છે ત્યારે તેઓને અસાધ્ય વ્યાધિમાંથી પૈસા બચાવી શકતા નથી, તેમ બીજી આપત્તિમાંથી બચાવવાને પણ ધન સમર્થ નથી. આવી રીતે શારીરિક તેમ જ માનસિક, ઐહિક તેમ જ આમુષ્મિક અનેક દોષોનાં મૂળ પૈસા પર મોહ કેમ કરવો અને તેવા પૈસાથી આશા શી રાખવી? નંદ રાજાની સોનાની ડુંગરીઓ પણ અંતે કાંઈ કામમાં આવી નથી, એ ધ્યાનમાં રાખવા જેવું છે. (૨; ૪૮)

## ધનથી સુખ કરતાં દુઃખ વધારે છે

**ममत्वमात्रेण मनःप्रसाद-सुखं धनैरल्पकमल्पकालम् ।**
**आरम्भपापैः सुचिरं तु दुःखं, स्यादुर्गतौ दारुणमित्यवेहि ॥ ३ ॥** (उपजाति)

"આ પૈસા મારા છે એવા વિચારથી મનપ્રસાદરૂપ થોડું અને થોડા વખતનું સુખ પૈસાથી થાય છે, પણ આરંભના પાપથી દુર્ગતિમાં લાંબા વખત સુધી ભયંકર દુઃખ થાય છે: આ પ્રમાણે તું જાણ." (૩)

**વિવેચન**—"આ ઘર મારું, આ ઘરેણાં મારાં, વટાવખાતામાં આટલી રકમ જમે છે તે મારી" એવા માની લીધેલા મારાપણાના મમત્વથી મન જરા પ્રસન્ન થાય છે, અને તેવી મનની પ્રસન્નતામાં આ જીવે સુખ માનેલું છે. વાસ્તવિક સુખનો અનુભવ ન હોવાથી આમાં સુખ લાગે છે, પણ **તે સુખ માત્ર નામનું છે.** મનની શાંતિમાં અગાઉ જે સુખ બતાવ્યું છે તે સુખ આગળ આની કાંઈ ગણતરી પણ નથી. વળી, આ સુખ **બહુ થોડો વખત** રહે છે. હાલ મનુષ્યનું બહુ તો સો વર્ષનું આયુષ્ય ગણીએ તો અનંત કાળની પાસે તે કંઈ લેખામાં નથી. વળી, આટલા અલ્પ સમયમાં આરંભાદિ વડે દ્રવ્ય મેળવીને જે સુખ મેળવવા પ્રયત્ન કરીએ તેને પરિણામે અસંખ્ય વર્ષો સુધી નારકી અને નિગોદનાં દુઃખો ખમવાં પડે છે. શ્રી **ધર્મદાસ ગણી** કહી ગયા છે કે 'જે સુખની પછવાડે દુઃખ હોય તેને સુખ કહી શકાય જ નહિ.' આ સંસારમાં પણ પચાસ વર્ષ સુધી ગૃહસ્થ-સ્થિતિમાં રહેલો માણસ પછવાડેનાં પાંચ વર્ષ જો દુઃખી થાય છે તો તેનું પ્રથમનું સુખ કાંઈ ગણતરીમાં પણ આવતું નથી.

પૈસાથી સુખ કેવું અને કેટલું છે તેનું તત્ત્વજ્ઞાન જાણ્યા પછી તને યોગ્ય લાગે તો તેના પર મોહ કરજે. કેટલીક બાબતમાં પ્રાકૃત લોકપ્રવાહથી ખેંચાઈ જવું યોગ્ય નથી. દુનિયા જે દ્રવ્યવાનોને મહાસુખી ધારતી હોય તેના અંતઃકરણને જઈને પૂછવું કે તેને ખરું સુખ છે? દુનિયાના પાકા અનુભવીઓ કહે છે કે **પૈસાથી એકાંત ઉપાધિ છે; સુખ હોય તો સંતોષમાં જ છે.** અને ચાલુ સ્થિતિને તાબે થઈ મનને આનંદમાં

**રાખવું એ જ સુખ મેળવવાનો ઉપાય છે.** બાકી તો રાવણ, જરાસંધ અને ધવળશેઠનાં ચરિત્રોનો વિચાર કરવો, જેથી સુખનું ખરું તત્ત્વ સમજાઈ જશે. (૩;૪૯)

## ધર્મ નિમિત્તે ધન મેળવવું યુક્ત છે?

**द्रव्यस्तवात्मा धनसाधनो न, धर्मोऽपि सारम्भतयाऽतिशुद्धः ।**
**निःसङ्गतात्मा त्वतिशुद्धियोगान्मुक्तिश्रियं यच्छति तद्भवेऽपि ॥ ४ ॥** (इन्द्रवज्रा)

"ધનનાં સાધનથી દ્રવ્યસ્તવસ્વરૂપવાળો ધર્મ સાધી શકાય છે, પણ તે આરંભ-યુક્ત હોવાથી અતિ શુદ્ધ નથી, જ્યારે નિઃસંગતા સ્વરૂપવાળો ધર્મ અતિ શુદ્ધ છે અને તેથી તે જ ભવમાં પણ મોક્ષલક્ષ્મી આપે છે." (૪)

**વિવેચન**—વિવિધ પ્રકારની પૂજા, બિંબપ્રતિષ્ઠા, સ્વામીવાત્સલ્ય, જિનમંદિર ચણાવવાં, ઉપાશ્રય કરાવવા વગેરે દ્રવ્યસ્તવ કહેવાય છે. દ્રવ્યની મદદથી આ પ્રકાર બહુ સારી રીતે સાધી શકાય છે. પુણ્યશાળીઓ મળેલ લક્ષ્મીનો ધર્મમાર્ગે વ્યય કરી મહાપુણ્યોપાર્જન કરે છે. ગ્રંથકાર કહે છે કે આ પ્રકારના ધર્મમાં પણ આરંભ થાય છે, કારણ કે ષટ્કાય જીવનું મર્દન થાય છે, તેથી આ પ્રકારનો ધર્મ અતિશુદ્ધ નથી. ધ્યાન રાખો કે અતિશુદ્ધ નથી, શુદ્ધ તો છે જ. પણ તેવો ધર્મ કરવાને નિમિત્તે દ્રવ્ય મેળવવું યુક્ત નથી શ્રી હરિભદ્રસૂરિ મહારાજાએ પણ અષ્ટકજીમાં કહ્યું છે કે.—

**धर्मार्थं यस्य वित्तेहा, तस्यानीहा गरीयसी ।**
**प्रक्षालनाद्धि पङ्कस्य, दुरादस्पर्शनं वरम् ॥**

"ધર્મને માટે પૈસા મેળવવાની ઇચ્છા કરવી તેના કરતાં તેની ઇચ્છા ન જ કરવી એ વધારે સારું છે. પગે કચરો લાગ્યા પછી તેને ધોઈને સાફ કરવા કરતાં દૂરથી કાદવનો સ્પર્શ ન જ કરવો, એ વધારે સારું છે."

બાકી, મળેલ દ્રવ્યનો તો ધર્મમાર્ગે જ વ્યય કરવો. આ ભાવ નીચેના શ્લોકથી સ્પષ્ટ થશે. દ્રવ્યસ્તવ યુક્ત ધર્મથી લાંબે કાળે મુક્તિ મળે છે, ત્યારે નવવિધ પરિગ્રહથી નિઃસંગ થયેલા જીવો તે જ ભવમાં જન્મ-જરા-મરણરહિત અચ્યુતપદ પ્રાપ્ત કરે છે. નિઃસંગતા સ્વરૂપવાળો ધર્મ અતિશુદ્ધ છે.

કહેવાની મતલબ એ છે કે ધર્મનિમિત્તે ધન મેળવવા વિચાર કરવો નહિ, પુનરાવર્તન કરીને કહેવામાં આવે છે કે આ શ્લોકનો ભાવ બરાબર વિચારવો. દ્રવ્યસ્તવને જરા પણ નબળું પાડવાનો વિચાર ગ્રંથકર્તાનો નથી, પણ ધર્મમા પ્રધાનતા નિઃસંગતાની છે તે બતાવવાનો છે. દ્રવ્યસ્તવથી મોક્ષ લાંબે કાળે પ્રાપ્ત થાય છે, પરંતુ તે મોક્ષમાર્ગ તો છે જ.

મોક્ષ પ્રાપ્ત કરવાના અનેક માર્ગ હોય છે. તેમાંના કોઈ લાંબા, કોઈ વાંકાચૂંકા અને કોઈ સીધા—સરળ હોય છે. જેમ આપણે મુંબઈથી સૂરત જવું હોય તો ગ્રાંટરોડથી બેસીને સીધા પણ જવાય, અથવા ભુસાવળને રસ્તેથી ટાપ્ટીવેલીમાં બેસીને જવાય અથવા દરિયામાર્ગે જવાય અથવા બીજા અનેક આડા માર્ગે જવાય; જેમ કે પ્રથમ કરાંચી જાય,

ત્યાંથી જાફરાબાદ થઈ, ઘોઘે આવી ભગવાડાંડીએ જઈ ત્યાંથી સૂરત જાય. એ પ્રમાણે મોક્ષમાર્ગ કેટલાકને સીધો પ્રાપ્ત થાય છે અને કેટલાક નકામા ચક્કર લે છે. દ્રવ્યસ્તવ એ પ્રમાણે તો મોક્ષમાર્ગ તરફ જ છે, તેનું સુકાન બરાબર દિશામાં મુકાયેલું છે, માત્ર તે લાંબો માર્ગ છે, પણ વિમાર્ગ કે અપમાર્ગ નથી. દ્રવ્યસ્તવને નરમ પાડવાની કેટલીક વાર વિચારણા જોવામાં આવે છે અને ખાસ કરીને કાંઈક શરમથી અને કાંઈક અવકાશના અભાવથી આ કાળમાં તે વૃત્તિ વિશેષ દેખાતી જાય છે, જ્યારે અગાઉના વખતમાં તે જ વૃત્તિ ડોળઘાલુ અધ્યાત્મીઓ તરફથી બહાર પડતી હતી, તેથી અત્ર તે બાબતનું વસ્તુ-સ્વરૂપ શું છે તે બતાવવાનો પ્રયાસ કર્યો છે.

કેટલાક માણસો અન્યાય કે અપ્રામાણિકપણાથી દ્રવ્ય મેળવતાં વિચાર કરે છે કે પૈસા મેળવીને ધર્મમાર્ગે તેનો વ્યય કરશું. આ વિચાર તદ્દન ખોટો છે અને શાસ્ત્રકાર એવા નિમિત્ત માટે ધન મેળવવાની ચોખ્ખી ના પાડે છે. મહાઆરંભ, કર્માદાન અને ક્ષુદ્ર વ્યાપાર કરી તેનાથી જે ધન મળશે તેનો ધર્મમાર્ગે ખર્ચ કરશું એવો કેટલાંક પ્રાણીઓ વિચાર કરે છે, તે જૈન શાસ્ત્રનું રહસ્ય સમજનારને તદ્દન વિપરીત લાગે છે આ શ્લોકનો ખાસ ઉદ્દેશ દ્રવ્યસ્તવની અપેક્ષાએ ભાવસ્તવની મુખ્યતા કેટલી છે તે બતાવવાનો છે. અને આ ઉપદેશ શ્રાવકોને ઉદ્દેશીને લખાયેલો છે. દ્રવ્યસ્તવ સાધવા ધનોપાર્જન કરી સંસારમાં પડ્યા રહેવાનો અથવા ભાવસ્તવ ન આદરવાનો વિચાર કરનારાઓને, **મહાનિશીથ** સૂત્રમાં બતાવેલા વિચારો અનુસારે, આ શ્લોક લખાયેલો છે એમ એક વિદ્વાન મુનિમહારાજ આ પ્રસંગ માટે જણાવે છે. આ શ્લોક સાથે નીચેનો શ્લોક વાંચવો અને શ્લોકમાં આવેલ **અતિશુદ્ધ્યા** શબ્દ પર અને ગ્રંથકર્તાની અપેક્ષા પર ખાસ ધ્યાન આપવું. ( ૪; ૫૦ )

## મળેલ ધનનો વ્યય ક્યાં કરવો ?

**क्षेत्रवास्तुधनधान्यगवाश्वैर्मेलितैः सनिधिभिस्तनुभाजाम् ।**
**क्लेशपापनरकाभ्यधिकः स्यात्को गुणो न यदि धर्मनियोगः ॥ ५ ॥** (स्वागतावृत्त)

"મળેલાં અથવા મેળવેલાં ક્ષેત્ર, વસ્તુઓ ( ઘર વગેરે ), ધન, ધાન્ય, ગાય, ઘોડા અને ભંડારોનો ઉપયોગ જો ધર્મનિમિત્તે ન થાય તો તેથી કલેશ ( દુઃખ ), પાપ અને નરકથી બીજો શો વધારે ગુણ થાય ?" ( ૫ )

**વિવેચન**—ઘણા પુણ્યવાન જીવોને પૈસા મળે છે ત્યારે વધારે મેળવવા અને મળેલાનું રક્ષણ કરવા શ્રમ કરે છે અને અનેક આશ્રવો સેવે છે. દ્રવ્ય વડે કુટુંબમાં કંકાસ થાય, તેથી દુર્ધ્યાન થાય છે અને દુર્ધ્યાન વડે દુર્ગતિ થાય છે, ત્યારે ધનનો લાભ શો ? સાત ક્ષેત્ર, ગરીબ બંધુઓને આશ્રય, સ્ત્રીકેળવણી, ઊંચી કેળવણી, ધાર્મિક કેળવણી કે સંસ્કૃત કેળવણીને ઉત્તેજન, નિરવદ્ય ઔષધશાળાઓ, સ્કૂલ, બોર્ડિંગ, પારિભાષિક અભ્યાસગૃહો અને અનાથાલય વગેરે ખરેખરી ( સખાવત charity )નાં ખાતાંઓમાં

જો દ્રવ્યનો વ્યય થાય તો જ તેનો સદુપયોગ થયો કહેવાય. બાકી, પૈસાના પૂજારી થવું અને તેના ફરતી ચોકી કર્યા કરવી કે મોજશોખ માણવા, એથી કાંઈ લાભ નથી, એટલું જ નહિ પણ એકાંત હાનિ જ છે.

આ બંને શ્લોકને સાથે વાંચવાથી જણાય છે કે ધનની ઇચ્છા રાખવી નહિ, તેની પાછળ ગાંડા થઈ જવું નહિ, ચાલુ સ્થિતિમાં સંતોષ પકડવો, અને મળેલ પૈસાનો સારી રીતે જનસુધારણા અને કોમસુધારણામાં વ્યય કરવો. ધર્મમાર્ગે ધનનો વ્યય કરવો તે સારું છે, પણ નિઃસંગ થઈ તેનો સર્વથા ત્યાગ કરવો તે તેથી વધારે સારું છે, અને ત્યાગ કરવા માટે ધન કોઈ જાતની અટકાયત ન કરી શકે, તે યાદ રાખવાનું છે.

ધનનો વ્યય કરવાની બાબતમાં કમનસીબે જોઈએ તેવું ધ્યાન અપાતું નથી. જે ખાતાંઓને મદદની જરૂર ન હોય ત્યાં ઢગલા થાય છે અને ખાસ બગડી જતાં ખાતાંઓની સંભાળ લેવાતી નથી. ભૂખથી જેમ મરણ થાય છે તેમ જ અતિ ખોરાક ખાવાથી પણ વિશૂચિકા થઈ મરણ થાય છે, એ સમજવાનું છે શાસ્ત્રકારનું પણ ફરમાન છે કે જે કાળે જે ક્ષેત્ર સીદાતું હોય તે તરફ પ્રથમ ધ્યાન આપવું. જૈનોની સંખ્યામાં વધારો કરવો, તેઓને બરાબર રીતસરનું જ્ઞાન આપવું, નિરુદ્યમીને ઉદ્યમે ચઢાવવા અને આવતા જમાનાને ઉપયોગી થાય તેવું જૂનું અને નવીન સાહિત્ય તૈયાર કરી રાખવું એ ચાલુ ખાસ જરૂરના વિષયો છે. આવાં જરૂરનાં ખાતાં તરફ ધ્યાન અપાતું નથી અને ખાલી વરઘોડા વગેરેમાં મોટી રકમ ખરચાઈ જાય છે. સુજ્ઞ બંધુઓએ ધર્મમાર્ગે ધનવ્યય કરતી વખતે પણ વિચાર રાખવાની બહુ જરૂરિયાત છે. વિવેકથી ખરચેલ પૈસો રૂપિયાનું કામ કરે છે અને વિવેક વગર વાપરેલ રૂપિયો પથ્થર કે રણમાં પડેલ વરસાદ પેઠે અથવા અરણ્યરુદન પેઠે ફળરહિત થાય છે, આ વાત ધ્યાનમાં રાખવાની બહુ જરૂર છે. (૫; ૫૧)

## ધનથી થતી અનેક પ્રકારની હાનિ; તેને તજી દેવાનો ઉપદેશ

आरम्भैर्भरितो निमज्जति यतः प्राणी भवाम्भोनिधा-
वीहन्ते कुनृपादयश्च पुरुषा* येन च्छलाद् बाधितुम् ।
चिन्ताव्याकुलताकृतेश्च हरते यो धर्मकर्मस्मृतिं,
विज्ञा ! भूरिपरिग्रहं त्यजत तं भोग्यं परैः प्रायशः ॥ ६ ॥ (शार्दूलविक्रीडित)

"આરંભના પાપથી ભારે થયેલો પ્રાણી જે ધનને લીધે સંસારસમુદ્રમાં ડૂબે છે, જે ધનના પરિગ્રહથી રાજા વગેરે પુરુષો છિદ્ર જોઈને દુઃખ દેવાને ઇચ્છે છે, અનેક ચિંતામાં આકુળવ્યાકુળ રાખીને જે પૈસા ધર્મકાર્ય કરવાનું તો યાદ આવવા દેતા જ નથી અને ઘણે ભાગે જે પારકાના જ ઉપભોગમાં આવે છે, તેવા એ પૈસાના મોટા સંગ્રહને હે પંડિતો, તમે તજી દો!" (૬)

* पुरुष એવો ક્વચિત્ પાઠ છે, તે પરિગ્રહવંત પુરુષને ઉદ્દેશી છે એમ તેનો ભાવ સમજવો.

**વિવેચન**—સંસાર દરિયો છે. ભારે વહાણ જેમ દરિયામાં ડૂબી જાય છે તેમ પાપથી ભારે થયેલો જીવ સંસારસમુદ્રમાં ડૂબી જાય છે. પૈસા કમાવામાં, તેનું રક્ષણ કરવામાં અને અકાર્યમાં વ્યય કરવામાં અનેક આરંભ કરવા પડે છે; આરંભથી પાપ થાય છે અને પાપથી આત્મા ભારે થાય છે, માટે પૈસા સંસારભ્રમણનો જ હેતુ છે.

રાજાઓ અગાઉના વખતમાં પૈસા ખૂંચવી લેતા હતા અને તેમ કરવા સારુ દ્રવ્યવાનનાં છિદ્ર જોયા કરતા હતા. આવા ભયમાં ગૃહસ્થોને હમેશા રહેવું પડતું અને તેટલા સારુ પૈસા હોય તોપણ ગરીબાઈનો દેખાવ કરવો પડતો હતો. અત્યારે પણ ચોર, લુચ્ચાઓ અને સોનેરી ટોળીવાળાથી તથા ઇન્કમટેક્સથી પૈસાદારોને ડરવાનું રહે છે.

પૈસાના વિચારમાં આ પ્રાણી એટલો બધો લુબ્ધ થઈ જાય છે કે પોતાના પુત્રધર્મ, પિતૃધર્મ, પતિધર્મ, ભક્તધર્મ વગેરે ધર્મો તદ્દન ભૂલી જાય છે. પૈસાના વિચારમાં જ તેને મજા આવે છે. પૈસા કેમ રળવા, કેમ વધારવા, કેમ ખરચવા વગેરે વગેરે બાબતો તેના મન પર એટલી બેસી જાય છે કે તે પોતાનો સર્વ ધર્મ ત્યજી દે છે; તેને ધર્મનું નામ પણ યાદ આવતું નથી.

ધન તજી દેવાનાં ત્રણ કારણો કહ્યાં: **પરભવમાં દુર્ગતિ, આ ભવમાં ચાલુ ભય અને ધર્મવિમુખતા;** તે કરતાં પણ ચોથું કારણ વધારે મજબૂત છે. તે એ છે કે **પેદા કરેલા પૈસા ઘણે ભાગે બીજાના જ ઉપભોગમાં આવે છે.** પૈસા પેદા કરનારા તો આખી જિંદગી વેઠ કરે છે. મોટો વારસો મૂકી જનારા પોતે સુખ ભોગવતા નથી; છોકરા હોય છે તો તે સુખ ભોગવે છે, નહિ તો બીજા માલેક થાય છે. ખાસ કરીને કૃપણના ધનનું તેમ જ થાય છે. નીતિશાસ્ત્રમાં કહે છે કેઃ—

**कीटिकासञ्चितं धान्यं, मक्षिकासञ्चितं मधु ।**
**कृपणैः सञ्चितं वित्तं, परैरेवोपभुज्यते ॥**

"કીડીએ ભેગું કરેલું અનાજ, માખીએ સંગ્રહ કરેલું મધ અને કૃપણ પુરુષે એકઠું કરેલું ધન પારકા વડે જ ભોગવાય છે."

આ ચાર કારણોનો મનથી સમજપૂર્વક વિચાર કરો તો ધન ઉપર મોહ શું રહે? આવો વિચાર તો કરો. તમારી પાસે પાંચ-દશ લાખ રૂપિયા હોય, તો તેથી મોહ પામી જશો નહિ. **શાલિભદ્રને** ઘેર દેવતાઈ આભૂષણાદિની દરરોજ નવાણુ પેટીઓ ઊતરતી, તોપણ તેને લાગ્યુ કે પોતાને માથે રાજા છે, માટે આ સસાર અસાર છે. તો તમારા બેપાંચ લાખ તે શી ગણતરીમાં છે? તમે સામાન્ય સ્થિતિના હો તો ધનનો ત્યાગ બહુ મુશ્કેલ નથી. ધનથી લાભ કાંઈ પણ નથી. કોણ જાણે કેવા અનાદિ પ્રવાહથી આ જીવ લોભમાં તણાતો જ જાય છે અને પૈસાનો ત્યાગ કરતાં વિચાર કરે છે કે મારાથી આના વગર રહેવાશે કે કેમ? પણ ભાઈઓ! ઉપર લખેલા અને બીજા અનેક દોષોથી ભરેલા પૈસાને તજી દો. પૈસા તજી દેવા તે તમે ધારો છો તેટલું મુશ્કેલ નથી. કોઈ પણ વસ્તુનો

વિયોગ થાય ત્યારે એમ લાગે છે કે જાણે તે વગર ચાલશે જ નહિ, પણ વસ્તુતઃ તે વગર ચાલે છે. એ જ નિયમ પૈસા માટે પણ સમજવો. (૬; ૫૨)

## સાત ક્ષેત્રમાં ધન વાપરવાનો ઉપદેશ

**क्षेत्रेषु नो वपसि यत्सदपि स्वमेत–द्याताऽसि तत्परभवे किमिदं गृहीत्वा ? ।**
**तस्यार्जनादिजनिताघचयार्जितात्ते, भावी कथं नरकदुःखभराच्च मोक्षः ॥ ७ ॥** (वसन्ततिलका)

"તારી પાસે દ્રવ્ય છે, છતાં પણ તું (સાત) ક્ષેત્રમાં વાપરતો નથી, ત્યારે શું પરભવે ધનને તારી સાથે લઈ જવાનો છો ? વિચાર કર કે પૈસા મેળવવા વગેરેથી થયેલા પાપસમૂહથી થનારાં નારકીનાં દુઃખોથી તારો મોક્ષ (છુટકારો) કેમ થશે ?" (૭)

**વિવેચન**—પ્રાપ્ત કરેલા પૈસા પરભવમાં સાથે આવતા નથી. વળી, તેને પેદા કરવામાં, જાળવવામાં અને તેનો વ્યય કરવામાં અથવા નાશ થતાં અનેક દુઃખપરંપરા થાય છે અને પરભવમાં હીનગતિ થાય છે હવે ત્યારે કરવું શું ? કરવાનું એ જ છે કે પ્રાપ્ત થયેલ પૈસાનો શુભ રસ્તે વ્યય કરવો. દ્રવ્ય વાપરવાના અનેક રસ્તા છે: જિનબિંબસ્થાપન, જિનદેરાસરનો જીર્ણોદ્ધાર, પુસ્તકો લખાવવાં, છપાવવાં, તેમનું રક્ષણ કરવું અને પુસ્તક-ભંડારો કરવા, લાયબ્રેરી કરવી તથા કેળવણીનો પ્રસાર કરવો, સાધુસાધ્વીઓ, સ્વામી-ભાઈઓ અને બહેનોનો ઉત્કર્ષ કરવો, અનાથનું પ્રતિપાલન કરવું અને શાસનની શોભા વધારવી—આવાં આવાં અનેક ઉપયોગી સ્થાનો છે. તેમાં જે જે સ્થાનકે આવશ્યકતા લાગતી હોય અને જે સ્થાનકે વ્યય કરવો સમજણપૂર્વકનો ને ડહાપણભરેલો લાગતો હોય, તે સ્થાનકે વ્યય કરવો. દ્રવ્યવ્યય કરવામાં લોકોની આધુનિક સ્થિતિ અને જરૂરિયાત પર ખાસ ધ્યાન આપવું જો આવી ઉત્તમ ભાવનાથી દ્રવ્યવ્યય કરવામાં આવે તો સંસારદુઃખથી છૂટવાનું જલદી બને તેમ છે. શાસ્ત્રકારનું ખાસ ફરમાન છે કે **સાત ક્ષેત્રમાં ધનનો વ્યય** કરવો, તેમાં પણ **જે ક્ષેત્ર સીદાતું હોય તે તરફ પ્રથમ ધ્યાન આપવું.** જમણવાર કરવાની આ જમાનામાં ઘણા માણસો સમજીને–વિચારીને ના પાડે છે. તેઓને લાડવા કડવા લાગતા નથી, પરંતુ તેઓ સમજે છે કે જમણવાર કરતાં શ્રાવકોની સ્થિતિ સુધારવાની, તેઓને ઉદ્યમે ચઢાવવાની અને અભણને ભણાવવાનાં સાધનો યોજી આપવાની, જૈન પ્રજાને બીજી પ્રજાઓની સપાટી પર મૂકવાની પ્રથમ જરૂરિયાત છે; તેવી જ રીતે જિનમંદિરો વધારવા કરતાં તેમની પૂજા કરનારાઓને વધારવાની અને જે દેરાસરો છે તેમને જાળવનારા ઉત્પન્ન કરવાની વધારે જરૂરિયાત છે. આ વિચાર સશાસ્ત્ર છે એમ તમને જણાય તો તમારે પણ તેનો આદર કરવો; ફક્ત લોકપ્રવાહથી ખેંચાઈ જવું નહિ. જ્યારે આવી રીતે વિચાર કરીને ધનનો વ્યય કરવામાં આવશે ત્યારે બેવડો લાભ થશે.

કેળવાયેલા તથા બિનકેળવાયેલા બંધુઓ પૈકી જેમણે કાંઈ પણ શાસ્ત્રીય તત્ત્વજ્ઞાન સંપાદન કર્યું હશે તેઓને સહજ માલૂમ પડશે કે સાત ક્ષેત્ર એ ધર્મનો ઊંડો અને સજ-

ભૂત પાયો છે. તેમાં પૈસાનો ગમે તેમ વ્યય કરવો તે જેમ ગેરવાજબી છે, તેમ જ તેમાંના કોઈ પણ ક્ષેત્ર તરફ—અને ખાસ કરીને સીદાતા ક્ષેત્ર તરફ—ધ્યાન ન અપાય તે પણ ગેરવાજબી છે. સાત ક્ષેત્રમાં આપણી મહાન સંસ્થા કોન્ફરન્સના સર્વ મુખ્ય ઠરાવોનો સાર આવી જાય છે. શ્રી જિનબિંબ, જિનચૈત્ય, જ્ઞાન, સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ સાત ક્ષેત્ર છે અને તેના ઉદ્ધાર, અભ્યુદય, ઉન્નતિ માટે બનતો પ્રયાસ કરવો, પોતાનું તન, મન અને ધન તેમાં રોકવું, તેમાં અર્પણ કરવું, તેની સાથે જોડી દેવું, એ પ્રત્યેક મુમુક્ષુની પ્રથમ ફરજ છે. અને તેમાં પણ અગાઉ જણાવ્યું છે તે જ પુનરાવૃત્તિ કરીને કહેવામાં આવે છે: જે ક્ષેત્રને મદદની વિશેષ જરૂર હોય તેને વધારે પોષવું, તે ક્ષેત્રમાં ધનાદિકનો વિશેષ વ્યય કરવો. અગાઉ દૃઢશ્રદ્ધા જાગૃત કરવા દેરાસરો તથા પ્રતિમાજીઓ વગેરેની જરૂર વિશેષ હતી; હાલ જ્ઞાન-કાળ હોવાથી કેળવણીના સાધનોની વિશેષ જરૂર છે. એ સર્વ હકીકત ધ્યાનમાં રાખી અપેક્ષા, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ વિચારી યોગ્ય ક્ષેત્રમાં ધનનો વ્યય કરવો. ( ૭; ૫૩ )

* * *

આવી રીતે **ધનમમત્વમોચનદ્વાર** પૂર્ણ થયુ આ ધનનો વિષય બહુ જ ઉપયોગી છે, એ સમજાવવાની જરૂર નથી. ગ્રંથકર્તાએ વિષય લીધો છે તે પ્રમાણે તેના બે ભાગ થઈ શકે છે. શરૂઆતમાં ધન ઉપર મમતા ન રાખવાનાં કારણો વિગતવાર બતાવ્યાં છે. અત્ર જે કારણો બતાવ્યાં તે પર પ્રાણી વિચાર કરે તો તેનાં ચક્ષુ ઊઘડ્યા વગર રહે નહિ. ચોથા શ્લોકમાં જે તત્ત્વજ્ઞાન બતાવ્યું છે તે બહુ ઉપયોગી છે અને ત્રીજા શ્લોકમાં કહ્યું છે કે **ममत्वमात्रेण मनःप्रसादसुखम्** આ વાક્ય બહુ રહસ્યથી ભરપૂર છે. ટૂંકામાં કહીએ તો, પ્રથમના ચારે શ્લોકોમાં જે કારણો બતાવ્યાં છે, તે બહુ વિચારવા યોગ્ય, મનન કરવા યોગ્ય અને અનુકરણ કરવા યોગ્ય છે. વિષયના બીજા ભાગમાં મળેલા ધનનો યોગ્ય માર્ગે વ્યય કરવા સૂચના કરી છે અને તે સંબંધમાં કેટલુંક ઉપયોગી જ્ઞાન આપ્યું છે. મુખ્ય ઉપદેશ અને ઉદ્દેશ ધનત્યાગનો જ છે; પણ કદાચ તદ્દન મમત્વ છૂટી શકે નહિ, તો પછી શુભ માર્ગે વ્યય કરવાનું કહ્યું છે.

બંધુઓ! આ સંસારમાં અનેક પ્રકારે રઝળાવનાર સ્ત્રી અને ધન એ બે વસ્તુઓ છે. એમના ઉપર રાગ એવા પ્રકારનો થાય છે કે તેનું વર્ણન જ્ઞાનીઓ પણ પૂરેપૂરું આપી શકતા નથી. આમાં ધન ઉપરનો સ્નેહ વધારે સખ્ત છે કે સ્ત્રી ઉપરનો વધારે સખ્ત છે તે કહેવું મુશ્કેલ છે. સ્ત્રી ઉપરનો સ્નેહ મોટી ઉંમરે શરૂ થઈ થોડાં વર્ષમાં ઓછો થઈ જાય છે; પણ જેટલો વખત રહે છે તેટલો વખત તેનો રસ ( intensity ) બહુધા વધારે હોય છે. દ્રવ્ય પરનો મોહ દરરોજ વધતો જાય છે અને વૃદ્ધાવસ્થામાં તે પરાકાષ્ઠાએ પહોંચે છે અને જિંદગીને છેડે પણ છૂટતો નથી. સામાન્ય રીતે મારું પોતાનું તો માનવું એવું છે કે દ્રવ્ય પરનો મોહ કદાચ સ્ત્રીમોહથી ચઢિયાતો હોય કે ન હોય, પણ તેથી ઊતરે તેવો તો નથી જ.

કોઈ પણ વસ્તુ પ્રાપ્ત કરવામાં પ્રાણીને અમુક ઇરાદો હોય છે, પણ ધનપ્રાપ્તિમાં તો કાંઈ પણ ઇરાદા વગર માત્ર પૈસાની ખાતર જ પૈસા મેળવવા યત્ન કરવામાં આવે છે. પુત્રને મોટો વારસો આપવાનું પણ બહાનું જ છે. આ દલીલના પુરાવામાં બે હકીકત જોવાની છે. એક તો વગર પુત્રના અને પુત્ર થવાની આશા વગરના માણસો પણ એટલી જ ખંતથી પૈસા પ્રાપ્ત કરે છે અને પાસેના પૈસાનો શુભ માર્ગે પણ વ્યય કરતા નથી; અને બીજી એ કે જો આવતા ભવ માટે પૈસા રોકાઈ શકાતા હોય (investing of money) તો કોઈ પણ માણસ પુત્રને વારસો આપવાની દરકાર કરે તેમ નથી. વળી, બીજું એ પણ જાણવા યોગ્ય છે કે દરેક કાર્યમાં અમુક હદ હોય છે એટલે કે અમુક વખત પછી અને અમુક પ્રાપ્તિ થયા પછી તે કાર્ય પૂરું થયુ ગણાય. પૈસાની બાબતમાં આ નિયમ પણ જૂઠો પડે છે. હજાર મળે લાખની અને લાખ મળે કરોડની ઉત્તરોત્તર ઇચ્છા વધતી જ જાય છે. વધતી ઇચ્છા અનુસાર કાર્યધુરામાં જોડાઈ જીવન પૂર્ણ થાય છે, પણ પૈસા કમાવાનું કાર્ય કદી પણ પૂરું થતું નથી. કોઈ પણ કામ કરવાનો અમુક હેતુ હોય છે અને અમુક સાધ્ય હોય છે; પ્રયોજન અને સાધ્ય વગર તો સાધારણ અક્કલવાળો માણસ પણ પ્રવૃત્તિ કરતો નથી; ત્યારે ધન પ્રાપ્ત કરવાનાં હેતુ અને સાધ્ય શું ? જરા વિચારો. અનાદિ પદ્ધતિથી તણાઈ ન જાઓ. ધન ખાતર ધન મેળવવામાં ઉદ્યુક્ત ન થાઓ, પણ જરા આગળપાછળ નજર કરો. તમે ડાહ્યા માણસ છો. તમારે પગલે અનેક માણસ ચાલતા હશે, માટે પ્રવૃત્તિ કરો, તેનાં હેતુ અને સાધ્ય ધ્યાનમાં લઈ કરો. આ દૃષ્ટિથી વિચારશો ત્યારે જણાશે કે કાર્યસિદ્ધિના ઉપર જણાવેલા બન્ને નિયમો દ્રવ્યપ્રાપ્તિના પ્રયાસ વખતે ખોટા પડે છે.

ધનપ્રવૃત્તિ નિર્હેતુક છે એ આપણે જોયુ, અને તેથી જેઓ તેને ઇચ્છતા ન જ હોય તે ઉત્કૃષ્ટ પ્રશંસાને પાત્ર છે. જેઓ શ્રાવક અવસ્થામાં છે તેમણે સર્વ ત્યાગની ઇચ્છા રાખવી અને સાથે ચાલુ સ્થિતિમાં સંતોષ રાખવો. પોતાની સ્થિતિ સુધારવા ઇચ્છા રાખવી પણ તેમાં આસક્ત બની જઈ દુર્ધ્યાન થવા ન દેવું. ચાલુ સ્થિતિમાં આનંદ પામવો; અને ખાસ કરીને કર્મના સિદ્ધાંતને તાબે થઈ જવું નહિ, પણ પુરુષાર્થ કરવો. ગેરસમજૂતી ન થાય તેટલા માટે જણાવવાની જરૂર છે કે સંતોષ ને પુરુષાર્થને વિરોધ નથી; પણ દુર્ધ્યાન થાય, પૈસાની જપમાળા જપાય, પૈસા–પૈસાનું જ ધ્યાન રહે એવી સ્થિતિ ન થવા દેવી. You may aspire, but don't be dissatisfied with your present lot—તમે મોટા થવાની આશા–ઇચ્છા રાખો, પણ તમારા ચાલુ સંયોગથી અસંતોષી બનો નહિ.

ધન મેળવ્યા પછી શું કરવું એ બાબતમાં ગ્રંથકારે વિવેચન કર્યું છે. ધન મેળ-

---

* ધનપ્રાપ્તિ, તેના હેતુ વગેરે ઉપર મારો 'તૃષ્ણાછેદ'નો લેખ જુઓ, 'શ્રી જૈન ધર્મ પ્રકાશ' પુસ્તક ૨૨ આ વિષયના ઉપયોગી મુદ્દા અત્ર દાખલ કર્યા છે.

વતાં કેવા કેવા સંસ્કાર થાય છે તે પર જો ધ્યાન આપવામાં આવે તો ઉપદેશ લાગ્યા વગર રહે નહિ. પૈસા માટે પરદેશગમન, નીચસેવા, ટાઢ, તડકા અને તીવ્ર વચનો સહન કરવામાં આવે છે. પૈસા માટે ખુશામત કરવામાં આવે છે. પૈસા માટે ખટપટ કરવામાં આવે છે. અને પૈસા માટે અનેક વિડંબના સહન કરવામાં આવે છે. જે કદર્થનાનો અંશ સહન કરવાથી મુનિમાર્ગમાં મોક્ષ મળે, તેવી કદર્થના પૈસા સારુ અનાદિ મોહમદિરામાં ચકચૂર થયેલ જીવ કરે છે, પણ વિચારતો નથી કે આ બધું શા સારુ? મૂઢ અવસ્થામાં અથડાઈ–પછડાઈ અનંત કાળ રખડ્યા કરે છે. **સિંદૂરપ્રકરમાં** કહે છે કે 'ધનથી અંધ થયેલી બુદ્ધિવાળા પુરુષો વિષમ અટવીમાં ભ્રમણ કરે છે, વિકટ દૂર દેશાંતરમાં ફરે છે, ગહન સમુદ્રનું ઉલ્લંઘન કરે છે, બહુ દુઃખવાળી ખેતી કરે છે, કૃપણ પતિની સેવા કરે છે અને હસ્તીઓના સંઘટ્ટથી અપ્રવેશ્ય સંગ્રામમા જઈ પ્રાણ આપે છે. આ સર્વ લોભનું ચેષ્ટિત છે.'

સુખ ક્યાં છે? પૈસાદારોની હવેલીમાં? રાજાના મહેલમાં? ચક્રવર્તીના આવાસમાં? ઇંદ્રના ઇંદ્રાસનમાં? કે બે ઘોડાની ગાડીમાં? વિચારીને જવાબ દેવો એ શરત છે. જરા જુઓ, બહારના આડંબરમાં સુખ નથી. સુખી લાગતાં માણસોનાં હૃદય સળગી જતાં હોય છે. ઘરમાં અનેક ખટપટ હોય છે અને મનમાં તો યુદ્ધ ચાલ્યા જ કરતું હોય છે. સુખ સંતોષમાં જ છે, ચાલુ સ્થિતિને તાબે થવામાં જ છે. ધન અસ્થિર છે, કોઈનુ થયુ નથી અને કોઈનું થવાનું નથી. પ્રાયે વિદ્યા અને ધનને વૈર છે. જ્ઞાન વગર સુખ નથી અને પૈસાદારને સુખી માનવા એના જેવી બીજી મૂઢતા નથી.

અનેક દોષોથી ભરપૂર **ધવળ શેઠ, મમ્મણ શેઠ, સુભૂમ ચક્રી** વગેરેને નરકમાં નાખનાર, એકાંત ઉપાધિથી ભરપૂર, મનની અશાંતિનું પ્રબળ સાધન, અનેક દુઃખનો વરસાદ વરસાવનાર, વિદ્વાનોથી અંધનુ ઉપનામ મેળવનાર **લક્ષ્મી**નું સુખ ભોગવનાર ધનિકોને તે સુખ મુબારક હો! ચાલુ જમાનાના વિચિત્ર રંગથી ભરપૂર જિન્દગીમાં અને ખાસ કરીને સખ્ત પ્રવૃત્તિનાં મધ્યબિંદુ ગણાતાં મોટાં શહેરોનાં સુખી દેખાતાં લોકોને જોઈ જરા પણ મૂંઝાવું નહિ; જરા પણ અફસોસ કરવો નહિ; તેઓને સુખી માનવાં નહિ; કારણ કે તેઓના ખાસ નજીકના સંબંધમાં ગયેલાઓ જાણે છે કે તેઓ સુખી નથી. આપણું સુખ આપણી સાથે જ છે અને આપણે તો પરમાનંદપદ પ્રાપ્ત કરવાની ઇચ્છામાં ચાલુ સ્થિતિને તાબે થઈ, શુદ્ધ વૃત્તિએ રહી, ધર્મમય જીવન કરવાનો ઉદ્દેશ રાખી, ઉચ્ચતર અને વિશુદ્ધતર જીવન ગાળવાનો આશય, ઉદ્દેશ અને ઇચ્છા રાખવી. મનુષ્ય-જીવનનો ઊંચો હેતુ પાર પાડવા સારુ મન પર અંકુશ રાખવાની અને લોભનો ત્યાગ કરવાની બહુ જરૂર છે.

इति सविवरणो धनममत्वमोचननामा चतुर्थोऽधिकारः ॥

# पंचमो देहममत्वमोचनाधिकारः ॥



આ ત્યાર સુધીની હકીકતથી જણાયું હશે કે સ્ત્રી, પુત્ર અને ધનનો મોહ આ પ્રાણીને બહુ બંધનકર્તા છે. આ ત્રણ પ્રકારના મોહ સાથે શરીર પરનો મોહ પણ વિચારવા જેવો છે. શરીર પરના મોહથી ફસાઈ પોતાનું કર્તવ્ય ચૂકવું નહિ અને શરીરને અતિ નાજુક તબિયતવાળું બનાવવું નહિ, એવા ઉદ્દેશથી આ અધિકાર લખાયેલો છે.

### શરીરને પાપથી પોષવું નહિ

पुष्णासि यं देहमघान्यचिन्तयंस्तवोपकारं कमयं विधास्यति ॥
कर्माणि कुर्वन्निति चिन्तयायतिं, *जगत्ययं वञ्चयते हि धूर्तराट् ॥ १ ॥ (वंशस्थ)

"પાપને અણુવિચારતો જે શરીરને તું પોષે છે તે શરીર તારા ઉપર શું ઉપકાર કરશે? (તેથી તે શરીર માટે હિંસાદિક) કર્મો કરતાં આવતા કાળનો વિચાર કર. આ શરીરરૂપ ધુતારો પ્રાણીને દુનિયામાં છેતરે છે. (૧)

**વિવેચન**—શરીરને પોષણ કરવા સારુ, તેને હીન ખોરાક અને ઉપચાર કરાવવા પડે છે અને તે માટે પૈસા પેદા કરવા પડે છે; હિંસા, અસત્ય વગેરે પાપો સેવવાં પડે છે; શરીર ધીમે ધીમે નાજુક તબિયતનું બની જાય છે. તેને સાબુ ચોળવા, પંખા નખાવવા અને અખાદ્ય પદાર્થો દવારૂપે ખવરાવવા પડે છે. આવી રીતે પોષણ કરેલું શરીર પણ જરાયે બદલો વાળતું નથી, વારંવાર કંટાળો આપ્યા કરે છે અને ઊલટું ઘણી વખત તો રોગનું ઘર થઈ પડે છે.

વળી, આવાં કર્મો કરતી વખતે પ્રાણીએ ભવિષ્ય કાળનો વિચાર કરવો જોઈએ. શરીરને જરા સુખ આપવા ખાતર જેનાં નામ ન આપી શકાય તેવી દવાઓ ખાતાં છતાં, તે તો પોતાનું ધાર્યું જ કામ કરે છે અને પરભવમાં નીચ ગતિ થાય છે તે નફામાં રહે છે. વળી. આવાં કર્મોથી પોષેલ શરીર પણ નાશ તો પામે જ છે, આપણે તેને પોતાનું

---

* ચોથા પાદમાં जगति ને બદલે કોઈ સ્થાનકે जगति એવો પાઠ છે, તેનો અર્થ 'જગતનાં પ્રાણીઓને' એમ પ્રથમ હોઈ શકે; પણ પ્રથમ પાઠ વધારે સમીચીન જણાય છે.

માની બેઠા છીએ, પણ વાસ્તવિક સ્વરૂપ તેમ નથી. ખરેખર, વિદ્વાન ગ્રંથકર્તા કહે છે તેમ, શરીરરૂપ ધુતારો સર્વ પ્રાણીઓને ઠગે છે. કહેવાની મતલબ એ છે કે શરીરને પાપી કાર્યથી પોષવું નહિ, ધાર્મિક કાર્યમાં ઉપયોગી થાય છે તેથી તેને જોઈતો નિરવદ્ય ખોરાક આપી મમત્વ વગર પાળવું, એટલું જ કર્તવ્ય છે.

શરીર પરનો મોહ સંસારમાં રઝળાવે છે, એ નિઃસંશય છે. **સનત્કુમાર ચક્રવર્તીને** શરીર પર બહુ પ્રેમ હતો, પણ જ્યારે તે મોહ પરાકાષ્ઠાએ પહોંચ્યો ત્યારે શરીર વિષમય થઈ ગયું. પુરાણમાં **ત્રિશંકુ** માટે એક દૃષ્ટાંત આપેલ છે. તે પણ શરીર પર અત્યંત પ્રેમ રાખનારને બોધ આપે તેવું છે. આ ત્રિશંકુ રાજાને શરીર પર એટલો બધો પ્રેમ હતો કે એ જ શરીરથી સ્વર્ગમા જવાની તેને ઇચ્છા થઈ. પોતાના કુળગુરુ વસિષ્ઠને આ વાત જ્યારે કહી ત્યારે તેઓએ તે વાતને હસી કાઢી. ત્યાર પછી પોતાના પુત્રોને પ્રયત્ન કરવા કહ્યું, પરંતુ તેઓએ પણ મશ્કરી કરી વાત ઉડાવી દીધી. આટલા ઉપરથી ત્રિશંકુ ગુસ્સે થઈ ગયો અને વિશ્વામિત્ર પાસે ગયો. વિશ્વામિત્રના કુટુંબ ઉપર દુકાળના વખતમાં ત્રિશંકુએ ઉપકાર કર્યો હતો, તેથી વિશ્વામિત્રે તેની માગણી કબૂલ કરી અને યજ્ઞ કરવા માંડયો. તપના પ્રભાવથી વિશ્વામિત્રે ત્રિશંકુને આકાશમાં ચઢાવવા માંડયો, પણ સ્વર્ગના ગઢ આગળ પહોંચ્યો ત્યાં ઇંદ્રે તેને ઊંધે માથે પછાડયો. અર્ધ રસ્તે પહોંચ્યો ત્યાં વિશ્વામિત્રે આ વાત જાણી એટલે બોલ્યા કે **तिष्ठ त्रिशंको ! तिष्ठ ।** આ ઉચ્ચારથી ત્રિશંકુ ઊંધે માથે વચ્ચે લટકી રહ્યો: ન મળ્યું સ્વર્ગસુખ અને ન મળ્યું સંસારસુખ ! શરીર પરના મમત્વથી બન્ને ખોયું (આપ્ટે ડીક્શનેરી). આ હકીકત પરથી શરીરમોહ કેટલો નુકસાનકર્તા છે એ જોવાનું છે (૧; ૫૪)

## શરીર-કારાગૃહમાંથી છૂટવાનો ઉપદેશ

**कारागृहाद्बहुविधाशुचितादिदुःखा-न्निर्गन्तुमिच्छति जडोऽपि हि तद्विभिद्य ।**
**क्षिप्तस्ततोऽधिकतरे वपुषि स्वकर्म-व्रातेन तद्दृढयितुं यतसे किमात्मन् ? ॥ २ ॥** (वसन्ततिलका)

"મૂર્ખ પ્રાણી હોય છે તે પણ અનેક અશુચિ વગેરે દુઃખોથી ભરેલાં બંદીખાનાને ભાંગીને બહાર નીકળી જવા ઇચ્છા રાખે છે. તારાં પોતાનાં કર્મો વડે જ તેથી પણ વધારે આકરાં શરીર-બંદીખાનામાં તું નખાયો છે, છતાં તે બંદીખાનાને વધારે મજબૂત કરવા શા સારુ યત્ન કરે છે ?" (૨)

**વિવેચન**—કેદખાનામાં ક્ષુધા, તૃષા, ગંદકી, સખત કામ વગેરે અનેક દુઃખો સહન કરવાં પડે છે, તેથી તેમાં રહેલા માણસની વૃત્તિ એવી જ હોય છે કે ક્યારે આમાંથી છૂટું; ક્યારે લાગ મળે ને આ સળિયા ભાંગી નાસી જાઉં ? શરીરરૂપ કેદખાનામાં તો મહાઅશુચિ ભરેલી છે, તેમાંથી નાસી જવાનો યત્ન કરવાને બદલે આ જીવ તેને સુંદર આહાર, આઇસ્ક્રીમ, કોલ્ડ્રીંક, કનિષ્ઠ ઔષધિઓથી ઊલટો પાળે છે, પોષે છે, ચોળે છે, પંપાળે છે અને તેને જરા પીડા થતાં ગાંડોઘેલો બની જઈ હાયવોય કરી મૂકે છે.

વિચારવાન પ્રાણીએ શરીર-કારાગૃહનો સદુપયોગ કરવો જોઈએ. તેના પર એવો અમલ ચલાવવો જોઈએ કે ફરી વાર તે કેદખાનામાં આવવું જ પડે નહિ. શરીર પરનું મમત્વ છોડવું, એ જરા પણ મુશ્કેલ નથી. એક ગાગરમાં બોર ભર્યાં છે. ગાગરનું મોં સાંકડું છે. વાંદરો ગાગર નજીક આવી બોર લેવાની ઇચ્છાથી હાથ નાંખી મોટી મુઠ્ઠી ભરે છે. પછી હાથ નીકળતો નથી ત્યારે સમજે છે કે ગાગરે પોતાને પકડી રાખ્યો છે! વાસ્તવિક શું છે? ગાગરને પોતે પકડી રાખી છે, અને જેવો મદારી એક ચાબખો મારે છે કે હાથ છૂટી જાય છે. તેવી જ રીતે આ જીવ માને છે કે તેને શરીરે પકડી રાખ્યો છે, સ્ત્રીપુત્રે પકડી રાખ્યો છે. વસ્તુતઃ તો, વાંદરાની પેઠે, પોતે જ તેઓને મૂકતો નથી. મમત્વ છોડવું હોય તો જરા પણ મુશ્કેલી નથી. માટે વિચાર કરો; નહિ તો જ્યારે કાળરૂપ મદારી આવી સપાટો લગાવશે ત્યારે તો પોતાની મેળે જ મુઠ્ઠી છૂટી જશે અને શરીરનો એકદમ ત્યાગ કરવો પડશે. ( ૨; ૫૫ )

## શરીરસાધનથી કરવા યોગ્ય કર્તવ્ય તરફ પ્રેરણા

**चेद्वाञ्छसीदमवितुं परलोकदुःख-भीत्या ततो न कुरुषे किमु पुण्यमेव ? ।**
**शक्यं न रक्षितुमिदं हि च* दुःखभीतिः, पुण्यं विना क्षयमुपैति न वज्रिणोऽपि ॥३॥** (वसंततिलका)

" જો તું તારા શરીરને પરલોકમાં થનારાં દુઃખના ભયથી બચાવવા ઇચ્છતો હોય તો, પુણ્ય જ શા માટે કરતો નથી ? આ શરીર ( કોઈ વડે પણ ) પોષી શકાય તેવું નથી; ઇંદ્ર જેવાને પણ પુણ્ય વગર દુઃખની બીક નાશ પામતી નથી." ( ૩ )

**વિવેચન**—હે ભાઈ! તને કદાચ એમ ભય લાગતો હોય કે આ શરીરને અહીં મૂકીને પરલોકમાં જશું ત્યારે બહુ દુઃખ ભોગવવાં પડશે અને તેથી અહીં જ વધારે જીવી લેવું સારું છે : આવા વિચારથી તું રાત્રિભોજન કરતો હો કે કંદમૂળ, અભક્ષ્ય, અનંતકાય વગેરેનું ભક્ષણ કરતો હો અને શરીરને પોષતો હો, તો તેમાં તારી ભૂલ થાય છે. વધારે ઉત્તમ રસ્તો એ છે કે તારે ખૂબ પુણ્ય કરવું. આથી તારું શરીર આ ભવમાં સારું રહેશે અને તને પરભવ સંબંધી ભય નહિ રહે. હાલ તને જે સ્થિતિહીનતા લાગે છે તે પુણ્ય ઓછું હોવાને લીધે જ છે, અને તે જ કારણથી ઇંદ્ર અને ચક્રવર્તીઓ પણ ભય પામ્યા કરે છે. શરીરપ્રાપ્તિનો હેતુ શો અને તે હેતુ સૌથી સારી રીતે કેવી રીતે પાર પડે, તે વિચારવાની બહુ જરૂર છે.

અથવા આ શ્લોકનો ભાવ બીજી રીતે પણ સમજવા યોગ્ય છે. જો તું શરીરનું રક્ષણ કરવા ઇચ્છતો હો તો પુણ્ય કર, કારણ કે પરભવમાં જે શરીર પ્રાપ્ત થશે તે તેથી સારું પ્રાપ્ત થશે. આનું કારણ એ છે કે આ શરીરને બચાવવા કોઈ પણ શક્તિમાન નથી; ઇંદ્ર સરખા પણ અશક્ત છે; માટે પુણ્યધન પ્રાપ્ત કરવું. પુણ્ય વગર પરલોકનાં દુઃખનો ભય

* કોઈક પ્રતમાં અત્ર ન છે અને ચતુર્થ પંક્તિમાં ચ છે,' તેનો ભાવ પણ તે જ રહે છે.

નાશ પામવાનો નથી. ઘડાનો નાશ થવાની બીક રાખવા કરતાં ઘડો બનાવવાની કળા શીખી લેવી, જેથી નાશ થાય ત્યારે નવો ઉત્પન્ન કરીને પ્રાપ્ત કરવાની શક્તિ રહે. (૩;૫૬)

### દેહાશ્રિતપણાથી દુ:ખ; નિરાલંબનત્વમાં સુખ

देहे विमुह्य कुरुषे किमघं न वेत्सि, देहस्थ एव भजसे भवदुःखजालम् ।
लोहाश्रितो हि सहते घनघातमग्नि–र्बाधा न तेऽस्य च नभोवदनाश्रयत्वे ॥ ४ ॥ (वसंततिलका)

"શરીર ઉપર મોહ કરીને તું પાપ કરે છે, પણ તને ખબર નથી કે સંસાર-સમુદ્રમાં દુ:ખ ખમવાં પડે છે, તે શરીરમાં રહ્યો છે તેથી જ પામે છે. અગ્નિ લોઢામાં રહ્યો હોય છે ત્યાં સુધી જ હથોડાના (ઘણના) પ્રહારો (ઘા) ખમે છે; તેથી જ્યારે તું આકાશની પેઠે આશ્રયરહિતપણું અંગીકાર કરીશ ત્યારે તને અને અગ્નિને કાંઈ પણ પીડા નહિ થાય." (૪)

**વિવેચન**—અત્યાર સુધીમાં પરલોકદુ:ખશંકાથી પુણ્યસંચય વધારે કરવાનો ઉપદેશ કર્યો. હવે આ શ્લોકમાં કહે છે કે આ લોકમાં પણ તું દુ:ખ શા સારુ પામે છે ? શરીરથી તને કોઈ પણ પ્રકારનું સુખ નથી, ઊલટાં તારે જે જે દુ:ખો ભોગવવાં પડ્યાં છે, તે તે શરીરસંબંધથી જ ભોગવવાં પડ્યાં છે. શરીર સાથેનો સંબંધ છોડી દે તો એકદમ મોક્ષે ચાલ્યો જઈશ. જેઓ શરીરને અભક્ષ્યથી પોષે છે, તેઓ તો બંને રીતે માર ખાય છે. આ ભવમાં પણ મોટી ઉંમરે દુ:ખી થાય છે. કદાચ ચઢતા લોહીમાં માલ–મસાલા બે વર્ષ નુકસાન બતાવે નહિ, પણ જરા મોટી ઉંમર થતાં તેની અસર જણાયા વગર રહેતી નથી. શરીર થોડા વખતમાં જર્જરીભૂત થઈ જાય છે. પરલોકમાં પુણ્ય વગર શા હાલ થાય તે તો પ્રસિદ્ધ જ છે.

બંને શ્લોકનો ઉદ્દેશ એ છે કે હે ભાઈઓ ! પરલોકમાં સુખ પામવાની મરજી હોય અને આ ભવમાં શરીરને સામાન્ય રીતે સારી અવસ્થામાં રાખવું હોય તો તેને બહુ પંપાળવું નહિ.

ધર્મના સાધન તરીકે શરીર ઉપયોગી છે તેથી તેને વિસારી પણ મૂકવું નહિ. વિચાર કરીને મધ્યમ માર્ગ પકડવો ઉચિત છે.

અગ્નિ જ્યારે લોહના સંબંધમાં આવે છે ત્યારે મોટા મોટા ઘણ તેના પર પડે છે; પણ જ્યારે લોઢામાંથી નીકળી જાય છે ત્યારે બધી પીડા મટી જાય છે. આત્મા અગ્નિ જેવો છે; શરીરરૂપ લોહના સંબંધથી રોગ, દુ:ખ વગેરે ખમે છે, પણ જ્યારે તેની સાથેનો સંબંધ છોડશે કે તેનાં દુ:ખો નાશ પામી જશે. આ જીવ જેને પોતાનો આશ્રય માને છે તે શરીર જ આશ્રિતને દુ:ખ આપે છે, એ બહુ દુ:ખકારક બીના છે; તેથી હવે તો એવું કામ કરવું જોઈએ કે કોઈ પણ પ્રકારના વિચારને અયોગ્ય* એવા એ નાલાયક શરીરનો આશ્રય જ કરવો પડે નહિ. શરીર પર મમત્વ ઓછું કરવા માટે આ ઉપમા બહુ યોગ્ય છે. આ ઉપરાંત નીચેનો શ્લોક પણ વિચારવા જેવો છે. (૪; ૫૭)

* Not deserving any consideration.

## થોડું આપી વધારે લેવાનો જીવને ઉપદેશ

दुष्टः कर्मविपाकभूपतिवशः कायाह्वयः कर्मकृत्,
बद्ध्वा कर्मगुणैर्हृषीकचषकैः पीतप्रमादासवम् ।
कृत्वा नारकचारकापदुचितं त्वां प्राप्य चाशु च्छलं,
गन्तेति स्वहिताय संयमभरं तं वाहयाल्पं ददत् ॥ ५ ॥ (शार्दूलविक्रीडित)

"શરીર નામનો નોકર કર્મવિપાક રાજાનો દુષ્ટ સેવક છે, તે તને કર્મરૂપી દોરડાંએ બાંધીને ઇંદ્રિયોરૂપી દારૂ પાવાના પાત્રો વડે તને પ્રમાદરૂપ મદિરા પાશે. આવી રીતે તને નારકીનાં દુઃખ ખમવાને યોગ્ય કરીને પછી કાંઈ બહાનું કાઢીને તે સેવક ચાલ્યો જશે; માટે તારા પોતાના હિતને માટે તે શરીરને થોડો થોડો સંયમનો ભાર આપીને તું વહન કર." (૫)

**વિવેચન**—એક **કર્મવિપાક** નામે રાજા **ચતુર્ગતિ** નગરીમાં રાજ્ય કરે છે. આ રાજાને અનેક સેવકો છે અને શરીર પણ અનેકમાંનો એક સેવક છે. હવે રાજા દરરોજ કચેરી ભરે છે. એક દિવસ આ જીવ યાદ આવ્યો એટલે પોતાના સેવકોને હુકમ કર્યો કે આ જીવને બંદીખાનામાં નાખી દો, નહિ તો કદાચ તે મોક્ષનગરમાં ચાલ્યો જશે, કે જ્યાં આપણી સત્તા (Jurisdiction) ચાલતી નથી. શરીર નામના સેવકે તૈયારી કરી અને રાજાને કહ્યું કે જીવને કબજે રાખવા સારુ દોરડાંનો ખપ પડશે. કર્મવિપાકે કહ્યું : "અરે કાયા ! તેમાં તારે મૂંઝાવાનું નથી. આપણી શાળામાં કર્મ નામનાં હજારો દોરડાં છે, તેમાંથી તારે જોઈએ તેટલાં લઈ લે. ફક્ત તું આ જીવથી સાવચેત રહેજે, નહિ તો તને તે થાપ ખવરાવી દેશે." વળી પાછો શરીરસેવકને વિચાર થયો કે કામ આકરું છે; તેથી રાજાને કહ્યું કે "મહારાજ ! આ જીવમાં તો અનંત શક્તિ છે, તેથી મને મારીને હઠાવી દે, માટે કોઈ એવી વસ્તુ આપો કે તેના ઘેનમાં તે પડ્યો રહે અને સ્વશક્તિનો તેને ખ્યાલ જ આવે નહિ." આ ઉપરથી બહુ વિચાર કરીને રાજાએ મદ્ય, વિષય, કષાય, નિદ્રા અને વિકથા એ પાંચ પ્રમાદરૂપ આસવ (દારૂ) આપ્યા અને ભલામણ કરી કે ઇંદ્રિયોરૂપ વાસણમાં આ આસવ લઈ તારે જીવને પાયા કરવો.

આવી રીતે પોતાના રાજાનો હુકમ થતાં શરીરે તરત જ તેને અમલમાં મૂક્યો. દારૂના ઘેનમાં મગ્ન થઈ ગયેલા જીવને કૃત્યાકૃત્યનો પણ વિવેક રહ્યો નહિ. અને જ્યારે શરીરને ચોક્કસ થયું કે આ જીવ હવે મોક્ષે જશે નહિ પણ નારકીમાં જ જશે, ત્યારે પોતાનું કાર્ય ફતેહ થયું છે એમ માની આ જીવને છોડીને ચાલ્યો જવાનો વિચાર કરવા લાગ્યું. એવામાં અકસ્માત્ ગુરુમહારાજ (**શ્રીમુનિસુંદરસૂરિ**) આ જીવને મળી ગયા. બંદીખાનામાં પીધેલ અવસ્થામાં પડેલા આ જીવને જોઈને તેઓને બહુ દયા આવી, એટલે તેમણે તે જીવને કેદખાનાનું સ્વરૂપ સમજાવ્યું અને પછી કહ્યું કે "હે ભાઈ ! આ બંદીખાનામાંથી અત્યારે પણ નીકળી જા. આ શરીર જરા લોભી છે, માટે તારે એવી

યુક્તિ કરવી કે તેને થોડું થોડું ખવરાવવું અને મોક્ષનુ સાધન તેના વડે જ તૈયાર કરવું અને તારે પાંચ ઇંદ્રિયો પર સંયમ રાખવો ને પાંચ પ્રમાદરૂપ દારૂ તો કદી પીવો જ નહિ."

મુનિસુંદરસૂરિ મહારાજના આ ઉપદેશ ઉપર હાલમા જીવ વિચાર ચલાવે છે. ઉપદેશ પ્રમાણે અમલ થવાની બહુ જરૂર છે. પણ વાત એમ છે કે આ જીવ પારકી પંચાતો કરવી હોય ત્યારે બહુ લાંબો-પહોળો થઈને વાતો કરવા મંડી જાય છે, પણ તેને પોતાના શરીરનું ભાન નથી. તે માંદો પડે તો કરી કરવાનું વૈદ્ય કહે ત્યારે ગોટા વાળશે અને સાજો હશે ત્યારે આખો દિવસ બંદૂકમાં દારૂ ભર્યા જ કરશે. અલ્પજ્ઞ જીવને વસ્તુસ્વરૂપનું જરા પણ ભાન નથી, તેથી મદિરામાં મસ્ત રહી અકાર્ય કરે છે, અનાચરણ સેવે છે અને દુઃખી થાય છે. કોઈ વખત એક નાની ફોડકી થઈ હશે તો હાયવોય કરી મૂકશે અને કોઈ વખત તાવ આવ્યો હશે તોપણ કામ છોડશે નહિ વાસ્તવિક રીતે તેનાં સર્વ આચરણો જોવામાં આવે તો દારૂ પીધેલના જેવાં જ લાગશે, પણ દારૂ કેવો છે અને પાનાર કોણ છે તે આ જીવ સમજતો નથી. અને તેથી જ તેને સીધી રીતે જ્ઞાન થતું નથી. આ શ્લોકમાં તેનુ જે સ્વરૂપ બતાવ્યુ છે તે સમજીને શરીર પાસેથી તો કામ કાઢી લેવાનું છે. રીતસર તેને પોષીને તેની પાસેથી સંયમપાલનરૂપ કામ કરાવી લેવું. પુષ્ટિકારક ખોરાક પર તેટલો શક્તિવ્યય ન હોય તો અપચો-અજીર્ણ થાય છે અને થોડી વસ્તુ આપી વધારે કામ લેવું એ વ્યવહારદક્ષતા ગણાય છે, એ નિયમ શરીરના સંબંધમાં પણ લાગુ પાડવો યુક્ત છે. (૫; ૫૮)

## શરીરની અશુચિ; તેનાથી સ્વહિત સાધી લેવું એ કર્તવ્ય છે

यतः शुचीन्यप्यशुचीभवन्ति, कृम्याकुलात्काकशुनादिभक्ष्यात् ।
द्राग्भाविनो भस्मतया, ततोऽङ्गात् मांसादिपिण्डात् स्वहितं गृहाण ॥ ६ ॥ (ઉપજાતિ)

"જે શરીરના સંબંધથી પવિત્ર વસ્તુઓ પણ અપવિત્ર થઈ જાય છે, જે કૃમિથી ભરેલું છે, જે કાગડા-કૂતરાને ભક્ષણ કરવાને યોગ્ય છે, જે થોડા વખતમાં રાખ થઈ જવાનું છે અને જે માંસનો જ પિંડ છે, તે શરીરથી તું તો તારું પોતાનું હિત સાધી લે." (૬)

**વિવેચન**—અતિ સુંદર વસ્તુઓ પણ શરીરના સંબંધમાં આવતાં અપવિત્ર થઈ જાય છે. **શ્રી મલ્લિનાથે** છ રાજાઓને જે અકસીર ઉપદેશ આપ્યો તે આ શરીરની રચના બતાવીને જ આપ્યો હતો. આવું શરીર જીવતું હોય એટલે કે જ્યાં સુધી તેમાં આત્મા-ચેતન હોય ત્યાં સુધી કૃમિ વગેરેથી ભરેલું હોય છે અને મરણ પામ્યા પછી તે જરા પણ ઉપયોગમાં આવતું નથી. ઢોરનાં ચામડાં, માંસ, પૂછડાં, શીંગડાં, ખરી, હાડકાં અને ચરબીના પણ પૈસા ઊપજે છે, ત્યારે માણસનું શરીર તો બિલકુલ નકામું જ છે, અને ચાર દિવસ કદી પડયું રહે તો રોગનો ઉપદ્રવ કરે છે. તેથી મરણ પછી તેની રાખ કરી નાખવામાં આવે છે. હાલ છે તે પણ માંસનો લોચો જ છે. એવા શરીર પર મોહ શો કરવો? જે દુર્ગંધ દૂરથી જોઈ નાક આડા રૂમાલ દઈએ છીએ, તેવી જ દુર્ગંધ આ

શરીરમાં ભરેલી છે. આ સંબંધમાં છઠ્ઠી ભાવના વાંચવાની ભલામણ કરવામાં આવે છે. પુરુષનાં નવ અને સ્ત્રીનાં બાર દ્વારમાંથી ગટરની જેમ અપવિત્ર પદાર્થો નીકળ્યા જ કરે છે અને સુંદર પદાર્થો શરીરના સંસર્ગથી તે રૂપને પામેલા હોય છે અને પામતા જાય છે.

હવે આટલા ઉપરથી જાણવાનું એ છે કે ઉપરના શ્લોકમાં વિસ્તારથી સમજાવ્યું તે પ્રમાણે શરીરને જરા જરા ખવરાવીને તેનાથી આત્મહિત કરી લેવું. જેમ શરીરથી સંસારમાં ડુબાય છે તેમ તેનાથી જ તરી શકાય છે, માટે આ શરીરનો સદુપયોગ કરવો. આ જ ભાવ નીચેના બે શ્લોકથી વધારે સ્પષ્ટ થશે. (૬; ૫૯)

## શરીર એ ભાડે રાખેલ ઘર છે

परोपकारोऽस्ति तपो जपो वा, विनश्वराद्यस्य फलं न देहात् ।
सभाटकादल्पदिनाप्तगेहमृत्पिण्डमूढः फलमश्नुते किम् ? ॥ ७ ॥ (उपजाति)

"જે નાશવંત શરીરથી પરોપકાર, તપ, જપરૂપ ફળ થતાં નથી તે શરીરવાળો પ્રાણી થોડા દિવસને માટે ભાડે રાખેલા ઘરરૂપ માટીના પિંડ પર મોહ પામીને શું ફળ મેળવે ?" (૭)

**વિવેચન—નયસાર**ના ભવથી **વીરપરમાત્મા**ના જીવે પરોપકાર, તપ અને ધ્યાનની શરૂઆત કરી; શરીર પરનું મમત્વ છોડી દીધું અને છેલ્લા ભવમાં સાડાબાર વર્ષ તપ કર્યું અને ઉપસર્ગો સહન કર્યા, તેનું વર્ણન વાંચતાં પણ વિચાર થઈ જાય છે. આવી રીતે શરીરનો ઉપયોગ કરવાનો અત્ર ઉપદેશ છે. આવું જો ન થઈ શકે તો પછી શરીર-પ્રાપ્તિથી લાભ શો ?

ટીકાકાર શ્રી ધનવિજય ગણિ લખે છે કે "કોઈ પ્રાણીએ ભાડું આપીને થોડા દિવસ માટે એક ઘર ભાડે રાખ્યુ હોય અને પછી 'આ મારું ઘર છે અને વપરાશે તો નાશ પામશે' એમ માની તે ઘરને વાપરતો નથી, પછી મુદત પૂરી થાય છે એટલે ઘર તો છોડી દેવું પડે છે; તેવી જ રીતે આ શરીર જીવને ટૂંક (પરિમિત) આયુષ્યયુક્ત પ્રાપ્ત થાય છે ત્યારે આ જીવ વિચાર કરે છે કે પરોપકાર, તપસ્યા વગેરે કરીશ તો આ શરીર દુર્બળ થઈ જશે, માટે આપણે તો તેવું કાંઈ પણ કરવાના નથી. આવા ખોટા વિચારથી મૂઢ બુદ્ધિવાળો જીવ શરીરનો સદુપયોગ કરતો નથી અને આયુષ્ય પૂર્ણ થાય છે કે તરત શરીરને તજી દેવું પડે છે, ત્યારે તે મનુષ્યભવ અને શરીર બનેથી ભ્રષ્ટ થાય છે."

શરીરને ક્યારે પોષવું, કેમ પોષવું, શા માટે પોષવું વગેરે સવાલોનો અત્ર નિર્ણય બતાવ્યો છે, તે મનન કરવા યોગ્ય છે. (૭; ૬૦)

## શરીરથી કરી શકાતું આત્મહિત

मृत्पिण्डरूपेण विनश्वरेण, जुगुप्सनीयेन गदालयेन ।
देहेन चेदात्महितं सुसाधं, धर्मान्न किं यद्यतसेऽत्र मूढ ? ॥ ८ ॥ (उपजाति)

"માટીના પિંડરૂપ, નાશવંત, દુર્ગંધી અને રોગના ઘર એવા આ શરીર વડે જ્યારે ધર્મ કરીને તારું પોતાનું હિત સારી રીતે સાધી શકાય તેમ છે ત્યારે હે મૂઢ! તે પ્રકારનો યત્ન કેમ કરતો નથી?" (૮)

**વિવેચન**—આ શરીર પાર્થિવ માટીના પિંડરૂપ, નાશ પામનાર, દુર્ગચ્છનિક અને વ્યાધિનું ઘર વગેરે દોષોથી યુક્ત છે, ત્યારે હવે તેનાથી કાંઈ લાભ મેળવાય તેમ છે? જો આપણને તેનાથી કોઈ પણ પ્રકારનો લાભ મળી શકે તેમ હોય તો તે સાધી લેવો. જ્ઞાની મહારાજ કહે છે કે 'ઇંદ્રિયદમન, સંયમપાલન વગેરે મહાન્ કાર્યો આ શરીર દ્વારા થઈ શકે છે.' તે કરવાને માટે અત્ર ઉપદેશ આપે છે. વિદ્વાનોનું કર્તવ્ય અને ખૂબી એ છે કે તદ્દન ખરાબ પણ છોડી ન શકાય તેવા પદાર્થનો શુભ ઉપયોગ શોધી કાઢવો; એટલે કે આ શરીર ઉપર જણાવેલા અવગુણોવાળું છતાં પણ જ્યારે છોડી શકાય તેમ નથી, ત્યારે તેનાથી જે જે આત્મહિત થાય તેમ હોય તે તે કરી લેવું; તેમાં કિંચિત્ પણ પ્રમાદ કરવો નહિ. અત્યારે ચેતવું નહિ અને પાછળથી પશ્ચાત્તાપ કરવો તે મૂર્ખનું કામ છે. (૮; ૬૧)

* * *

આ પ્રમાણે **દેહમમત્વમોચનદ્વાર** પૂર્ણ થયું. આ દ્વારમાં જે શિક્ષા છે તેનો નીચે પ્રમાણે સંક્ષેપ થઈ શકે:—

૧. શરીરને પોષવું તે, નિરુપકારી પર આભાર કરવા જેવું છે.
૨. શરીર તારું પોતાનું નથી, પણ મોહરાજાએ બનાવેલું બંદીખાનું છે.
૩. શરીર તારી નોકરીમાં નથી, તે તો મોહ રાજાની સેવામાં છે.
૪. શરીરરૂપ કેદખાનામાંથી છૂટવા માટે તારે અસાધારણ પ્રયાસ–પુરુષાર્થ કરવો ઘટે છે.
૫. શરીરરૂપ કેદખાનામાંથી છૂટવાનો ઉપાય સારી કૃતિનો સંચય કરવો તે છે.
૬. શરીરને ઓછું પંપાળવું અને ઇંદ્રિયોનો સંયમ કરવો.
૭. શરીરથી આત્મહિત કરવા ધર્મધ્યાન કરવું.
૮. શરીરને ભાડાનું ઘર માનવું.
૯. શરીરને છોડતી વખતે જરા પણ દુઃખ લાગે નહિ એવી વૃત્તિઓ કરવી.
૧૦. શરીરની અશુચિ પર વિચાર કરવો.

સ્ત્રી, પુત્ર, ધન અને શરીર પર મોહ રાખશો નહિ, એમ જ્ઞાનીઓ તો પોકાર કરી કરીને વારંવાર કહી ગયા છે, પરંતુ આ જીવ સમજ્યા છતાં પણ મોહ છોડી શકતો નથી. ખાસ કરીને શરીરની બાબતમાં તો દેખીતી ભૂલ થાય છે, કારણ કે શરીરને પંપાળવાથી તો તે એટલી રીતે હેરાન કરે છે કે કાંઈ વાત નહિ; તબિયત નાજુક બનાવી દે છે અને અનેક ચાળા કરાવે છે. આ સર્વનો હેતુ એ જ છે કે તેઓ **શરીરને ભાડાનું ઘર** સમજતા નથી, પણ ઘરનું ઘર સમજે છે. તેમને મરણ વખતે આ શરીર છોડવું બહુ મુશ્કેલ પડે છે. પણ તેવું કોને થાય છે? જેઓને આગામી ભવે સારી જગ્યા મેળવવાની

આશા નથી તેઓ જ ગભરાય છે. વળી, આપણે સંસારમાં ટાઢ, તડકા, ભૂખ વગેરે સર્વ ખમીએ છીએ, પણ એક ઉપવાસ કરવો હોય તો શરીર અશક્ત બની જાય છે. આવા વર્તનવાળાં પ્રાણીઓને મરણપ્રસંગે કયા પ્રકારનો આનંદ હોય ?

વળી, જેમ શરીર પર બહુ મમતા રાખવી નહિ, તેમ તેની તદ્દન ઉપેક્ષા પણ કરવી નહિ, કારણ કે શરીરની મદદથી જ સંસારસમુદ્ર તરી શકાય છે. શરીરને પોતાની પ્રકૃતિ અનુકૂળ સાદો સાત્ત્વિક ખોરાક આપવો અને કુદરતના નિયમને અનુસરી શરીરને જરા કસરત પણ આપવી. નિયમિત ટેવ અને યોગ્ય કસરતથી વ્યાધિઓના પ્રસંગ અલ્પ આવે છે. શરીરને તદ્દન નાજુક તબિયતનું બનાવી દેવું નહિ. છેલ્લા શ્લોકમાં કહ્યા પ્રમાણે શરીરને ભાડું આપી તેના બદલામાં આત્મહિત કરી લેવું. શ્રી શાંતસુધારસમાં છઠ્ઠી ભાવનાના અંતમાં લખે છે કે "કેવળ મળરૂપ પુદ્દગળોનો સમૂહ અને પવિત્ર ભોજનને અપવિત્રપણું આપનાર આ શરીરમાં માત્ર એક મોક્ષસાધન કરવાનું સામર્થ્ય છે, તેને જ મોટા સારરૂપ જાણ." શરીરની મદદથી આત્મહિત કરવામાં લક્ષ્ય રાખવું, શરીર પર મોહ ઓછો કરવો અને શરીરપ્રાપ્તિનો બરાબર લાભ લેવો, એ સમજાનું કર્તવ્ય છે. આને બદલે, આ અધિકારના પાંચમા શ્લોકના વિવેચનમાં જણાવ્યું તેમ, મસ્ત બની આ જીવ શરીરનો પૂરતો લાભ લેતો નથી. વેપારી એક માણસને નોકર રાખે છે તોપણ વખતોવખત વિચાર કરે છે કે જેટલો તેને પગાર આપવામાં આવે છે તેટલું તે કામ આપે છે કે નહિ; અને જો તે નોકરી બરાબર ન કરતો હોય તો પગારમાં ઘટાડો કરવામાં આવે છે અથવા ભવિષ્યમાં વધારે ધ્યાન આપી કામ કરવાની તેને તાકીદ આપવામાં આવે છે. આ શરીરના સંબંધમાં પણ તે જ પ્રમાણે વિચાર કરવો યુક્ત છે. આ ચાલુ જમાનાને અંગે એક બીજી ખાસ વિચારવા લાયક બાબત અત્ર આડકતરી રીતે સૂચવવાની જરૂર લાગે છે. હલકી વસ્તુને મરી-મસાલાથી સારી દેખાતી બનાવી હોટેલ–રેસ્ટોરાંમાં વેચનારાઓ તંદુરસ્તીને બહુ નુકસાન કરે છે. શારીરિક નિયમ સમજનારે તેનો ત્યાગ કરવો ઉચિત છે, જેને માટે બીજાં પણ ઘણાં કારણો છે, જે પર લંબાણ વિવેચનની જરૂર નથી. તે ઉપરાંત ઠંડાં પીણાં, સોડા, લેમન, જીંજર, પીક-મી-અપ વગેરે, અને અતિ હદ બહાર ગયેલાઓના સંબંધમાં સુરાપાન એ સર્વ એકદમ ત્યાગ કરવા યોગ્ય છે. શરીર પાસેથી જે કામ લેવાનું છે, તેમાં તે મદદ કરનાર નથી, પણ નુકસાન કરનાર છે, માટે થોડું ભાડું આપી પૂરતો ઉપભોગ કરનારને તે વેપાર પાલવે તેવો પણ નથી. આવી વસ્તુઓ ખાઈને પ્રમાદ વધે છે, તેમ થવાથી શરીર કામ કરી શકતું નથી અને પેલી વસ્તુઓ ખરીદવામાં મોટી રકમનો વ્યય થઈ જાય છે તેથી બેવડું નુકસાન થાય છે. માટે એ ધંધો કરવો નહિ. શરીરને જરૂર પૂરતો સાત્ત્વિક ખોરાક આપી, તેનાથી કામ બરાબર લેવું, યથાશક્તિ તપ, દાન, દયા, ક્ષમા, પરોપકાર કરવાં અને શરીરપ્રાપ્તિનું સાફલ્ય કરવું.

इति सविवरणः देहममत्वमोचननामा पंचमोऽधिकारः ॥

# षष्ठो विषयप्रमादत्यागाधिकारः ॥

પાંચમા દ્વારમાં શરીર પરનો મોહ ઓછો કરવાનું કહ્યું અને તેવી રીતે મમત્વના મુખ્ય કારણભૂત સ્ત્રી, ધન, પુત્ર અને શરીર પરનું મમત્વ તજવાની વ્યાખ્યા પૂર્ણ થઈ. આ સર્વ બાહ્ય મમત્વ છે, તેનો ત્યાગ કર્યા પછી અંતરંગ મમત્વનો પણ ત્યાગ કરવો જોઈએ; એટલે કે વિષયો ઉપરથી મન ઓછું થવું જોઈએ અને પ્રમાદ ન રાખવો જોઈએ. 'પ્રમાદ' શબ્દ બે અર્થમાં વપરાય છે.: એક અર્થ આળસ થાય છે તે સામાન્ય અર્થ છે; જૈન પરિભાષામાં પ્રમાદ શબ્દની અંદર ઘણી વસ્તુનો સમાવેશ થાય છે. પ્રમાદ શબ્દમાં વિષયનો સમાવેશ થાય છે, તોપણ તેના તરફ ખાસ ધ્યાન ખેંચવાની જરૂર હોવાથી આ અધિકારમાં તેનું જ વિશેષ વર્ણન કરવામાં આવ્યું છે. વિષય પાંચ પ્રકારના છે: સ્ત્રીસંયોગ, તૈલમર્દન, બાવનાચંદનાદિ વિલેપન, સ્નાન, ઉદ્વર્તનાદિ સ્પર્શેન્દ્રિયના વિષયો છે; મીઠા પદાર્થો ખાવા, આહારમાં ગૃદ્ધ થવું અને નવા નવા સ્વાદો નિપજાવવા એ રસનેંદ્રિયના વિષયો છે; પુષ્પ, અત્તરની સુગંધ લેવી એ ઘ્રાણેન્દ્રિયના વિષયો છે; પારકી સ્ત્રીઓ સામે જોવું, કટાક્ષ કરવા એ ચક્ષુરિંદ્રિયના વિષયો છે; અને વેશ્યા તથા ગવૈયા વગેરેના ગાયનો તથા વાયોલીન, હારમોનિયમ, સતાર કે બેન્ડ વગેરે વાજિંત્રોના મધુર સ્વરો સાંભળવા એ શ્રોત્રેંદ્રિયના વિષયો છે. આ પાંચ ઇંદ્રિયો જીવને બહુ દુઃખ દે છે. અને આ અધિકારમાં તેના સંબંધનું જ વિવેચન છે. પ્રમાદ પાંચ પ્રકારના છે—

**मज्जं विसयकसाया, निद्दा विकहा य पंचमी भणिया ।**
**एए पंच पमाया, जीवं पाडंति संसारे ॥**

૧. મદ (આઠ પ્રકારના છે: તપ, શ્રુત, બળ, ઐશ્વર્ય, જાતિ, કુળ, લાભ, રૂપ). ૨. વિષય (પાંચ ઇંદ્રિયોના ૨૩ વિષયો છે). ૩. કષાય (ક્રોધ, માન, માયા અને લોભ. એ પ્રત્યેક ચાર ચાર પ્રકારના હોવાથી સોળ ભેદ થાય છે). ૪. વિકથા (રાજકથા, દેશકથા, સ્ત્રીકથા અને ભોજનકથા). ૫. નિદ્રા (નિદ્રા, નિદ્રાનિદ્રા, પ્રચલા, પ્રચલાપ્રચલા અને સ્ત્યાનર્દ્ધિ).

અથવા પ્રમાદ આઠ પ્રકારના છેઃ—

पमाओ य मुणिंदेहिं, भणिओ अट्ठभेयओ ।
अन्नाणं संसओ चेव, मिच्छानाणं तहेव य ॥
रागो दोसो मइब्भंसो, धम्मंमिय अणायरो ।
जोगाणं दुप्पणिहाणं, अट्ठहा वज्जियव्वओ ॥

"અજ્ઞાન, સંશય, મિથ્યા જ્ઞાન, રાગ, દ્વેષ, મતિભ્રંશ, ધર્મનો અનાદર અને મન, વચન તથા કાયાના યોગોનું દુષ્પ્રણિધાન—આ આઠ પ્રકારના પ્રમાદ જિનેશ્વરે વર્જવા યોગ્ય કહ્યા છે."

આ વિષયપ્રમાદને તજવાની શી જરૂર છે? તે આ અધિકારમાં બતાવવામાં આવ્યું છે.

## વિષયસેવનથી થતાં સુખ-દુઃખની સરખામણી

अत्यल्पकल्पितसुखाय किमिन्द्रियार्थै–स्त्वं मुह्यसि प्रतिपदं प्रचुरप्रमादः ।
एते क्षिपन्ति गहने भवभीमकक्षे, जन्तून्न यत्र सुलभा शिवमार्गदृष्टिः ॥ १ ॥ (वसंततिलका)

"ઘણાં જ થોડાં અને તે પણ માની લીધેલાં (કલ્પિત) સુખ માટે તું પ્રમોદવાન થઈને વારંવાર ઇંદ્રિયોના વિષયમાં શા માટે મોહ પામે છે? એ વિષયો પ્રાણીને સંસારરૂપ ભયંકર ગહન વનમાં ફેંકી દે છે, જ્યાંથી મોક્ષમાર્ગનું દર્શન પણ આ જીવને સુલભ નથી." (૧)

**વિવેચન**—મિષ્ટ પદાર્થ ખાધો, સ્ત્રીસંયોગ કર્યો અથવા પિયાનાના સુંદર સ્વરો સાંભળ્યા. સુખ કેટલું? કેટલા વખત સુધીનું? હવે પરિણામ જુઓ. ઇંદ્રિયજનિત વિષયમાં રમણતા એ શુદ્ધ આત્મિક દશા નથી, તેથી તેના પરિણામે આ જીવ સંસારમાં પડે છે અને એવો ઊતરી જાય છે કે મોક્ષ શું છે? ક્યાં છે? કોને મળી શકે છે? એ જોવાનો, જાણવાનો કે સમજવાનો પ્રસંગ જ તેને નથી આવતો. આ સર્વનો હેતુ એટલો જ કે વિષયને સુખ માન્યું. વાસ્તવિક સુખ એ છે જ નહિ; તેને ઠેકાણે શાંત પ્રદેશ હોય, ચોતરફ દશ દશ ગાઉમાં મનુષ્યની વસ્તી પણ ન હોય, અખંડ શાંતિ પ્રવર્તતી હોય અને શાંતિનો ભંગ કરનાર કોઈ હોય નહિ, આવા અરણ્યમાં બેસી ધર્મશાસ્ત્રનું અધ્યયન અને મનન થાય ત્યારે ઊંડા અંતઃકરણમાં જે આત્માનંદ થાય છે તેનું વર્ણન કરવું અશક્ય છે; તે સ્વાભાવિક આનંદ છે. સર્વ દેવતાઓનાં ઇંદ્રિયજન્ય સુખો કરતાં અનુત્તર વિમાનના દેવતાઓનું જ્ઞાનાનંદનું સુખ અસાધારણ ગણવામાં આવ્યું છે. આ રીતે ઇંદ્રિયોનાં સુખમાં વાસ્તવિક સુખ છે જ નહિ. તે ઉપરાંત સંસારરૂપ વનમાં તે એવી વિચિત્ર ગતિ કરાવે છે કે તેનો ખરેખરો ખ્યાલ ઉપમિતિભવપ્રપંચાકથાના બીજાથી સાતમા સુધીના પ્રસ્તાવ વાંચવાથી આવી શકશે; અને ખરો ખ્યાલ ચોથા પ્રસ્તાવથી આવશે. ઇંદ્રિયો

આપણી થઈને મારે છે એ મોટી પીડા છે, કારણ કે તેથી કરીને તે ક્યારે મારે છે તે સમજુઓ પણ કેટલીક વાર જાણી શકતા નથી. ( ૧; ૬૨ )

### પરિણામે હાનિકારક વિષયો

आपातरम्ये परिणामदुःखे, सुखे कथं वैषयिके रतोऽसि ? ।
जडोऽपि कार्यं रचयन् हितार्थी, करोति विद्वन् ! यदुदर्कतर्कम् ॥ २ ॥ (उपजाति)

"ભોગવતી વખતે માત્ર સુંદર લાગતા, પણ પરિણામે દુઃખ દેનારા વિષયસુખમાં તું કેમ આસક્ત થયો છે ? હે નિપુણ ! પોતાનું હિત ઈચ્છનાર મૂર્ખ સાધારણ માણસ પણ કાર્યના પરિણામનો તો વિચાર કરે છે." ( ૨ )

**વિવેચન**—ઉપર કહ્યું તેમ, હરકોઈ કાર્યમાં જોવું કે આ કાર્યમાં તાત્કાલિક સુખ છે કે પરિણામે સુખ છે. વિશાળ ભયંકર કૂવામાં નીચે મોટો અજગર છે, ચાર મોટા સર્પ ચાર ખૂણામાં ફૂંફાડા મારી રહ્યા છે, ઝાડની ડાળી સાથે પોતે લટકે છે, તે જ ડાળી બે ઉંદરો કાપે છે, છતાં મધનાં ટીપાંની ઇચ્છામાં આ જીવ વિમાનમાં રહેલા વિદ્યાધરયુગ્મને પણ રાહ જોવા કહે છે. આ મધુબિંદુનું દૃષ્ટાંત જીવની સમજશક્તિ કેટલી ઓછી છે અને પોતાનો સ્વાર્થ સાધવામાં તેનું કેટલું પછાતપણું છે તે બતાવે છે. શ્રી ચિદાનંદજી મહારાજ પણ કહી ગયા છે કેઃ—

ઇંદ્રિયજનિત વિષયરસ સેવત, વર્તમાન સુખ ઠાણે,
પણ કિંપાકતણા ફલની પરે, નવ વિપાક તસ જાણે,
સંતો દેખીએ બે, પરગટ પુદ્‌ગળ જાળ તમાસા.

વિષયજન્ય સુખ પરિણામે એકાંત દુઃખ દેનારું છે અને તારે એકાંત સુખ મેળવવાની ઇચ્છા છે. હે ભાઈ ! મૂર્ખ પણ જ્યારે કોઈ પણ કાર્ય કરે છે ત્યારે થોડાઘણો પણ પરિણામનો વિચાર કરે છે; ત્યારે તારી વિદ્વત્તા કેમ ઊંઘી જાય છે ? મગજને તસ્દી આપી વિચાર કર. આ કીમતી જીવન અલ્પ સુખ ખાતર હારી ન જા. આવી સગવડ ફરી ફરી મળવી મુશ્કેલ છે. ( ૨; ૬૩ )

### મોક્ષસુખ અને સંસારસુખ

यदिन्द्रियार्थैरिह शर्म बिन्दवद्यदर्णवत्स्वःशिवगं परत्र च ।
तयोर्मिथः *सप्रतिपक्षताकृतिन् ! विशेषदृष्ट्यान्यतरद् गृहाण तत् ॥३॥ (वंशस्थ)

"ઇંદ્રિયોથી આ સંસારમાં જે સુખ થાય છે તે બિંદુ જેટલું છે અને પરલોકમાં (તેના ત્યાગથી) સ્વર્ગ અને મોક્ષનું સુખ થાય છે તે સમુદ્ર જેટલું છે. આ બન્ને પ્રકારનાં સુખોને પરસ્પર શત્રુતા છે, તેટલા માટે હે ભાઈ ! વિચાર કરીને તે બેમાંથી એકને ખાસ ગ્રહણ કર." ( ૩ )

---

* स ને બદલે ક્વચિત્ अस्ति એવો પાઠાંતર છે. તેથી तयोर्मिथोऽस्ति એવો પાઠ થાય છે.

**વિવેચન**—ઉપરની ગાથામાં ઇંદ્રિયજન્ય સુખને પણ આપાતરમણીય કહ્યું છે અને મોક્ષનું સુખ પણ રમણીય કહેવાય છે; તેથી બન્ને સુખમાં રમણીયતા એ સમાન ધર્મ છે; પરંતુ બન્નેમાં તફાવત શું છે તે બતાવે છેઃ—

**સંસારસુખ અને મોક્ષસુખ વચ્ચે જમીન-આસમાનના જેટલો ફેર છે; એકને ટીપું કહીએ તો બીજું દરિયા જેટલું કહેવાય. બીજું એ છે કે સંસારસુખ ત્યાં મોક્ષસુખ નહિ અને મોક્ષસુખ ત્યાં જ હોય કે જ્યાં સંસારસુખની અપેક્ષા પણ હોય નહિ. સાંસારિક સુખ થોડા વખતનું છે; મોક્ષસુખ જાથુકનું છે. સાંસારિક સુખ બહુ થોડું છે; મોક્ષસુખ અનંતું છે. સંસારસુખ અંતે દુઃખયુક્ત અને વિનાશી છે; મોક્ષસુખ નિત્ય છે.**

વસ્તુતઃ શુદ્ધ સ્વરૂપ આ છે. હવે તારી મરજી હોય તો સ્ત્રીઓ ભોગવ, પૈસા પેદા કર, પરદેશ ભમ, મનગમતાં ભોજન કર, વિષયો સેવ, નોકરી કર અને તારી મરજી હોય તો સંસારબંધન તોડી, જ્ઞાનમાં લીન થઈ, બેંતાળીશ દોષ રહિત આહાર લઈ, પંચ મહાવ્રત ઉત્કૃષ્ટ રીતે પાળી, મન-ઇંદ્રિયોનો સંયમ કરી, અનેક જીવોના સુખ વાસ્તે, તેઓ પણ આવે તો પોતાની સાથે લઈ લેવા સારુ, મોક્ષમાર્ગની તૈયારી કર. સર્વ હકીકત તારી સન્મુખ છે અને વિચાર કરવો એ તારી મુનસફી ઉપર છે એક વાત અત્ર ખાસ ધ્યાનમા રાખવાની છે અને તે એ છે કે ઈંદ્રિયજનિત સુખને અને મોક્ષસુખને પ્રતિપક્ષીપણું છે, એટલે જ્યાં ઇંદ્રિયસુખ હોય ત્યાં મોક્ષસુખ હોય નહિ અને જ્યાં મોક્ષસુખ હોય ત્યાં વિષયસુખ હોય નહિ. ઉપર આપણે સુખોનું પૃથક્કરણ કરીને જોયુ તે પરથી જણાય છે કે વિષયસુખ તો માત્ર માન્યતામાં જ છે, કારણ કે એ થોડો વખત રહે છે ત્યારે પણ એની હદ તદ્દન સાંકડી હોય છે અને તેની વાસનાઓ અતિ ક્ષુલ્લક, મલિન અને માલ વગરની હોય છે. વિષયસુખના વાસ્તવિકપણા ઉપર વિચાર કર્યો હોય તો એકદમ જણાય તેવું છે કે તેમાં સેવનયોગ્ય કશું નથી, પણ આ જીવ તે સંબંધમાં કાંઈ વિચાર કરતો નથી. હવે આ સુખની સાથે મોક્ષસુખને વિરોધ છે, એક હોય ત્યાં બીજું હોય નહિ. મોક્ષમાં કેવા પ્રકારનું સુખ હોય છે તે કલ્પી શકાય તેમ નથી, પણ સ્થૂળ સુખ કરતાં તે અતિ વિશેષ છે. તમે યુકલીડનું એક પ્રોબ્લેમ કરતા હો, અંકગણિત કે બીજગણિતનો બહુ અટપટો પ્રશ્ન ઉકેલતા હો, ત્યારે મનની એકાગ્રતા થાય છે, સંસારની સર્વ ઉપાધિ ભૂલી જવાય છે અને પ્રશ્નમય થઈ જવાય છે. અને ત્યાર પછી પ્રશ્ન પર એકાગ્રતા થતાં તેમાં પગલે પગલે આગળ વધારો થતો જાય છે અને છેવટે પૂર્ણ પ્રત્યુત્તર બરાબર પ્રાપ્ત થાય છે. એ પ્રથમથી તે છેડા સુધી જે આનંદ થાય છે તેને એક બિંદુ તુલ્ય ગણીએ તો મોક્ષસુખને સમુદ્ર સાથે સરખાવી શકાય. એવા નિર્દોષ આનંદને પ્રાપ્ત કરવાની બહુ જરૂર છે અને તે માટે તેના વિરોધી વિષયાનંદ, જેમાં વસ્તુતઃ આનંદ જેવું કશું નથી, તેનો ત્યાગ કરવો યુક્ત છે. (૩; ૬૪)

## દુઃખ થવાનાં કારણો જાણવાનું પરિણામ

**भुङ्क्ते कथं नारकतिर्यगादिदुःखानि देहीत्यवगेहि शास्त्रैः ।**
**निवर्तते ते विषयेषु तृष्णा, बिभेषि पापप्रचयाच्च येन ॥ ४ ॥** (उपजाति)

"આ જીવ નારકી, તિર્યંચ વગેરેનાં દુઃખો શા માટે પામે છે તે શાસ્ત્ર વડે જાણ, તેથી કરીને વિષય ઉપર તૃષ્ણા ઓછી થશે અને પાપ એકઠું થવાની બીક લાગશે." (૪)

**વિવેચન**—"નારકીમાં રહેલા જીવોને એવી ક્ષુધા હોય છે કે ચૌદ રાજલોકવ્યાપી સર્વ પુદ્‌ગળોનું ભક્ષણ કરવાથી પણ તેને તૃપ્તિ થાય નહિ, સર્વ સમુદ્રના જળનું પાન કરવાથી પણ તેની તરસ છીપે નહિ, ટાઢની વેદના વડે અત્યંત પરાભવ પામે છે, અત્યંત તાપથી કદર્થના પામે છે અને બીજા નારકીઓ પણ તેને વેદના આપે છે. આવી રીતે પરમાધામી-કૃત, ક્ષેત્રકૃત અને પરસ્પરકૃત વેદનાઓ ત્યાં થાય છે.

"તિર્યંચ ગતિમાં તેનો માલિક નાકમાં નાથ પરોવે છે, તેની પાસે પુષ્કળ ભાર ખેંચાવે છે, પરોણા વડે માર મારે છે, કાન, પુચ્છ વગેરે છેદે છે, કૃમિ તેને ખાઈ જાય છે અને ભૂખ તરસ સહન કરવી પડે છે અને બોલી શકાતું નથી.

"મનુષ્યભવમાં વ્યાધિઓ, વૃદ્ધાવસ્થા, દુર્જન મનુષ્યના પ્રસંગ, ઇષ્ટનો વિયોગ, અનિષ્ટસંયોગ, ધનહરણ, સ્વજનમરણ વગેરે અનેક દુઃખો છે.

"દેવગતિમાં પણ ઇંદ્રના હુકમો પરવશપણે માનવા પડે છે, બીજા દેવોનો ઉત્કર્ષ જોઈ અસૂયા થાય છે, બીજી દેવાંગનાના સંગની ઇચ્છા મનને પીડે છે, પોતાનો ચ્યવન-સમય (મરણ) નજીક આવે છે ત્યારે દેવો બહુ રડે છે, વિલાપ કરે છે અને છેવટે અશુચિમય સ્ત્રીકુક્ષિમાં પડે છે."

—ઉપમિતિભવપ્રપંચા, પીઠબંધ, ભાષાંતર, પૃ. ૫૨.

આવી રીતે સર્વ ગતિમાં દુઃખ છે તો તું શાસ્ત્ર વાંચીને કે સાંભળીને નક્કી કર કે આવા દુઃખોનું કારણ શું હશે? તું આવો વિચાર કરીશ તો પછી તને વિષય પર તિરસ્કાર થશે અને પાપકૃત્યોથી પણ પરાઙ્મુખ થઈશ; કારણ કે દુઃખના હેતુ વિષયપ્રમાદ છે એમ શાસ્ત્રકારે તો પાકી ખાતરી કરેલી છે. આ હકીકતનો શાસ્ત્રથી નિર્ણય કરવાનો હેતુ એ જ છે કે સામાન્ય બુદ્ધિ આવા ગહન વિષયમાં ઊતરી શકે નહિ. શાસ્ત્રનિર્ણયનું પરિણામ શ્રી મુનિસુંદરસૂરિએ આખા ગ્રંથમાં બતાવી આપ્યું છે. (૪; ૬૫)

## સદરહુ નિશ્ચય પર વિચારણા

गर्भवासनरकादिवेदनाः पश्यतोऽनवरतं श्रुतेक्षणैः ।
नो कषायविषयेषु मानसं, श्लिष्यते बुध ! विचिन्तयेति ताः ॥५॥ (रथोद्धता)

"જ્ઞાનચક્ષુથી ગર્ભાવાસ, નારકી વગેરેની વેદનાઓ વારંવાર જોયા પછી તારું મન વિષયકષાય ઉપર ચોંટશે નહિ; માટે હે પંડિત! તું બરાબર તેનો વિચાર કર." (૫)

**વિવેચન**—શાસ્ત્રદૃષ્ટિથી-જ્ઞાનચક્ષુથી જ્યારે તું જોઈશ ત્યારે તને માલૂમ પડશે કે સાંસારિક દુઃખો કેવાં અને કેટલાં છે. ગર્ભવાસનું દુઃખ બહુ તીવ્ર છે. તેનો ખ્યાલ આપવા સારુ શાસ્ત્રકાર કહે છે કે આખા શરીરમાં તપાવેલી લોહની સોઈઓ લગાવી હોય તે

કરતાં આઠગણું દુઃખ ગર્ભમાં છે અને જન્મસમયે આથી પણ અનંતગણું દુઃખ છે. પ્રવચનસારોદ્ધારમાં તે સંબંધમાં કહ્યું છે કેઃ—

रम्भागर्भसमः सुखी शिखिशिखावर्णाभिरुच्चैरयः-
सूचीभिः प्रतिरोमभेदितवपुस्तारुण्यपुण्यः पुमान् ।
दुःखं यल्लभते तदष्टगुणितं स्त्रीकुक्षिमध्यस्थितो,
सम्पद्येत ततोऽप्यनन्तगुणितं जन्मक्षणे प्राणिनाम् ॥

"કેળના ગર્ભ જેવો કોમળ અને અત્યંત સુખી જીવ હોય, તેના દરેક રોમમાં તપાવેલી અગ્નિજ્વાળા જેવી લાલ લોઢાની સોયો પરોવી હોય, ત્યારે તેને જે દુઃખ થાય છે તેનાથી આઠગણું દુઃખ ગર્ભમાં દરરોજ થાય છે અને જન્મસમયે તેથી અનંતગણું દુઃખ થાય છે."

નારકી, તિર્યંચનાં દુઃખોનું વર્ણન ઉપર થઈ ગયુ છે. આ દુઃખો ઉપર ગંભીર વિચાર થશે ત્યારે વિષય ઉપર મન ઓછું થઈ જશે, કારણ કે દુઃખના કારણ તેઓ જ છે. કહેવાની મતલબ એ છે કે વિચાર કરવાની બહુ જરૂર છે. સવારથી સાંજ સુધી ગાડું ગબડાવી જવું અને વચ્ચે મોટો પથ્થર આવે ત્યારે ગભરાઈને ઊભા થઈ રહેવું એ પુરુષાર્થવાળાનું કર્તવ્ય નથી. વિચારો, જુઓ, તપાસો અને પોતાના અંગત સ્વાર્થને બાજુએ મૂકી ચોક્કસ નિર્ણય પર આવો અને તદનુસાર વર્તન કરો. જોકે અત્ર પ્રસ્તુત પ્રસંગ વિષયત્યાગનો છે, તથાપિ કષાયને અને તેને એટલો બધો નજીકનો સંબંધ છે કે અત્ર તત્સૂચનાર્થ કષાય શબ્દ મૂક્યો છે. કષાય સંબંધી વિશેષ હકીકત આવતા પ્રસ્તાવમાં આવશે અને તે પર વિવેચન પણ તે સ્થાને કરવામાં આવશે. (૫; ૬૬)

### મરણભય; પ્રમાદત્યાગ

वध्यस्य चौरस्य* यथा पशोर्वा, सम्प्राप्यमाणस्य पदं वधस्य ।
शनैः शनैरेति मृतिः समीपं, तथाऽखिलस्येति कथं प्रमादः ? ॥ ६ ॥ (उपजाति)

"ફાંસીની સજા થયેલ ચોરને અથવા વધ કરવાને સ્થાનકે લઈ જવાતા પશુને મૃત્યુ ધીમે ધીમે નજીક આવતું જાય છે, તેવી જ રીતે સર્વને મૃત્યુ નજીક આવતું જાય છે, ત્યારે પછી પ્રમાદ કેવી રીતે થાય?" (૬)

**વિવેચન**—ગુજરાતી ભાષામાં એક કહેવત છે કે **મા જાણે દીકરો મોટો થયો, પણ આઉખામાંથી ઓછો થયો.** દરેક કલાક, દરેક મિનિટ અને દરેક સેકંડ પોતાનું કામ કર્યે જાય છે, તેથી ઘડીમાંથી પડતી રેતીની દરેકે દરેક કણીને સોનાની ગણીને તેનો સદુપયોગ કરવો. કુદરતી રીતે શરીરનું બંધારણ પણ ઉદ્યોગ તરફ જ વલણ ધરાવે છે અને શારીરિક કે માનસિક કાર્ય કરતાં પોતાની ફરજ બજાવવા યત્ન કરવો એ કર્તવ્યપરાયણતા છે.

* चोर इति वा पाठः ।

વખતની દેવીને *અંગ્રેજીમાં આ પ્રમાણે ચીતરી છે : તેના તાળવા ઉપર બાલની ચોટલી છે, પછવાડે માથું બોડું છે. પ્રસંગ–વખત–તક આવતાં તેને જે આગળથી પકડે છે તે તેની ચોટલી† પકડી શકે છે અને તેનો લાભ મેળવે છે; જે પછવાડેથી પકડવા જાય છે તેના હાથમાં બોડું માથું આવે છે, એટલે કે '**ગયો અવસર ફરીને આવતો નથી.**' માટે કોઈ પણ તક હાથમાંથી જવા દેવી નહિ અને હૃદયમાં સોનેરી અક્ષરથી કોરી રાખવું કે '**વખત એ પૈસો છે.**' મૃત્યુથી ડરવું એમ અત્ર કહેવાનો ઉદ્દેશ નથી, પરંતુ કહેવાની મતલબ એ છે કે **મૃત્યુને નજરમાં રાખી આળસ–પ્રમાદ ન કરવાં, પણ અહર્નિશ કર્તવ્યપરાયણ રહેવું.** (૬; ૯૭)

## સુખ માટે સેવાતાં વિષયોનાં દુઃખો

**बिभेषि जन्तो! यदि दुःखराशेस्तदिन्द्रियार्थेषु रतिं कृथा मा।**
**तदुद्भवं नश्यति शर्म यद्राक्, नाशे च तस्य ध्रुवमेव दुःखम् ॥७॥** (उपजाति)

"હે પ્રાણી! જો તું દુઃખની બીક રાખતો હો તો ઇંદ્રિયોના વિષયોમાં આસક્તિ કર નહિ. તે(વિષયો)થી ઉત્પન્ન થયેલું સુખ તો તુરત નાશ પામે છે અને તે નાશ પામે ત્યારે તો પછી લાંબા વખતનું દુઃખ જ છે." (૭)

**વિવેચન**—વિષયસુખની બાબતમાં બહુ વિચારવા જેવું છે. એક તો તેના **પરિણામે** દુષ્કૃતજન્ય દુઃખ થાય છે; બીજું, તેના **અભાવે** દુઃખ થાય છે અને ત્રીજું, તે થોડો વખત ચાલે છે. આ ત્રણ હકીકત જુદા જુદા રૂપમાં ઉપર જોઈ ગયા. ચોથી હકીકત એ છે કે જો **આપણે તેઓને તજ્યા હોય તો બહુ આનંદ આપે છે,** પણ જો તેઓ આપણને તજી જાય છે તો બહુ દુઃખ દેતા જાય છે. પરિપક્વ ઉમ્મર થયા પહેલાં જેઓ ઇંદ્રિયભોગો તજી દે છે, તેઓ શરીર અને મનનાં ઊંચા પ્રકારનાં સુખ પામે છે. ભર્તૃહરિ કહી ગયા છે કે **स्वयं त्यक्ता ह्येते शमसुखमनन्तं विदधते** (જો વિષયને પોતાની મેળે જ તજ્યા હોય તો તેઓ અનંત સુખ આપે છે); પરંતુ વૃદ્ધ ઉમ્મરે, શરીર અશક્ત થયા પછી, જો તેઓ આપણને છોડી જાય તો મનમાં મહાખેદ થાય છે: શ્લોકના ચોથા પાદમાં કહ્યું છે તેનો આ ભાવ છે. માટે સર્વ પ્રાણીઓએ વિષય ત્યાગ કરવાની ઇચ્છા રાખવી અને તેને માટે પ્રયાસ કરવો. વિષય સેવવા ખાતર ઉક્ત ચાર પ્રકારની અગવડ સહન કરવી, એમાં જરા પણ ડહાપણ નથી અને તેનો ત્યાગ કરવો એ ધારવામાં આવે છે તેટલું મુશ્કેલ નથી. (૭; ૯૮)

## તું શા ઉપરથી વિષયોમાં રાચે છે?

**मृतः किमु प्रेतपतिर्दुरामया, गताः क्षयं किं नरकाश्च मुद्रिताः।**
**ध्रुवाः किमायुर्धनदेहबन्धवः, सकौतुको यद्विषयैर्विमुह्यसि ॥८॥** (वंशस्थवृत्त)

---

* Goddess of Time has been personified.

† ચોટલી પકડવાથી વ્યંતર વશ થાય છે એવી માન્યતા છે.

"શું જમ (યમ) મરી ગયો ? શું દુનિયામાંથી બધા વ્યાધિઓ નાશ પામી ગયા ? શું નારકીનાં બારણાં બંધ થયાં ? શું આયુષ્ય, પૈસા, શરીર અને સગાંસંબંધીઓ હમેશાં બેસી રહેવા ઠર્યાં ? કે તું આશ્ચર્ય-હર્ષ સહિત વિષયોમાં વિશેષ મોહ પામે છે ?" (૮)

**વિવેચન**—જેને મરવાની બીક ન હોય તે તો જાણે વિષયપ્રમાદમાં આસક્ત થાય તો તેને પાલવે, પણ તારે માથે તો યમ જેવા શત્રુ ગાજે છે, વ્યાધિઓનો તો પાર નથી, તારાં કૃત્યો નરકમાં જવા યોગ્ય છે, તારું આયુષ્ય અસ્થિર છે, લક્ષ્મી કોઈની પણ થઈ નથી, શરીર ક્ષણવિનાશી છે અને સગાંસંબંધીઓ સ્વાર્થ સુધી તારાં છે, પછી કોઈ કોઈનું નથી; ત્યારે તું શું જોઈને વિષયમાં રાચ્યોમાચ્યો રહે છે ? ( જુઓ પ્રથમ અધિકાર, શ્લોક ૧૮. )

આ આક્ષેપક શ્લોક છે, પણ સહૃદયી જનોને આમાંથી બહુ શીખવાનું મળે તેવું છે. આશ્ચર્યપૂર્વક કે હર્ષથી વિષયમાં નિમગ્ન થતાં માથે રહેલું વૈર સ્મરણબહાર ન જવાની સૂચના કરનારા આ શ્લોકના ભાવ પર જરૂર વિચાર કરવો યુક્ત છે. (૮; ૬૯)

**વિષયપ્રમાદ ત્યાગ કરવાથી સુખ** ( ઉપસંહાર )

**विमोह्यसे किं विषयप्रमादैर्भ्रमात्सुखस्यायतिदुःखराशेः ।**
***तद्गर्धमुक्तस्य हि यत्सुखं ते× गतोपमं चायतिमुक्तिदं तत् ॥ ९ ॥** (उपजाति)

"ભવિષ્યમાં જે અનેક દુઃખોનો રાશિ છે, તેઓમાં સુખના ભ્રમથી તું વિષયપ્રમાદજન્ય બુદ્ધિથી કેમ મોહ પામી જાય છે ? તે સુખોની અભિલાષાથી મુકાયેલા પ્રાણીને જે સુખ થાય છે, તે નિરુપમ છે અને વળી ભવિષ્યમાં તે મોક્ષ આપનારું છે." (૯)

**વિવેચન**—**अतद्वति तत्प्रकारकं ज्ञानं भ्रमः**—સુખ ન હોય ત્યાં સુખ માનવું એ ભ્રમ. વિષયોમાં આ જીવ સુખ માને છે એ ભ્રમ છે, કારણ કે તેમાં જરા પણ સુખ નથી વળી, ઉત્તર કાળમાં તેં માની લીધેલાં સુખથી બહુ દુઃખ થવાનું છે. આવી રીતે બન્ને પ્રકારે અગવડમાં નાખનાર પ્રમાદ અને વિષયો છે. તેઓ આ જીવને ઊંધા પાટા બંધાવી ઇંદ્રિયભોગોમાં સુખ મનાવે છે. વિષય સેવનારને સુખ કેવા પ્રકારનું છે તે પૂજ્ય શ્રી ધર્મદાસગણિ લખી ગયા છેઃ—

**जह कच्छुल्लो कच्छुं, कंडुयमाणो दुहं मुणइ सुक्खं ।**
**मोहाउरा मणुस्सा, तह कामदुहं सुहं बिंति ॥**

"જેમ કોઈ માણસને ખસ થઈ હોય અને તેના પર ચળ–ખૂજલી આવે ત્યારે તેને ખણવામાં સુખ માને છે, તેમ મોહમાં આતુર થયેલા માણસો કામભોગના દુઃખને–વિષયોને સુખ કહે છે."

પરંતુ આ સુખ ઉપરથી ખોટો મોહ ઓછો કરી–અભિલાષા તજી દઈ–જ્યારે શાંતિમાં નિમગ્ન થઈ જાય છે, જ્યારે સંસારવાસના ઊઠી ઉચ્ચ ભાવના અંતઃકરણમાં

* तद्गार्ध्यमुक्तस्येति वा पाठः ।　　× तद्गतोपममिति वा पाठः ।

વાસ કરે છે, તે વખતે મનમાં જે 'આનંદ' થાય છે તે નિરુપમ છે. દુનિયામાં એવો કોઈ આનંદ નથી કે જેની સાથે તે સરખાવી શકાય. **ઉમાસ્વાતિ** વાચક મહારાજ **શ્રી પ્રશમરતિ** પ્રકરણમાં લખી ગયાં છે કેઃ—

> **नैवास्ति राजराजस्य, तत्सुखं नैव देवराजस्य ।**
> **यत्सुखमिहैव साधो–र्लोकव्यापाररहितस्य ॥**

"જે સુખ લોકવ્યાપારથી રહિત સાધુને છે તે સુખ ચક્રવર્તીને કે ઇંદ્રને પણ નથી"

આત્માને આનંદ થાય તેથી જે સુખ થાય તે ઉત્કૃષ્ટ જ હોય એમાં નવાઈ નથી. સંસારસુખ તે વિકારજન્ય અને માની લીધેલું છે અને આ તો સાત્ત્વિક સુખ છે. વળી, આ સુખના પરિણામમાં પણ મુક્તિ છે; સંસારસુખથી કર્મબંધ થાય છે અને સમતાસુખથી સંવર કે નિર્જરા થાય છે અને છેવટે મોક્ષ થાય છે. (૯; ૭૦)

* * *

આ પ્રમાણે **વિષયપ્રમાદત્યાગ–અધિકાર** પૂર્ણ થયો. વિષયસેવન ઉપર ખાસ ભાર મૂકી લગભગ આખા અધિકારમાં તે જ ભાવ ચર્ચવામાં આવ્યો છે. **વિષય તાત્કાળિક સારા લાગે છે, પણ પરિણામે દુઃખ આપે છે. તાત્કાલિક સુખ પણ માન્યતામાં જ માત્ર રહેલું છે; અને સંસારની અનેક ઉપાધિ અને ખટપટનું કારણ વિષયો છે,** આ મુખ્ય મુદ્દા છે. પાંચે ઇંદ્રિયોના વિષયો બહુ રઝળાવે છે એ નિઃસંદેહ વાત છે. આપણે તિર્યંચ જાતિના દૃષ્ટાંતથી જોઈશું તો જણાશે કે પ્રત્યેક ઇંદ્રિયના સંબંધથી મહાદુઃખ પ્રાપ્ત થાય છે. હાથીને પકડવા માટે ખાડામાં કૃત્રિમ હાથિણી રાખે છે અને સ્પર્શેન્દ્રિયને વશ થઈ હાથી ફસાઈ જાય છે; મિષ્ટ પદાર્થ ખાવાના લોભમાં માછલું આંકડામાં પરોવાઈ જાય છે; સુગંધની લહેરમાં ભ્રમર આખી રાત્રિ કમળમાં બેસી રહી હાથીના મુખમાં જઈ પ્રાણ ખોઈ બેસે છે; દીવાની જ્યોતિમાં પતંગ પ્રાણ સમર્પણ કરે છે અને હરણ સુંદર મોરલીના કે વીણાના સ્વર પર લલચાઈ પારધીથી ફસાઇ જાય છે. ઉપાધ્યાયજી ઇંદ્રિય-અષ્ટકમાં કહે છે કેઃ—

> **पतङ्गभृङ्गमीनेभसारङ्गा यान्ति दुर्दशाम् ।**
> **एकैकेन्द्रियदोषाच्चेद्दुष्टैस्तैः किं न पञ्चभिः ॥**

"આવી રીતે પતંગ, ભ્રમર, માછલું, હાથી અને હરણ એક એક ઇંદ્રિયના પરવશપણાથી દુર્દશા પામે છે, તો જ્યાં પાંચે દુષ્ટ ઇંદ્રિયોને વશ થવાપણું થાય ત્યાં તો શું ન થાય?"

ચિદાનંદજી મહારાજ પણ કહે છે કે :—

> **એક એક આસક્ત જીવ એમ, નાનાવિધ દુઃખ પાવે રે ॥ વિષય ॥**
> **પંચ પ્રબલ વર્તે નિત્ય જાકું, તાકૂં કહા જ્યું કહીએ રે;**
> **ચિદાનંદ એ વચન સુણીને, નિજ સ્વભાવમાં રહીએ રે.**
> **વિષયવાસના ત્યાગો ચેતન, સાચે મારગ લાગો રે ॥**

આટલા ઉપરથી જણાશે કે ઇંદ્રિયોથી બહુ દુઃખ થવાનો સંભવ છે અને તેટલા માટે શ્રીમદ્ યશોવિજયજી પોતાના ઇંદ્રિય-અષ્ટકની શરૂઆતમાં જ કહે છે કે :—

> बिभेषि यदि संसारान्मोक्षप्राप्तिं च काङ्क्षसि ।
> तदेन्द्रियजयं कर्तुं, स्फोरय स्फारपौरुषम् ॥

"જો તને સંસારની બીક લાગતી હોય અને મોક્ષ મેળવવાની ઇચ્છા રહેતી હોય, તો ઇંદ્રિયો પર અંકુશ મેળવવા સારુ અસાધારણ પુરુષાર્થ ફોરવ."

આ પ્રમાણે ઇંદ્રિયોને જીતવા માટે અસાધારણ પરાક્રમ વાપરવાની જરૂર છે, કારણ કે તેની સાથે અનંતકાળનો સંબંધ છે.

બીજી અગત્યની વાત એ છે કે જીવ વિષયજન્ય બાબતમાં સુખ માની બેઠો છે, પણ તેમાં એવું કાંઈ સુખ છે જ નહિ. ભર્તૃહરિ કહે છે કે વ્યાધિનું ઔષધ કરવું, તેમાં સુખ શું ? ગળે તરસ લાગે ત્યારે સ્વાદિષ્ટ પાણી પીએ છે, એમાં સુખ શું ? પેટમાં ભૂખ લાગે ત્યારે ખાય છે, તેમા સુખ શુ ? શરીરમા વિકાર થાય ત્યારે કામભોગ સેવે છે, તેમાં સુખ શું ? આવી રીતે સર્વ વ્યાધિનાં ઓસડો છે, તેને જીવ સુખ માની બેઠો છે. વિષયોથી ઉત્તરોત્તર પણ બહુ દુઃખ છે. આ સંબંધમા દરેક શ્લોકની સાથે જોઈએ તેટલું વિવેચન થઈ ગયુ છે તેથી અત્ર પુનરાવર્તન કરવાની આવશ્યકતા નથી.

પ્રમાદના સંબંધમાં પહેલો અને છઠ્ઠો શ્લોક છે. આ સંબંધમાં મુખ્ય મુદ્દો એ જ છે કે **મૃત્યુ નજીક આવે છે માટે જાગ્રત થા—गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत्.** આવી રીતે પ્રમાદ અને વિષય માટે ખૂબ કહેવામાં આવ્યું. અત્યારે લૌકિક પ્રવૃત્તિ ઐહિક સુખસાધનો વધારે મેળવવા તરફ દોરાયેલી છે, તે વખતે દરેક પ્રાણીએ પોતે શો ભાગ લેવો તે વિચારવાનું છે. નવીન જમાનામાં શરીરભોગતૃપ્તિ અને ઇંદ્રિયવિકાર વધારનારા બાહ્યોપચાર અને શોભાના એટલા પદાર્થો આવે છે અને સુધારા તેમ જ ફેશનને નામે એટલો બધો ફેરફાર દાખલ થઈ ગયો છે કે વિચારવાળાએ દરેક બાબતમાં તે લાભકર્તા છે કે હાનિકારક છે તે જોવાની જરૂર છે.

**પ્રમાદ પાંચ છે :** મદ્ય, વિષય, કષાય, વિકથા અને નિદ્રા. તેમાં 'મદ્ય'નો પ્રચાર આ જમાનામાં અનેક નિમિત્તને લઈને વધતો જાય છે. કોઈ પણ મસ્ત કરે તેવો ખોરાક ખાવો અથવા પીવામા વાપરવો તે મદ્ય છે. રૂઢાર્થમાં આપણે તેને દારૂ, ભાંગ, ગાંજો, તાડી વગેરે સમજીએ છીએ. એ વસ્તુઓ પોતે અતિ અધમ છે. એને તૈયાર કરવામાં લાખો ત્રસ જીવોનો નાશ થાય છે અને એને પીવાથી મનુષ્ય પોતાની જાત ઉપરનો અંકુશ ખોઈ બેસે છે. પોતાની જાત ઉપરથી અંકુશ ગયા પછી એક સામાન્ય મનુષ્યને છાજતી વ્યવહારપ્રણાલિકાનો પણ તેનામાં દેખાવ રહેતો નથી, સદસદ્વિવેક દૂર જાય છે અને લોકલજ્જા બાજુએ મૂકવામાં આવે છે. આવી સ્થિતિમાં ગમે તે અકાર્ય થઈ જાય છે, ગમે

તેવી અશ્લિલ ભાષા બોલી જવાય છે અને મન પર તો જરા પણ અંકુશ રહેતો નથી. આ સ્થિતિ ધન ખરચીને શા માટે વહોરવામાં આવતી હશે તે સમજવું મુશ્કેલ છે. તાકાત વગરના મગજને ઉશ્કેરવા ખાતર અથવા દુઃખને થોડા વખત માટે ભૂલી જવા ખાતર મગજનું બંધારણ અને સુખદુઃખનું વાસ્તવિક સ્વરૂપ નહિ સમજનાર અજ્ઞ જીવો આ માર્ગ પર મૂર્ખાઈથી ચઢી જાય છે અને પછી તેની એવી ખરાબ લતમાં પડી જાય કે તેની આખી જિન્દગી નકામી થઈ પડે છે. ઉશ્કેરનાર વસ્તુ વગર પગ ઘસવા પડે છે અને શરીર અને સંપત્તિ બન્ને ખોઈ બેસાય છે. આ માર્ગ પર ચઢી ગયેલા ભ્રમિત મગજવાળા અભણ અને થોડું ભણેલા યુવકોની નિસ્તેજ સ્થિતિને બરાબર અનુભવી તે માર્ગ તરફ દૃષ્ટિ પણ ન કરવાની ખાસ વિજ્ઞપ્તિ છે. આર્ય વ્યવહારને એ દુર્વ્યસન ઘટતું નથી. એની જાળમાં સપડાયા પછી એથી છૂટવું મુશ્કેલ છે અને તે હોય તેટલો વખત દરેક પ્રકારની ખરાબી કરનાર છે, એ વાત ધ્યાનમાં રાખી, તેમ જ જૈન શાસ્ત્રકાર એને સાત મોટાં દુર્વ્યસનમાંનું એક ગણે છે એ લક્ષ્યમાં રાખી, એ માર્ગ આચરણમાં મુકાય નહિ એવી ચેતવણી રાખવાની જરૂર છે. એ દુર્વ્યસનથી બહુધા આપણી પ્રજા દૂર જ હતી એમ કહેવામા જરા પણ અતિશયોક્તિ નથી, પણ પાશ્ચાત્ય સંસર્ગના યોગથી અને આત્મિક વિચારક્ષેત્ર નબળું પડવાથી આ બાબત પર ધ્યાન ખેંચવાની આવશ્યકતા લાગી છે. તાકાતને ઉશ્કેરનાર એ પદાર્થ છે. એથી થોડો વખત જોર વધે છે, પણ પરિણામે જોર ઘટે છે. ખરેખરી તાકાત આપનાર પદાર્થો દૂધ, ઘી વગેરે પુષ્કળ છે અને તેથી અપેય પદાર્થની જરા પણ આવશ્યકતા નથી. પાંચ પ્રમાદમાંના આ પ્રથમ પ્રમાદ પર પ્રાસંગિક આટલો ઉલ્લેખ કર્યો.

હવે પછીના બીજા ‘ વિષય ’ પ્રમાદ પર ઉપર વિવેચન થઈ ગયુ. ત્રીજા ‘કષાય’ પ્રમાદ પર આવતા ‘ કષાય ’ દ્વારમાં સારી રીતે વિવેચન કરવામાં આવશે. ‘ વિકથા ’ના સંબંધમાં રાજકથા, દેશકથા ન્યૂસપેપરને અંગે વધતી જાય છે અને પ્રવૃત્તિને લીધે ધર્મકથા ઓછી થતી જાય છે. આ બાબત પણ વિચારવા યોગ્ય છે. પાંચમો પ્રમાદ ‘ નિદ્રા ’ છે, તેને વધારવી-ઘટાડવી એ પોતાની ઇચ્છા ઉપર છે. નિદ્રા ઓછી કરવાનો ઉપાય સાત્ત્વિક આહાર લેવો એ છે.

પાંચ પ્રમાદનો ત્યાગ કરી, સ્વશક્તિ અનુસાર ગુણમાં વધારો કરી, ગુણસ્થાને ચઢવું એ મનુષ્યજીવનનું કર્તવ્ય અને સાફલ્ય છે. બાકી તો અનેક જન્મથી જીવ સાંસારિક ઊંચી સ્થિતિઓ સંપાદન કરતો આવ્યો છે તેમાં કાંઈ નવાઈ નથી. ઇંદ્રિયો પર અંકુશ આવ્યા વગર કાંઈ પણ આત્મિક વધારો ( Spintual progress ) થઈ શકવાનો નથી.

॥ इति सविवरणः विषयप्रमादत्यागनामा षष्ठोऽधिकारः ॥

# सप्तमः कषायत्यागाधिकारः ॥



સમતા પ્રાપ્ત કરવામાં મુખ્યત્વે કરીને મમત્વ, વિષય અને કષાય આડાં આવે છે. તે પૈકી મમત્વનું સંસારપણું અને વિષયનું અંધપણું આપણે જોઈ ગયા; હવે કષાયનું ક્લિષ્ટપણું અત્ર બતાવે છે.

કષાયમાં મુખ્ય ચારનો સમાવેશ થાય છે: ક્રોધ, માન, માયા અને લોભ. આ દરેક ઓછીવધતી તરતમતામાં હોય છે. સ્થૂળતાને અંગે તેના દરેકના વળી ચાર-ચાર ભેદ પાડવામાં આવ્યા છે. શક્તિમત્તાને અંગે તેની સ્થિતિ પણ જણાવી છે. ઉત્કૃષ્ટ પંદર દિવસ રહે તે **સંજ્વલન**; ઉત્કૃષ્ટ ચાર માસ સુધી રહે તે **પ્રત્યાખ્યાની**; ઉત્કૃષ્ટ વરસ સુધી રહે તે **અપ્રત્યાખ્યાની** અને યાવજ્જીવ રહે તે **અનંતાનુબંધી**. આવી રીતે કષાયના સોળ ભેદ થાય છે. વળી, આ કષાયને ઉત્પન્ન કરનાર હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, દુગંછા અને ત્રણ વેદ છે તે નવ 'નોકષાય'ના નામથી ઓળખાય છે.

અત્ર પ્રસ્તુત વિષય કષાય છે. કષાયનો વિદ્વાનો અર્થ કરે છે કે કષ એટલે સંસાર, તેનો **આય** એટલે લાભ જેથી થાય છે, અર્થાત્ સંસારમાં રઝળવાનું જેથી થાય છે, તે કષાય. આ અર્થ કેટલે દરજ્જે ખરો છે તે નીચે વાચવાથી માલૂમ પડી આવશે.

### ક્રોધનું પરિણામ; તેને નિગ્રહ કરવાની આવશ્યકતા

**रे जीव ! सेहिथ सहिष्यसि च व्यथास्तास्त्वं नारकादिषु पराभवभूः कषायैः ।**
**मुग्धोदितैः कुवचनादिभिरप्यतः किं, क्रोधान्निहंसि निजपुण्यधनं दुरापम् ॥ १ ॥** (वसंततिलका)

"હે જીવ ! કષાય વડે પરાભવનું સ્થાન થઈને નારકીમાં તેં અનેક પીડાઓ સહન કરી અને હજુ સહન કરીશ; તેથી મૂર્ખ મનુષ્યોએ દીધેલ ગાળ વગેરે ખરાબ વચનથી ક્રોધ પામી જઈને મહામુશ્કેલીથી મળી શકે એવું પુણ્યધન તું કેમ નાશ પમાડે છે?" (૧)

**વિવેચન**—કષાય કરવાથી આ જીવે અત્યાર સુધીમાં અનેક દુઃખો સહન કર્યાં; નારકીમાં પરમાધામીએ પીડયો અને પરસ્પર લડયો; નિગોદમા સબડયો અને વનસ્પતિમાં રખડયો; તેમ જ ચોરાશી લાખ જીવાયોનિમા કોઈ બાકી રહી નહિ, એટલું જ નહિ પણ દરેક યોનિમાં અનંત વાર આંટા મારી આવ્યો; આ સર્વનું કારણ રાગ-દ્વેષ છે. દુનિયામાં

રખડાવનાર, ફસાવનાર અને કર્તવ્યપરાયણતા ભુલાવનાર, તેમ જ તદ્દન ગાંડા અથવા ઉન્મત્ત કરી મૂકનાર આ બે શક્તિઓ છે. તેઓથી કષાય ઉત્પન્ન થાય છે. ક્રોધ અને માન એ બન્ને દ્વેષરૂપ છે, ત્યારે માયા અને લોભ અમુક નયે રાગરૂપ છે. આ સર્વ કષાયો અનંત કાળ દુઃખ આપનારા છે. આ અધિકારમાં કષાયનું સ્વરૂપ ચાલે છે; તેમાં પ્રથમ ક્રોધને મુખ્યતા આપી છે. કોઈ મૂર્ખ માણસ ગાળ આપે તો સામા ગુસ્સે થઈ જવું નહિ; તે વખતે વિચારવું કે તે બિચારો નાહક સંસાર વધારે છે; અથવા ભર્તૃહરિ કહે છે તેમ કરવું:—

**ददतु ददतु गालीर्गालिमन्तो भवन्तो, वयमिह तदभावाद्गालिदानेऽसमर्थाः ।**
**जगति विदितमेतद्दीयते विद्यमानं, न तु शशकविषाणं कोऽपि कस्मै ददाति ॥**

"તમારે દેવી હોય તો ગમે તેટલી ગાળો દો; કારણ કે તમે "ગાળવાળા" છો. અમારી પાસે ગાળો છે જ નહિ તેથી અમે તેને દઈ શકતા નથી.. દુનિયામાં જેની પાસે જે વસ્તુ હોય તે તેઓ બીજાને આપી શકે છે. જુઓ, સસલાને શીંગડાં નથી હોતાં તો તે કોઈને આપી શકતું નથી."

ઉપર જણાવેલા પ્રસંગો આવે તે વખતે જો યોગ્ય સમતા રાખવામાં આવે તો બહુ લાભ થાય છે અને જો ક્રોધ થઈ જાય તો મહામુશ્કેલીથી મળે તેવું પુણ્યરૂપ ધન આ પ્રાણી હારી જાય છે, જે ધનનો છેડો નથી એવું ક્રોડપૂર્વ વર્ષોએ મેળવેલું જ્ઞાનાદિ આત્મધન હારી જાય છે અને તેથી ક્રોધનો જય કરવો એ લાભનાં રક્ષણ તેમ જ તેની પ્રાપ્તિ કરવા જેવું છે.

દૃષ્ટાંત જોઈએ તો શાસ્ત્રમાં વિદ્યમાન છે: શિષ્ય પર ક્રોધ કરવાથી ગુરુ કાળ કરીને **ચંડકૌશિક** નાગ થયા. મહાતીવ્ર ઉપદ્રવ પ્રાપ્ત થયા છતાં **ગજસુકુમાળ** ક્રોધ ન કરતાં શાંત રહ્યા તો તેના પ્રતાપથી તરત જ મોક્ષધન પામ્યા. તેવી જ રીતે **મેતાર્ય** મુનિ પણ અંતગડ કેવળી થઈ મોક્ષલક્ષ્મી પામ્યા. આસન્ન ઉપકારી **વીર પરમાત્માના** ક્રોધના જય તરફ નજર કરીએ છીએ ત્યારે તો મહાઆશ્ચર્ય જ થાય છે. તેઓને થયેલા ઉપસર્ગોનું વર્ણન વાંચતાં હૃદય કંપે છે; અને ખરેખર જેને વીર પરમાત્મા માટે માન હશે તેને **સંગમ** ઉપર ક્રોધ આવશે. પણ વિચાર કરવાનો એ છે કે પરમાત્માને શું થયું હતું? સાંભળીને ખરેખર નવાઈ લાગશે કે પોતા પર આવા સખ્ત, પ્રાણાંત કરે તેવા, અનેક ઉપસર્ગો કરનાર સંગમને અનંત સંસાર રઝળવું પડશે, એ વિચારથી પ્રભુની આંખમાં કરુણાશ્રુ આવી ગયા હતાં. ક્રોધના જયની અત્ર પરાકાષ્ઠા આવી જાય છે. અશક્ત પ્રાણી ગમે તેવાં ખૂદાં ખમે, પણ ચક્રવર્તીથી વધારે બળવાળાનો આવા પ્રકારનો ક્રોધનો જય ખરેખર અનુકરણ કરવા જેવો છે.

દશ પ્રકારના યતિધર્મમાં મુખ્ય પદે પ્રથમ **ક્ષમા** એટલે ક્રોધનો જય આવે છે. ક્રોધના આવેશમાં પ્રાણી કર્તવ્યવિચારથી શૂન્ય થઈ જાય છે અને તદ્દન બેભાન અવસ્થામાં આવી જઈ ગમે તેવા હુકમો કે અનર્થો કરી નાખે છે. ક્રોધ પસ્તાવાનું કારણ છે અને તેનો

જય કરવો એટલે પ્રસગ પ્રાપ્ત થયે શાંતિ રાખવી એ જ ખરું કર્તવ્ય છે. શાંતિ રાખવી એ મુશ્કેલ છે, પણ અશક્ય નથી. **ન્યાયવિશારદ ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજ** કહે છે કે "ઉપશમ સાર છે પ્રવચને, સુજસ વચન એ પ્રમાણો રે." આવી રીતે શાતિ રાખવી એ જૈન સિદ્ધાંતનો સાર છે અને એ વચન ટંકશાળી છે.

**ઉમાસ્વાતિ વાચક મહારાજ પ્રશમરતિ** પ્રકરણમા લખે છે કે **क्रोधात्प्रीतिविनाशम्** ક્રોધથી સ્નેહનો નાશ થાય છે. આ હકીકતનુ યથાસ્થિતપણુ બરાબર અનુભવવામાં આવે છે. વળી, તે જ વિદ્વદ્વર્ય લખે છે કેઃ—

> **क्रोधः परितापकरः, सर्वस्योद्वेगकारकः क्रोधः ।**
> **वैरानुषङ्गजनकः, क्रोधः क्रोधः सुगतिहन्ता ॥**

"ક્રોધ પરિતાપ ઉત્પન્ન કરે છે એટલે મનને બાળ્યા કરે છે અને ક્રોધ સર્વ માણસોને ઉદ્વેગ કરે છે. (જ્યારે ક્રોધ કરવામાં આવે છે ત્યારે વાતાવરણ આખું ઉદ્વેગ કરનારું થઈ જાય છે એ મનોવિજ્ઞાનશાસ્ત્રનો સાંપ્રત સ્થાપિત નિયમ છે.) વળી, ક્રોધ વૈરસંબંધ કરે છે અને આ સર્વનાં પરિણામે ક્રોધ સુગતિનો નાશ કરે છે."

આવી રીતે ક્રોધ અનેક રીતે નુકસાન કરે છે અને પ્રાણીનો અધઃપાત કરે છે, માટે તેનો જય કરવા ઉદ્યત થવું, એ કર્તવ્ય છે. શાસ્ત્રકારે ક્રોધને અગ્નિ સાથે સરખાવ્યો છે તે યોગ્ય જ છે. વિદ્વાન કવિ ગાઈ ગયા છે કેઃ—

> તૃણ દહન દહંતો, વસ્તુ જ્યું સર્વ બાલે,
> ગુણ કરણ ભરી ત્યું, ક્રોધ કાયા પ્રજાલે.
> પ્રશમ જલદધારા, વહ્નિ તે ક્રોધ વારો,
> તપ જપ વ્રત સેવા, પ્રીતિવલ્લી વધારો.
> ધરણી પરશુરામે, ક્રોધે નક્ષત્રી કીધી,
> ધરણી સુભુમરાયે, ક્રોધે નિબ્રહ્મી સાધી.
> નરક ગતિ સહાઈ, ક્રોધ એ દુઃખદાઈ,
> વરજ વરજ ભાઈ, પ્રીતિ જે દે વધાઈ.

આટલા કારણથી ક્રોધ ન કરવો તે ઇષ્ટ છે, સુગતિ અને સુખપર પરાનું કારણ છે.* (૧; ૭૧)

---

* ક્રોધ ન કરવો એ લગભગ ક્ષમા રાખવા જેવુ છે ક્રોધના ત્યાગને મળતો સદ્ગુણ ક્ષમા છે ક્ષમા કરતી વખતે બહુ આનંદ થાય છે, માટે ક્ષમા કરવી ક્રોધ કરતી વખતે માનસિક શક્તિ (mental energy) નો બહુ નાશ થાય છે, તેથી શરીર પર પણ બહુ અસર થાય છે અને કેટલીક વખત આત્મઘાત જેવું ભયંકર પાપ પણ તેનાથી થાય છે ક્રોધનો ત્યાગ અને ક્ષમાનુ આચરણ એ ખાસ કર્તવ્ય છે 'ક્ષમા'ના મથાળાથી "**શ્રી જૈન ધર્મ પ્રકાશ**"માં બહુ વિસ્તારથી એક ઉલ્લેખ કર્યો છે જુઓ પુ. ૨૪ મુ, અંક બીજો અને ત્યાર પછીના અંકો

## માન–અહંકાર ત્યાગ

पराभिभूतौ यदि मानमुक्तिस्ततस्तपोऽखण्डमतः शिवं वा* ।
मानादृतिर्दुर्वचनादिभिश्चेत्तपःक्षयात्तन्नरकादिदुःखम्× ॥ २ ॥
वैरादि चात्रेति विचार्य लाभालाभौ कृतिन्नाभवसम्भविन्याम् ।
तपोऽथवा मानमवाभिभूताविहास्ति नूनं हि गतिर्द्विधत्र+ ॥ ३ ॥ (उपजाति)

"બીજા તરફથી પરાભવ થાય ત્યારે જો માનનો ત્યાગ થાય તો તેથી અખંડ તપ થાય છે અને તેથી મોક્ષ થાય છે. બીજા તરફથી દુર્વચન સાંભળતાં જો માનનો આદર થાય તો તપનો ક્ષય થાય છે અને નરક વગેરેનાં દુઃખો થાય છે. આ ભવમાં પણ માનથી વૈર-વિરોધ થાય છે; તેટલા માટે હે પંડિત! લાભ અને નુકસાનનો વિચાર કરીને આ સંસારમાં જ્યારે જ્યારે તારો પરાભવ થાય ત્યારે ત્યારે તપ અથવા માન (બેમાંથી એક)નું રક્ષણ કર. આ સંસારમાં આ બે જ રસ્તા છે. (માન કરવું અથવા તપ કરવું)" (૨–૩)

**વિવેચન**—બહારના માણસથી જ્યારે પરાભવ થાય છે ત્યારે પ્રાણીને ઉછાળો આવી જાય છે. હવે આ ઉછાળો દબાવી પરાભવ ખમી શકાય તો ઇચ્છિત લાભ થાય છે; નહિ તો સંસારવૃદ્ધિ થાય છે. આ બે શ્લોકમાં કહે છે કે સંસારી જીવોને માનનો પ્રસંગ પ્રાપ્ત થતાં બે રસ્તા છે: કાં તો માન કરી સંસારમાં ડૂબવું, અથવા માનને દાબી દઈ પરભવે ઉચ્ચ ગતિ પ્રાપ્ત કરવી.

આ શ્લોકના છેવટના ભાગમાં માન અને તપનો સંબંધ બતાવ્યો છે, એમાં બહુ ખૂબી છે. પરથી પરાભવ થાય ત્યારે સામાન્ય વ્યક્તિ મન પરનો અંકુશ ખોઈ દે છે અને તેથી કરીને બાજી બગાડી મૂકે છે. અહંકાર કે ક્રોધ કરવાથી આભ્યંતર તપનો નાશ થાય છે, વિનય, વૈયાવચ્ચ કે સદ્ધ્યાન રહેતાં નથી, આવતાં નથી, નાશ પામે છે અને તેથી કર્મની નિર્જરા થતી નથી; મોક્ષ તો દૂર જ જાય છે. આવી સ્થિતિ છે માટે હે વિદ્વાન્! તું લાભ-નુકસાનનો વિચાર કરી અહંકાર ન કરજે. સંસારના દરેક કાર્યમાં વિચાર કરવાની જરૂર છે અને ગ્રંથકર્તા તે બાબત વારંવાર ભાર મૂકીને જણાવે છે કે તારે જે કરવું હોય તે કરજે, પણ તું પ્રથમ વિચાર કરજે. ગમે તેવા પવનના સપાટાથી ગમે તે દિશામાં તારું આત્મવહાણ ચાલ્યુ જાય તો તે ધારેલાં બંદરે પહોંચાડશે નહિ; માટે વહાણનો સુકાની થા. (૨–૩; ૭૨–૭૩)

---

* च इति वा पाठः । × दुर्वचनादिभिश्च तपःक्षय इति वा पाठः । + मानमथाभिभूताविति वा पाठः ।

### ક્રોધ ત્યાગ કરનાર યોગીને મોક્ષપ્રાપ્તિ

श्रुत्वाक्रोशान् यो मुदा पूरितः स्यात्, लोष्टाद्यैर्यश्चाहतो *रोमहर्षी ।
यः प्राणान्तेऽप्यन्यदोषं न पश्यत्येष श्रेयो द्राग् लभेतैव योगी ॥ ४ ॥ (शालिनी)×

"જે આક્રોશ (પરાભવવચન, ઝાટકણી) સાંભળી ઊલટો આનંદથી ઊભરાઈ જાય છે, જેને પથ્થર વગેરે વડે માર્યો હોય તોપણ જેના રોમરાય ઊલટા વિકસ્વર થાય છે, જે પ્રાણાન્તે પણ પારકા અવગુણને દેખતો જ નથી, તે યોગી છે અને તે તુરત જ મોક્ષ મેળવે છે." (૪)

**વિવેચન**—વ્યવહારમાં બીજા માણસો તારા ઉપર કારણે–અકારણે ક્રોધ અનેક વાર કરશે, પણ તે વખત તારે મનની સ્થિરતા જાળવી રાખવી એમાં ખૂબી છે. મન પર અંકુશ રાખનાર યોગી તે વખત સંસારસ્વરૂપનો વિચાર કરીને ગુસ્સે ન થતાં આનંદ પામે છે અને ક્ષમા રાખે છે. પથ્થર વગેરે માર મારવામાં આવે તોપણ તેનું મન ઊંચું થતું નથી, પરંતુ રોમરાય વિકસ્વર થાય છે—જેમ **સ્કંધક** મુનિમહારાજના સંબંધમાં બન્યું હતું. તેના બનેવીએ ચામડી ઉતારી લેવા માણસો મોકલ્યા ત્યારે અતિ આનંદ પામી વિચાર કરવા લાગ્યા કે આ માણસો બંધુ કરતાં પણ અતિ ઉપકારી છે, કારણ, ઘણા કાળે છૂટી શકે એવું કર્મઋણ આ લોકો તુરત જ મુકાવી દેશે. **ગજસુકુમાળને** તેના સસરા ઉપર જરા પણ ગુસ્સો થયો નહોતો અને **મેતાર્ય** મુનિના મનમાં સોનીએ પ્રાણાંત કષ્ટ કર્યાં છતાં પણ હર્ષ થયો હતો. તેમ જ **દમદંતમુનિને** કૌરવોએ પથ્થરના ઘા માર્યા પણ તેઓનું મન ચલિત થયું નહિ અને **પાંડવોએ** વિનય કર્યો તે માટે હર્ષ થયો નહિ. આનું કારણ શું? તેઓને ખરી વિચારશક્તિ હતી, સંસારસ્વરૂપનું યથાસ્થિત જ્ઞાન થયું હતું તેમ જ આત્મા અને પુદ્ગળનો ભેદ બરાબર સમજતા હતા અને તદનુસાર વર્તન કરવાની ઇચ્છા હતી. તે ઇચ્છા આવા વખતમાં ફળીભૂત થઈ જાય છે એમ જોઈ–જાણી તેઓ હર્ષ પામ્યા છે. ક્રોધ પર જય અને માનત્યાગનાં ઉપર જે જે દૃષ્ટાંતો આપ્યાં છે તે ખાસ વિચાર કરવા યોગ્ય છે. એ સંબંધમાં ખાસ ધ્યાનમાં રાખવાનું એ છે કે તેઓ અશક્તિમાન ક્ષમા રાખતા હતા એમ નહોતું. કોઈ પ્રાણી શરીરે નબળો હોય, વૃદ્ધ હોય, વ્યાધિગ્રસ્ત હોય કે બાયલા જેવો હોય, તે ગમે તેવી વર્તણૂક પોતાની અશક્તિને અંગે ખમી જાય, ગમે તેવું અપમાન સહન કરી જાય, કડવું લાગે તોપણ શું કરે? શું કરી શકે? પણ આ મહાત્માઓના સંબંધમાં તેમ નહોતું. તેઓ બહાદુર હતા, અસાધારણ ક્ષાત્ર બળવીર્યવાળા હતા, સંગ્રામમાં અનેકને ભારે પડે તેવા હતા, છતાં તે

* लोम इति वा पाठः

× શાલિનીમાં ૧૧ અક્ષર હોય છે.
मात्तौ गौ चेच्छालिनी वेदलोकैः म, त, त, ग, ग. (૪–૭).

જ આત્મબળથી તેઓ ક્ષમા રાખતા, માનનો ત્યાગ કરતા અને મનોવિકાર પર સખ્ત અંકુશ રાખતા અને તેથી જ એવા મહાત્માઓને યોગી કહેવા, એમાં જરા પણ અતિશયોક્તિ જેવું નથી.

વળી, આવાં પ્રાણીઓ કોઈનો દોષ દેખતાં જ નથી; તેઓ પોતાનાં કર્મનો જ દોષ સમજે છે. જેમ ચાલતાં ચાલતાં ભીંત સાથે અથડાવાથી ભીંત વાગે અને ભીંત પર પ્રહાર કરવો, અગર દ્વેષ આણવો, એમાં મૂર્ખતા છે, તેમ જ બીજાના આક્રોશ-તાડનથી તેના પર ગુસ્સે થવું એમાં મૂર્ખતા છે. અત્ર વર્ણવેલ ક્ષમા ગુણવાળાં પ્રાણીઓ જલદી મોક્ષપ્રાપ્તિ કરે એ તદ્દન સ્વાભાવિક છે. (૪; ७४)

## કષાયનિગ્રહ

को गुणस्तव कदा च कषायैर्निर्ममे भजसि नित्यमिमान् यत् ।
किं न पश्यसि दोषममीषां, तापमत्र नरकं च परत्र ॥ ५ ॥ (स्वागतावृत्त)

"તને કષાયોએ કયો ગુણ કર્યો? તે ગુણ ક્યારે કર્યો? કે તું તેઓને હમેશાં સેવે છે? આ ભવમાં સંતાપ અને પરભવમાં નરક આપવારૂપ તેઓના દોષો છે તે શું તું દેખતો નથી?" (૫)

**વિવેચન**—કષાયથી ગુણ તો દેખાતો નથી, કોઈ પ્રાણીને કોઈ વખતે કોઈ પણ પ્રકારનો ગુણ થયો હોય એવું સાંભળ્યુ પણ નથી. દરેક કષાયથી તેના વિષયમાં કેવી કેવી પીડા થાય છે તે દૃષ્ટાંત આપીને બતાવી આપ્યુ છે. ક્રોધથી તાત્કાળિક મગજનો ઉકળાટ, અહંકારથી માનભંગ વખતે મગજની બદલાતી સ્થિતિ, માયાથી દરરોજ ખોટો દેખાવ કરવાની પીડા અને લોભથી આખી જિન્દગી સુધીની વેઠ, આવો આ ભવનો સંતાપ અને પરભવમાં તેના પરિણામે થતી દુઃખસંતતિ પર વિચાર કરી કષાય ન કરવો; તેમ ન બને તો છેવટે ઓછો કરવો, તેવા પ્રસંગ જ ન આવવા દેવા, આવતા હોય તો અટકાવવા અને સંસારને ચાટતા ન જવું, પણ જરા ઊંચા આવવાનો વિચાર કરવો એ સુજ્ઞનું કર્તવ્ય છે. (૫; ७५)

## કષાયસેવન-અસેવનના ફળ પર વિચારણા

यत्कषायजनितं तव सौख्यं, यत्कषायपरिहानिभवं च ।
तद्विशेषमथवैतदुदर्कं, संविभाव्य भज धीर विशिष्टम् ॥ ६ ॥ (स्वागतावृत्त)

"કષાયસેવનથી તને જે સુખ થાય અને કષાયના ક્ષયથી તને જે સુખ થાય, તેમાં વધારે સુખ કયું છે અથવા તો કષાયનું ને તેના ત્યાગનું પરિણામ કેવું આવે છે તેનો વિચાર કરીને, તે બેમાંથી સારું હોય તે હે પંડિત! આદરી લે." (૬)

**વિવેચન**—સર્વ પ્રાણીને સુખ મેળવવાની ઇચ્છા સદૈવ હોય છે અને તેથી વિચારવાળાં પ્રાણીઓ કોઈ પણ કાર્ય કરતાં તેમાં સુખ કેટલું અને દુઃખ કેટલું તેનો તોલ કરે છે. હવે આપણે એક પ્રાણી પર ક્રોધ કરીએ કે કપટ કરીએ અથવા મગરૂરી કરીએ, તેમાં

સુખ શું ? જ્યારે એકમાં મગજનો ઉકાળો થાય છે, ત્યારે બીજામાં હૃદયનો ઉદ્વેગ થાય છે. બહુ બહુ તો તાત્કાળિક મનોવિકારોને જરા પુષ્ટિ મળે છે, પણ ક્રોધ-કપટ કર્યા પછી બે-ચાર કલાકે શાંતિનો સમય આવે ત્યારે શી સ્થિતિ થાય ? પસ્તાવો-એટલે તેના પરિણામે ભવિષ્યમાં થવાના પરાભવના વિચારથી અત્યંત દુઃખ અથવા ક્રોધ-માનનું પરિણામ શું આવે ? એમ કહેવાય છે કે જો તમે ક્રોધ કરશો તો સામા તરફથી બદલામાં તે જ મળશે, એટલે પરિણામે ખરાબી. હવે બીજી તરફ કોઈ પણ કષાય ન કરનારની સ્થિતિ જોઈએ તો તેને નથી મગજનો ઉકળાટ કે નથી હૃદયની ગ્લાનિ. તે ઉપરાંત જાણે પોતે એક મહાન કાર્ય કર્યું છે, એક ફરજ બજાવી છે, એ વિચારથી તેના મનને બહુ જ આનંદ રહે છે. ક્રોધ કે લોભનો પ્રસંગ આવતાં તે ન કરવાથી મનને કેટલો આનંદ થાય છે અને સામો માણસ કેવી કફોડી સ્થિતિમાં મુકાઈ ઊલટો માફી માગે છે, એ સર્વેએ અનુભવ કરવા જેવી વાત છે. આ ઉપરાંત પરભવમાં તો કષાય ન કરવાથી ઘણો લાભ મળે છે.

આવી રીતે કષાય ત્યાગથી સર્વને સર્વ કાળે આનંદ થાય છે, અને કષાયથી ઉદ્વેગ થાય છે. આ સ્થિતિ પર વિચાર કરીને એમાંથી એક તને યોગ્ય લાગે તે કર. ( ૬; ૭૬ )

## માનનિગ્રહ; બાહુબલિ

सुखेन साध्या तपसां प्रवृत्तिर्यथा तथा नैव तु मानमुक्तिः ।
आद्या न दत्तेऽपि शिवं परा तु, निदर्शनाद्बाहुबलेः प्रदत्ते ॥ ७ ॥ (उपजाति)

" જેવી રીતે તપસ્યામાં પ્રવૃત્તિ કરવી તે સુખે થઈ શકે તેમ છે, તેવી રીતે માનનો ત્યાગ કરવો તે સુખે થઈ શકે તેમ નથી જ. કેવળ તપસ્યામાં પ્રવૃત્તિ મોક્ષને આપી શકતી નથી. પણ માનનો ત્યાગ તો, બાહુબલિના દૃષ્ટાંતની જેમ, મોક્ષ જરૂર આપે છે." ( ૭ )

**વિવેચન**—દુનિયાનું અવલોકન કરનારને જણાશે કે તપસ્યામાં પ્રવૃત્તિ કરવી એ મુશ્કેલ તો છે, પણ તેમા એક વખત પ્રવૃત્તિ થયા પછી બહુ મુશ્કેલી રહેતી નથી; પણ તેનો અથવા બીજી કોઈ પણ છતી વસ્તુ, ગુણ કે ધનનો અહંકાર ન કરવો એ બહુ જ મુશ્કેલ છે; એટલું બધું મુશ્કેલ છે કે મનુષ્ય અજાણતાં પણ માન-મગરૂબી કરી નાખે છે; જ્યારે પોતાની નમ્રતા ખાસ બતાવવા જાય છે ત્યારે પણ તે દ્વારા શ્લાઘ્યતા પ્રાપ્ત કરવાની અંતર્વૃત્તિમાં પ્રવૃત્તિ હોય છે. આવી રીતે માનમુક્તિ બહુ મુશ્કેલ છે. મનોવિકાર એવી અજબ રીતે કામ કરે છે કે આ પ્રાણી મોહમાં મૂંઝાઈ વસ્તુસ્વરૂપ સમજી શકતો નથી, અંધ બને છે, ઘેનમાં પડે છે અનેક અકાર્યો કરે છે, પણ તેનો હેતુ-ફળ કાંઈ સમજતો નથી. કેવળ તપસ્યામાં પ્રવૃત્તિ જ્યારે એકાંત મોક્ષ આપી શકતી નથી, ત્યારે માનમુક્તિ તુરત જ મોક્ષ આપે છે. ( માનમુક્તિનો સમય નવમા ગુણસ્થાનમાં બહુ ઉચ્ચ સ્થિતિ પર ગયા પછી પ્રાપ્ત થાય છે. )

મારાથી નાના ભાઈઓને વંદન કેમ કરું ?–એવા અહંકારથી **બાહુબળિએ** એક વરસ સુધી તપ કર્યું અને તે દરમ્યાન વિચાર કર્યો કે તપથી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી ભાઈઓ પાસે જઉં તો વંદન કરવું પડે નહિ, પણ સખ્ત તપસ્યા છતાં સાથે માન હોવાથી ઇષ્ટ-ફળની પ્રાપ્તિ થઈ નહિ. તેમની ઇચ્છા હોત તો દેવવૈભવ મળત, પણ તે તો જોઈતા નહોતા. "વીરા મારા ગજથકી ઊતરો, ગજ ચઢયા કેવળ ન હોવે રે". એવા પ્રતિબોધનો અવસર થયેલો જાણીને મોકલેલી બહેનોનો મધુર રવ સાંભળી સુજ્ઞ વીર ચેત્યો, ચમકયો અને ગજને ઓળખી ગયો. તે ગજને તજ્યો કે તે જ ક્ષણે ઇષ્ટ ફળ પ્રાપ્ત થયુ, જ્યારે એક વરસ પર્યન્ત તે ફળ પ્રાપ્ત થયુ નહિ. આ વૃત્તિ પ્રાપ્ત કરવાની બહુ જરૂર છે. ગજ પર ચઢવાની વૃત્તિ બહુધા દેખાય છે. જમાનાની પ્રવૃત્તિ માનને અનુકૂળ છે અને સંસારમાં પરિભ્રમણ કરાવનારા આ મહાન દુર્ગુણને self-respect,[1] individuality[2] વગેરે ઉપનામો આપી સદ્ગુણમાં બદલાવી નાખ્યો છે. વિવેકવાન પ્રાણીએ આનાથી ચેતવાની જરૂર છે. માનથી પારકા મહાન ગુણો પારખી શકાતા નથી, કદાચ દૃષ્ટિ તળે આવે છે તોપણ તેની હોય તે કરતાં ઘણી ઓછી કિંમત અંકાય છે, કેટલીક વાર બિલકુલ અંકાતી પણ નથી, અને વિનયધર્મ કે જેને પૂર્વધરો **विणओ धम्मस्स मूलं** જૈન ધર્મનું મૂળ વિનય છે, એમ કહી ગયા છે તે પર પાણી ફરી વળે છે; પોતાપણું સ્થાપવાની, ન હોય તેવા સદ્ગુણો ધરાવવાનો દેખાવ કરવાની અને વિવેકવિચાર–કર્તવ્યશૂન્ય થઈ જવાની ટેવ પડી જાય છે અને તેથી પરિણામે શૂન્ય આવે છે.

આ શ્લોકમાં કેટલીક હકીકત ખાસ વિચારવા જેવી છે. પ્રથમ તપપ્રવૃત્તિની સરળતા અને માનમુક્તિની વિષમતા બતાવી છે તે જનસ્વભાવને લઈને છે. મીઠા દુર્ગુણો હમેશાં તજવા વધારે મુશ્કેલ પડે છે, કારણ કે તે સેવતી વખતે એક પ્રકારની પૌદ્ગલિક લહેજત આવે છે. બાકી, વસ્તુત: જોઈએ તો, માનમુક્તિ એ ખાસ વિષમ માર્ગ નથી. જીવનની અસ્થિરતા, માન આપનાર-લેનારની સ્થિતિ, પૌદ્ગલિક-આત્મિક વસ્તુઓનો સંબંધ અને તે ટકી રહેવાનો કાળ એ બાબતનો વિચાર કરવામાં આવે તો માન તુરત ખસી જાય તેમ છે. માત્ર વાત એટલી જ છે કે આ જીવ કદી પણ વિચાર કરતો નથી. બીજું, આ જમાનામાં સ્વમાન વગેરેને નામે, ઉપર જણાવ્યુ તેમ, કેટલાક દુર્ગુણો ઘૂસી ગયા છે એ પણ વિચારવા લાયક હકીકત છે. અમુક હકીકતને તેના બંધાયેલા સ્વરૂપમાં લઈને વિચાર-વામાં આવે તો કેટલીક વાર ભૂલભરેલાં પરિણામો તરફ ઘસડાઈ જવાય છે; પણ જો પૃથક્કરણ કરીને તેના અવયવો તપાસવામાં આવે તો ગુણદોષપરીક્ષા થાય છે. તેવી જ રીતે સ્વમાન, વ્યક્તિસ્વાતંત્ર્ય એ સર્વને વિચારવાં, તેમાં આંતર પ્રવાહ શું છે તે તારવી કાઢવો, તેને અને આત્મિક દશાને શો સંબંધ છે એ વિચારવું અને પછી તેમાં જો દોષ જેવું પૌદ્ગલિક કાંઈ પણ ન લાગે તો પછી બેશક તેને આદરવા અને જો તેમાં કષાયનું

૧. સ્વમાન–સ્વત્વ. ૨. સ્વવ્યક્તિત્વ સ્થાપન.

સ્વરૂપ–અંશ જણાય તો પછી તેને માટે વિચાર કરવો. આ દૃષ્ટિથી બરાબર તત્ત્વગવેષણા કરી, સ્વમાન, વ્યક્તિસ્વાતંત્ર્ય વગેરે આ કાળના મનાતા સદ્ગુણોને વિચારવામાં આવશે ત્યારે તેના સંબંધમાં બેમાંથી એક નિર્ણય આવશે એ શંકા વગરની વાત લાગે છે. (૭; ૭૭)

### માનત્યાગ–અપમાનસહન

सम्यग्विचार्येति विहाय मानं, रक्षन् दुरापाणि तपांसि यत्नात् ।
मुदा मनीषी सहतेऽभिभूतीः, शूरः क्षमायामपि नीचजाताः ॥ ८ ॥ (उपजाति)

"આ પ્રમાણે સારી રીતે વિચાર કરી માનનો ત્યાગ કરીને અને દુઃખે મળી શકે તેવાં તપોનું યત્નથી રક્ષણ કરીને ક્ષમા કરવામાં શૂરવીર એવો વિચારવાન પુરુષ, નીચ પુરુષોએ કરેલાં અપમાનો પણ, ખુશીથી સહન કરે છે." (૮)

**વિવેચન**—અત્ર કષાયત્યાગની પરાકાષ્ઠા બતાવી. તપસ્યા કરવી અને સાથે માનત્યાગ કરવો એ અગાઉ બતાવ્યું છે. અત્ર કહે છે કે નીચ પુરુષો તરફથી **અપમાન** થાય તે પણ ક્ષમા ધારણ કરનારા શૂરવીર પ્રાણી સહન કરે છે. આ સ્થિતિ પ્રાપ્ત કરવાની જરૂર છે. તારો કોઈ દુશ્મન નથી, કરેલાં કર્મ પર વિચાર કરી જ્યારે જીવ પોતાના આત્માનો દોષ જોતા શીખે, અને તેમ કરીને ક્ષમા રાખે, ત્યારે તેની ઉચ્ચ વૃત્તિ થઈ એમ સમજવું. માનત્યાગ, ક્ષમાધારણ અને અપમાનસહન એ ત્રણ બાબત પર અત્ર ઉપદેશ આપ્યો છે. માનનો ત્યાગ કરવા ઉપરાંત અપમાન સહન કરવાનો અત્ર ઉપદેશ કર્યો તે બહુ ધ્યાનમાં લેવા યોગ્ય છે. અપમાન એ શી વસ્તુ છે અને અપમાન કરનાર કોણ છે અને શા માટે કરે છે એ પ્રથમ વિચારવું. પ્રથમ તો એમ ચોક્કસ લાગશે કે ખાનદાની વગરના, અધમ કુળમા અવતરેલા અથવા સંયોગોને લીધે અધમ પ્રકૃતિવાળા મનુષ્યો જ અપમાન કરવા લલચાશે. સુજ્ઞ, ખાનદાન, ડાહ્યો માણસ કદી તેમ કરવાનો સંકલ્પ પણ નહિ કરે. તેથી પ્રથમ તો અપમાન કરનારની નીચતા ઉપર વિચાર કરવો. અને બીજું, એવા પ્રસંગો પર મનની સ્થિરતા રાખવી અતિ મુશ્કેલ છે; સંસારમાં રસિયા જીવોના માન-અપમાનના ખ્યાલ ચિત્રવિચિત્ર હોવાને લીધે તે જાળવી રાખવી લગભગ અશક્ય જેવી છે એમ કહીએ તો ચાલે. ત્યારે તેવા વખતમાં–તેવા સંયોગમાં–મન પર કાબૂ રાખી અપમાન ગળી જવું તે બહાદુરી છે, મન પરનો અસાધારણ કાબૂ છે અને શૂરવીરપણું છે; અને તેટલા જ માટે ગ્રંથમાં શૂરવીર શબ્દ મૂક્યો છે. અપમાન સહન કરી જનાર નબળા–નરમ–બાયલા હોય છે એમ સમજવું ભૂલભરેલું છે; તે બહાદુરનું કામ છે, પ્રાજ્ઞનું કામ છે. આવી બાબતમાં ચાલુ પ્રવાહના વિચારોને આધીન થઈ ન જતાં દરેક વાતનું પૃથક્કરણ કરતાં શીખવું એ ખાસ લાભ કરનાર નીવડશે. અહિંસા પણ બહાદુર ચીજ છે. (૮; ૭૮)

## સંક્ષેપથી ક્રોધનિગ્રહ

पराभिभूत्याऽल्पिकयाऽपि कुप्यस्यघैरपीमां प्रतिकर्तुमिच्छन् ।
न वेत्सि तिर्यङ्नरकादिकेषु, तास्तैरनन्तास्त्वतुला भवित्रीः ॥ ९ ॥ (उपजाति)

"સહજ પરાભવથી પણ તું કોપ કરે છે અને ગમે તેવાં પાપકર્મોથી તેનું વેર વાળવાને ઇચ્છે છે, પણ નારકી, તિર્યંચ વગેરે ગતિઓમાં પાર વગરની અતુલ પરકૃત પીડાઓ થવાની છે, તેને તો તું જાણતો કે વિચારતો પણ નથી." (૯)

**વિવેચન**—આ જીવ જરામાત્ર પરાભવથી ગુસ્સે થઈ જાય છે અને સામાને શબ્દથી, હસ્તથી કે હથિયારથી મારવા ઊભો થઈ જાય છે અથવા મનમાં દ્વેષ રાખી વેર શોધ્યા કરે છે, લાગ શોધ્યા કરે છે અને આખો વખત ધમધમાટમાં રહે છે. આ મનોવિકારની અસર તળે આવેલા પ્રાણીને કૃત્યાકૃત્યનો વિવેક રહેતો નથી અને ભવિષ્યનો વિચાર પણ રહેતો નથી. એ તો પોતાના મસ્ત મગજમાં મગ્ન બની નિરંકુશ વૃત્તિએ વર્તે છે, પણ બિચારા જીવને ખબર પડતી નથી કે તેમ કરવાથી, અગાઉ જણાવ્યુ તેમ, આ ભવમાં પણ દુઃખ થાય છે અને તે ઉપરાંત પરભવમાં પણ બહુ દુઃખ ખમવું પડે છે. માનસિક વિકારો જેવા કે ક્રોધ, માન, માયા, લોભ વગેરેના પરિણામમાં બહુ સખ્ત દુઃખ ખમવું પડે છે. જ્યારે જૂજ વખત કરેલા ભોજનના અંતરાય જેવા સ્થૂળ પાપનું પરિણામ **શ્રી આદિ પ્રભુને** વરસ સુધી ભોજન ન મળવામા આવ્યું, તો ચિત્તવૃત્તિને તોડી–અસ્તવ્યસ્ત કરી–નાખનાર કષાયો તો કેવું પરિણામ લાવે તે વિચારવા જેવું છે. (૯; ૭૯)

## ષડ્ રિપુ પર ક્રોધ; ઉપસર્ગ કરનાર સાથે મૈત્રી

धत्से कृतिन् ! यद्यपकारकेषु, क्रोधं+ ततो धेह्यरिषट्क एव ।
अथोपकारिष्वपि तद्भवार्त्तिकृत्कर्महृन्मित्र बहिर्द्विषत्सु ॥ १० ॥ (उपजाति)

"હે પંડિત! જો તારું અહિત કરનાર ઉપર તું ક્રોધ કરતો હો તો ષડ્ રિપુ (છ શત્રુ: ૧ કામ, ૨ ક્રોધ, ૩ લોભ, ૪ માન, ૫ મદ અને ૬ હર્ષ) ઉપર ક્રોધ કર, અને જો તું તારા હિત કરનારા ઉપર પણ ક્રોધ કરતો હો તો સંસારમાં થતી સર્વ પીડા કરનારાં જે કર્મો છે તેઓને હરી જનાર (ઉપસર્ગો, પરીષહો વગેરે) જે ખરેખરા તારા હિતેચ્છુ છે અને બાહ્ય દૃષ્ટિથી જે તારા શત્રુ જેવા લાગે છે, તેના ઉપર ક્રોધ કર." (૧૦)

આ શ્લોકનો ભાવ સમજવા યત્ન કરવો. શ્લોક બહુ સારો છે.

**વિવેચન**—વાસ્તવિક રીતે મનુષ્ય પોતાના ઉપર અપકાર–નુકસાન કરનાર પર ક્રોધ કરે છે. નુકસાન કરનાર શત્રુ કહેવાય છે. તે શત્રુ ડાહ્યા માણસોએ શોધી રાખ્યા છે. તેઓનું સ્વરૂપ નીચે પ્રમાણે છે તે ધ્યાનમાં રાખીને વિચારજે.

---

+ मानमिति वा पाठान्तरम् ।

૧. પારકી અથવા પોતાની સ્ત્રી સાથે અથવા કુંવારી કે વેશ્યા સાથે વિષયસંબંધ કરવો, કરવાની ઇચ્છા રાખવી, અથવા કુચેષ્ટા કરવી તે **કામ.**

૨. બીજાં પ્રાણીઓ પર શી અસર થશે અથવા પોતાને કે પરને કેટલું નુકસાન થશે, તેવા કોઈ પણ પ્રકારના પરિણામનો વિચાર કર્યા વગર મનનું અવ્યવસ્થિતપણે ગુસ્સામાં પ્રવર્તન તે **ક્રોધ.**

૩. છતી જોગવાઈએ દાન યોગ્યને દાન ન આપવું, નિષ્કારણ પારકું ધન લઈ લેવાની ઇચ્છા રાખવી, તૃષ્ણા રાખવી અને દ્રવ્ય અથવા કોઈ પણ પૌદ્ગલિક વસ્તુ માટે એકવૃત્તિથી ધ્યાન કરવું તે **લોભ.**

૪. પોતાનામાં ન હોય તેવા ગુણો માની લેવા, તેમ જ તે હોવાનો દેખાવ કરવો તે **માન.**

૫. કુળ, વિદ્યા, ધન વગેરેનો અહંકાર કરવો તે **મદ** (Pride).

૬. વગર લેવેદેવે પારકાને દુઃખ ઉત્પન્ન કરીને અથવા દ્યૂત વગેરે વ્યસનોનો આશ્રય કરીને મનમાં ખુશી થવું તે **હર્ષ.***

આ છ ખરેખરા **દુશ્મન** છે, કારણ કે દુઃખ આપે તે દુશ્મન અને તેથી અનંત ભવભ્રમણમાં નરક-નિગોદનાં દુઃખ આપનાર આ દુશ્મનો છે. દેખાવમાં સુંદર લાગે છે, પણ તેઓ ખરેખરા શત્રુ છે; માટે તેઓ પર ખરેખર ક્રોધ કરવો, એટલે કે ક્રોધ કરી તેઓની દોસ્તી છોડી નાખવી, એ ઉચિત છે.

વળી, સંસારમાં રખડાવનાર કર્મો છે અને તે કર્મોનો નાશ કરનાર ઉપસર્ગ-પરીષહો છે. દુઃખને ઓછા કરાવનાર આ તો તારા વાસ્તવિક મિત્ર થયા અને તેઓ તેવા છે એમ જાણ્યું જો ઉપકાર કરનારાઓ ઉપર પણ ક્રોધ કરતો હોય તો તેઓના ઉપર પણ કર. કહેવાનું તાત્પર્ય એ છે કે ઉપકાર કરનાર પર કોઈને ક્રોધ હોય નહિ અને તેથી તારું કર્તવ્ય એ જ છે કે ષડ્ રિપુને તજવા, અને ઉપસર્ગ, પરીષહ વગેરેને મિત્રબુદ્ધિએ ગ્રહણ કરવા; તેઓ સાથે મૈત્રી કરવી. **ગજસુકુમાળને** તેમના સસરા **સોમિલ પર** પ્રેમ આવ્યો હતો. બાહ્ય દૃષ્ટિથી તો તે દુઃખ આપતો હતો, પણ વાસ્તવિક રીતે તો તે ઉપકારી હતો; એવી જ રીતે **અવંતિસુકુમાળને** પણ શિયાળણી વાસ્તવિક ઉપકાર કરનારી થઈ પડી હતી. ઉપરાંત **સ્કંદક, અરણિક, મેતાર્ય** વગેરે મુનિમહારાજાઓનાં દૃષ્ટાંતો પણ વિચારવાં.

આવી રીતે દ્વેષના ઘરના ક્રોધ અને માનના સંબંધમાં ઉપદેશ કર્યો. તે સંબંધમાં વિશેષ આ અધિકારના છેવટના ભાગમાં લખ્યું છે. હવે રાગના ઘરના માયા અને લોભનું વિવરણ કરે છે. ( ૧૦; ૮૦ )

---

* ષડ્ રિપુ બીજી રીતે પણ ગણાય છે: કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, હર્ષ (હર્ષને સ્થાને ઈર્ષા પણ ક્વચિત્ લખેલ છે.)

## માયાનિગ્રહ ઉપદેશ

अधीत्यनुष्ठानतपःशमाद्यान्, धर्मान् विचित्रान् विदधत्समायान् ।
न लप्स्यसे तत्फलमात्मदेह-क्लेशाधिकं तांश्च भवान्तरेषु ॥ ११ ॥ (उपजाति)

"શાસ્ત્રાભ્યાસ, ધર્માનુષ્ઠાન, તપસ્યા, શમ વગેરે વગેરે અનેક ધર્મો અથવા ધર્મકાર્યો માયા સાથે આચરે છે, તેથી તારાં શરીરને કલેશ થવા ઉપરાંત ભવાંતરને વિષે બીજું કાંઈ પણ ફળ મેળવવાનો નથી અને તે ધર્મો પણ ભવાંતરમાં મળવાના નથી." (૧૧)

**વિવેચન**—શાસ્ત્રાભ્યાસ, પ્રતિક્રમણ (આવશ્યક) વગેરે ધાર્મિક અનુષ્ઠાન, બાહ્યાભ્યંતર બાર પ્રકારનાં તપ, ઉપશમ, દમ, યમ, દાન વગેરે વગેરે અનેક ધર્મકાર્યો કરતાં છતાં પણ સાથે માયા હોય તો વેઠ થાય છે, લાભ થતો નથી. માયા–કપટ–લુચ્ચાઈ–બગવૃત્તિ એનો ત્યાગ કરવો બહુ મુશ્કેલ છે. વળી, ક્રોધ તથા માન બહુધા જણાઈ આવે છે; માયા ગુપ્ત રહીને કામ કરે છે, તેથી સામા માણસને તેની ખબર પડતી નથી અને કેટલીક વાર માયા કરનારને પણ ખબર પડતી નથી. જેને લોકો 'ભદ્રિક' જીવો કહે છે તેવા થવાની બહુ જરૂર છે. એટલું તો સત્ય છે કે આવાં ભદ્રિક પ્રાણીઓને કર્મબંધ બહુ ઓછો થાય છે. ઉપાધ્યાયજી મહારાજ કહી ગયા છે કે "કેશનો લોચ કરાવવો, શરીર પરથી મેલનો ત્યાગ ન કરવો, ભૂમિ પર શયન કરવું, તપસ્યા કરવી, વ્રતો ધારણ કરવાં વગેરે આચરણો આચરવાં તે સાધુને સહેલ છે, પણ માયાનો ત્યાગ મહામુશ્કેલ છે." આવા વિદ્વાન અવલોકનકારનાં વચનો પર ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે. માયા બહુ ઊંડાણમાં થાય છે તેથી બહુધા તે જાણી શકાતી નથી. સિફત, એટીકેટ (ગૃહસ્થાઈના નિયમો), બિન-જરૂરિયાતી વિવેક અથવા formality વગેરે માયાના અનેક ભેદો છે. આ જમાનાના જીવનમાં માયાના પ્રસંગો વધતા જાય છે. રાજ્યનું અંગ બહુધા ક્રોધ ને માન હોય છે, તેને બદલે હવે માયા ને લોભ થતાં જાય છે. આ જમાનામાં ઉપર ઉપરની ટાપટીપ વધતી જાય છે અને વધશે એમ લાગે છે. વળી, વાણિયાપણું એ માયાના પર્યાય તરીકે વપરાય છે. આથી જૈન ધર્મને અનુસરનારાઓએ મોટા ભાગે આ પાપથી વધારે ડરવાની જરૂર છે. શ્રી ઉદયરત્નજી કહે છે કે

મુખ મીઠા જૂઠા મનેજી, કૂડ કપટનો રે કોટ;
જીભે તો જીજી કરે જી, ચિત્તમાં તાકે ચોટ રે, પ્રાણી! મ કરીશ માયા લગાર.*

આવી રીતે માયાને ઓળખી, તેનો ત્યાગ કરવાની મુશ્કેલી સંબંધી વિચાર કરી, તે પર ચિત્ત લગાડી માયાનો ત્યાગ કરવો જોઈએ.

હવે શાસ્ત્રકાર કહે છે, તમે ગમે તેવું ધર્મકાર્ય કરો, પણ તમારા અંતરમાં જો માયા–કપટ હશે, તો તમને ફોકટની મહેનત જ થશે. ઉપાધ્યાયજી મહારાજ કહે છે કે કુસુમપુર

---

* માયાની સજ્ઝાય. (અઢાર પાપસ્થાનકની સજ્ઝાય પૈકી).

નામના નગરમાં એક શેઠને ઘેર બે સાધુ ઉતાર્યા હતા. એક મુનિ ભોળા, સાધારણ બુદ્ધિના, સરળ, ગુણગ્રાહી અને, ટૂંકામાં કહીએ તો, 'ભદ્રિક' હતા, જ્યારે બીજા બહુ વિદ્વાન હતા, પણ કપટી અને નિંદા કરનાર હતા. જ્ઞાની મહારાજ કહે છે કે લોકો જોકે બીજા સાધુની વાહવાહ બોલતા હતા, પણ પહેલો સાધુ થોડા કાળમાં મોક્ષે જશે, જ્યારે બીજો ઘણો સંસાર પરિભ્રમણ કરશે. માયાયુક્ત જ્ઞાન પણ નકામું છે, બલ્કે વધારે નુકસાન કરનારૂં છે. "શાસ્ત્રમાં બીજી બધી બાબતમાં સ્યાદ્વાદ છે, પરંતુ માયા કરવાના પ્રસંગો (ધર્મોપદેશાદિ) આવે તે વખતે નિષ્કપટી રહેવું એ આજ્ઞા તો જૈન શાસ્ત્રમાં **એકાંત છે.**"* આ ટંકશાળી **વચનો** ઉપાધ્યાયજી મહારાજનાં છે. જેમ માયાથી આ ભવમાં લાભ થતો નથી, તેમ પરભવમાં પણ લાભ થતો નથી. શ્રી સિંદૂરપ્રકરણમાં કહ્યું છે કે—

**विधाय मायां विविधैरुपायैः, परस्य ये वञ्चनमाचरन्ति ।**
**ते वञ्चयन्ति त्रिदिवापवर्ग-सुखान्महामोहसखाः स्वमेव ॥**

"જે પ્રાણીઓ અનેક પ્રકારના ઉપાયો વડે માયા કરીને બીજાઓને છેતરે છે, તેઓ મહામોહના મિત્ર હોઈને પોતાના આત્માને જ દેવલોક અને મોક્ષના સુખથી છેતરે છે."

આવાં આવાં અનેક કારણોથી માયાનો ત્યાગ કરવો એ ઉચિત છે. માયા અંતરનો વિકાર છે અને તેથી બીજા માણસો તેને જોઈને તે સંબંધી ઉપદેશ કે શિક્ષા આપે એ પણ ઘણુંખરું બનતું નથી. (૧૧; ૮૧)

## લોભનિગ્રહ

**सुखाय धत्से यदि लोभमात्मनो, ज्ञानादिरत्नत्रितये विधेहि तत् ।**
**दुःखाय चेदत्र परत्र वा कृतिन् ! परिग्रहे तद्बहिरान्तरेऽपि च ॥ १२ ॥** (उपजाति)

"હે પંડિત ! જો તું તારા પોતાના સુખ માટે લોભ રાખતો હો તો જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ ત્રણ રત્નો મેળવવા માટે લોભ રાખ, અને જો આ ભવ અને પરભવમાં દુઃખ મેળવવા માટે લોભ રાખતો હો તો આંતર અને બાહ્ય પરિગ્રહ માટે લોભ રાખ." (૧૨.)

**વિવેચન**—આત્માના સુખ માટે જો લોભ રાખતો હો તો આત્માના મૂળ ગુણો પ્રાપ્ત કરવા લોભ રાખ. જો બાહ્ય વસ્તુ માટે (સ્થૂળ) લોભ રાખીશ તો તેથી આતર અને બાહ્ય પરિગ્રહ વધશે, જે બન્નેથી આ ભવ અને પરભવમાં નિરંતર દુઃખ પ્રાપ્ત થાય છે. આ ભવમાં મન ચિંતામાં વ્યાકુળ રહે છે ને પરભવમાં અધોગતિ થાય છે. બાહ્ય પરિગ્રહ ધન, ધાન્ય, ક્ષેત્ર, વાસ્તુ, રૂપું, સોનું, ધાતુ, દ્વિપદ અને ચતુષ્પદ એ નવવિધ છે અને આંતર પરિગ્રહ તે મિથ્યાત્વ, ત્રણ વેદ, હાસ્યાદિ ષટ્ક અને ચાર કષાય

---

* વિવિધ નિષેધ નવી ઉપદિશે, સુણો સંતાજી, એકાંતે ભગવંત ગુણવંતાજી;
કારણે નિષ્કપટી થવું, સુણો સંતાજી, એ આણા છે તંત ગુણવંતાજી—**યશોવિજયજી.**

એ ચૌદ પ્રકારે છે. આ પરિગ્રહથી અનંત દુઃખ થાય છે તે સ્પષ્ટ છે, માટે સુખ માટે લાભ હોય તો જ્ઞાન વગેરે ત્રણુ રત્નો મેળવવા માટે લોભ રાખ. આ પ્રશસ્ત લોભ છે.

લોભનું સ્વરૂપ સમજવાની બહુ જરૂર છે. લોભ એ એટલો મોટો વિશાળ દરિયો છે કે તેના વમળમાં એક વખત પડ્યા પછી તેનો પાર પામવો મુશ્કેલ છે; કારણુ કે દરિયાની દૃષ્ટિમર્યાદા વધતી જાય છે અને, જેમ **ધનમમત્વમોચન** અધિકારમાં કહ્યુ તેમ, સોવાળાને હજારનો અને તે મળ્યા પછી ઉત્તરોત્તર લાખ, કરોડ, અબજ, રાજ્ય, સ્વર્ગ અને ઇંદ્રપદવીનો લોભ થતો જાય છે. લોભી પ્રાણીને કોઈ દિવસ સુખ નથી અને લોભથી બહુ નુકસાન થાય છે. લોભથી મન આખો દિવસ ડોળાયા કરે છે અને લોભથી દુર્ઘટ રસ્તે સંચાર કરવામાં આવે છે. લોભી પ્રાણી શું શું કરે છે તે ભર્તૃહરિ પોતાના વૈરાગ્ય-શતકના ૩–૪–૫–૬–૭ શ્લોકમાં બતાવે છે. સિંદૂરપ્રકરમાં કહ્યું છે કેઃ—

**यद्दुर्गामटवीमटन्ति विकटं क्रामन्ति देशान्तरं,**
**गाहन्ते गहनं समुद्रमतनुक्लेशां कृषिं कुर्वते ।**
**सेवन्ते कृपणं पतिं गजघटासङ्घट्टदुःसञ्चरं,**
**सर्पन्ति प्रधनं धनान्धितधियस्तल्लोभविस्फूर्जितम् ॥**

"ધનથી અંધ થયેલી બુદ્ધિવાળા પુરુષો ભયંકર અટવીમાં રખડે છે, વિસ્તીર્ણ દેશાંતરમાં ભ્રમણુ કરે છે, ગહન સમુદ્રમાં અવગાહન કરે છે, બહુ કષ્ટસાધ્ય ખેતી કરે છે, કૃપણુ શેઠની નોકરી કરે છે, હાથીની ઘટાને લીધે જેમાં સંચાર કરવો પણુ મુશ્કેલ છે એવી લડાઈઓમાં સંચરે છે: આ સર્વ લોભની ચેષ્ટા જાણુવી."

લોભથી પ્રાણી અનેક ચાળા કરે છે, પુરુષ હોઈ સ્ત્રીનો વેશ લે છે, ભીખ માગે છે, અને કોઈ પણુ અકાર્ય, અપ્રામાણિકપણું કે વિશ્વાસભંગ કરવામાં આંચકો ખાતો નથી. અતિશય લોભી પ્રાણી ગમે તેવું અકાર્ય પણુ કરે છે. લોભીને મન સગપણુ કે સ્નેહ હિસાબમાં નથી. શ્રી **ઉમાસ્વાતી વાચક** મહારાજ પ્રશમરતિમાં કહે છે કે **सर्वगुणविनाशनं लोभात्**–લોભથી સર્વ ગુણોનો નાશ થાય છે–એ ખરેખર અનુભવીનું વચન છે. ક્રોધ, માન, માયાથી મુખ્યતાએ જ્યારે એક એક ગુણનો નાશ થાય છે, ત્યારે લોભથી સર્વ ગુણોનો નાશ થાય છે; તેનું કારણુ એ જ છે કે લોભનો છેડો આવતો નથી.

લોભથી અનેક પ્રાણીઓ દુઃખી થયાં છે અને તેનાં દૃષ્ટાંતો શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. છ ખંડનું રાજ્ય મળ્યા છતાં પણુ લોભનો છેડો ન આવ્યો ત્યારે **સુભૂમ** બીજું અધિક લેવા ચાલ્યો. પરિણામે પૂર્વપુણ્યથી પ્રાપ્ત થયેલા છ ખંડ અને પ્રાણુ પણુ ખોયા અને સાતમી નરક પ્રાપ્ત થઈ. સીતાને થયેલા સોનાના અશક્ય હરિણના લોભથી તેના પતિ રામને હાનિ થઈ અને તેનું પોતાનું હરણુ થયુ. મમ્મણુ શેઠને અતુલ લક્ષ્મી છતાં તેલ ને ચોળા ખાવાં પડ્યાં. ધનના લોભથી **ધવળ** શેઠે શ્રીપાળની સજ્જનતા પારખી નહિ અને છેવટે પોતાને હાથે મરણુ પામી સાતમી નરકે ગયો. આવાં આવાં અનેક દૃષ્ટાંતો

શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. ત્યાર પછીના ઇતિહાસમાં પણ **સીઝર, નેપોલિયન** અને **અલેક્ઝાંડરની** તેવી જ દશા થઈ છે અને હિંદુસ્તાનમાં **અલ્લાઉદ્દીનથી** માંડીને કેટલાક મુસલમાન રાજાઓને લોભના પ્રમાણમાં ઘણું ખમવું પડ્યું છે. આની સાથે હવે નીચેનાં દષ્ટાંતો સરખાવીએ.

લોભનો દુશ્મન સંતોષ છે. સંતોષ થતાં જ મન ઉપરથી જે બોજો ઊતરી જાય છે, જે આનંદ થાય છે અને જે સુગમતા થઈ જાય છે તેનું વર્ણન લખી શકાય તેમ નથી. એક માણસને રોટલા-શાકથી સંતોષ હોય અને બીજાને ઘેબર-ઘારી પ્રાપ્ત થવા છતાં પણ તેના મનમાં દૂધપાકપૂરી મેળવવાની ઇચ્છા હોય; અથવા એકને ઝાડની છાલથી અથવા ખાદીનાં કપડાંથી સંતોષ હોય, જ્યારે બીજાને રેશમી કપડાં મળતાં હોય પણ ઇચ્છા કસબી કપડાંની હોય, તો બેમાં સુખી કોણ? દુનિયાના સમજુ વર્ગમાંથી કોઈ પણ બે મત વગર કહી શકશે કે **"સંતોષીને ઝાઝું સુખ."** નીતિકારો કહી ગયા છે કે **"મન સંતોષ પામે પછી ગરીબ કોણ અને ધનવાન કોણ?"*** સંતોષનું સુખ અતુલ્ય છે. કેનેરીઝ કેવ્ઝ અથવા ગિરનારની ઊંડી ગુફામા વાસ કરી **ચિદાનંદજી** મહારાજની પેઠે સંસાર પર ઉદાસીન રહી, આત્મભાવના ભાવનાર, આગંતુક મળી આવે તે પર નિર્વાહ કરનાર, ધ્યાનમગ્ન મહાયોગી આગળ **રૂશિયાના ઝાર** કે **ઇંગ્લાંડના શહેનશાહનું** સુખ કાંઈ બિસાતમાં નથી.

વર્તમાન સમયે જૈન કોમમાં પ્રથમ કાળની અપેક્ષાએ આ દોષ વધારે દેખાય છે, તેથી તે પર ખાસ ધ્યાન ખેંચવાની જરૂર છે. બીજા કષાયો જ્યારે નવમા ગુણસ્થાનકના અંત સુધીમાં નાશ પામી જાય છે, ત્યારે લોભ દશમા સુધી રહે છે, જે બતાવે છે કે લોભની સ્થિતિ વધારે છે. આ મનોવિકાર પર જય મેળવવા પૂરેપૂરો પુરુષાર્થ કરવો અને તેને ઓળખી પણ લેવો. (૧૨; ૮૨)

## મદ–મત્સરનિગ્રહ ઉપદેશ

**करोषि यत्प्रेत्यहिताय किञ्चित्, कदाचिदल्पं सुकृतं कथञ्चित् ।**
**मा जीहरस्तन्मदमत्सराद्यैर्विना च तन्मा नरकातिथिर्भूः ॥ १३ ॥** (उपजाति)

"કોઈ વખત મહામુશ્કેલીએ આવતા ભવ માટે જરા કાંઈ સારું કામ (સુકૃત્ય) કરવાનું તારે બની આવે તો પછી વળી તેને મદ, મત્સર કરીને હારી જઇશ મા, અને સુકૃત્ય વગર તું નરકનો પરોણો થઈશ મા." (૧૩)

**વિવેચન**—કોઈ વખત તેર કાઠિયા માર્ગ આપે ત્યારે ગુરુમહારાજનો યોગ થાય છે અને તેથી અનેક કર્મોનો ક્ષય થાય ત્યારે દાન, શીલાદિક ધર્મકાર્ય કરવાની ઇચ્છા થાય છે. મૂળ તો મનુષ્યપણું જ મળવું દુર્લભ છે અને તે મળે તોપણ શ્રાવક કુળ, ઉત્તમ

* मनसि च परितुष्टे, कोऽर्थवान् को दरिद्रः?—ભર્તૃહરિ.

જાતિ, ઉત્તમ દેહ, દેવગુરુની જોગવાઈ અને શ્રદ્ધા તથા સમજણ મળતાં નથી. આ સર્વ યોગ પ્રાપ્ત થાય ત્યારે પણ નીચે જણાવેલા કાઠિયા ધર્મકાર્યમાં માર્ગ આપતા નથી. અને કદાચ મોહરાજાનું બંધન તોડી ગુરુ સમીપે જાય તો ત્યાં અહંકાર અથવા મગરૂબી કરી ધર્મધન હારી જાય છે. આવા પ્રસંગે જ્યારે અહંકાર કે મત્સર રાખે છે ત્યારે તેનો અધઃપાત થાય છે અને પાછો ચઢવાનો વારો આવતો નથી; માટે એવે પ્રસંગે તું બરાબર ચેતીને ચાલજે. તું ગમે તેવો ધનવાન, ગુણવાન, પુત્રવાન હો, પણ તારા કરતાં દુનિયામાં વધારે મોટા, તારાથી સવાયા ઘણા પડ્યા છે. વળી, તું ધન, પુત્ર કે સંપત્તિથી ઓછો હો તો તે જેની પાસે હોય તેની ઈર્ષ્યા કરીશ નહિ, કારણ કે એ સર્વ કર્મજન્ય છે. આ તો બધો મેળો મળ્યો છે અને થોડા વખતમાં પાછા બધા ચાલ્યા જશે. જો આવી વૃત્તિ નહિ રાખ તો પરિણામ સારું આવશે નહિ.

ગુરુ પાસે ન જાય તે **આળસ;** ઘરકામમાં પડ્યો રહે તે **મોહ;** તેઓ મને ઓળખશે કે નહિ તેવી **અવજ્ઞાનો** ભય; અભિમાનથી ન જાય તે **સ્તંભ;** સાધુદર્શનથી ઊલટો પોતે કોપ કરે તે **ક્રોધ;** મદ્યપાનાદિના વ્યસનથી ન જાય તે **પ્રમાદ;** જશું તો ટીપ ભરવી પડશે કે કાંઈ આપવું પડશે એમ ધારી ન જાય તે **કૃપણતા;** નરક આદિનાં દુઃખોનું વર્ણન સાંભળવું પડે તે **ભય;** ઇષ્ટવિયોગથી ન જાય તે **શોક;** મિથ્યા શાસ્ત્રમાં મોહ પામે તે **અજ્ઞાન;** બહુ કામમાં હોવાથી ફુરસદ ન મળે તેથી ન જાય તે **બહુકર્તવ્યતા;** રમત જોવા ઊભો રહે, તેથી અટકી જાય તે **કુતૂહળ;** બાળકો સાથે રમવામાં પડી જાય તે **રમણત્વ**—આવી રીતે તેર કાઠિયાનુ વર્ણન ટીકાકાર આપે છે.* વધારે જાણવાની ઇચ્છા હોય તેમણે "શ્રી જૈન ધર્મ પ્રકાશ"માં( પુ૦ ૧૪, પૃ૦ ૨૧ ) તેર કાઠિયાની કથા લખાયેલી છે તે જોવી અને તે જ કથાઓ ચરિતાવળી ભાગ બીજામા છપાણી છે તે વાંચવી. આ તેર કાઠિયાએ માર્ગ આપ્યા પછી પણ ગયા ન ગયા જેવું થાય, તો તો બહુ જ ખોટું; માટે ધર્મ કરી તેનો અહંકાર કે બીજાની ઈર્ષા કરીને તેને હારી જવો નહિ એ શિખામણ છે. ( ૧૩; ૮૩ )

## વિશેષે કરીને ઈર્ષા ન કરવી

**पुराऽपि पापैः पतितोऽसि संसृतौ, दधासि किं रे ! गुणिमत्सरं पुनः ? ।**
**न वेत्सि किं घोरजले निपात्यसे, नियन्त्र्यसे शृङ्खलया च सर्वतः ? ॥ १४ ॥** (वंशस्थ)

"અરે ! પહેલાં પણ તું પાપથી સંસારમાં પડ્યો છે, ત્યારે વળી ફરીથી પણ ગુણવાન ઉપર ઈર્ષા કરે છે ? આ પાપથી તું ઊંડા પાણીમાં ઊતરે છે અને તારે આખે શરીરે સાંકળો બંધાય છે તે શું તું જાણતો નથી ?" ( ૧૪ )

**વિવેચન**—સંસારમાં રખડાવનાર પાપકર્મો જ છે, બીજું કાંઈ પણ કારણ નથી. આ

* પ્રકારાંતરે પણ તેર કાઠિયા કહેલા છે, તેમાં કેટલાકનાં નામ અને હેતુ જુદા છે

તું જાણે છે, છતાં વળી ગુણવાનની તું અદેખાઈ કેમ કરે છે? ગુણવાન ઉપર ઈર્ષ્યા થાય છે તેનાં ઘણાં કારણો છે. એક તો ગુણવાનનો વર્ગ (Class) બીજાથી જુદો પડી જાય છે; અને પછી શામળ ભટ્ટના "વેર સોમ દાતાર, વેર કાયર ને શૂરો" એ છપ્પામાં કહ્યા જેવું થઈ જાય છે. જ્ઞાન, શક્તિ, ધનવ્યય, સંતોષ, ઋજુતા, પ્રાજ્ઞતા, વિદ્વત્તા, બ્રહ્મચર્ય, દયાળુતા, નમ્રતા વગેરે ગુણો એવા છે કે તે ગુણો જેમાં ન હોય તે માણસો તે ગુણવાળાની અદેખાઈ–ઈર્ષ્યા અથવા સ્પર્ધા કરે છે અને તેથી કરીને મહાઅધોગતિ પ્રાપ્ત કરે છે આથી કરીને સંસાર બંદીખાનામાં પડેલા પ્રાણીને વધારે સાંકળો બંધાય છે કે જેથી આ જીવરૂપ કેદી તેમાંથી જલદી નીકળી નાસી જઈ શકે નહિ. વાતનો સાર એ જ છે કે જો સંસારમાંથી છૂટા પડવાની ઇચ્છા હોય તો ગુણવાનની ઈર્ષ્યા કરવી નહિ, પણ ગુણવાન થવું, ગુણવાનનું બહુમાન કરવું. સાદા મનુષ્યોની પણ ઈર્ષ્યા ન કરવી એ તો સમજાઈ જાય તેવું જ છે; ખાસ કરીને ગુણવાનના તો પગ ધોવા જોઈએ. ગુણ પ્રાપ્ત કરવાનો રસ્તો એ જ છે કે ગુણીની સેવા કરવી.

**"સ્વામી ગુણ ઓળખી, સ્વામીને જે ભજે, દર્શન શુદ્ધતા તેહ પામે."***

ગુણના જ્ઞાનનો આ મહિમા સમજો, વિચારો અને ગુણ ગ્રહણ કરો, એ જ કર્તવ્ય છે અને તે માટે જ પ્રેરણા છે. ગુણવાન પર મત્સર કરવાથી સમકિતની ચાર ભાવના, જેનું વર્ણન પ્રથમ અધિકારમાં કરવામાં આવ્યું છે, તે પૈકી પ્રમોદ ભાવનાનો નાશ થાય છે. એ પ્રમોદ ભાવનાનો નાશ થવાથી મૈત્રીભાવ રહેતો જ નથી; અને ભાવના વગર સમકિતની શુદ્ધિ રહેતી નથી, એટલું જ નહિ પણ છેવટે તેનો ક્ષય પણ થઈ જાય છે, માટે ગુણવાન પર પ્રેમ રાખવો એ શુદ્ધ જીવનનું એક ખાસ કર્તવ્ય છે. (૧૪; ૮૪)

## કષાયથી સુકૃતનો નાશ

**कष्टेन धर्मो लवशो मिलत्ययं, क्षयं कषायैर्युगपत्प्रयाति च ।**
**अतिप्रयत्नार्जितमर्जुनं ततः, किमज्ञ ! ही हारयसे नभस्त्वता ? ॥ १५ ॥** (वंशस्थ)

"મહા કષ્ટથી જરા જરા કરીને 'ધર્મ' પ્રાપ્ત થાય છે તે કષાય કરવાથી એક સપાટામાં એકદમ નાશ પામે છે. હે મૂર્ખ! મહાપ્રયાસથી મેળવેલું સોનું એક ફૂંક મારીને કેમ ઊડાવી દે છે?" (૧૫)

**વિવેચન**—શ્રુતચારિત્રલક્ષણ ધર્મ મહામુશ્કેલીએ જરા જરા મળે છે. અનંત પુદ્ગલપરાવર્તન કર્યા પછી છેલ્લા પરાવર્તનમા કાંઈક ધર્મપ્રાપ્તિનો સંભવ થાય છે. તેને પ્રબળ પુરુષાર્થથી રાખી શકાય તેમ છે, પણ કષાય કરવાથી તેનો એકદમ એકસાથે નાશ થઈ જાય છે. ગુણસ્થાનમાં ચઢેલાં પ્રાણીઓ પણ કષાય મોહનીયથી એકદમ નીચે પડી જાય છે.

* દેવચંદ્રજીકૃત વીરસ્તવન.

અને ઘણુ ખરું તો તે વખતે તેઓનો એવો અધઃપાત થાય છે કે તેમને પાછો ગુણસ્થાને ચઢવાનો દાદર મળવો પણ દૂર જાય છે. જેમ કોઈ પ્રાણી આખો દિવસ અને રાત્રિ મહેનત કરી સુવર્ણ પ્રાપ્ત કરે અને પછી તેની સભાળ ન રાખવાથી પ્રાપ્ત કરેલ સુવર્ણરજ ફૂંકના એક સપાટામાં ઊડાડી દે, તેવી રીતે મહાકષ્ટથી મેળવેલ ધર્મરૂપ સુવર્ણ, કષાયરૂપ પવનનો સપાટો આવતાં, એકદમ નાશ પામી જાય છે. કષાય એટલે સસારને વધારનાર; ધર્મનો શત્રુ કષાય; તેને શેરણવેરણ કરી દેનાર કષાય અને જેનાથી ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા મુમુક્ષુઓને ચેતવવાની જરૂર તે કષાય. વિશેષ માટે જુઓ ૧૮મો શ્લોક.

અને ધર્મ મળવો કેટલો મુશ્કેલ છે તે વારંવાર બતાવવાની જરૂર રહેતી નથી. એકેંદ્રિય, વિકલેંદ્રિયમાં તો તેની પ્રાપ્તિ લગભગ અશક્ય છે અને વિકાસક્રમમાં આગળ ચાલે ત્યારે ખાસ કરીને મનુષ્યજન્મમાં તેની પ્રાપ્તિનો સંભવ રહે છે. એ મનુષ્યજન્મ પામવો મહામુશ્કેલ છે તે આપણે આ જ અધિકારના ઓગણીસમા શ્લોકમાં સવિસ્તર જોઈશું. એવી મુશ્કેલીથી પ્રાપ્ત થયેલ મનુષ્યભવ પણ પૌદ્ગલિક ઇચ્છાઓ તૃપ્ત કરવામા, નકામી ખટપટ કરવામાં, ઉદરપૂરણની ચિંતામાં અને કામભોગની તૃપ્તિમાં ચાલ્યો જાય છે અને પાપનો સચય થવાથી તેને અતે પ્રાણી વળી પાછો નીચે ઊતરી જાય છે અને ફરી મનુષ્યભવ પ્રાપ્ત કરવાની સ્થિતિને પોતાના વર્તનથી જ દૂર કરી દે છે. મનુષ્યભવમાં પણ શરીરનું સ્વાસ્થ્ય, જ્ઞાન પ્રાપ્ત કરી ગ્રહણ કરવા યોગ્ય માનસિક બળ, તેને બતાવનાર શુદ્ધ ગુરુની જોગવાઈ અને તેઓને અનુસરવાની પ્રબળ ઇચ્છા પ્રાપ્ત થવી મુશ્કેલ થઈ પડે છે. એવી અનેક મુશ્કેલીમાંથી પસાર થયા પછી કદાચ ધર્મરત્નની પ્રાપ્તિ થઈ જાય છે ત્યારે પણ આ જીવ તેનો લાભ લેવાને બદલે કાં તો નજીવી બાબતમાં ક્રોધ કરી નાખે છે; કોઈના ઉપર વૈર કરે છે; ધર્મને નામે ખોટા ઝઘડા કરે છે; કાં તો પોતે થોડું ખરચી કર્ણ જેવો દાતાર કહેવરાવવામાં આનંદ માને છે; પોતાના ઉત્તમ જ્ઞાનનું અભિમાન કરે છે; પોતાના જેવો અગાઉ કોઈ થયો નથી, આ કાળમાં તો કોઈ છે જ નહિ, એમ માને છે, મનાવે છે અને પોતાથી વિરુદ્ધ વિચાર ધરાવનારને હાસ્યાસ્પદ કેમ કરવા એના સીધા અને આડકતરા માર્ગ શોધે છે; કાં તો પોતાનામાં કાંઈ ગુણ નથી એમ ઉપર ઉપરથી બતાવી માન શોધે છે; અતિ અધમ આચરણો કરતાં છતાં ઉપરથી મહાસદ્ગુણી હોવાનો આડંબર કરે છે, ધર્મને નામે લોકોને છેતરે છે; પોતાની ધાર્મિક વૃત્તિના દેખાવનો ગેરલાભ લે છે; અને કાં તો ધર્મમાર્ગે એક દોકડો પણ ખરચતો નથી; માન ખાતર લાખો ખરચે છે, પણ ખરી સખાવત ગુપ્ત રીતે કરતો નથી; એક વાર ખરચવા ધારેલ પૈસાનું દશ વખત જુદી જુદી રીતે જુદા જુદા આકારમાં માન લે છે અને તેમ કરીને ધર્મધનને ખોઈ બેસે છે; એક ફૂંક મારીને ધર્મસુવર્ણરજને ઉડાડી મૂકે છે અને પછી એક ખાડામાંથી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં પોતાની વસ્તુસ્વરૂપની અજ્ઞતાને લીધે પડ્યા કરે છે. તેને ચેતવણી આપનાર આ શ્લોક બહુ વિચારવા લાયક છે. (૧૫; ૮૫)

## કષાયથી થતી હાનિની પરંપરા

शत्रूभवन्ति सुहृदः कलुषीभवन्ति, धर्मा यशांसि निचितायशसीभवन्ति ।
स्निह्यन्ति नैव पितरोऽपि च* बान्धवाश्च, लोकद्वयेऽपि विपदो भविनां कषायैः ॥१६॥ (वसंततिलका)

"કષાયથી મિત્ર શત્રુ થાય છે, ધર્મ મલિન થાય છે, યશ સજ્જડ અપયશમાં બદલાઈ જાય છે, માબાપ અને ભાઈઓ કે સ્નેહીઓ પણ પ્રેમ રાખતાં નથી અને આ લોક તથા પરલોકમા પ્રાણીને વિપત્તિઓ પ્રાપ્ત થાય છે." (૧૬)

**વિવેચન**—કષાયથી બહુ હાનિ થાય છે. તેમાંથી અત્ર થોડી બતાવે છેઃ—

૧. કષાયથી મિત્ર હોય તે શત્રુ થઈ જાય છે. આ હકીકત બહુ સ્પષ્ટ છે. એક માણુસને ક્રોધ કરવાની ટેવ હોય તો તેના મિત્રો તેની પાસે રહેતા નથી, અભિમાની મિત્રને કદી પણ કડવાશ થયા વગર રહેતી નથી, કપટી મિત્રને તો મિત્ર કહેવાય જ નહિ; કારણ, એક વખત તેનું કપટ પ્રગટ થયુ, તેની અંદરખાનેથી કામ કરવાની બગવૃત્તિ સમજાણી, એટલે મિત્રો તેને સહજ રીતે તજી જાય છે અને પોતે પાઈનો ઘસારો ન ખાનાર, સામાનું ખાઈ જનાર લોભી મિત્રની મિત્રતા ટકતી નથી. આવા કષાય કરનારાઓને કોઈની સાથે મિત્રતા ટકતી નથી, એટલું જ નહિ, પણ મિત્રો હોય છે તે પણ તેની સામે શત્રુ થઈ જાય છે. કોઈ વખત તેનાં આચરણો બીજા પાસે પ્રગટ કરીને શત્રુ તરીકે કામ બજાવે છે, કોઈ વાર તેની પ્રીતિની કિંમત મનમાં સમજી, વખત શોધી તેનું પરિણામ બતાવી આપે છે અને કોઈ વાર જાહેરમાં માનભંગ થતાં તેને ઉઘાડો પાડી આપે છે. કષાય કરનાર રાજાઓનાં રાજ્ય પણ તેની પ્રજાઓ અથવા બાજુના રાજાઓ પચાવી પાડે છે અને તેને શત્રુ ગણે છે એ ઇતિહાસનો પ્રસિદ્ધ વિષય છે. સીઝર, નેપોલીઅન, પોપી, બીજો ચાર્લ્સ, ઔરંગઝેબ, બાલાજી અને કરણઘેલાની પડતીનું કારણ કષાયો જ હતા. આખી પ્રજા પણ કષાયથી રાજધર્મ વીસરી જઈ રાજ્ય તરફ પરાઙ્મુખ થઈ જાય છે એ વિચારવા યોગ્ય વિષય છે.

૨ કષાયથી ધર્મ મલિન થાય છે. આગળના શ્લોકમાં આપણે જોયુ કે કષાયથી ધર્મનો નાશ થાય છે. અહીં બતાવે છે કે તે મલિન થાય છે. ધર્મ મલિન થાય છે એટલે એમ સમજવાનું કે સુકૃત–પુણ્યધન એકઠું કર્યું હોય તેને બદલે પાપ વધારે એકઠું થઈ જાય છે અને પુણ્યને બટ્ટો લાગે છે. આ સંબંધમાં ઉપરના શ્લોકમાં વિવેચન થઈ ગયુ છે તેથી અત્ર વિશેષ સ્પષ્ટીકરણ કરવાની જરૂર રહેતી નથી.

૩. યશનો અપયશ થઈ જાય છે. જમાવેલી આબરૂ હોય તે ગેરઆબરૂમાં ફેરવાઈ જાય છે. ક્રોધી માણુસની સાથે સંબંધ લાંબો વખત ટકી શકતો નથી અને મિત્રો હોય તે જ તેની નિંદા કરનારા થઈ જાય છે. અહંકારી–અભિમાની માણુસ એટલો બધો તો અક્કડ થઈને ચાલે છે કે તેના સંબંધમાં આવનાર માણુસો તેનું વલણ એક વાર જોયા

* च स्थाने न इति वा पाठः ।

પછી તેનો પરિચય કરવા ઇચ્છતા નથી અને કદાચ પૂર્વ પુણ્યના યોગે ધન કે વિદ્યા તેને મળી ગયાં હોય તો તેની ગેરહાજરીમાં તેને એટલો ઉતારી પાડે છે કે અજ્ઞ છોકરાઓ પણ તેની તરફ આંગળી બતાવ્યા કરે છે. કપટ કરનાર માયાવી માણસને તો બધા દૂરથી જ નમસ્કાર કરે છે. તેઓ સમજે છે કે એની સાથે વધારે સંબંધ થશે તો, એ જરૂર નુકસાનીના ખાડામાં ઉતારશે અને તે ક્યારે અને કેવી રીતે ઉતારશે તેની ખબર ન હોવાથી દરેક તક લઈને તેનું સીધી અને આડકતરી રીતે અપમાન કરે છે. લોભી મનુષ્યની ઘરાકી ટકતી નથી. તેના આડતિયાઓ, અસીલો અને નોકરો સમજે છે કે તે માત્ર પોતાના જ સ્વાર્થને જોનારો છે, પોતાના એક પૈસાના લાભ ખાતર સામાના હજારો રૂપિયાના નુકસાનને ધ્યાનમાં પણ લે નહિ તેવો તે છે અને વ્યવહારમાં આવી પ્રતિષ્ઠાહાનિ સહન કરવી એ અધમાધમ છે. આવી રીતે ક્રોધ, માન, માયા કે લોભ કરનાર પ્રાણીને જરા પણ યશ મળતો નથી અને હોય તે અપયશમાં ફેરવાઈ જાય છે. એવો માણસ દુનિયાને દેખાડવા કોઈ વખત જમણ કે ઉજાણી કરે તો કરતી વખત અને કર્યા પછી લોકો તેને માટે શું બોલે છે એ સાંભળવાથી બરાબર અપયશની ગાઢતાનો ખ્યાલ આવશે.

૪. માબાપ અને ભાઈઓ તેવા પ્રાણી ઉપર પ્રેમ રાખતા નથી. માબાપ એ પ્રેમના ઝરા કહેવાય છે, જે કદી પણ સુકાતા નથી. તેઓ અને ભાઈઓ જાણે છે કે આ ભાઈ ક્રોધી, અભિમાની, કપટી કે લોભી છે, ત્યારે તેઓ પર હેત રાખતાં બંધ પડે છે. કષાય કરનાર પુત્ર અથવા ભાઈ માત્ર પોતાના હિત તરફ જ જુએ છે અને સ્વાર્થસંઘટ્ટ વખતે તો અતિ અધમ વર્તન કરે છે. તેવે વખતે તેના વડીલો કે ભાઈઓ તેને કેવી રીતે ચાહી શકે ? માતાપિતાનો પ્રેમ ત્યાગ કરવા યોગ્ય છે એ ખરી વાત છે, પણ તે ત્યાગની અપેક્ષાએ છે. સંસારવ્યવહારની અપેક્ષાએ અને ક્રોધાદિનું સત્ય સ્વરૂપ નિરૂપણ કરવા વખતે વ્યવહાર પર તેની કેવી અસર થાય છે એ બતાવવામાં માબાપનો પ્રેમ કે બંધુવર્ગમાં પ્રીતિ એ મનુષ્યના ઉત્તમ સ્વભાવનું દિગ્દર્શન કરાવનાર છે અને તેથી આદરણીય છે. કષાય કરનાર માણસને આવી રીતે ઘરમા પણ પ્રીતિ હોતી નથી, બહાર પણ અપયશ બોલાય છે અને કોઈ તેની મિત્રતા રાખતું નથી.

૫. કષાયથી આ ભવ અને પરભવમાં અનેક હાનિઓ થાય છે. આ ભવમાં કેટલી હાનિ થાય છે તેનું કાંઈક સ્વરૂપ આપણે ઉપર જોયું. મલિન અધ્યવસાય અને તેથી મલિન વર્તન કરનાર પુણ્યબંધ કરતો નથી, પાપબંધ કરે છે અને કર્મનિર્જરા તો તેને હોય જ નહિ, તેથી તે પરભવમાં પણ અનેક દુઃખો સહન કરે છે. ત્યાં ક્રોધીને પરતંત્રતા, અભિમાનીને નીચ ગોત્રાદિક, માયાવીને સ્ત્રીપણું અને લોભીને દરિદ્રતા વગેરે અનેક દુઃખપરંપરા થાય છે. તેને ભોગવવામાં વળી અનેક પાપો તે વહોરી લે છે અને એમ ઉત્તરોત્તર એક ખાડામાંથી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં એમ પડતો જાય છે અને ઊંચો આવી શકતો નથી. આવી રીતે કષાયથી હાનિની પરંપરા ચાલે છે, એ બહુ ધ્યાનમાં લઈ સમજીને વિચાર કરવા યોગ્ય છે. (૧૬; ૮૬)

## મદનિગ્રહ; ખાસ ઉપદેશ

रूपलाभकुलविक्रमविद्याश्रीतपोवितरणप्रभुताद्यैः ।
किं मदं वहसि वेत्सि न मूढानन्तशः स्म+ भृशलाघवदुःखम् ॥ १७ ॥ (स्वागता)

"રૂપ, લાભ, કુળ, વિદ્યા, લક્ષ્મી, તપ, દાન, ઐશ્વર્ય વગેરેનો મદ તું શું જોઈને કરે છે? હે મૂર્ખ! અનંત વખત તને લઘુતાઈનું દુઃખ વહન કરવું પડ્યું છે, તે શું જાણતો નથી?" (૧૭)

**વિવેચન**—જેમ ઉપરની બાબતમાં અનેક વાર લઘુતાઈ પામ્યો છે, એમ કહ્યું તેવી રીતે શ્રી હેમચંદ્રાચાર્ય પણ કહે છે કેઃ—

जातिलाभकुलैश्वर्यबलरूपतपःश्रुतैः ।
कुर्वन् मदं पुनस्तानि हीनानि लभते जनः ॥

એટલે એ આઠનો મદ કરતાં તે જ વસ્તુઓ નબળી મળે છે. આઠ મદ કરનારના શા હાલ થયા છે તેની વિસ્તારથી કથા જોવી હોય તેમને જૈનકથા રત્નકોષ ભાગ ૬ઠ્ઠામાં ગૌતમકુલકના પૃષ્ઠ ૯૩ થી વાંચવાની ભલામણ છે. (૧) **જાતિમદ :** હું ઉત્તમ જાતિનો છું એવો ફાંકો રાખવો. **હરિકેશી** મુનિ આ મદ કરવાથી ચંડાળના કુળમાં ઉત્પન્ન થયા. (૨) **લાભમદ :** છ ખંડના લાભથી મદમાં આવી જઈ સર્વ ચક્રવર્તીઓથી મોટો થવા **સુભૂમ** સાતમો ખંડ સાધવા ગયો અને પ્રાણ ખોયા. અત્યારે પણ વ્યાપારમાં ખોટ જાય ત્યારે કર્મની નિંદા થાય છે અને લાભ થાય ત્યારે તેનો મદ થાય છે. (૩) **કુળમદ :** અમે આવા, અમારા બાપદાદાએ આવાં આવાં મોટાં કામ કરેલાં વગેરે. **મરિચીને** પોતાના કુળનો મદ થઈ ગયો તો નીચ ગોત્ર બાંધ્યુ અને તે અનેક ભવમાં વેઠવું પડ્યું. (૪) **ઐશ્વર્યમદ : દશાર્ણભદ્રને** થયો હતો. અત્યારે* રૂશિયાના ઝાર પ્રમુખને થાય છે. બીજાઓ પણ અધિકાર, સ્વામિત્વાદિ પ્રાપ્ત થયે અભિમાની બની જાય છે તે ઐશ્વર્યમદ કહેવાય છે. (૫) **બળમદ : શ્રી આદિનાથ** પ્રભુના પુત્ર મહાબળવાળા બાહુબલિને આ મદ થયો હતો તેથી તેણે ભાઈની સાથે પણ યુદ્ધ કર્યું. (૬) **રૂપમદ : સનત્કુમારને** આ મદ થયો હતો; અત્યારે* ગોરી કોમોને આ મદ થાય છે. સ્ત્રીઓમાં આ મદ વિશેષ હોય છે, પરંતુ તેથી પરિણામે હાનિ છે. (૭) **તપમદ :** તપસ્વીને મદ થઈ જાય છે તેથી તપના ફળને હારી જાય છે. જુઓ **કુરગડુ** અને ચાર મુનિનું દૃષ્ટાંત. (૮) **શ્રુતમદ :** વિદ્યાનો મદ, આ જમાનામાં ઘણાને થાય છે. **સ્થૂલભદ્રજીને** થયો હતો, જેથી પાછલાં પૂર્વ શ્રી સંઘનો આગ્રહ થવાથી માત્ર સૂત્રરૂપે મળ્યાં, અર્થથી મળ્યાં નહીં. આ આઠ મદ બહુ વિચારવા જેવા છે. સીધી કે આડકતરી રીતે દરેક

---

+ स्म स्थाने स्व इति वा पाठः ।

* વિવેચન લખ્યા પછી થોડાં વર્ષમાં એ મદનાં ફળ બેઠાં છે તે આધુનિક ઇતિહાસનો વિષય છે.

માણસ તેમાં ફસાઈ જાય છે અને સંસાર દીર્ઘ કરી નાખે છે. એને વશ ન થવું એમાં મન પર અંકુશ અને જીવનયાત્રાની સફળતા છે.

ઘણાખરા લેખકો માન અને મદ વચ્ચે કાંઈ તફાવત હોય એમ ધારતા નથી. અછતા ગુણોનો સદ્‌ભાવ અને છતા ગુણોનો ઉત્કર્ષ બતાવવો એને આપણે અનુક્રમે માન અને મદ સમજીએ તો મદના સંબંધમાં બહુ વિચારવા જેવું રહે છે. મદ શા માટે કરવો એ જરા વિચારો. ઐશ્વર્ય, ધન કે વિદ્યા પ્રાપ્ત થાય અથવા જાતિ, કુળ કે બળ પ્રાપ્ત થાય તો તેમાં મદ શેનો કરવો ? પૂર્વ શુભ કર્મના ઉદયથી એ સર્વ પ્રાપ્ત થાય છે તેમાં તારે પોતાને શો મદ કરવાનો છે ? વળી, તારા કરતા જ્ઞાન, ધન, સંપત્તિ, બળ વગેરેમાં ઘણા જબરા માણસો થઈ ગયા છે, અત્યારે પણ તારે માથે સવાશેર દુનિયામાં ઘણા છે, તો શેનો અંહકાર કરે છે ? જે વસ્તુ તારી પોતાની નથી, રહેવાની નથી, કોઈની થઈ નથી, તેનો અંશ પ્રાપ્ત કરી તું કેમ અક્કડ થાય છે ? ભોજકુમારે તેના કાકાને કહેવરાવ્યુ હતું કે 'માંધાતા જેવા મોટા રાજાઓ ચાલ્યા ગયા તેમની સાથે તો પૃથ્વી ગઈ નથી, પણ, મને લાગે છે કે, કાકા ! તમારી સાથે તો તે જરૂર આવશે !' આ નાની હકીકતમાં બહુ રહસ્ય છે. આખા છ ખંડ સાધનાર ચક્રવર્તી પણ ઉઘાડે હાથે ચાલ્યા જાય છે, ત્યારે તું કોણ માત્ર છે ? તને શું મળ્યુ છે ? મળ્યુ છે તેમાથી તારું શું ? અને તારી સાથે તેમાંથી શું આવવાનું છે ? એ વિચાર અને નકામી ખટપટ દૂર કરી, તારે સીધે રસ્તે કામ કર. (૧૭; ૮૭)

## સંસારવૃક્ષનું મૂળ : કષાયો

**विना कषायान्न भवार्तिराशिर्भवेद्भवेदेव च तेषु सत्सु ।**
**मूलं हि संसारतरोः कषायास्तत्तान् विहायैव सुखीभवात्मन् ! ॥ १८ ॥** (उपजाति)

"કષાય વગર સંસારની અનેક પીડાઓ થાય નહિ, અને કષાય હોય ત્યારે પીડાઓ જરૂર થાય છે. **સંસારવૃક્ષનું મૂળ જ કષાય છે,** તો હે ચેતન ! તેને તજીને સુખી થા." (૧૮)

**વિવેચન**—આખા અધિકારનો અત્ર સાર છે. અર્થ સ્પષ્ટ છે. **કષાય ત્યાં સંસાર અને કષાય નહિ ત્યાં સંસાર નહિ.** કષાય એટલે સંસારનો લાભ, સંસરણ–ગતિ કરાવે તે સંસાર અને કષાય તેવી જ રીતે ગતિ કરાવે છે કોને ? આત્માને. એનો ત્યાગ થાય એટલે ગતિ અટકી જાય છે. આ અન્વય-વ્યતિરેક ધર્મ બરાબર સમજવો, વિચારવો, મનન કરવો, હૃદયમા સ્થાપન કરવો. કષાય ન હોય તો સસારરૂપ ઝાડ ઊગે જ નહિ, કદી કષાય થવાથી ઊગ્યુ તો હવે તેને પાડી નાખવું, અને ફરી ઊગે નહિ તેમ કરવા માટે તેનાં મૂળો બાળી નાખવાં. (ઝાડ બાળવામાં પાપ છે તેથી ડરીશ નહિ. આ કષાયઝાડ તો અનંત દયાના સ્થાન પરમાત્મા તીર્થંકરોએ પણ મૂળથી ઉચ્છેદી નાખ્યું હતું.)

દરેક ભવ્યાત્માએ ઘરમાં આ વાકય કોરી રાખવું કે "**मूलं हि संसारतरोः कषायः**" આ વાકયનાં ખરેખરા સમજવા પર ભવિષ્યની સ્થિતિનો આધાર છે. (૧૮; ૮૮)

## કષાયોના સહચારી વિષયોનો ત્યાગ

समीक्ष्य तिर्यङ्नरकादिवेदनाः, श्रुतेक्षणैर्धर्मदुरापतां तथा।
प्रमोदसे यद्विषयैः सकौतुकैस्त*तस्तवात्मन्! विफलैव चेतना ॥ १९ ॥ (वंशस्थ)

"શાસ્ત્રરૂપ આંખોથી તિર્યંચ, નરક વગેરેની વેદનાને જાણી, તેમ જ ધર્મ મળવાની મુશ્કેલી પણ જાણી, તેમ છતાં પણ કુતૂહળવાળા વિષયોમાં તું આનંદ માનશે તો હે ચેતન! તારું ચેતનપણું તદ્દન નકામું છે." (૧૯)

**વિવેચન**—વિષય અને પ્રમાદને પરસ્પર સાધર્મ્ય છે અને વિષય અને કષાય સહચારી છે તેથી કષાયદ્વારમાં વિષયનો ઉપદેશ કરે છે. દેવતાને ચ્યવન સમયે અનંત દુઃખ છે; મનુષ્યભવમાં પ્રવૃત્તિ, વિયોગ, વ્યાધિ, જરા, મૃત્યુ વગેરે દુઃખ છે; તિર્યંચને પરસ્વાધીન વૃત્તિનું દુઃખ છે અને નરક તો દુઃખમય જ છે. એ સર્વ હકીકત તેં શાસ્ત્રમાં વાંચી છે, એટલે શાસ્ત્રરૂપ જ્ઞાનચક્ષુથી તેં જોઈ છે.× વળી, તું સારી રીતે સમજે છે કે અનંત કષ્ટથી પંચેદ્રિયપણું મળે છે અને ધર્મ તો બહુ મુશ્કેલીએ મળે છે. આટલું આટલું નજરે જોયા છતાં પણ તારી વૃત્તિ ફરે જ નહિ, તને જરા પણ નિર્વેદ થાય નહિ, તો જાણ કે તારું ભણ્યુગણ્યુ ધૂળ છે, વાગાડંબર છે દેખાવ માત્ર છે, નિષ્ફળ છે, વંધ્ય છે.

ધર્મ કેટલી મુશ્કેલીએ મળે છે તે પ્રસિદ્ધ છે. દશ દષ્ટાંતથી મનુષ્યભવની દુર્લભતા જણાઈ આવે છે. આ દશ દષ્ટાંતોના સંબંધમાં ટીકાકારે દશ શ્લોક આપ્યા છે તે મુખપાઠ કરી હૃદય પર આળેખવા જેવા અને સરળ અર્થવાળા છે તેથી અત્ર ઉતારી લીધા છે.

विप्रः प्रार्थितवान् प्रसन्नमनसः श्रीब्रह्मदत्तात् पुरा,
क्षेत्रेऽस्मिन् भरतेऽखिले प्रतिगृहं मे भोजनं दापय।
इत्थं लब्धवरोऽथ तेष्वपि कदाप्यश्नात्यहो द्विः स चेद्,
भ्रष्टो मर्त्यभवात्तथाप्यसुकृती भूयस्तमाप्नोति न ॥ १ ॥

स्तम्भानां हि सहस्रमष्टसहितं प्रत्येकमष्टोत्तरं,
कोणानां शतमेषु तानपि जयन् द्यूतेऽथ तत्सङ्ख्यया।
साम्राज्यं जनकात्सुतः स लभते स्याच्चेदिदं दुर्घटं,
भ्रष्टो मर्त्यभवात्तथाप्यसुकृती भूयस्तमाप्नोति न ॥ २ ॥

वृद्धा कापि पुरा समस्तभरतक्षेत्रस्य धान्यावलिं,
पिण्डीकृत्य च तत्र सर्षपकणान् क्षिप्त्वाढकेनोन्मितान्।

* सुकौतुकैः इति पाठोऽपि क्वचिद् दृश्यते।

× મનમાં જ્યારે કોઈ વિષય બરાબર પ્રકટ થયો હોય ત્યારે તેનું જ્ઞાનચક્ષુ સમીપ સ્પષ્ટ દર્શન થાય છે ન જોયેલી વસ્તુઓનુ વર્ણન સાંભળી તેનો ઉલ્લેખ આપણે ઘણીવાર કરીએ છીએ. એટલા માટે અત્ર જોઈ છે એમ કહ્યું. એનો ભાવાર્થ એમ છે કે તે તેં અનુભવી છે.

प्रत्येकं हि पृथक्करोति किल सा सर्वाणि चान्नानि चेद्,
भ्रष्टो मर्त्यभवात्तथाप्यसुकृती भूयस्तमाप्नोति न ॥ ३ ॥

सिद्धद्यूतकलाबलाद्धनिजनं जित्वाथ हेम्नां भरै-
श्चाणक्येन नृपस्य कोशनिवहः पूर्णीकृतो हेलया ।
दैवाद्धाढ्यजनेन तेन स पुनर्जीयेत मन्त्री क्वचित्,
भ्रष्टो मर्त्यभवात्तथाप्यसुकृती भूयस्तमाप्नोति न ॥ ४ ॥

रत्नान्याढ्यसुतैर्वितीर्य वणिजां देशान्तरादीयुषां,
पश्चात्तापवशेन तानि पुनरादातुं कृतोपक्रमैः ।
लभ्यन्ते निखिलानि दुर्घटमिदं दैवाद् घटेत्तत्क्वचित्,
भ्रष्टो मर्त्यभवात्तथाप्यसुकृती भूयस्तमाप्नोति न ॥ ५ ॥

स्वप्ने कार्पटिकेन रात्रिविगमे श्रीमूलदेवेन च,
प्रेक्ष्येन्दुं सकलं कुनिर्णयवशादल्पं फलं प्राप्य च ।
स्वप्नस्तेन पुनः स तत्र शयितेनालोक्यते कुत्रचित्,
भ्रष्टो मर्त्यभवात्तथाप्यसुकृती भूयस्तमाप्नोति न ॥ ६ ॥

राधाया वदनादधः क्रमवशाच्चक्राणि चत्वार्यपि,
भ्राम्यन्तीह विपर्ययेण तदधो धन्वी स्थितोऽवाङ्मुखः ।
तस्या वामकनीनिकामिषुमुखेनैवाशु विध्यत्यहो,
भ्रष्टो मर्त्यभवात्तथाप्यसुकृती भूयस्तमाप्नोति न ॥ ७ ॥

दृष्ट्वा कोऽपि हि कच्छपो ह्रदमुखे सेवालबन्धच्युते,
पूर्णेन्दुं मुदितः कुटुम्बमिह तं द्रष्टुं समानीतवान् ।
सेवाले मिलिते कदापि स पुनश्चन्द्रं समालोकते,
भ्रष्टो मर्त्यभवात्तथाप्यसुकृती भूयस्तमाप्नोति न ॥ ८ ॥

शम्या पूर्वपयोनिधौ निपतिता भ्रष्टं युगं पश्चिमा-
म्भोधौ दुर्धरवीचिभिश्च सुचिरात्संयोजितं तद् द्वयम् ।
सा शम्या प्रविशेद्युगस्य विवरे तस्य स्वयं क्वापि चेत्,
भ्रष्टो मर्त्यभवात्तथाप्यसुकृती भूयस्तमाप्नोति न ॥ ९ ॥

चूर्णीकृत्य पराक्रमान्मणिमयं स्तम्भं सुरः क्रीडया,
मेरौ सन्नलिकासमीरवशतः क्षिप्त्वा रजो दिक्षु चेत् ।
स्तम्भं तैः परमाणुभिः सुमिलितैः कुर्यात्स चेत्पूर्ववत्,
भ्रष्टो मर्त्यभवात्तथाप्यसुकृती भूयस्तमाप्नोति न ॥ १० ॥

**ભોજન**—બ્રહ્મરાજાનો પુત્ર **બ્રહ્મદત્ત** બે વરસની વયનો હતો ત્યારે તેનો પિતા મરણ પામ્યો. રાજ્યકાર્ય દીર્ઘ નામના મંત્રીને સોંપવામાં આવ્યું. આ મંત્રીની સાથે બ્રહ્મરાજાની રાણી ચુલણી પ્રેમમાં પડી અને વિષય સેવવા લાગી. બ્રહ્મદત્તને આ વાતની ખબર પડતાં તેણે આ દુષ્ટ સંયોગ તોડી નખાવવા આડકતરી રીતે પ્રયાસ કર્યો, પણ

રાણીએ તો ઊલટો તેનો જીવ લેવાનો નિશ્ચય કરી એક લાક્ષાગૃહ બનાવ્યું અને તેમાં નવપરિણીત વધૂ સાથે કુંવરને મોકલ્યો અને રાત્રે આગ લગાડવાનો વિચાર કર્યો. આ દુષ્ટ નિર્ણયની ખબર કુંવરને બીજા મંત્રીએ કરી અને ભૂમિમા કરેલી સુરંગને રસ્તે થઈ કુંવરને બહાર સહીસલામત કાઢયો. અરણ્યમાં એકલા ફરતાં કુંવર મહાઅટવીમા આવી પહોંચ્યો. તે વખતે એક બ્રાહ્મણ સાથે થયો અને અટવી ઊતારી. રાજ્ય મળે ત્યારે આવવાનું કહી બ્રહ્મદત્તે કૃતજ્ઞપણું બતાવ્યું. અનુક્રમે કેટલેક કાળે બ્રહ્મદત્તને કાંપિલ્યપુરનું રાજ્ય મળ્યું અને છ ખંડ પૃથ્વી સાધી ચક્રવર્તી થયા. ઉક્ત બ્રાહ્મણ આ હકીકત જાણી કાંપિલ્યપુર આવ્યો અને બહુ પ્રયાસે ચક્રવર્તીને મળ્યો. ચક્રવર્તીએ યથારુચિ વર માગવા કહ્યું. બ્રાહ્મણે વિચાર કરી જવાબ આપવા જણાવ્યું. ઘરે આવી પોતાની સ્ત્રીને પૂછતાં તેણીએ વિચાર કર્યો કે જો આને ગામગરાસ મળશે તો તેના વહીવટની ખટપટ કરવી પડશે અને ઋદ્ધિને અંગે ગરીબ અવસ્થામાં પરણેલી સ્ત્રી પસંદ આવશે નહિ તો મારો ત્યાગ કરશે. આથી તેણીએ એવી સૂચના કરી કે આપણા કુટુંબને દરરોજ એક એક ચૂલે ખાવાનું મળે અને એક મહોર દક્ષિણા મળે એવું વરદાન માગો. બ્રાહ્મણે આવું જ વરદાન માગ્યું. રાજાએ બ્રાહ્મણની પશ્ચિમબુદ્ધિ માટે ખેદ બતાવ્યો. હવે બ્રાહ્મણને પ્રથમ દિવસે બ્રહ્મદત્તને રસોડે જમવાનું હતું, ત્યાં જમી મહોર મેળવી. પછી ચક્રવર્તીની એક લાખ બાણુ હજાર અંતેઉરીને ત્યાં જમ્યો. આવી રીતે છ ખંડમાં દરેક ઘરે જમવાનું હતું, પણ પ્રથમ દિવસે ભોજનમાં જે મીઠાશ આવી હતી તે ફરીવાર આવી નહિ અને દરરોજ પ્રથમ દિવસનું જમણ સંભાર્યા કરે. આથી પ્રથમ શ્લોકમા કહે છે કે "પ્રસન્ન મનવાળા બ્રહ્મદત્ત ચક્રવર્તી પાસે બ્રાહ્મણે પ્રાર્થના કરી કે 'મને આખા ભરતક્ષેત્રમાં પ્રત્યેક ગૃહે ભોજન અપાવો.' આ પ્રમાણે વરદાન પ્રાપ્ત કરેલ તે બ્રાહ્મણ કદાચિત્ પ્રથમ દિવસે કરેલ ભોજન બીજી વાર મેળવે; પણ જે કમનસીબ પ્રાણી મનુષ્યભવ પામી હારી જાય છે તે ફરી વાર તેને પ્રાપ્ત કરી શકતો નથી." (૧)

**દ્યૂત**—એક રાજા બહુ વૃદ્ધ થયો, પરંતુ કોઈ પણ પ્રકારે મરણ પામે નહિ. તેનો પુત્ર મોટી વયનો થયો હતો, અને પ્રત્યેક દિવસ તે પિતાના મરણની રાહ જોતો હતો. વૃદ્ધ રાજાને પણ રાજ્યમોહ બહુ તીવ્ર લાગ્યો હતો, તેથી પુત્રને રાજ્ય આપી શકતો નહોતો. પુત્રને છેવટે ઇચ્છા થઈ કે પિતાને મારીને પણ રાજ્ય લેવું. વૃદ્ધ રાજાને આ વાતની ખબર પડી એટલે તેણે એક યુક્તિ કરી : રાજસભામાં એક સો ને આઠ થાંભલા હતા અને પ્રત્યેક થાંભલે એક સો ને આઠ હાંસો હતી. રાજાએ પુત્રને કહ્યું કે મારે તને હવે રાજ્ય સોંપી દેવું છે, પણ આપણા કુળનો એવો રિવાજ છે કે પુત્રે રાજ્ય લેવા પહેલાં પિતા સાથે દ્યૂત રમવું અને દ્યૂતમાં એક વાર જીતે ત્યારે એક હાંસ જીતી ગણાય. અને તેવી રીતે એક સો આઠ વાર જીતે ત્યારે એક સ્તંભ જીત્યો ગણાય. આવા એકસો આઠ સ્તંભ જીતે ત્યારે પુત્રને રાજ્ય મળે, પણ રમતાં રમતાં વચ્ચે એક વાર હારી જાય તો અગાઉની સર્વ

જીત વ્યર્થ જાય અને નવે નામે પહેલી હાંસથી શરૂ કરવું પડે. આ વાત પુત્રે કબૂલ કરી અને દ્યૂત રમવા માંડયું. આ પ્રમાણે રમતાં રમતાં કેટલીક વાર જીતે અને વળી હારી જાય, પણ સંપૂર્ણ તો કોઈ કાળે થાય જ નહિ. આથી દ્વિતીય શ્લોકમાં કહે છે કે "એક સો આઠ થાંભલા પૈકી પ્રત્યેક સ્તંભને એક સો આઠ હાંસો છે અને તે પ્રત્યેક હાંસને પુત્ર પિતા સાથે દ્યૂત રમતાં જીતે ત્યારે તેને સામ્રાજ્ય મળે તે દુર્ઘટ તો છે જ; પણ કદાપિ તેમ બની આવે, પણ જે કમનસીબ પ્રાણી મનુષ્યભવ પામી હારી જાય છે તે ફરી વાર તેને પ્રાપ્ત કરી શકતો નથી." (૨)

**ધાન્ય**—એક રાજાએ ભરતક્ષેત્રમાં ઉત્પન્ન થતાં સર્વ પ્રકારનાં ધાન્યો કૌતુક માટે એકઠાં કર્યાં અને તેમા એક પાલી સરસવના દાણા નાખ્યા. પછી એક વૃદ્ધ ડોસીને બોલાવી, ધાન્યના ઢગલામાથી સરસવના સર્વ દાણા છૂટા પાડી આપવા આજ્ઞા કરી. બિચારી ડોસી આ કેવી રીતે કરી શકે ? તેથી ત્રીજા શ્લોકમાં કહ્યું છે કે "આખા ભરતક્ષેત્રના સર્વ ધાન્યના સમૂહમાં એક પાલી સરસવ નાખેલા હોય અને તે જ દાણાઓને જુદા કરી આપવાનું એક વૃદ્ધ ડોસીને કહ્યુ હોય. હવે કદાચ તે ડોસી સર્વ દાણાઓને અને સરસવને જુદા પાડી આપે, પણ જે કમનસીબ પ્રાણી મનુષ્યભવ પામી હારી જાય છે તે ફરી વાર તેને પ્રાપ્ત કરી શકતો નથી." (૩)

**પાસા—ચાણુક્ય** નામનો બ્રાહ્મણપુત્ર નંદ રાજાની સભામાં આવ્યો અને સિંહાસન ઉપર બેસી ગયો. રાજા તે વખતે રાજસભામાં હતો નહિ, પણ દાસીએ ચાણુક્યનો તિરસ્કાર કરી દૂર કર્યો. ચાણુકયે ત્યાં ઘોર પ્રતિજ્ઞા કરી કે જો હું ખરો ચાણુક્ય હોઉં તો નંદ રાજાને સમૂળો ઉન્મૂળ કરી નાખું. રાજ્યયોગ્ય કુંવરને શોધતાં તે એક મયૂર-પોષકની દીકરી પાસે ગયો. તેને ચંદ્રપાન કરવાનો દોહદ થયો હતો. ચાણુકયે જન્મતાં જ પુત્રને સોંપી દેવાની શરત કરી, યુક્તિથી દોહદ પૂર્ણ કર્યો. તે એવી રીતે કે એક છિદ્ર-યુક્ત તૃણનું ઘર કરાવ્યુ અને એક પુરુષ છિદ્ર ઢાંકવા સારુ ઉપર બેઠો. એક વિશાળ થાળમાં પરમાન્ન( ખીર ) ભરી છિદ્ર નીચે તે થાળ મૂકયો અને પુત્રીને ચંદ્રનું પાન કરવા કહ્યું. સ્ત્રી પાન કરતી જાય છે અને છાપરા ઉપર બેઠેલો પુરુષ છિદ્ર ઢાંકતો જાય છે. આવી રીતે તેનો દોહદ પૂરો કર્યો. સંપૂર્ણ કાળે પુત્ર થયો તેનું નામ **ચંદ્રગુપ્ત** પાડયું. ચંદ્રગુપ્ત બાળવયથી જ રાજા થવાનાં લક્ષણ બતાવવા લાગ્યો. નાના બાળકોની સભાઓ કરી તેમાં પોતે રાજા થાય, ન્યાય ચૂકવે, ગામગરાસ ભેટ આપે, સજાઓ કરે અને યુદ્ધ પણ કરે. ચાણુક્ય અને ચંદ્રગુપ્ત અનેક સિદ્ધિઓ સાધી પાટલીપુરને ઘેરો નાખીને પડયા. નંદ રાજા લડવા આવ્યો અને ચાણુક્યના સૈન્યમાં ભંગાણ પડયું ચાણુક્ય ભાગ્યો અને તેને મારવા રાજાએ મારા મોકલ્યા. ચંદ્રગુપ્તને કૂવામાં સંતાડી પોતે બાવાનો વેશ ધારણ કરી કાંઠે બેઠો અને મારાઓને કહ્યું કે ચંદ્રગુપ્ત અંદર સંતાઈ ગયો છે. મારાઓ હથિયાર મૂકી અંદર ઊતરવાં ગયા કે લઘુલાઘવી કળાથી તેઓનાં શસ્ત્રથી જ તેઓને મારી નાખ્યા.

આવી રીતે અનેક કષ્ટમાંથી ચંદ્રગુપ્તને બચાવી પોતે પણ યુક્તિથી બચ્યો. ચાણક્ય નીતિશાસ્ત્રમાં બહુ હોશિયાર હતો. અને યુક્તિ કેમ કરવી, જાળ કેમ પાથરવી અને ગમે તેવા પ્રતિકૂળ સંયોગોમાં પણ પોતાનું કાર્ય કેવી રીતે સાધવું એ તે બહુ સારું સમજતો હતો. એક **પર્વત** નામના રાજાને પોતાનો કરી નંદ રાજા ઉપર ફરી વાર છાપો માર્યો, પણ આ વખતે પાટલીપુર ઉપર સીધો ઘેરો ન ઘાલતાં આસપાસનાં ગામોને સર કરવા માંડ્યા. નંદ રાજા પડ્યો અને ચંદ્રગુપ્ત સિંહાસનારૂઢ થયો. પર્વત રાજા વિષકન્યાના સંયોગથી મરી ગયો અને તેથી વચ્ચેથી ફાંસ ગઈ. પાટલીપુરના લોકોને કર બહુ આપવો પડ્યો, તેથી પ્રજા અસંતોષી બની ગઈ અને ચંદ્રગુપ્તની પાસે ફરિયાદ કરવા આવી. ચાણક્યે વિચાર્યું કે લોકો અસંતોષી બનશે તો ઉચાળો ભરી ચાલ્યા જશે, આથી તેણે લોકોને કર રહિત કર્યા. પૈસા પ્રાપ્ત કરવાનો એક બીજો ઉપાય ચિંતવતાં તેણે દેવતા પાસેથી અજેય પાસા મેળવ્યા. ગામના આગેવાન શેઠિયાઓને બોલાવી તેઓ સાથે દ્યૂત રમવા માંડ્યું અને તેમાં પોતે મોટી બીટ મૂકે અને જીતે તો પ્રમાણમાં બહુ ઓછી વસ્તુ લે. એવી હોડ કરતાં પણ સર્વ લોકો તેની સાથે રમતાં હારી જતા, પણ ચાણક્ય કોઈ દિવસ હારે નહિ. આથી ચોથા શ્લોકમાં કહ્યું છે કે "સિદ્ધની પાસેથી મેળવેલ દ્યૂત રમવાના પાસાના ઉપયોગથી અનેક લોકોને જીતીને ચાણક્યે રમતમાત્રમાં રાજાનો ભંડાર સુવર્ણથી ભરી દીધો. કદાચ દૈવકૃપાથી ગામના શેઠિયા લોકો તે મંત્રીને જીતી લે, પણ જે કમનસીબ પ્રાણી મનુષ્યભવ હારી જાય છે તે ફરી વાર તેને પ્રાપ્ત કરી શકતો નથી." (૪)

**રત્ન**—વસંતપુર નગરમાં ધન્નો નામે એક શેઠ રહેતો હતો. તેને પાંચ પુત્ર હતા. આ ધન્ના શેઠ રત્નની પરીક્ષામાં બહુ કાબેલ હોવાથી તેને **રત્નપરીક્ષક**ના નામથી સર્વ ઓળખતા હતા. શેઠની એક એવી પ્રકૃતિ પડી હતી કે બહુ મૂલ્યવાળાં જે જે રત્નો આવે તે ખરીદી સંગ્રહી રાખે પણ વેચે નહિ. પુત્રો પણ વારંવાર કહે કે બમણાં-તમણાં દામ આવે છે, છતાં શા માટે વેચતા નથી? આ પ્રમાણે વારંવાર થયા કરે તોપણ શેઠ તો વેચવાની વાત જ કરે નહિ. એક વખત શેઠ પરદેશ ગયા અને કેટલાક દિવસ પછી પાછા આવ્યા, ત્યારે માલૂમ પડ્યું કે પોતાના પુત્રોએ સર્વ રત્નો પરદેશી માણસોને વેચી નાખ્યાં છે. શેઠે તો આ સમાચાર સાંભળી સર્વ પુત્રોને ઘરબહાર કાઢી મૂક્યા અને સર્વ રત્નો લઈને જ ઘરે પાછા આવવાનું કહ્યું. પુત્રો તો બાપડા પરદેશ નીકળ્યા, પણ એ જ સર્વ રત્નો પાછાં કેવી રીતે મેળવી શકે? તેથી પાંચમા શ્લોકમાં કહે છે કે "શેઠના છોકરાઓએ પરદેશથી આવેલા વ્યાપારીઓને રત્નો વેચી દીધાં અને વળી પશ્ચાત્તાપ કરીને તે જ પાછાં મેળવવાનો પ્રયાસ કરવા લાગ્યા. કોઈ દેવની સહાયથી કદાચ તે જ સર્વ રત્નો વણિકપુત્રો પાછા મેળવે, પણ જે કમનસીબ પ્રાણી મનુષ્યભવ હારી જાય છે તે ફરી વાર તેને પ્રાપ્ત કરી શકતો નથી." (૫)

**સ્વપ્ન**—ઉજ્જયિણી નગરીમાં એક મૂળદેવ નામનો ચતુર રાજપુત્ર હતો. તે દેવદત્તા

વેશ્યા ઉપર રાગાસક્ત હતો. એક દિવસ એક શેઠે તેનું અપમાન કરી ત્યાંથી દૂર કર્યો. તેથી તે પરદેશમાં ભ્રમવા લાગ્યો. અનેક પ્રકારના સૃષ્ટિવૈભવ જોતો તે એક વખત એક મઠમાં રાતે સૂતો હતો તેવામાં તેણે સ્વપ્ન દીઠું કે ચંદ્ર પોતાના મુખમાં પ્રવેશ કરે છે. સ્વપ્ન દેખી તે જાગ્યો. તે વખતે એક ગોસાંઈના ચેલાએ પણ તેવું જ સ્વપ્ન દીઠું. તેણે પણ જાગી સ્વપ્નનો વિચાર પોતાના ગુરુને પૂછ્યો. ગુરુએ કહ્યું કે 'તું આજ ઘૃતખાંડ સહિત રોટલો પામીશ.' શિષ્યને તે પ્રમાણે ભોજન મળ્યું. હવે મૂળદેવ તો શાસ્ત્રવિદ્ છે તેથી મઠમાંથી બહાર નીકળી ફળફૂલાદિક લઈ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે સ્વપ્નપાઠક પાસે તે મૂકી તેને સ્વપ્નવિચાર પૂછ્યો. સ્વપ્નપાઠકે કહ્યું કે 'તમને રાજ્ય મળશે.' મૂળદેવે આ વચન માન્ય કર્યું. નગરમાંથી અન્ન મેળવી કોઈ માસોપવાસી સાધુને ભોજન કરાવ્યું અને દેવતા તુષ્ટમાન થતાં હજાર હસ્તી બંધાય તેવું રાજ્ય દેવદત્તા ગણિકા સહિત એક વચનમાં માંગી લીધું. સાત દિવસ પછી, મરણ પામેલા એક અપુત્ર રાજાના ગામમાં પ્રવેશ કરતાં પંચ દિવ્ય પ્રગટ થયાં અને મૂળદેવને રાજ્ય મળ્યું. પેલા ગોસાંઈના શિષ્યે આ હકીકત સાંભળી ત્યારે તેને બહુ ખેદ થયો. એક જ પ્રકારનાં સ્વપ્ન બન્નેને આવ્યાં, છતાં પોતાને વિધિનું જ્ઞાન ન હોવાથી, મહાલાભ ખોઈ નાખ્યો, એ હકીકત તેના હૃદયમાં સાલવા લાગી. આથી તે દરરોજ મઠમાં જઈ સૂવે અને ફરી વાર તે જ સ્વપ્ન જોવાની આશા રાખે, પણ તે સ્વપ્ન દેખાય નહિ. તેથી છઠ્ઠા શ્લોકમાં કહ્યું છે કે "મૂળદેવે અને કાર્પટિકે (ગોસાંઈના શિષ્યે) સ્વપ્નમાં ચંદ્ર દેખ્યો, પણ કાર્પટિકે કુનિર્ણય કર્યો તેથી અલ્પ ફળ પામ્યો. ફરી વાર તે જ જગાએ જઈને તે સૂવે અને કદાચ દૈવયોગે તે જ સ્વપ્ન તે ફરી વાર દેખે, પણ જે કમનસીબ પ્રાણી મનુષ્યભવ હારી જાય છે તે ફરી વાર તેને પ્રાપ્ત કરી શકતો નથી." (૬)

**ચક્ર**—ઇંદ્રપુર નગરમાં ઇંદ્રદત્ત રાજા વસે છે, તેને બાવીશ રાણીઓથી થયેલા બાવીશ પુત્રો છે. રાજા વળી ત્રેવીશમી સ્ત્રી, જે પોતાના જ મંત્રીની પુત્રી હતી, તેને પરણ્યો. પણ તુરત જ રાજાને તેની સાથે દ્વેષ થયો, તેથી તે પોતાના પિતાને ઘેર જઈ રહી. એક દિવસ રાજા ફરવા નીકળ્યો છે; ત્યાં આ રૂપસૌંદર્યની ભંડાર સ્ત્રીને ગોખમાં જોઈ તેના પર આસક્ત થયો, પણ તેને ઓળખી નહિ. રાજા રાત્રિ ત્યાં જ રહ્યો અને સંયોગબળથી તે જ રાત્રે મંત્રીપુત્રીને ગર્ભ રહ્યો. મંત્રીએ સર્વ બનાવ કાગળ પર લખી લીધો. સંપૂર્ણ કાળે બહુ સુંદર પુત્ર અવતર્યો. તેને કળાચાર્ય પાસે ભણવા મૂક્યો. તે બહુ વિદ્વાન અને ધનુર્વિદ્યામાં નિપુણ થયો. ગર્વિષ્ઠ રાજપુત્રો બહુ સારું ભણી શક્યા નહિ. મંત્રી-પુત્રીના પુત્રનું નામ **સુરેંદ્રદત્ત** પાડવામાં આવ્યું હતું. હવે મથુરા નગરીના જિતશત્રુ રાજાની નિર્વૃત્તિ નામની પુત્રી રૂપયૌવનસંપન્ન થઈ, શણગાર સજી, પિતા પાસે આવી, ત્યારે સ્વયંવરથી વર વરવા પિતાએ ઇચ્છા બતાવી. પુત્રીએ પણ રાધાવેધ સાધનારને પરણવા ઇચ્છા બતાવી. ઊંચાં કુટુંબોમાં ઇચ્છાવર વરવાનો નિયમ પૂર્વ કાળમાં હતો એમ ઘણા પ્રસંગે જણાય છે. રાજાએ પણ પુત્રીની ઇચ્છા અનુસાર સર્વ દેશોમાંથી રાજ-

પુત્રોને બોલાવ્યા. ઇંદ્રદત્ત રાજા પણ પુત્રો સહિત આવ્યો; મંત્રી સુરેંદ્રદત્તને પણ સાથે લઈ આવ્યો. સ્વયંવરમંડપની શોભા અદ્ભુત કરી હતી. મંડપની વચ્ચે સ્તંભ ઊભો કર્યો. તેની ઉપર ચાર ચાર ચક્ર મંડાવ્યાં. એક એક ચક્રમાં બહુ આરા કર્યા અને દરેક ચક્રને એવી રીતે યંત્ર દ્વારા ગોઠવ્યુ કે એક જમણી બાજુએ ફરે અને એક ડાબી બાજુએ ફરે. તે સ્તંભની ઉપર એક સુંદર પૂતળી માંડી અને તેનું મુખ નીચું જોતું કરાવ્યું. નીચે મોટી તેલની કડાઈ માંડી. તેની બાજુમાં કન્યા પંચવર્ણી ફૂલમાળ હસ્તમાં લઈ ઊભી રહી. નીચેની કઢાઈમાં નજર રાખી, ઉપર આઠ ચક્રમાં પસાર કરી, રાધાની ડાબી આંખને વીંધે, એવી રીતે જે રાજપુત્ર બાણ મારે તેને વરવું, એવી તેની પ્રતિજ્ઞા હતી. રાજપુત્રોએ કાર્ય શરૂ કર્યું. કેટલાક તો પોતાની જગ્યા પરથી ઊઠચા જ નહિ, કેટલાક કઢાઈ સુધી જઈ પાછા આવ્યા, કેટલાક ધનુષ્ય પડતું મૂકી ચાલ્યા અને એવી રીતે સર્વ નષ્ટભ્રષ્ટ થયા. ઇંદ્રદત્ત રાજાના બાવીશ પુત્રોના પણ એ જ હાલ થયા ત્યારે રાજા બહુ ખિન્ન થઈ ગયો. મંત્રીએ પછી ત્રેવીશમા પુત્રની હકીકત કહી, રાજાને સંબુદ્ધ કર્યો. રાજાને સર્વ હકીકત યાદ આવી. સુરેંદ્રદત્તને કાર્ય કરવા રાજાએ આજ્ઞા કરી. તે ઊઠ્યો, ચાલ્યો, ધનુષ્ય લીધું, નીચી દૃષ્ટિ કરી, ધનુષ્ય વાળ્યું, બાણનો યોગ કર્યો અને સર્વ ચક્રો જ્યારે અમુક સ્થાનમાં આવ્યાં, ત્યારે બાણ છોડયું, જેણે આઠ ચક્રોની વચ્ચે થઈ કોઈ પણ આરાનો સ્પર્શ કર્યા વગર રાધાની ડાબી આંખને વીંધી. તુરત જ કુંવરીએ વરમાળા તેના ગળામાં આરોપણ કરી. આ હકીકત પર વિચાર કરતાં સાતમા શ્લોકમાં કહે છે કે "રાધાના મુખ નીચે ચક્રો અનુક્રમે એકબીજાની વિરુદ્ધ દિશામાં ભ્રમણ કરે છે અને તેની નીચે ધનુર્ધર પુરુષ નીચું મુખ કરીને ઊભો રહ્યો છે. કદાચ કોઈ ભાગ્યવંત નિપુણ તે રાધાની ડાબી આંખ બાણના મુખથી વીંધી શકે, પણ જે કમનસીબ પ્રાણી મનુષ્યભવ હારી જાય છે તે ફરી વાર તેને પ્રાપ્ત કરી શકતો નથી." (૭)

કૂર્મ—એક બહુ મોટો દ્રહ છે, તેમાં એક કાચબો રહે છે. તેણે એક વખત પાણી ઉપરની સેવાળ તૂટવાથી આસો સુદ પૂર્ણિમાની રાત્રે આકાશમંડળમાં સકળકળાસંપૂર્ણ નયનાનંદકારી, સમગ્ર નક્ષત્રે બિરાજમાન ચંદ્ર દીઠો. આથી તેને બહુ આનંદ થયો. આ કુદરતી દેખાવ પોતાના કુટુંબને દેખાડવા તે ડૂબકી મારી પાણીમાં ગયો અને કુટુંબને લઈને પાછો આવ્યો, ત્યાં તો સેવાળ મળી ગઈ હતી. આથી ચંદ્રદર્શન કર્યા વિના જ તેના કુટુંબને પાછું ફરવું પડ્યું. પૂર્ણિમાની રાત્રિ, સેવાલનું સ્ફોટન અને કુટુંબ સહિત પોતાની હાજરી, એ સર્વ યોગ ફરી વાર મળવા મુશ્કેલ છે. આથી આઠમા શ્લોકમાં કહે છે કે "સેવાલબંધ છૂટવાથી એક સરોવરમાં રહેલ પૂર્ણચંદ્રનાં દર્શન કરવાથી બહુ આનંદ પામ્યો અને તેનું દર્શન કરવા માટે પોતાના કુટુંબને લઈ આવ્યો, પણ સેવાલ મળી ગઈ. આ પ્રમાણે પુનર્દર્શન કદાચ તે કરે, પણ જે કમનસીબ પ્રાણી મનુષ્યભવ પામી હારી જાય છે તેને ફરી વાર પ્રાપ્ત કરી શકતો નથી." (૮)

યુગ—“ પૂર્વ સમુદ્રમાં શમી(ખીલી) નાખીએ અને પશ્ચિમે યુગ(ધોંસરું) નાખીએ અને બન્ને સમુદ્રમાં દુર્ધર તરંગ આવ્યા કરતા હોય. કદાચ આ યુગમાં શમીનો પ્રવેશ થાય, પણ જે કમનસીબ પ્રાણી મનુષ્યભવ પામી હારી જાય છે તે ફરી વાર તેને પ્રાપ્ત કરી શકતો નથી.” બળદની ડોક પર નાંખેલું ધોંસરું તે યુગ કહેવાય છે. તેમાં જોતર બાંધવા માટે નાંખેલી ખીલી તે શમી કહેવાય છે. અસંખ્યાતા દ્વીપ-સમુદ્ર મૂકયા પછી છેલ્લો સ્વયંભૂરમણ સમુદ્ર અર્ધરાજ પ્રમાણ આવે છે. તેને પશ્ચિમ છેડે યુગ હોય અને બીજી બાજુના પૂર્વ છેડે શમી હોય, એ બન્નેનો યોગ કેમ થાય? સમુદ્રમાં મહા જળ-તરંગ થતા હોય છે એ હકીકત લક્ષમાં રાખવાની છે. (૯)

**પરમાણુ**—“ દેવતાએ ક્રીડા કરતાં કરતાં એક પાષાણના સ્તંભના વજ્ર વડે ચૂરેચૂરા કરી નાખ્યા અને પછી મેરુપર્વત પર ઊભા રહી એક નળીમાં સર્વ પરમાણુ એકઠા કરી ફૂંક મારી, ચારે દિશામાં તે સર્વ પરમાણુ ઊડાવી દીધા. તે જ પરમાણુઓનો બનાવેલો સ્તંભ ફરી વાર કદી તે તૈયાર કરે, પણ જે કમનસીબ પ્રાણી મનુષ્યભવ પામી હારી જાય છે, તે ફરી વાર તેને પ્રાપ્ત કરી શકતો નથી.” લાખ યોજન ઊંચા મેરુ ઉપરથી પવનના સપાટા સાથે ઉડાડેલા પરમાણુઓની પાછળ દેવતાની જબરજસ્ત ફૂંક, એ સર્વને સાથે લેતાં અને પરમાણુની અણુતાનો વિચાર કરતાં ઉપરની હકીકત લગભગ તરંગ જેવી જ લાગે છે. (૧૦)

દશે દૃષ્ટાંતોનું એ જ પ્રમાણે સમજવું. દરેક દૃષ્ટાંતમાં બહુ ખૂબી છે. દરેક દૃષ્ટાંત મનન કરીને સમજવા જેવું છે. મનુષ્યભવની દુર્લભતા બહુ વિચારવા યોગ્ય છે. દૃષ્ટાંતની સત્યતા કરતાં હમેશા તેમાંથી ફલિત થતો ભાવ બહુ વિચારવા જેવો છે. દેવકૃત મંત્ર, ચમત્કાર કે બીજી વાત સ્થૂળવાદના આ જમાનામાં ગળે ન ઊતરે તો તેની સામે વિચાર કરવાની અગત્ય નથી, પરંતુ દરેક દૃષ્ટાંતમાં એક અદ્ભુત ભાવ છે અને તે એ છે કે આવો મનુષ્યભવ મહાકષ્ટે મળ્યો છે તે ફરી મળવો મહામુશ્કેલ છે. એના પરિણામ તરીકે મનુષ્યભવની સફળતા કરવા ખાસ ઉપદેશ છે. ધર્મસામગ્રી મુખ્યત્વે મનુષ્યભવમાં જ મળી શકે છે, તેથી આ સર્વ દૃષ્ટાંતોનું સુદામપણું પ્રાપ્ત થાય છે.

આટલા ઉપરથી ધર્મની દુરાપતા સમજી, કષાય ન કરવા અને તેટલા સારુ તેના સહચારાં પાંચે ઇંદ્રિયોના ત્રેવીશ વિષયોને ખાસ કરીને ત્યજવા. (૧૯; ૮૯)

## કષાયના સહચારી પ્રમાદનો ત્યાગ

चौरैस्तथा कर्मकरैर्गृहीते, दुष्टैः स्वमात्रेऽप्युपतप्यसे त्वम् ।
पुष्टैः प्रमादैस्तनुभिश्च पुण्यधनं न किं वेत्स्यपि लुट्यमानम्? ॥ २० ॥ (उपजाति)

“ચોર અથવા કામકાજ કરનારા (નોકર–ચાકરો) તારું જરા પણ ધન ઉપાડી

જાય છે, તોપણ તું તપી જાય છે, જ્યારે પુષ્ટ અથવા પાતળા પ્રમાદો તારું પુણ્યધન લૂંટી લે છે તે તું જાણતો પણ નથી ?" (૨૦)

વિવેચન—ઘરમાં સહજ ચોરી થાય તો ધાંધલ મચાવી મૂકે છે, પોલિસને બોલાવે છે, સજા કરાવે છે અથવા કાયદો હાથમાં લઈ ચોરનાં હાડકાં ખોખરાં કરે છે. આ સર્વ શાને માટે ? ધનને માટે, સ્થૂળ દ્રવ્ય માટે. પણ મદ્ય, વિષય, કષાય, વિકથા અને નિદ્રારૂપ પ્રમાદ-ચોરો તારું પુણ્યધન લૂંટી જાય છે તેનો તેં વિચાર કર્યો ? વિષય, કષાય એ પુષ્ટ ચોરો છે અને વિકથા, નિદ્રા, નોકષાય એ પણ પાતળા ચોરો છે, પણ બધા ચોર એકઠા થઈ તારા ગુપ્ત પુણ્યધનના ભંડાર પર ધાડ પાડે છે તેથી જરા ચેત. ગરથ ગયા પછી જ્ઞાન આવશે તે નકામું છે. તું મૂઢની જેમ બેઠો બેઠો જોયા કરે છે, એમાં તારી મૂર્ખાઈ છે; માટે ઊઠ, જાગ્રત થા, વિચાર. (૨૦; ૯૦)

### જરા નીચું જોઈને ચાલ : ઉપસંહાર

मृत्योः कोऽपि न रक्षितो न जगतो दारिद्र्यमुत्त्रासितं,
रोगस्तेननृपादिजा न च भियो निर्णाशिताः षोडश ।
विध्वस्ता नरका न नापि सुखिता धर्मैस्त्रिलोकी सदा,
तत्को नाम गुणो मदश्च विभुता का ते स्तुतीच्छा च का ? ॥ २१ ॥ (शार्दूलविक्रीडित)

"હે ભાઈ ! તેં હજુ સુધી કોઈ પણ પ્રાણીનું મરણથી રક્ષણ કર્યું નથી; તેં કાંઈ જગતનું દળદર ફિટાડ્યું નથી; તેં રોગ, ચોર, રાજા વગેરેએ કરેલા મોટા સોળ ભયોનો નાશ કર્યો નથી; તેં કાંઈ નરકગતિનો નાશ કર્યો નથી અને ધર્મ વડે તેં કાંઈ ત્રણ લોકને સુખી કર્યા નથી; ત્યારે તારામાં ગુણ શા છે કે તેનો મદ કરે છે ? અને વળી એવું કાંઈ પણ કાર્ય કર્યા વિના તું સ્તુતિની ઇચ્છા પણ શેની રાખે છે ? (અથવા શું તારા ગુણ અને શો તારો મદ ! તેમ જ શી તારી મોટાઈ અને શો તારો ખુશામતનો પ્રેમ !)" (૨૧)

વિવેચન—અરે જીવ ! તું લાંબો-પહોળો થઈને ચાલે છે, પણ તે શું જબરું કામ કર્યું છે કે તેનો ફાંકો રાખે છે ? તારું છતું ધન છે તેને પણ તું શોધી શકતો નથી. રે ચેતન ! જરા વિચાર કર. આ જિંદગીમાં મરણનો મોટો ભય છે. તેં એક પણ પ્રાણીને તેમાંથી બચાવ્યો ? અરે ! તારા પોતાના માથેથી જ તેનો ભય ઓછો થયો ? આખા હિંદુસ્તાનમાં ગરીબાઈ વધતી જાય છે, ચાર કરોડ માણસો દિવસમાં એક વખત રોટલો કે કુશકા ખાઈને, પાણી પીને સૂઈ રહે છે. ઉપરાઉપરી દુષ્કાળમાં લાખો જીવ અન્ન વિના મરણ પામે છે. આવું દળદર તેં કોઈનું ફિટાડ્યું ? ફિટાડવા યત્ન કર્યો ? ત્યારે શું તે મોટા ક્ષય, અતિસાર જેવા વ્યાધિ મટાડ્યા ? કે સોળ ભયથી મૂંજતાં પ્રાણીઓને તેમાંથી બચાવ્યા ? આ ભવમાં તે શું લીલું કર્યું ? આવતા ભવ માટે તેં નરક કાપી નાંખી ? તને ગેરંટી મળી છે કે તું કદી નરકમાં તો જઈશ જ નહીં ? અથવા તેં નરકનો જ નાશ કર્યો છે

કે જેથી કોઈ પણ પ્રાણીને ત્યાં જવું પડે નહિ? તારી ફરજ બજાવી તેં જનસમૂહ કે પ્રાણીસમૂહનું સુખ વધાર્યું? આમાંનું થોડું કે ઘણું કાંઈ કરી શક્યો નથી અને તને અહંકાર થાય છે અથવા પારકા માણસો પાસેથી સ્તુતિ સાંભળવાની ઇચ્છા થાય છે તે તદ્દન અસ્થાને, અયોગ્ય, અણઘટતી વાત છે; તારો તેના ઉપર કશો હક નથી. ચેત, જરા વિચાર. આવા **ગુણવાળા માણસો તો તેનો ફાંકો રાખતા જ નથી, પણ તારે તો ફાંકો રાખવાનો હક પણ નથી.** જો ચેતીશ નહિ તો અનંત કાળચક્રના પ્રવાહમા તણાઈ જઈશ અને તારો પત્તો લાગશે નહિ. અનુકૂળ સમય, સ્થાન અને સંજોગો-નો શીઘ્ર લાભ લઈ લે.

ઉપરની ગાથામાં સોળ ભય કહ્યા છે તેનાં નામ—રોગ, પાણી, અગ્નિ, સર્પ, ચોર, શત્રુ, મત્ત હસ્તી, સિંહ, યુદ્ધ એ નવ અને ઇહલોક ભય ( મનુષ્યને મનુષ્યથી ભય તેવી જ રીતે સ્વજાતીય ભય ), પરલોક ભય ( મનુષ્યને તિર્યંચ અથવા દેવતા કે અસુરથી ભય ), આદાન ભય ( ધન ચોરાઈ જવાનો ભય ), અકસ્માત ભય ( ઘરમાં બેઠા બેઠા કોઈ પણ કારણ વગર ભય લાગે તે ), આજીવિકા ભય ( કેવી રીતે પેટ ભરાશે તેની નિર્ધનને ચિંતા થાય છે તે ભય ), મરણભય, અશ્લોક ભય ( લોકમાં અપકીર્તિ થવાની બીક. ( ૨૧; ૯૧ )

*　　　　　*　　　　　*

આવી રીતે આપણા સંસારના દરેક કાર્યમાં અગત્યનો ભાગ ભજવનાર બહુ જ અગત્યનો વિષય સંપૂર્ણ થયો. એ વિષયની અગત્ય એટલા માટે છે કે જ્યારે લોકો બાહ્યાચાર અને દેખાવ ઉપર બહુ ધ્યાન આપે છે, ઘણીવાર તેથી ભૂલ પણ ખાય છે, ત્યારે શાસ્ત્રકાર તેથી તદ્દન ઊલટી દૃષ્ટિએ જુએ છે. દુનિયાના દેખાવમાં "ભગત"ના નામથી ઓળખાનારા કેટલીક વાર તીવ્ર વિષયી હોય છે, જ્યારે તદ્દન ભદ્રિક જીવો શાસ્ત્રકારની દૃષ્ટિમાં મહાભાગ્યશાળી ગણાય છે. આ વાતનું કેટલીક વાર સ્પષ્ટ ભાન થાય છે, પણ જરૂરને વખતે બધું ભૂલી જવાય છે. અધ્યવસાય અને આંતર વૃત્તિ ઉપર કેટલો આધાર છે અને તેથી કર્મબંધમાં કેટલો ફેર પડે છે તે માટે એક જ દાખલો બસ છે. છોકરો નિશાળે ન જતો હોય અથવા કુચાલે ચાલતો હોય ત્યારે તેના પર શિખામણ આપવા લાલ આંખ કરવામાં આવે છે, તેમ જ ગાળ દેનાર ઉપર પણ લાલ આંખ થાય છે, પણ તે બન્ને લાલાશમાં બહુ ફેર છે. આ ફેર સમજવામાં ખૂબી છે, પણ આવા સામાન્ય પ્રસંગો બાદ કરતાં કોઈ પણ મનુષ્યપ્રકૃતિને માટે બાહ્ય દેખાવ પરથી દોરવાઈ જઈ ઘણી વાર છેતરાવાના પ્રસંગો આવે છે.

સંસારનાં સર્વ કાર્યોમાં કષાય એક કે બીજી રીતે જોડાયેલા રહે છે. રાગ અને દ્વેષ વગર સંસારનાં કાર્યો બનતાં નથી અને તેથી ગુપ્તપણે કે ઉઘાડી રીતે કષાય થઈ જાય છે. કષાયને ઓળખવાની બહુ જ અગત્ય છે. તેથી તેના દરેક શ્લોક પર વિવેચન કરવા ઉપરાંત, અત્રે પણ દરેક માટે કંઈક નવીન રૂપમાં વિવેચન કરવાની તક લેવામાં આવે છે.

**ક્રોધ**—ક્રોધ ઉપર પહેલો અને ચોથો એ બે શ્લોકો છે. એને શાસ્ત્રકાર ભુજંગનું રૂપ આપે છે, તે પર વિવેચન થઈ ગયુ છે. ગૌતમકુલકમાં કહે છે કે **कोहाभिभूया न सुहं लहंति** 'ક્રોધીને સુખ મળતું નથી.' ભવભાવનામાં સૂર નામના બ્રાહ્મણની કથા છે, તેને ક્રોધ કરવાથી અનંત ભવ રખડવું પડયું હતું. ક્રોધ એ દ્વેષ છે અને વિવેકને ભુલાવી નાખે છે. શાસ્ત્રકાર કહે છે કે **कोहसमो वेरिओ नत्थि** ક્રોધ જેવું કોઈ દુશ્મન નથી. મહાત્માઓ, ભાવિતાત્મા અનગારો અને સાધુઓ પણ ક્રોધથી રખડી પડયા છે. ક્રોધ શું શું કરે છે, તેના સંબંધમાં એક વિદ્વાન્ લખે છે કે—

**संतापं तनुते भिनत्ति विनयं सौहार्दमुत्सादय-**
**त्युद्वेगं जनयत्यवद्यवचनं सूते विधत्ते कलिम् ।**
**कीर्तिं कृन्तति दुर्मतिं वितरति व्याहन्ति पुण्योदयं,**
**दत्ते यः कुगतिं स हातुमुचितो रोषः सदोषः सताम् ॥**

"ક્રોધ સંતાપ* કરે છે, વિનયધર્મનો નાશ કરે છે, મિત્રતાનો છેડો આણે છે, ઉદ્વેગ કરાવે છે, અવદ્ય (પાપકારક) વચન બોલાવે છે, કલેશ કરાવે છે, કીર્તિનો નાશ કરે છે, દુર્મતિ ઉત્પન્ન કરે છે, પુણ્યોદયને હણે છે અને કુગતિ આપે છે."

આવા આવા અનેક દોષો ક્રોધથી ઉત્પન્ન થાય છે; સુજ્ઞ તે અનુભવથી સમજી શકે છે. ક્રોધ કરવાથી નુકસાન પ્રત્યક્ષ છે. સિંદૂરપ્રકર, ઉપાધ્યાયજીની સજ્ઝાય વગેરે અનેક ગ્રંથોમાં તે સંબંધી ઘણું વિવેચન છે. ક્રોધનો ત્યાગ એટલે ક્ષમા. ક્ષમા એ જૈન શાસ્ત્રનો સાર; એમાં અહિંસા, અભયદાન, અનુકંપા આદિ અનેકનો સમાવેશ થઈ જાય છે. સ્કંદકાચાર્ય ક્રોધથી રખડયા અને તેના ત્યાગથી ગજસુકુમાળ, મેતાર્ય વગેરે ઘણા જીવો સુખી થયા.

**માન**—આને માટે ૨–૩–૭–૮–૧૭ નંબરના શ્લોકો છે. આ મીઠો કષાય છે, સર્વને કરવો ગમે છે. ઘણી વાર પોતે નિર્ગુણી છે એમ બતાવતાં પણ અંતરંગમાં અહંકાર હોય છે. કેટલાક મગરૂબ હોય છે તે છતી વસ્તુ માટે હોય છે, એને Pride (મદ) કહે છે; કેટલાક મગરૂબ હોય છે, તે અછતી વસ્તુ માટે ડોળઘાલુ હોય છે, એને Vanity, hypocrisy કહે છે. મગરૂબી કે ફાંકો રાખવો તેના કરતાં પણ દંભ રાખવો એ વધારે ખરાબ છે. હાલના સમયમાં માણસો દંભી વધારે હોય છે. બીજું ધ્યાનમાં રાખવાનું એ છે કે આ જમાનામા કેટલાક દુર્ગુણોને સદ્ગુણમાં ગણવામાં આવે છે. કેટલાક માણસો self-respect 'સ્વવ્યક્તિ–સ્થાપન' અથવા 'જાતીય–માન'ના નામથી અહંકાર કરે છે. આવી બાબતથી

* ક્રોધ અને તાવ (તાપ–ફીવર) બરાબર સરખા છે ક્રોધથી આખ લાલ થાય છે, તાવથી પણ તેમ જ થાય છે. ક્રોધથી મુખ લાલ થાય છે, તાવથી પણ તેમ જ થાય છે તાવથી મુખમા પાણીની તૃષા લાગ્યા કરે છે, ક્રોધથી પણ તેમ જ થાય છે. તાવથી નાડી તથા હૃદય બહુ વેગમા ચાલે છે, ક્રોધ વખતે પણ તેમ જ થાય છે તાવથી ભૂખ લાગતી નથી, ક્રોધ વખતે પણ અન્ન રુચતુ નથી વગેરે વગેરે

ખાસ ચેતતા રહેવાની જરૂર છે. એમાં ખૂબી શું છે તે વિચારવાની જરૂર છે. પોતાની જાતને ફેંકી દેવી, દરેક અપમાનને પાત્ર બનાવવી, એમ કહેવાની મતબલ નથી; પણ એ દેખાવના રૂપમાં અહંભાવ પેસી જાય છે એ ખાસ ધ્યાનમાં રાખવાનુ છે. અહંકાર કે દંભ અનેક પ્રકારના છે. શાસ્ત્રકાર મદ આઠ પ્રકારના કહે છે,* તે ઉપર જણાવ્યા છે અને તે મદ કરવાથી હેરાન થયેલાનાં દૃષ્ટાંતો પણ સાથે બતાવ્યાં છે× આ જમાનામાં આ બાબતથી સાવચેત રહેવાની ખાસ જરૂર છે. ભવભાવનામાં એક ઉજ્ઝિતકુમારની કથા છે, તે આ બાબતમાં ધ્યાનમાં રાખવા જેવી છે. માનથી વિનયનો નાશ થાય છે, અક્કડ રહેવાનું મન થાય છે અને લોકો તેથી અભિમાની માણસો સાથે સંબંધ ઓછો કરી નાખે છે. ભલા માણસ ! આખી દુનિયામાં હિંદુસ્તાન ક્યાં? તેમાં ગુજરાત ક્યાં? અને તેમાં તારું ગામ ક્યાં? અત્યારની ગણતરી પ્રમાણે જણાયેલી દુનિયામાં લગભગ એક અબજ ને સાઠ કરોડ માણસો છે, તેમાંનું એક પણ માણસ સો વરસ પછી અહીં રહેશે નહિ, ત્યારે તું તે શું જોઈને મદ કરે છે? વળી, છેલ્લી ગાથામાં કહ્યું તેમ, તારામાં એવો કયો અસાધારણ ગુણ છે કે તું માન કરે છે? જરા વિચાર, જરા ઊંડો ઉતર. શાસ્ત્રકાર માનને 'હાથી' કહે છે.+ તેના ઉપર બેસનાર ડોલે છે અને ઉપાધ્યાયજી કહે છે કે માનત્યાગનો રસ્તો એ જ છે કે પૂર્વે જે મોટા મોટા પુરુષો થઈ ગયા હોય તેમનાં દૃષ્ટાંતો વાંચી-વિચારી તેઓની પાસે પોતાની લઘુતા વિચારવી. વિદ્વાનો કહી ગયા છે કે:—

**बलिभ्यो बलिनः सन्ति, वादिभ्यः सन्ति वादिनः ।**
**धनिभ्यो धनिनः सन्ति, तस्माद्दर्पं त्यजेद् बुधः ॥**

"બળવાનથી પણ બળવાન, વાદીથી પણ વાદી અને ધનવાનથી પણ વધારે ધનવાન પ્રાણીઓ દુનિયા પર છે માટે ડાહ્યા હોય તેમણે અહંકાર કરવો નહિ."

શેરને માથે સવાશેર ઘણા પડ્યા છે. સુજ્ઞને આટલી શિખામણ બસ છે. વળી, ઉદયરત્ન મહારાજ કહે છે કે, માનથી વિનયનો નાશ થાય, વિનય વગર સમકિતપ્રાપ્તિ ન થાય, સમકિત વગર ચારિત્ર ન થાય, અને ચારિત્ર વગર સંસારબંધનથી મોક્ષ ન થાય, તેથી પરંપરાએ માનથી મોક્ષ થતો નથી. આ બધું વિચારવાનને હસ્તામલક જેવું છે, સુજ્ઞને ચેતવણી આપીને સ્વાત્મહિત સાધવા આ સર્વ પ્રેરણા કરે છે.

**માયા**—એને શાસ્ત્રકાર નાગણી કહે છે. એને માટે અગિયારમા શ્લોકમાં વિવેચન કર્યું છે. આ કષાય બહુ મીઠો છે. આ કરવાથી જીવ મહાતીવ્ર પાપનો સંચય કરે છે. એ દોષ

---

* આ આઠ પ્રકાર પણ ઉપલક્ષણરૂપ સમજવા.

× જુઓ આ અધિકારના સત્તરમા શ્લોક પરની નોંધ.

+ શ્રી હેમચન્દ્રાચાર્ય માનને વૃક્ષ કહે છે, એ વડલાના વૃક્ષ જેવુ છે, એને કાપ્યુ હોય તોપણ ઊગે છે એને નાશ કરવાના ઉપાય તરીકે નદીનું પૂર આણવાની જરૂર છે. અને જ્યારે એ વૃક્ષનો મૂળમાંથી ઉચ્છેદ થાય ત્યારે જ એનો ફરી વધવાનો સંભવ દૂર થાય છે.

સામાન્ય માણુસ કરતાં દુનિયાની નજરમાં હોશિયાર–કરમી કહેવાતી વ્યક્તિમાં વધારે હોય છે. ગાંડી માના ડાહ્યા દીકરાઓનો એ ખાસ ગુણ મનાણો છે, 'વણિક તેહનું નામ જેહ જૂઠું નવ બોલે' ઇત્યાદિ શામળભટ્ટે કહ્યું તેમાં નવાઈ લાગે છે. હાલ તો વાણિયાવેડા–વીસાપણું–એ માયાવીપણાના પર્યાય શબ્દો થઈ પડ્યા છે. એ માયા કરવાથી મન બહુ વ્યાકુળ રહે છે. શાસ્ત્રકાર કહે છે કે '**मायाविणो हुंति परस्स पेसा**–માયાવી માણસો પારકાના નોકર થાય છે' એ તદ્દન અનુભવસિદ્ધ છે. એક બાબતમાં માયા–કપટ કર્યું તેને નભાવવું એ બહુ મુશ્કેલ છે; પછી અનેક યુક્તિઓ લગાવવી પડે છે, અસત્યની પરંપરા ચાલે છે અને છતાં પણ મનમાં પકડાઈ જવાની ધાસ્તી રહે છે. વાણિયાવેડા કરવાની માયા તેમ જ રાજખટપટની માયા એ તો દેખીતી રીતે ત્યાજ્ય છે. એ માયા કરનારમાં બગવૃત્તિ, ખોટો દેખાવ બહુ હોય છે, એટલું જ નહિ પણ, શ્રી મલ્લિનાથના દૃષ્ટાંતથી જણાય છે કે પ્રશસ્ત માયા પણ કરવી નહીં. ખસૂસ કરીને કોમ, નાત કે સંઘના આગેવાનો, દેરાસરના ટ્રસ્ટીઓ વગેરે નેતા પુરુષોએ તો એવા સરળ થવું જોઈએ કે બીજાઓ તેનું અનુકરણ કરે. વાચક! નાત કે સંઘની મીટિંગમાં જવાનો તને કોઈ વાર પ્રસંગ આવ્યો છે? ત્યાં શું થાય છે? એ કોમની અને આખા દેશની સ્થિતિ બતાવે છે, એ પાયમાલીનું ચિહ્ન છે; એ બતાવે છે કે આર્યાવર્તમાં જ્યા સુધી સરળતા નથી, સ્વાર્પણ નથી, પક્ષબુદ્ધિનો ત્યાગ નથી, સ્વાત્મભોગ નથી ત્યાં સુધી જાપાનના પાડોશી હોવાની મગરૂબી કરવાનો તેને જરા પણ હક્ક નથી. ભલા ભાઈ! તારાં સાંસારિક કાર્યોમાં તો માયા, પણ તારાં ધાર્મિક કાર્યોમાં પણ માયા! તું જૈન હો કે હિંદુ હો કે કોઈ પણ હો, તું સાધુ હો કે સંન્યાસી હો કે પાદરી હો, પણ તારું જીવન જો! તું દેખાવ કેટલો કરે છે? લોકરંજન કરવા માટે, વાહવાહ બોલાવવા માટે કેટલું કરે છે? તે જો! વિચાર! બહુ નકામુ ચાલ્યુ જાય છે, તું સમજ્યો નથી, સમજવા યત્ન કરતો નથી, તેથી બધી ભૂલ થાય છે.

**લોભ**—એને શાસ્ત્રકાર 'આકાશ' સાથે સરખાવે છે.* આકાશનો છેડો આવતો નથી તેમ લોભનો છેડો આવતો નથી. બારમી ગાથામાં તેનું વિવેચન થઈ ગયુ છે. શાસ્ત્રકાર કહે છે કે '**सर्वगुणविनाशनं लोभात्**–લોભથી સર્વ ગુણોનો નાશ થાય છે.' અલંકારમાં આટલા માટે જ પૈસાને અગિયારમો પ્રાણ કહેવામાં આવે છે. એ દશ પ્રાણને મુકાવે છે, પોતાના ગુણોનાં વખાણ કરાવે છે, નાચ કરાવે છે. આખી દુનિયાને મોરલી પર નચાવનાર આશા–તૃષ્ણા અનેકરૂપે કામ કરે છે. રાજ્યના, ધનના કે પુત્રના લોભથી અનેક અકાર્યો થાય છે. એણે અબજો રૂપિયાના ધણી મમ્મણ શેઠને અંધારી રાત્રિએ નદીના પૂરમાં તણાતાં લાકડા ખેંચવા સૂચવ્યુ, અને એણે કોણિકને પોતાની માના બાપ ચેડા મહારાજા સાથે

---

* શ્રી હેમચંદ્ર મહારાજ એને 'સમુદ્ર' સાથે સરખાવે છે એ દેખાય છે મર્યાદાવાળો, પણ જ્યારે ઉછાળો મારે છે ત્યારે હદપાર વધી જાય છે, એનુ તળિયુ દેખાતું નથી, વગેરે રૂપક ઘટાવવાં.

મોટું યુદ્ધ કરાવ્યું. એણે ધવળ શેઠને સાતમી નારકીએ મોકલ્યો અને એણે **નેપોલિયનને** સેંટ હેલીનામાં કેદ કરાવ્યો. એણે ઘણાને ભમાવ્યા, રખડાવ્યા અને ભોંયભેગા કર્યા.

આટલા માટે અઢારમી ગાથામાં કહ્યું છે કે '**मूलं हि संसारतरोः कषायाः**—સંસારરૂપ વૃક્ષનું મૂળ જ કષાય છે.' કષાયત્યાગ એટલે સંસારત્યાગ. એ કષાયોના અનુયાયી અને સહચારી તરીકે વિષય અને બીજા પ્રમાદ આવે છે અને તેના સંબંધમાં અન્યત્ર વિવેચન થઈ ગયું છે. વળી, સામાન્ય રીતે કષાયત્યાગ કરવા માટે ૫–૬–૧૫–૧૬–૧૮–૨૧ એ શ્લોકો છે અને વિષયપ્રમાદ ત્યાગ માટે ૧૯–૨૦ એ બે શ્લોકો છે. આ વિષય બહુ જ અગત્યનો છે. મનુષ્યજીવનનો મોટો ભાગ આ મનોવિકાર પર ફતેહ પામવાથી જ સફળ કરી શકાય છે; તેને જીતવા એ મનુષ્યજીવનની કસોટી છે. આ વિષયની અગત્ય જોઈને બનતાં સુધી દરેક શ્લોક પર સારી રીતે વિવેચન કરવાનો પ્રયાસ થયો છે. કષાયનો વિષય એટલો બધો વિસ્તૃત છે કે તે પર ઘણું વિવેચન થઈ શકે, પરંતુ ગ્રંથગૌરવ વધી જાય તેથી અત્ર મુદ્દાની હકીકત પર ખાસ ધ્યાન ખેંચ્યું છે. આ ચારે કષાયો પર અન્યત્ર ઘણા વિસ્તારથી આ લેખકે ઉલ્લેખ કર્યો છે તે વિસ્તારથી જાણવાની ઇચ્છાવાળાને ઉપયોગી થઈ પડે તેવો સંભવ રહે છે. "**શ્રી જૈન ધર્મ પ્રકાશ**"માં 'સૌજન્ય'ના વિષય નીચે એ લેખો છપાયા છે. અત્ર મુખ્યત્વે કહેવાનું એ જ છે કે તારે ગમે તેવો પ્રયાસ કરીને કષાયો પર જય મેળવવો. એ પ્રમાણે કરવાથી આ જીવનની સાર્થકતા છે. એમ કરીશ તો જ આ ભવયાત્રા સફળ થશે અને નહિ તો અનંત કાળચક્રમાં ફરતો આવ્યો છે, તે પ્રમાણે આ ભવ પણ એક ફેરા સમાન થશે.

**इति सविवरणः कषायनिग्रहनामा सप्तमोऽधिकारः ॥**

# अष्टमः शास्त्रगुणाधिकारः॥



આ ત્યાર સુધી અગાઉના સાત અધિકારોમાં મમત્વમોચન અને કષાયત્યાગ તથા પ્રમાદત્યાગનો ઉપદેશ કર્યો. આ સર્વ ઉપદેશની અસર મન પર શાસ્ત્રાભ્યાસ હોય તો કાયમ રહે છે, નહિ તો ચાલી જાય છે. જ્ઞાન–સમજણ વગર કોઈ પણ વસ્તુનો ત્યાગ થતો નથી, થાય તો બન્યો રહેતો નથી અને થોડો વખત રહે, તોપણ પાછી અસલ સ્થિતિ થઈ જવાનો ચાલુ ભય રહ્યા કરે છે. શાસ્ત્રાભ્યાસ કેવા પ્રકારનો જોઈએ, તેથી કેવા કેવા પ્રકારના લાભ છે, તે વધારે સ્પષ્ટ કરવા માટે સૂરિમહારાજ હવે પ્રવૃત્તિ કરે છે.

### ઉપરચોટિયો શાસ્ત્રાભ્યાસ

शिलातलाभे हृदि ते वहन्ति, विशन्ति सिद्धान्तरसा न चान्तः।
यदत्र नो जीवदयार्द्रता ते*, न भावनाङ्कुरततिश्च लभ्या ॥ १ ॥ (उपेन्द्रवज्रा)

"શિલાની સપાટી જેવા (કઠણ) તારા હૃદય પર થઈને સિદ્ધાન્તજળ ચાલ્યું જાય છે, પણ તેની અંદર પ્રવેશ કરતું નથી; કારણ કે તેમાં (તારા હૃદયમાં) જીવદયારૂપ ભીનાશ નથી અને ભાવનારૂપ અંકુરાઓની શ્રેણિ પણ નથી." (૧)

**વિવેચન**—સાધુનાં વ્યાખ્યાન, ગ્રંથનો અભ્યાસ, શાસ્ત્રનું શ્રવણ વગેરે પ્રસંગે હૃદયતટ પર જ્ઞાનલહરીનો સુગંધી પવન જરા વખત વાય છે અને ઘણાખરા મનુષ્યોને તો, તે જરા આનંદ આપી ચાલ્યો જાય છે. જેમ પાણીનો પ્રવાહ શિલા ઉપર થઈને ચાલ્યો જાય છે અને અર્ધા કલાક પછી જુઓ તો પાછી શિલા જેવી ને તેવી હાલતમાં પડેલી હોય છે, તેમાં ભીનાશ પણ રહેતી નથી અને તેના પર અંકુરા પણ ઊગતા નથી, તેના પર દિવસોના દિવસો સુધી પાણી ચાલ્યું તે તદ્દન નકામું થઈ જાય છે; કારણ કે જળ પોતાની અસર કાંઈ પણ સ્થાપન કરી ગયું નહિ. બીજી દૃષ્ટિથી જોઈએ તો, શિલામાં કોઈ એવો સ્વભાવ રહેલો છે કે પાણી પ્રાપ્ત થયું, તેનો લાભ લેવાની તેનામાં શક્તિ નથી. ત્યારે શિલા જેવા હૃદયથી લાભ નથી. જે જ્ઞાન ઉપર ઉપરથી ચાલ્યું જાય તેનાથી વિશેષ લાભ

* स्ते इति वा पाठः क्वचिल्लभ्यते ।

પણ શું ? શાસ્ત્રકાર આવા જ્ઞાનને **વિષયપ્રતિભાસ જ્ઞાન** કહે છે. મતિઅજ્ઞાનના ક્ષયોપશમથી એ જ્ઞાન પ્રાપ્ત થાય છે. વસ્તુતઃ એ મતિજ્ઞાનનો વિષય હોઈ અજ્ઞાન જ છે. એથી કેટલીક વસ્તુઓનું ઇંદ્રિય પ્રત્યક્ષ જ્ઞાન થાય છે; પરંતુ બાળકને જેમ વિષ, કંટક કે રત્નમાં હેય-ઉપાદેયપણાનું જ્ઞાન નથી, તેમ આવા ઉપર ઉપરના જ્ઞાનવાળાને વસ્તુતઃ હેય-ઉપાદેયપણાનો બોધ નથી. વ્યવહારથી મહાતત્ત્વજ્ઞાની કે ફિલૉસૉફર પણ કહેવાય, પરંતુ જ્યાં સુધી તેની પ્રવૃત્તિ નિરપેક્ષ છે, ત્યાં સુધી તેનું જ્ઞાન લાભ આપનાર થતું નથી. હૃદય જ્યારે ખેતરની ફળદ્રૂપ ભૂમિ જેવું થાય અને તેના પર સિદ્ધાન્તજળ પડે, ત્યારે પછી તેમાં સર્વ જીવ પ્રત્યે મૈત્રીભાવરૂપ આર્દ્રતા પ્રાપ્ત થાય છે. અને તેમ થાય ત્યારે જ ભાવનારૂપ અંકુરાઓ પણ ત્યાં ઊગે છે. એવી રીતે વર્તન પર અસર કરનાર તત્ત્વસંવેદન-જ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારે શાસ્ત્રાભ્યાસ બહુ ઉપયોગી થઈ પડે છે. મતિઅજ્ઞાનના ક્ષયોપશમથી જરા જરા વસ્તુસ્વરૂપ જાણવાનું બની શકે તે તદ્દન ઉપર ઉપરનું થાય છે, પરંતુ જ્યારે વસ્તુતઃ સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે વર્તન પર પણ તેની અસર થાય છે. લોકોનું જ્ઞાન બહુધા ઉપયોગિતા કરતાં આડંબર માટે અને સ્વાત્મગુણવૃદ્ધિના વિકાસ કરતાં સ્વકીર્તિરૂપ ક્ષુલ્લક ઐહિક વૃત્તિથી ઉત્પન્ન થયેલું હોય છે, જે કોઈ પણ રીતે જ્ઞાનના નામને યોગ્ય નથી. આટલા માટે આ અધિકારના આઠમા શ્લોકમાં કહે છે કે 'આગમ કાંઈ અભ્યાસમાત્રથી ફળ આપનારા થતા નથી.' વિષયપ્રતિભાસ જ્ઞાન જીવને ઘણી વાર થાય છે, પણ સાધ્ય તો તત્ત્વસંવેદન જ્ઞાનથી જ પ્રાપ્ત થાય છે. ( ૧; ૯૨ )

## શાસ્ત્ર ભણેલા પ્રમાદીને ઉપદેશ

यस्यागमाम्भोदरसैर्न धौतः, प्रमादपङ्कः स कथं शिवेच्छुः ? ।
रसायनैर्यस्य गदाः क्षता नो, सुदुर्लभं जीवितमस्य नूनम् ॥ २ ॥ (उपजाति)

" જે પ્રાણીનો પ્રમાદરૂપ કાદવ સિદ્ધાંતરૂપ વરસાદના જળપ્રવાહથી પણ ધોવાતો નથી તે કેવી રીતે મુમુક્ષુ ( મોક્ષ મેળવવાની ઇચ્છાવાળો ) હોઈ શકે ? ખરેખર, રસાયણથી પણ જો કોઈ પ્રાણીનો વ્યાધિ નાશ પામે નહિ, તો પછી તેનું જીવન રહેવાનું જ નહિ એમ જાણવું." ( ૨ )

**વિવેચન**—જ્યારે શાસ્ત્રશ્રવણથી પણ પ્રમાદનો નાશ થાય નહિ ત્યારે પછી આ જીવને અનંત કાળ પર્યંત સંસારમાં પરિભ્રમણ કરવાનું જ છે, એમ સમજવું. પ્રમાદ આઠ પ્રકારના છેઃ ૧. સંશય, ૨. વિપર્યય ( ઊલટો બોધ ), ૩. રાગ, ૪. દ્વેષ, ૫. મતિભ્રંશ, ૬. મન-વચન-કાયાના યોગોનું દુઃપ્રણિધાન, ૭. ધર્મ પર અનાદર, ૮. અજ્ઞાન. અથવા પાંચ પ્રકારે પણ પ્રમાદ છે : મદ્ય, વિષય, કષાય, વિકથા ને નિદ્રા. આનું વિશેષ સ્વરૂપ છઠ્ઠા અધિકારમાં બતાવાઈ ગયુ છે. અત્ર આઠ પ્રકારના પ્રમાદનો ત્યાગ સમજવો. શાસ્ત્રાભ્યાસ કે શ્રવણ પછી તે બન્યા જ રહે, તો પછી થઈ રહ્યું ! વૈદક શાસ્ત્રોક્ત વિધિપૂર્વક મારેલાં

તામ્ર કે પારદ પ્રમુખના પ્રયોગથી પણ જ્યારે વ્યાધિ મટે નહિ, ત્યારે તે કેસની આશા છોડી જ દેવી. તેમ જ સંસારદુઃખરૂપ વ્યાધિ પણ તેને માટેના રસાયણરૂપ શાસ્ત્રથી પણ જો મટે નહિ, તો જાણવું કે તેવા વ્યાધિવાળો પ્રાણી 'દુઃસાધ્ય' કે 'અસાધ્ય'ના વર્ગમાં છે. દરેક ભૂલને સુધારવાના ઉપાય હોય છે, દરેક વિમાર્ગગમનને સુમાર્ગે લાવવાનાં સાધન હોય છે, દરેક વ્યાધિનાં ઔષધ હોય છે.

પ્રમાદનો પારિભાષિક અર્થ ન કરીએ તો સામાન્ય ભાષામાં તેનો આળસ–પુરુષાર્થનો અભાવ–એ અર્થ થાય છે. દરેક વ્યક્તિ, પછી તે ઉપાધિ સહિત કે રહિત હોય, તેને સ્વકર્તવ્યથી ભ્રષ્ટ કરનાર આ મહાદુર્ગુણ છે. એની હાજરી હોય ત્યારે કોઈ પણ કાર્ય થઈ શકતું નથી અને દરેક પગલે સ્ખલના પ્રાપ્ત થાય છે. સાધુજીવનમાં પ્રમત્ત અવસ્થા અધઃપાત કરાવનારી થાય છે અને સાધ્યને રસ્તે વધારો કરાવવાને બદલે એક પગલું પાછા હઠાડે છે.

આ પ્રમત્ત અવસ્થા દૂર કરવા માટે શાસ્ત્રાભ્યાસ પરમ ઉપાય છે. શાસ્ત્રાભ્યાસથી પોતે કોણ છે? પોતાની ફરજ શી છે? પોતાનું સાધ્ય શું છે? તે સાધ્ય પ્રાપ્ત કરવાના ઉપાય શા છે? તે જાણવાનું–સમજવાનું બની આવે છે અને તેથી જ પ્રમાદને દૂર કરવાની યોગ્યતા શાસ્ત્રાભ્યાસીને પ્રાપ્ત થાય છે. આ અભ્યાસ પણ મનનપૂર્વક અને વર્તન પર અસર કરનારો જોઈએ વાગાડંબર કે ચપળતા કરાવનારો શાસ્ત્રાભ્યાસ બહુ લાભપ્રદ નથી; કારણ કે એવી સ્થિતિમાં વ્યાધિના ઔષધ તરીકે તેમાં જે ગુણ રહેલો છે તે નાશ પામે છે અને ધારેલ પરિણામ ન નિપજાવનાર ઔષધ નકામું થઈ પડે છે, તેમ શાસ્ત્રાભ્યાસ પણ આવા સંયોગોમાં ઉપયોગ વગરનો થઈ પડે છે. તેથી રસાયનનું ઉક્ત દૃષ્ટાંત બરાબર ઉચિત છે. કહેવાની મતલબ એ છે કે શાસ્ત્રાભ્યાસ બહુ મનનપૂર્વક કરવો, તે પ્રમાણે વર્તન કરવું અને પ્રમાદ વગેરે દુર્ગુણો હોય તેને દૂર કરવાનું સાધ્ય લક્ષમાં રાખવું. પરમ સાધ્ય તો 'શિવ' (મોક્ષ) છે એ ખાસ ધ્યાનમાં રાખવું અને બુદ્ધિ તથા શક્તિને આવિર્ભાવ આપનારા આવા અનુકૂળ પ્રસંગો પ્રાપ્ત થયા છતાં તેનો સદુપયોગ ન થાય અને દરેક શુભ કાર્યમાં પ્રમાદ થયા જ કરે એ સ્થિતિ દૂર કરવાની આવશ્યકતા સમજવી અને દૂર કરવા પરમ પુરુષાર્થ પ્રગટ કરવો. (૨; ૯૩)

## સ્વપૂજા માટે શાસ્ત્રાભ્યાસ કરનારાઓ પ્રત્યે

अधीतिनोऽर्चादिकृते जिनागमेः प्रमादिनो दुर्गतिपापतेर्मुधा ।
ज्योतिर्विमूढस्य हि दीपपातिनो, गुणाय कस्मै शलभस्य चक्षुषी ? ॥ ३ ॥ (वंशस्थ)

"દુર્ગતિમાં પડનાર પ્રમાદી પ્રાણી પોતાની પૂજા માટે જૈન શાસ્ત્રનો અભ્યાસ કરે છે

---

१ पनीपत्यत इति पापतिः । यङन्तपत्धातोरिद किप्रत्ययान्तेम् । "आदगमहनजनः किकिनौ लिट् च ।" (३-२-१७१) पाणिनिकृताष्टाध्यायीस्थसूत्र, तत्रस्थेन सासहिवावहिचाचलिपापतीनामुपसंख्यानमिति वार्तिकेन ।

તે નિષ્ફળ છે. દીવાની જ્યોતિમાં ફસાયેલા, દીવામાં પડનાર પતંગિયાની આંખો તેને શો લાભ કરનારી છે ?" (૩)

**વિવેચન**—આંખ વગર જીવન અકારું છે, પણ તે જ આંખોનો દુરુપયોગ થાય તો તેઓ જ આ જીવનનો નાશ કરે છે. પતંગિયુ આંખથી જ ફસાય છે. શાસ્ત્રાભ્યાસ અને વર્તન વગર દુર્ગતિનો નાશ થતો નથી, પણ જ્યારે તે જ અભ્યાસ પોતાના આદર–સત્કાર માટે તેમ જ પહેલી ખુરશી મેળવવા માટે થયો હોય ત્યારે નિષ્ફળ થાય છે, એટલું જ નહિ પણ નુકસાન કરનાર થાય છે. જરા માન મળે તેને લાભ કહો તો ભલે, પણ શાસ્ત્રકાર એને નુકસાન કહે છે. શાસ્ત્રાભ્યાસના પરિણામે બધું મળે છે, માન મળે છે, પ્રમુખની ખુરશી મળે છે, ગ્રંથકાર થવાય છે, પણ અભ્યાસીની અભ્યાસના ફળ તરીકે એ ઇચ્છા ન હોવી જોઈએ; એ ઇચ્છા થઈ કે બધું ગયુ એમ સમજવું. શ્રીમાન્ હરિભદ્રસૂરિજી મહારાજ તેટલા માટે **વિષયપ્રતિભાસ જ્ઞાનની** વ્યાખ્યા કરતાં કહે છે કે એ જ્ઞાનથી પ્રવૃત્તિ કેવી કરવી તે સંબંધમાં તદ્દન નિરપેક્ષ વૃત્તિ રહે છે; અને વર્તન વગરના જ્ઞાનથી લાભ થતો નથી. તે જેમ અત્ર દૃષ્ટાંત આપીને સ્પષ્ટ કરવામાં આવ્યુ છે, તેમ અષ્ટકમાં તેવા જ્ઞાનને મહાઅપાયના કારણરૂપ કહ્યું છે.* આપણે વ્યવહારમાં પણ એ વાતનો વારવાર અનુભવ કરીએ છીએ. જેઓ અવ્યવસ્થિતપણે બહુ અભ્યાસ કરી ગયા હોય છે, તેઓને પોતાની પ્રવૃત્તિના સબંધમાં બહુ વિવેક રહેતો નથી. એકલું મગજ કેળવાયુ હોય અને અંતઃકરણ પર તેની છાપ ન પડી હોય ત્યારે આવું ભયંકર અણુકલ્પેલ પરિણામ આવે છે. Mental Education (માનસિક કેળવણી) અને Moral Education (અંતઃકરણની કેળવણી)નો તફાવત અત્ર સારી રીતે દૃષ્ટિગોચર થાય છે. એક વિદ્વાન ગણાતા મનુષ્યને અશુદ્ધ વ્યવહારમાં પ્રવર્તતો દેખવામાં આવે ત્યારે સમજવું કે તેનું જ્ઞાન હજુ પ્રથમની નિર્દિષ્ટ પંક્તિ ઉપર જ છે. પ્રવૃત્તિમાં આત્માને યથાસ્થિત લાભ–અલાભનો સદ્ભાવ બતાવનાર જ્યાં સુધી તેના જ્ઞાનનો વિષય થાય નહિ ત્યાં સુધી જ્ઞાન આડંબર માત્ર રહે છે, અને તે જ્ઞાનને શાસ્ત્રકાર અનેક પ્રસંગે 'અજ્ઞાન' જ કહે છે.

આ અને હવે પછીના બે શ્લોક આડે રસ્તે ઊતરી ગયેલા, પંડિત હોવાનો ફાંકો રાખનારા અને શુષ્કવાદીઓ ઉપર સખત ફટકો મારે છે. દરેક અભ્યાસીએ આ બાબત પર ધ્યાન આપવાની ખાસ જરૂર છે. અને દૃષ્ટાંત પણ સમજાય તેમ જ લાગુ પડે તેવું છે. (૩; ૯૪)

### પરલોકહિતબુદ્ધિ વગરના અભ્યાસ કરનારાઓને

मोदन्ते बहुतर्कतर्कणचणाः केचिज्जयाद्वादिनां,
काव्यैः केचन कल्पितार्थघटनैस्तुष्टाः कविख्यातितः ।

* જુઓ શ્રીહરિભદ્રસૂરિજીના અષ્ટક નવમાનો ત્રીજો શ્લોક.

ज्योतिर्नाटकनीतिलक्षणधनुर्वेदादिशास्त्रैः परे,
ब्रूमः प्रेत्यहिते तु कर्मणि जडान् कुक्षिम्भरीनेव तान् ॥ ४ ॥ (शार्दूलविक्रीडित)

"કેટલાક અભ્યાસીઓ બહુ પ્રકારના તર્કવિતર્કોના વિચારોમાં પ્રસિદ્ધ હોઈ વાદીઓને જીતીને આનંદ પામે છે, કેટલાક કલ્પના કરીને કાવ્યો રચીને કવિ તરીકે ખ્યાતિ મેળવી, આનંદ માને છે અને કેટલાક જ્યોતિષશાસ્ત્ર, નાટ્યશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, સામુદ્રિક શાસ્ત્ર, ધનુર્વેદ વગેરે શાસ્ત્રોના અભ્યાસ વડે ખુશી થાય છે, પરંતુ આવતા ભવમાં હિતકારી કાર્ય તરફ જો તેઓ અજ્ઞ ( અથવા બેદરકાર ) હોય તો અમે તો તેઓને પેટભરા જ કહીએ છીએ." (૪)

**વિવેચન**—ઉપરના શ્લોકમાં કહી તે જ હકીકત સ્ફુટ કરે છે. કેટલાક ન્યાય (Logic) ની કોટિમાં ઊંડા ઊતરી આનંદ માને છે, જ્યારે કેટલાક કવિ થાય છે, કેટલાક જોશી, નાટકકાર, મુસદ્દી, સામુદ્રિક જ્ઞાનમાં કુશળ, શસ્ત્રવિદ્યામાં પારંગત અને કેટલાક રસાયનશાસ્ત્રી (Chemist), આંકડાશાસ્ત્રી (Statistician), અર્થશાસ્ત્રી (Economist), ખગોળવેત્તા (Astronomer), ભૂતળવેત્તા (Geologist), વનસ્પતિવિદ્યાકુશળ (Botanist), ગણિતશાસ્ત્રમાં પ્રવીણ (Mathamatician), વૈયાકરણ (Grammarian) વગેરે વગેરે થાય છે. ઉદ્યોગ, ગુરુકૃપા અને ક્ષયોપશમ પ્રમાણે વિદ્વત્તા મેળવે છે, પણ જો તેમને ભવની બીક નથી, તો આવતા ભવમાં હિતકારી ધર્માનુષ્ઠાન કરી શકતા નથી અને ધર્માનુષ્ઠાન કર્યા સિવાય આવતા ભવ માટે તૈયારી નથી અને તે ધર્મી હોવા કરતાં ધર્મી હોવાનો દેખાવ માત્ર કરે છે. આ પ્રમાણે હોય તો જાણવું કે તે માણસ પેટભરા જ છે અને કાળની સપાટીમાં લાગનારા પવન અનુસારે તણાઈ જવાના છે. અષ્ટકજીના ટીકાકાર કહે છે કે :—

अविसेसिया मइ च्चिय सम्मद्दिट्ठिस्स सा मइनाणं ।
मइअन्नाणं मिच्छादिट्ठिस्स सुयंपि एमेव ॥

"સમ્યગ્દૃષ્ટિની બુદ્ધિ તે 'મતિજ્ઞાન' છે અને મિથ્યાદૃષ્ટિની બુદ્ધિ તે 'મતિઅજ્ઞાન' છે. મતિમાં કાંઈ ફેરફાર નથી. શ્રુતજ્ઞાનના સંબંધમાં પણ તે જ પ્રકારે સમજવું."

મહાતર્ક કરનાર હોય તોપણ જ્યાં સુધી જ્ઞાનની અસર આત્મિક શુભ પ્રવૃત્તિમાં થતી નથી ત્યાં સુધી તેવા જ્ઞાનને શાસ્ત્રકાર અજ્ઞાન જ કહે છે. અને અજ્ઞાન તો કષાયાદિ મહારિપુઓથી પણ વધારે ખરાબ છે. આથી અમુક વ્યક્તિ વિદ્વાન્ હોય તો તેથી કાંઈ બહુ ખુશી થઈ જવા જેવું નથી. વાસ્તવિક તુલના તો પ્રવૃત્તિ ઉપર જ રહે છે અને જેઓ અમુક કાર્યનો, આત્મિક ઉન્નતિ–અવનતિને અંગે, શો સંબંધ છે તે વિચારતા નથી અથવા વિચાર કરવાની દરકાર કરતા નથી અને વિચાર કરીને ઉન્નતિને માર્ગે પ્રવૃત્તિ કરતા નથી, તેઓ વસ્તુતઃ અજ્ઞાની જ છે, સંસારરસિક જ છે, સંસારમાં રખડનારા જ છે અને તેથી તેઓને 'પેટભરા' કહેવા યુક્ત જ છે. જેઓ પોતાના પેટ પૂરતો વિચાર કરી બેસી રહે છે તેઓ પેટભરા કહેવાય છે. અત્ર સંસારના વધારનારને તે નામ આપવું બહુ સાર્થક છે, વિચાર કરીને સમજવા યોગ્ય છે અને સમજાઈ જાય તેવું છે.

'અમે' કહીએ છીએ એમ શ્રી મુનિસુંદરસૂરિજી મહારાજ ભાર મૂકીને કહે છે. ગ્રંથકારને બહુવચનથી લખવાનો હક્ક છે; એમાં માન જેવું કશું નથી. લોકોનાં મન પર વિષય ઠસાવવા માટે ભાર મૂકીને કહેવાની આ પદ્ધતિ બહુ અસરકારક છે. ટીકાકારના કહેવા પ્રમાણે તે સમાન ધર્મવાળાઓની એકવાક્યતા એટલે સરખા વિચાર ધરાવનારાઓનો સર્વાનુમતે થયેલો નિર્ણય બતાવે છે. (૪; ૯૫)

## શાસ્ત્ર ભણીને શું કરવું ?

**किं मोदसे पण्डितनाममात्रात्, शास्त्रेष्वधीती जनरञ्जकेषु ।**
**तत्किञ्चनाधीष्व कुरुष्व चाशु, न ते भवेद्येन भवाब्धिपातः ॥ ५ ॥** (उपजाति)

"લોકરંજન કરનારાં શાસ્ત્રોનો અભ્યાસી થઈને તું પંડિત નામમાત્રથી કેમ રાજી થઈ જાય છે ? તું કાંઈ એવો અભ્યાસ કર અને પછી કાંઈ એવું અનુષ્ઠાન કર કે જેથી તારે સંસારસમુદ્રમાં પડવું પડે જ નહિ." (૫)

**વિવેચન**—ઉક્ત હકીકત સ્પષ્ટ કરે છે કે શાસ્ત્રાભ્યાસથી રાજી થઈ જવાનુ નથી, પણ કાંઈ કરવું—કાંઈ દાન, શીલ, તપ, ભાવ અથવા શુદ્ધ વર્તન, વિવેક, અનુકંપા, વર્તનમાં આવે એવું કાંઈ કરવું જોઈએ—એના સંયોગમાં આબરૂ-કીર્તિ આવે તો ભલે આવે, પણ તેને લેવા જઈશ નહિ. તારે તો આંખો મીંચીને ઊંચી પદવી પર જવા, ગુણસ્થાન આરોહણ કરવા, મોક્ષ સન્મુખ કરવા આગળ ચાલ્યા જવું. અભ્યાસનો આ જ હેતુ છે, આ જ ફળ છે અને આ જ પરાકાષ્ઠા છે.

જ્ઞાન બે પ્રકારનું છે: એકમાં માત્ર મગજ કેળવાય છે; બીજામાં હૃદય કેળવાય છે. જેઓ વાદવિવાદ કરવામાત્રમાં જ કુશળ હોય, જેઓ ભાષણ કરવામાત્રમાં જ કુશળ હોય, જેઓ લેખ લખવામાત્રમાં જ કુશળ હોય, તેઓએ કોઈ પણ પ્રકારે આનંદ પામવાનું નથી. એવા જ્ઞાનથી અટકી ન જતાં હૃદયને કેળવવાની જરૂર ઘણી છે. શાસ્ત્રકાર કહે છે કે

જનમનરંજન ધર્મનું, મૂલ્ય ન એક બદામ

અમુક અપેક્ષાએ આ વચન સત્ય છે અને એ અપેક્ષા ધ્યાનમાં રાખીને જ આ અધિકારનો ઉલ્લેખ થયો છે.

બીજું **આત્મપરિણતિમત્ જ્ઞાન** છે. તેમાં અમુક કાર્યથી આત્મિક ગુણ વિકસ્વર કરવામાં લાભહાનિ કેટલી છે, તે બહુ સારી રીતે સમજાય છે, પરંતુ અનર્થનો ત્યાગ થઈ શકતો નથી. આ જ્ઞાન શુદ્ધ શ્રદ્ધાવાળા અવિરતિને હોય છે. એ જ્ઞાનમાં તથાપ્રકારની પ્રવૃત્તિ હોતી નથી. પણ તે જ્ઞાનવાન શુદ્ધ માર્ગની સન્મુખ છે અને વૈરાગ્ય ઉત્પન્ન થવાનું તેને કારણ પ્રાપ્ત થયુ છે. આવા જ્ઞાનવાળાએ પણ ખુશી થઈ જવા જેવું નથી. જ્યાં સુધી એવા પ્રકારનો અભ્યાસ ન કરવામાં આવે, કે જેથી ભવચક્રની રખડપટ્ટી મટી જાય, ત્યાં-સુધી જ્ઞાન જોઈએ તેટલું ઉપયોગી થતું નથી. (૫; ૯૬)

## શાસ્ત્રાભ્યાસ કરીને સંયમ રાખવો એ સાચું જ્ઞાન છે

धिगागमैर्माद्यसि रञ्जयन् जनान्, नोद्यच्छसि प्रेत्यहिताय संयमे ।
दधासि कुक्षिम्भरिमात्रतां मुने !, क्व ते क्व तत् क्वैष च ते भवान्तरे ? ॥ ६ ॥ (उपजाति)

"હે મુનિ ! સિદ્ધાંત વડે તું લોકોને રંજન કરતો ખુશી થાય છે અને તારા પોતાનાં આમુષ્મિક હિત માટે યત્ન કરતો નથી તેથી તને ધિક્કાર છે ! તું માત્ર પેટભરાપણું જ ધારણ કરે છે; પણ હે મુને ! ભવાંતરમાં તે તારા આગમો ક્યાં જશે ? તે તારું જનરંજન ક્યાં જશે અને આ તારો સંયમ ક્યાં જશે ?" (૬)

**વિવેચન**—શાસ્ત્રાભ્યાસ કરીને શું કરવું ?–તે ઉપર સામાન્ય શબ્દોમાં કહ્યું. અત્ર સ્પષ્ટ શબ્દોમાં મુનિને ઉદ્દેશીને કહે છે કે જો પાંચ ઇંદ્રિયો પર સંયમ ન હોય તો અભ્યાસ વ્યર્થ છે, પેટભરાપણું જ છે એટલે કે સર્વસંપત્કરી ભિક્ષાનો* અધિકારી તું થઈ શકતો જ નથી. આવા સાધુઓ નથી સાધતા આ ભવનું અને નથી સાધતા પરભવનું. તેવી જ રીતે પંડિત હોવાનો દેખાવ કરનારા કેટલાક આ વર્ગમાં આવે છે. અભ્યાસનું ફળ આત્મપરિણતિ સુધારવી એ જ હોવું ઘટે. એ ન બને તો પછી અભ્યાસ વંધ્ય થાય છે. ગ્રંથકાર પોતે તો નીચેની આઠમી ગાથામાં આથી પણ નીચી હદે તે વાત મૂકે છે. જીવનનો હેતુ, અભ્યાસનો હેતુ શો છે ? ક્યાં રહી શકે છે ?–તે વિચારો. લોકરંજન કરનાર અભ્યાસીનું પેટભરાપણું ચોથા શ્લોકમાં આપણે વિસ્તારથી જોયું છે. આમાં ખાસ વિચારવા યોગ્ય એટલું છે કે પરભવમાં તું ક્યાં જઈશ ? તારા આગમો ક્યાં જશે ? અને તારો સંયમ ક્યા જશે ? વળી તારું પ્રેત્યહિત ક્યાં ? જશે અને જેઓની પાસેથી તું કીર્તિની ઇચ્છા રાખે છે તેઓ ક્યાં જશે ? જરા માની લીધેલા માન નામના મનોવિકારને તૃપ્ત કરવા ખાતર તારું બહુ બગડે છે અને તૃપ્તિ પણ પૂરી થતી નથી. અત્ર મરણ તો અનિવાર્ય છે અને ત્યાર પછી તારી ગતિ તું જાણતો નથી અને છેવટે સંસારસમુદ્રના મોટા ખડક ઉપર તારું જીવનવહાણ તને ખરાબે ચડાવી દેશે, ત્યારે પછી તારો કીર્તિનો લોભ અને તે ખાતર સહન કરેલા પરીષહો તને કાંઈ ઉપયોગી નહિ થાય. ઉદ્દેશ અત્ર એ જ છે કે શાસ્ત્રાભ્યાસ કરીને સંયમ રાખવો.

ટીકાકાર નોટ લખે છે કે "પિતા પુત્રને શિખામણ આપવા સારુ તિરસ્કારનો શબ્દ લખે તે યુક્ત જ છે." (૬; ૯૭)

## કેવળ અભ્યાસ કરનારા અને અલ્પાભ્યાસી સાધકમાં શ્રેષ્ઠ કોણ ?

धन्याः केऽप्यनधीतिनोऽपि सदनुष्ठानेषु बद्धादरा,
दुःसाध्येषु परोपदेशलवतः श्रद्धानशुद्धाशयाः ।

---

* જુઓ હરિભદ્રસૂરિકૃત અષ્ટક પાંચમું.

केचित्त्वागमपाठिनोऽपि दधतस्तत्पुस्तकान् येऽलसाः,
अत्रामुत्रहितेषु कर्मसु कथं ते भाविनः प्रेत्यहाः ? ॥ ७ ॥ (शार्दूलविक्रीडित)

"કેટલાંક પ્રાણીઓએ શાસ્ત્રનો અભ્યાસ કર્યો ન હોય તોપણ બીજાના જરા ઉપદેશથી, મુશ્કેલીથી સાધી શકાય તેવાં શુભ અનુષ્ઠાનો તરફ આદરવાળા થઈ જાય છે અને શ્રદ્ધાપૂર્વક શુદ્ધ આશયવાળા થઈ જાય છે તેઓને ધન્ય છે! કેટલાક તો આગમના અભ્યાસી હોય અને તેનાં પુસ્તકો પાસે રાખતા હોય, છતાં પણ આ ભવ–પરભવનાં હિતકારી કાર્યોમાં પ્રમાદી થઈ જાય છે અને પરલોકને હણી નાંખે છે, તેઓનું શું થશે?" (૭)

**વિવેચન**—વિદ્યા અને મુક્તિપ્રાપ્તિને કેવો સંબંધ છે તે વિચારવા જેવું છે. વિદ્વાનોને જ મોક્ષ મળે છે એમ નથી, પણ અભ્યાસની સાથે સરળતા, સદ્વર્તન જોઈએ. Smiles નામનો એક પ્રખ્યાત ગ્રંથકાર કહે છે કે અસાધારણ વિદ્વત્તાની સાથે હલકામાં હલકા દુર્ગુણો કેટલીક વાર મળેલા હોય છે, અને ઉચ્ચ ચારિત્રને વિદ્યા સાથે કાંઈ પણ ખાસ સંબંધ નથી. દેવ-ગુરુ-ધર્મ પર શુદ્ધ શ્રદ્ધા, શુદ્ધ વર્તન અને સરળ સૌમ્ય પ્રકૃતિથી ઘણા ભદ્રિક જીવો તરી ગયા છે. હકીકત આમ છે, છતાં પણ વિદ્યાવાનને સંસાર તરવો સહેલો પડે છે એમાં તો જરા પણ શક નથી. જ્ઞાનીને વિચારણા–વર્તન સારાં થઈ જવાનો બહુ સંભવ છે અને અજ્ઞાની કરોડો વર્ષે જે કર્મક્ષય કરે તે, જ્ઞાની એક શ્વાસોશ્વાસમાં કરી શકે છે. પણ આવી સગવડ છે તે સાથે જ જો જ્ઞાની પ્રમાદી થઈ જાય, આડંબર કરનારો થઈ જાય, વાહવાહ બોલાવનારો થઈ જાય, આશીભાવ રાખી ધર્માચરણ કરે, તો તેને મોટું નુકસાન થાય છે અથવા ટૂંકામાં તેનો અધઃપાત થાય છે. જેમ કર્મક્ષયનું પ્રબળ સાધન જ્ઞાનીના હાથમાં રહે છે, તેમ તીવ્ર કર્મબંધ અને જવાબદારીનું જોખમ પણ તેને માથે વધારે છે. જ્ઞાનવાને–વિદ્યાવાને બહુ વિચારીને દરેક કાર્ય કરવાની જરૂર છે. મૂળ શ્લોકમાં શાસ્ત્રનો અભ્યાસ નહિ કરનાર એમ કહ્યું છે તે અલ્પ અભ્યાસ કરનારા માટે હોય એમ સમજાય છે. આ શ્લોકથી અજ્ઞાનવાદને પુષ્ટિ આપી નથી તે ખાસ સમજવાની જરૂર છે. આ આખા અધિકારમાં જ્ઞાનને અલ્પાંશ પદ આપવામાં આવ્યુ હોય, ત્યાં વિષય-પ્રતિભાસ જ્ઞાનને અંગે તે કથન છે એમ સમજવું. તત્ત્વસંવેદન જ્ઞાન જ્યારે પ્રાપ્ત થાય ત્યારે તો આ અધિકારમાં વર્ણવેલી સ્થિતિ હોય જ નહિ. તે જ્ઞાનવાનને હેય-ઉપાદેયનો શુદ્ધ નિશ્ચય હોય છે, તેની વૃત્તિ સ્વસ્થ હોય છે અને તેની મુખમુદ્રા પર શાંત રસ ઢળેલો હોય છે.* તેવા જ્ઞાનવાળાનું વર્તન પણ બહુ શુદ્ધ હોય છે અને તેની અને અલ્પ અભ્યાસીની કદી પણ સરખામણી થઈ શકે જ નહિ. શાસ્ત્રકાર અજ્ઞાનવાદની કદી પણ પુષ્ટિ આપતા નથી એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. બાકી જ્ઞાનનાં પુસ્તકોનો ભંડાર કબજામાં રાખવાથી અને મોટી સભાઓ જીતવામાત્રથી, કાંઈ બહુ લાભ નથી એ અત્ર ઉદ્દેશ છે. (૭; ૯૮)

* જુઓ હરિભદ્રસૂરિજી અષ્ટક (૯–૬)

## મુગ્ધબુદ્ધિ વિ. પંડિત

धन्यः स मुग्धमतिरप्युदितार्हदाज्ञारागेण यः सृजति पुण्यमदुर्विकल्पः ।
पाठेन किं व्यसनतोऽस्य तु दुर्विकल्पै-र्यो दुस्थितोऽत्र सदनुष्ठितिषु प्रमादी ॥८॥ (वसन्ततिलका)

"માઠા સંકલ્પો નહીં કરનારો અને તીર્થંકર મહારાજે ફરમાવેલી આજ્ઞાઓના રાગથી શુભ ક્રિયા કરનારો પ્રાણી અભ્યાસ કરવામાં મુગ્ધ બુદ્ધિવાળો હોય, તોપણ ભાગ્યશાળી છે. જે પ્રાણી માઠા વિચારો કર્યા કરે છે અને જે શુભ ક્રિયામા પ્રમાદી હોય છે, તેવા પ્રાણીને અભ્યાસથી અને તેની ટેવથી શો લાભ છે?" (૮)

**વિવેચન**—'તીર્થંકર મહારાજે કહ્યું છે તે ખરું છે, બાકી સર્વ મિથ્યા છે' એવી સામાન્ય બુદ્ધિવાળા પ્રાણી સંસારસમુદ્ર તરી જાય છે; પણ જે પ્રાણી માઠા વિચાર કરતો હોય, સંસારમાં રાચ્યોમાચ્યો રહેતો હોય, રાજકથાદિક વિકથામાં આસક્ત હોય અને શુભ ક્રિયામાં પ્રમાદી હોય તે પ્રાણી વિદ્વાન હોય તોપણ કામનો નથી. શુદ્ધ શ્રદ્ધા કેટલો લાભ આપે છે તે અત્ર જોવાનું છે. શુદ્ધ શ્રદ્ધા વગર કાંઈ લાભપ્રદ થઈ શકતું નથી, ગણતરીમાં પણ જીવ ત્યારે જ આવે છે. અતીંદ્રિય વિષયમાં શ્રદ્ધા રાખવાની જ જરૂર છે. મનુષ્ય-પ્રવૃત્તિમાં પ્રાણીને વિચાર કરવાનો પણ બહુ વખત મળતો નથી, તેથી જેઓએ વિચાર કર્યો હોય તેઓ પર આધાર રાખી તેઓને પગલે પગલે ચાલવું શ્રેષ્ઠ છે. મનુષ્યજીવનકાળ અલ્પ છે, બુદ્ધિ મંદ છે અને અન્ય વ્યવહારમાં કાળક્ષેપ બહુ થાય છે, તેથી મોટે ભાગે તો જેઓનાં વચન આપ્ત લાગતાં હોય તેની પરીક્ષા કરીને તેને અનુસરવું, એ જ માર્ગ ગ્રહણ કરવા યોગ્ય જણાય છે. એક માણું મગ રસોઈ માટે ચૂલા પર ચઢાવ્યા હોય તો તેની પરીક્ષા માટે એક મગ બસ છે; તે પ્રમાણે આપ્તતાની પરીક્ષા કરવી. વીતરાગદશા, શુદ્ધ માર્ગકથન, અપેક્ષાઓનું શુદ્ધ સ્થાપન, નયસ્વરૂપનો વિચાર અને સ્યાદ્વાદવિચારશ્રેણી —એ આપ્તતાની પરીક્ષા માટે પૂરતાં છે. વિશેષ ક્ષયોપશમ હોય અને અનુકૂળતા હોય, તેણે વિશેષ પ્રકારે પરીક્ષા કરવાનો અત્ર નિષેધ નથી, પરંતુ ગમે તેમ કરી આપ્તનાં વચન પ્રમાણે અનુષ્ઠાન કરવાની આવશ્યકતા અત્ર સ્વીકારી છે

અત્ર જે માર્ગનું દર્શન કરાવવામાં આવ્યું છે તેમાં પણ જ્ઞાન પ્રાપ્ત કરવાનો નિષેધ નથી, પણ દુર્વિકલ્પોનો ત્યાગ કરવાનો ઉપદેશ છે, એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. (૮; ૯૯)

### શાસ્ત્રાભ્યાસ—ઉપસંહાર

अधीतिमात्रेण फलन्ति नागमाः, समीहितैर्जीव सुखैर्भवान्तरे ।
स्वनुष्ठितैः किं तु* तदीरितैः खरो, न यत्सिताया वहनश्रमात्सुखी ॥ ९ ॥ (वंशस्थ)

"માત્ર અભ્યાસથી જ ભવાંતરમાં ઇચ્છિત સુખ આપીને આગમો ફળતા નથી,

* तु इति वा पाठः

પરંતુ તેમાં બતાવેલ શુભ અનુષ્ઠાનો કરવાથી આગમો ફળે છે; જેવી રીતે સાકરનો બોજો ઉપાડવાના શ્રમથી ગધેડો કાંઈ સુખી નથી." (૯)

**વિવેચન**—'માત્ર અભ્યાસ અને પરભવમાં તેથી સુખ' એ વાતનો વ્યભિચાર છે: અધ્યયન ઉચ્ચ પ્રકારનું સુખ પ્રાપ્ત કરવાનું એક કારણ છે, પણ તેથી તે મળે જ છે એમ નથી, કારણ કે અભ્યાસી હોય છતાં મળતું નથી એમ બને છે; તેમ જ વળી અભ્યાસી ન હોય, છતાં ફળપ્રાપ્તિ થાય છે એમ પણ બને છે. આથી માત્ર અભ્યાસ ઉપર કાંઈ ખાસ આધાર નથી. સુખ–આત્મિક સુખ–મેળવવાનો ઉપાય શાસ્ત્રમાં ફરમાવેલા અનુષ્ઠાન–ચારિત્ર–વર્તનમાં છે. જેવી રીતે ગર્દભ સાકરનો બોજો ઉપાડે તેથી તેને કાંઈ મીઠાશ આવતી નથી, તેવી રીતે જ્ઞાન પણ વર્તન વગર માત્ર બોજો જ છે; એટલે જ્ઞાન પ્રમાણે વર્તન કરે તો જ જ્ઞાનની મીઠાશ પ્રાપ્ત થાય છે. ઉપદેશમાળામાં શ્રી ધર્મદાસગણી કહે છે કે:—

**जहा खरो चंदणभारवाही, भारस्स भागी न हु चंदणस्स ।**
**एवं खु नाणी चरणेण हीणो, नाणस्स भागी न हु सुग्गईए ॥**

"જેવી રીતે ચંદનનો–સુખડનો ભાર વહન કરનારો ગધેડો ભારનો ભાગી છે પણ ચંદનનો નથી, તેવી જ રીતે વર્તન વગરના જ્ઞાનને જાણનારો જ્ઞાનનો ભાગી છે, પણ સુગતિનો નથી." આ હકીકત ઉપરના શ્લોકમાં પણ તે જ રૂપમાં કહી છે. (૯; ૧૦૦)

*  *  *

શાસ્ત્રાભ્યાસ અને વર્તન એ ઉપર વિવેચન થયું. પ્રથમ બે શ્લોકમાં શ્રવણ કરનારાઓ અને બાકીના શ્લોકમાં અભ્યાસ કરનારાઓને બહુ ધડો લેવા જેવું બતાવ્યું છે. જેઓ અભ્યાસની ખાતર જ અભ્યાસ કરતા હોય, સભાઓ જીતી પોતાના વિજયડંકા વગાડવાની ઇચ્છા રાખતા હોય, અકારણે શાસ્ત્રનો શુષ્કવાદ કરવાનું આમંત્રણ કરતા હોય, તેઓએ ચોથો શ્લોક ગોખી રાખવા જેવો છે. આ ઉપરાંત કહેવાતા 'પંડિતો' ઉપર આ અધિકારમાં સખ્ત ચાબખો છે. "હે ચેતન! એ તો જ્ઞાની મહારાજ ભાખી ગયા છે કે........વગેરે." ચોક્કસ ગંભીર શબ્દોયુક્ત ભાષામાં બોલતા આવા ડોળઘાલુઓની તે વખતની બોલવાની ઢબછબ, મુખનો રંગ અને આંખના તથા હાથના ચાળા જોયા હોય, તો જાણે મહાગહન તત્ત્વજ્ઞાનીનું ભાષણ ચાલ્યું. વળી, તે વખતે શ્રોતાને એમ પણ લાગે કે આવા માણસ તો અત્રેથી ઊઠીને આરંભાદિકમાં કે આશ્રવમાં પ્રવર્તતા પણ નહિ હોય; પણ ખાનગી રીતે જો ખાવાપીવામાં, સાંસારિક સુખભોગમાં, વ્યવહારમાં, લેણદેણમાં અને પ્રામાણિકપણામાં તેઓનો વ્યવહાર જોયો હોય, તો તેના જ્ઞાનની અસરમાત્ર પણ તેઓમાં જણાતી નથી. આવા કેટલાક ડોળઘાલુઓ બહુ નુકસાન કરે છે; પોતે ડૂબે છે અને પથ્થરના નાવની જેમ સાથે બેસનારને ડુબાડે છે, તેમ જ ધર્મને પણ વગોવે છે. અમુક હદ સુધી જ્ઞાન અને ક્રિયાની જરૂર છે. આટલા ઉપરથી અમે ક્રિયાનો એકાંત પક્ષ કરનારા છીએ એમ માનવાનું નથી; જ્ઞાનાભ્યાસની જરૂર ઘણી છે તે અમે સ્વીકારીએ છીએ; પણ કેટલાક પ્રમાદી જીવો તેનું

બહાનું કાઢી ક્રિયા તરફ અપ્રીતિનો દેખાવ કરે છે, એટલું જ નહીં પણ, શુદ્ધ ક્રિયા કરનારને હસી કાઢે છે, તેઓએ નીચેનાં બે મહાન્ વાક્યો લક્ષમાં લેવાની આવશ્યકતા છે—

"ક્રિયા રહિત જ્ઞાનમાત્ર નિષ્ફળ છે. રસ્તાનો જાણનાર પણ ગતિ કર્યા વગર વાંછિત નગરે પહોંચતો નથી." (જ્ઞાનસાર ૯-૨.)
શ્રીમદ્ યશોવિજયજી

"ક્રિયા બિના જ્ઞાન નહીં કબહું, ક્રિયા જ્ઞાન બીનું નાહી;
ક્રિયા જ્ઞાન દોઉ મિલત રહત હૈ, જ્યોં જલરસ જલમાંહી;
પરમ ગુરુ જૈન કહો ક્યું હોવે!"

આ પણ એ જ ધુરંધર વિદ્વાનનું મહાવાક્ય છે. કહેવાની મતલબ એ જ છે કે દેખાવ કરો નહિ, શુદ્ધ વર્તન કરો; દરેક માણુસ **મોટો** થવા કે **ધનવાન** થવા બંધાયેલો નથી; પણ **ભલો-સારો** થવા બંધાયેલો છે.

આ અધિકારમાંથી એટલું પણ જણાય છે કે વિશેષ અભ્યાસ ન કર્યો હોય તોપણ શુદ્ધ શ્રદ્ધાથી ક્રિયા કરનાર જીવ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરે છે.

છેલ્લા શ્લોકમાં 'ગર્દભ'નું દૃષ્ટાંત મનન કરવા જેવું છે. જ્ઞાન ભણવાની પૂરેપૂરી-બહુ જ-જરૂર છે, પણ ભણીને પછી આગળ વધવું, અહંકાર કે દેખાવ કરવો નહિ. મુખ્ય રસ્તો એ જ છે કે જ્ઞાનનો અભ્યાસ કરી પોતાને યોગ્ય ક્રિયા કરી શુદ્ધ વ્યવહાર કરવો, કારણ કે જ્ઞાનનું ફળ વિરતિ છે, નહિ તો તે જ્ઞાન વંધ્ય છે. તું સાધુ હો તો સંસારની અસારતા વિચાર, ધર્મોપદેશ આપી લોકોને યોગ્ય રસ્તે દોર, ઇંદ્રિયો પર સંયમ કર, મન પર અંકુશ રાખ; તું શ્રાવક હો તો વ્રતદૃઢતા રાખ, વ્યવહાર શુદ્ધ રાખ, ચિત્તવૃત્તિમાંથી કચરો કાઢી નાખ, દેખાવ કરવાની ચાહનામાં ફસાવાનું કારણ બાહ્ય દેખાવ જ છે અને તેમાં ઘણા માણસો લલચાઈ જાય છે.

ચૌદ પૂર્વધર જ્યારે પ્રમાદવશ થઈ નિગોદમાં રખડે છે ત્યારે સાદી રીતે સામાયિક કરનાર મોક્ષ જાય છે, તેનું કારણ સૂક્ષ્મ બુદ્ધિએ વિચારવા યોગ્ય છે. શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન સિવાય **અંગારમર્દકાચાર્ય**નું જ્ઞાન શું કામ આવ્યુ? અને **સ્કંદકાચાર્ય**ના પાંચસો શિષ્યોની ગતિ મોક્ષની થઈ અને તેઓની પોતાની ગતિ જ્ઞાન છતાં પણ શમના અભાવે કેવી થઈ? મુદ્દે જ્ઞાન સાથે ઉચ્ચ વર્તન, ઇંદ્રિયદમન, ચિત્ત પર અંકુશ વગેરે હોય તો ધારેલ લાભ થાય છે.

આ વિષયને અંગે શ્રી હરિભદ્રસૂરિનું નવમું અષ્ટક બહુ મનન કરવા યોગ્ય છે. જ્યાં સુધી **વિષયપ્રતિભાસ** જ્ઞાન હોય છે, ત્યાં સુધી બહુ લાભ થતો નથી. ચાલુ જમાનામાં જ્ઞાનની તંગી નથી, જ્ઞાનીની પણ નથી, પરંતુ બહુધા ઉપર કહ્યું તેવું જ જ્ઞાન જોવામાં આવે છે. આના પરિણામે ત્યાગ અને ગ્રહણનું શુદ્ધ સ્વરૂપ પણ મળતું નથી અને તેથી ત્યાગવૈરાગ્ય પણ થતા નથી. શાસ્ત્રકારો આ જ્ઞાનને અજ્ઞાન જ કહે છે. જ્યારે વસ્તુ-

સ્વરૂપનું શુદ્ધ ભાન કરાવનાર **તત્ત્વસંવેદન** જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે જ જ્ઞાની હોવાનો દાવો કરી શકાય અને તેવા જ્ઞાની માટે આ આખા અધિકારમાં કાંઈ કહેવા જેવું રહેતું નથી. અત્ર જે આક્ષેપ છે તે પ્રથમના દેખાવમાત્ર જ્ઞાન માટે જ છે.

## ચતુર્ગતિનાં દુઃખો

શાસ્ત્રાભ્યાસના દ્વારમાં જે હકીકત કહી છે તે જાણ્યા પછી શાસ્ત્રના સારરૂપ એક હકીકત અત્ર બતાવે છે. તે એ છે કે આ સંસારમાં ગમે ત્યાં જાઓ પણ સુખ નથી. સંસારના સર્વ જીવોનો ચાર ગતિમાં સમાવેશ થાય છે: ૧ નારકી, ૨ તિર્યંચ ( તેમાં પૃથ્વી, પાણી, અગ્નિ, પવન અને વનસ્પતિ તથા જળો, માંકડ, વીંછી, પક્ષીઓ, જળચર, ઢોર વગેરે જીવોનો સમાવેશ થાય છે ), ૩ મનુષ્ય અને ૪ દેવ. એ ચાર ગતિમાંથી એકેમાં સુખ નથી એમ બતાવી, શાસ્ત્રનું રહસ્ય બતાવે છે અને તેને પરિણામે જીવને સંક્ષેપમાં ઉપદેશ આપવાનો ઇરાદો છે.

## નરકગતિનાં દુઃખો

**दुर्गन्धतो यदणुतोऽपि पुंरस्य मृत्यु–रायूंषि सागरमितान्यनुपक्रमाणि ।**
**स्पर्शः खरः क्रकचतोऽतितमामितश्च, दुःखावनन्तगुणितौ भृशशैत्यतापौ ॥१०॥**

**तीव्राः व्यथाः सुरकृता विविधाश्च यत्रा–क्रन्दारवैः सततमभ्रभृतोऽप्यमुष्मात् ।**
**किं भाविनो न नरकात्कुमते ! बिभेषि, यन्मोदसे क्षणसुखैर्विषयैः कषायी ॥११॥ युग्मम् ॥**

( वसततिलका )

" જે નરકસ્થાનની દુર્ગંધીના એક સૂક્ષ્મ ભાગ માત્રથી ( આ મનુષ્યલોકના ) નગરનું ( એટલે નગરવાસી જનોનું ) મૃત્યુ થાય છે, જ્યાં સાગરોપમથી મપાતું આયુષ્ય નિરુપક્રમ હોય છે, જેનો સ્પર્શ કરવતથી પણ બહુ કર્કશ છે, જ્યાં ટાઢ તડકાનું દુઃખ અહીં કરતાં ( મનુષ્યલોક કરતાં ) અનંતગણું વધારે છે, જ્યાં દેવતાઓની કરેલી અનેક પ્રકારની વેદનાઓ થાય છે અને તેથી રડારોળ અને આક્રંદ વડે આકાશ ભરાઈ જાય છે—આવા પ્રકારની નારકી તને ભવિષ્યમાં મળશે એ વિચારથી હે કુમતિ ! તુ બીતો નથી કે કષાય કરીને અને થોડો વખત સુખ આપનારા વિષયો સેવીને આનંદ માને છે ? " ( ૧૦–૧૧ )

**વિવેચન**—નરકગતિની દુર્ગંધ એટલી બધી હોય છે કે તેના બહુ સૂક્ષ્મ ભાગથી જ સમસ્ત નગરવાસી જનોનાં મરણ થઈ જાય.

મનુષ્યનું આયુષ્ય મહામારી, શસ્ત્રઘાત, ભય વગેરે કારણોથી નાશ પામે છે, એટલે તે સોપક્રમ હોય છે, પણ નારકીના જીવનું આયુષ્ય તો ગમે તે કારણથી તૂટતું જ નથી. શરીરના ઘણા કટકા થઈ જાય, તોપણ પારાની પેઠે તે જોડાઈ જાય છે. વળી, નારકોનું

૧ पुरस्य स्थाने परस्य इति पाठान्तरं, अन्यजनस्य–मनुष्यस्य इत्यर्थः ।

આયુષ્ય સાગરોપમથી ગણાય છે. સાગરોપમ એટલે અસંખ્યાતા વર્ષનું એક પલ્યોપમ અને દશ કોટાકોટિ પલ્યોપમે એક સાગરોપમ. પલ્યોપમનો પણ ખ્યાલ આવવો મુશ્કેલ છે. ( પાંચમા કર્મગ્રંથની ગાથા ૮૫મી જુઓ. ) આવું મોટું આયુષ્ય અને તેમાં દુઃખ, દુઃખ ને દુઃખ જ છે એટલે ક્ષણમાત્ર પણ સુખ નથી. નરકભૂમિનો સ્પર્શ કરવતની ધાર કરતાં પણ કઠોર છે અને ત્યાંની ઠંડી આગળ ઉત્તર ધ્રુવની ઠંડી અને તાપ આગળ સહરાના રણનો તાપ કાંઈ ગણતરીમાં નથી. ક્ષેત્રવેદના બહુ જ સખ્ત છે. કેટલાંક ક્ષેત્રો તદ્દન ઠંડાં છે, ત્યાંની ઠંડી સહન થઈ શકે નહિ; જ્યારે કેટલાંક ક્ષેત્રો તદ્દન ગરમ છે. એનાં દુઃખનો ખ્યાલ એટલા પરથી આવશે કે નારકોને ઉષ્ણ ક્ષેત્રમાં એટલી વેદના થાય છે કે તેને ઉપાડી ખેરના અંગારાની ખાઈમાં ભર ઉનાળામાં સુવાડવામાં આવે તો જેમ મનુષ્ય કમળની શય્યામાં સુખેથી સૂઈ રહે તેમ, છમાસ સુધી નિદ્રા કરે. આ પ્રથમ પ્રકારની **ક્ષેત્રવેદના** છે. જિજ્ઞાસુએ તેનું વિશેષ સ્વરૂપ બીજા ગ્રંથોથી જાણી લેવું.

બીજા પ્રકારની **પરમાધામીકૃત વેદના** છે. આ હલકી જાતના અસુરો જીવોને દુઃખ દેવામાં જ આનંદ માને છે. તેઓ તેને મારે છે, કૂટે છે, તેના શરીરને તોડે છે, કાપે છે, તેને રાડો પડાવે છે, એક પર બીજાને નાખે છે, કરવતથી વેરે છે, જીભ ખેંચે છે અને એવી એવી બીજી અનેક પ્રકારની વેદનાઓ કરે છે, તેનો ખ્યાલ આવવો મુશ્કેલ છે.

આ ઉપરાંત ત્રીજી **અન્યોન્યકૃત વેદના** છે. અગાઉના વૈરભાવથી જીવો પરસ્પર કપાઈ મરે છે, લડે છે અને કદર્થના પામે છે, પમાડે છે.

ઉપરની હકીકત ઉપરથી જણાયું હશે કે ક્રોધી, અહંકારી, કપટી, લોભી, વિષયમાં આસક્ત જીવ સદરહુ ગતિમાં જાય છે. જો તારી કલ્પનાશક્તિ સારી હોય તો ઉપરનું સ્વરૂપ જાણ્યા પછી પણ તને નરકની બીક લાગતી નથી? વિષયજન્ય સુખ–માની લીધેલું સુખ–ક્ષણવાર, પાંચ મિનિટ, કલાક, દિવસ જ ચાલે છે અને તેના બદલામાં નારકીનાં દુઃખો સાગરોપમ ચાલે છે; માટે હવે તારી મરજી પ્રમાણે ગમે તે પ્રકારનો આદર કર. (૧૦-૧૧; ૧૦૧-૧૦૨)

## તિર્યંચગતિનાં દુઃખો

बन्धोऽनिशं वाहनताडनानि, क्षुत्तृड्दुरामातपशीतवाताः ।
निजान्यजातीयभयापमृत्युदुःखानि तिर्यक्ष्विति दुस्सहानि ॥ १२ ॥ ( उपजाति )

" નિરંતર બંધન, ભારનું વહન, માર, ભૂખ, તરસ, દુષ્ટ રોગો, તડકો, ઠંડી, પવન, પોતાની અને પારકી જાતિનો ભય અને કુમરણ—તિર્યંચગતિનાં આવા પ્રકારનાં અસહ્ય દુઃખો છે." (૧૨)

**વિવેચન**—બંધન તે ગાડાં, હળ, ચક્કી વગેરેમાં. તડકો, ઠંડી અને પવન તે અનુક્રમે ઉનાળો, શિયાળો અને ચોમાસાની ઋતુના ઉપદ્રવ છે. પોતાની જાતિનો ભય તે હાથીને

હાથીને, ગોધાને ગોધાનો વગેરે અને પરજાતિનો ભય તે મૃગને સિંહનો, ઊંદરને બિલાડીનો વગેરે. વળી નાક–કાનનું છેદવું વગેરે બહુ પ્રકારનાં દુઃખો તિર્યંચોને છે. બિચારાથી બોલી શકાય નહિ, સહનશીલતા રાખવી પડે. આવી પીડાઓ વિષય–કષાયમાં રાચનારને ખમવી પડે છે માટે ચેતો. અત્ર તિર્યંચગતિનાં દુઃખો વર્ણવવામાં આવ્યાં છે, તે સર્વ જીવોની અપેક્ષાએ છે. એ ઉપરાંત અમુક જાતિને માટે દુઃખો વિચારીએ તો ઘણું વિવેચન થઈ જાય. દાખલા તરીકે કેટલાંક દુઃખો અશ્વને ખાસ હોય છે, કેટલાંક બળદને ખાસ હોય છે, કેટલાંક શ્વાનને ખાસ હોય છે, તે દરરોજના અનુભવનો વિષય છે, તેથી ગ્રંથગૌરવના ભયથી અત્ર વિસ્તાર કર્યો નથી. એકેંદ્રિયાદિકના અવ્યક્ત દુઃખનું વર્ણન કરવું પણ અશક્ય છે. તે ગતિમાં સુખ નથી, એ આ શ્લોકનો સાર છે. (૧૨; ૧૦૩)

## દેવગતિનાં દુઃખો

**मुधान्यदास्याभिभवाभ्यसूयाभियोऽन्तगर्भस्थितिदुर्गतीनाम् ।**
**एवं सुरेष्वप्यसुखानि नित्यं किं तत्सुखैर्वा परिणामदुःखैः ? ॥ १३ ॥** (उपजाति)

"ઇંદ્રાદિકની નિષ્કારણ સેવા કરવી, પરાભવ, મત્સર, અંતકાળ, ગર્ભસ્થિતિ અને દુર્ગતિનો ભય—આવી રીતે દેવગતિમાં પણ નિરંતર દુઃખો છે. વળી, જેને પરિણામે દુઃખ છે તેવા સુખથી શું ?" (૧૩)

**વિવેચન**—૧. મનુષ્ય પારકી ચાકરી કરે છે તેનો હેતુ ગુજરાન ચલાવવાનો હોય છે, પણ દેવતાને આજીવિકાનું કારણ નહિ છતાં તેમ જ દ્રવ્યપ્રાપ્તિનો હેતુ નહિ છતાં પણ આભિયોગાદિક ભાવનાએ પૂર્વોપાર્જન કરેલાં કર્મના આધીનપણાથી વગર કારણે ઇંદ્રાદિની **ચાકરી** કરવી પડે છે.

૨. પોતાથી વધારે બળવાન દેવો પોતાની સ્ત્રીને ઉપાડી જાય ઇત્યાદિ **અભિભવ**–પરાભવ.

૩. પરનો ઉત્કર્ષ સહન ન કરવો તે **અસૂયા**. દેવતાને બીજા દેવોનું વિશેષ સુખ જોઈને ઈર્ષ્યા બહુ થાય છે.

૪. દેવતાને **મરણની** બીક બહુ લાગે છે. ફૂલની માળાનું કરમાવું વગેરે મરણનાં ચિહ્ન જોઈ, છ માસથી તો તે વિલાપ કરવા માંડે છે.

૫. મરણ પછી ગર્ભમાં નવ માસ **અશુચિ કર્દમમાં ઊંધું લટકાવું પડશે**—એવા વિચારથી મૂર્ચ્છા પણ પામે છે; અથવા ઢોર, પક્ષી કે એકેન્દ્રિયમાં જવું પડશે તેની બીક બહુ લાગે છે.

૬. એ જ રીતે દુર્ગતિમાં જવાની બીક બહુ લાગ્યા કરે છે. વળી, દેવતાઓમાં ખટપટ બહુ ચાલે છે, લડાઈઓ પણ ઘણી વાર થાય છે અને ચિત્તવ્યગ્રતા બહુ રહે છે. એકલી ઋદ્ધિ પ્રાપ્ત થયેલી હોય છે, પણ તેથી કાંઈ માનસિક સુખ મળતું નથી અને એ સુખ દેવતા ભોગવી શકતા નથી.

વળી, પૌદ્ગલિક સુખ જરા જરા છે એમ માનીએ તોપણ દેવગતિમાં કરેલી વિષયાસક્તિને પરિણામે અધઃપાત થાય છે, ત્યારે એને સુખ કેમ કહેવાય? ઉપદેશમાળામાં શ્રી ધર્મદાસ ગણી કહે છે કે "ચ્યવન સમયે દેવતા પોતાનું પૂર્વનું સુખ ને ભાવીમાં પ્રાપ્ત થનારું દુઃખ વિચારીને માથું કૂટે છે અને ભીંત સાથે માથું અફાળે છે." પાંચ ઇંદ્રિયના વિષયમાં આસક્ત, અંગભંગ અને બગાસાંથી છ માસ પહેલાં જાગ્રત થતા દેવો, કરોડો વર્ષનાં સુખને અંતે બધું હારી જાય છે. પૌદ્ગલિક સુખ એ સુખ જ નથી, એ અત્ર સ્ફુટ થઈ જાય છે.

જ્યાં સુધી માનસિક સુખ–જ્ઞાનાનંદ નથી, ત્યાં સુધી સ્થૂળ પૌદ્ગલિક સુખ ગમે તેટલું હોય, તેથી જરા પણ આનંદ થતો નથી. દેવગતિમાં સ્થૂળ સુખો તો કદાચ પરાકાષ્ઠાએ પહોંચે તેટલાં લભ્ય થઈ શકે, તોપણ તે હોય ત્યારે પણ સુખ નથી અને પછી તો મહાકષ્ટ આપનાર થાય છે. દેવ જેવી એકાંત સુખ આપનારી લાગે તેવી ગતિમાં પણ સુખ નથી એ ખાસ વિચારવા યોગ્ય છે. (૧૩; ૧૦૪)

## મનુષ્યગતિનાં દુઃખો

सप्तभीत्यभिभवेष्टविप्लवानिष्टयोगगदटुःसुतादिभिः* ।
स्याच्चिरं विरसता नृजन्मनः, पुण्यतः सरसतां तदानय ॥ १४ ॥ (स्वागता)

"સાત ભય, પરાભવ(અપમાન), વ્હાલાનો વિયોગ, અપ્રિયનો સંયોગ, વ્યાધિઓ, માંડી વાળેલ છોકરા વગેરે વડે મનુષ્યજન્મ પણ લાંબા વખત સુધી વિરસ(ખારો ધુધવા) થઈ જાય છે, તેટલા માટે પુણ્ય વડે મનુષ્યજન્મનું મધુરપણું પ્રાપ્ત કર." (૧૪)

**વિવેચન**—આ લોકનો ભય, પરલોકનો ભય, આદાન(પોતાની વસ્તુ ચોરાઈ જવાનો) ભય, અકસ્માત્ ભય, ભરણપોષણ (આજીવિકા)નો ભય, મરણભય અને અપકીર્તિભય+ એ સાત ભય મનુષ્યભવમાં બહુ પીડા કરે છે. વળી, એ ઉપરાંત, આ મનુષ્યભવમાં રાજા, ચોર વગેરે તરફથી પરાભવ થાય છે. વહાલા પુત્રનું મરણ, સ્ત્રીનો વિયોગ, ધનકીર્ત્યાદિનો નાશ વગેરે અનિષ્ટનો સંયોગ (ઇષ્ટવિયોગ, અનિષ્ટસંયોગ એ ચેતન અચેતન આદિ સર્વ પદાર્થના સંબંધમાં હોય છે); એ ઉપરાંત ખરાબ સંજોગોમાં રહેવું, મૂર્ખ રાજા અથવા શેઠની નોકરી કરવી, મૂર્ખ સ્ત્રી સાથે ભવ કાઢવો, પુત્રપ્રાપ્તિ ન થવી, ઘણી દીકરીઓના પિતા થવું, દ્રવ્ય ખાતર પરદેશમાં રખડવું, નીચ શેઠિયાઓના ફાંટાદાર મગજમાંથી નીકળતા વિચિત્ર હુકમોનો અમલ કરવો—એ આ મનુષ્યભવમાં મનાતાં અનેક દુઃખોમાંનાં થોડાં છે. પરંતુ આ જીવ તો વિચાર જ કરતો નથી. સંસ્કૃતમાં એક જગ્યાએ કહે છે કે "પ્રથમ તો, માની કૂખમાં બહુ દુઃખ છે, ત્યાર પછી નાનપણમાં પરાધીનવૃત્તિનું દુઃખ,

* दुष्कुटुम्बिकैरिति वा पाठः (ખરાબ કુટુંબીઓ–ઓરમાન માતા વગેરે).
+ લોકાપવાદ ભય અથવા અપયશનો ભય.

યુવાવસ્થામાં વિયોગનું દુઃખ અને ઘડપણ તો દુઃખનું ભરેલું હોવાથી અસાર જ છે. આ મનુષ્યજન્મમાં હે ભાઈઓ! કહો કશું સુખ છે? હોય તો બોલો." આવું જાણે છે તોપણ સંસારમાં રાચ્યોમાચ્યો રહે છે. કોઈ સ્નેહી સગાના મરણ વખતે મોટી પોક મૂકીને રડે છે, પણ વિચારતો નથી કે આ મનુષ્યભવ અમર કરી દેવામાં આવે તો અહીં ગોઠે તેમ નથી. એ તો પચાસ-સાઠ વરસ રહેવાનું છે, તે જરા ઠીક લાગે છે. બાકી તો મોટા થયા પછી શોકાદિના નિમિત્ત, જવાબદારી અને પંચાતી એટલી વધી જાય છે કે એવી જો જિંદગી અમર થઈ ગઈ હોય તો દુનિયા છોડી ચાલ્યા જવું પડે.

આવી રીતે મનુષ્યભવમાં પણ દુઃખ જ છે તો દુઃખથી કડવા થયેલા મનુષ્યજન્મને પારમાર્થિક ધાર્મિક કાર્ય કરવાદ્વારા પુણ્યોપાર્જન કરી મધુર કર. હવે ચાર ગતિમાં થતાં દુઃખો બતાવી તે દુઃખો ન થાય તેવો પ્રયત્ન કરવા ઉપદેશ આપે છે. (૧૪; ૧૦૫)

## ઉક્ત સ્થિતિદર્શનનું પરિણામ

**इति चतुर्गतिदुःखततीः कृतिन्नतिभयास्त्वमनन्तमनेहसम् ।**
**हृदि विभाव्य जिनोक्तकृतान्ततः, कुरु तथा न यथा स्युरिमास्तव ॥ १५ ॥** (द्रुतविलंबित)

"એ પ્રમાણે અનંત કાળપર્યંત (સહન કરેલી), અતિશય ભય આપનાર ચાર ગતિનાં દુઃખોની રાશિઓને કેવળી ભગવંતે કહેલાં સિદ્ધાંતથી હૃદયમાં વિચારીને હે વિદ્વન્! એવું કર કે જેથી તને તે પીડાઓ ફરી થાય નહિ." (૧૫)

**વિવેચન**—પીડા જાણી, વિચારી, અનુભવી; તેનું પરિણામ એ થવું જોઈએ, પુરુષાર્થ કરીને ઉપાય–પ્રતિકાર એવો કરવો જોઈએ, કે જેથી ભવિષ્યમાં એ પીડા થાય જ નહિ. સર્વ પ્રાણી કલ્પિત સુખ મેળવવાની ઇચ્છા રાખે છે અને માન્યતા પ્રમાણે તે મેળવે છે; પણ સિદ્ધાંતના ફરમાનથી વાસ્તવિક રીતે વિચારતાં જણાય છે કે આ સંસારમાં સુખ જ નથી અને દુઃખ ભર્યું છે; તે દૂર કરવા ઉપાય કરવો એ આ જીવની પ્રથમ ઇચ્છા અને પ્રેરણા છે. શાસ્ત્રાભ્યાસ કરવાથી સંસારની સર્વ ગતિઓમાં કેટલાં અને કેવા પ્રકારનાં દુઃખો છે તે જણાવ્યું અને તેને પરિણામે હવે જો તને સુખ મેળવવાની ઇચ્છા હોય તો ચતુર્ગતિના કલેશો ન થાય તેવું કાર્ય કર. શાસ્ત્રાભ્યાસદ્વારને ચતુર્ગતિ દુઃખદર્શન સાથે શો સંબંધ છે તે અત્ર સ્પષ્ટ થાય છે. (૧૫; ૧૦૬)

## આખા દ્વારનો ઉપસંહાર

**आत्मन्! परस्त्वमसि साहसिकः श्रुताक्षैर्यद्भाविनं चिरचतुर्गतिदुःखराशिम् ।**
**पश्यन्नपीह न बिभेषि ततो न तस्य, विच्छित्तये च यतसे विपरीतकारी ॥ १६ ॥** (वसंततिलका)

"હે આત્મન્! તું તો જબરો સાહસિક છે; કારણ કે ભવિષ્યકાળમાં લાંબા વખત સુધી થનાર ચાર ગતિઓનાં દુઃખોને તું જ્ઞાનચક્ષુથી જુએ છે તોપણ તેઓથી બીતો નથી.

અને વળી ઊલટો વિપરીત આચરણ કરી તે દુઃખોના નાશ સારુ જરા પણ પ્રયાસ કરતો નથી." (૧૬)

**વિવેચન**—શત્રુઓને આંખે દેખીને પણ તેની ઉપેક્ષા કરે તે બેવકૂફ જ ગણાય. તેં ચાર ગતિનાં દુઃખો અનુભવ્યાં છે, ભોગવ્યાં છે, સાંભળ્યાં છે અને હમણાં જ તારી જ્ઞાનદૃષ્ટિ સમક્ષ રજૂ થયાં છે. આટલું છતાં પણ તું તેઓને કાપી નાખવા યત્ન કરીશ નહિ તો પછી તારું ડહાપણ ફોગટનું કહેવાશે અને તુ મૂર્ખ ગણાઈશ. (૧૬; ૧૦૭)

* * *

એવી રીતે આઠમું દ્વાર પૂર્ણ થયુ. પ્રથમ ભાગમાં શાસ્ત્રાભ્યાસનું ફળ બતાવ્યું. તેમાં જે પ્રાણી અભ્યાસાનુસાર વર્તન કરતા નથી તે ચતુર્ગતિમાં રખડે છે એમ બતાવ્યું. ઉત્તર વિભાગમાં સૂરિમહારાજ ટૂંકામા ચાર ગતિના દુઃખો બતાવે છે, તે વિચારવા લાયક છે. શાસ્ત્રકારની ફરજ વસ્તુસ્થિતિનું ખરું ચિત્ર શ્રોતા લોકો પાસે મૂકવું એ જ છે. અને શાસ્ત્ર વાંચનારની ફરજ એ છે કે વસ્તુસ્વરૂપનું ભાન હૃદયમાં ભાવી તે પર વિચાર કરી વર્તન કરવું. આ ચાર ગતિનાં દુઃખનું વર્ણન શાસ્ત્રાભ્યાસદ્વારમાં લીધું છે તેનો હેતુ ઉપર જણાવ્યા પ્રમાણે વિચારવા જેવો છે. '**વિષયપ્રતિભાસ**' જ્ઞાન ઘણા જીવોને થાય છે, ત્યારે તે વસ્તુસ્વરૂપનો ભાસ જાણે છે, વસ્તુનાં આકૃતિ, ગુણ જાણે છે, પણ એ નકામું છે. જ્યાં સુધી 'તત્ત્વસંવેદન'* જ્ઞાન હોઈને, તેના બતાવ્યા પ્રમાણે વર્તન થતું નથી, જ્યાં સુધી હેય, જ્ઞેય, ઉપાદેયનો તફાવત સમજીને તે પ્રમાણે ત્યાગ કે આદર થતો નથી, જ્યાં સુધી જ્ઞાનનો હેતુ પોતાના મહત્ત્વમાં વધારો કરવો એ જ રહે છે, ત્યાં સુધી બધું નકામું છે. એમાં નથી ચઢતો જીવ ઊંચી પાયરીએ કે નથી થતો એનો ઉત્કર્ષ. જ્ઞાન ભણી, ચાર ગતિની એટલે સંસારની વાસ્તવિક સ્થિતિ શી છે, એનો ખાસ વિચાર કરવો એ પ્રથમ કર્તવ્ય છે.

પાશ્ચાત્ય સુખસૂત્ર અને જૈન સુખસૂત્રમાં આ મોટો તફાવત છે. પાશ્ચાત્ય તત્ત્વવેત્તાઓ અત્ર સુખ શોધે છે. જૈન શાસ્ત્રકારો કહે છે કે એ બધાં ફાંફાં છે. જ્યાં વાસ્તવિક સ્થાયી સુખ છે જ નહિ ત્યાં શોધતાં મળશે ક્યાંથી? માટે વાસ્તવિક ચિરસ્થાયી સુખ મેળવવા પ્રયાસ કરો. આ સંસારના વિષયની વાસના તજી દો, ઇચ્છા ઓછી કરો, ઇંદ્રિયોનું દમન કરો અને મન પર અંકુશ રાખો. જૈન સિદ્ધાંતનો–શાંત રસનો–સાર એ જ છે કે આ ભવના માની લીધેલા જરા જેટલા સુખ સારુ તમે અનંત ભવની વૃદ્ધિ કરો નહિ. શાસ્ત્રાભ્યાસનો આ જ સાર છે અને એની જ જરૂર છે; બાકી બધો વિતંડાવાદ છે, બહુધા લોકપ્રિય થવાનો પ્રયાસ છે અને તે શાસ્ત્રકારની દૃષ્ટિમાં શૂન્ય છે.

શાસ્ત્રાભ્યાસને અને વર્તનને બહુ નજીકનો સંબંધ છે, તે આપણે તત્ત્વસંવેદન જ્ઞાનની વ્યાખ્યા પરથી જોયુ. શાસ્ત્રાભ્યાસ દ્વારમાં ચતુર્ગતિક્લેશવર્ણન આપવામાં ગ્રંથકર્તાનો

* ત્યાગ કરવા યોગ્ય શું છે અને આદરવા યોગ્ય શું છે તેના નિશ્ચયવાળું શુદ્ધ જ્ઞાન.

આશય ઘણો ઊંડો જણાય છે. આ પ્રાણી ઝેરમાં સુખ માની બેઠો છે, તેની એ માન્યતા કેટલી ખોટી છે, તે સામાન્ય શબ્દોમાં બતાવી, વિશેષપણે અનુભવથી અવલોકન કરવાનો તેમનો આગ્રહ જણાય છે. વસ્તુતઃ સુખ સંસારમાં નથી. એ આપણે પ્રથમ **સમતા અધિકારમાં** બહુ વિસ્તૃત કલ્પના અને પ્રમાણથી જોઈ ગયા છીએ. એ મૃગતૃષ્ણાના લોભમાં આકર્ષાયેલો અલ્પસત્ત્વી પ્રાણી દોડાદોડ કરે છે, પરંતુ એ કાંઈ પ્રાપ્ત કરી શકતો નથી. ઉક્ત ચતુર્ગતિદુઃખવર્ણન માટે કદાચ એમ ધારવામાં આવે કે દુઃખ સાથે સુખ પણ છે અને સુખ ઉપર ભાર શા માટે મૂકતા નથી? દુઃખને શા માટે આગળ કરો છો? શાસ્ત્રકાર તેના જવાબમાં કહે છે કે સુખ છે જ નહિ, છે તે માત્ર માનેલું જ છે; હોય તો અમને તે સુખને પાછળ પાડી દેવાની અગત્ય નથી. આખા અધિકારનો સાર એક જ છે કે શાસ્ત્રાભ્યાસ સારી રીતે કરવો અને પોતાનું સાધ્ય નિરંતર લક્ષ્યમાં રાખવું. એ સાધ્ય પ્રાપ્ત થવામાં જે જે કારણો પ્રતિબંધ કરનારાં હોય, તેને શોધી કાઢી તેને દૂર કરવાં અને સાધ્યપ્રાપ્તિની સડક સીધી કરી નાખવી. સ્થૂળ કચરો કાઢવા ઉપરાંત માનસિક કચરો પણ દૂર કરવો. તે શો છે? ક્યાં છે? કેમ દૂર કરાય?–વગેરે માટે આવતા અધિકારમાં વિચાર કરવામાં આવશે.

इति सविवरणश्चतुर्गत्याश्रितोपदेशगमितोऽष्टमः शास्त्रगुणाख्योऽधिकारः ॥

# नवमश्चित्तदमनाधिकारः ॥



ઇન્દ્રિયો પર અંકુશ, પ્રમાદ-કષાયનો ત્યાગ, સમભાવ—એ સર્વ હકીકત કહી, તેનો હેતુ એ જ છે કે મન પર અંકુશ રાખવો. મન પર અંકુશ ન હોય ત્યાં સુધી શાસ્ત્રાભ્યાસ અને ધાર્મિક બાહ્ય ક્રિયા, તેથી પ્રાપ્ત થવા યોગ્ય ફળની અપેક્ષાએ, બહુ અલ્પ ફળ આપે છે; ત્યારે પાપકાર્યોમાં પણ પરાધીનતાએ પ્રવર્તનાર અંકુશિત મનવાળાને અમુક મૃદુતા આવી જાય છે, અને દોષ અલ્પ લાગે છે. આવી મોટી ઉપયોગી હકીકત બતાવનાર આખા ગ્રંથના મધ્યબિંદુરૂપ આ સર્વથી ઉપયોગી કેન્દ્રસ્થ દ્વાર લગભગ બરાબર મધ્યમાં આવે છે. આ અતિ ઉપયોગી દ્વારનો દરેકેદરેક શબ્દ મનન કરવા યોગ્ય છે.

### મનધીવરનો વિશ્વાસ ન કરવો

कुकर्मजालैः कुविकल्पसूत्रजैर्निबध्य गाढं नरकाग्निभिश्चिरम् ।
विसारवत् पक्ष्यति जीव ! हे मनःकैवर्तकस्त्वामिति मास्य विश्वसीः ॥ १ ॥ (वंशस्थविल)

"હે ચેતન ! મનધીવર (મચ્છીમાર) કુવિકલ્પ દોરીઓની બનાવેલી કુકર્મ જાળ પાથરીને તેમાં તને મજબૂત રીતે ગૂંથી લાંબા વખત સુધી માછલાની પેઠે નરકાગ્નિમાં ભુંજશે, તેટલા માટે તેના પર વિશ્વાસ રાખીશ નહિ." (૧)

**વિવેચન**—વિષયની શરૂઆતમાં જ પ્રથમનો શ્લોક બહુ આલંકારિક વાપર્યો છે. શરૂઆતમાં મન પર અંકુશ હોતો નથી, ત્યારે શું કરવું તે અત્ર બતાવે છે. હે ચેતન ! તું એમ માને છે કે આ મન તો તારું પોતાનું છે, પણ તે તો એક ધીવર જેવું ખરાબ છે અને તારું પોતાનું નથી, એમ ચોક્કસ માનજે. તે તો મોટી મોટી જાળ પાથરશે અને તને તેમાં પકડી લેવા યત્ન કરશે અને પકડીને પછી નરકરૂપ અગ્નિમાં ભુંજશે. આવા આવા તારા હાલહવાલ કરી નાખશે; માટે હે જીવરૂપ માછલા ! તું તારા શત્રુ-મનરૂપ ધીવરનો વિશ્વાસ કરીશ નહિ. માછલું બિચારું પૌદ્ગલિક ઇચ્છાથી લેવાઈ જાય છે, તેને ધીવરે પાથરેલી જાળની ખબર પડતી નથી; તેમ જ આ અજ્ઞાની જીવ મન-ધીવરની જાળમાં સપડાઈ જાય છે, ફસાઈ જાય છે અને નીકળી શકતો નથી. એ ફસાવ-નારી જાળ તારા કુવિકલ્પરૂપ સૂત્રથી બનેલી છે. આ ઉપરથી સાદા લાગતા પણ ભાર-

વાળા શબ્દોમાં જ્ઞાની મહારાજ ભલામણ કરે છે કે મનનો વિશ્વાસ કરવો નહિ. માછલાં પકડવા માછીમારો જાળ કેવી પાથરે છે તેનો અનુભવ હોય તે સમજી શકશે કે એક વાર તેના સપાટામાં આવેલું માછલું પછી નીકળી શકતું નથી,

આપણે મન પર વિશ્વાસ રાખીએ અને પછી વાડ જ ચીભડાં ગળવા માંડે ત્યારે કશો બચાવ કે ઉપાય રહેતો નથી, માટે ભાંગેલી ડાળ પર બેસવાનો વિશ્વાસ ન રખાય, તેમ તેના પર વિશ્વાસ જ કરવો નહિ. મન કુવિકલ્પોથી બનેલી જાળ કેવી રીતે અને કેવે કેવે પ્રસંગે પાથરે છે તેનું સહજ દૃષ્ટાંત જોવું હોય તો પ્રતિક્રમણમાં મન કેવા કેવા દૂર દેશમાં મુસાફરી કરી આવે છે તે યાદ કરવું. આવી શુદ્ધ જગ્યામાં, શુદ્ધ આસન ઉપર, શુદ્ધ ગુરુમહારાજની સમક્ષ પણ તે સખણું રહેતું નથી, માટે તેનો શો વિશ્વાસ કરવો ?

મનનો વિશ્વાસ કરનાર નરકગતિનાં દુઃખો ખમશે, એટલું જ નહિ પરંતુ અત્ર તેનું એક પણ કામ સિદ્ધ થઈ શકશે નહિ; માટે તેનો વિશ્વાસ ન કરતાં તેને પોતાના કબજામાં રાખવું. (૧; ૧૦૮)

## મનમિત્રને અનુકૂળ થવા પ્રાર્થના

**चेतोऽर्थये मयि चिरत्नसख ! प्रसीद, किं दुर्विकल्पनिकरैः* क्षिपसे भवे माम् ? ।**
**बद्धोऽञ्जलिः कुरु कृपां भज सद्विकल्पान्, मैत्रीं कृतार्थय यतो नरकाद्बिभेमि ॥२॥** (वसततिलका)

"હે મન ! મારા લાંબા વખતના મિત્ર ! હું પ્રાર્થના કરું છું કે મારા ઉપર કૃપા કર. ખરાબ સંકલ્પો કરીને શા માટે મને સંસારમાં નાખે છે ? (તારી પાસે) હું હાથ જોડીને ઊભો રહું છું, મારા પર કૃપા કર, સારા વિચારો કર અને આપણી લાંબા વખતની દોસ્તી સફળ કર, કારણ કે હું નગકગતિથી બીઉં છું." (૨)

**વિવેચન**—મનનો વિશ્વાસ ન કરવો એ તો ખરું, પણ તે તો અસ્તવ્યસ્તપણે ચાલ્યુ જાય છે. ત્યારે હવે આત્મા તેને સમજાવે છે, તેની ખુશામત કરે છે. મન અને જીવને ઘણા વખતથી સંબધ છે. જ્યારે સંજ્ઞી પંચેન્દ્રિયપણાની સ્થિતિમા જીવ આવે છે ત્યારથી તેને મન હોય છે, તેથી તેને લાંબા વખતના મિત્રની સજ્ઞાથી બોલાવે છે. વળી, કોઈ પાસેથી કાર્ય સાધવું હોય ત્યારે તેને મીઠાશથી બોલાવવાથી જલદી કામ થાય છે. હે મિત્ર મન ! તું શું કરવા મને સંસારમાં ફેંકી દે છે ? તુ ખરાબ સંકલ્પો કરે છે તે છોડી દે, તો મારા ભવના ફેરા મટી જાય. જે લાંબા વખતના મિત્રો હોય તે એક-બીજાનું સાંભળે છે, તો મહેરબાની કરી હવે આ બધુ તોફાન છોડી દે.

મનને આવી રીતે પુનઃ પુનઃ પ્રાર્થના કરવાથી તે બાબતમાં ચીવટ થાય છે અને છેવટે વિકલ્પો ઓછા થાય છે. આમ પ્રાર્થનાનું વારવાર પુનરાવર્તન થાય તો પછી મન

* निकरे इत्यपि पाठः सार्थो दृश्यते ।

પર અંકુશ આવી જાય છે, એ બીજું પગથિયુ (Stage) છે. એ પગથિયું આવતાં જીવ તેના સાધ્યબિંદુની બહુ નજીક થઈ ગયો એમ સમજવું.

"નરકથી બીઉં છું." એટલે આ ભવ અને પરભવમાં થતી અનેક પીડાઓથી બીઉં છું એમ સમજવું. મનને પ્રાર્થના કરાવી એટલે તે વાત મન પર વારંવાર ઠસાવવી. કાર્યસિદ્ધિનું આ પ્રથમ પગથિયુ છે. (૨; ૧૦૯)

## મન પર અંકુશનો સીધો ઉપદેશ

स्वर्गापवर्गौ नरकं तथान्तर्मुहूर्त्तमात्रेण वशावशं यत् ।
ददाति जन्तोः सततं प्रयत्नाद्वशं तदन्तःकरणं कुरुष्व ॥ ३ ॥ (उपजाति)

"વશ અને અવશ મન ક્ષણુવારમાં સ્વર્ગ, મોક્ષ અથવા નરક અનુક્રમે પ્રાણીને આપે છે. માટે પ્રયત્ન કરીને તે મનને જલદી વશ કર." (૩)

**વિવેચન**—મન પર વિશ્વાસ કરવો નહિ અને દુર્વિકલ્પ કરવા નહિ, એ બે વાત થઈ. હવે ત્યાંથી આગળ ચાલતાં બીજે પગથિયે મન પર અંકુશ રાખવો, મનને વશ રાખવું, એ બહુ જ અગત્યનું-જરૂરનું છે. મન વશ હોય તો દેવસુખ અને મોક્ષનું સુખ મળી શકે છે અને જો મન વશ ન હોય તો બધું ધૂળધાણી થાય છે અને દુઃખ ઉપર દુઃખ આવી પડે છે.

સંસારથી મુક્ત, મહાતપસ્યા કરનાર, દૂતની વાત ઉપરથી ધારેલા વિશ્વાસઘાતી ક્રૂર મંત્રીઓ સાથે યુદ્ધ કરવાના વિચારમાં મનને પરતંત્ર થયેલા, પુત્ર ઉપરના સ્નેહથી શુદ્ધ માર્ગથી માનસિક રીતે ભ્રષ્ટ થયેલા **પ્રસન્નચંદ્ર રાજર્ષિ** અઘોર તપ તપતાં છતાં સાતમી નારકીએ જવાની તૈયારીમાં હતા, પણ થોડી જ વારમાં સંકલ્પમાં પોતાનાં શસ્ત્ર ખૂટતાં મુગટનો શસ્ત્ર તરીકે ઉપયોગ કરવા માથે હાથ મૂકતાં, સુજ્ઞ મનસ્વી ચેત્યા, મનને વશ કરવા માંડ્યું અને પાંચ મિનિટમાં સર્વ કર્મને ખપાવી કેળવજ્ઞાન પ્રાપ્ત કર્યું; અસંખ્ય ભવમાં જે બનવું મુશ્કેલ તે પાંચ મિનિટમાં સાધ્યુ! આટલા ઉપરથી જ શાસ્ત્રમાં કહ્યું છે કે "**मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः**" એટલે અનંત સંસારમાં ભમવાનું અને મોક્ષે પહોંચી જવાનું કારણ મન જ છે. આમાં ભાર મૂકીને કહેવામાં આવ્યું છે તે બરાબર ધ્યાન આપવા યોગ્ય છે.

આવી જ રીતે બાપડો **તંદુલમત્સ્ય** મગરમચ્છની આંખની પાંપણમાં ઉત્પન્ન થઈ, ત્યાં બેઠો બેઠો જુએ છે. મગરમચ્છ માછલાંનું ભક્ષણ કરે છે તે વખતે પ્રથમ પાણી મુખમાં લે છે અને પછી માછલાંઓને રોકી, પાણી કાઢી નાખે છે; પણ તેમ કરવામાં તેના દાંતની વચ્ચે અંતર હોવાથી સંખ્યાબંધ ઝીણાં માછલાંઓ પણ પાણી સાથે નીકળી જાય છે. તેની પાંપણમાં રહેલો તંદુલમત્સ્ય ત્યાં બેઠો બેઠો વિચાર કરે છે કે જો હું આવડા

મોટા શરીરવાળો હોઉં તો એક પણ માછલાને જવા દઉં નહિ. આવો વિચાર કરીને તેત્રીશ સાગરોપમનું આયુષ્ય બાંધીને સાતમી નરકે જાય છે.

જીરણ શેઠે શ્રી મહાવીર ભગવાનને પારણું કરાવવા મનથી જ શુભ ભાવના ભાવી બારમો દેવલોક પ્રાપ્ત કર્યો અને દેવદુંદુભિ ન વાગ્યો હોત તો ચડતી ધારાએ થોડા વખતમાં મોક્ષ મેળવત.

આ ત્રણે દૃષ્ટાંતોથી મન વશ હોય તો મોક્ષ સહજ મળી જાય છે અને મન વશ ન હોય તો નારકી મળે છે એ સમજાયું. એ સંબંધમાં શાસ્ત્રમાં બીજાં અનેક દૃષ્ટાંતો છે. આ દૃષ્ટાંતોનું તાત્પર્ય એ છે કે આ પ્રકારની મનની સ્થિતિ વર્તે છે; તેને વશ કરી બરાબર ઉપયોગમાં લીધું હોય તો તેનાથી મોક્ષ પણ :મળે છે અને મોકળુ મૂકી દીધું હોય તો તેથી સાતમી નારકી પણ મળે છે; માટે અવ્યાબાધ સુખ પ્રાપ્ત કરવા ઇચ્છા રહેતી હોય તો મનને વશ કરવાનો માર્ગ પકડવો. કાર્યસિદ્ધિનું આ દ્વિતીય સોપાન છે. (૩; ૧૧૦)

### સંસારભ્રમણનો હેતુ—મન

सुखाय दुःखाय च नैव देवा, न चापि कालः सुहृदोऽरयो वा ।
भवेत्परं मानसमेव जन्तोः, संसारचक्रभ्रमणैकहेतुः ॥ ४ ॥ (उपजाति)

"દેવતાઓ આ જીવને સુખ કે દુઃખ આપતા નથી, તેમ જ કાળ પણ નહિ, તેમ જ મિત્રો પણ નહિ અને શત્રુ પણ નહિ. મનુષ્યને સંસારચક્રમાં ભમવાનો માત્ર એક હેતુ મન જ છે." (૪)

**વિવેચન**—દરરોજ સુખદુઃખ થયાં કરે છે. કેટલીક વાર જીવ એમ ધારે છે કે ગોત્રદેવતા કે અધિષ્ઠાયક દેવતા દુઃખ આપે છે અથવા સુખ આપે છે; કેટલીક વાર વખત ખરાબ છે એમ બોલે છે; કેટલીક વાર સ્નેહીથી સુખ મળે છે અથવા શત્રુથી દુઃખ મળે છે એમ આ જીવ ધારે છે. આ બધું ખોટું છે. શાસ્ત્રકાર કહે છે કેઃ—

"સુખ દુઃખ કારણ જીવને, કોઈ અવર ન હોય;
કર્મ આપ જે આચર્યાં, ભોગવીએ સોય."

કર્મના ઉદયથી જ બધું સુખદુઃખ થાય છે. કર્મબંધ મનના સંકલ્પો પર આધાર રાખે છે તે સ્પષ્ટ છે અને તે પર હજુ વિશેષ વિવેચન કરવામાં આવશે, તેથી મિત્રો સુખ આપે કે વખત અનુકૂળ થઈ જાય તે પણ મન પર આધાર રાખે છે. સંસારભ્રમણનો હેતુ પરવશ થતું મન છે.

સંસાર એ બરાબર ફરતું ચક્ર છે. એને એક વાર જોસથી ધરી પર ફેરવ્યા પછી તેને અટકાવવા સારુ મજબૂત બ્રેક(brake)ની જરૂર પડે છે અને તે બ્રેક તે મન પર અંકુશ છે. એ મન પર અંકુશરૂપ બ્રેક ચડાવી દેતાં જ સંસારચક્રની ગતિ મંદ પડતી જાય છે અને જો બહુ જ મજબૂત બ્રેક હોય તો એકદમ અટકી જાય છે. મનના સંકલ્પો

સંસારગમન–સંસરણ–માં કેટલું કાર્ય બજાવે છે, તે આ ઉપરથી ખાસ ધ્યાનમાં રાખવાનું છે. સંસારને ચક્ર સાથે સરખાવવામાં બહુ દીર્ઘ દૃષ્ટિ વાપરી છે એ રૂપક બહુ સાર્થ છે અને અનેક રીતે અર્થઘટનાયુક્ત છે. ચક્રને એક વખત ખૂબ જોસથી ચલાવવા માંડ્યા પછી, તેને ગતિ આપવામાં ન આવે તોપણ તે ચાલ્યા કરે છે, તેમ જ સૃષ્ટિ (સંસાર-વ્યવહાર–આશ્રમ) માંડ્યા પછી થોડો વખત પ્રાણી દૂર જાય તોપણ તે તો ચાલ્યા જ કરે છે. એક ચક્ર અનેક ચક્રોને ચલાવે છે, તેવી જ સૃષ્ટિની રચના જોઈ લેવી. તેને અટકાવવા હાથ લગાડવામાં આવે તો હાથ ભાંગી જાય. તેને અટકાવવાના બે જ ઉપાય છે: કાં તો સ્ટીમ (જે ચક્રગતિનું કારણ છે તે) કાઢી નાખવી અને કાં તો ચક્ર પર મજબૂત બ્રેક ચઢાવવી. આપણો સર્વ પ્રયાસ તો સ્ટીમ કાઢી નાખવાનો જ છે, પણ તે જ્યાં સુધી થઈ શકે નહિ ત્યાં સુધી મજબૂત બ્રેક ચઢાવવી, એ પરમ હિતકર્તા છે અને સાધ્યને નજીક લાવનાર છે. (૪, ૧૧૧)

## મનોનિગ્રહ અને યમનિયમ

वशं मनो यस्य समाहितं स्यात्, किं तस्य कार्यं नियमैर्यमैश्च ?।
हतं मनो यस्य च दुर्विकल्पैः, कि तस्य कार्यं नियमैर्यमैश्च ? ॥ ५ ॥ (उपजाति)

"જે પ્રાણીનું મન સમાધિવંત હોઈને પોતાને વશ હોય છે તેને પછી યમનિયમથી શું? અને જેનું મન દુર્વિકલ્પોથી હણાયેલું છે તેને પણ યમનિયમથી શું?" (૫)

**વિવેચન**—જે પ્રાણીનું મન સર્વ સંજોગોમાં એકસરખું રહે છે, જેને સુખદુઃખની લાગણીના પ્રસંગે મનની સ્થિરતા કાયમ જળવાઈ રહે છે, એટલે જે ખરેખર મન પર અંકુશવાળા હોય છે તેઓને યમનિયમથી કાંઈ વિશેષ લાભ થતો નથી. યમનિયમ વગેરે વશ કરવાનાં સાધનો છે અને સાધ્ય કબજામાં આવ્યા પછી સાધનની કાંઈ અપેક્ષા રહેતી નથી. મનને નિયમમાં રાખવાની આવા મહાત્માઓને જરૂર રહેતી નથી, પણ સ્વાભાવિક રીતે જ તેનું વર્તન તદનુસાર થાય છે. તેવી જ રીતે જે પ્રાણીના મનમાં સંકલ્પવિકલ્પો થયા કરે છે તે પ્રાણીને યમનિયમથી લાભ શો થવાનો છે? આવા પ્રાણીને સાધન પરિણામ વગરનું થાય છે. અત્ર કહેવાની મતલબ એમ નથી કે યમનિયમ નકામા છે, તેઓ ચિત્ત-દમનનાં પરમ સાધન છે; પણ અત્ર બીજો જ હેતુ છે. મતલબ એ છે કે યમનિયમ છતાં પણ મન વશ ન આવે તો બધું નકામું થાય છે; માટે યમનિયમના ખરા ફળની ઇચ્છા હોય તો મનને વશ કરતાં શીખો, અભ્યાસ પાડો.

ટીકાકાર યમનિયમ પર નીચે પ્રમાણે ઉપયોગી નોટ આપે છે. જેનાથી ચિત્ત નિયમમાં–અંકુશમાં આવે તે **નિયમ** પાંચ પ્રકારના છે: ૧. કાયા અને મનની શુદ્ધિ તે **શૌચ.** ૨. નજીકનાં સાધનોથી વધારે મેળવવાની આકાંક્ષાની ગેરહાજરી તે **સંતોષ.** ૩. મોક્ષમાર્ગ બતાવનારાં શાસ્ત્રોનું અધ્યયન અથવા પરમાત્મજપ એ **સ્વાધ્યાય.** ૪. જે કર્મોને તપાવે

તે ચાંદ્રાયણ વગેરે **તપ.** ૫. વીતરાગનું ધ્યાન તે **દેવતાપ્રણિધાન. યમ** પાંચ પ્રકારના છે. **અહિંસા, સૂનૃત, અસ્તેય, બ્રહ્મચર્ય અને અકિંચનતા; એ** પાંચ પ્રસિદ્ધ છે.

આ યમ અને નિયમ પર વિચાર કરીને તેનો આદર કરવો એટલે મન પર અંકુશ આવી જાય છે. એમાં કાર્યકારણભાવ અરસપરસ છે, એ જરા વિચારવાથી સમજાઈ જશે. આવી જ કટાક્ષ ભાષામાં અન્યત્ર શાસ્ત્રકાર લખે છે કે:—

**रागद्वेषौ यदि स्यातां, तपसा किं प्रयोजनम्? ।**
**तावेव यदि न स्यातां, तपसा किं प्रयोजनम्? ॥**

"જો રાગદ્વેષ હોય તો પછી તપનું શું કામ છે? તેમ જ જો તે ન હોય તો પછી પણ તપનું શું કામ છે?"

આ સર્વ હકીકતનો સાર એ જ છે કે મનને વશ રાખવાની બહુ જ જરૂર છે. એ જ હકીકત નીચેના શ્લોકમાં વધારે સ્પષ્ટ કરે છે. (૫; ૧૧૨)

## મનોનિગ્રહ વિનાના દાનાદિ ધર્મો

**दानश्रुतध्यानतपोऽर्चनादि, वृथा मनोनिग्रहमन्तरेण ।**
**कषायचिन्ताकुलितोज्झितस्य, परो हि योगो मनसो वशत्वम् ॥ ६ ॥** (उपजाति)

"દાન, જ્ઞાન, ધ્યાન, તપ, પૂજા વગેરે સર્વ મનોનિગ્રહ વગર નકામાં છે. કષાયથી થતી ચિંતા અને આકુળવ્યાકુળતાથી રહિત એવા પ્રાણીને મન વશ કરવું એ મહાયોગ છે." (૬)

**વિવેચન**—દાન પાંચ પ્રકારનાં છે: કોઈ પણ જીવને મરણથી બચાવવો તે **અભયદાન.** પાત્ર જોઈને યોગ્ય સમયે યોગ્ય વસ્તુનું યોગ્ય રીતે દાન દેવું તે **સુપાત્રદાન.** દીન—દુઃખીને જોઈ દયા લાવી દાન આપવું તે **અનુકંપાદાન.** સગાં–સંબંધીઓને કે કોઈને યથાયોગ્ય અવસરે યથાયોગ્ય અર્પણ કરવું તે **ઉચિતદાન.** અને પોતાનું નામ જાળવી રાખવા આબરૂ ખાતર દાન આપવું તે **કીર્તિદાન.** આ પાંચમાંથી પ્રથમનાં બે ઉત્તમ પ્રકારનાં હોઈને મોક્ષપદ આપનારાં દાન છે અને બાકીનાં ત્રણ ભોગ–ઉપભોગની પ્રાપ્તિ આદિ ફળ આપે છે.

જ્ઞાન એટલે શાસ્ત્રનું અધ્યયન, અધ્યાપન, શ્રવણ, મનન વગેરે.

ધ્યાન એટલે ધર્મધ્યાન, શુક્લધ્યાન વગેરે.

તપ એટલે બાર પ્રકારનાં કર્મને તપાવનાર, નિર્જરા કરનાર તપ.

પૂજા એટલે ત્રણ, પાંચ, આઠ, સત્તર, એકવીશ, એક સો આઠ વગેરે ભેદયુક્ત દ્રવ્યપૂજા.

આ સર્વ વસ્તુઓ—આ સર્વ બાહ્ય અનુષ્ઠાનો—સારાં હોય છતાં પણ જો મન તાબે ન હોય તો બધાં નકામાં છે. ઉપરના શ્લોકમાં કહ્યું કે મનોનિગ્રહ વગર યમનિયમ નકામાં

છે. અત્ર બાહ્ય અનુષ્ઠાનોનું વ્યર્થપણું બતાવે છે. ચોખ્ખા શબ્દોમાં કહે છે કે જેને મન વશ નથી તેનું ભણવું, તપ કરવો કે વરઘોડા ચઢાવવા વગેરે બાહ્ય આડંબર લગભગ નકામા જ છે.

માટે ઉત્તમ અનુષ્ઠાનો સાથે મનને વશ રાખતાં શીખવું એ બહુ જરૂરનું છે. જે મનમાં કષાય ન હોય એટલે કે કષાયથી મનમાં જે ચિંતા અને આકુળવ્યાકુળતા રહે છે તે ન હોય, તેવા શુદ્ધ થયેલા પ્રાણીને પોતાનું મન વશ રાખવું એ 'રાજયોગ' છે; અથવા, યોગની પરિભાષામાં કહીએ તો, એ 'સહજયોગ' છે. અત્ર ઉદ્દેશ ને ઉપદેશ એટલો જ છે કે મનમાં જે ખોટા સંકલ્પ–વિકલ્પો થાય છે તેને દૂર કરી નાખો અને મનને એકદમ અંકુશમાં રાખો. એને છૂટું મૂકવું એ નુકસાનકારક છે, ભય ભરેલું છે, દુઃખશ્રેણીનું કારણ છે. ( ૬; ૧૧૩ )

### મન સાધ્યું તેણે સઘળું સાધ્યું

**जपो न मुक्त्यै न तपो द्विभेदं, न संयमो नापि दमो न मौनम् ।**
**न साधनाद्यं पवनादिकस्य, किं त्वेकमन्तःकरणं सुदान्तम् ॥ ७ ॥** (उपजाति)

"જાપ કરવાથી મોક્ષ મળતો નથી, તેમ જ નથી મળતો બે પ્રકારનાં તપ કરવાથી; તેવી જ રીતે સંયમ, દમ, મૌનધારણ અથવા પવનાદિકની સાધના વગેરે પણ મોક્ષ આપી શકતાં નથી; પરંતુ સારી રીતે વશ કરેલું એકલું મન જ મોક્ષ આપે છે." (૭)

**વિવેચન**—અર્થ સ્પષ્ટ છે. ૐકારાદિના જાપ કરો કે ઉપવાસાદિ તપ કરો, ધ્યાન કરો કે આશ્રવને રોકો, ઇંદ્રિયોનું દમન કરો કે મૌન ધારણ કરીને બેસી જાઓ, આસનસ્થ રહો કે ધ્યાનનો આડંબર કરો, ગુફામાં પેસો કે હિમાલયના શિખર પર જાઓ, જનસમૂહની વચ્ચે રહો કે ગાઢ જંગલના મધ્ય ભાગમાં બેસી જાઓ, પણ જ્યાં સુધી મન તમારા કબજામાં આવ્યું નથી, જ્યાં સુધી તે દૂર દેશમાં મુસાફરી કર્યા કરે છે, જ્યાં સુધી તેને સ્વપરનો ખ્યાલ નથી, જ્યાં સુધી તેને ઇર્ષ્યા થયા કરે છે, જ્યાં સુધી તે અમુક નિયમાનુસાર ચાલી શકતું નથી, ત્યાં સુધી તે સર્વે કાંઈ હિસાબમાં નથી; સર્વ પ્રયાસ અસ્થાને છે, અયોગ્ય છે, દુઃખદાયી છે, દેખાવમાત્ર છે. આટલા ઉપરથી અનુભવી યોગી શ્રીઆનંદઘનજી મહારાજ કહી ગયા છે કે "મન સાધ્યુ તેણે સઘળું સાધ્યુ, એહ વાત નહીં ખોટી." અનુભવરસિક મહાત્માના આ શબ્દો પૂરેપૂરા સાર્થક છે, સૂચક છે, ધડો લેવા લાયક છે. અને તેની સાથે જ જ્યારે તેઓ કહે છે કે કોઈ પણ માણસ એમ કહેતો હોય કે તેણે મન સાધ્યુ છે તો તે જેમ તેમ માનવામાં આવશે નહિ, કારણ કે મન સાધવું–મનોનિગ્રહ કરવો–એ તો બહુ જ મોટી વાત છે. આટલા ઉપરથી જ સમજાય છે કે મનોનિગ્રહ એ રાજયોગ* છે.

---

* સહજયોગ.

મનની ખાસિયત એ છે કે તેને જેમ જેમ એક બાબતમાં અનુકૂળ કરવા જઈએ તેમ તેમ તે પ્રથમ તો વિરુદ્ધ થતું જાય છે, સામું પડે છે. આમ થતું ઘણી વખત અનુભવવામાં આવે છે. દાખલા તરીકે, તમે એમ વિચારો કે અમુક બાબત તો આજે મનમાં સંભારવી જ નથી, તો ખસૂસ કરીને તે હકીકત દિવસમાં અનેક વખત મન પર આવશે. આવી રીતે મન દરેક બાબતમાં વિરુદ્ધ આચરણ કરે છે; છતાં અભ્યાસ પાડવામાં આવે તો આ શરૂઆતમાં દેખાતી મોટી મુશ્કેલી ઓછી થતી જાય છે અને ધીમે ધીમે નષ્ટ થઈ જાય છે.

સર્વ હકીકતનો સાર એ જ છે કે મન વશ હોય તો જ સંસારદુઃખથી નિવૃત્તિ મળી શકે છે, એટલે કે મોક્ષ મેળવવાનો તે એક જ રસ્તો છે. ( ૭; ૧૧૪ )

## મનને વશ થયો તે રખડ્યો

लब्ध्वाऽपि धर्मं सकलं जिनोदितं, सुदुर्लभं पोतनिभं विहाय च ।
मनःपिशाचग्रहिलीकृतः पतन्, भवाम्बुधौ नायतिदृग् जडो जनः ॥ ८ ॥ (वंशस्थ)

"સંસારસમુદ્રમાં ભટકતાં મહામુશ્કેલીએ પ્રાપ્ત થઈ શકે તેવું, વહાણ જેવું તીર્થંકરભાષિત ધર્મ-વહાણ પ્રાપ્ત કર્યા પછી જે પ્રાણી મન-પિશાચને તાબે થઈ તે વહાણને તજી દે છે અને સંસારસમુદ્રમાં પડે છે તે મૂર્ખ માણસ લાંબી નજર પહોંચાડનાર નથી."( ૮ )

**વિવેચન**—તમે કોઈ વખત દરિયાની મુસાફરી કરી હશે તો જણાશે કે દરિયો એટલો વિશાળ, અગાધ અને લાંબો છે કે વહાણ કે સ્ટીમર વગર તેનો પાર પામી શકાય નહિ, તેમ જ ભરદરિયે વહાણ ભાંગ્યુ હોય કે સ્ટીમર બગડી હોય તો પાર પામી શકાય નહિ અને ગમે તેમ થાય તોપણ વહાણ કે સ્ટીમરને તજી તો શકાય જ નહિ; અને કોઈ વહાણને કે સ્ટીમરને તજી દે તો તેને મૂર્ખ સમજવો. એવી જ રીતે સંસારસમુદ્ર છે, તેનો પાર પામી દુઃખનો અંત કરી મોક્ષમાં જવું, એ સર્વનું દૃષ્ટિબિંદુ છે અને તેનો પાર પામવા માટે ધર્મનૌકાનું સાધન જોઈએ. ધર્મ એટલે આત્મસ્વરૂપમાં સ્થિરતા અને રમણતા એ અર્થ સમજવો. એ ધર્મથી ભ્રષ્ટ કરવા મનપિશાચ હમેશાં આ જીવને પ્રમાદમદિરા પાઈને વિચારશૂન્ય અંધ જેવો બનાવી દે છે. એને વશ જે પ્રાણી પડે છે, તેને નથી રહેતો કાર્યાકાર્યનો વિચાર કે નથી રહેતું ફરજનું ભાન. અને કદાચ જરા ભાન હોય તો તે પણ ભૂલી જાય છે. આ સ્થિતિ હોય ત્યારે આત્મસ્વરૂપરમણતા તો હોય જ ક્યાંથી? એના પરિણામે પ્રાણી ધર્મભ્રષ્ટ થાય છે એટલે સમુદ્ર તરવાનું વહાણ કે તરવાની સ્ટીમર તજી દે છે અને પરિણામે સંસારસમુદ્રમાં આડાંઅવળાં ગોથાં માર્યા કરે છે. જરા વારમાં તળિયે જાય છે અને જરા વારમાં ઉપર આવે છે, પણ વહાણ કે સ્ટીમર વગર તેનો નિસ્તાર થતો નથી, ઊલટો અનંત વાર ચોરાશી લક્ષ યોનિમાં ભમ્યા કરે છે. આવી રીતે પ્રાપ્ત થયેલું શુભ વહાણ તજી દેનાર જીવને મૂર્ખ કહેવો એ સાર્થક છે.

પોતાની ફરજ બજાવવા માટે પ્રાપ્ત થયેલા આવા સારા પ્રસંગો માણસો ઘણીવાર જતા કરે છે, તેની ઉપેક્ષા રાખે છે, તેને ઇરાદાપૂર્વક પણ તજી દે છે. વસ્તુસ્થિતિ એવી છે કે ગત પ્રસંગ ફરી પ્રાપ્ત થતો નથી અને તેથી મોટો લાભ હાથથી સરકી જાય છે.

મન સંસારસમુદ્રમાં કેવી રીતે ફેંકે છે તે અનુભવસિદ્ધ છે. મનુષ્યને કલ્પના અને તર્કશક્તિ એ બે માનસિક શક્તિઓ હોય છે અને તે બેની ઉપર કાર્યરેખા અંકિત થાય છે. હવે જ્યાં સુધી તર્કશક્તિ–વિચારશક્તિનું પરિબળ વધારે હોય છે, ત્યાં સુધી તો કાર્ય સારાં જ થાય છે; પરંતુ ઘણીવાર બને છે એમ કે એક કાર્ય કરવા પહેલાં કલ્પનાશક્તિ બહુ બહુ સંકલ્પો કરે છે, શુભ કાર્યમાં ન ધારેલી આફતો આવી પડશે એમ તે બતાવે છે અને જરાજરામાં તો મોટા મોટા ડુંગરો ખડા કરી દે છે. આ કલ્પનાને વશ થઈ અલ્પમતિ જીવ આગામી કાળનો વિચાર કર્યા વગર કાર્યરેખા અંક્તિ કરે છે, તેને પરિણામે **વાસ્તવિક** લાભને બદલે દેખીતા **લાભ** તરફ અથવા લાંબા વખત સુધી ચાલે તેવા પણ **આગામી** કાળમાં મળનારા લાભને બદલે થોડા પણ **તાત્કાળિક** લાભ તરફ જ લક્ષ્ય રાખે છે. આવા પ્રકારનાં મનને વશ થયેલા જીવો ધર્મભ્રષ્ટ થઈ જાય છે અને સંસારસમુદ્રમાં ઘસડાય છે. સુજ્ઞનું કર્તવ્ય એ છે કે મનને નિરંકુશ કલ્પના કરવા દેવી નહિ, તેના પર ઊંચી તર્કશક્તિનો કાબૂ રાખવો. આવા સમજુ વડીલના અંકુશ તળે વિકસ્વર થયેલું મનરૂપ બાળક જ્યારે મોટી ઉંમરનું થાય છે ત્યારે **કૂર્માપુત્રની** જેમ જગતમાં પ્રતિષ્ઠા મેળવે છે અને બસૂસ કરીને તેની વૃત્તિ અસ્તવ્યસ્ત સ્થિતિમાં રહેતી નથી. (૮; ૧૧૫)

## પરવશ મનવાળાને ત્રણ શત્રુથી ભય

सुदुर्जयं हि रिपुवत्यदो मनो, रिपूकरोत्येव च वाक्तनू अपि ।
त्रिभिर्हतस्तद्रिपुभिः करोतु किं, पदीभवन् दुर्विपदां पदे पदे ॥ ९ ॥ (वंशस्थ)

"મહામુશ્કેલીથી જીતી શકાય એવું એ મન શત્રુના જેવું આચરણ કરે છે, કારણ કે તે વચન અને કાયાને પણ દુશ્મન બનાવે છે. આવા ત્રણ શત્રુઓથી હણાયેલો તું સ્થાને સ્થાને વિપત્તિઓનું ભાજન થઈને શું કરી શકીશ ?" (૯)

**વિવેચન**—અત્ર જે કહેવામાં આવ્યુ છે તે પરવશ મનને માટે છે. પરવશ મન સ્વચ્છંદ આચરણ કરે છે, એટલું જ નહિ પણ શત્રુવટ કરે છે. પોતે અયોગ્ય વિચારો કરે છે તેની સાથે વચન અને કાયાને પણ શત્રુ બનાવી દે છે અને તેથી જીવને વચન પર અંકુશ રહેતો નથી અને તે નીતિ, ધર્મ કે મર્યાદાની દરકાર કર્યા વગર કાયાથી પાપ સેવવા મંડી જાય છે. આવી રીતે પરવશ થયેલું મન પોતે શત્રુતા કરવા ઉપરાંત બીજા બેને સાથે લે છે અને એ ત્રણ દંડથી દંડાયેલો જીવ અપમાન પામે છે, દુઃખ પામે છે, ગ્લાનિ પામે છે, માર ખમે છે અને મદ્યપાનીની પેઠે રખડયા કરે છે. બિલાડી દૂધ જોઈને લલચાય છે, પણ માથે પડનારી ડાંગ જોતી નથી. રસ્તા ઉપર પડેલી થેલીને જ ચોર

જુએ છે, પણ છૂપા વેશમાં નજીકમાં ઊભેલા ડિટેક્ટીવને (છૂપી પોલીસને) જોતો નથી: જૂઠી સાક્ષી પૂરનાર લાંચને જ જુએ છે, પણ પછી કેદની સજા થવાની છે તે તરફ નજર પહોંચાડતો નથી. આ સર્વ મનની શત્રુતા છે. મન એને ખોટે રસ્તે દોરે છે. એનું કારણ, ઉપરના શ્લોકમાં કહ્યું તેમ, કલ્પનાશક્તિનું જોર અને તર્કશક્તિના અંકુશનો અભાવ છે; અને તેથી જ અનુભવરસિક યોગી ગાઈ ગયા છે કે:—

'મુગતિતણા અભિલાષી તપીયા, જ્ઞાન ધ્યાન અભ્યાસે,
વૈરીડું કાંઈ એહવું ચિંતે, નાખે અવળે પાસે.
હો કુંથુજિન ! મનડું કીમહી ન બાઝે.'

આવી રીતે મહાજ્ઞાની મુમુક્ષુઓને પણ ઊંધા પાટા બંધાવનાર મન છે. અને, ત્રીજા શ્લોકમાં કહ્યું છે તેમ, જો તે જ મન વશ હોય તો એક ક્ષણવારમાં મોક્ષસુખ સન્મુખ કરી દે છે.

વચન ઉચ્ચારવાં કે કાયાની પ્રવૃત્તિ કરવી એ મનના હુકમ ઉપર આધાર રાખે છે, તેથી જો મન પરવશ પડી ગયુ તો પછી વચન અને કાયા ઉપર કાંઈ પણ અંકુશ રહેતો નથી. મન વચન કાયાને કબજે રાખવાં એ બહુ મુશ્કેલ, પણ તેટલી જ જરૂરની ફરજ છે અને તે ત્રણેને સંબંધ એવો છે કે એક મન જો વશ થયુ તો પછી બીજું સર્વ વશ થઈ ગયુ સમજવું. (૯; ૧૧૬)

### મન પરત્વે ઉક્તિ

रे चित्तवैरि ! तव किं नु मयाऽपराद्धं, यद्दुर्गतौ क्षिपसि मां कुविकल्पजालैः ।
जानासि मामयमपास्य शिवेऽस्ति गन्ता, तत्किं न सन्ति तव वासपदं ह्यसंख्याः ? ॥१०॥
(वसततिलका)

"હે ચિત્તવૈરી ! મેં તે તારો શો અપરાધ કર્યો છે કે તું કુવિકલ્પજાળ વડે મને બાંધીને દુર્ગતિમાં ફેંકી દે છે? શું તારા મનમાં એમ આવે છે કે આ જીવ તને તજીને મોક્ષમાં ચાલ્યો જવાનો છે (અને તેથી મને પકડી રાખે છે)? પણ તારે શું રહેવાનાં બીજાં અસંખ્ય સ્થાનકો નથી?" (૧૦)

**વિવેચન**—શાંત સ્થાનમાં, શાંત વખતે, અનુકૂળ સંજોગોમાં, શાંત જીવ પોતાનાં પાછળનાં કૃત્યો–વિચાર-વર્તન–નું અવલોકન કરે છે ત્યારે તેને અત્ર વર્ણવેલી સ્થિતિ પ્રાપ્ત થાય છે. તે વખતે બરાબર *શીશી મૂકનારને બોર બોર જેવડાં આંસુ પડે છે, સંસાર કડવો ઝેર લાગે છે અને મનને પછી ઉપદેશ આપી ભવિષ્યમાં એમ ન કરવા સૂચવે છે. આ સ્થિતિ પ્રતિક્રમણાદિ અવસ્થામાં પ્રાપ્ત થાય છે. જોકે લખવું અપ્રસ્તુત નથી તેથી લખાય છે કે આવશ્યક ક્રિયા આવી રીતે વિચાર કરીને કરવાની બહુ જ જરૂર છે ગડબડ

---

* થરમોમિટર રૂપક છે.

કરી વીશ મિનિટમાં પ્રતિક્રમણ ખલાસ કરી આત્માનો ઉદ્ધાર થયો એમ માનનાર ગમે તેમ માને, પણ થયેલ પાપ પર નિરીક્ષણ કરી, અંતઃકરણથી પસ્તાવો કરી, ફરી ન કરવાનો નિરધાર કરવો, ન કરવાનો અભ્યાસ પાડવો, એ આવશ્યક ક્રિયાનો ઉદ્દેશ છે. ન કરવી એમ કહેવાનો ઉદ્દેશ નથી, પણ ઉક્ત રીતે શુદ્ધ મનથી કરવું, તેમ ન થઈ શકે ત્યાં સુધી તે દશાની ભાવના રાખી, પ્રમાદરહિતપણે કરવાનો અભ્યાસ પાડવો, એ જ નિર્દેશ છે.

એવી શાંત અવસ્થામાં આ જીવ ઊંચી પાયરીએ, ગુણસ્થાન પર ચઢતો જાય છે. એકને એક ગુણસ્થાનમાં પણ ગુણોની બહુ તરતમતા છે. જીવ ઊંચી સ્થિતિ પર જાય છે ત્યારે વિચાર શુદ્ધ થતા જાય છે. મનને તો અત્ર ફક્ત આક્ષેપ છે. મનને કહે છે કે વળી તને બીક લાગતી હશે કે આ જીવ કાંઈક મારી દોસ્તી છોડી દેશે, પણ તારે તો મારા જેવા અસંખ્ય જીવો રહેવાનાં સ્થાનક તરીકે ઉપયોગમાં લઈ શકાય તેમ છે. વાતનો સાર એ છે કે જ્યારે શાંત ભાવ પ્રાપ્ત થાય ત્યારે મનને સારી રીતે સમજાવી, વસ્તુસ્થિતિનું ભાન કરાવી તેને કબજામાં લઈ લેવું. (૧૦; ૧૧૭)

## પરવશ મનવાળાનું ભવિષ્ય

×पूतिश्रुतिः श्वेव रतेर्विदूरे, कुष्ठीव संपत्सुदृशामनर्हः ।
श्वपाकवत्सद्गतिमन्दिरेषु, नार्हेत्प्रवेशं कुमनोहतोऽङ्गी ॥ ११ ॥ (इन्द्रवज्रा)

"જે પ્રાણીનું મન ખરાબ સ્થિતિમાં હોવાથી સંતાપ પમાડ્યા કરે છે તે પ્રાણી કૃમિથી ભરપૂર કાનવાળા કૂતરાની પેઠે મોજ–મજાથી બહુ દૂર રહે છે, કોઢિયાની પેઠે લક્ષ્મીસુંદરીને વરવાને અયોગ્ય થઈ જાય છે અને ચંડાળની પેઠે શુભગતિમંદિરમાં પ્રવેશ કરવાને લાયક રહેતો નથી." (૧૧)

**વિવેચન**—અસ્થિર મનવાળા માણસો મોજમજા, પૈસા કે સારી સોબત પામી શકતા નથી. આખા શરીરે ખસ નીકળી હોય, શરીરે અને કાન પર ગંડોલા લાગેલા હોય, ખરજ આવતી હોય—એવા શ્વાનને બિચારાને કોઈ ઠેકાણે પણ ચેન પડતું નથી. એવી જ સ્થિતિ અસ્થિર મનવાળાની થાય છે. જેને મન વશ ન હોય તેઓ આ બરાબર અનુભવી શકશે. જરા વાંચો:–ટપાલ આવી, કાગળ ફોડ્યો, વાંચ્યો, લખ્યું છે કે પુત્રને એકદમ સખ્ત મંદવાડ થઈ ગયો છે અને જલદી તેડાવે છે. ટ્રેન મળવાને ૧૦ કલાકની વાર છે અને તરત જ ઉક્ત શ્વાનની પેઠે ખરજ આવવા માંડે છે. તાર ઉપર તાર છૂટે છે, ડૉકટરની સલાહ લેવા દોડાય છે, આંખમાં આંસુની ધાર ચાલે છે, મનમાં ઉકળાટ ઉકળાટ થઈ જાય છે, ખાવું ભાવતું નથી, પુત્રનું અશુભ થયુ હશે એવો વિચાર આંખ આગળ ખડો થાય છે. આ સર્વ કોને? પરવશ મનવાળાને. કર્મસ્થિતિ સમજનાર, ભાવી પર ભરોસો રાખનાર, મન પર અંકુશવાળા પ્રાણીનું હૃદય ફરકતું નથી. છતાં ખૂબી એ છે કે એની

× पूतिश्रुतिश्वेव इति वा पाठः ।

લાગણી બૂઠી થઈ ગયેલ હોતી નથી. લાગણી રહે છે અને વસ્તુસ્થિતિનું ભાન બરાબર તાદાત્મ્ય બની રહે છે. તે ટ્રેનમાં જાય છે ખરો, પણ બિચારા પરવશ જીવને ગામ પહોંચતા રૌદ્રધ્યાનની ધારા ચાલે છે; ત્યારે આપણો સ્વવશ મનવાળો વીર કર્મવિપાકની વિચારણામાં લીન થઈ નિર્જરા કરે છે. આ સર્વ અનુભવસિદ્ધ છે; પણ યોગ્ય સમયે મન પર જય કરવો, એમાં જ રાજવટ છે, વાતો કરવામાં કાંઈ સાર નથી.

કુષ્ઠ રોગવાળાને જેમ કોઈ સુંદરી વરતી નથી તેમ જ પરવશ મનવાળાને સંપત્તિ વરતી નથી. લક્ષ્મીની પાછળ પડનારને તે મળતી નથી અને મળે છે તો થોડા વખતમાં નાશ પામે છે. ડરબીની લૉટરીમાંથી એકદમ પૈસાદાર થવાની ઇચ્છાવાળાએ દશ રૂપિયાની ટિકિટ લીધી, મનમાં થયુ કે જો દૈવયોગે આ વખત ઘોડો લાગી જાય તો રૂપિયા ચાર લાખ મળે; તેમાંથી બૈરી પરણું, બંગલો બંધાવું, વ્યાપાર કરું, નાચરંગ મજા ઉડાવું વગેરે. આવા વિચાર કરનારને લક્ષ્મીસુંદરી કેમ મળે? અને મળે તો વૈરભાવે મળે એટલે થોડો વખત આનંદ આપી ચાલી જાય અને પરિણામમાં દુઃખશ્રેણી મૂકતી જાય.

જેમ ચંડાળ ઉત્તમ મનુષ્યના મંદિરમાં પ્રવેશ કરી શકતો નથી, તેમ પરવશ મનવાળો માણસ સદ્ગતિમંદિરમાં જઈ શકતો નથી. આથી કરીને તેને સારી સોબત થઈ શકતી નથી અને સત્સંગતિ વિના મન વિશુદ્ધ દશામાં જતું નથી અને ઊંચી સ્થિતિ પ્રાપ્ત કરવાની તેને હોંશ પણ રહેતી નથી. આ ગ્રંથ લખાયો ત્યારે ચાંડાળ અસ્પૃશ્ય મનાતા હતા. વર્તમાન રંગ જુદો છે.

આવી રીતે પરવશ મનવાળા પ્રાણીને આ ભવમાં સંપત્તિ મળતી નથી, આનંદ મળતો નથી, તેમ જ પરભવમાં પણ તેને સદ્ગતિ મળતી નથી. (૧૧; ૧૧૮)

## મનોનિગ્રહ વગરનાં તપ, જપ વગેરે ધર્મો

तपोजपाद्याः स्वफलाय धर्मा, न दुर्विकल्पैर्हतचेतसः स्युः ।
तत्खाद्यपेयैः सुभृतेऽपि गेहे, क्षुधातृषाभ्यां म्रियते स्वदोषात् ॥ १२ ॥ (उपजाति)

"જે પ્રાણીનું ચિત્ત દુર્વિકલ્પોથી હણાયેલું છે તેને તપ, જપ વગેરે ધર્મો પોતપોતાનું (આત્મિક) ફળ આપનારા થતા નથી; આવા પ્રકારનો પ્રાણી ખાનપાનથી ભરેલાં ઘરમાં પણ પોતાના દોષથી ભૂખ અને તરસ વડે મરણ પામે છે." (૧૨)

**વિવેચન**—ગમે તેટલી તપસ્યા કરો, ખરે બપોરે સખ્ત ઉનાળામાં નદીને કાંઠે વેળુમાં જઈને આતાપના લો, પણ "તબ લગ કષ્ટક્રિયા સબ નિષ્ફળ, જ્યોં ગગને ચિત્રામ; જબ લગ આવે નહીં મન ઠામ." એ વાત ખરી છે. તપ કરો, ધ્યાન કરો, જાપ કરો, પણ 'ભગત ભયા પણ દાનત બૂરી.' મનમાં લાગ આવે કે છરી ભૂકવાની દાનત હોય, મનમાંથી વાસના ઊડી ન હોય, સંસાર પર પ્રેમ એવો ને એવો ચીકણો હોય, ત્યાં સુધી કષ્ટક્રિયા નિષ્ફળ છે, એમ મુનિસુંદરસૂરિ મહારાજ કહે છે. અને તેવા જ વિચારો સિદ્ધ

અનુભવી શ્રી આનંદઘનજી મહારાજ બતાવે છે. સંસારના રસિયા જીવડાને આ વાત ગળે ઊતરતાં વખત લાગશે. તેને તો પ્રવૃત્તિ કરી, પૈસા મેળવી, ધર્મ કરવો છે, પણ શાસ્ત્રકાર તેમાં ધર્મ પણ નથી અને સુખ પણ નથી, એમ કહે છે. સુખ આત્મારામપણામાં, વિકલ્પ રહિત સ્થિર મનમાં છે અને તેવી સ્થિતિ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી જેમ ખોરાક અને પાણીથી ભરપૂર ઘરમાં પ્રમાદી માણસ ભૂખ્યો–તરસ્યો પડચો રહે છે, તેમ આ જીવ સર્વ સગવડ છતાં મનને વશ થઈ, પોતાના દોષોથી જ* દુર્ગતિભાજન થાય છે. આ વિચાર શ્લોક પાંચમામાં વિસ્તારથી વિચાર્યો છે, તેથી અત્ર પુનરાવર્તન કરતા નથી. (૧૨; ૧૧૯)

## મન સાથે પુણ્યપાપનો સંબંધ

अकृच्छ्रसाध्यं मनसो वशीकृतात्, परं च पुण्यं न तु यस्य तद्वशम् ।
स वञ्चितः पुण्यचयैस्तदुद्भवैः, फलैश्च ही ही हतकः करोतु किम् ? ॥ १३ ॥ (वंशस्थविल)

"વશ કરેલા મનથી મહાઉત્તમ પ્રકારનું પુણ્ય બિલકુલ કષ્ટ વગર સાધી શકાય છે. જેને મન વશ નથી તે પ્રાણી પુણ્યની રાશિથી છેતરાય છે અને તેથી થનારાં ફળ વડે પણ છેતરાય છે (એટલે પુણ્યબંધ થતો નથી અને તેથી થનારાં સારાં ફળ પણ પ્રાપ્ત થતા નથી). અહો અહો! આવો હતભાગી જીવ બિચારો શું કરે? (શું કરી શકે?)" (૧૩)

**વિવેચન**—મન વશ હોય તો અહીં ઇંદ્રાસન ખડું કરી શકાય છે, મોક્ષ સન્મુખ કરી શકાય છે; એટલે કે વશ મનવાળાને કોઈ કાર્ય અશક્ય નથી. બીજી રીતે જેને મન પર અંકુશ નથી, જેનું મન અસ્થિર છે અને જેને મનમાં સંકલ્પવિકલ્પો થયા કરે છે તેને એક પણ કામ સિદ્ધ થતું નથી. ચિદાનંદજી મહારાજ તેટલા સારુ ગાઈ ગયા છે કે:—

બચન કાય ગોપે દૃઢ ન ધરે, ચિત્ત તુરંગ લગામ;
તામે તું ન લહે શિવસાધન, જિઉ કણસુને દાન.
જબલગ આવે નહિ ઠામ.

એટલે જ્યાં સુધી ચિત્તઘોડાની લગામ તારા હાથમાં નથી ત્યાં સુધી, તને મોક્ષ-સાધન મળવાનું નથી. એવી જ રીતે **શ્રીમદ્યશોવિજયજી** મહારાજ પણ સ્વકૃત જ્ઞાન-સારમાં કહી ગયા છે કે:—

अन्तर्गतं महाशल्यमस्थैर्यं यदि नोद्धृतम् ।
क्रियौषधस्य को दोषस्तदा गुणमयच्छतः ॥

અસ્થિરતારૂપી હૃદયગત મહાશલ્ય જો હૃદયમાંથી કાઢી નાખ્યું ન હોય તો પછી ક્રિયારૂપ ઔષધ ગુણ ન કરે તો તેનો શો દોષ? આવી રીતે મનમાંથી અસ્થિરતા કાઢી

* પોતાના અનેક પ્રકારના દોષોથી આ જીવ દુર્ગતિભાજન થાય છે. દાખલા તરીકે ક્લેશ, મન્દતા, પ્રમાદ વગેરે સ્વદોષો આવા પ્રકારના છે. (ધનવિજય)

નાખી તેને દઢ બનાવી દેવું જોઈએ. મનની વક્રતા, જડતા, શૂન્યતા અને અસ્થિરતા આ જીવને બહુ ફસાવે છે. અને વાત એમ છે કે જેવા તેવા વિચાર કરનાર પણ એ જીવ, અને વિચાર પર અંકુશ રાખનાર પણ એ જ જીવ; તેથી જ્યાં સુધી અંકુશ રાખવાની જરૂરિયાત અને મનનું બંધારણ બરાબર સમજાયુ ન હોય ત્યાં સુધી ઘણા જીવતો એ વિષય પર ધ્યાન પણ આપતા નથી. આટલી હકીકત ઉપરથી જણાય છે કે મનને શુભ યોગોમાં પ્રવર્તાવવાથી સ્વર્ગપ્રાપ્તિ થાય છે. વળી, મનયોગનો સર્વથા નિરોધ કરવાથી મોક્ષ-પ્રાપ્તિ થાય છે અને મનને નિરંકુશ મૂકી દેવાથી અધઃપાત થાય છે. આ ત્રણ નિયમ બરાબર ધ્યાનમાં રાખવા જેવા છે. મનનો તદ્દન નિરોધ બહુ ઉત્કૃષ્ટ સ્થિતિએ થાય છે તેથી તે ઊંચી હદના અધિકારીઓ માટે છે. અત્ર આખા પ્રસ્તાવમાં મનમાંથી સંકલ્પ-વિકલ્પો ઓછા કરવા, અસ્થિરતા દૂર કરવી અને તેમ કરી મનને શુભ કાર્યોમાં દોરવુ એ બતાવ્યુ છે. વધારે અધિકારી માટે શાસ્ત્રના વિશેષ ગ્રંથો છે.

ઉક્ત ન્યાયથી પરવશ મનવાળા જીવને પુણ્ય થતું નથી, પાપ થાય છે અને પાપના ફળ તરીકે દુઃખનો અનુભવ થાય છે. એક વાર પડવા માંડ્યા પછી સ્થિર થવું અને ચઢવા માંડવું બહુ મુશ્કેલ પડે છે. ડુંગર પરથી ગબડેલા પથ્થરના દૃષ્ટાંતે એ સ્પષ્ટ છે. એવી સ્થિતિમાં અટવાતો જીવ બહુ ખરાબ હાલત પ્રાપ્ત કરે છે અને નીચો ઊતરતો જાય છે. ( ૧૩; ૧૨૦ )

## વિદ્વાન્ પણ મનોનિગ્રહ વિના નરકગામી થાય છે.

अकारणं यस्य च* दुर्विकल्पैर्हतं मनः शास्त्रविदोऽपि नित्यम् ।
घोरैरघैर्निश्चितनारकायुर्मृत्यौ प्रयाता नरके स नूनम् ॥ १४ ॥ (उपजाति)

" જે પ્રાણીનું મન નિરર્થક માઠા સંકલ્પોથી નિરંતર પરાભવ પામે છે તે પ્રાણી ગમે તેવો વિદ્વાન્ હોય તોપણ ભયંકર પાપો વડે નરકનું નિકાચિત આયુષ્ય બાંધે છે અને મરણ પામે છે ત્યારે જરૂર નરકમાં જનારો થાય છે." ( ૧૪ )

**વિવેચન**—શાસ્ત્રનું યોગ્ય જ્ઞાન ધરાવનાર પ્રાણી જ્યારે અલ્પજ્ઞને પણ ન કરવા યોગ્ય કાર્યો કરે ત્યારે વ્યવહારમાં શાસ્ત્રરહસ્યના અજાણ લોકો—અજ્ઞાન બાળ જીવો—ઘણીવાર બોલે છે કે ભાઈ, એ તો ' જાણકાર ' છે, એને ' આળોવતાં ' આવડે છે વગેરે. શાસ્ત્ર ભણેલો જ્યારે તેવાં પાપાચરણ કરે છે ત્યારે તેને માટે બીજા માણસોને આવી ટીકા કરતાં સાંભળ્યા છે. આ ભાષા આડે દોરનાર છે, અણસમજથી ઉત્પન્ન થયેલી છે. જે શાસ્ત્રને જાણે, પાપને પાપ તરીકે જાણે અને એક નિયમ તરીકે, નિઃશૂકપણે, માત્ર મોઢેથી આળોવી જાય પણ બીજે દિવસે તેવી જ ચિકાશથી તે જ પાપકાર્યો કરે, તો તેને અવિદ્વાન કરતાં

* सु इति वा पाठ

વધારે પાપ લાગે છે; કારણ કે પોતે સારી સ્થિતિએ પહોંચ્યો છે અને બીજાને આલંબનભૂત થયો છે. આ હકીકત વધારે સમજવાની જરૂર છે.

પાપબંધ કે પુણ્યબંધ× પડે છે તે વખતે પ્રદેશબંધની સાથે રસબંધ પડે છે એટલે કે જે કર્મ બંધાય છે તેને શુભાશુભતા તેમ જ તીવ્રતામંદતા ( intensity ) કેવી છે એ નિર્માણ થાય છે. દાખલા તરીકે લાડુ ગળ્યા હોય, પણ કેટલાકમાં મણે દશ શેર સાકર હોય અને કેટલાકમાં મણે દોઢ મણ સાકર હોય; તેમ જ ઔષધમાં કડવાપણાની તરતમતા હોય, એ પ્રમાણે રસમાં ફેર પડે છે. હવે જે રસબંધ પડે તે અધ્યવસાયની ચીકાશ પર પડે છે અને અનુભવથી એમ માલૂમ પડે છે કે જ્ઞાનવાળો નિરપેક્ષપણે જો પાપકાર્યમાં પ્રવર્તે તો તે જેટલી ચીકાશથી પાપકાર્ય કરે છે તેટલી ચીકાશ સાપેક્ષવૃત્તિવાળા અલ્પજ્ઞ અથવા અજ્ઞને રહેતી નથી અથવા હોતી નથી. ઘણીવાર તો કહેવાતા વિદ્વાનના પરિણામ તદ્દન નિર્ધ્વંસ બની ગયેલા હોય છે. વળી, જવાબદારી હમેશાં જ્ઞાન પ્રમાણે હોય છે. જેમ જ્ઞાન વધારે તેમ જવાબદારી વધારે, ભણેલ માણસ ભૂલે, તો ઠપકો વધારે અને ગુન્હો કરે તો સજા પણ વધારે; તેવી જ રીતે આપણે જોઈએ છીએ કે અજ્ઞાની માણસ તો ઘણીવાર અજ્ઞાનપણાથી જ પાપ કરે છે. એને પાપબંધ થતો નથી એમ નથી, પણ તેની ચીકાશ, ઉપર જણાવ્યુ તેમ, બહુ ઓછી હોય છે; માટે ભણેલ છે, એ તો આળોવી નાખશે એમ કહેનાર અને સમજનાર શાસ્ત્રનું રહસ્ય સમજતા નથી, તેમ કહેવાતો જ્ઞાની પણ, તેવાં પાપાચરણ કરતો હોવાથી, રહસ્ય સમજ્યો નથી.

જ્ઞાનનો જો દુરુપયોગ થાય તો મારી દે છે અને તે જ જ્ઞાનનો સદુપયોગ થાય તો તે કાર્ય સિદ્ધ કરી દે છે. રાજ્યદ્વારી જિંદગીનાં રોદણાં જુઓ તો અકારણે હજારો માઠા સંકલ્પવિકલ્પો કરવા પડે અને ઊથલપાથલ કરવી પડે; તેવી જ રીતે મોટા વ્યાપારમાં અને તેવી જ રીતે મહાઆરંભોમાં થાય છે. આવી સ્થિતિનો માણસ વિદ્વાન હોય છે તેમાં તો શક નહિ, પણ તેના જ્ઞાનનો સદુપયોગ થતો નથી અને મનના રાજ્યમાં તણાઈ પોતાને હાથે જ ગળામાં ફાસી નાખી રાવણ, દુર્યોધન, જરાસંધ, સુભૂમ વગેરેની ગતિ પ્રાપ્ત કરવી પડે છે. વિદ્વાનોએ કદી પણ એમ ન સમજવું કે જ્ઞાન છે માટે વર્તનની જરૂર નથી. જ્ઞાન એવી વસ્તુ છે કે જો તેનો સદુપયોગ ન થાય તો તે વિપરીત પણ કરી નાખે છે. જે જ્ઞાનીઓ જ્ઞાનબળથી અકાર્યને અકાર્ય સમજી અશક્યપણા વગેરે કારણથી તેમાં ત્રાસ પામતાં ચિત્તે પ્રવર્તે છે અને નિરંતર તેમાં પ્રવૃત્તિ ન કરવાને ઇચ્છે છે, તેને ઉદ્દેશીને આ લેખ લખાયો નથી, પણ જેઓ વિદ્વાન્ ગણાતાં છતાં રાચીમાચીને બહુ કપટ કેળવી પાપકાર્યમાં પ્રવર્તે છે અને પોતાનો ખોટો બચાવ કરવા તત્પર થાય છે તેવાઓને માટે આ લેખ છે એમ સમજવું. ( ૧૪; ૧૨૧ )

---

* અશુભ પ્રકૃતિનો બંધ. × શુભ પ્રકૃતિનો બંધ.

## મનોનિગ્રહથી મોક્ષ

योगस्य हेतुर्मनसः समाधिः, परं निदानं तपसश्च योगः ।
तपश्च मूलं शिवशर्मवल्ल्या, मनःसमाधिं भज* तत्कथञ्चित् ॥ १५ ॥ (उपजाति)

"મનની સમાધિ ( એકાગ્રતા–રાગદ્વેષરહિતપણું ) યોગનું કારણ છે, યોગ એ તપનું ઉત્કૃષ્ટ સાધન છે અને તપ શિવસુખવેલડીનું મૂળ છે; તેટલા માટે કોઈ પણ રીતે મનની સમાધિ રાખ." ( ૧૫. )

**વિવેચન**—શાસ્ત્રનો કોઈ પણ ગ્રંથ વાંચતાં જણાશે કે તેરમા શ્લોકમાં કહ્યું તેમ મનોનિગ્રહથી અશુભ કર્મબંધ રોકાય છે, પુણ્યબંધ થાય છે, એટલું જ નહિ પણ તેથી પરિણામે મોક્ષપ્રાપ્તિ પણ થાય છે. શાસ્ત્રકાર કહે છે કે આત્માને ઊંચી પાયરીએ ચઢાવવા પહેલાં શુદ્ધ ભૂમિકા કરવી જોઈએ. એક ભીંત પર ચિત્ર કાઢવાં હોય તો પ્રથમ તે સાફ કરવી જોઈએ. મનમાં દ્વેષ, ખેદ, વિકલ્પ, અસ્થિરતારૂપ ઝાંખરાં અને કચરો બાઝેલાં હોય, ત્યાં સુધી ભૂમિકા અશુદ્ધ કહેવાય છે અને તેવી ભૂમિકા પર ગમે તેટલાં ચિત્ર કરો અર્થાત્ વાંચન વાંચો, વિચારો સાંભળો, પણ અસરકારક રીતે શોભતાં થશે નહિ; તે થવા સારુ મનને સ્થિર, એકાગ્ર, રાગ-દ્વેષ-સંકલ્પ રહિત કરવાની પ્રથમ જરૂર છે. એક વખત સમતા પ્રાપ્ત થઈ, સ્થિરતા આવી, એટલે મન પર કબજો આવશે. આવી રીતે જ્યારે યોગ પર જય થાય ત્યારે ઇંદ્રિયો પર અંકુશ આવે છે અને તેથી છ બાહ્ય અને છ આભ્યંતર તપ કરવાનું સૂઝે છે અને કરેલાં તપ કર્મ તપાવવાનું–નિર્જરા કરવાનું–પોતાનું કામ પણ ત્યારે જ કરે છે; ત્યાં સુધી ઘણુંખરું તો તપ કરવાનું મન જ થતું નથી, અથવા અજ્ઞાન કષ્ટરૂપ તપ ફળની ઇચ્છા સાથે થાય છે, જે શાસ્ત્રકારની દૃષ્ટિમાં લગભગ નકામાં જ છે; તેથી મનઃસંયમપૂર્વક તપ થાય તોતે નાથી કર્મનિર્જરા દ્વારા તરત જ મોક્ષપ્રાપ્તિ થાય છે. મોક્ષપ્રાપ્તિ કરી આ સંસારના હમેશાંના કચકચાટનો, રખડપાટાનો છેડો આણવો એ સર્વનો અંતરંગ હેતુ છે અને તેનું મૂળ સાધન મનઃસમાધિ છે. સુજ્ઞ પુરુષોએ મનની સમાધિ રાખવા યત્ન કરવો એ ખાસ જરૂરનું કર્તવ્ય છે. ( ૧૫; ૧૨૨ )

## મનોનિગ્રહના કેટલાક ઉપાયો

स्वाध्याययोगैश्चरणक्रियासु, व्यापारणैर्द्वादशभावनाभिः ।
सुधीस्त्रियोगी सदसत्प्रवृत्ति–फलोपयोगैश्च मनो निरुन्ध्यात् ॥ १६ ॥ (उपजाति)

"સ્વાધ્યાય ( શાસ્ત્રનો અભ્યાસ ), યોગવહન, ચારિત્રક્રિયામાં વ્યાપાર, બાર ભાવના અને મન–વચન–કાયાનાં શુભ–અશુભ પ્રવૃત્તિનાં ફળના ચિંતવનથી સુજ્ઞ પ્રાણી મનનો નિરોધ કરે" ( ૧૬. )

---

* भर इति पाठान्तरं, भर–धर.

**વિવેચન—શાસ્ત્રાભ્યાસ**–સ્વાધ્યાયના પાંચ પ્રકાર છે: વાચના ( ભણવું ), પૃચ્છના ( સવાલો કરવા ), પરાવર્તના ( પુનરાવર્તન–રીવીઝન ), અનુપ્રેક્ષા ( મનમાં ચિંતવન ) અને ધર્મકથા ( ધર્મઉપદેશ ). યોગ એટલે મૂળ સૂત્રોના અભ્યાસની યોગ્યતા માટે ક્રિયા તથા તપશ્ચરણ. આ યોગોદ્વહન મનોનિગ્રહનું પ્રબળ સાધન છે અને ઉત્તમ બીજ વાવવા માટે એ ભૂમિકાને શુદ્ધ કરનાર મજબૂત ઉપાય છે. એ બન્નેનો એકઠો અર્થ 'સ્વાધ્યાયમાં વ્યાપારથી મનનો રોધ કરવો' એવો પણ થાય છે. આ અર્થ પણ સુંદર છે. એ રીતે વચનયોગ પર જય મેળવવાની સૂચના કરી, અને વળી એમ પણ કહ્યું કે જ્ઞાન એ મુખ્ય મોક્ષસાધન છે.

મનોનિગ્રહનું બીજું સાધન ક્રિયામાર્ગ છે. શ્રાવકયોગ્ય દેવપૂજા, આવશ્યક, સામાયિક, પૌષધ વગેરે તથા સાધુને આહાર, નિહાર, પ્રતિલેખન, પ્રમાર્જન, કાયોત્સર્ગ વગેરેમાં કાયાની શુભ પ્રવૃત્તિ, જેઓ ક્રિયામાર્ગ તરફ કટાક્ષની નજરથી જોતા હોય તેમણે ખાસ યાદ રાખવું કે ક્રિયામાર્ગ એ પણ મનોનિગ્રહનું પરમ સાધન છે. પ્રવૃત્તિવાળા જીવને તો જો નિરાંત મળે તો કંઈક જાતનું તોફાન આદરી બેસે; તેને માટે ક્રિયા બહુ જ ઉપયોગી છે, એટલું જ નહિ પણ ખાસ જરૂરની છે. આ રીતે કાયયોગ પર જય કરવાની સૂચના કરી.

આ સંસારમાં કોઈ વસ્તુ બેસી રહેવાની નથી, સર્વ નાશવંત છે ( અનિત્ય ), આ જીવને મરતી વખતે કોઈ થોભી રાખનાર નથી ( અશરણ ), સંસારની રચના વિચિત્ર છે ( ભવ ), આ જીવ એકલો આવ્યો છે ( એકત્વ ), બીજા સર્વથી જુદો છે ( અન્યત્વ ), શરીર મળ મૂત્ર વિષ્ટા વગેરેથી ભરેલું છે ( અશુચિ ), મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગથી કર્મ બાંધી જીવ સંસારમાં રખડે છે ( આશ્રવ ), પણ તે જ જીવ જો સમતા રાખે, મનનો નિગ્રહ કરે, તો કર્મબંધને રોકે છે ( સંવર ), અને તપસ્યા કરે તો નિકાચિત કર્મોથી પણ મુકાય છે ( નિર્જરા ), ચૌદ રાજલોકનું સ્વરૂપ ચિંતવવા યોગ્ય છે ( લોકસ્વભાવ ), સમ્યક્ત્વ પામવું ખરેખરું દુર્લભ છે ( બોધિ ), ધર્મને કહેનારા ઘણા થયા છે, પણ અરિહંત મહારાજ જેવા નિરાગી કહેનારા બહુ થોડા છે ( ધર્મ )—એવી રીતે બાર **ભાવનાઓને** વારંવાર ભાવવી, તે પર વિચાર કરવો એ મનોનિગ્રહનો ત્રીજો ઉપાય છે. એ ઉપાયથી મન પર અંકુશ આવે છે. આ બાર ભાવના *શાંતસુધારસ ગ્રંથનો મુદ્દો છે.

શુભ પ્રવૃત્તિ કરવામાં આવે તેનું ફળ સારું થાય છે અને ખરાબ પ્રવૃત્તિ કરવામાં આવે તેનું ફળ ખરાબ થાય છે એ સંબંધી વિચારણા કરવી, આત્મનિરીક્ષણ કરવું, **આત્માવલોકન** કરવું, એ મનોનિગ્રહનો ચોથો ઉપાય છે. જે પ્રાણી પોતાની પ્રવૃત્તિ પર વિચારણા કરે છે તેને મનોનિગ્રહ બહુ જલદી થઈ જાય છે. અત્ર મનોનિગ્રહના ચાર ઉપાય કહ્યા: શાસ્ત્રાભ્યાસ, ચારિત્ર અને ક્રિયામાં શુદ્ધ વર્તન, ભાવનાનું ભાવન અને આત્મનિરી-

* કર્તા શ્રી વિનયવિજય ઉપાધ્યાય, પ્રકટકર્તા શ્રી જૈન ધર્મ પ્રસારક સભા, ભાવનગર.

ક્ષણુ. શાસ્ત્રકાર કહે છે કે આત્માને નિરંતર સંયમયોગોમાં પ્રવૃત્ત રાખવો, તેથી ઘણી જાતના ફાયદા થાય છે. જો એને છૂટો મૂકયો હોય તો, ઉપર જણાવ્યું તેમ, એ ઘણી જાતનાં તોફાન કરે છે. તેટલા માટે ઉમાસ્વાતિ વાચક કહે છે કેઃ—

पैशाचिकमाख्यानं, श्रुत्वा गोपायनं च कुलवध्वाः ॥
संयमयोगैरात्मा, निरन્तरं व्यापृतः कार्यः ॥×

'પિશાચની વાત અને કુળવધૂનું વૃત્તાંત્ત સાંભળીને આત્માને નિરંતર સંયમયોગોમાં પરોવેલો રાખવો.' એક વાણિયાએ પોતાનું કાર્ય સાધવા માટે એક પિશાચની સાધના કરી. મંત્રયોગે તે પિશાચ સિદ્ધ થયો. તેણે પિશાચને પોતાનું કામ બતાવ્યું. મનસાધ્ય કામ કરનાર પિશાચે અલ્પ સમયમાં કાર્ય સિદ્ધ કરી આપ્યુ. પછી તે વાણિયાને કહે છે કે હવે મને કામ બતાવ, નહિ તો તને મારી નાખું. અખંડ ઉદ્યમવાળાઓ નવરા બેસતા નથી વાણિયો બુદ્ધિશાળી હતો. તેણે કહ્યું કે અત્રે ખાડો ખોદ. ખાડો ખોદાવતાં તેમાં પાણી આવ્યુ એટલે કહ્યું કે તેમાં એક વાંસ નાખ. પછી એક કાણો વાટકો તેને આપી તે વાંસ પર બંધાવ્યો અને કહ્યું કે તારે કૂવામાંથી પાણી કાઢી વાટકો ભરી દેવો, અને એનું કાણું પુરાઈ ન જાય એ ધ્યાનમાં રાખવું. જ્યાં સુધી હું તને બીજું કામ ન બતાવું ત્યાં સુધી તારે આ કામ કર્યા કરવું.

કુળવધૂનું દૃષ્ટાંત પણ એવું જ છે. પતિ પરદેશ જવાથી તેને દુરાચાર કરવાની ઇચ્છા થઈ છે, એમ સસરાએ દાસી મારફત જાણ્યુ ત્યારે પોતે વહુને માથે ઘરનો સર્વ કારભાર મૂકયો અને એટલા કામમાં નાખી દીધી કે એને વિષય સંબંધી વિચાર કરવાની પણ ફુરસદ મળે નહિ. આવી રીતે તે સુધરી ગઈ. આ નિયમ ધ્યાનમાં રાખી આત્માને નિરંતર સંયમયોગમાં પ્રવૃત્ત થયેલો રાખવો, કે જેથી તેને અસ્તવ્યસ્તપણે જ્યાં ત્યા રઝળવાની ટેવ પડે નહિ અને પડી હોય તો મટી જાય. ( ૧૬; ૧૨૩ )

## મનોનિગ્રહમાં ભાવનાનું માહાત્મ્ય

भावनापरिणामेषु, सिंहेष्विव मनोवने* ।
सदा जाग्रत्सु दुर्ध्यान-सूकरा न विशन्त्यपि ॥ १७ ॥ (अनुष्टुप्)

"મનરૂપ વનમાં ભાવના–અધ્યવસાયરૂપ સિંહો સદા જાગ્રત હોય ત્યારે દુર્ધ્યાનરૂપ સુવરો તે વનમાં પ્રવેશ પણ કરી શકતા નથી." ( ૧૭. )

**વિવેચન**—ઉપર મનોનિગ્રહના ચાર ઉપાય કહ્યા, તેમાં પણ ભાવનો ઉપાય બહુ અસરકારક, તાત્કાળિક અને ધારેલ અસર ઉપજાવનારો છે; જ્યાં સુધી મનમાં શુદ્ધ ભાવના

---

× પ્રમશરતિ પ્રકરણ, શ્લોક ૧૨૦ મો. અને તેના પર મારું વિવેચન જરા ફેરફાર સાથે આ બને કથા ત્યા આપી છે.

* महावने इति वा पाठः ।

ચાલતી હોય છે, ત્યાં સુધી એક પણ ખોટો વિચાર મનમાં આવતો નથી. એક જંગલનો રાજા સિંહ જ્યાં સુધી જંગલમાં ફરતો હોય છે, ત્યાં સુધી ડુક્કર કે એવાં બીજા પ્રાણીઓ એ જંગલમાં રહી તો કેમ જ શકે ? પણ ત્યાં પ્રવેશ પણ કરી શકતાં નથી; એવી જ રીતે જ્યાં સુધી મનમાં શુભ ભાવના હોય છે ત્યાં સુધી દુર્ધ્યાન–માઠા સંકલ્પો–થતા નથી.

આ હકીકત અનુભવસિદ્ધ છે, દરેક વાંચનારને તેનો અનુભવ થયો હશે. દરેક માણસે જિંદગીના કોઈક વખતમાં–જિંદગીની એક સુખી ક્ષણમાં–આવી સ્થિતિ જરૂર ભોગવી હશે. કોઈ વખત દેરાસરમાં પ્રભુનાં દર્શનથી, કોઈ વખત પૌષધમાં સ્તવન–ગાનની લયમાં, કોઈ વખત પૂજા ભણાવવાની એકાગ્રતામાં, કોઈ વખત અધ્યાત્મગ્રંથોના વાચન અથવા મનનમાં મન એટલું બધું એકાગ્ર થઈ જાય છે કે બહારના વિચારો આવતા નથી, વિકલ્પો નાસી જાય છે અને સ્થિરતા પ્રાપ્ત થાય છે. અત્ર વર્ણવેલ સ્થિતિ તો માત્ર વાનકી છે, બાકી જ્યારે આ જીવને ભાવના ભાવવાની ટેવ પડી જાય છે ત્યારે તો મનમાં અલૌકિક આનંદ પ્રાપ્ત થાય છે. સંસારના કોઈ સુખ સાથે એ આનંદની સરખામણી કરી શકાય તેમ નથી, કારણ કે સંસારમાં કોઈ સુખ તેવું છે જ નહિ. ( ૧૭, ૧૨૪ )

* * *

એવી રીતે મનોનિગ્રહ દ્વાર પૂર્ણ થયુ. મનોનિગ્રહ અથવા ચિત્તદમન એ શબ્દ આ અધિકારમાં વારંવાર વાપરવામાં આવ્યો છે, તેનો ભાવાર્થ એ છે કે મનમાં વારંવાર જે માઠા સંકલ્પો આવે છે તે પર અંકુશ રાખવો, અસ્થિરતા દૂર કરવી અને મનની સમતા ( equilibrium ) જાળવી રાખવાની ટેવ પાડવી. ઘરમાં કોઈને મંદવાડ થયો હોય ત્યારે, અથવા મરણ થયુ હોય ત્યારે, આ જીવની કેવી દુઃખી સ્થિતિ થઈ જાય છે ! પોતે જાણે છે કે અત્ર પોતાને પણ બેસી રહેવાનુ નથી, છતાં પણ મનમાં અનેક ખ્યાલો કરી પોતાની મેળે દુઃખી થાય છે. પાડોશીના ઘરમાં આગ લાગી હોય ત્યારે સામાન ફેરવવામાં ધમાલ અને પોતાના ઘરમાં આગ લાગી હોય ત્યારે જીવની સ્થિતિ મન પર કાબૂ કેવો છે, તે બતાવે છે. એ તો જાણે ઊભો ઊભો સળગી જાય છે. આવે વખતે સ્થિર પ્રકૃતિવાળા માણસો ભવિતવ્યતા પર ખ્યાલ કરી જોયા કરે છે. જરૂરના પ્રસંગો પ્રાપ્ત થતાં પેટમાંથી પાણી પણ ન ચાલે, ત્યાં જાણવું કે આ જીવ હવે ઉચ્ચતર સ્થિતિ પ્રાપ્ત કરવાને લાયક થયો છે. વ્યવહારકુશળ માણસો આવું દૃઢ મન રાખી શકે છે, પણ તેથી આ વિષયની કિંમત ઓછી થતી નથી; કારણ કે વ્યવહારકુશળ માણસો ધાર્મિક સદ્ગુણો તરફ ધ્યાન આપે છે ત્યારે ત્યાં પણ બહુ સુંદર કામ કરી શકે છે. મનના સંકલ્પો જવા એ બહુ મુશ્કેલ છે અને તેથી ધ્યાનના પ્રથમ પાયામાં મનને સ્વચ્છ, સ્થિર, રાગદ્વેષ રહિત કરવાનું કહ્યું છે એમ ભૂમિકા શુદ્ધ થયા પછી યોગક્રિયા થઈ શકે છે અને તેટલા માટે યમ-નિયમ બતાવવામાં આવ્યા છે. મનને સ્થિર કરવું એ કોઈ પણ ગુણ પ્રાપ્ત કરવાનું પ્રથમ પગથિયુ છે. એને તદ્દન કબજે કરવું અને પ્રભુભક્તિ કે ધ્યાનમા જોડવું એ વધારે

મુશ્કેલ છે, પણ અશકય નથી. શ્રી મહાત્મા આનંદઘનજી તેટલા જ માટે કહી ગયા છે કે 'મન કેમે કરીને પ્રભુમાં બાઝતું નથી.'+

શરૂઆતમાં મનના સંકલ્પો તદ્દન દૂર કરવા, એ બનવું મુશ્કેલ છે, તેથી અભ્યાસ પાડવાની ઇચ્છાવાળાએ મનમાં જેવો માઠો સંકલ્પ આવે કે તેને દાબી દેવો; જેમ બાળકને લાત મારે છે તેમ તેને ચોંટિયો ભરવો, છતાં મનના બંધારણ પ્રમાણે તે સંકલ્પ પાછો બેવડા જોરથી હલ્લો કરે છે. જો તે વખતે વધારે દૃઢતા રાખવામાં આવે તો ધીમે ધીમે ટેવ પડવાથી મન પર અંકુશ આવતો જાય છે. બીજું, મનના વિચારો સંજોગાનુસાર થાય છે માટે સંજોગો સારા કરી દેવા, પુખ્ત વિચાર કરીને નિર્ણયો કરવા અને પ્રબળ કારણો વગર તે નિર્ણયોને ફેરવવા નહિ. જરા અગવડ પડે તોપણ વિચારો વારંવાર બદલવા નહિ.

આ અધિકારમાં નીચેની હકીકત પર ખાસ ધ્યાન ખેંચ્યુ છે :

૧. મન વશ કરવાની જરૂર.

આનાં કારણોમાં મનનુ ચંચળપણું અને વશ કર્યા પછી તેની શક્તિ તરફ ખાસ ધ્યાન ખેંચવામાં આવ્યુ છે. (૧-૨-૪)

૨. મન વશ કરવાનો ઉપદેશ.

ઉક્ત હકીકત વધારે સ્પષ્ટ કરી છે અને સાથે બીક પણ બતાવી છે કે મન વશ કરશો નહિ તો સંસારમાં રઝળશો. (૩)

૩. મનોનિગ્રહ વગર બહિઃક્રિયાનું નિષ્ફળપણું.

યમ, નિયમ, તપ, ધ્યાન વગેરે સર્વ ક્રિયા, જ્ઞાન અને વર્તન મનોનિગ્રહ વગર નકામાં છે એ ચાર શ્લોકથી બતાવ્યુ છે. (૫-૬-૭-૧૨)

૪. મનને વશ થવાથી સંસારમાં પાત.

ત્રણ દૃષ્ટાંતથી સ્પષ્ટ કરવામાં આવેલ છે તે ધ્યાનમાં લેવા જેવું છે. (૧૧)

૫. મનોનિગ્રહથી પરમ પુણ્ય, (૧૩) મોક્ષ (૧૫) અને તે વગર વિદ્વત્તાની નિરર્થકતા. (૧૪)

ચોથા વિષયની બીજી બાજુ અત્ર નિર્દિષ્ટ થઈ છે.

૬. મનોનિગ્રહના ઉપાય.

જ્ઞાન, ચારિત્ર, ભાવના અને આત્મવિચારણા. (૧૬)

આ છ વિષયો જુદા જુદા રૂપમાં વિવેચનમાં સારી રીતે ચર્ચવામાં આવ્યા છે. બધી વાતનો સાર એ છે કે મનને મોકળું મૂકી દેવું નહિ.

---

+ આનંદઘનજીકૃત શ્રી કુંથુનાથજીના સ્તવનની પ્રથમ પંક્તિનો સાર.

હવે મનમાંથી સંકલ્પો દૂર કરવા અથવા સારા વિચાર કરવા તેની સાથે જ મનને શાંત રાખવુ. દરિયામાં વારંવાર મોજાં આવે છે તેમ મનમાં પણ તરંગના ઉછાળા આવે છે. એ વખતે મનને સ્થિર રાખવું-એ મોટો રાજયોગ છે. આ સંબંધમાં નીચેની કહેવત ઘરમાં સુવર્ણાક્ષરથી કોતરી રાખવા જેવી છેઃ—

Under all circumstances
KEEP AN EVEN MIND.
Take it,
Try it,
Walk with it.
Talk with it,
Lean on it,
Belleve in it,
FOR EVER.

**સર્વ સંજોગોમાં એકસરખું મન રાખો.**
આ શિક્ષા લ્યો,
તેને અજમાવો,
તેની સાથે ચાલો,
તેની સાથે વાત કરો,
તેના ઉપર આધાર રાખો,
તેમાં માન્યતા રાખો,

**હમેશાં.**

આ જ રાજયોગ, આ જ સંસારનો પાર, આ જ મોક્ષપ્રાપ્તિનો ઉત્કૃષ્ટ ઉપાય. જીરણ શેઠ આનાથી જ મોક્ષે જશે અને તંદુલ મત્સ્ય આ નિયમ ભૂલવાથી જ સંસારમાં રઝળે છે. **मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः** એ નિયમ (૪) અને (૫) વિષયમાં બહુ સ્પષ્ટ લખ્યો છે તેથી અત્ર તેનું પુનરાવર્તન કરતા નથી.

ચિત્તદમન એ ઘણો જ અગત્યનો વિષય છે. તેનાથી કેટલો લાભ છે તે વાંચનારે જોયુ હશે. મન સીધું હોય તો કરોડો વરસમાં જે કામ ન થઈ શકે તે એક ઘડીમાં થાય છે. આવા લાભાલાભનો વિચાર વાંચીને, વિચારીને, મનોનિગ્રહ કરવાનો ઉપાય બતાવ્યો છે તે અજમાવવો. શુદ્ધ વર્તન અને ભાવના ઉપર મન દોડાવવું. એક વાર લાઈનમાં પડી જવાશે એટલે પછી આગળ કેમ વધવું તે સૂઝી રહેશે. છેવટે '**મન સાધ્યું તેણે સઘળું સાધ્યું**' એ શ્રી આનંદઘનજી મહારાજના અનુભવસૂત્ર પર ફરી ધ્યાન ખેંચવામાં આવે છે.

**॥ इति सविवरणश्चित्तदमननामा नवमोऽधिकारः ॥**

# दशमो वैराग्योपदेशाधिकारः ॥



મનોનિગ્રહ કરવાનાં ચાર સાધનો પૈકી ભાવનાનું ઉપયોગીપણું ગત અધિકારના સોળમા શ્લોકમાં કહ્યું. હવે મનને ભાવનાવાસિત કરવા માટે સંસાર કેવો છે, તેની સ્થિતિ કેવી છે, તે પર વિચાર ચલાવવાની જરૂર છે. તત્ત્વચિંતકોએ વિચાર કરી કહ્યું છે કે વિચાર કરતાં વૈરાગ્ય આવશે એટલે સંસાર પરથી મન ઊઠી જશે. સંસારબંધને તોડનાર આ અધિકારનો વિષય પણ બહુ ઉપયોગી છે અને તેના શ્લોકો પર ઘટતું વિવેચન કરવામાં આવ્યું છે. ખાસ વૈરાગ્યનો વિષય આ જમાનામાં કેટલો ઉપયોગી છે તે સંબંધમાં આ ગ્રંથના ઉપોદ્‌ઘાતમાં ઘટિત વિવેચન કરવામાં આવ્યું છે.

### મૃત્યુનો દોર, તેનો જય અને તે પર વિચાર

किं जीव! माद्यसि हसस्ययमीहसेऽर्थान्, कामांश्च खेलसि तथा कुतुकैरशङ्कः।
चिक्षिप्सु घोरनरकावटकोटरे त्वा–मभ्यापतल्लघु विभावय मृत्युरक्षः ॥ १ ॥
आलम्बनं तव लवादिकुठारघाता–श्छिन्दन्ति जीविततरुं न हि यावदात्मन्!।
तावद्यतस्व परिणामहिताय तस्मि–श्छिन्ने हि कः क्व च कथं भवितास्यतन्त्रः* ॥२॥ (वसन्ततिलका)

"અરે જીવ! તું શું જોઈને અહંકાર કરે છે? કેમ હસે છે? પૈસા અને કામભોગોને શા માટે ઇચ્છે છે? અને શા ઉપર નિઃશંક થઈને કુતૂહળથી ખેલ કરે છે? કારણ કે નરકના ઊંડા ખાડામાં ફેંકી દેવાની ઇચ્છાથી મૃત્યુરાક્ષસ તારી નજીક ઉતાવળો આવતો જાય છે તેનો તો તું વિચાર કર. (૧) "જ્યાં સુધીમાં લવ× વગેરે કુહાડાના પ્રહારો તારા આધારરૂપ જીવનવૃક્ષનો છેદ કરે નહીં ત્યાં સુધીમાં હે આત્મન્! પરિણામે હિતને માટે યત્ન કર; તેનો છેદ થયા પછી તું પરતંત્ર થઈશ, એટલે કોણ જાણે કોણ (શું) થઈશ અને ક્યાં થઈશ અને કેવી રીતે થઈશ?" (૨)

* स्यतन्त्रः इत्यस्य स्थाने स्वतन्त्रः इति वा पाठ', त्वं कथं स्वायत्तः भविष्यसीत्यर्थः ।

× કાળવિશેષ, બે ઘડીનો સત્તોતેરમો ભાગ. એક આંખનો પલકારો મરાય તેને નિમેષ કહે છે. અઢાર નિમેષનો એક કાષ્ઠ થાય છે અને બે કાષ્ઠનો એક લવ થાય છે.

**વિવેચન**—હવે વૈરાગ્ય-અધિકાર શરૂ થાય છે. તેના સર્વ શ્લોકો હૃદય પર અસર કરનારા અને હૃદયને ઉદ્દેશીને લખેલા છે. તે બરાબર વાંચવા અને વિચારવા યોગ્ય છે. અરે ચેતન! તું બહુ ભૂલ્યો, જરા વિચાર, આ અહંકાર કરે છે, જરા જરામાં હસી પડે છે, ગમે તેવું લવે છે, વાંકોચૂકો ચાલે છે અને જાણે કે તારા જેવો આ પૃથ્વી પર બીજો કોઈ ડાહ્યો નથી એમ માની અભિમાનમાં લેવાતો જાય છે; પણ તારી સ્થિતિ કેટલી છે તે જોતો નથી, એ બહુ મોટા ખેદની વાત છે. તારે માથે મૃત્યુ ભમે છે, તારા પર જીત મેળવીને તને નરકમાં નાખવાની તદબીર રચ્યા કરે છે. સેતાનની તું સંભાળ લે. તું આમ નિઃશંક થઈને ફરે છે, તે તને ઘટિત નથી. તું બરાબર વિચાર કર અને **તારા શત્રુને ઓળખી રાખ** કે જેથી તે તને વિશેષ નુકસાન કરી શકે નહિ.

વળી, આમ કહેવાનું બીજું કારણ એ છે કે આ શરીર ધર્મકરણીમાં સાધનભૂત છે, પણ તે પ્રત્યેક સમયે, પ્રત્યેક કલાકે, પ્રત્યેક દિવસે ક્ષીણ થતું જાય છે. તેને કાળના સપાટા લાગે છે અને મૃત્યુ નજીક આવતું જાય છે; માટે એ શરીરના સાધનથી કાંઈ એવું કામ કરી લેવું જોઈએ કે જેથી પરિણામે આત્મહિત થાય. માણસ ઘણુંખરું તાત્કાળિક લાભ તરફ જુએ છે, **પણ વાસ્તવિક રીતે પરિણામે થતા લાભ તરફ જોવું જોઈએ.** એક સ્ત્રી પર બળાત્કાર કરનારને કદાચ પાંચ મિનિટ સુખ લાગે, પણ પછી દશ વરસ સુધી જેલજાત્રા કરવી પડે અથવા જીવન પર્યંત દેશપાર થવું પડે તેનું નામ સુખ ન જ કહેવાય.* આપણું કલ્પી લીધેલું સુખ ઉક્ત પ્રકારનું છે, માટે તે હકીકતનું સ્વરૂપ વારંવાર સમજી પરિણામ તરફ, લાંબી દૃષ્ટિએ, જોવાની ટેવ પાડવી. વધારે વિચાર કરવાથી જણાશે કે દાન, શીલ, તપ, ભાવ, સંયમ, ધૃતિ, કષાયત્યાગ વગેરે આ કોટિમાં આવે છે, તેથી સુજ્ઞ માણસે તેના તરફ લક્ષ્ય આપવું.

આ પ્રમાણે જો તું નહિ કરે તોપણ આયુઃસ્થિતિ પૂરી થયે મૃત્યુ તો તેનો દોર તારા ઉપર ચલાવશે; અને પછી તું કઈ ગતિમાં જઈશ? કયા સ્થાનકે જઈશ? ત્યાં શું કરી શકવાને શક્તિમાન રહીશ? એ કાંઈ કહી શકાય નહિ; કારણ કે તારા હાથમાં તે વાત રહેશે નહિ; તું પરતંત્ર થઈ જઈશ. માટે જો સ્વતંત્ર રહેવા ઇચ્છા હોય તો પુરુષાર્થ વડે બધી તૈયારી મૃત્યુ પહેલાં કરી લેવી જોઈએ. મૃત્યુ એ વિભાવદશા છે, પણ વિભાવદશા એ હાલ સ્વભાવદશા થઈ પડી છે. સુજ્ઞનું કામ એ છે કે તેણે કદી પણ મરણથી ડરવું નહીં, કારણ કે વહેલા-મોડા મરવું તો છે જ. તેમ જ તેણે મૃત્યુની ઇચ્છા પણ રાખવી નહિ. સંસારથી કંટાળેલા અજ્ઞ પ્રાણીઓ મનમાં ઇચ્છે છે કે આના કરતાં મરી ગયા હોઈએ તો છૂટકો થાય, પણ બિચારાને ખ્યાલ આવતો નથી કે મરણ પછી કયાં પલંગ ઢાળી રાખ્યા છે? ( અને ઢાળી રાખ્યા હોય તોપણ તે કોને માટે?) એવી

---

* Sec 376 Indian Penal Code.

રીતે **મરણથી ડરવું નહિ, મરણ ઇચ્છવું નહિ, પણ તેને માટે દરેક વખતે તૈયાર રહેવું.** એટલે ધાર્મિક કાર્યો કરી, જેમ પરગામ જવાનું ભાતું બાંધી રાખે છે તેમ, તૈયાર રહેવું. આ પ્રમાણે કરનારને મૃત્યુસમયે દુઃખ થતું નથી, પશ્ચાત્તાપ કરવો પડતો નથી અને સમાધિમાં કાળ કરીને તે ઉચ્ચ ગતિ પ્રાપ્ત કરે છે, (૧, ૨ : ૧૨૫, ૧૨૬)

### આત્માની પુરુષાર્થથી સિદ્ધિ

**त्वमेव मोग्धा× मतिमांस्त्वमात्मन्! नेष्टाप्यनेष्टा सुखदुःखयोस्त्वम् ।**
**दाता च भोक्ता च तयोस्त्वमेव, तच्चेष्टसे किं न यथा हितासिः ? ॥ ३ ॥** (उपजाति)

"હે આત્મન્! તું જ મુગ્ધ (અજ્ઞાની) છે અને તું જ જાણકાર; સુખની વાંછા કરનાર અને દુઃખનો દ્વેષ કરનાર પણ તું જ છે અને સુખ-દુઃખને દેનાર અને ભોગવનાર પણ તું જ છે; ત્યારે તને પોતાને હિતની પ્રાપ્તિ થાય તેવો પ્રયાસ શા માટે કરતો નથી?" (૩)

**વિવેચન**—ઉપરના શ્લોકમાં પરિણામહિત માટે યત્ન કરવા ભલામણ કરી, પણ શિષ્ય શંકા કરે છે કે યત્ન તો દૈવાધીન છે, માટે અમારે કેવી રીતે પરિણામહિત માટે યત્ન કરવો? તેને ગુરુ કહે છે કે હે શિષ્ય! આ આત્મા જ અજ્ઞાની છે અને જ્ઞાની છે, એટલે જ્યાં સુધી તેને જ્ઞાનાવરણીય કર્મો લાગેલાં છે, ત્યાં સુધી તે અજ્ઞાની છે અને તે ખસેડી નાખવાથી જ્ઞાની થાય છે. સુખને તે પસંદ કરે છે અને સર્વ સંજોગોમાં દુઃખને તે ધિક્કારે છે. તે સુખદુઃખને પેદા કરનાર પણ પોતે જ છે, કારણ કે સુખદુઃખની પ્રાપ્તિ કર્મબંધ પર આધાર રાખે છે. આ હકીકત બતાવે છે કે **કર્યાં કર્મો ભોગવ્યા વિના છૂટકો નથી.** આ વિચારથી સમજવાનુ એમ નથી કે નિરાંતે કર્મ પર નજર રાખી બેસી રહેવું. આ વિચારનું પરિણામ એ હોવું જોઈએ કે નવાં કર્મો ન કરવાં અને પૂર્વે કરેલાં કર્મો આત્માથી છૂટાં પડે (નિર્જરા થાય) એવા પ્રકારનો પ્રયાસ કરવો.

કેટલાકો ધારે છે કે જૈનીઓ કર્મવાદી છે, પણ તે બરાબર નથી. પ્રાણીએ પુરુષાર્થ કરવો અને તેમાં ફત્તેહ ન થાય તો સમજવું કે 'કર્મ અનુકૂળ નથી.' આ જૈન શાસ્ત્રનો મુખ્ય સિદ્ધાંત છે, પણ લોકો તે ભૂલી જવા લાગ્યા છે અને ભૂલથી જૈનને કર્મવાદી માનવા લાગ્યા છે. જો તેઓ કેવળ કર્મવાદી હોય તો કદી પણ મોક્ષે જઈ શકે નહિ; વ્રતાદિક અનુષ્ઠાનોનુ ફરમાન પણ પુરુષાર્થને અંગે જ છે. કર્મને વશ પડેલો જીવ કેવળ કર્મવાદના હઠથી મુક્ત થઈ શકે નહિ; પુરુષાર્થ વગર સર્વથા કર્મની પ્રચૂરતા હોય તો તેનો નાશ થઈ શકે જ નહિ; પુરુષાર્થ વગર સર્વથા કર્મક્ષય થવો અસંભવિત છે અને મોક્ષ માનનાર જૈનો પુરુષાર્થથી કર્મનો સર્વથા ક્ષય માને છે તેથી તેઓ એકાંત કર્મવાદી નથી એ સમજાય તેવું છે. શ્રી મુનિસુંદરસૂરિ મહારાજ તેટલા માટે પ્રબળ પુરુષાર્થ ફોરવવાની ભલામણ કરે છે. ટીકાકારશ્રી ઉત્તરાધ્યયન સૂત્રનો પાઠ ટાંકીને બતાવે છે કેઃ—

× मनिता इति वा पाठः, ज्ञाताऽहमित्यर्थः ।

अप्पा नइ वेयरणी, अप्पा मे कुडसामली ।
अप्पा कामदुहा धेणू, अप्पा मे नंदणं वणं ॥

"મારો આત્મા વૈતરણી નદી છે અને તે જ શાલ્મલી વૃક્ષ છે–વળી, તે જ કામદુઘા ગાય છે અને તે જ નંદન વન છે." સારા સંજોગો નિષ્પન્ન કરવાની શક્તિ ધરાવનાર મહાન આત્માઓનાં ચરિત્રો જગવિખ્યાત છે. ( ૩; ૧૨૭ )

## લોકરંજન અને આત્મરંજન

कस्ते निरञ्जन ! चिरं जनरञ्जनेन, धीमन् ! गुणोऽस्ति परमार्थदृशेति पश्य ।
तं रञ्जयाशु विशदैश्चरितैर्भवाब्धौ, यस्त्वां पतन्तमबलं परिपातुमीष्टे ॥ ४ ॥ (वसंततिलका)

"હે નિર્લેપ ! હે બુદ્ધિમાન ! લાંબા વખત સુધી જનરંજન કરવાથી તને કયો લાભ થશે તે પરમાર્થદૃષ્ટિથી તું જો; અને વિશુદ્ધ આચરણ વડે તું તો તેનું ( ધર્મનું ) રંજન કર કે જે બળ વગરના તારા આત્માનું સંસારસમુદ્રમાં પડતાં રક્ષણ કરવાને શક્તિમાન હોય." ( ૪ )

**વિવેચન**—તારે સારાં સારાં કપડા પહેરી કે મીઠા મીઠાં ભાષણો કરી લોકોને રીઝવવાનો નકામો ઠઠારો શા માટે કરવો પડે છે ? વળી, તારે સંસારમાં મસ્ત રહી વૈરાગી હોવાનો દંભ કોને માટે કરવો પડે છે ? તું જરા વિચાર કર કે તને તેથી જરા પણ લાભ છે ? જેઓ જરા વિચારણા કરે છે તેઓ સમજી શકે છે કે જનરંજન નકામું છે. ત્યારે કરવું શું ? એવા પ્રકારનું રંજન કરવું કે જેથી આવતો ભવ સુધરે અને અત્યારે પણ આત્મા પ્રસન્ન થાય આ ઉપાયનો સમાવેશ **આડંબર રહિત ધર્મ** કરવામાં સમાય છે, એટલે કે શુદ્ધ વર્તન, ફરજનું યથાસ્થિત ભાન તેમ જ ઉચ્ચ દશા પ્રાપ્ત કરવાનાં સાધનરૂપ દાન, શીલ, તપ, ભાવ, ધ્યાન, ધૃતિ, દયા, સત્ય વગેરેનું આચરણ કરવામાં સમાય છે. આવા રંજનથી સર્વ પ્રકારનો લાભ થાય છે એમ મન કબૂલ કરશે.

શ્રીમદ્ યશોવિજયજી મહારાજ શ્રીમલ્લિનાથજીના સ્તવનમાં કહે છે કે રંજન બે પ્રકારનાં છે : એક લોકરંજન અને બીજું લોકોત્તર રંજન. આ બેમાં શું કરવા યોગ્ય છે ? ભરત ચક્રવર્તીના મનમાં પણ આ જ સવાલ થયો હતો. ચક્રરત્નની પ્રથમ પૂજા કરવી કે પિતાશ્રીનો કેવળજ્ઞાન–મહોત્સવ પ્રથમ કરવો ? આવા પરસ્પર ગૂંચવણવાળા સવાલો ( questions of relative duties ) દુનિયામાં આપણને ઘણીવાર મૂઝવે છે. ઉપાધ્યાયજી તો કહી ગયા છે કે ' રીઝવવો એક સાંઈ, લોક તે વાત કરેરી,' લોકો ગમે તેમ વાતો કરે પણ આપણે તો સાંઈને–પ્રભુને રીઝવવો છે, એટલે કે લોકોત્તર રંજન કરવું છે. આવું જ્યારે મનનું વલણ થાય ત્યારે આત્મા સિદ્ધિસન્મુખ થઈ જાય છે.

આ જમાનામાં દેખાવ કરવાનુ કામ વધતું જાય છે. શ્રાવકો શ્રાવકધર્મના આચારનો દેખાવ માત્ર કરે છે, તેમને અત્ર ઉપદેશ છે; તેવી જ રીતે યતિ, ગોરજી અને સાધુને

પણ ઉપદેશ છે. લોકોને દેખાડવા ઓઘો, મુહપત્તિ રાખવાં અને મોટાં મોટાં વ્યાખ્યાનો આપવાં અને પ્રચ્છન્નપણે ગમે તેવી આચરણા કરવી તે પેટભરાપણું અથવા નરકગામીપણુ બતાવે છે. બધી વાતનું તાત્પર્ય એ છે કે હાથીની જેમ બે પ્રકારના દાંત રાખવા નહિ; લોકોને દેખાડવાનું વર્તન જુદું અને વાસ્તવિક વર્તન જુદું એમ ન રાખવું. દંભ દૂર કરવો. સાધુ કે શ્રાવક તરીકે ઓળખાતા દરેકે આ શ્લોક વિચારવા જેવો છે.

'સમ્યક્ત્વવાળા અથવા વિરતિવાળા પ્રાણીને ભાવી નિર્લેપતાથી નિર્લેપ એવી રીતે સંબોધી શકાય; તેથી જ શ્લોકમાં નિરંજન એવું સંબોધન આપ્યુ છે અને કોમળ આમંત્રણે બોલાવવાથી જીવનું મન પ્રસન્ન થાય છે અને સાંભળવા તત્પર બને છે, તેટલા માટે બુદ્ધિમાન એવું સંબોધન આપ્યુ છે.' (ટીકાકાર.) જૈન શાસ્ત્રકારો વસ્તુની પ્રરૂપણા કરતાં બે નયમાંથી કોઈ પણ એક નયની મુખ્યતા રાખી પ્રરૂપણા કરે છે. કોઈ જગ્યા પર વ્યવહારની મુખ્યતા હોય છે અને કોઈક જગ્યા પર નિશ્ચયની મુખ્યતા હોય છે. તેમાં વ્યવહારની અપેક્ષાએ જોકે આ જીવ નિરંજન નથી પણ નિશ્ચયની અપેક્ષાએ આ જીવ નિરંજન જ છે, કારણ કે કોઈ પણ અસત્ વસ્તુની ઉત્પત્તિ નિશ્ચયનય માનતો નથી ને તેથી જ નિશ્ચયના મત પ્રમાણે કોઈ અજ્ઞાની કે મિથ્યાત્વી જીવ જ્ઞાન કે સમ્યક્ત્વને પામતો નથી પણ જ્ઞાની અને સમ્યક્ત્વી જ તેને પામે છે, અર્થાત્ જે સત્તારૂપે અમલ હોય તે આવિર્ભાવરૂપે થાય છે, એમ તેની માન્યતા છે. તે માન્યતાને આધારે જ અત્રે ઉપદેશ્ય જીવને નિરંજન એવા સંબોધનથી બોલાવ્યો છે. વ્યવહારનયની અપેક્ષાએ તો આ જીવ મલિન છે, માટે 'હે નિરંજન!' એમ સંબોધન તેને થાય નહિ. (૪; ૧૨૮)

## મદત્યાગ અને શુદ્ધ વાસના

विद्वानहं सकललब्धिरहं नृपोऽहं, दाताहमद्भुतगुणोऽहमहं गरीयान् ।
इत्याद्यहङ्कृतिवशात्परितोषमेषि, नो वेत्सि किं परभवे लघुतां भवित्रीम् ? ॥ ५ ॥ (वसततिलका)

"હું વિદ્વાન છું, હું સર્વ લબ્ધિવાળો છું, હું રાજા છું, હું દાનેશ્વરી છું, હું અદ્‌ભુત ગુણવાળો છું, હુ મોટો છું—આવા આવા અહંકારને વશ થઈને તું સંતોષ પામે છે, પણ પરભવમાં થનારી તારી લઘુતા શું તું જાણતો નથી?" (૫)

**વિવેચન**—'સર્વ લબ્ધિ એટલે પંડિતપદપ્રાપ્તિ અથવા ધન, ધાન્ય, વસ્ત્ર, પાત્ર, વ્રતપ્રાપ્તિ અથવા આમર્ષ ઔષધિ વગેરે લબ્ધિની પ્રાપ્તિ.' (ટીકાકાર.)

આ જીવને દરેક બાબતમાં હું અને હુંની જ વાત છે, એને નથી દુનિયાના નિયમનુ ભાન કે નથી કર્મના સિદ્ધાંતનુ જ્ઞાન. એ તો જરા સારું કામ થશે કે મેં કર્યું, એમ કહી ગુકાવી પડશે અને જો બરાબર ન થયુ તો, કર્મ વગેરેને ઠપકો આપશે. આ અહંભાવ એ જ સંસાર છે અને તેટલા માટે જ ઉપાધ્યાયજી મહારાજ લખે છે કે 'અહ અને મમ એ મંત્ર જગતને અંધ કરનાર છે.' આ અહભાવ મટાડવો એ બહુ અગત્યનું કામ

છે. જેઓ ચાલુ જમાનાના મોહક પ્રવાહમાં ફસાઈ, આ મોટા દુર્ગુણ(પણ જમાનાએ માનેલા સદ્ગુણ)માં ફસી પડે છે, તેઓ બન્ને ભવ બગાડે છે. આ ભવમાં હમેશાં અસંતોષ રહ્યા કરે છે, કારણ કે દરેક વાત પોતાની ધારી થતી નથી અને શાસ્ત્રકાર કહે છે કે આવતા ભવમાં અહંકૃતિ કરેલી બાબતમાં જ હીનતા પ્રાપ્ત થાય છે. શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય મહારાજ યોગશાસ્ત્રમાં લખે છે કેઃ—

**जातिलाभकुलैश्वर्यबलरूपतपःश्रुतैः ।**
**कुर्वन् मदं पुनस्तानि हीनानि लभते जनः ॥**

'જાતિ, લાભ, કુળ, ઐશ્વર્ય, બળ, રૂપ, તપ અને જ્ઞાનનો મદ કરવાથી પ્રાણી તે જ બાબતમાં હીન થાય છે.'[1] (૫; ૧૨૯)

## તને મળેલી જોગવાઈ

**वेत्सि स्वरूपफलसाधनबाधनानि, धर्मस्य तं प्रभवसि स्ववशश्च कर्तुम् ।**
**तस्मिन् यतस्व मतिमन्नधुनेत्यमुत्र, किञ्चित्त्वया हि न हि सेत्स्यति भोत्स्यते वा ॥६॥(वसततिलका)**

"તું ધર્મનું સ્વરૂપ, ફળ, સાધન અને બાધક જાણે છે અને તું સ્વતંત્ર હોઈને ધર્મ કરવાને સમર્થ છે. તે માટે તું હમણાં જ (આ ભવમાં જ) તે કરવા યત્ન કર; કારણ કે આવતા ભવમાં તારાથી કાંઈ પણ સિદ્ધ થઈ શકશે નહિ અથવા જાણી શકાશે નહિ." (૬)

**વિવેચન**—ધર્મનું સ્વરૂપ—શ્રાવકધર્મ અથવા સાધુધર્મનું સ્વરૂપ.

ધર્મનું ફળ—પરંપરાએ મોક્ષ અને તાત્કાળિક નિર્જરા અથવા પુણ્યપ્રાપ્તિ.

સાધન—ચાર અનુયોગ, અનુકૂળ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ વગેરે અથવા ચાર વસ્તુઓ મળવી બહુ દુર્લભ છેઃ મનુષ્યપણું, ધર્મશ્રુતિ, શ્રદ્ધા અને સંયમમાં વીર્ય.

બાધક—કુજન્મ, કુક્ષેત્ર, પ્રતિકૂળ દ્રવ્ય, પ્રમાદ વગેરે.

આ સર્વ તું જાણે છે, એટલે તને ધર્મનાં સાધન અને અંતરાયની ખબર છે. તેમ જ તેનું સ્વરૂપ અને તે કરનારને ફળ શું મળે છે તે પણ જાણે છે. વળી, તું સ્વતંત્ર છે. જ્યારે પરમાધામીને વશ થઈશ ત્યારે તો તારાથી કાંઈ બની શકશે નહિ, પરંતુ અત્યારે તો તારે ઘણી સારી જોગવાઈ પ્રાપ્ત થઈ છે કે જે બીજે મળી શકે તેમ નથી. આવો આર્ય દેશ, ગુરુની સતત જોગવાઈ, સિદ્ધક્ષેત્ર(શત્રુંજય)નું સાનિધ્ય, રાજકર્તાની ધર્મ સંબંધમાં સર્વ પ્રકારની છૂટ અને લોકોમાં ધર્મનો પુનરુદ્ધાર કરવાની ઇચ્છાઃ આ સર્વસામાન્ય જોગવાઈ અને તે ઉપરાંત શરીરસંપત્તિ, વિદ્યાભ્યાસ, ધર્મરુચિ વગેરે તને જે ખાસ લાભો મળ્યા હોય, તે સમજી લઈને આ ભવમાં કાંઈ કર. જેમ વ્યવહારમાં

---

[1] આ સંબંધી વિશેષ હકીકત સાતમા કષાય અધિકારમાંથી મળશે. અને બાકી તો રાવણ, બાહુબળ, સ્થૂલિભદ્ર, સનત્કુમાર વગેરેના દૃષ્ટાંતો પ્રસિદ્ધ છે.

નામ કાઢવાની ખરજ આવે છે, તેમ ધર્મમાં નામ કાઢવાની ખરજ આવે તેમ કર, તારા પોતાના આત્મહિત માટે, તારી કોમ માટે, તારા દેશ માટે, મનુષ્યસમૂહ માટે, આખી સૃષ્ટિ માટે તારાથી બને તે કર. કાંઈ ન બને તો તું જે સંજોગોમાં મુકાયલો હો તેમા ઉત્તમ રીતે તારો પાઠ ભજવ. તું આવતા ભવ ઉપર આધાર રાખતો હો તો તારી ભૂલ છે, કારણ કે ત્યાં તને આવી જોગવાઈ મળશે કે નહિ એ કહી શકાય નહિ; અને વળી, તારી જવાબદારી કે ફરજ શું છે તેનું જ્ઞાન અને વિવેક ત્યાં તને રહેશે કે નહિ તે પણ કહી શકાય નહિ; માટે આ સારી જોગવાઈનો લાભ લેવા તું યત્ન કર. ચિદાનંદજી મહારાજ બરાબર એ જ મતલબનું ગાન રેડે છેઃ—

ચેતન ચાર ગતિમાં નિશ્ચે, મોક્ષદ્વાર એ કાયા રે,
કરત કામના[1] સુર પણ યાકી[2], જીનકું અનર્ગલ[3] માયા રે,
પૂરવ પુણ્ય ઉદય કરી ચેતન, નીકા નરભવ પાયા રે.
રોહિણગિરિ[4] જીમ રતનખાણ તિમ, ગુણ સહુ યામે સમાયા રે,
મહિમા મુખથી વરણત જાકી, સુરપતિ[5] મન શંકાયા રે. ॥ પૂરવ૦
યા તન વિણ તિહુ કાલ કહો કિન, સાચા સુખ નિપજાયા રે,
અવસર પાય ન ચૂક[6] ચિદાનંદ, સતગુરુ યું દરસાયા રે.[7] ॥ પૂરવ૦ (૬; ૧૩૦)

## ધર્મ કરવાની આવશ્યકતા; તેથી થતો દુઃખક્ષય

धर्मस्यावसरोऽस्ति पुद्गलपरावर्तैरनन्तैस्तवा-
यातः सम्प्रति जीव ! हे प्रसहतो दुःखान्यनन्तान्ययम् ।
स्वल्पाहः पुनरेष दुर्लभतमश्चास्मिन् यतस्वार्हतो,
धर्मं कर्तुमिमं विना हि नहि ते दुःखक्षयः कर्हिचित् ॥ ७ ॥ (शार्दूलविक्रीडित)

"હે ચેતન! બહુ પ્રકારે અનેક દુઃખો સહન કરતાં કરતાં અનંતા પુદ્ગલપરાવર્તન કર્યા પછી હાલમાં તને આ ધર્મ કરવાનો અવસર પ્રાપ્ત થયો છે; તે પણ થોડા દિવસ ચાલશે. અને ફરી ફરીને તેવો અવસર મળવો મહામુશ્કેલ છે; માટે ધર્મ કરવામા ઉદ્યમ કર. આ વગર તારાં દુઃખનો કદી પણ અંત થશે નહિ." (૭)

**વિવેચન**—અનંત દુઃખ ખમતાં અને અનંત કાળ ગયા પછી, કુદરતી રીતે નદીના પ્રવાહમા અથડાઈ અથડાઈને ગોળ થતા પાષાણુના ન્યાયથી, આ જીવ મનુષ્યભવ પામે છે. એની દુર્લભતા કેટલી છે તે ઉપર સમજાઈ ગયુ છે. એ મનુષ્યભવ પણ વળી બહુ થોડો વખત ચાલે છે. આ જમાનામાં મનુષ્યનું ઉત્કૃષ્ટ ૧૦૦ વર્ષનુ આયુષ્ય ગણીએ, તો તેમાંથી પ્રથમનાં ૨૦ અને પછવાડેનાં ૩૦ વર્ષ તો લગભગ નકામા છે. બાળપણામા અનંતા અને

---

૧. અભિલાષા. ૨. મનુષ્યકાયાની. ૩. અમાપ. ૪. રત્નગિરિ ૫. ઇંદ્ર ૬. ભૂલ ૭ બતાવ્યું.

વૃદ્ધાવસ્થામાં અશક્તિ આ વર્ષોને નકામા બનાવે છે. બાકીના મધ્યના વખતમાં બને તે કર. ફરી ફરીને આવી જોગવાઈ મળશે નહિ. જો અત્યારે ભૂલ્યો તો પાછો ફરીને જલદી ઠેકાણે પડીશ નહિ. ધર્મ વગરનું જીવન એ નકામું જીવન જ છે. ધર્મ વગર દુઃખનો નાશ થતો નથી અને ધર્મપ્રાપ્તિ મોટે ભાગે મનુષ્યભવમાં જ થઈ શકે છે, તેથી આ અવસરનો લાભ લેવા કહ્યું છે. અનંતકાળનું સ્વરૂપ પાંચમા કર્મગ્રંથથી જાણી લેવું.

˜પુદ્ગળપરાવર્તનનું સ્વરૂપ જાણવા જેવું છે. તેના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી પ્રત્યેકના બાદર અને સૂક્ષ્મ ભેદ કરતા આઠ પ્રકાર થાય છે.

ઔદારિક, વૈક્રિય, તૈજસ, કાર્મણ, ભાષા, શ્વાસોશ્વાસ અને મનોવર્ગણાપણે ચૌદ રાજલોકનાં સર્વ પુદ્ગળો પરિણમાવે એટલે પ્રત્યેક વર્ગણારૂપે દરેક પુદ્ગળ પરમાણુ પરિણમાવે ત્યારે **દ્રવ્યથી બાદર પુદ્ગળપરાવર્તન થાય.** (કોઈક આચાર્યો પ્રથમની ચાર વર્ગણારૂપે સર્વ પુદ્ગળ પરિણમાવવાનુ કહે છે.) એ જ પુદ્ગળ પરમાણુને પ્રથમ ઔદારિક વર્ગણારૂપે ભોગવે, ત્યાર પછી અનુક્રમે વૈક્રિય વર્ગણારૂપે ભોગવે, યાવત્ મનોવર્ગણારૂપે ભોગવે. તેમાં એક પરમાણુને ઔદારિક તરીકે ભોગવ્યા પછી, વચ્ચે વૈક્રિયાદિક રૂપે ગમે તેટલા ભોગવે તે ગણવા નહિ. એવી રીતે અનુક્રમે સાતે વર્ગણાપણે સર્વ પુદ્ગળો ભોગવાય ત્યારે **દ્રવ્યથી સૂક્ષ્મ પુદ્ગળપરાવર્તન થાય છે.**

લોકાકાશના અસંખ્ય પ્રદેશો છે. તે દરેક પ્રદેશને મરણથી સ્પર્શે ત્યારે **ક્ષેત્રથી બાદર પુદ્ગળપરાવર્તન** થાય છે અને લોકાકાશના સર્વ પ્રદેશોને ક્રમસર એક પછી એક પ્રદેશે સ્પર્શી મરણ પામે, એમ સર્વ પ્રદેશોનો અનુક્રમે સ્પર્શ થાય ત્યારે **ક્ષેત્રથી સૂક્ષ્મ પુદ્ગળપરાવર્તન** થાય છે. આમાં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે કોઈ પણ એક પ્રદેશે મરણ થયા પછી તેના અનંતર પ્રદેશે મરણ થાય તે જ પ્રદેશ ગણવો; બાકી અન્ય પ્રદેશોએ વચ્ચેના વખતમાં ગમે તેટલા મરણ થાય તે પ્રદેશો ગણવા નહિ.

ઉત્સર્પિણીના અને અવસર્પિણીના સર્વ સમયો આડાઅવળા મરણથી સ્પર્શે ત્યારે **કાળથી બાદર પુદ્ગળપરાવર્તન** થાય છે અને ઉપર બતાવેલી રીત પ્રમાણે એક કાળચક્રના પ્રત્યેક સમયને અનુક્રમે મરણ વડે સ્પર્શે, ત્યારે **કાળથી સૂક્ષ્મ પુદ્ગળપરાવર્તન** થાય છે. એમાં ઉત્સર્પિણીમાં પ્રથમ સમયે કાળ કર્યા પછી તેના પછીના જ બીજા સમયે બીજી કોઈ પણ ઉત્સર્પિણીમાં કાળ કરે તે જ ગણાય છે, વચ્ચેના મરણસમયો ગણાતા નથી.

કષાયના કારણથી જે અધ્યવસાય થાય તેને લીધે કર્મબંધ થાય છે. એ કર્મબંધમાં

˜ આ વિષય વધારે પારિભાષિક (technical) છે, એ બરાબર સમજવા માટે ગુરુગમની જરૂર પડશે કાઈક જરૂરી હકીકત ઉપમિતિભવપ્રપંચાના પ્રથમ ભાગના ભાષાંતરમાં બતાવી છે. પ્રકાશક, શ્રી જૈનધર્મ પ્રસારક સભા, ભાવનગર.

બહુ તરતમતા હોય છે. કષાય મંદ કે તીવ્ર હોય તેમ કર્મના અનુબંધમાં ફેર પડે છે. એનાં અસંખ્ય સ્થાનો છે અને તેથી અનુબંધસ્થાન પણ અસંખ્ય છે. પ્રાણીને જેવી જેવી જુદી જુદી વાસના તેટલા તેટલા જુદા જુદા અધ્યવસાય થાય છે અને તે પ્રત્યેકમાં તરતમતા હોય છે તેથી પ્રત્યેકનું સ્થાન જુદું પડે છે. એ અનુબંધસ્થાન અસંખ્ય સમજવાં. એ સર્વ અધ્યવસાયસ્થાનક આગળપાછળ ફરસીને પૂરા કરે ત્યારે **ભાવથી બાદર પુદ્ગળપરાવર્તન** થાય છે; અને પ્રથમ અલ્પકષાયોદયરૂપ અધ્યવસાયે છતો મરણ પામે, ત્યાર પછી બીજાં ગમે તેવાં સ્થાનકોએ મરણ પામે તે ગણાય નહિ, પણ ત્યારપછી તેની અનંતરના અધ્યવસાયસ્થાનકે મરણ પામે તે જ ગણાય. એવી રીતે સર્વ અધ્યવસાયસ્થાનકોએ અનુક્રમ પ્રમાણે ચાલતો કાળ કરે ત્યારે **ભાવથી સૂક્ષ્મ પુદ્ગળપરાવર્તન** થાય છે.

આ સ્વરૂપમાં બાદર પુદ્ગળપરાવર્તનના ચાર ભેદ કહ્યા છે એ જરા ઠીક લાગશે, કારણ કે એમાં બહુ ઓછા ભવો કરવા પડે છે (પ્રમાણમાં), પરંતુ શાસ્ત્રકાર કહે છે કે એ બાદરના ચાર ભેદ તો **સમજવા માટે** જ બતાવ્યા છે, તેનો બીજો ઉપયોગ નથી. એ સમજવાથી સૂક્ષ્મ ભેદ ગ્રાહ્યમાં આવે તેથી જ બતાવ્યા છે. બાકી, આ જીવે જે અનંત પુદ્ગળપરાવર્તન કર્યા અને હજુ કદાચ કરશે તો તે સૂક્ષ્મ સમજવાં.

હે જીવ! આ સ્વરૂપ વાંચીને વિચારતાં આંખો ઓડે આવશે. આવાં અનંત પુદ્ગળપરાવર્તન તેં કર્યાં છે અને જો ધર્મ નહિ કરે તો તેવા અનંતા પુદ્ગળપરાવર્તન સુધી હજુ રખડવું પડશે, પણ ન રખડવું એ તારા હાથની બાજીનો ખેલ છે; માટે ઊઠ, પ્રમાદ ત્યાગ કર, ધર્મ કર અને ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કર. (૭; ૧૩૧)

### અધિકારી થવા યત્ન કર

गुणस्तुतीर्वाञ्छसि निर्गुणोऽपि, सुखप्रतिष्ठादि विनापि पुण्यम् ।
अष्टाङ्गयोगं च विनापि सिद्धी-र्वातूलता कापि नवा तवात्मन् ! ॥ ८ ॥ (उपजाति)

"તારામાં ગુણ નથી તોપણ તું ગુણની પ્રશંસા થતી સાંભળવા ઇચ્છે છે, પુણ્ય વગર સુખ અને આબરૂ ઇચ્છે છે, તેમ જ અષ્ટાંગ યોગ વગર સિદ્ધિઓની* વાંછા રાખે છે. તારું વાયડાપણું તો કાંઈ વિચિત્ર લાગે છે!" (૮)

**વિવેચન**—આ જીવને એક એવી ટેવ પડી ગઈ છે કે પોતાનામાં ન હોય, તે ગુણો હોવાનો ફાંકો રાખવો, ગુણ વગર તે હોવાનો દાવો કરવો, અથવા તે ગુણો હોવાની સ્તુતિ થવાની ઇચ્છા રાખવી, એ મૂર્ખાઈ છે. તેવી જ રીતે પુણ્ય વગર શેઠિયા થઈને મોટરમાં ફરવાની કે માન-પ્રતિષ્ઠા મેળવવાની ઇચ્છા રાખવી તે ગેરવાજબી છે. દુનિયાનાં ભાગ્યશાળી પ્રાણીઓ તેં નથી જોયાં કે જેઓ જન્મે ત્યારથી તે મરે ત્યાં સુધી દુઃખનો ખ્યાલ પણ કરી શકતાં નથી. શ્રેણિક નામના રાજાને કરિયાણું ધારી 'શ્રેણિકને વખારે નાખો' એમ

* અણિમા વગેરે આઠ સિદ્ધિઓ છે. જુઓ ધર્મરત્નપ્રકરણ પ્રથમ ભાગ તથા આદીશ્વરચરિત્ર.

કહેનાર શાળિભદ્ર કેવા સુખી હશે ! પણ પુણ્ય કર્યા વગર એવા સુખની આશા રાખવી એ મૂર્ખાઈ છે. વૃક્ષ વાવ્યા સિવાય ફળની આશા રાખવી વ્યર્થ છે. વળી, આ જીવ એવી વાંછાઓ નિરંતર કર્યા કરે છે તે દરેકને અનુભવસિદ્ધ હકીકત છે, પણ કારણ સેવ્યા વગર કાર્યને ઇચ્છવું તે તદ્દન મૂર્ખના ખેલ છે. સુખને નિરંતર ઇચ્છવું અને તેના કારણભૂત ધર્મને ન કરવો તે મૂર્ખાઈ નહિ તો બીજું શું ? એને સુખ ક્યાંથી મળી શકે ? તેવી જ રીતે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિ એ અષ્ટાંગ યોગ (જેનાં સ્વરૂપ માટે જુઓ યોગશાસ્ત્ર×) વગર સિદ્ધિઓ મેળવવાની આશા રાખવી એ મૂર્ખાઈ છે.

વાતનો સાર એ છે કે દરેક **બાબતમાં હોંશ રાખવાને બદલે તેના અધિકારી થવું જોઈએ.** લક્ષ્મી એ દાસી છે અને તેના અધિકારી પાસે તે તદ્દન સહેલાઇથી આવે છે. જેમ ઉપરથી ત્રણે બાબતની પ્રયાસ વગર ફોગટ વાંછા કરવી એ મૂર્ખાઈ છે તેવી જ રીતે ધર્મ કર્યા વગર દુ:ખક્ષયની આશા રાખવી, એ પણ વાયડાપણું છે; એવું કદી બનતું જ નથી. અધિકારી થયા વગર વાંછા ન કરવી એ સામાન્ય નિયમ છે અને તે ઝીણી તથા મોટી દરેક બાબતમાં લાગુ પડે છે. (૮; ૧૩૨)

## પુણ્યાભાવે પરાભવ અને પુણ્યસાધનનું કરણીયપણું

**पदे पदे जीव ! पराभिभूतीः, पश्यन् किमीर्ष्यस्यधमः परेभ्यः ।**
**अपुण्यमात्मानमवैषि किं न, तनोषि किं वा न हि पुण्यमेव ? ॥ ९ ॥** (उपजाति)

"હે જીવ ! પારકાએ કરેલ પોતાનો પરાભવ જોઈને તું અધમપણે બીજાઓ તરફ શા માટે ઈર્ષ્યા કરે છે ? તારા પોતાના આત્માને નિષ્પુણ્યક (અપુણીઓ) કેમ સમજતો નથી ? અથવા પુણ્ય કેમ કરતો નથી ?" (૯)

**વિવેચન**—પોતાપણાનું માન (self-respect) નામનો કહેવાતો સદ્ગુણ પણ અહંકારની કોટિમાં જ આવે છે. જ્યારે જીવ કોઈ ઠેકાણે પરાભવ પામે છે ત્યારે પરાભવ કરનારની ઈર્ષા કરે છે અથવા તેના પર ગુસ્સે થાય છે; પણ પોતાનો આત્મા પરાભવ પામવાનો અધિકારી શા માટે થયો તેનો વિચાર કરતો નથી. જરા વિચાર કરીશ તો સમજાશે કે પરાભવ પાપથી થાય છે અને તારો પોતાનો આત્મા અપુણીઓ છે, તેથી જ તને પરાભવ પ્રાપ્ત થયો છે; માટે તારે બીજાની ઈર્ષ્યા કરવી તે અયોગ્ય છે. માત્ર સન્માન મેળવવા માટે પુણ્ય કરવું, એવો અત્ર ઉદ્દેશ નથી, પણ કોઈનાથી પરાભવ થાય તે પ્રસંગે આર્ત્તરૌદ્રધ્યાન ન કરવાનો અને અચૂકપણે પુણ્યાનુબંધી પુણ્યના હેતુભૂત વિશેષ ધર્મ કરવાનો ઉપદેશ છે. (૯; ૧૩૩)

---

× કર્તા શ્રી હેમચંદ્રાચાર્ય.

## પાપથી દુઃખ અને તેનું ત્યાજ્યપણું

किमर्दयन्निर्दयमङ्गिनो लघून्, विचेष्टसे कर्मसु ही *प्रमादतः ।
यदेकशोऽप्यन्यकृतार्दनः सहत्यनन्तशोऽप्यङ्गययमर्दनं भवे ॥ १० ॥ (वंशस्थविल)

"તું પ્રમાદથી નાના જીવોને પીડા આપવાનાં કર્મમાં નિર્દયપણે શા માટે પ્રવૃત્તિ કરે છે? પ્રાણી બીજાને જે પીડા એક વાર પણ નીપજાવે છે, તે જ પીડા ભવાંતરમાં તે અનંત વાર ખમે છે." (૧૦)

**વિવેચન**—ઉપરના બે શ્લોકમાં પુણ્ય કરવાનો ઉપદેશ આપ્યો અને તેને આદરવાથી લાભ છે એ બતાવ્યું. હવે પાપનું ત્યાજ્યપણું બતાવે છે. પાપ કરતી વખતે જ જાણે મન પ્રથમ તો પાછું હઠે છે, પણ ઘણા કાળના થયેલા સ્વભાવને લીધે પાછું તે માઠા વિકારને વશ થઈ જાય છે ખૂન કરનારને એક વખત અટકવાનું મન થાય છે, તેવી જ રીતે પરસ્ત્રી સેવનારને પણ થાય છે. આવી રીતે આત્માની શુદ્ધ સ્થિતિનો ભાવ દેખાય છે; પણ તેના ઉપર ત્યાર પછી મનોવિકારના તરંગો ઊઠે છે એટલે શુદ્ધ ખ્યાલ (Conscience) નાશ પામી જાય છે અને પાપ સેવાય છે. હવે આવી રીતે પાપ સેવનારને પરભવમાં ઘણું વેઠવું પડે છે. શાસ્ત્રકાર કહે છે કે બીજાને જે પ્રકારની પીડા નિપજાવી હોય તેનાથી આકરી પીડા તે નિપજાવનારને અનેક વાર સહન કરવી પડે છે. વીર પરમાત્માના હસ્ત-દીક્ષિત શિષ્ય શ્રી ધર્મદાસગણિ કહે છે કે:—

वहमारणअब्भक्खाणदाणपरधणविलोवणाईणं ।
सव्वजहण्णो उदओ, दसगुणिओ इक्कसि कयाणं ॥
तीव्वयरे उ पओसे, सयगुणिओ सयसहस्सकोडिगुणो ।
कोडाकोडिगुणो वा, हुज्ज विवागो वहुतरो वा ॥

**અર્થ**—"લાકડી વગેરેનો પ્રહાર કરવો, પ્રાણવ્યપરોપણ કરવું, જૂઠું કલંક દેવું અને પરધનનું હરણ કરવું વગેરે એક વાર કર્યાનો જઘન્ય ઉદય પણ દશ વખત તો થાય છે અને તીવ્ર પ્રદ્વેષથી કરેલ હોય તો સો, હજાર, લાખ, ક્રોડ અને ક્રોડાક્રોડ વાર પણ ઉદય થાય છે."

આમ કેમ બને? અને આમાં ન્યાય ક્યાં રહ્યો? એમ સામાન્ય જનના મનમાં પ્રશ્ન થાય છે. તેનો પણ ખુલાસો છે. પાંચ રૂપિયાની ચોરી કરનારને દંડ કેટલો છે? પાંચ મિનિટ બળાત્કારે વિષયસુખ ભોગવનારને કોર્ટ કેટલાં વર્ષની સજા કરે છે? અમુક પાપ, વખત કે દ્રવ્ય ઉપર બંધાતું નથી, પણ તે વખતે તે પાપકર્મ કરવામાં તીવ્રતા કેવી છે તે પર તેનો રસબંધ પડે છે. આ ટૂંકી વાતમાંથી બહુ સાર લેવા જેવો છે. પાપકર્મથી નિરંતર ડરતાં રહેવું અને ક્ષણિક સુખની ખાતર પાપકર્મ સેવવું નહિ.

---

* प्रमादतः ને બદલે ક્વચિત્ प्रमोदतः પાઠ છે, તેનો અર્થ પણ સારો છે

હમેશાં પાપકર્મ કરતી વખતે વિચારવું કે સામા પ્રાણીની જગ્યાએ આપણે હોઈએ અને આપણું મન સાવધાન હોય તો આપણને કેવું લાગે? પાપ ન કરવું એ જ આ જિંદગીનું સાર્થક છે. અનંત કાળથી સંસારમાં નવા નવા જન્મ લઈ આંટા માર્યા કરે છે, તેમ આ મનુષ્યજન્મ પણ એક આંટો માત્ર થઈ જશે, એવી જેને બીક લાગતી હોય તે પાપાચરણ કરે જ નહિ.

પાપ કોને કહેવાં તે શોધવું મુશ્કેલ નથી. કેટલીક વાર સૂક્ષ્મ બાબતમાં શંકા પડે તો વિદ્વાનોને પૂછી ખુલાસો કરવો અને સામાન્ય વ્યવહાર માટે તો અઢાર પાપસ્થાનકોનું સ્વરૂપ યથાસ્થિત સમજવું. જૈન શાસનનું મંડાણ જીવની દયા પર છે, તેથી અત્ર બે શ્લોકમાં દયા રાખવી, એ મુખ્ય ઉપદેશ છે અને તે પ્રમાણે સર્વ પાપોને માટે સમજી લેવું. (૧૦; ૧૩૪)

## પ્રાણીપીડા; તેનું નિવારણ કરવાની જરૂર

यथा सर्पमुखस्थोऽपि, भेको जन्तूनि भक्षयेत् ।
तथा मृत्युमुखस्थोऽपि किमात्मन्नर्दसेऽङ्गिनः ? ॥ ११ ॥ (अनुष्टुप्)

"જેમ સર્પના મુખમા રહ્યા છતાં પણ દેડકો અન્ય જંતુઓનુ ભક્ષણ કરે છે, તેમ હે આત્મન્! તું મૃત્યુના મુખમા રહ્યો થકો પ્રાણીઓને કેમ પીડા આપે છે?" (૧૧)

**વિવેચન**—અહીં બેસી રહેવાનું હોય તો તો જાણે ઠીક, પણ આશા તો મોટા ડુંગર જેટલી છે અને મરવું પગલાની નીચે છે. તેમાં કાળ ક્યારે આવશે તે પણ પોતે જાણતો નથી, છતાં એક ઘડી પણ નિરાંતે બેસતો નથી; ચોતરફ ધમાધમ કરી મૂકે છે. એક તરફ ગાડીઓ દોડાવે છે, તો બીજી તરફ નાચ નચાવે છે. આમ પ્રવૃત્તિ અને મોજશોખમાં, વિષય અને કષાયમા, અપ્રામાણિકપણામાં અને અભિમાનમાં, આવ્યો છે તેમ જ ખાલી હાથે ચાલ્યો જાય છે. અરે! કાળના એક સપાટામાં ઊંધા પડનાર મોક્ષાભિલાષી પ્રાણી! જરા ચેત, પાપાચરણ કરવાની બીક રાખ અને સંસારની વાસ્તવિક સ્થિતિ શી છે તેનો વિચાર કર! સર્પના મોઢામાં પડયો છે, ચવાઈ જવાની એક ઘડીની વાર નથી, તે વખતે પણ દેડકો જીવડા ખાય છે. આવુ અજ્ઞાન કોઈનું હોય? પણ તારું છે! વિચારી જોજે. (૧૧; ૧૩૫)

## માની લીધેલું સુખ; તેનું પરિણામ

आत्मानमल्पैरिह वञ्चयित्वा, प्रकल्पितैर्वा तनुचित्तसौख्यैः ।
भवाधमे किं जन ! सागराणि, सोढासि ही नारकदुःखराशीन् ॥ १२ ॥ (उपजाति)

"હે મનુષ્ય! થોડાં અને તે પણ માની લીધેલાં શરીરનાં અને મનનાં સુખ વડે આ ભવમાં તારા આત્માને છેતરીને અધમ ભવોમાં સાગરોપમ સુધી નારકીનાં દુઃખો સહન કરીશ." (૧૨)

**વિવેચન**—સુખ શું ? તેનો ખ્યાલ છે ? સામાન્ય માણસની નજરમાં કેટલીક વાર પાપાચરણ કરનારા માણસો સુખી દેખાય છે, તેનો અત્ર ખુલાસો કરે છે. પાંચ-પચાસ હજાર કે લાખ રૂપિયા મળે તેને સુખ કહેતા હો તો, તે પણ થોડો વખત જ ચાલે છે. અને જેને તમે સુખ કહો છો, તે સુખ નથી પણ માની લીધેલું સુખ છે. બરાબર વિચાર કરજો કે એમાં સુખ શું ? જુઓ દુનિયાનો સર્વ અનુભવ લઈ રાજર્ષિ ભર્તૃહરિ પણ લખે છે કેઃ—

> तृषा शुष्यत्यास्ये पिबति सलिलं स्वादु सुरभि,
> क्षुधार्त्तः सञ्छालीन्कवलयति शाकादिवलितान् ।
> प्रदीप्ते रागाग्नौ सुदृढतरमाश्लिष्यति वधूं,
> प्रतीकारो व्याधेः सुखमिति विपर्यस्यति जनः ॥

જ્યારે તરસથી ગળું સુકાઈ જતું હોય ત્યારે ઠંડું પાણી પીને હાશ કરે છે, પણ એમાં સુખ શું ? ભૂખથી પીડાય છે ત્યારે ચોખા, શાક વગેરે ખાય છે, પણ એમાં સુખ શું ? રાગાગ્નિ પ્રદીપ્ત થાય ત્યારે સ્ત્રીનો સંયોગ કરે છે, તેમાં સુખ શું ? વ્યાધિનાં ઔષધને આ જીવ ભૂલથી સુખ માને છે. જરા વિચારે તો માલૂમ પડશે કે એમાં સુખ જેવું કાંઈ છે જ નહિ. આવા માની લીધેલા સુખના ખોટા ખ્યાલમાં ફસાઈને આ જીવ મહામાઠાં કર્મો બાંધીને અધોગતિ પામે છે. આ બધાનું કારણ માત્ર એક જ છે કે વાસ્તવિક સુખ શું છે ? પૌદ્ગલિક સુખ કેવું છે ? કોને છે ? કેટલું છે ? ક્યારે છે ? શા માટે છે ? શા પરિણામવાળું છે ?—તેનો પૂરતો વિચાર કરતો નથી; વિચાર કરનારાઓ નિઃસ્વાર્થ બુદ્ધિથી કહેવા આવે છે તે તે ધ્યાનપૂર્વક સાંભળતો નથી અને સંસાર-વમળમાં ફસાયા કરે છે. પરિણામે અસંખ્ય વર્ષે થતા એ પલ્યોપમ જેવા દશ કોડાકોડી પલ્યોપમથી થતા એક સાગરોપમ જેવા અનંતા સાગરોપમ સુધીનો કાળ નરક-નિગોદમાં કાઢે છે. અનંતકાળ પરિભ્રમણ કરતાં કોઈક જ વાર મનુષ્યભવ મળે ત્યારે આવી રીતે હારી જાય છે અને પછી બાકીનો કાળ સંસારમાં રખડ્યા કરે છે.

સાગરોપમનું બરાબર પ્રમાણ પ્રવચનસારોદ્ધાર ગ્રંથથી જાણી લેવું. અત્ર તે પ્રસ્તુત એટલા માટે છે કે એક બાજુએ આ ભવનું થોડું સુખ મૂકવું અને બીજી બાજુએ તેના પરિણામે સહન કરવાનું નારકી તથા નિગોદનું અત્યંત દુઃખ કેટલાં વર્ષો સુધી સહેવું પડશે તે મૂકવું. સમજવું હોય તેને તો આ ઉપદેશ બરાબર વિચારવા યોગ્ય છે. (૧૨; ૧૩૬)

## પ્રમાદથી દુઃખ : શાસ્ત્રગત દષ્ટાંતો

> उरभ्रकाकिण्युदबिन्दुकाम्रवणिक्त्रयीशाकटभिक्षुकाद्यैः ।
> निदर्शनैर्हारितमर्त्यजन्मा, दुःखी प्रमादैर्बहु शोचितासि ॥ १३ ॥ (उपजाति)

"પ્રમાદે કરીને હે જીવ ! તું મનુષ્યભવ હારી જાય છે અને તેથી દુઃખી થઈને

ત્રણ વાણિયા, ગાડું હાંકનાર, ભિખારી વગેરેનાં દૃષ્ટાંતોની

બોકડો, કાકિણી, જળબિંદુ, કેરી, ત્રણ વાણિયા, ગાડું હાંકનાર, ભિખારી વગેરેનાં દૃષ્ટાંતોની
પેઠે તું બહુ દુઃખ પામીશ.”

**વિવેચન**—પ્રમાદથી આ જીવ મનુષ્યભવ હારી જાય છે અને દુઃખી થાય છે તે આપણે જોઈ ગયા. નીચેનાં દૃષ્ટાંતો શ્રી ઉત્તરાધ્યયન વગેરે મૂળ સૂત્રોમાં આવેલાં છે, તેમાં મનુષ્યભવ હારી ગયા પછી કેવો પશ્ચાત્તાપ થાય છે અને તે ભવ ફરી મેળવવો કેટલો મુશ્કેલ છે તે બતાવ્યુ છે. આ દૃષ્ટાંતો ખાસ મનન કરવા યોગ્ય છે. ટીકાકાર કહે છે કે “પ્રમાદના પરવશપણાથી આ જીવ સુકૃત કરતો નથી, તેથી મનુષ્યભવથી ભ્રષ્ટ થાય છે અને દુર્ગતિમાં જાય છે. દુર્ગતિમાં ગયા પછી અત્ર નિર્દિષ્ટ સ્વરૂપ પ્રમાણે ત્યાં પશ્ચાત્તાપ કરે છે. હે જીવ! તું તો અત્ર સુકૃતો કર કે જેથી તારે પરભવમાં લીલાલહેર થાય.” ટીકા અને ટબાનુસાર સંપૂર્ણ વિવેચન સાથે હવે દૃષ્ટાંતો આપીએ છીએ, તે ધ્યાનથી વાંચો. નીચેનાં સર્વ ઉદાહરણો મનુષ્યજન્મની સાર્થકતા અને તેનો લાભ ન લેવાથી થતી નિરર્થકતા તરફ ઉપનય બતાવનારાં છે, તે ખાસ ધ્યાનમાં રાખવું. વારંવાર તેનું પુનરાવર્તન ઉપનયનમા કર્યું નથી.

**૧. અજ-દૃષ્ટાંત :** એક વિશાળ નગર હતું. તે નગરમા એક પુરવાસીને ઘેર એક બોકડો હતો. કોઈ સારો પરોણો ઘેર આવશે ત્યારે તેનું માંસ કામ આવશે, એમ ધારીને તે બોકડાનુ બહુ સારી રીતે પોષણ કરવામાં આવતું હતું. તેને દરરોજ સારી રીતે નવરાવવામાં આવતો હતો, તેના શરીર પર પીળાં તિલક કરવામાં આવતાં હતાં, તેની લાલનાપાલના સારી રીતે થતી અને તેથી તે સર્વ પ્રકારે સુખી લાગતો અને પુષ્ટ શરીરવાળો માતેલો થયો હતો. હવે તે જ પુરવાસીના ઘરમાં એક બીજો વાછડો હતો તેને બાપડાને તેની મા ગાયને દોહી રહ્યા પછી બાકીનું અવશેષ દૂધ મળે તે ધાવવું પડતું હતું અને તેની કોઈ સંભાળ રાખતું નહિ. વાછડાએ બોકડાની સારી સ્થિતિ જોઈ એક દિવસ તો ક્રોધ અને ઈર્ષ્યાથી દૂધ પીવાની ના પાડી. તેની મા ગાયે તેને સ્નેહથી તેનું કારણ પૂછયું, ત્યારે વાછડો કહે છે કે ‘અરે મા! આ બોકડાને તો પુત્રની જેમ મિષ્ટાન્ન મળે છે અને મને મંદભાગ્યને તો પૂરું ઘાસ પણ મળતું નથી અને વખતસર પાણી પણ મળતું નથી. અરેરે! હું તો પૂરેપૂરો કમનસીબ છું.’ ગાયે કહ્યું, ‘વત્સ! જેમ કોઈનું મરણ નજીક આવ્યું હોય અને વૈદ્યે આશા મૂકી દીધી હોય, ત્યારે તેને પથ્યઅપથ્યનો વિચાર કર્યા વગર જે ખાવા માગે તે આપવામાં આવે છે, તેવી રીતે આ બોકડો પણ વધ્ય છે અને અત્યારે તો તેની બહુ સારવાર થતી દેખાય છે, પણ આગળ ઉપર તેના હાલ થાય તે જોજે.’ પોતાની માનું આવું કહેવું સાંભળી કાંઈક સંતોષ રાખી વાછડો જે બને છે તે જોયા કરે છે. પાંચ-દશ દિવસ આ પ્રમાણે ચાલ્યા ગયા. એક દિવસ મોટા ઘરના પૈસાદાર સગા મેમાન થઈને આવ્યા એટલે સવારના પહોરમાં બરાડા પાડતા બોકડાને પકડીને મારી નાખ્યો અને તેના માંસના કકડા કરી ભુંજીને આખું ઘર અને મેમાન જમ્યા. વાછડો આ સર્વ હકીકત જોઈ, તે દિવસ પણ પોતાની માતાને ધાવ્યો નહિ અને

માતાના પૂછવાથી કહેવા લાગ્યો કે 'મને તો બહુ બીક લાગે છે. બોકડાની આ સ્થિતિ જોઈ મને તો ધાવવાની ઇચ્છા પણ થતી નથી.' ગાયમાતાએ કહ્યું, 'વત્સ! મેં તો તને તે જ વખતે કહ્યું હતું કે આ સર્વ મરવા માટે જ છે.'

**ઉપનય**—જેવી રીતે બોકડો આનંદમાં નિમગ્ન થઈ યથેષ્ટ ખાતો હતો અને પુષ્ટ પણ થયો હતો, પરંતુ જ્યારે પરોણા આવ્યા ત્યારે તેનો શિરચ્છેદ થયો અને તે વખતે રાડો પાડીને રોવા લાગ્યો; તેવી જ રીતે તું પ્રમાદથી વિષયકષાયમા આસક્ત રહીને યથેષ્ટ વિચરે છે અને પાપથી પુષ્ટ થાય છે, પણ જ્યારે આયુષ્ય પૂર્ણ થશે ત્યારે મનુષ્ય જન્મ હારીને નરકાદિ દુર્ગતિમા જતાં મનમાં બહુ જ ખેદ પામીશ. પણ પછી તે ખેદ કાંઈ કામ આવશે નહિ; માટે વિચાર કરીને તારે તારુ ચેષ્ટિત એવું સારુ રાખવું કે જેથી ભવિષ્યમાં ખેદ થવાનો સંભવ રહે નહિ. સુખ શુ? ક્યાં મળે? ક્યારે મળે? કોને મળે? શા માટે મળે? તેનું પરિણામ શું થાય? તેનો વિચાર કર. કેટલાક જીવો વાછરડાની પેઠે બીજાનાં સાંસારિક સુખોનું અવલોકન કરી પોતાનાં મંદ સ્થિતિ માટે પસ્તાય છે, પણ તેઓ તેનો વાસ્તવિક વિચાર કરતા નથી. તેને જો કોઈ ગાયમાતા જેવું સત્ય સ્વરૂપ સમજાવનાર મળી જાય તો સારું, નહિ તો તેને નિરંતર પરિતાપ રહે છે આ ઉદાહરણ ઘણું અસરકારક છે અને તેના પર વિચાર ચલાવી પોતા પર લાગુ પાડવાથી ઉપયોગી બોધ મળે તેમ છે.

**૨. કાકિણીનું દૃષ્ટાંત**—એક ગરીબ માણુસ હતો. તે પૈસા કમાવા સારુ પરદેશ ગયો. પરદેશમાં બહુ મહેનત કરીને હજાર સોનૈયા કમાયો. પછી કોઈ સાર્થ પોતાના દેશ તરફ જતો હતો તેને સથવારે તે પણ દેશ તરફ જવા નીકળ્યો. બધી સોનામહોરોને એક વાંસળીમાં ભરી તે વાંસળી કેડ સાથે બાંધી લીધી અને ખરચ સારુ એક મહોરની કાકિણી લીધી. (એક રૂપિયાની એશી કાકિણી થાયઃ એક કાકિણી સવા દોકડાની થાય.) હવે સાર્થ ચાલ્યો. રસ્તે મોટી અટવીમાં એક ઝાડ તળે ભાતું ખાવા બેઠા, ત્યારે તે માણુસ એક કાકિણી ત્યાં ભૂલી ગયો. બપોરે મુકામ ઊપડયો. સાંજના કાકિણી સાંભરી. સવારે વિચાર થયો કે કાકિણી સારુ સોનામહોર વટાવવી પડશે એ તો ખોટું, માટે વાંસળીને તે જ ઝાડ તળે દાટીને પોતે કાકિણી લેવા ગયો. જે ઝાડ નીચે ભાતું ખાધું હતું ત્યાં જઈને જોયુ તો કાકિણી મળે નહિ. પાછો આવીને જુએ છે, તો ચોર લોકો ખાડો ખોદી વાંસળી ઉપાડી ગયા છે! આવી રીતે બન્નેથી ભ્રષ્ટ થયો અને બહુ શોકાર્ત્ત થયો. ઘેર ગયો ત્યાં ખાવાના પણ વાંધા પડ્યા અને સગાંવહાલાંઓએ તેને હસી કાઢ્યો.

**ઉપનય**—જેમ તે ગરીબ માણુસ પાસે તેને પ્રથમ કાંઈ પૈસા નહોતા, પણ જ્યારે મહાપ્રયાસે મળ્યા, ત્યારે માત્ર સવા દોકડાની એક કાકિણીના લોભથી સર્વ ગુમાવ્યા અને બન્નેથી ભ્રષ્ટ થઈ દરિદ્રી ને દરિદ્રી રહ્યો; તેવી જ રીતે તું પણ યાદ રાખજે કે અંતરાય કર્મના ઉદયથી સંસારીપણામાં કામભોગની પ્રાપ્તિ ન થતી હોય, તેથી તું દેશથી અગર

સર્વથી ચારિત્ર લે અને ત્યાર પછી કામભોગની ઇચ્છા કરે તો તેને પરિણામે કામભોગ પણ ન મળે અને ચારિત્રથી પણ ભ્રષ્ટ થાય; માટે એવું કરીશ નહિ. ઉભયભ્રષ્ટ થનાર ઘણા મનુષ્યો હોય છે; તેમ જ થોડા લોભની ખાતર, આખો ભવ ઝેર જેવો કરનારા પણ ઘણા મનુષ્યો મળી આવે છે. એવી જ રીતે અમુક વ્રત-નિયમ લઈ પાછો તજેલા પદાર્થોના સેવનની ઇચ્છા કરે છે, પરંતુ દુનિયાનો ક્રમ એવો છે કે તજેલી વસ્તુ ફરીને મળતી નથી અને તેની ઇચ્છા કરનારનું તજવાનું પુણ્ય નાશ પામે છે; આવી રીતે બન્નેથી ભ્રષ્ટ થાય છે. તજવાથી થતો મનનો સંતોષ અને ન તજનારને થતો સ્થૂળ કલ્પિત સંતોષ એ બન્ને તેને મળતા નથી. બીજી રીતે આ દૃષ્ટાંત મનુષ્યજન્મ ઉપર બરાબર ઘટી શકે તેવું છે. વિષય કાકિણી તુલ્ય સમજવા અને હજાર મહોર તે મનુષ્યભવ સમજવો. જરા વિચાર કરવાથી કાકિણી સારુ મનુષ્યજન્મ હારનારની મૂર્ખતા સમજી શકાશે.

**૩. જળબિંદુનું દૃષ્ટાંત**—એક વખત એક મનુષ્ય બહુ તરસ્યો થયો હતો. તેણે ઊભા ઊભા દેવની સ્તુતિ કરી, તેથી કોઈ દેવતા પ્રસન્ન થઈ તેના પર તુષ્ટમાન થયો અને તેને ઉપાડીને ક્ષીરસમુદ્રને કાંઠે લાવીને મૂકયો. આ પ્રાણી મૂર્ખ હતો. તેણે તો ત્યાં પણ પાણી પીધું નહિ અને પોતાને ઉપાડી લાવનાર દેવને કહ્યું કે "હે દેવ ! મારા ગામની સીમમા એક કૂવો છે તેના કાંઠા પર દર્ભ ઊગેલો છે અને તે દર્ભના છેડા પર રહેલું પાણીનું બિંદુ પીવાની મારી ઇચ્છા છે; તેથી જો તમે મારા પર તુષ્ટમાન થયા હો તો, ત્યા લઈ જાઓ." દેવતાએ જાણ્યુ કે એ મંદભાગ્ય મૂર્ખ છે, તેથી તેને ઉપાડીને અસલ જગ્યાએ મૂકયો. કૂવાકાંઠે જઈને જુએ છે તો પાણીનું બિંદુ તો પવનથી પડી ગયુ હતું. તે વખતે ઘણો શોક કરવા લાગ્યો કે હું તો બન્નેથી ભ્રષ્ટ થયો. મેં જળબિંદુ પણ ખોયુ અને ક્ષીરસમુદ્ર પણ ખોયો અને નકામાં તરસ્યો રહ્યો.

ઉપનય—કોઈક દેવની સહાયથી જેમ તે પ્રાણી ક્ષીરસમુદ્રે પહોંચ્યો અને પોતાની લાલસાને તાબે થઈ પાણી પીધા સિવાય પાછો આવ્યો અને બન્નેથી ભ્રષ્ટ થયો; તેવી જ રીતે તને પણ દૈવયોગે તપસંયમરૂપ ક્ષીરસમુદ્ર પ્રાપ્ત થાય ત્યારે તું તેનું આરાધન કર્યા વગર ઝાકળબિંદુ તુલ્ય સાંસારિક સુખની લાલસાથી પાછો સંસારી થવા ઇચ્છા કરીશ, તો પરિણામે તને આ ભવમાં સુખ મળશે નહિ અને પરભવનું સુખ તો તું ચારિત્રના પરિણામથી ભ્રષ્ટ થયો ત્યારથી જ હારી ગયો છે; કારણ કે તેના ઉપાયભૂત તપસંયમને તેં મૂકી દીધા છે. શુદ્ધ ચારિત્ર-વર્તન ન રાખનાર બન્ને રીતે ભ્રષ્ટ થાય છે. સંતોષ રાખનારને, શુદ્ધ વર્તન રાખનારને પ્રવૃત્તિની મારામારીથી થતી મનની વ્યાકુળતાના અભાવ ઉપરાંત ફરજ બજાવ્યાની શાંતિ અને આનંદ થાય છે, તે પણ તેને મળતાં નથી અને વર્તનનું ફળ પણ મળતું નથી. આ ઉભયભ્રષ્ટ સ્થિતિ બહુ વિચારવા જેવી છે. બીજા કાકિણીના દૃષ્ટાંતની પેઠે આ દૃષ્ટાંત પણ મનુષ્યભવ માટે ઘટે છે. અત્ર ઉદકબિંદુ તુલ્ય વિષય, દેવ તુલ્ય ગુરુમહારાજ અને ક્ષીરસમુદ્ર તુલ્ય સમ્યક્ત્વ કે ચારિત્ર સમજવાં.

**૪. આમ્ર દૃષ્ટાંત**—એક રાજાને કેરી ઉપર બહુ જ પ્રેમ હતો તેથી તે દરરોજ કેરી ખાતો. એક દિવસ શરીરમાં વાયુનો પ્રકોપ થયો અને તેનું જોર થવાથી વિશૂચિકા (પેટમાં દુઃખાવો, ઝાડા અને ગુલ્મ) થઈ આવી. તેની પીડા એવી થઈ કે કોઈ ઠેકાણે રહ્યું જાય નહિ. મોટા મોટા વૈદ્યોને બોલાવ્યા, અનેક ઉપાયો કર્યા, છેવટે મહાપ્રયાસે વિશૂચિકા મટી, પણ વૈદ્યોએ હમેશને માટે તાકીદ કરી કે તેણે કેરી ખાવી નહિ; જો કેરી ખાવામાં આવશે તો તેનાથી જરૂર મરણ થશે, માટે તેના સ્વાદનો વિચાર પણ કરવો નહિ અને તેના સામું પણ જોવું નહિ. રાજાને આ વાત પસંદ નહોતી, પણ શરીર ખાતર રાજાએ પોતાના રાજ્યમાંથી સર્વ આંબાઓનો નાશ કરાવી નાખ્યો. હવે બન્યુ એમ કે રાજા એક દિવસ શિકારે નીકળ્યો. એક શિકારની પછવાડે જતાં પ્રધાન સાથે પોતાના લશ્કરથી છૂટો પડી ગયો અને અટવીમાં પ્રધાન સાથે એકલો પડયો. અટવીમાં ફરતાં ફરતાં બન્ને એક મોટા આંબાના ઝાડ તળે આવી પહોંચ્યા. કેરી જોઈ રાજાને અપૂર્વ પ્રેમ જાગ્યો અને તે ખાવાનું મન થયુ. વિનાશકાળે વિપરીત બુદ્ધિ પ્રાપ્ત થાય છે અને સમજુ હોય તે પણ તે વખતે ભાન ભૂલી જાય છે. પ્રધાને ઘણું વાર્યો, પણ રાજા એકનો બે થયો નહિ. રાજાએ કેરી હાથમાં લીધી, વનપક કેરી જોઈ ખુશી થયો, ભાંગી, ખાધી અને તરત જ વિશૂચિકા થવાથી રાજા તે જ જગ્યાએ મરણ પામ્યો.

**ઉપનય**—રાજા જિહ્વા-ઈંદ્રિયપરવશ થઈ કેરીના સ્વાદમાં ખેંચાયો અને જીવિતવ્યથી ભ્રષ્ટ થયો; તેવી જ રીતે આ જીવ ઇંદ્રિયોને વશ થઈ પ્રમાદથી કામભોગનાં સુખોમાં પ્રવર્તે છે. ઇંદ્રિયને વશ પડેલા જીવને કાર્યાકાર્યનું ભાન રહેતું નથી. લોકોમાં પણ કહેવત છે કે "જેની દાઢ ડળકી, તેનો પ્રભુ રૂઠયો" એટલે જે જીભને વશ થયો તેનો દુનિયાદારીમાં ઊંચા આવવાનો હક ગયો. રાજાને તો થોડો વખત મન પર કાબૂ રહ્યો, એટલોય ઘણીવાર તો આ જીવને રહેતો નથી અને ખાવાની બાબતમાં તે કેટલો ઊંચો-નીચો થયા કરે છે, તે ડૉકટર કરી કરવાનું કહે છે ત્યારે જણાઈ આવે છે. ખાવાના લોભથી પોતાના શરીરના લાભોને પણ જોખમમાં મૂકવામાં આ જીવ ડરતો નથી. આ દૃષ્ટાંત પરથી બીજો સાર એ ગ્રહણ કરવાનો છે કે આ જીવને સંસારના વિષયોના ઉપભોગથી અસાધ્ય વ્યાધિ થતાં, ગુરુમહારાજ તેનું નિવારણ કરી, દેશથી અગર સર્વથી ચારિત્ર આપી ફરીને સંસારનાં સુખો સામું જોવાનો પણ પ્રતિબંધ કરે છે, છતાં પૂર્વોક્ત રાજાની જેમ તે પ્રાણી ફરી પાછો સાંસારિક સુખભોગ ભોગવવા ઇચ્છે છે, ભોગવે છે, તે કર્મના અસાધ્ય વ્યાધિને વશ થઈ દુર્ગતિમાં ચાલ્યો જાય છે, ફરીને ઊંચો પણ આવતો નથી.

**૫. ત્રણ વાણિયાનું દૃષ્ટાંત**—એક ગામમાં કોઈ વાણિયો રહેતો હતો. તે વૃદ્ધ વયનો હોવાથી તેણે દુનિયાના તડકા-છાયા જોયા હતા. તેને ત્રણ પુત્ર હતા. તેઓ કેવા હુશિયાર છે તેની પરીક્ષા સારુ દરેકને એકેક હજાર સોનામહોરો આપી, કહ્યું કે આટલા દ્રવ્યથી વ્યવહાર ચલાવી અમુક વખત પછી તમારે પાછું આવવું. વ્યવહાર ચલાવીને પાછું

આવવું એમ કહ્યું, પણ તેનો અર્થ સ્પષ્ટ ન કર્યો. ત્રણે પુત્રો સોનામહોર લઈ જુદે જુદે ગામ ગયા. એક છોકરો તો બિલકુલ મોજશોખ કરે નહિ; તેને ખાવાનો, સૂવાનો કે ફરવાનો શોખ જ નહિ; તેમ જ પરસ્ત્રી, સટ્ટા કે એવું બીજું દુર્વ્યસન પણ તેને ન હોતું. તેણે તો વેપાર કરીને મોટી રકમ મેળવી અને ખરચ માપસર રાખવાથી મોટો પૈસાદાર બની ગયો. બીજો ભાઈ એવા વિચારનો હતો કે મૂળ રકમ જાળવી રાખવી, બાકી વ્યાજ કે હાંસલ, જે વધે તે, ખરચી નાંખવાં. એટલે એણે મુદ્દલમાં એક પાઈ પણ વધારી નહિ, તેમ ઘટાડી પણ નહિ. ત્રીજો ભાઈ લહેરી હતો. એણે તો ખાવાપીવામાં, મોજમજામાં, સઘળા પૈસા ઉડાવી દીધા; વેપાર કર્યો જ નહિ. મુદ્દત પૂરી થઈ ત્યારે સર્વ ભાઈઓ પાછા ફર્યા. ત્રીજા ભાઈની હકીકત સાંભળી સર્વ હસ્યા અને તેના બાપે તેને ઘરમાંથી કાઢી મૂક્યો લોકોએ તેની નિંદા કરી. પહેલા ને બીજા ભાઈ માટે અનુક્રમે વિશેષ અને અલ્પ સંતોષ જણાવ્યો.

**ઉપનય**—મનુષ્યભવ પામવો બહુ દુર્લભ છે. એ પ્રાપ્ત થવામાં અનેક વિઘ્નો આવી પડે છે. આવી અનેક મુશ્કેલીથી પ્રાપ્ત થયેલ મનુષ્યભવ અને તેની સાથે જૈનધર્મ, નીરોગી શરીર, ગુરુનો યોગ વગેરે જોગવાઈ-સામગ્રી પ્રાપ્ત થવી પણ તેટલી જ મુશ્કેલ છે. મહા-પુણ્યયોગે એ સઘળું પ્રાપ્ત થાય છે. હવે આ મનુષ્યભવ પ્રાપ્ત કરી કેટલાંક દુઃસાધ્ય પ્રાણીઓ તો બાપડા લાડી, વાડી અને ગાડીની લહેરમાં લહેકાઈ જઈ ધર્મ શું છે, તે સમજતાં પણ નથી. આવા જીવો પુણ્યધન હારી જાય છે, પ્રાપ્ત થયેલ વારસો ગુમાવે છે અને કપૂતની જેમ મોટો વારસો મળ્યા છતાં ગરીબ થઈ જાય છે. કેટલાક માણસો તો પ્રતિકૂળ સંજોગોને લીધે પાપ સેવે છે, પણ ઉક્ત કનિષ્ઠ પ્રકારના મનુષ્યો તો સારા સંજોગોને જ દુષ્ટ બનાવે છે. મધ્યમ માણસો સાદું જીવન જીવે છે. તેઓ કોઈનું બગાડતા નથી, તેમ મોટો સ્થૂળ કે માનસિક પરોપકાર પણ કરતા નથી. જે ઉત્તમ પ્રકારના 'જીવો' છે તે તો અત્ર મહાઉત્તમ વર્તન રાખી પરોપકારમાં વિભૂતિ-આત્મિક અને પૌદ્ગલિક-વાપરી આ ભવમાં લહેર કરે છે અને પરભવમાં પણ આનંદ પામે છે જે ત્રીજા ભાઈની પેઠે ધન ગુમાવી દે છે, તેને તો અનંત કાળ પર્યંત ચોરાશી લાખ જીવયોનિમાં ભવકવાનું છે, તેનો છેડો નથી. અને પરાક્રમવાળા જીવોએ મધ્યમ ભાઈની પેઠે બેસી રહેવું સારું નથી. તેજી ઘોડાઓએ તો કામ પાર પહોંચાડવું સારું છે. આ મનુષ્યભવ ફરી ફરીને જલદી મળવાનો નથી; માટે ત્રીજા ભાઈની જેવી સ્થિતિ ન થાય તે ખાસ ધ્યાનમાં રાખવાની અને પહેલા ભાઈની જેમ વર્તવાની જરૂર છે. આ મનુષ્યભવના સરવૈયામાં પણ ઉધાર પાસું વધે તો તો બહુ જ ખોટું કહેવાય.

**૬. ગાડું હાંકનારનું દૃષ્ટાંત**—એક ગાડાવાળાને એક ગામથી બીજે ગામ જવાનું હતું. પોતે તે ગામના સારા તથા ખરાબ બન્ને રસ્તા જાણતો હતો, છતાં તે ગામ જતાં પોતે

ખાડાખડબા અને ડુંગરા–ટેકરીવાળો ખરાબ રસ્તો લીધો. પરિણામ એ થયુ કે રસ્તામાં તેના ગાડાનો ધરો ભાંગી ગયો, ત્યારે ગાડાવાળો પોતાની અણસમજ પર પસ્તાવા લાગ્યો.

**ઉપનય**—આ લઘુ દૃષ્ટાંત બહુ ઉપયોગી છે. આમાં વિદ્વાન શ્રોતા અને ભણેલા વાંચનારાઓ પ્રત્યે ઉપદેશ છે : હે વિદ્વાનો ! તમે જાણો છો કે મોહથી અને પ્રમાદથી સંસાર વધે છે, તમે સંસારની અસ્થિરતા સાંભળી છે, જાણી છે, માની છે અને શમ, દમ, દયા, દાન, ધૃતિ વગેરેથી પુણ્યબંધ અથવા કર્મનિર્જરા છે એ પણ જાણો છો; છતાં તમારું વર્તન પાપને રસ્તે થાય છે એ બહુ ખોટું છે. અજાણ્યા ભૂલ કરે એ કાંઈક સંભવિત છે, પણ જાણીજોઈને તમારુ ગાડું ખરાબ રસ્તે ચલાવી, પછી તે ભાંગે ત્યારે પસ્તાવો કરો એ તમારે માટે તદ્દન ખોટું છે. તમે સમજુ છો તેથી વધારે કહેવાની જરૂર નથી, પણ તમારા વર્તનનું ઘણા માણસો અનુકરણ કરે છે તે પણ તમારે ધ્યાનમાં રાખવાનું છે.

**૭. ભિક્ષુકનું દૃષ્ટાંત**—એક ગામડિયો દરિદ્રી પોતાના ગામમાં કાંઈ પણ કમાતો નહોતો, તેથી ભિક્ષા માગવા સારુ પરદેશ ગયો. તે બિચારો અનેક ગામ રખડયો, પણ તેને પેટ પૂરતી પણ ભિક્ષા મળી નહિ, ત્યારે આખરે કંટાળીને તે પોતાના ગામ તરફ પાછો ફર્યો. રસ્તે એક ગામમા યક્ષનું મંદિર આવ્યું, ત્યાં રાત્રિએ સૂતો. પોતાની દરિદ્રતા પર વિચાર કરતો અર્ધ જાગ્રત સ્થિતિમાં સૂતો છે, તેવામાં મધ્ય રાત્રિએ એક સિદ્ધ હાથમાં ચીતરેલો ઘડો લઈ ત્યાં આવ્યો. જમીન પર એક સ્વચ્છ જગ્યાએ તે ઘડો મૂકયો અને તરત જ એક સુદર ઘર બની ગયુ. પછી તે બોલ્યો કે “સ્રી થઈ જાઓ” એટલે ત્યાં નવયૌવના, સુંદર વેશવાળી, રતિના અવતાર જેવી સ્રી ઉત્પન્ન થઈ. ત્યારપછી તે સિદ્ધ જે જે બોલવા લાગ્યો તે તે સર્વ થવા લાગ્યુ. આખી રાત્રિ તે સ્રી સાથે વિવિધ પ્રકારના કામભોગ ભોગવી, સારી રસવતીનો આહાર કરી, પ્રભાતસમય નજીક આવતાં તેણે સર્વ સંહરી લીધું. પેલો ભિક્ષુક આ સર્વ જોયા કરતો હતો અને આખો વખત વિચારતો હતો કે “અરેરે ! હું તો પૃથ્વી પર તદ્દન દુર્ભાગી છું. મને તો માયા પણ મળી નહિ અને પ્રભુ પણ મળ્યા નહિ, માટે હવે તો હું આ સિદ્ધની સેવા કરું.” આવો વિચાર કરી તે ભિખારીએ સિદ્ધનો આશ્રય લીધો અને તેની સેવા કરવા માંડી. ઘણા વખત સુધી એકચિત્તે પેલા સિદ્ધની સેવા કરવાથી, આખરે તે પ્રસન્ન થયો અને કહ્યું કે “બોલ, તારે શેની ઇચ્છા છે?” ત્યારે ભિક્ષુકે કહ્યું કે ‘હું પણ તમારા જેવા સુંદર ભોગો ભોગવું એવું કરો !’ ત્યારે તેને ઘડો કે વિદ્યા બેમાંથી શું જોઈએ છે, એમ સિદ્ધે તેને પૂછયું. આ ભિક્ષુક જે મહાદુર્ભાગી હતો તેણે ભવિષ્યમાં વિદ્યા સાધવાનો કંટાળો ન થાય, તેટલા માટે કહ્યું કે ‘આપ જો મારા ઉપર પ્રસન્ન થયા હો તો કૃપા કરીને આપનો ઘડો મને આપી દો.’ મહાનુભાવ સિદ્ધપુરુષે પોતાનો ઘડો તરત જ તે ભિક્ષુકને આપી દીધો. ભિક્ષુક પોતાને ગામ ગયો અને ઘટના પ્રભાવથી ઉત્તમ હવેલી, શય્યા, નવયૌવના સ્રી, ફરનીચર વગેરે અનેક સુખની સામગ્રી ઉપજાવી, પોતે આનંદમાં રહેવા લાગ્યો; પોતાના કુટુંબને

પણ સુખી કર્યું. એક દિવસ દારૂ પીને મસ્ત થયો અને લહેરમાં આવી જઈને ઘડો લઈને નાચવા લાગ્યો. દુર્ભાગીનાં નસીબ મહાન હોતાં જ નથી. વખત ભરાઈ ગયો, પાપ ઉદય આવ્યું, ઘડો માથેથી પડ્યો અને ફૂટી ગયો! તે જ વખતે જુએ છે, તો પોતે ઉકરડામાં ઊભો છે. ઘર, સ્ત્રી, ભોગ, સર્વનો નાશ થઈ ગયો. તેણે જો વિદ્યા લીધી હોત તો ફરીને પણ સર્વ નિપજાવી શકત, પણ હવે તો કાંઈ બની શકે તેમ નહોતું.

**ઉપનય**—પ્રાપ્ત થયેલી સર્વ સામગ્રી માત્ર પ્રમાદથી ભિક્ષુક હારી ગયો, તેમ જ મનુષ્યભવમાં ધર્મારાધના યોગ્ય સર્વ સામગ્રી પ્રાપ્ત થયા છતાં પ્રમાદથી સર્વ હારી જાય છે, તેના પરિણામે ભવિષ્યમાં તારે પસ્તાવો કરવો પડશે. આ હકીકત અગાઉના દૃષ્ટાંતમાં બહુ સ્ફુટ કરી છે. બીજો સાર એ લેવાનો છે કે મનુષ્ય ઘણુંખરું તાત્કાળિક લાભ તરફ ધ્યાન આપે છે. જો ભિખારીએ કષ્ટસાધ્ય વિદ્યા લીધી હોત, તો શરૂઆતમાં તો તેને જરા પ્રયાસ પડત, પણ પછી હંમેશાની પીડા મટી જાત! પરંતુ માણસને બેઠા મળે તો ઊઠવાની ઇચ્છા થતી નથી. આ ટેવ બહુ જ ખરાબ છે. ઘણા માણસો તાત્કાળિક લાભની લાલસાથી જ અન્યાયી કાર્યોમા સપડાય છે. બીજું એ સમજવાનું છે કે પોતાની સ્થિતિ કરતાં એકદમ મોટા થઈ જવાની હોંશ રાખવી નહિ. નાના બાળકને તો જે પચતું હોય તે જ પચે, વધારે ભારે ખોરાક ખાવામાં આવે તો જ્વરાદિ દ્વારાએ મરણ પ્રાપ્ત થાય છે.

**૮. દરિદ્ર કુટુંબનું દૃષ્ટાંત**—કોઈ ગામમાં એક દરિદ્ર કુટુંબ વસતું હતું. એક સારે દિવસે તેઓ કોઈ ગૃહસ્થને ઘેર ગયા, ત્યા તેઓએ દૂધપાક રંધાતો અને ખવાતો જોયો, ત્યારે તેઓને પણ તે ખાવાની ઇચ્છા થઈ. બધાએ એકસાથે નિર્ણય કર્યો કે આજ ભીખ માગીને પણ દૂધપાક ખાવો. એક જણ કોઈ જગ્યાએથી જેવું તેવું દૂધ લઈ આવ્યો. બીજો વળી કોઈ ઠેકાણેથી ચોખા લઈ આવ્યો. પૂરી કરવા સારુ એક જણ ઘી લઈ આવ્યો. એક લોટ લઈ આવ્યો. આવી રીતે છૂટી છૂટી વસ્તુઓ લાવીને, તેનાં દૂધપાક પૂરી બનાવ્યાં. પોતે જે જે વસ્તુ લાવ્યા હતા તેના પ્રમાણમાં સર્વએ પોતપોતાના ભાગ પાડવા માંડ્યા; પણ મૂર્ખ હતા તેથી પરસ્પર વાંધો પડ્યો અને જ્યારે કોઈ રીતે અંદર અંદર સમજી ન શક્યા, ત્યારે દરબારમાં ફરિયાદ કરવા ગયા. કેટલોક વખત થયા પછી પાછા ફર્યા અને જુએ છે તો માલૂમ પડ્યું કે કૂતરાઓ દૂધપાક અને પૂરી વગેરે સર્વ ખાઈ ગયા છે. ઘણા દિવસે મળેલી વસ્તુ આમ એકદમ થાલી ગયેલી જોઈ તેઓને સર્વને ધ્રાસકો પડ્યો અને મરણ પામ્યા.

**ઉપનય**—મહાપ્રયાસ કરીને પ્રાપ્ત કરેલ દૂધપાક-પૂરીનું જમણ જેમ સદરહુ કુટુંબીઓ પામી શક્યા નહિ અને ઊલટા તે જ નિમિત્તે મરણ પામ્યા, તેવી જ રીતે મહાપ્રયાસે પ્રાપ્ત થયેલ મનુષ્યભવ વગેરે સામગ્રી રાગદ્વેષાદિ કારણોથી ફળ વગરની થઈ પડે છે, એટલું જ નહિ પણ અનંત જન્મમરણ પણ આપે છે. વળી, પુણ્યવાન ગૃહસ્થોની મોટાઈ જોઈને શક્તિ વગરના રંકો તેની સરસાઈ કરવા માગે તો તેમા પોતાનો જ નાશ થાય છે. અત્ર મુખ્ય ઉપદેશ એ છે કે પોતાની જે સ્થિતિ હોય તેમાં સંતોષ માનવો. દુનિયામાં

અનેક સ્થાનકે સુખ દેખાય છે, તેથી તે તરફ પોતે લલચાઈ જવું નહિ અને ધર્મસામગ્રી પ્રાપ્ત થયા પછી રાગદ્વેષ કરી તે નિષ્ફળ કરવી નહિ.

૯. **બે વાણિયાનું દૃષ્ટાંત**—કોઈ ગામમાં બે વાણિયા રહેતા હતા. તેઓ અનેક પ્રકારનાં કામ કરતા હતા, પરંતુ નસીબના મોળા હોવાથી પાસે પૈસો એકઠો થતો નહોતો. તેઓએ પૈસા પેદા કરવા સારુ કંઈ કંઈ પ્રયત્નો કર્યા, પણ જ્યારે કોઈ પણ ઉપાયે પૈસા મળ્યા નહિ ત્યારે નગરની બહાર એક યક્ષનું મંદિર હતું ત્યાં જઈ તેની સેવા કરવા માંડી. એક દિવસ યક્ષ પ્રસન્ન થયો ત્યારે તેઓએ તેની પાસે દ્રવ્ય માંગ્યુ. યક્ષે કહ્યું: "હે વત્સો ! તમારે પૈસાની બહુ જ ઇચ્છા છે તો જાઓ, હું તમારા પર પ્રસન્ન થયો છું. કાળી ચૌદશની રાત્રિએ તમારે બન્નેએ એકેક ગાડું તૈયાર કરી રાખવું. હું તમને બન્નેને ગાડાં સહિત તે રાત્રિએ રત્નદ્વીપે લઈ જઈશ. ત્યાં અનેક રત્નો રસ્તામાં પડ્યાં હોય છે. તમને ત્યાં બે પહોર સુધી રાખવામાં આવશે. તમારાથી જેટલાં રત્નો લેવાય તેટલાં લઈ લેજો. બે પહોર પછી તમને ગાડાં સહિત ઉપાડીને પાછા અહીં લાવીશ." વાણિયા તો આ સાંભળી રાજી રાજી થઈ ગયા અને ઉક્ત રાત્રિએ ઘણાં સારાં બે ગાડાં તૈયાર કરી લાવ્યા. તેમાં વળી વધારે રત્નો લઈને ગોઠવી શકાય એવી યુક્તિ (સંચા વગેરેથી) પણ કરી રાખી. નીમેલ વખતે યક્ષે બન્ને ગાડાંઓ સાથે તે વાણિયાને ઉપાડી રત્નદ્વીપે મૂક્યા. જે જગ્યાએ તેઓને મૂક્યા, ત્યાં બહુ સુંદર રીતે પાથરેલી સુગંધીથી સુવાસિત બે સુંદર શય્યા હતી. એક કલાક સૂઈ લઉં એમ વિચારીને એક વાણિયો સૂતો અને ઊંઘ આવી ગઈ. ઊંઘમાં બે પહોર ચાલ્યા ગયા. બીજા વાણિયાએ તો બીજું કામ તજી દઈને રત્નોના ગાંસડા બાંધવા માંડ્યા; તેણે બે પહોર સુધી બીજો ધંધો કર્યો જ નહિ. બે પહોર પૂરા થયા કે દેવે તો ગાડાં ઉપાડ્યાં અને બન્નેને તેના નગરની સમીપ મૂકી દીધા. વિચક્ષણ વાણિયાએ તો લાવેલાં રત્નો વડે મહેલ બંધાવ્યો અને સુખી થઈ ગયો. અને પેલો પ્રમાદી તો દુઃખી જ રહ્યો અને વિચક્ષણની સંપત્તિ જોઈ પસ્તાવા લાગ્યો, તેમજ તેનો દ્વેષ કરવા લાગ્યો.

**ઉપનય**—શુદ્ધ દેવ, ગુરુ, ધર્મની જોગવાઈ એ રત્નદ્વીપ છે. એને મહાપુણ્યયોગે પ્રાપ્ત કર્યા પછી, કેટલાક મૂર્ખાઓ તો, પ્રમાદી વાણિયાની પેઠે, એશઆરામ કે પ્રવૃત્તિમાં કાળ ગુમાવી હારી જાય છે; તેઓ તેની પેઠે પસ્તાય છે. જેઓ પ્રથમથી જ ચેતી જાય છે, તેઓ વિચક્ષણ વણિકની પેઠે અપ્રમત્તપણે ધર્મક્રિયા કરીને એકલાં રત્નો જ હાથ કરે છે. તેનું મન તો નથી દોડતું વિષય તરફ કે નથી દોડતું કષાય તરફ. એ તો દમ બાંધીને ઉત્તમ વ્યવહાર, ઉત્તમ વર્તન અને દાન, શીલ વગેરે ધર્માનુષ્ઠાનો કરી આખો દિવસ અને રાત જાગતા રહે છે અને બીજી વસ્તુ પોતાના ગાડામાં લેતા જ નથી. એ તો રત્નની જ વાત કરે છે, બીજાને અડકતા પણ નથી. મનુષ્યભવનું આયુષ્ય બે પ્રહર જેટલું છે.*

* દેવના મોટા આયુષ્યના પ્રમાણમાં મનુષ્યાયુ ઘણું અલ્પ છે.

તેટલો વખત ધર્મ કરવાથી જે ફળ મળે છે તે ઘણા વખત સુધી સુખ આપે છે, માટે અત્ર ઇંદ્રિયોને અને મનને વશ કરી ધર્મધન એકઠું કરી લેવામાં તૈયાર રહેવું.

**૧૦. બે વિદ્યાધરનું દૃષ્ટાંત**—વૈતાઢ્ય પર્વત પર બે વિદ્યાધર રહેતા હતા. તેઓએ પોતાના વડીલોની બહુ સેવા કરીને, તેમની પાસેથી જગતને વશ કરે તેવી વિદ્યા મેળવી. પછી તે વિદ્યાની સાધના કરવા માટે પૃથ્વી પરના કોઈ ગામમાં આવ્યા અને તે વિદ્યાની આરાધનાના કલ્પ અનુસાર ચંડાળની છોડી સાથે વેવિશાળની પ્રાર્થના કરી અને બન્ને ઘરજમાઈ તરીકે તેને ત્યાં રહ્યા. તેઓ બે ચંડાળપુત્રી સાથે પરણ્યા અને સાથે રહેવા લાગ્યા; પરંતુ જુદા જુદા ભાગમાં રહીને તેઓ વિદ્યા સાધવા લાગ્યા. ચંડાળકન્યા નીચ હોવાથી હાવભાવ કરીને તેઓને ક્ષોભ પમાડતી હતી; પરંતુ એમાંથી એક વિદ્યાધર તો દૃઢ નિશ્ચયવાળો હોવાથી જરા પણ ડગ્યો નહિ અને છ માસ સુધી નિરતિચાર બ્રહ્મચર્ય પાળી વિદ્યા સિદ્ધ કરીને વૈતાઢ્ય પર્વતે ગયો અને સર્વ લક્ષ્મી અને રાજ્યનું સુખ અનુભવ્યું. બીજો વિદ્યાધર ચંડાળકન્યાથી ક્ષોભ પામી ગયો અને તેની સાથે લપટાયો, બ્રહ્મચર્યથી ભ્રષ્ટ થયો. નીચનો સ્પર્શ થતા જ પોતાની પાસે હતી તે વિદ્યા પણ ચાલી ગઈ અને ચંડાળપણું પામીને દુઃખી થયો.

**ઉપનય**—આ વિદ્યાધરને સર્વ સામગ્રી મળી હતી છતાં ઇંદ્રિય પરવશ થઈને સર્વ ગુમાવી બેઠો, તેવી રીતે આ સંસારમાં લાલચના પ્રસંગોથી બહુ ચેતવાની જરૂર છે; લાલચને લાત મારતાં શીખવાની ખાસ જરૂર છે. એવે પ્રસંગે મનોવિકારને તાબે થઈ ધર્મ-ધન હારી જવામાં આવે તો બીજા વિદ્યાધરની પેઠે દુઃખી થવું પડે. સત્ત્વવંત પ્રાણી પ્રથમ વિદ્યાધરની પેઠે પોતાનું દૃષ્ટિબિંદુ, હજારો જાળોની વચ્ચે હોય તોપણ, ચૂકતા નથી. અને જે પ્રાણી તેવી રીતે વર્તન કરે છે તે થોડા વખતમા તેનાં ઉત્તમ ફળ પ્રાપ્ત કરે છે.

**૧૧. નિર્ભાગીનું દૃષ્ટાંત**—અનેક દેવોની સેવના કર્યા પછી એક ભિક્ષુક જીવને ચિંતામણિ રત્ન પ્રાપ્ત થયુ. ચિંતામણિ રત્નનો પ્રભાવ એવો છે કે, તે જેની પાસે હોય, તે તેનુ આરાધન કરે તો પછી ઇચ્છિત વસ્તુ તેને મળે. અન્યદા તે પુરુષ સમુદ્રમાર્ગે પોતાને દેશ જતો હતો. એક રાત્રિએ ચંદ્રની કાંતિ સાથે ચિંતામણિ રત્નની કાંતિ સરખાવી તેને ઉડાડવા લાગ્યો. એવામાં હાથ સર્યો, રત્ન પડી ગયુ, સમુદ્રમાં ડૂબી ગયુ અને પોતે હતો તેવો દરિદ્રી થઈ ગયો.

**ઉપનય**—મનુષ્યભવ ચિંતામણિ રત્ન સમાન છે. બહુ પ્રયાસથી મળે તેવું જૈન-ધર્મરૂપ ચિંતામણિ રત્ન પ્રાપ્ત કરી, પ્રમાદને વશ થઈ, તે ખોઈ બેસવામા આવે તો, પછી ભવિષ્યમા બહુ પસ્તાવાનુ કારણ રહે છે, માટે રત્ન પ્રાપ્ત થાય ત્યારે તેની ખરી કિંમત સમજી તેને જાળવી રાખવું.

શાસ્ત્રકારો સ્વપરઉપકારની બુદ્ધિથી આવાં અનેક દૃષ્ટાંતો બતાવી ગયા છે. સર્વનો

સાર એ છે કે વિષયને વશ ન થવું, મન પર અંકુશ રાખવો, પોતાની જવાબદારી સમજવી, મનુષ્યભવની અને દેવગુરુધર્મની જોગવાઈની પ્રાપ્તિની દુર્લભતા સમજવી અને લાલચમાં લપટાવું નહિ. સાક્ષર અને નિરક્ષરને બોધદાયક હોવાથી આ દષ્ટાંતો પર જરૂરી વિવેચન કરવામાં આવ્યું છે. (૧૩; ૧૩૭)

## પ્રત્યેક ઇંદ્રિયથી સ્પષ્ટ દૃષ્ટાંત

पतङ्गभृङ्गैणखगाहिमीनद्विपद्विपारिप्रमुखाः प्रमादैः ।
शोच्या यथा स्युर्मृतिबन्धदुःखैश्चिराय भावी त्वमपीति जन्तो ! ॥ १४ ॥ (उपजाति)

"પતંગિયુ, ભમરો, હરણ, પક્ષી, સર્પ, માછલું, હાથી, સિંહ વગેરે પ્રમાદથી–એક એક ઇંદ્રિયના વિષયરૂપ પ્રમાદને વશ થઈ જવાથી–જેમ મરણબંધન વગેરે દુઃખોથી પીડા પામે છે, તેમ હે જીવ! તું પણ ઇંદ્રિયોને વશ પડીને લાંબા વખત સુધી શોચ પામીશ." (૧૪)

**વિવેચન**—ઉપર સામાન્ય પ્રકારે પ્રમાદ ત્યાગ કરવાનું કહ્યું, તેમાં અનેક દષ્ટાંતો બતાવીને કહ્યું કે જો પ્રમાદ કરવામાં આવશે તો મહાદુઃખ પ્રાપ્ત થશે. હવે અત્ર બતાવે છે કે એક ઇંદ્રિયને વશ પડવાથી પણ મહાદુઃખ થાય છે. બિચારાં તિર્યંચોને પણ એક એક ઇંદ્રિયને પરવશ પડવાથી વધ, બંધનાદિ સહન કરવાં પડે છે અને છેવટ મરણ પણ થાય છે, તો તારે તો પાંચે ઇંદ્રિયો નિરંકુશપણે વર્તે છે તો તારા શા હાલ થશે તે વિચારજે.

**૧. પતંગ**—રાત્રિએ છેટેથી સુવર્ણના રંગ જેવો દીવો જોઈને પતંગિયુ તેના મોહથી આકર્ષણ પામી તેના પર પડે છે, તરત જ બળી જાય છે અથવા તેમાં ડૂબી મરે છે, **ચક્ષુરિંદ્રિયને** પરવશ થવાથી આ મરણદુઃખ થયુ.

**૨. ભ્રમર**—સુગંધીના મોહથી સાંજ સુધી ભમરો કમળમાં બેસી રહે છે અને તેમાં મસ્ત થઈ જાય છે. સાંજે કમળ બિડાવા માંડે છે ત્યારે પણ 'ઊડું છું' 'ઊડું છું' એમ વિચારે છે, તેવામાં કમળ બંધ થઈ જાય છે. પછી તે નીકળી શકતો નથી અને આખી રાત બંધન પામે છે. તેમાં પણ પ્રભાત થયા અગાઉ જો હાથી આવે છે, તો તે કમળને ઉખેડીને ભક્ષ્ય કરી જાય છે, તેથી તે મરણ પામે છે.

હાથીના ગંડસ્થળોમાંથી મદ ઝરે છે, તેની સુગંધથી ખેંચાઈ હાથીના મસ્તક પાસે અને પડખે ભમરાઓ ગુંજારવ કરે છે. હાથી કાન ફફડાવ્યા કરે છે, તેના ઝપાટામાં આવવાથી કેટલાક ભમરાઓ મરણ પામે છે. આ **નાસિકાઇંદ્રિયને** પરવશ પડવાથી થયેલું દુઃખ છે.

**૩. હરણ**—જ્યારે હરણને પાસમાં ફસાવવાં હોય છે, ત્યારે પારધી સુંદર વાંસળીથી મધુર ગાન કરે છે તે સાંભળી જંગલનાં હરણો આવે છે. બિચારાંને ખબર નથી

કે સાંભળવા જતાં પ્રાણુનો નાશ થશે. તે વખતે પાથરેલી જાળ પારધી સંકોચી લે છે, અને ભોળો મૃગ તેનો ભોગ થઈ પડે છે. આ દુઃખ **શ્રવણઇંદ્રિયને** પરવશ પડવાથી થયું.

૪. **પક્ષી**—નીચે ઘઉ, જાર, બાજરો વગેરે અનાજ વિસ્તારી, તેના પર જાળ પાથરી પારધીઓ દૂર ખસી જાય છે. અનાજના લોભથી ભોળાં કબૂતરો અને બીજાં પક્ષીઓ લલચાય છે અને અન્ન ખાવા જતાં, જાળમાં ફસાઈ જાય છે. આવનાર પક્ષી દાણા જુએ છે. લાલચુને એક જ આંખ ખુલ્લી હોય છે અને તેથી પાથરેલી જાળ જોવામાં આવતી નથી. બિચારાં અનેક પક્ષીઓ આવી રીતે જાળમાં ફસાઈ જાય છે. **જિહ્વાને** વશ થવાથી થયેલું આ દુઃખ સમજવું.

૫. **સર્પ**—કર્ણને વશ થઈને સર્પ વાંસળીનો સ્વર સાંભળવા પોતાના રાફડામાંથી બહાર નીકળે છે અને પછી ગારુડી તેને પકડી લે છે, એટલે જન્મપર્યંત કેદખાનું સહેવું પડે છે. આ **કર્ણને** વશ થવાથી બંધન પામવાનું બીજું દૃષ્ટાંત થયું.

૬. **માછલું**—મચ્છીમાર લોહના આંકડામાં ખાવાનો પદાર્થ ભરાવી તે જળાશયમાં મૂકી રાખે છે. માછલું તે પદાર્થના રસથી આકર્ષાઈ તે ખાવા આવે છે. તે પદાર્થ ખાવાનું તો દૂર રહે છે, પણ આંકડો તાળવામાં પેસી જાય છે અને માછલું મરણ પામે છે. **જીભને** વશ થવાથી મરણભય થવાનું આ બીજું દૃષ્ટાંત થયું.

૭. **હાથી**—હાથીને પકડવાનો રસ્તો નીચે પ્રમાણે છે: જ્યારે તેને પકડવો હોય છે ત્યારે દૂર વિભાગમાં એક હાથણીને ઊભી રાખે છે, અને તેની આડો એક મોટો ખાડો ખોદે છે. કેટલીક વખત એવા ખાડામાં કાગળની હાથણી બનાવીને રાખે છે ને હાથણીનું મૂત્ર ફરતું છાંટે છે, તેની ગંધથી આકર્ષાઈ હાથી ત્યાં આવે છે. ખાડાની અંદર તૃણ વગેરે ભરી ઉપરથી ઢાંકી દે છે અને હાથી જેવો દૂરથી આવે છે, તેવો હાથણીને જોઈ કામવિકારને વશ થાય છે, તેથી દોડતો દોડતો હાથણી પાસે જવા જાય છે, તેવો જ તે ખાડામાં પડે છે. ત્યાર પછી તેને બંધન વગેરે મહાદુઃખો પ્રાપ્ત થાય છે. આ બધું **સ્પર્શેંદ્રિયને** વશ પડવાથી થતું દુઃખ છે.

૮. **સિંહ**—સિંહને પકડવો હોય છે ત્યારે એક મોટા પાંજરાના બે વિભાગ બનાવે છે. એક ભાગમાં એક બોકડાને પૂરે છે અને તેને મજબૂત બંધ કરે છે. બીજો ભાગ ઉઘાડો રાખી તેના ઉપર માણસો બેસે છે. સિંહ લોભથી આવે છે અને બોકડાના માંસની લાલચે જેવો અંદર પેસે છે કે ઉપરના માણસો દરવાજો પાડી નાખી તેને કેદ કરે છે, અથવા બોકડો ખુલ્લો રાખે છે તો તેને મારવા જતાં સિંહ સપડાઈ જાય છે. આ દુઃખ **જીભને** પરવશ પડવાથી થયેલું છે.

આવી રીતે એક એક ઇંદ્રિયને વશ પડવાથી ઉક્ત તિર્યંચો મરણકષ્ટ જેવું અથવા મરણનું જ દુઃખ પામે છે. તેઓમાં સમજશક્તિ ઓછી છે. તું સમજુ છે, સંસારનું સ્વરૂપ જાણે છે, છતાં મોહને વશ પડી ઇંદ્રિયો પર અંકુશ રાખીશ નહિ, તો મન પર અંકુશ

રહેશે નહિ; અને જ્યારે મન પર અંકુશ રહેશે નહિ ત્યારે પછી બધી મહેનત લગભગ નકામા જેવી થશે; માટે ચેત, જો, જાગ્રત થા, વિચાર કર. ( ૧૪; ૧૩૮ )

### પ્રમાદનું ત્યાજ્યપણું

पुराऽपि पापैः पतितोऽसि दुःखराशौ पुनर्मूढ ! करोषि तानि ।
मज्जन्महापङ्किलवारिपूरे, शिला निजे मूर्ध्नि गळे च धत्से ॥ १५ ॥ (उपजाति)

"હે મૂઢ ! પૂર્વે પણ પાપ વડે તું દુઃખના ઢગમાં પડ્યો છે અને વળી હજુ પણ તે જ કરે છે. મહાકાદવવાળા .પાણીના પૂરમાં પડતાં પડતાં ખરેખર તું તો તારે ગળે અને મસ્તકે મોટા પથ્થર ધારણ કરે છે !" ( ૧૫ )

**વિવેચન**—પાપથી સંસારમાં ડૂબે છે અને વળી તે જ કરે છે. ડૂબતો માણસ સાથે ઘંટીનું પડ અથવા મોટા પથરા ગળે બાંધે તો તે વિશેષ ડૂબી જાય છે અને તેનું મડદું પણ હાથ આવતું નથી, કારણ કે તેનો ભાર વધારે થવાથી ઊંચો આવતો જ નથી. પાપી ડૂબતાં ડૂબતાં પણ એવાં પાપો કરે છે કે જેથી તે વિશેષ ને વિશેષ ડૂબતો જ જાય છે. અર્થ સ્પષ્ટ છે. ( ૧૫; ૧૩૯ )

### સુખપ્રાપ્તિ અને દુઃખનાશનો ઉપાય

पुनः पुनर्जीव तत्रोपदिश्यते, बिभेषि दुःखात्सुखमीहसे च चेत् ।
कुरुष्व तत्किञ्चन येन वाञ्छितं, भवेत्तवास्तेऽवसरोऽयमेव यत् ॥ १६ ॥ (वंशस्थ)

"હે ભાઈ ! અમે તો તને વારંવાર કહીએ છીએ કે જો તું દુઃખથી બીતો હો અને સુખની ઇચ્છા રાખતો હો તો તું કાંઈક એવું કર કે જેથી વાંછિત થઈ જાય; કારણ કે આ તને પ્રાપ્ત થયેલો અવસર છે (આ તારો વખત છે)." ( ૧૬ )

**વિવેચન**—જ્ઞાની ગુરુમહારાજ દયાના ભંડાર હોય છે. તેઓને આ જીવની દુઃખી સ્થિતિ જોઈ અત્યંત દયા આવી જાય છે, તેથી તેને બધા ઉપદેશનો સાર કહે છે કે હે ભાઈ! તું અત્યારે પંચેંદ્રિયપણું, આર્યક્ષેત્ર, મનુષ્યભવ, ધર્મ સાધવા માટે સર્વ ઇંદ્રિયોની અનુકૂળતા, જૈનધર્મ, સત્ય તત્ત્વોપદેશક ગુરુમહારાજનો યોગ અને એવી એવી બીજી અનેક જોગવાઈ પામ્યો છે, માટે અમે તને ટૂંકામાં કહીએ છીએ—જે આખા શાસ્ત્રમાં કહ્યું છે તેનો સાર તને અર્ધા શ્લોકમાં કહીએ છીએ—કે **તું કાંઈક કર કે જેથી તારું વાંછિત સફળ થાય.** આ વખત તો એવું અભિનવ તપ, સંયમ, ધૃતિ, વ્યવહારશુદ્ધિ, વિરતિ આદિ કર કે તારે બધી ભવની પીડા મટી જાય. અત્યારનો વખત એ તારા હાથમાં સોના જેવી તક છે. **આવો અવસર ફરી ફરીને આવવાનો નથી** અને પછી ગરથ **ગયા પછી જ્ઞાન અને વય ગયા પછી વૈરાગ્ય** વ્યર્થ છે. સંસ્કૃતમાં એક કહેવત છે કે **अशक्तिमान् भवेत्साधुः, वृद्धा नारी पतिव्रता ।** અશક્તિમાન હોય તે સાધુ થઈને

બેસે અને વૃદ્ધ સ્ત્રી પતિવ્રતા હોવાનો દાવો કરે તેમાં કાંઈ સવિશેષપણું નથી. જે વખતે શરીરની સર્વ ઇંદ્રિયો મજબૂત હોય, કામ કરવાની શક્તિ હોય, તે વખતે ઇંદ્રિયો પર અંકુશ રાખવો, સુકૃત્યમાં જ શક્તિનો વ્યય કરવો એ પ્રશસ્ય છે. સુખ મેળવવાની ઇચ્છા હોય અને દુઃખનો ત્યાગ કરવાની કામના વર્તતી હોય તો આવી ઉત્તમ જોગવાઈનો બનતો લાભ લઈ લે. સદ્ગુણ પ્રાપ્ત કરવાની પ્રબળ ઇચ્છા સાથે દુર્ગુણો પર દૃઢ વિરાગ આવી જતાં ધીમે ધીમે તારું સાધ્ય સન્મુખ થતું જશે, એ હવે તને વારંવાર સમજાવવાની જરૂર રહી નથી. તેમ કરવાની આ ભવમાં તને ઉત્તમ તક મળી ગઈ છે, તેથી તેનો પૂરતો લાભ લઈ લે. (૧૬; ૧૪૦)

## સુખપ્રાપ્તિનો ઉપાય-ધર્મસર્વસ્વ

धनाङ्गसौख्यस्वजनानसूनपि, त्यज त्यजैकं न च धर्ममार्हतम् ।
भवन्ति धर्माद्धि भवे भवेऽर्थितान्यमून्यमीभिः पुनरेष दुर्लभः ॥ १७ ॥ (वंशस्थ)

"પૈસો, શરીર, સુખ, સગાસબંધીઓ અને છેવટે પ્રાણ પણ તજી દે, પણ એક વીતરાગ અર્હંત પરમાત્માએ બતાવેલો ધર્મ તજીશ નહિ; ધર્મથી ભવોભવમાં આ પદાર્થો, (પૈસો, સુખ વગેરે) મળશે, પણ એથી (પૈસા વગેરેથી) તે (ધર્મ) મળવો દુર્લભ છે." (૧૭)

**વિવેચન**—ગત શ્લોકમાં કહ્યું કે તારે અત્યારે ધર્મ કરવાનો સમય છે, તે હકીકત અત્ર વિશેષ સ્ફુટ કરે છે. ધર્મને માટે સર્વ તજી દેવું એ યોગ્ય છે, પણ કોઈ પણ વસ્તુ માટે-ગમે તેવા લાભ માટે-ધર્મનો ત્યાગ કરવો, એ યોગ્ય નથી. માણસ પાંચ-દશ રૂપિયા માટે ધર્મનો ત્યાગ કરે છે, જૂઠું બોલે છે અને કેટલાક જીવો તો એક દમડી માટે સો સોગન ખાય છે, ઇંદ્રિયોને તૃપ્ત કરવા અભક્ષ્ય ભક્ષણ કરે છે, અકાળે ભોજન કરે છે, અપેયનું પાન કરે છે અને ગમે તેમ બોલે છે. આ સર્વ થાય છે, તેનું કારણ બહુ વિચારવા જેવું છે. આ જીવને પોતાનું શું છે અને પારકું શું છે? આત્મિક શું છે અને પૌદ્ગલિક શું છે?–તેનું ભાન નથી, એટલે ભેદજ્ઞાન નથી. આ જ્ઞાન જ્યાં સુધી યોગ્ય રીતે થતું નથી, ત્યાં સુધી સર્વ નકામું છે. એ જ્ઞાન વગર જીવ જેટલાં કહો તેટલાં માઠાં આચરણો કરે છે; પણ બિચારો સમજતો નથી કે—

धर्मादधिगतैश्वर्यो धर्ममेव निहन्ति यः ।
कथं शुभायतिर्भावी स स्वामिद्रोहपातकी ॥

"જે ધર્મના પ્રભાવથી ઐશ્વર્ય પ્રાપ્ત કરે છે, તે જ ઐશ્વર્યથી તેના ધણી ધર્મનો નાશ કરે છે, ત્યારે તેનું સારું તે કેમ થાય? તે તો સ્વામીદ્રોહી છે અને તેથી મહાપાપી છે."

આવી રીતે ધર્મનો નાશ કરનાર સ્વામીદ્રોહ કરે છે અને સ્વામીદ્રોહ કરનાર આ ભવ અને પરભવમાં દુઃખી થાય છે. શાસ્ત્રકાર કહે છે કે "ધર્મઅર્થ ઇહાં પ્રાણનેજી, છંડે પણ

નહિ ધર્મ." **સત્ત્વવંત પ્રાણી હોય છે તે ધર્મને માટે જીવિતવ્ય તજે, પણ જીવિતવ્યને માટે ધર્મ ન તજે;** કારણ કે ધર્મ એ સર્વસ્વ છે અને એનાથી સર્વ મળે છે. પણ જ્યારે ધર્મને ગુમાવી દેવામાં આવે છે ત્યારે પછી ઐશ્વર્ય, યૌવન, વૈભવ કાંઈ પણ મળતું નથી અને રાખેલું હોય છે તે પણ જાય છે; માટે પ્રાણાંત કષ્ટે પણ ધર્મનો ત્યાગ ન કરવો. આ હેતુથી જ સૂક્તમુક્તાવલિકારે ધર્મ, અર્થ અને કામરૂપ ત્રણ પુરુષાર્થોમાં કેવળ ધર્મને જ પ્રધાન કહ્યો છે. **तत्रापि धर्मं प्रवरं वदन्ति**–તે ત્રણે પુરુષાર્થોમાં ધર્મ પુરુષાર્થને જ્ઞાનીઓ શ્રેષ્ઠ બતાવે છે. ગૃહસ્થોએ ત્રણે પુરુષાર્થ સરખી રીતે સાધવા યોગ્ય છે, એમ જે કહેવામાં આવે છે તે પણ જ્યારે ધર્મને બાધ ન થતો હોય ત્યારે જ સમજવું. (આ વિષય પર વિશેષ હકીકત બારમા અધિકારમાંથી મળશે.) (૧૭; ૧૪૧)

## સકામ દુઃખસહન; તેનાથી લાભ

**दुःखं यथा बहुविधं सहसेऽप्यकामः, कामं तथा *सहसि चेत्करुणादिभावैः ।**
**अल्पीयसापि तव तेन भवान्तरे स्या-दात्यन्तिकी सकलदुःखनिवृत्तिरेव ॥१८॥** (वसततिलका)

"વગર ઇચ્છાએ જેમ તું બહુ પ્રકારના દુઃખો સહન કરે છે તેમ જ જો તું કરુણાદિક ભાવનાથી ઇચ્છાપૂર્વક થોડાં પણ દુઃખો સહન કરીશ તો ભવાંતરે હંમેશને માટે સર્વ દુઃખોની નિવૃત્તિ થશે જ." (૧૮)

**વિવેચન**—આ પ્રાણી પૈસા ખાતર અને કર્મના પરાધીનપણાથી, ટાઢ, તડકો, ભૂખ, તરસ વગેરે સર્વ વેઠે છે, બે વાગે ખાય છે, આખો દિવસ ભૂખ્યો રહે છે, ચિડાઉ શેઠિયાઓના ફાંટાવાળા હુકમો ઉઠાવે છે, માર ખમે છે અને સ્વાધીન અને પરાધીનપણે સર્વ પ્રકારનાં દુઃખો ખમે છે. આ જ પ્રકારનાં કષ્ટો કર્મક્ષયની ઇચ્છા સહિત સહન કરવાથી યતિઓ મોક્ષ મેળવે છે. આ જીવનો ઇરાદો ફેર હોવાથી તેને લાભ મળતો નથી. જો પ્રથમ અધિકારમાં કહ્યું છે તેવા સ્વરૂપવાળી મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ્ય એ ચાર ભાવના ભાવીને રીતસર દુઃખો સહન કરવામાં આવે, તો તો કામ થઈ જાય. મેઘકુમારે હાથીના ભવમાં કરુણા લાવી ત્રણ દિવસ પગ ઊંચો રાખ્યો તેથી કેટલું સુખ પામ્યા! હજારો વરસો સુધી ઘોર તપસ્યા કરે, છતાં મનમાં ઇચ્છા પૌદ્‌ગલિક સુખની હોય, તો અજ્ઞાન-કષ્ટ વડે ઊલટો સંસાર વધારે છે. વળી, બીજી રીતે જોઈએ તો એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય અને ચૌરિંદ્રિયપણામાં તેમ જ પંચેંદ્રિય તિર્યંચપણામાં આ જીવ કર્મક્ષયની ઇચ્છા વિના ઘણાં દુઃખો સહન કરે છે. હવે જે દુઃખો આ જીવે સહન કર્યાં છે તેથી થોડાં દુઃખો પણ તે પૌદ્‌ગલિક સુખની વાંછા સિવાય સહન કરે, તો તેને હંમેશાંને માટે દુઃખનો છેડો આવી જાય. આવાં દુઃખો સમકિતદૃષ્ટિ જીવો પુદ્‌ગળના સુખની બુદ્ધિ સિવાય સહન કરે છે, તેથી તેને સકામ નિર્જરા થાય છે. 'સકામ'

* एकीयाचार्यमतेनानित्यमात्मनेपदमनुबन्धनिर्दिष्टमिति परस्मैपदम् ।

શબ્દનો અર્થ અત્ર વિચારવા જેવો છે. સકામ એટલે ઇચ્છાપૂર્વક–જાણી જોઈ ને–સમજીને કરેલું કાર્ય; પણ એમાં ફળાપેક્ષા હોતી નથી અથવા હોય છે તો માત્ર કર્મક્ષય કરવાની જ હોય છે, પૌદ્ગલિક સુખ મેળવવાની હોતી નથી. અમુક ગુણસ્થાનક પ્રાપ્ત થયા પછી જ્યારે અસંગ અનુષ્ઠાન પ્રાપ્ત થાય છે, એટલે જ્યારે આત્મપરિણતિ એવી સીધી થઈ જાય છે કે વગર ધારણાએ પણ શુદ્ધ વર્તન જ થાય, ત્યારે પછી 'કર્મક્ષય'ની પણ કામના રહેતી નથી. કીર્તિ, લાભ કે એવી ઇચ્છા રાખીને અનુષ્ઠાન કરવાની આજ્ઞા નથી, પણ કર્મક્ષયનું નિમિત્ત ધ્યાનમાં રાખી, તે કામનાથી અનુષ્ઠાન કરવાની આજ્ઞા છે. અને જ્યારે અસંગ અનુષ્ઠાન પ્રાપ્ત થાય છે, ત્યારે તે કામના પણ પોતાની મેળે જ જતી રહે છે. ભક્તિમાર્ગની પુષ્ટિને અંગે પ્રભુચરણે સર્વ અર્પણ કરવાનો જે પ્રવાહ શ્રીમદ્ભગવદ્-ગીતામાં કહેલો છે તેને આ વિષય સાથે બહુ સંબંધ નથી; કારણ કે એમાં પોતાની સ્થિતિ, અધિકાર કે યોગ્યતા વગર કાંઈ પણ ફળની અપેક્ષા રાખ્યા વગર કાર્ય–કર્મ કરવાની આજ્ઞા છે, એવા પ્રકારનું વર્તન અત્ર ઇષ્ટ નથી. કર્મક્ષયનું નિમિત્ત રહે, તો જ નવાં બંધાતાં અશુભ કર્મોનો ડર અને મોક્ષ મેળવવામાં અનુકૂળ થઈ પડે તેવા શુભ કર્મો પર સારુ લક્ષ્ય રહે. આવા પ્રકારનાં અનુષ્ઠાનને જૈન પરિભાષામાં 'સકામ' અનુષ્ઠાન કહેવામાં આવે છે. (૧૮; ૧૪૨)

## પાપકર્મોમાં ડહાપણ માનનાર પ્રત્યે

मगल्भसे कर्मसु पापकेष्वरे! यदाशया शर्म न तद्विनानितम्।
विभावयंस्तच्च विनश्वरं द्रुतं, न बिभेषि किं दुर्गतिदुःखतो न हि? ॥ १९ ॥ (वंशस्थ)

"જે સુખની ઇચ્છાથી તું પાપકર્મોમાં મૂર્ખાઈથી તલ્લીન થાય છે, તે સુખો તો જીવિતવ્ય વગર કાંઈ કામનાં નથી; અને જિંદગી તો શીઘ્ર નાશવંત છે, એમ જ્યારે તું સમજે છે, ત્યારે અરે ભાઈ! તું દુર્ગતિનાં દુઃખથી કેમ બીતો નથી?" (૧૯)

**વિવેચન**—ઘણા જીવો પાપમા પણ મગરૂબી માને છે. પોતે પાપકારી વ્યાપાર કરતો હોય, તો બીજાને જણાવે છે કે અરે ભાઈ! આ વ્યાપારથી આવો લાભ છે અને અર્થશાસ્ત્રીઓનો આવો વિચાર છે અને આમ છે ને તેમ છે વગેરે. વ્યાપારની પ્રવૃત્તિમાં જે અસદ્વ્યાપાર કરે છે અને તેનાથી જે સુખ મેળવવા ઇચ્છે છે તે સુખનો આધાર તો માત્ર જિંદગી ઉપર છે, એટલે પ્રાપ્ત કરેલું સુખ બહુ તો આ ભવ સુધી ચાલશે, તેથી વધારે કાંઈ પણ સાથે આવતું નથી. પેદા કરેલા પૈસા, બાંધેલી હવેલીઓ, વાડીઓ, સુંદર ઘોડાની જોડીઓ અને પહેરવાના કપડા તથા છાટવાના સેન્ટ લવંડર—સર્વ અહીં જ રહેવાનાં છે. વળી, જિંદગીનો ભરોસો નથી. પૂરપૂરો તંદુરસ્ત દેખાતો માણસ પળવારમાં ઊડી જાય છે. વળી, જિંદગી આવી અસ્થિર છે અને પાપકર્મોથી આગમી ભવમાં દુઃખ તો બહુ પડવાનું છે,

ત્યારે તને આ દુઃખો વધારે આકરાં લાગે છે કે અહીંનું જરા સુખ વધારે સારું લાગે છે ? હે ભાઈ ! જરા વિચાર કર, પાપકર્મો કરી તેના પર પંડિતાઈનો તીવ્ર રસ ચઢાવી નિકાચિત બંધ કર મા ! અમુક પ્રવૃત્તિ કર્યા વગર ચાલે તેવું ન જ હોય તો તે અણછૂટકે કરવી, પણ તેના પર વળી અભિમાન કરી નવો રસ ચઢાવવો એ વિદ્વત્તાનું લક્ષણ નથી.

**શેઠ અને મહંત**—આ સંબંધમાં એક દૃષ્ટાંત બહુ મનન કરવા યોગ્ય છે. એક શેઠે સુંદર બંગલો બંધાવ્યો. તેમાં બહુ સારું ફરનીચર વસાવ્યું અને રંગરોગાન કરી ભવ્ય મંદિર તૈયાર કરી દીધું. પોતાને ત્યાં જેટલા પરોણા આવે, તેને બંગલાના દરેક વિભાગમાં ફેરવી બતાવે અને વખાણ સાંભળી મનમાં મલકાય. એક વખત તેને ત્યાં એક મહંત આવ્યા. બીજાની પેઠે, તેને પણ આખો બંગલો બતાવ્યો અને વારંવાર તેની પાસેથી વખાણ સાંભળવાની આશા રાખી, પણ મહંત મહારાજ તો કાંઈ બોલે નહિ ! આ પ્રમાણે જોઈ શેઠ બોલ્યા કે 'સાહેબ ! પ્રથમ હૉલમાં આપને બતાવેલ ફરનીચર ચીનથી ઓર્ડર કરી મંગાવ્યું છે, દીવાનખાનાનું સર્વ ફરનીચર જાપાનીઝ છે, ડ્રોઈંગ રૂમનું સર્વ ફરનીચર ઇંગ્લીશ છે, કબાટો પર ફ્રેન્ચ પૉલિસ ખાસ કારીગર પાસે કરાવ્યો છે, ચીની કામ સર્વ જર્મન છે, અને રંગ વોર્નીશ સર્વ જયપુરના ચિતારાને બોલાવી કરાવ્યા છે.' આ સર્વ હકીકત સાંભળવા છતાં પણ મહંત તો મૌન જ રહ્યા. કારણ વગર વખાણ કરવાથી આરંભના ભાગી થવાય છે, એ નિયમ મહંતના મનમાં સુવિદિત હતો. છેવટે શેઠે કહ્યું: 'સાહેબ ! આપ કેમ તદ્દન મૌન રહ્યા છો ? કેમ કાંઈ બોલતા નથી ? આપ શું વિચાર કરો છો ?' મહંત પ્રસંગ જોઈ બોલ્યા : 'શેઠ ! હું તમારા ઘરના ફરનીચર, બાંધણી વગેરેનો જ વિચાર કરું છું, પણ તમે ઘરની બાંધણીમાં એક મોટી ભૂલ કરી હોય, એમ મને જણાય છે.' શેઠ તો ચમકયા કે આવા સુંદર ફરનીચરથી ફરનીશ કરેલા બંગલામાં વળી ભૂલ તે શું રહી ગઈ હશે ! સ્વાભાવિક રીતે 'ભૂલ શી છે ?' એવો સવાલ કર્યો. પ્રત્યુત્તરમાં મહંત બોલ્યા કે 'શેઠ ! તમે આ બારણાં મૂકયાં છે તે ન મૂકવાં જોઈએ.' શેઠે પૂછયું: 'સાહેબ ! આપ આ પ્રમાણે કેમ બોલો છો ? બારણાં વગરનાં તે ઘર હોય ?' મહંત કહે છે કે 'હું સકારણ જ બોલું છું. એક દિવસ એવો આવશે કે બીજા માણસો તને આ બારણાંમાંથી બહાર કહાડશે અને તારાથી કદી ફરી પ્રવેશ પણ થઈ શકશે નહિ ! તું પ્રવેશ કરવા ઇચ્છા રાખીશ તો બીજા તને આવતો જોવા ઇચ્છશે પણ નહિ; માટે જો તેં બારણાં મુકાવ્યાં ન હોત, તો તારે બહાર જવું પડત નહિ.' શેઠ આનો ભાવાર્થ સમજી ગયા અને ઘર પરનું મમત્વ મૂકી દીધું. મહાદાનેશ્વરી થઈ, સર્વ ત્યાગ કર્યા પછી, મહંત પાસે જ વ્રત લઈ આત્મકર્મમાં ઉદ્યત થઈ ગયા. આ શ્લોકનો આ ભાવ વિચારવા યોગ્ય છે. (૧૯; ૧૪૩)

## તારાં કૃત્યો અને ભવિષ્યનો વિચાર

कर्माणि रे जीव ! करोषि तानि, यैस्ते भविञ्यो विपदो ह्यनन्ताः ।
ताभ्यो भिया *तद्दधसेऽधुना किं, संभाविताभ्योऽपि भृशाकुलत्वम् ? ॥ २० ॥ (इन्द्रवज्रा)

"હે જીવ ! તું કર્મો એવાં કરે છે કે જેના વડે તને ભવિષ્યમાં અનંત આપત્તિઓ થાય, ત્યારે સંભવિત એવી વિપત્તિઓના ભયથી અત્યારે અત્યંત આકુળવ્યાકુળ શા માટે થાય છે ?" (૨૦)

**વિવેચન**—ગુરુમહારાજ વ્યાખ્યાન વાંચતા હોય છે, તે શાસ્ત્રશ્રવણ વખતે, જ્યારે નરકનો અધિકાર ચાલતો હોય છે ત્યારે, નરકગતિનાં દુઃખો અને ત્યાં થતી અન્યોન્યકૃત, ક્ષેત્રજ અને પરમાધાર્મીકૃત વેદનાનું સ્વરૂપ સાંભળીને આ જીવ કમકમે છે, દુઃખી થાય છે અને કંપે છે. બીજાં તિર્યંચ વગેરેનાં અવાચ્ય દુઃખો સાંભળીને પણ નિઃસાસો મૂકે છે. પોતે જાણે છે કે પાપકર્મો કરવાથી નારકી, તિર્યંચગતિનાં અનેક દુઃખો થાય છે, છતાં પોતે તો પાપ કર્યા જ કરે છે, ત્યારે શાસ્ત્રશ્રવણ વખતનો કમકમાટ અને કાર્યરેખા એ બન્ને વચ્ચે દેખીતો વિરોધ જણાય છે. જેમ સુખ મેળવનાર સુખના વિચારથી જ દોડે છે અને પછી તે વિચારને અનુસારે ગમે તેટલું કષ્ટ સહન કરીને, સુખ મેળવવા યત્ન કરે છે, તેવી જ રીતે દુઃખનો ત્યાગ ઇચ્છનાર તેવા વિચારથી જ તે વિચારને અનુકૂળ માર્ગે દોડતા હોય તો નરકગતિનું થાળું ક્યારનુંયે ઓછું થઈ ગયું હોય; મતલબ કે સંસારી જીવોનાં દુઃખો મટી ગયાં હોય. આની મતલબ એ છે કે જે દુઃખોનું વર્ણન સાંભળવાથી પણ કમકમાટ–રોમાંચ ઉત્પન્ન થાય છે તે દુઃખો જે પાપકર્મોથી થાય છે તેવાં પાપકર્મો કરવાનું છોડી દે. (૨૦; ૧૪૪)

## સહચારીના મૃત્યુથી બોધ

ये पालिता वृद्धिमिताः सहैव, स्निग्धा भृशं स्नेहपदं च ये ते ।
यमेन तानप्यदयं गृहीतान्, ज्ञात्वाऽपि किं न त्वरसे हिताय ? ॥ २१ ॥ (उपजाति)

"જે તારી સાથે પળાયા, પોષાયા અને મોટા પણ સાથે થયા, વળી, જેઓ અત્યંત

---

* ત્રીજી પંક્તિમાં चेत् (तत् તે બદલે) પાઠાંતર છે આ બે પંક્તિનો અર્થ આ પ્રમાણે કરવો: "જો તું વિપત્તિઓથી ડરતો ન હોય તો આ ભવમાં કલ્પેલી–આરોપેલી અથવા ભવિષ્યમાં બનનારી એવી એ વિપત્તિઓથી તું આકુળવ્યાકુળ કેમ થઈ જાય છે?" આનો ભાવ એમ છે કે તને ભવિષ્યમાં અનેક વિપત્તિઓ થાય તેવાં કૃત્યો તું કરે છે, પરંતુ તે ખમી શકવાનું તારું ખમીર નથી, કારણ કે અત્યારે આ ભવમાં સાધારણ રીતે કદાચમાત્ર બને તેવી, અથવા તદ્દન કાલ્પનિક વિપત્તિથી ડર્યા કરે છે અને ભવિષ્યમાં વિપત્તિઓ ભલે થાઓ એવું તું બોલે છે, એ તદ્દન ગેરવાજબી છે, પરસ્પર વિરોધી છે અને અવિચારી છે.

સ્નેહી હતા અને જે તારા પ્રેમપાત્ર હતા, તેઓને યમરાજે નિર્દયપણે ગ્રહણ કર્યા છે, એમ જાણીને પણ તું સ્વહિત કરવા માટે કેમ ઉતાવળ કરતો નથી ?" (૨૧)

**વિવેચન**—જે ભાઈઓ અને શેરીના છોકરાઓ સાથે રમ્યા, સાથે ઊછર્યા, સાથે ઉજાણીઓ જમ્યા, જેઓના ઉપર બહુ સ્નેહ હતો, જેઓ પ્રાણથી પણ વધારે પ્રિય હતા, એવા ઘણા ચાલ્યા ગયા. દરેક પ્રાણીને અનુભવ હશે કે તેના નજીકના મિત્રો, અત્યંત સ્નેહવાન સ્ત્રી કે ભર્તા, પુત્ર પર અત્યંત સ્નેહાળુ માબાપો, નજીકના સહાયવાન ભાઈઓ અને પ્રેમ રાખનારાઓ આ દુનિયા છોડી ચાલ્યા ગયા છે, અથવા તેમને આ દુનિયા છોડવી પડી છે. તેઓનાં અકાળ મરણ જોઈ જે બોધ થવો જોઈએ તે એ જ કે અહો ! તેઓની પેઠે, આપણો વારો પણ એક દિવસ આવશે જ, માટે **આપણે જે કરવું હોય, તે કરી લેવું, આત્મહિત શું છે તે વિચારવું અને તે કરવું.** મરવાથી જરા પણ ડરવું નહિ, પણ પ્રત્યેક ક્ષણે તેને માટે તૈયાર રહેવું. ભર્તૃહરિ આવો જ વિચાર વૈરાગ્યશતકમાં બતાવે છે:

वयं येभ्यो जाताश्चिरपरिगता एव खलु ते,
समं यैः संवृद्धाः स्मृतिविषयतां तेऽपि गमिताः ।
इदानीमेते स्मः प्रतिदिवसमासन्नपतना-
द्गतास्तुल्यावस्थां सिकतिलनदीतीरतरुभिः ! ॥

એટલે "જેનાથી આપણે ઉત્પન્ન થયા, તેઓ ઘણા વખતથી ગયા, જેઓ સાથે આપણે મોટા થયા, તેઓ સ્મરણમાત્રમાં જ રહ્યા, હવે આપણે પણ પડુ પડુ થઈ રહ્યા છીએ અને આપણી અવસ્થા નદીકાંઠે રેતીમાં ઊગેલાં ઝાડના જેવી થઈ છે."

આ વિચારથી જ શાંતસુધારસકારે પણ કહ્યું છે કેઃ—

यैः समं क्रीडिता ये च भृशमीडिता, यैः सहाकृष्महि प्रीतिवादम् ।
तान् जनान्वीक्ष्य बत भस्मभूयं गतान्, निर्विशङ्काः स्म इति धिक् प्रमादम् ! ॥

આ શ્લોકનો ભાવ ઉપર પ્રમાણે જ છે. આવા નજીકના સ્નેહીને ભસ્મ થયેલા જોઈએ છીએ, છતાં અમે તો નિઃશંક થઈને ફર્યા કરીએ છીએ. ખરેખર, પ્રમાદને ધિક્કાર છે ! આ સર્વ હકીકતની મતલબ એ છે કે દરેક પ્રાણીએ સંસારની અસ્થિરતા સમજી-વિચારીને સ્વહિત શું છે, તે સમજતાં શીખવું, એટલું જ નહિ પણ આચરણ પણ તેવું જ કરવું કે જેથી સ્વહિત વૃદ્ધિ પામે. (૨૧; ૧૪૫)

## પુત્ર, સ્ત્રી કે સગાં ખાતર પાપ કરનારાઓને ઉપદેશ

यैः क्लिश्यसे त्वं धनबन्ध्वपत्य*यशःप्रभुत्वादिभिराशयस्थैः ।
कियानिह प्रेत्य च तैर्गुणस्ते, साध्यः किमायुश्च विचारयैवम् ? ॥ २२ ॥ (उपजाति)

* ક્વચિત્ પ્રથમ પંક્તિમાં यैः क्लिश्यसे बन्धनबन्ध्वपत्य । એવો પાઠાંતર છે તેનો અર્થ "બંધન તુલ્ય બંધુ અપત્ય વગેરેથી તું ક્લેશ પામે છે પણ વિ૦" એ પ્રમાણે કરવો.

" કલ્પનામાં રહેલાં એવાં ધન, સગાં, પુત્ર, યશ, પ્રભુત્વ વગેરેથી (વગેરે માટે) તું કલેશ પામે છે; પણ તું વિચાર કર કે આ ભવમાં અને પરભવમાં તેઓથી કેટલો ગુણ સાધી શકાય તેમ છે અને તારું આયુષ્ય કેટલું છે ? " (૨૨)

**વિવેચન**—હે ભાઈ ! પૈસા માટે અગાઉ બતાવ્યું તેમ તું અનેક કષ્ટો સહન કરે છે, તેવી જ રીતે છોકરાને મોટો વારસો આપી જવા માટે મહામહેનત કરે છે, એવી જ રીતે આબરૂ ખાતર પણ મજૂરી કરવામાં બાકી રાખતો નથી અને શેઠાઈ માટે તો પડી મરે છે; પણ તું વિચાર તો કર કે આ ભવમાં તે કારણોથી કાંઈ લાભ સાધી શકાય તેમ છે ? પૈસાની ખાતર પૈસા મેળવવા એ તો એક જાતનો સન્નિપાત છે અને છોકરા ખાતર મેળવવા એમાં પણ મૂર્ખાઈ છે. **કયા છોકરાઓએ મોટો વારસો આપવા માટે પોતાના બાપનો આભાર માન્યો છે ?**—આ વાક્ય જરા આકરું લાગશે, પણ ખરું છે. પુત્ર તરફ પિતાની ફરજ નથી એમ નથી, પણ પાપારંભ અને કષ્ટ સહન કરી, વારસો આપવાને કોઈ પિતા બંધાયેલો નથી. એવી જ રીતે આબરૂ અનિશ્ચિત છે અને શેઠાઈ ચાલી જતાં વાર લાગતી નથી આવી રીતે આ ભવમાં તો નકામી મજૂરી જ થાય છે અને પરભવમાં પાપના ભારથી ભારે થયેલો જીવ નરકગતિમાં અને નિગોદમાં અનંતકાળ પર્યંત રખડે છે. વળી, કદાચ તકરારની ખાતર આ ભવમાં જરા જરા સુખ છે એમ માનો, તોપણ તે કેટલું ? મનુષ્યઆયુષ્ય મધ્યમ રીતે આ જમાનામાં પંચોતેર વરસનું ગણાય અને તેમાં પણ મરકી વગેરેના કોપથી અથવા બીજા વ્યાધિ કે અકસ્માતથી વચ્ચે ઊપડી જતાં વાર લાગે તેમ નથી; ત્યારે, અરે જીવ ! તું શા વાસ્તે નકામો ખેંચાઈ જઈ બધુ બગાડે છે ? કેટલીક વાર ખોટી આશામાં તણાયેલો અને કેટલીક વાર ફરજના ખોટા ખ્યાલથી દોરાયેલો આ જીવ મુગ્ધપણાને લીધે સારા આશયથી પણ, અનેક ખોટાં કામોની શ્રેણી કરી નાખે છે, પણ તે યોગ્ય વિચાર કરતો નથી, તેથી જ આ પ્રમાણે થવા પામે છે. પોતાની ખરી સ્થિતિ અને ફરજ શી છે, તે વિચારવાની બહુ જરૂર છે. વિચાર પણ યોગ્ય અંકુશ નીચે અને રીતસર કરવાની જરૂર છે. કેટલીક વાર પોતાનામાં હોય તે કરતાં વિચાર કરવાની વધારે યોગ્યતા માનવામાં આવે છે. દાખલા તરીકે પિતૃધર્મ, પતિધર્મ, લોકધર્મ અને આત્મધર્મના સંઘટ્ટમાં કયો ધર્મ પ્રથમ કર્તવ્યરૂપ ગણાય ?—એવા અગત્યના સવાલોમાં પોતાના એકતરફી વિચારોથી દોરાવું નહિ, પણ વધારે માન આપવા લાયક વિવેચક શક્તિવાળા માણસોના વિચારો સમજવા યત્ન કરવો. ગમે તેમ કરી આત્મહિત કરવાનું દૃષ્ટિબિંદુ ચૂકવું નહિ. (૨૨; ૧૪૬)

## પરદેશી પંથીનો પ્રેમ; હિત વિચારણા

किमु मुह्यसि गत्वरैः पृथक् कृपणैर्बन्धुवपुःपरिग्रहैः ? ।
विमृशस्व हितोपयोगिनोऽवसरेऽस्मिन् परलोकपान्थ रे ! ॥ २३ ॥ (गीति)

"હે પરલોકે જનારા પંથી! જુદા જુદા ચાલ્યા જનારા અને તુચ્છ એવા બંધુ, શરીર અને પૈસાથી તું શું મોહ પામે છે? આ વખતે તારાં સુખમાં વધારો કરે તેવા ઉપાયો ખરેખરા કયા છે તે જ વિચાર." (૨૩)

**વિવેચન**—સ્ત્રી, પુત્ર, શરીર છૂટાં છૂટાં ચાલ્યાં જનારાં છે: પૈસો ઘેર રહેશે, સ્ત્રી ડેલી સુધી આવશે, પુત્ર શ્મશાન સુધી આવશે અને શરીર ચિતા સુધી આવશે, પણ અંતે તું એકલો જ છે. વળી, આ સર્વે શરણભૂત થવાને અસમર્થ છે. અત્ર જે સર્વ મળ્યાં છે, તે એક મેળા જેવું છે. તીર્થની જગ્યાએ જેમ અમુક દિવસ મેળો મળે છે અને બીજે દિવસે પાછું સર્વ વીંખાઈ જાય છે, તેમ આંખ મીંચીને ઉઘાડીશ ત્યાં આ સર્વ લોપ થઈ જશે અને પાછું ક્યાં જશે તેની ખબર પડશે નહિ. તેટલા માટે કહ્યું છે કે:—

જેમ મેળો તીરથ મળે રે, જનવણજની કાજ,
કેઈ તોટો કેઈ ફાયદો રે, લેઈ લેઈ નિજ ઘર જાય.

આ પ્રમાણે વસ્તુસ્થિતિ છે તે ઓળખ અને પછી સાચું હિતકારક શું છે તે સમજ. તે સમજ્યા પછી, જનસમૂહના લાભનાં કાર્યો કરી આત્મહિત સાધી આ ભવપ્રપંચની પંચાતથી દૂર રહે. સર્વ ઉપદેશનું દૃષ્ટિબિંદુ એ જ છે કે **આત્મહિત કરો, સંસારને કાપી નાખો અને સમતારસમાં તરબોળ થઈ જાઓ.**

આ શ્લોકમાં પૌદ્‌ગલિક વસ્તુઓ અને પ્રેમીના પ્રેમનું વસ્તુતઃ સ્વરૂપ શું છે તે જાણવાની–વિચારવાની સૂચના કરી અને વસ્તુતઃ તારું હિત શું છે તે વિચારીને કરવાની જરૂરિયાત બતાવી. જે વસ્તુઓના બંધનમાં ફસાઈ, આ જીવ તદ્દન બાહ્ય વ્યવહારમાં ફસાઈ રહે છે, તે વસ્તુઓ બંધનને અથવા પ્રેમને લાયક નથી, અને તેવી માન્યતાવાળી વસ્તુઓ મેળવવાની ખટપટમાં આ જીવ એટલો મસ્ત થઈ જાય છે કે પોતે કોણ? પોતાનું કોણ? પોતાનું હિત શું? ક્યાં? કેવી રીતે પ્રાપ્તવ્ય? પ્રાપ્ત કરવાની જરૂર ખરી કે નહિ? —તે સંબંધી વિચાર કરવાનો પ્રસંગ પણ તેને મળતો નથી. આ ભૂલ સુધારવાનો બેવડો ઉપદેશ અત્ર છે. સગાંસંબંધી એટલે સ્ત્રી, પુત્ર કે મિત્રો, શરીર અને પૈસા તારા પ્રેમને યોગ્ય પણ નથી, કારણ કે તે તારાં નથી. (૨૩; ૧૪૭)

### આત્મજાગૃતિ

सुखमास्से सुखं शेषे, भुङ्क्षे पिबसि खेलसि ।
न जाने त्वग्रतः पुण्यै–र्विना ते किं भविष्यति ? ॥ २४ ॥ (अनुष्टुप्)

"સુખે બેસે છે, સુખે સૂએ છે, સુખે ખાય છે, સુખે પીએ છે અને સુખે ખેલે છે; પણ આગળ–પરભવમાં પુણ્ય વગર તારા શા હાલ થશે તે હું જાણતો નથી." (૨૪)

**વિવેચન**—હે ભાઈ! સુખાસન કે સિંહાસન પર નિરાંતે બેસે છે, વિલાયતી પલંગો પર સુંદર ચાદરો બિછાવી સૂએ છે, જીભને સારા લાગતા ભક્ષ્યાભક્ષ્ય સર્વ પદાર્થો ખાય

છે, મદિરાપાન કરે છે અને એરેટેડ વોટરના અપેય પદાર્થોના ગ્લાસો ગળામાં રેડે છે, તેમ જ અનેક રમતો રમે છે; પણ તું વિચાર તો ખરો કે એ સર્વ પુણ્યના પ્રતાપે છે. તારે ગામનું લેણું છે અને તે ઉઘરાણી પતતી જાય છે અને મળેલો વારસો ખવાતો જાય છે, ધન ઓછું થતું જાય છે એટલે પુણ્યધન ખવાતું જાય છે. હવે અત્યારે તો તું કાંઈ ધન રાખતો નથી, ત્યારે આગળ તારા શા હાલ થશે ? મને તો તારે માટે વિચાર થઈ પડ્યો છે, પણ તું વિચાર કરતો નથી.

જેને અત્ર સુખ, ભોગ, વૈભવ, સંપત્તિ, આરોગ્ય હોય તેણે સંસારમાં લપટાવું એ મળેલી પુંજીને ઉડાવી દેવા જેવું છે. અને વૈભવ, આરોગ્ય વગર સંસારમાં લપટાવું એ તો તદ્દન મજૂરી કરવા જેવું છે, અફળ છે, અને કોઈ ડાહ્યો માણસ તેવું કરવાની હા પણ પાડે નહિ, એ સમજાય તેવું છે. ભર્તૃહરિએ એક સ્થાનકે લખ્યુ છે કે,* "મોઢા આગળ ગીતો ગવાતાં હોય, પડખે કવિઓ બિરુદાવલિ બોલતા હોય, બાજુ પર ચામરો વીંઝાતાં હોય અને માથે સેવકો છત્ર ધરી રહ્યા હોય, એવું તારે હોય તો તો તું સંસાર-રસનો સ્વાદ લેવાની ઇચ્છા કર તે જરા વ્યાજબી પણ ગણાય" આવું તો તારે કાંઈ છે નહિ, વાસ્તે તું સંસારમાં લપટાઈશ નહિ. તારે તો વ્યવહારમાં કહેવત છે તેમ 'ન મળ્યા રામ, ને ન મળી માયા' જેવું થાય છે. જરા પુણ્યધન છે તે પણ ઊલટું તું તો હારી બેસે છે. તારી સ્થિતિ ઉચ્ચ કરવા માટે, અસંગપણું પ્રાપ્ત કરવાનાં સાધનો મેળવવા માટે અને ચાલુ નકામી ઉપાધિઓથી દૂર રહેવા માટે તારે હજુ પુણ્યની બહુ જરૂર છે; માટે જે કાર્ય સુખથી–સરળતાથી કરવાં જોઈએ તે કર અને ખાવા–પીવાની ઉપર બહુ લક્ષ્ય છે તે છોડી દે તારી હાલની સ્થિતિમાં તો હજુ પુણ્યધનના મોટા સંચયની જરૂર છે. તારી જીવનમુક્ત સ્થિતિ આવશે ત્યારે જ તારે પુણ્યનો ખપ નથી; તે વખત અમે તને તે સ્વરૂપ બતાવશું અથવા તું તારી મેળે જ તે સમજી શકીશ. (૨૪; ૧૪૮)

### થોડા કષ્ટથી બીવે છે અને બહુ કષ્ટ થાય તેવું કરે છે

शीतात्तापान्मक्षिकाकत्तृणादिस्पर्शाद्युत्थात्कष्टतोऽल्पाद्बिभेषि ।
तास्ताश्चैभिः कर्मभिः स्वीकरोषि, श्वभ्रादीनां वेदना धिग् धियं ते ! ॥ २५ ॥ (शालिनी)

"ટાઢ, તડકો, માખીના ડસ અને કર્કશ તૃણાદિના સ્પર્શથી થયેલાં બહુ થોડાં અને થોડા વખત સુધી ચાલે તેવાં કષ્ટથી તું ડરી જાય છે અને તારાં પોતાનાં કૃત્યોથી પ્રાપ્ત થનારી નરક–નિગોદની મહાવેદનાઓને અંગીકાર કરે છે ! રંગ છે તારી અક્કલને !" (૨૫)

**વિવેચન**—જ્ઞાની ગુરુને એક બહુ મોટું આશ્ચર્ય થાય છે. આ જીવ અહીં તો એવો સુખશીલીઓ થઈ જાય છે કે કપડામાં જરા તણખલું પેઠું હોય, તો તે પણ ખમી શકતો નથી, ઠંડીથી રાડો પાડે છે અને ગરમીના વખતમાં ટટ્ટી, કોલ્ડ ડ્રીન્ક

* વૈરાગ્યશતક, શ્લોક ૫૯ મો.

વગેરે અનેક ધાંધલો કરી મૂકે છે. એક માખી કે મચ્છર બેસે ત્યાં તો તેનો જીવ નીકળી જાય છે અને તપસ્યા પણ કરતો નથી. એક ઉપવાસ કરે તો જાણે બીજા ઉપર પાડ કરી નાખે છે અને તેમાં આગલે દિવસે સાંજે અને બીજે દિવસે સવારમાં એટલી ધમાધમ કરે છે કે તેવો ઉપવાસ કરવાથી ભોગ બમણો થાય છે. આવી રીતે નાની-મોટી દરેક બાબતમાં આ જીવ આગ્રહભરેલી રીતે કષ્ટથી દૂર રહેવા યત્ન કરે છે; પરંતુ પોતાનુ વર્તન, વ્યવહાર, આચરણ એવું રાખે છે કે જે દુઃખોથી અત્ર બીવે છે, તેવાં જ દુઃખો તેનાથી લાખોગણાં જોરમાં સહન કરવાં પડે. અત્ર પુણ્યધન ખાઈ જાય છે અને પછી તેને દુઃખ ને દુઃખ જ ભોગવવાનો વારો આવે છે. ગુરુમહારાજ કહે છે કે "અરે મૂર્ખ ! તારી બુદ્ધિને માટે અમારે તે શું કહેવું ? તું ગૃહસ્થ હો કે યતિ હો, પણ તારે એક મુદ્દો અવશ્ય સાચવવો જોઈએ, અને તે એ છે કે મનુષ્યભવને પરિણામે સરવૈયામા તોટો આવે નહિ. જે પુંજી લઈને આવ્યો હો, તેમાં કાંઈ પણ વધારો થવો જોઈએ." જો ગુરુમહારાજના એ ઉપદેશ પર ધ્યાન આપીશ, તો તો તને અમોઘ લક્ષ્મી પ્રાપ્ત થશે, તેથી વિચાર કરીને નરક-નિગોદનાં દુઃખ સહન કરવાં પડે તેવો વખત આવતો અટકાવ; પછી તે ગતિમા જતી વખત તું રાડો પાડીશ કે રોઈશ, તોપણ તારું કોઈ સાંભળશે નહિ.

આ શ્લોકમાં એક બીજો ભાવ હોય એમ પણ સ્ફુરે છે. સાધુધર્મ વહન કરવામાં પરીષહ સહન કરવા પડે છે, એ ખરું છે અને તેની બીકથી જ બહુ પ્રાકૃત પ્રાણીઓ તે ધર્મ અંગીકાર કરી શકતા નથી અને તેનાથી ડર્યા કરે છે, પરંતુ તેને બદલે થાય છે એમ કે જે કષ્ટોની બીકથી ડર્યા કરે છે, તે જ કષ્ટો વ્યવહારમાં સહન કરે છે. ઠંડી વગેરે પરીષહના રૂપમાં સહન કરતો નથી, પરંતુ પરતંત્રતાથી સર્વ સહન કરે છે એ લગભગ દરરોજના અનુભવનો વિષય છે. આના પરિણામે બંને ભવ બગડે છે: અત્ર કષ્ટ વેઠે છે અને પરભવમાં પાછો દુર્ગતિમાં પડે છે. આવા પ્રકારની તારી પૃથક્કરણ કરવાની બુદ્ધિને રંગ છે ! ( ૨૫; ૧૪૯ )

## ઉપસંહાર—પાપનો ડર

**क्वचित्कषायैः क्वचन प्रमादैः, कदाग्रहैः क्वापि च* मत्सराद्यैः ।**
**आत्मानमात्मन् ! कलुषीकरोषि, बिभेषि धिङ् नो नरकादधर्मा ॥ २६ ॥** (उपजाति)

"હે આત્મન્ ! કોઈ વખત કષાય કરીને અને કોઈ વખત પ્રમાદ કરીને, કોઈ વખત કદાગ્રહ કરીને અને કોઈ વખત મત્સર વગેરે કરીને, આત્માને મલિન કરે છે. અરે ! તને ધિક્કાર છે ! તું એવો અધર્મી કે નરકથી પણ બીતો નથી ?" (૨૬)

**વિવેચન**—આ જીવ કોઈ વાર ક્રોધ કરે છે, કોઈ વાર અહંકાર કરે છે, કોઈ વાર કપટ કરે છે, કોઈ વાર પૈસાની ઝંખના કર્યા કરે છે, કોઈ વખત ખોટો અભિનિવેશ કરે છે, કોઈ

---

* समत्सराद्यैः इति वा पाठः

વખત વ્રત-નિયમ ન લેતાં અવિરતિપણામાં આનંદ માને છે, કોઈ વખત મનમાં અશુભ વિચારો શ્રેણીબદ્ધ કર્યા કરે છે, કોઈ વખત પોતાના કુળ, બળ, વિદ્યા, ધન વગેરેનો મદ કરે છે, કોઈ વખત સ્ત્રીમાં આસક્ત થઈ પડ્યો રહે છે, કોઈ વખત સારા સારા પદાર્થો ખાવા માટે અનેક આરંભ કરે છે, કોઈ વખત પરસ્ત્રીઓનાં રૂપ જોઈ આનંદ પામે છે, કોઈ વખત રાજકથા કરે છે, કોઈ વખત દેશમાં ચાલતી લડાઈની વાતો કરે છે, કોઈ વખત સ્ત્રીઓની કથા કરે છે, કોઈ વખત ખાટલામાં પડ્યો પડ્યો કલાકના કલાક સુધી ઊંઘ્યા કરે છે, કોઈ વખત કદાગ્રહમાં પડી જઈ મમત્વ બાંધે છે, કોઈ વખત મમતને લીધે સંઘનું કે જ્ઞાતિનું ગમે તેટલું બગડતું હોય તેની દરકાર કે વિચારણા કર્યા વગર પોતાનું ધાર્યું કરે છે, કોઈ વખત મત્સર કરે છે, કોઈ વખત કલહ કરે છે, કોઈ વખત અસત્ય બોલે છે, કોઈ વખત નિંદા કરે છે, કોઈ વખત ચોરી કરે છે, કોઈ વખત જીવહિંસા કરે છે—આવાં આવાં અનેક પાપાચરણો કરી આ જીવ મલિન થાય છે, આત્માને મલિન કરે છે અને સંસારમાં રખડે છે. આવા પાપથી આત્માની શુદ્ધતા ઉપર મેલ ચઢતો જાય છે અને તે અનત સંસારસમુદ્રમાં ઝોકા ખાતુ-ડોલતું વહાણ હાથ રહેતું નથી અને પાણીના વમળમાં અટવાયા કરે છે. હે આત્મન્! હે ચેતન! આ બાબત બહુ ધ્યાન રાખવા જેવી છે. ( ૨૬; ૧૫૦ )

* * *

એવી રીતે **વૈરાગ્યોપદેશદ્વાર** પૂર્ણ થયુ. આ દ્વારની અગત્ય ઘણી છે, કારણ કે વૈરાગ્યનો વિષય એકંદરે ઘણું મહત્વ ધરાવે છે. આ દ્વારનું પૃથક્કરણ કરવાની જરૂર રહેતી નથી. દરેક શ્લોકને મથાળે જે નામ લખ્યું છે, તે નામો જ પૃથક્કરણરૂપ છે. લગભગ દરેક શ્લોકમાં જુદા જુદા વૈરાગ્યના વિષય પર વિચારો બતાવ્યા છે. બધી વાતનો સાર એ છે કે આ **જીવને ભેદજ્ઞાન થવું જોઈએ; આત્મિક વસ્તુ કઈ છે અને પૌદ્ગલિક વસ્તુ કઈ છે**, તેનો બરાબર ખ્યાલ હોવો જોઈએ, સ્વપરની વહેચણી થવી જોઈએ. ચેતન શુદ્ધ છે, એબ વગરનું ઝવેરાત છે, કોહીનૂર છે, પણ અનાદિ અભ્યાસથી પોતાની શુદ્ધિ ઉપર કર્મનાં પડ ફેરવી વાળ્યાં છે, તેથી એની શુદ્ધતા દેખાતી નથી. તેની શુદ્ધ સ્થિતિ સમજવા માટે હાલની સ્થિતિ એ અશુદ્ધ સ્થિતિ છે, એ એણે સમજવું જોઈએ, અને તે જ આ આખા અધિકારનો વિષય છે. સંસાર પર નિર્વેદ લાવવાની બહુ જરૂર છે, કારણ કે જે દુઃખ થાય છે તે સંસારભ્રમણને લીધે થાય છે અને જો વિષયકષાય પર જય મેળવવામાં આવે તો સંસારભ્રમણ મટી જાય તેમ છે.

સંસાર પર નિર્વેદ આવવાનાં (વૈરાગ્ય થવાનાં) ત્રણ કારણો છે: એક ઇચ્છિત વસ્તુનું નહિ મળવું અને અનિચ્છિત વસ્તુનુ મળવું; એને શાસ્ત્રકાર **દુઃખગર્ભિત વૈરાગ્ય** કહે છે. બીજુ, આત્માનું ખોટી રીતે જ્ઞાન થવાથી વૈરાગ્ય થાય તેને **મોહગર્ભિત વૈરાગ્ય** કહે છે. અને ત્રીજું; આત્માનું શુદ્ધ સ્વરૂપ જાણી-સમજી-વિચારી સંસાર પર ઉદાસીનતા

ખરેખરા રૂપમાં લાવવી તેને (**સદ્જ્ઞાનસંગત**) **જ્ઞાનગર્ભિત વૈરાગ્ય કહે છે.** વસ્તુ-સ્વરૂપના ખરેખરા જ્ઞાન પછી થયેલ ત્રીજા પ્રકારના વૈરાગ્યથી ભવભ્રમણનું દુઃખ મટે છે અને મોક્ષસુખ મળે છે.

વૈરાગ્યદ્વારને અંગે **મનુષ્યભવની દુર્લભતા** ખાસ સમજવાની જરૂર છે. આ ભવમાં જે જોગવાઈ મળી છે, તેવી ફરી ફરીને જલદી મળી શકતી નથી. શાસ્ત્રાંતર્ગત કેટલાંક દષ્ટાંતો તેરમા શ્લોકમાં આપ્યાં છે, તે મનન કરવા લાયક છે. વાચનની કેટલીક હકીકત ચાખવાની હોય છે, કેટલીક ગળે ઉતારવાની હોય છે અને કેટલીક પચાવવાની હોય છે.* આ વિષય પચાવવાનો છે. મોંમાં નાખી, ચાવી, ગળે ઉતારી, પચાવવો; એટલે કે એને વાંચી, સમજી, વિચારી, મનન કરી, વારવાર તેનુ પુનરાવર્તન કર્યા કરવું. મનુષ્યો **તાત્કાલિક સુખ તરફ વિશેષ ધ્યાન આપે છે, પણ લાંબી નજરે જોતા નથી,** એ પણ એટલી જ ઉપયોગી હકીકત છે. આ બાબતમાં વણિકબુદ્ધિ રાખવાની જરૂર છે.

દરેક બાબત સંબંધે તેને યોગ્ય સ્થાને પૂરતું વિવેચન કરવા યત્ન કર્યો છે. સંસારમાં કોઈ કોઈનું નથી, સ્વાર્થનો મેળો મળ્યો છે, માટે ગૃહસ્થાવાસને કે સંસારને અંગે પોતાની યોગ્ય ફરજ હોય તેટલો વખત તેને સારુ જે કરવું ઘટે તે કરવું. બાકી ખરેખરું કાર્ય તો શાંત સ્થાને બેસી પોતાનું ખરું સ્વરૂપ શું છે તે વિચારવું, એ છે. પ્રવૃત્તિમાં પડી રહેનારને ખરા સુખની વાનકી પણ મળતી નથી. એને મનુષ્યભવ એક ફેરા જેવો થાય છે, નકામો થાય છે અને છેવટે પસ્તાવો કરાવે છે. આવી અનેક ઉપયોગી હકીકત શાસ્ત્રમાં ભરેલી છે, વિચારને માટે આટલું ઘણું છે. બાકી સંસારયાત્રા સફળ કરવાનું પ્રબળ સાધન પોતાના ક્ષયોપશમ પ્રમાણે અને ગુરુમહારાજના ફરમાન પ્રમાણે શોધી લેવા દરેકે યત્ન કરવો. **આ મનુષ્યભવ સફળ કેવી રીતે થાય એ વિચારવું** બહુ અગત્યનું છે.

**શુદ્ધ દશા પ્રાપ્ત કરવા માટે આ પ્રસંગ બહુ અનુકૂળ છે.** પાશ્ચાત્ય સંસ્કારોને લીધે કેળવણીમાં પ્રવેશ, રાજ્ય તરફની ધર્મ સંબંધમાં સગવડ, પુસ્તકો પ્રાપ્ત કરવા માટે મુદ્રાયંત્રથી થયેલી અનુકૂળતા, આખા ભારતવર્ષમાં થયેલી જાગૃતિને લીધે સ્વધર્મમર્યાદા પુનઃસ્થાપન કરવા માટે સંસ્કારવાળાઓની અભિરુચિ અને બીજાં અનેક સાધનોને લઈને છેલ્લા કેટલાક સૈકાઓ કરતાં અત્યારનો સમય અનુકૂળ કહી શકાય. તેની સાથે જ પાશ્ચાત્ય દૃઢ સંસ્કારોને લીધે ધર્મક્રિયાઓ તરફ પરાઙ્મુખપણું અને યોગ્ય સંસ્કારોને અભાવે ધર્મ તરફ પણ ઉપેક્ષાવૃત્તિ પ્રાબલ્ય છે એ ધ્યાનમાં રાખવાનું છે; છતાં સામટી રીતે વખતની પ્રતિકૂળતાના સંબંધમાં ખાસ ફરિયાદ કરવાનું કારણ રહેતુ નથી. આ અનુકૂળતાને લઈને, આ જીવને પોતાને થયેલી વધારાની ખાસ અનુકૂળતા ધ્યાનમાં લેતાં, વખતનો લાભ લેવો જરૂરનો છે એમ લાગે છે.

* See Bacon's essay on Studies.

વૈરાગ્યને લગતો આ આખો અધિકાર છે. ઉપોદ્‌ઘાતમાં આ વિષયની અગત્યના
સંબંધમાં સ્પષ્ટ ઉલ્લેખ જોવામાં આવશે. અત્ર વૈરાગ્યનાં કારણો શોધવાં હોય, તો તેમાં
બહુ મુશ્કેલી પડતી નથી. આપણે સંસારનો કોઈ પણ પ્રસંગ લઈએ, તો તેમાંથી ઉક્ત
કારણ સહજ પ્રાપ્ત થશે; પ્રેમની અસ્થિરતા, પ્રેમીના મરણનો સંભવ, વસ્તુનો નાશ,
યૌવનનું પ્રાગલ્ભ્ય, વૃદ્ધાવસ્થાની મંદતા, પૌદ્‌ગલિક પદાર્થોનો પલટન સ્વભાવ, એ સર્વ
વૈરાગ્યને ખેંચી લાવે છે, આકર્ષી લાવે છે, મન પર સજ્જડ છાપ ચોટાડે છે. આ તો
સામાન્ય: વાત થઈ, પરંતુ વ્યહારનો કોઈ પણ પ્રસંગ—સામાન્ય કે અસાધારણ—લેતાં તેમાંથી
વૈરાગ્યનું કારણ મળી આવશે. વાંધો માત્ર પ્રસંગને અનુકૂળ વિચાર કરવાનો છે. એકના
એક પુત્રના મરણપ્રસંગે શોક કરવામાં આવે, તો તે વિચાર કર્તવ્ય નથી, શાસ્ત્રોક્ત નથી,
પ્રસંગને અનુરૂપ નથી. શુભ કે અશુભ વ્યવહારના કાર્યને અંગે કંઈક વિચારો આવે છે.
પણ સાધ્ય અચોક્કસ હોવાથી વસ્તુતઃ કર્તવ્યનું ભાન કરાવનારા વિચારો આવતા નથી. આ
અધિકારના દરેક શ્લોક પર વિચાર કરી તેને પોતાના વ્યવહારમાં પણ ઉપયોગી બનાવવામા
આવે તો અત્ર વર્ણવેલી સ્થિતિને બદલે કાંઈક નવીન પ્રકાશ, નૂતન સ્ફુરણા, અભિનવ
અનુભવ થાય; પરંતુ અવકાશના વખતમાં માત્ર વાંચવા ખાતર જ આ અધિકારાંતર્ગત
શ્લોકો વાંચવામાં આવે તો તેથી સ્વાત્માનુભવ કે આત્મદર્શન થવાનો બહુ સંભવ તુરતમાં
તો રહેતો નથી.

આત્માની અનંત શક્તિ છે એ હવે નવું જાણવાનું રહેતું નથી. એ શક્તિ પ્રકટ
કરવા માટે આત્મદ્રવ્ય પર લાગેલા કર્મના સમૂહો દૂર કરવાની જરૂર છે એ ભાવ પ્રાપ્ત
કરવા માટે, શુદ્ધ આત્મદર્શન કરવાની રુચિ થવા માટે વૈરાગ્યની જરૂર છે; કારણ કે
સંસાર અને વૈરાગ્યને બનતું નથી અને સંસાર છે. ત્યાં કર્મ છે અને કર્મ છે ત્યાં
ઓછીવધતી આત્મદર્શનવિમુખતા છે. સંસાર પરથી નિર્વેદ લાવવા માટે શુદ્ધ વિચારણા
કરવાની અને પોતાના દરેક કાર્ય પર નિરીક્ષા કરવાની જરૂરિયાત તેથી સ્પષ્ટ થાય છે.
આ અધિકારનો પ્રત્યેક શ્લોક તે તરફ પ્રયાણ સૂચવે છે.

इति सविवरणो वैराग्योपदेशनामा दशमोऽधिकारः ॥

# एकादशो धर्मशुद्ध्युपदेशाधिकारः ॥



**જ્યાં** સુધી આ જીવને ધર્મશુદ્ધિ પ્રાપ્ત થતી નથી ત્યાં સુધી વૈરાગ્યભાવ કે મનોનિગ્રહથી કાંઈ પણ થઈ શકતું નથી; અથવા, બીજી રીતે જોઈએ તો, ધર્મશુદ્ધિ વગર એ બને ભાવો પ્રાપ્ત થતા નથી. શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મને ઓળખીને આદરવા એ આગળ વધવાનું પ્રથમ પગથિયુ છે અને તે મેળવવા સારુ અત્ર પ્રથમ ધર્મશુદ્ધિ કેમ અને કેવી રીતે કરવી તેનો ઉપદેશ આપે છે.

### ધર્મશુદ્ધિનો ઉપદેશ

भवेद्भवापायविनाशनाय यः,* तमज्ञ ! धर्मं कलुषीकरोषि किम् ? ।
प्रमादमानोपधिमत्सरादिभिर्न मिश्रितं ह्यौपधमामयापहम् ॥ १ ॥ (वंशस्थविल)

"હે મૂર્ખ ! જે ધર્મ તારી સંસાર સંબધી વિડંબણાનો નાશ કરનાર છે, તેજ ધર્મને પ્રમાદ, માન, માયા, મત્સર વગેરેવડે શા માટે મલિન કરે છે ? (તારા મનમાં ચોક્કસ સમજજે કે) મિશ્રિત ઔષધ વ્યાધિનો નાશ કરી શકતું નથી." (૧)

**વિવેચન**—"ધર્મ" શબ્દ અનેક અર્થમાં વપરાય છે. ધર્મ એટલે પોતાની ફરજ, જેમ કે માતૃધર્મ, પિતૃધર્મ વગેરે; "ધર્મ" એટલે **વસ્તુભાવ : वत्थुसहावो धम्मो.** ઑક્સિજનનો ધર્મ એ છે કે હાઈડ્રોજન સાથે મળે ત્યારે પાણી થાય; ધર્મ એટલે પુણ્ય, એ અર્થમાં પ્રાકૃત ભાષામાં તે શબ્દ વપરાય છે. શાસ્ત્રકાર એ શબ્દને ઘણી વાર નીચેના અર્થમાં વાપરે છે : **વીતરાગપ્રણીત વચનાનુસાર મન, વચન, કાયાનો શુદ્ધ વ્યાપાર.** એ શબ્દના અર્થ કરતાં એના ભાવ ઉપર ધ્યાન આપવાની અગત્ય વધારે છે. શબ્દાર્થ તો **'धारयतीति धर्मः'** (નરકાદિ અધોગતિમાં) પડતાં જીવને ઊંચે સ્થાનકે ધારણ કરે તે ધર્મ :

---

* આ यः શબ્દ એક જ પ્રતમાં છે, તેની ખાસ જરૂર છે, નહિ તો પ્રથમ ચરણમાં અગ્યાર અક્ષર થાય છે. વાસ્તવિક રીતે તો यः ને બદલે यम् જોઈએ, પણ કોઈ જગ્યાએ તેમ નથી, તેથી મૂળમાં અશુદ્ધ જણાતો જ પાઠ રહેવા દીધો છે આ સંબંધમાં પ આણંદસાગરજી જણાવે છે કે यद् શબ્દથી ઉદ્દેશ કરીને तद् શબ્દથી નિર્દેશ કર્યો છે, તેમ જ પ્રથમમાં ધર્મનું સ્વરૂપ અને પછી તેનુ કલુષીકરણ જણાવ્યુ છે, માટે અહીં यः બરાબર છે.

दुर्गतिप्रपतज्जन्तुधारणाद्धर्म उच्यते ।
धत्ते चैतान् शुभे स्थाने, तस्माद्धर्म इति स्मृतः ॥

ધારણ શા માટે કરે એ વિચાર કરવાથી સમજાઈ જાય તેવું છે. ભારે વસ્તુ પાણીમાં નીચે બેસે છે અને શુદ્ધ વર્તન રાખનાર કર્મથી ભારે થતો નથી, તેથી એને કર્મબંધ ઓછો થવાથી તે પરિણામે ઉપર તરી આવે છે, એટલે ઊંચે–અનુક્રમે શિવપુરમાં–જાય છે. શુદ્ધ આત્મધર્મ પ્રકટ કરવો, એ સાધ્ય ધર્મ છે. દરેક પ્રયાસ, દરેક ક્રિયા, દરેક વર્તનનું સાધ્ય અનંત ગુણ પ્રકટ કરી અક્ષય સુખ પ્રાપ્ત કરવું એ જ છે. આ સાધ્ય ધર્મને ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે. એનાં સાધન સામાયિક, પૂજા, પ્રતિષ્ઠા, દેશસેવા, જનસમૂહ-સેવા, પ્રાણીસેવા વગેરે અનેક પ્રકારનાં છે. કયો સાધનધર્મ કયા જીવને ઉપયોગી થઈ પડશે એ શોધી કાઢવું, પ્રત્યેક પ્રાણીનું કામ છે. કેટલીક વાર સાધનધર્મને સાધ્યધર્મ સમજવાની મોટી ભૂલ થઈ જાય છે; તેની સામે બહુ વિચાર કરવાની જરૂર છે. **સામાન્ય દૃષ્ટિમાં તે ગમે તેટલું ઉપયોગી સાધન હોય, તોપણ જો તે પોતાને પ્રતિકૂળ થઈ પડે, તો તેને તજી દેવામાં અડચણ નથી,** પરંતુ સાધ્ય ધર્મને કદી પણ નુકસાન પહોંચવા ન દેવું એ રેખા અનુસાર દરેક ક્રિયા કે વર્તન આદરવાં.

એ ધર્મપ્રાપ્તિની એટલી બધી જરૂર છે કે તેનું વર્ણન કરી શકાય નહિ. જે જે પ્રાણી અથવા પ્રજા ધર્મનો ત્યાગ કરે છે, તે ઇતિહાસનાં પાનાં પરથી અસ્ત થઈ જાય છે. **રોમન** પ્રજાએ જ્યારે ધર્મનો ત્યાગ કર્યો ત્યારે તેણે રાજ્ય ખોયું અને ધીમે ધીમે સર્વ ખોયું. ચાલુ જમાનાની પાશ્ચાત્ય પ્રજામાં ધાર્મિક સંસ્કારો ઓછા થતા જાય છે તેને માટે તત્ત્વચિંતકો બહુ ચિંતાતુર રહે છે તેને લીધે આત્મહત્યા, અસંતોષ, મહાપ્રવૃત્તિ થયા કરે છે અને કમનસીબે હિંદુસ્તાનની ધર્મપરાયણ પ્રજા જો આ વર્તણૂકનું અનુકરણ કરશે, તો પછી તેને જે મોટો વારસો મળ્યો છે, તે ખોઈ બેસશે અને ધીમે ધીમે ઇતિહાસના પૃષ્ઠ પરથી નાશ પામશે; પણ તેના વિચારશીલ પુત્રો આ ભૂલ હવે જોવા લાગ્યા છે અને તેથી પડતી થતી અટકવાનો સંભવ કાંઈક ઉત્પન્ન થયો છે. નવયુગની પ્રજાએ વાત જરૂર લક્ષ્યમાં રાખવા જેવી છે.

આધુનિક સુધારા(civilization)માં અતિ વ્યવસાય, અતિ ખરચાળપણું, નવીન પદાર્થોનો વ્યામોહ, નૂતન વસ્તુઓ પ્રાપ્ત કરવાની કામના અને ધનની ગુલામગીરી પ્રત્યક્ષ દેખાઈ આવે છે એમાં સ્વાર્થત્યાગ, પરોપકારપરાયણ વૃત્તિ અને અશક્તનું પાલન થતું નથી, દોડાદોડમાં જે આગળ નીકળે, તેનો જય થાય છે. એમાં ધર્મ શબ્દનો લોપ થાય છે, એટલે પછી પ્રેમ, સંતોષ, સ્થિરતા, એ તો આવી શકતાં જ નથી. એ સુધારાને નામે પ્રજાસત્તાક રાજ્ય થાઓ કે સમષ્ટિ–વ્યવહાર વધો, પણ એથી આત્મિક શાંતિ પ્રાપ્ત થવાની નથી, એથી વાસ્તવિક આનંદ થવાનો નથી, એથી નિરાંતે બેસી સ્વસ્વરૂપ વિચારણા થવાની નથી. આર્ય પ્રજાને ધર્મ એ જ સર્વસ્વ છે અને તેથી નવીન યુગની પ્રવૃત્તિમાં

પડવાની સાથે ધર્મતત્ત્વ શું છે તે વિચારવાનો અવકાશ રહે તો કાંઈ પણ મૃદુતા રહેશે; નહિ તો ધનના વિચારમાં, રાજ્યદ્વારી ખટપટમાં અને નિર્ણય વગરના વાદવિવાદમાં જીવન પૂર્ણ થઈ જશે. ધર્મશુદ્ધિની આ કાળમાં બહુ જ જરૂર છે એ ખાસ વિચારવા યોગ્ય વિષય છે.

અત્ર શરૂઆત કરતાં કવીશ્વર કહે છે કે શુદ્ધ ધર્મથી જન્મ, જરા, મૃત્યુનો મોટો ભય નાશ પામે છે. આ જીવ પ્રમાદ, માન, માયા–કપટ વગેરે કરીને પોતાની જાતને અને પોતાથી મનાયેલા ધર્મને મલિન કરે છે. શુદ્ધ ધર્મથી જન્મ, જરા અને મૃત્યુનો ભય ઓછો થાય છે, નાશ પામે છે, પણ એ ધર્મ શુદ્ધ જોઈએ. આ જીવ વિષયકષાયાદિ પૌદ્ગલિક ભાવોમાં ફસાઈ જઈને ધર્મને મલિન કરે છે, એટલે ધર્મરૂપ સંચામાં દુઃખ ટાળવાની જે શક્તિ છે તે સદર પ્રાણીના સંબંધમાં બગડી જાય છે, અટકી પડે છે. ઔષધમાં રોગોને હરવાની શક્તિ છે, પરંતુ જ્યારે તે જ ઔષધમાં વિરુદ્ધ દ્રવ્ય ભેળવ્યું હોય ત્યારે તે પોતાનો ગુણ મૂકી દે છે; તેવી જ રીતે ધર્મ તો ભવનાં દુઃખો ટાળી શકે છે, પણ પ્રમાદ વગેરે તેને ડોળી નાખે છે. ધર્મ એ શુદ્ધ સુવર્ણ છે, પણ તેમાં અનેક પ્રકારનો ભેગ થઈ જાય છે. ધર્મ એ શુદ્ધ જળ છે, પણ તેમાં કચરો નાખવામાં આવે છે. ધર્મ એ ચંદ્ર છે, પણ તેમાં લાંછન લાગતાં જાય છે. એ લાંછનો કયાં કયાં છે તેનાં થોડાં નામો અત્ર બતાવે છે. (૧; ૧૫૧)

## શુદ્ધ પુણ્યજળમાં મલ; તેનાં નામો

शैथिल्यमात्सर्यकदाग्रहक्रुधोऽनुतापदम्भाविधिगौरवाणि च ।
प्रमादमानौ कुगुरुः कुसंगतिः, श्लाघार्थिता वा सुकृते मला इमे ॥ २ ॥ (उपजाति)

" સુકૃત્યમાં આટલા પદાર્થો મેલરૂપ છે: શિથિલતા, મત્સર, કદાગ્રહ, ક્રોધ, અનુતાપ, દંભ, અવિધિ, ગૌરવ, પ્રમાદ, માન, કુગુરુ, કુસંગ, આત્મપ્રશંસાશ્રવણની ઇચ્છાઓ—સર્વ પુણ્યરાશિમાં મેલરૂપ છે." (૨)

**વિવેચન**—નીચે સ્પષ્ટ કરેલા પદાર્થો પુણ્ય-કાંચનની પર મેલ જેવા છે. એ શુદ્ધ જળને ડોળી નાખનારા છે, ચંદ્રમાં કલંક જેવા છે, માટે તેમને ઓળખી કાઢવા. એ આખું લિસ્ટ નથી, પણ આગેવાન ડોળનારા એમાં આવી જાય છે. ધર્મકૃત્ય, આવશ્યક ક્રિયા, ચૈત્યવંદનાદિમાં મંદપણું, તે **શૈથિલ્ય.** પરના ગુણોને સહન ન કરવા, તે તરફ ઈર્ષ્યા કરવી, એ **માત્સર્ય.** પોતાથી થયેલાં અપકૃત્યને પણ વાજબી ઠરાવવાં અને તેવા અભિપ્રાય અથવા તકરારને જાણી જોઈને મજબૂતાઈથી વળગી રહેવું એ **કદાગ્રહ.** ગુસ્સે થવું એ **ક્રોધ.** કોઈને દાન–માન આપ્યા પછી અથવા ટીપ ભરાવ્યા પછી અથવા તો કોઈ પણ ધર્મકાર્ય કર્યા પછી, તે કાર્યોને ભૂલરૂપ સમજવાં તે **અનુતાપ. માયા–કપટ** એટલે વચન અને વર્તનમાં ભિન્નભાવ. શાસ્ત્રમાં બતાવેલી મર્યાદાપુરઃસર વર્તનને બદલે તેથી ઊલટું કરવું એ **અવિધિ.** મેં આ મોટું કામ કર્યું, તેથી હું મોટો એવી

વિચારણા તે **ગૌરવ, માન, પ્રમાદ.** સમકિત અને વ્રતાદિ રહિત ધર્માચાર્ય નામધારી તે **કુગુરુ.** હલકા માણસની સોબત કરવી એ **કુસંગતિ** અને બીજા માણસો પોતાની પ્રશંસા કરે એ સાંભળવાની ઇચ્છા એ **શ્લાઘાર્થિતા.**

આ સર્વ વસ્તુઓ સુકૃત્યમાં મલરૂપ છે, સંસારમાં રખડાવનારી છે. જોકે આ લિસ્ટ પૂર્ણ નથી, તોપણ તેમાં અગત્યની વસ્તુઓ ઘણી આવી જાય છે. હવે આમાંથી સુકૃત્યોમાં મળરૂપ કેટલાક મનોવિકાર વિષે અત્ર ખાસ વિવેચન કરી બતાવે છે. (૨; ૧૫૨)

## પરગુણપ્રશંસા

**यथा तवेष्टा स्वगुणप्रशंसा, तथा परेषामिति मत्सरोज्झी ।**
**तेषामिमां सन्तनु यल्लभेथास्तां नेष्टदानाद्धि विनेष्टलाभः ॥ ३ ॥** (उपजाति)

"જેવી રીતે તને તારા પોતાના ગુણોની પ્રશંસા વહાલી છે, તેવી જ રીતે બીજાઓને પણ પોતાના ગુણની પ્રશંસા વહાલી હોય છે; તેથી મત્સર તજી દઈને તેઓના ગુણની પ્રશંસા સારી રીતે કરવા માંડ, જેથી તને પણ તે મળે (એટલે તારા ગુણોની પણ પ્રશંસા થાય.) કારણ કે વહાલી વસ્તુ આપ્યા વગર વહાલી વસ્તુ મળતી નથી." (૩)

**વિવેચન**—ઉપર આપણે જોઈ ગયા કે સ્વગુણપ્રશંસા એ મલરૂપ છે. હવે અત્ર તે મેલરૂપ ન થાય અને મળે પણ ખરી, એવી યોજના બતાવે છે. હે ભાઈ! જો તને તારા ગુણોની સ્તુતિ સાંભળવાની ઇચ્છા હોય તો, તું પારકાના ગુણોની સ્તુતિ કર; કારણ કે મનુષ્યસ્વભાવ બધે એકસરખો છે. દુનિયાના નિયમ પ્રમાણે 'રાખપત અને રખાપત' અરસપરસ હોવાથી, જો તું તારી પ્રિય વસ્તુ બીજાને આપીશ, તો તેઓ પોતાની પ્રિય વસ્તુ તને આપશે, દરેકને પોતાના ગુણની પ્રશંસા પ્રિય છે, એવું તું તારા પોતાના દૃષ્ટાંતથી જાણી શકે છે, માટે તારે તારી પોતાની ઇષ્ટપ્રાપ્તિના લાભ માટે પરગુણસ્તવન કરવું, એ ખાસ જરૂરનું છે.

આ તો વ્યવહારની વાત કરી, પણ જ્યારે નિષ્કામ વૃત્તિથી પારકા ગુણની પ્રશંસા થાય છે, ત્યારે કરનારને બહુ આનંદ આવે છે. **સદ્ગુણ** એ એવું શુદ્ધ **કાંચન** છે કે એની **પ્રશંસા થાઓ કે ન થાઓ તોપણ એ ત્રણ કાળમાં સોનું જ રહેવાનું છે.** એના પર ઓપ ચઢે તો દેખાવ સારો લાગે છે, પણ એની મૂળ કિંમત તો ઓપ વગર પણ ત્રણ કાળમાં એકસરખી જ રહે છે. એવા પારકાના એક નાના સદ્ગુણને પણ મોટો માની એનાં સ્તુતિ, સ્તવન, પ્રશંસા કરવામાં આવે ત્યારે કરનાર આડકતરી રીતે ગુણ માટે માન, ગુણવાન થવાની ઇચ્છા અને પોતાનું ગુણીપણું બતાવે છે; એથી પારકા ગુણની પ્રશંસા કરવી, એ આડકતરી રીતે પોતાની જ પ્રશંસા કરવા જેવું છે. શ્રી મુનિસુંદરસૂરિ મહારાજે વાણિયાનો હિસાબ બતાવ્યો છે કે તમે આપશો તો તે તમને મળશે, પણ તેનો ખરેખરો

ભાવ અત્ર બતાવ્યો તે જ છે. ભર્તૃહરિ કહે છે કે સંત લોકો પરગુણસ્તવન કરીને પોતાના ગુણ પ્રસિદ્ધ કરે છે, એ તેમનું ચરિત્ર આશ્ચર્યથી ભરપૂર છે. વાતનો સાર એ છે કે પારકા ગુણ જોઈને ઈર્ષ્યા કરવાનું તો સ્વપ્ન પણ લાવવું નહિ, પણ તેના તરફ સ્વાભાવિક પ્રેમથી જ જોવું. ગુણપ્રાપ્તિનો અને સ્વાત્મશુદ્ધ દશા પર આરોહણ કરવાનો એ મુખ્ય ઉપાય છે. (૩; ૧૫૩)

## પોતાનાં ગુણસ્તુતિ અને દોષનિન્દામાં મન ન રાખવું

जनेषु गृह्णत्सु गुणान् प्रमोदसे, ततो भवित्री गुणरिक्तता तव ।
गृह्णत्सु दोपान् परितप्यसे च चेद् , भवन्तु दोपास्त्वयि सुस्थिरास्ततः* ॥ ४ ॥ (वंशस्थ)

"બીજા માણસો તારા ગુણની સ્તુતિ કરે ત્યારે તું હર્ષ પામીશ, તો તારામ ગુણની શૂન્યતા થશે અને લોકો તારા દોષો તને બતાવે ત્યારે ખેદ પામીશ, તો તે દોષો તારામાં નિશ્ચળ–દૃઢ થશે." (૪)

**વિવેચન**—આપણામાં કાવ્યચાતુર્ય, પ્રામાણિક વ્યવહાર, તપ, દાન, ઉપદેશ દેવાની અદ્‌ભુત શક્તિ કે એવો કોઈ પણ સદ્‌ગુણ કે સદ્‌વર્તન હોય, તેની આપણાં સ્નેહી, સગાં કે રાગીઓ પ્રશંસા કરે, તે સાંભળી આપણને આનંદ થાય કે તરત મદ ચઢે છે, કેટલીક વાર આ બનાવ આડકતરી રીતે બને છે. માયાથી કે દેખાવ કરવાની ટેવથી આ જીવ તે વખતે બોલે છે કે 'એમા કાંઈ નહિ, એ તો મારી ફરજ હતી વગેરે.' પણ એમાં ઘણી વખત માયા હોય છે. બીજા માણસો ગુણસ્તુતિ કરે એ સાંભળવાની ઇચ્છા થાય, પોતાનું વર્તન બીજાને જણાવવાની ઇચ્છા થાય અને બીજા તેનાં વખાણ કરે તે સાંભળી આનંદ થાય, ત્યાં ગુણપ્રાપ્તિનો છેડો આવે છે. જેને ગુણ ઉપર ગુણ **ખાતર જ પ્રેમ** હોય છે તે, લોકો શું બોલે છે, શું ધારે છે, એની દરકાર જ કરતા નથી; એનો વિચાર પણ કરતા નથી.

એ જ નિયમ પ્રમાણે, જ્યારે પોતાના દોષ સાંભળીને ખેદ થાય છે, ત્યારે પછી દોષ દૂર કરવાની વિચારણા કે કર્તવ્યનું ભાન રહેતું નથી. એને બીજા માણસો શું કહે છે, તે તરફ તેનું ધ્યાન રહે છે, તેથી ખેલ બગડે છે, અને તેને લીધે દોષો જામી જાય છે, દોષ પર સીલ થાય છે અને એને દોષ છોડવા એ પોતાની પ્રિય વસ્તુ છોડવા જેવું થઈ પડે છે; અથવા ઘણી વાર દોષને દોષ તરીકે ઓળખી શકાતો જ નથી અને દોષ છુપાવવાનો પ્રયત્ન થાય છે; કારણ કે અમુક વિચાર, ઉચ્ચાર કે આચાર તરફ એનું ધ્યાન રહેતું નથી, પણ લોકો તેને માટે શું ધારે છે કે બોલે છે, તે તરફ ધ્યાન રહે છે. લોકોનું ધારવું બરાબર ન હોય તો આ જીવ છેતરાય છે. લોકોમાં આંતર હેતુનો વિચાર કરી મત બાંધનારા અલ્પ હોવાથી ધારણામાં ભૂલ કરનારા વિશેષ હોય છે, અને તેથી લોકપ્રશંસા કે જનરુચિ

* चेद् स्थाने रे इति वा पाठः । × स्तव इति वा पाठः ।

પર આધાર રાખનારા બહુધા છેતરાય છે. હવે ગુણદોષને અંગે કર્તવ્ય શું છે તે વિશેષ સ્પષ્ટ રીતે જોઈએ. (૪; ૧૫૪)

### શત્રુગુણપ્રશંસા

प्रमोदसे स्वस्य यथान्यनिर्मितैः, स्तवैस्तथा चेत्प्रतिपन्थिनामपि ।
विगर्हणैः स्वस्य यथोपतप्यसे, तथा रिपूणामपि चेत्ततोऽसि वित् ॥ ५ ॥ (वंशस्थ)

"બીજા માણસોએ કરેલી તારી પ્રશંસા સાંભળીને જેમ તું ખુશી થાય છે, તેવી જ રીતે શત્રુની પ્રશંસા સાંભળીને પણ તને પ્રમોદ થાય, અને જેવી રીતે તારી પોતાની નિંદા સાંભળીને ખેદ પામે છે, તેવી જ રીતે શત્રુની નિંદા સાંભળીને ખેદ પામે, ત્યારે તું ખરેખરો જાણકાર છો એમ સમજવું." (૫)

**વિવેચન**—પોતાના કે પારકાના ગુણોની સ્તુતિ સાંભળી ગુણ ઉપર પ્રમોદ થાય અને પોતાના કે પારકાના દોષોની નિંદા સાંભળી દોષ ઉપર તિરસ્કાર થાય, એવું વલણ કરવાનો અત્ર ઉપદેશ છે એમાં **પોતાની કે પારકાની** સ્તુતિ ગણવાની જ નથી અને પ્રમોદ થાય છે તે ગુણનો થાય છે, ગુણ ઉપર થાય છે, ગુણ પ્રત્યે થાય છે. એમાં ગુણવાન કોણ છે, એ જ જોવાનુ છે. ગુણવાન માણસ ભલે શત્રુ હોય, હાડવૈરી હોય, પણ તેના સદ્ગુણ માટે તેના તરફ આકર્ષણ થાય છે. ટૂંકામાં, **ગુણ ઉપર ગુણ ખાતર જ પ્રેમ થાય** છે. આવી સ્થિતિ જરા અવલોકન કરી વિચાર કરવાની ટેવ પાડવાથી પ્રાપ્ત થાય છે. એવી જ રીતે જેમ પોતાની નિંદા સાંભળી ખેદ થાય છે તેવી જ રીતે શત્રુની નિંદા સાંભળીને પણ ખેદ થાય, ત્યારે જે કાર્ય કરવાનું છે તે સિદ્ધ થયુ સમજવું. સમજણ, જ્ઞાન, વિદ્વત્તા એ સર્વનો સમાવેશ આ નાની વાતમાં થાય છે. ગુણ તરફ ગુણ ખાતર જ પ્રેમ રાખવો એ ઉપદેશ છે. ભર્તૃહરિ કહે છે કે પારકાના નાના સદ્ગુણને પણ જે મોટો પર્વત જેવો કરી તેને માન આપે છે, તે સંત જાણવો. પણ શ્રી મુનિસુંદરસૂરિ મહારાજ તો આગળ વધી જણાવે છે કે **જે પ્રાણી ગુણને ગુણ ખાતર માન આપે તે જ જાણકાર છે,** શાસ્ત્ર વાંચ્યાં હોય તેનુ ફળ એ જ છે અને તેવી જ રીતે દોષ ઉપર દોષ ખાતર જ અપ્રીતિ રાખે તે જ ખરો જ્ઞાની છે. આવી રીતના વર્તનનું ફળ શત્રુમિત્ર પર સમભાવમાં આવે છે. એવી રીતના વર્તનથી મનને જે ટેકો અને શાંતિ મળે છે તે અનિર્વચનીય છે, અને, વાસ્તવિક રીતે કહીએ તો, તે અનુભવગમ્ય જ છે. ઉપાધ્યાયજી કહી ગયા છે કે "રાગ ધરીજે જીહાં ગુણ લહીએ." જે જગ્યાએ ગુણ હોય ત્યાં રાગ રાખવો; એમાં ગુણવાન કોણ છે તે જોવાનું જ નથી; **જ્યાં ગુણ હોય ત્યાં રાગ રાખવો.** (૫; ૧૫૫)

### પરગુણપ્રશંસા

स्तवैर्यथा स्वस्य विगर्हणैश्च, प्रमोदतापौ भजसे तथा चेत् ।
इमौ परेषामपि तैश्चतुर्ष्वप्युदासतां वासि ततोऽर्थवेदी ॥ ६ ॥ (उपेन्द्रवज्रा)

"જેવી રીતે પોતાની પ્રશંસા અને નિંદાથી અનુક્રમે આનંદ અને ખેદ પામે છે, તેવી જ રીતે પરની પ્રશંસા અને નિંદાથી આનંદ અને ખેદ થતો હોય, અથવા તે ચારે ઉપર ઉદાસીન વૃત્તિ રાખતો હોય, તો તું ખરો અર્થનો જાણકાર છે." ( ૬ )

**વિવેચન**—ઉપર કહ્યું તે જ અત્ર કહ્યું છે. પારકો માણસ ગમે તે હોય, ભલે તે મિત્ર હોય કે શત્રુ હોય, પરંતુ જ્યારે તેના ઉપર ગુણવાન હોવાથી પ્રમોદ જ થાય ત્યારે શાસ્ત્રના રહસ્યનું જાણકારપણું પ્રાપ્ત થયુ છે એમ સમજવું. અથવા તો તે ચારે વસ્તુ સ્વગુણપ્રશંસા, સ્વદોષનિંદા, પરગુણપ્રશંસા, પરદોષનિંદા—એના ઉપર ઉદાસીન વૃત્તિ આવી જાય, તો તે પણ વધારે સારું છે, એટલે એ તરફ ધ્યાન આપવાનું વલણ જ ન થાય, ફક્ત પોતે પોતાને યોગ્ય રસ્તે કામ ચલાવ્યા કરે, એવી ઉદાસીન વૃત્તિ પ્રાપ્ત થાય તો વધારે ઠીક છે. પણ કેટલીક વાર **ઉદાસીન વૃત્તિને નામે બેદરકારી** દાખલ થઈ જાય છે, **તેનાથી ચેતવાની** જરૂર છે. અત્ર ઉદાસીન વૃત્તિ કહી છે તે જાણીજોઈને અજ્ઞ રહેવું એમ નથી, પણ તે જાણવા તરફ સ્વાભાવિક વલણ જ ન રાખવું એ છે. આખા શ્લોકને ઉપરના શ્લોકની નોટ બરાબર લાગુ પડે છે. શ્રી આનંદઘનજી મહારાજ શ્રી શાંતિનાથજીના સ્તવનમાં કહે છે કે:—

માન અપમાન ચિત્ત સમગણે, સમ ગણે કનક પાષાણ રે;
વંદક નિંદક સમ ગણે, ઇશ્યો હોય તું જાણ રે.
શાંતિજિન ! એક મુજ વિનતિ.

આવી સ્થિતિ પ્રાપ્ત કરવાનો અત્ર ઉપદેશ છે. ( ૬; ૧૫૬ )

## ગુણસ્તુતિની અપેક્ષા નુકસાનકારક છે

**भवेन्न कोऽपि स्तुतिमात्रतो गुणी, ख्यात्या न बह्वयापि हितं परत्र च ।**
**तदिच्छुरीर्ष्यादिभिरायतिं ततो, मुधाभिमानग्रहिलो निहंसि किम् ॥ ७ ॥** (उपजाति)

"લોક વખાણ કરે તેથી કોઈ ગુણી થતો નથી; વળી, બહુ ખ્યાતિથી પણ આવતા ભવમાં ( પરલોકમાં ) હિત થવાનું નથી; તારે જો આવતા ભવમા તારું સારું કરવાની ઇચ્છા છે, તો નકામો અભિમાનને વશ થઈને, ઈર્ષ્યા વગેરે કરી, આવતો ભવ શા માટે બગાડે છે ?" ( ૭ )

**વિવેચન**—દેવચંદ નામનો માણસ અથવા બીજા સો-બસો હીરાચંદની સ્તુતિ કરે, તેથી હીરાચંદમાં કાંઈ ગુણ આવી જવાના નથી. તેનામાં હીર હશે તો રહેશે, અને કદાચ સ્તુતિથી તો ઊલટું નુકસાન થવાનું હશે તો થશે. વળી, અત્ર ગમે તેટલાં વખાણ થાય, ભાટચારણો આકાશમાં ચઢાવી દે, તોપણ પરલોકમાં તેની અસર થતી નથી. ત્યાં કાંઈ વખાણ પામેલા માટે પક્ષપાત નથી, તેમ જ તેઓ માટે કાંઈ જુદી જગ્યા નથી. **સ્તુતિને પાત્ર થવાની જરૂર છે.**

અત્ર એક ઘણી અગત્યની બાબત પર ધ્યાન ખેંચવાની જરૂર લાગે છે. આપણે આપણું વર્તન ગુણને અનુસરીને રાખવું. ઇરાદાપૂર્વક આપણાં વખાણ થાય, તેવી રીતે દુનિયાને બતાવવા ખાતર વર્તન કરવું નહીં; છતાં વખાણને પાત્ર આત્માને બનાવવામાં અડચણ નથી, બલકે તેવા જ થવાની જરૂર છે. લોકો સ્તુતિ કરે તેમાં ગુણહાનિ થતી નથી, પરંતુ જેની સ્તુતિ થાય છે તેણે તે કરાવવાના હેતુથી કાંઈ પણ વર્તન કરવું જોઈએ નહિ અને વિદ્યમાન ગુણની પણ સ્તુતિ સાંભળીને તેના પર મન આપવું જોઈએ નહીં.

અત્ર આ જીવમા દેખીતો વિરોધ છે તે બતાવે છે. એક તો દરેકને આવતા ભવમાં સારું થાય તેવું કરવાની ઇચ્છા અને બીજું તેથી તદ્દન વિરુદ્ધ વર્તન. હે ભાઈ! જો તું આવતા ભવમાં માનસિક કે શારીરિક સુખ મેળવવાની ઇચ્છા રાખતો હો તો પછી આ ભવમાં ઇર્ષ્યા કે અભિમાન કરી, પારકામા ગુણ છતાં નિંદા, કે પોતામાં દોષ છતાં પ્રશંસા કે ઇર્ષ્યાથી બીજાના ગુણોને પ્રકાશમાં ન આવવા દેવા વગેરે વગેરે નિષિદ્ધ કાર્યો કરી શા માટે સુખ મળવાના ઉપાયોને કાપી નાખે છે? તારે તારા ગુણો બહાર પાડવાની ઇચ્છા રાખવી નહિ વળી, યાદ રાખજે કે, ગુણ છે તે દાબડામાં નાખેલી કસ્તૂરી છે. જો કે કસ્તૂરી પોતે ઇચ્છા રાખતી નથી કે પોતાની સુગંધ બધે પ્રસરે, પણ ગુણનો તેમ જ કસ્તૂરીનો સ્વભાવ છે કે તે પોતાના મૂળ ધર્મથી જ આપોઆપ સર્વત્ર પ્રસરે. વસ્તુ અવલોકન કરનાર તત્ત્વજ્ઞો સારી રીતે સમજે છે કે **પ્રશંસા–આબરૂ–ની પછવાડે દોડનારને તે મળતી નથી, પણ તેને જે લાયક થાય તેને વરવાને હાથમાં માળા લઈને તે આતુર ઊભી હોય છે અને ઇચ્છા કે અનિચ્છાએ તે વરે છે, એવો આ જગતનો ક્રમ છે.** ( ૭; ૧૫૭ )

### "શુદ્ધ" ધર્મ કરવાની જરૂર : કરનારાઓની સ્વલ્પતા

**सृजन्ति के के न बहिर्मुखा जनाः, प्रमादमात्सर्यकुबोधविप्लुताः? ।**
**दानादिधर्माणि मलीमसान्यमून्युपेक्ष्य शुद्धं सुकृतं चराण्वपि ॥ ८ ॥** ( वंशस्थविल )

"પ્રમાદ, મત્સર અને મિથ્યાત્વથી ઘેરાયેલા કેટલાએક સામાન્ય માણસો દાન વગેરે ધર્મો કરે છે પણ આ ધર્મો મલિન છે; તો તેઓની ઉપેક્ષા કરી શુદ્ધ સુકૃત્ય લેશમાત્ર એક અણું જેટલું પણ કર." ( ૮ )

**વિવેચન**—મદ્ય, વિષય, કષાય, વિકથા અને નિદ્રા એ પાંચ પ્રમાદ છે. પરઋદ્ધિ કે ગૌરવ તરફ ઇર્ષ્યા એ મત્સર, અને દૃષ્ટિરાગ વગેરે મિથ્યાત્વ; એને લીધે જીવ દાન, શીલ, તપ વગેરે કરે છે. મિથ્યાત્વથી માનતા માને છે, દૃષ્ટિરાગથી હજારો રૂપિયા ભોગી ભ્રમરના પગ આગળ સમર્પણ કરી દે છે, અજ્ઞાનથી લાંઘણો કરી કાયક્લેશ કરે છે, અહંકારથી નામની ખાતર લાખો રૂપિયાની સખાવત કરી દે છે અને વર્તમાનપત્રમાં નામ આવવા ખાતર મોટી રકમ ફંડમાં ભરી આપે છે; પણ આવી રીતે કરેલ ધર્મકાર્ય કલંકિતા

છે, ચંદ્રમાં કલંક તુલ્ય છે, સોનાની થાળીમાં લોઢાની મેખ છે, અનાદરણીય છે, ઇષ્ટ ફળ રોકનાર છે, સંસારમાં રઝળાવનાર છે.

જો તારે ખરેખરું કામ કાઢવાની ઇચ્છા હોય તો એક જરા વખત પણ શુદ્ધ ધર્મ કર. ઉપર કહેલા કોઈ પણ પૌદ્ગલિક ભાવો છોડી દે, સંસારને કાપી નાખ. પછી તું ખૂબી જોજે. તને તે વખતે તારા મનમાં જ એવો અપૂર્વ આનંદ થશે કે આખી જિંદગીમા તેં એવો આનંદ અનુભવ્યો નહીં હોય. શુદ્ધ આત્મિક સ્થિતિમાં રમણ કરવું એ સ્વાભાવિક દશા છે અને એવી દશા એક વાર પ્રાપ્ત કર. પછી શું કરવું એ તને આપોઆપ સૂઝી આવશે.

આ શ્લોકનો ઊંડો આશય વિચારવા યોગ્ય છે મોટાં મોટાં પુસ્તકો વાંચવા યોગ્ય જ્ઞાન મેળવવા માટે એકડા શીખવાની જરૂર છે, અને સુંદર મંદિર ચણવા માટે પાયા ખોદવા જેવું કામ કરવાની પણ જરૂર છે. આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની આવશ્યકતા છે. એકડા જાણ્યા વગર અને પાયા ખોદ્યા વગર સુંદર પરિણામ બતાવનારાં કાર્યો થતાં નથી એ સ્પષ્ટ છે. પણ સાથે યાદ રાખવું કે નિરંતર એકડા જ ઘૂંટવાનું કામ કરવાનું નથી, નિરંતર પાયા ખોદવાનું કામ કરવાનું નથી. સાધ્ય દૃષ્ટિમાં રાખીને જ આ બન્ને કાર્યો આદરણીય છે. મલિન ધર્માચરણો પણ અભ્યાસ પાડવા માટે ઉપયોગી છે, કારણ કે એ એકડા ઘૂંટવા જેવાં કાર્યો છે. અનાદિ અભ્યાસથી પ્રમાદ, માત્સર્ય, કષાય વગેરેનો ત્યાગ સર્વથી બનવો ઘણા માણસોને અશક્ય લાગે છે, પરંતુ પુરુષાર્થ કરવાથી તેનો ત્યાગ થઈ શકે છે. ત્યાગ કરવો છે એવી ચીવટ મનમાં હોય તોપણ બહુ ફેર પડે છે. આ તદ્દન જુદી વાત છે. અભ્યાસ પાડવા માટે એકડા ઘૂંટવાની ખાસ જરૂર છે, પરંતુ એકડામાં ને એકડામા જ સુંદર સંયોગવાળું જીવન પૂર્ણ થાય, તે ઇષ્ટ નથી. ઉપાધ્યાયજી તે જ મતલબનું કથન અધ્યાત્મસારના બીજા અધિકારના વીશમા શ્લોકમાં કરે છે. મલિન ધર્મકાર્યોથી લાભ નથી એમ નથી, પણ તે બહુ અલ્પ છે, મુમુક્ષુ જીવની સાધ્ય મેળવવાની અપેક્ષાએ તદ્દન લાભ નથી, એમ કહીએ તો ચાલે. આ સર્વ હકીકતનું તાત્પર્ય એ જ નીકળે છે કે પ્રશસ્ત ધર્માચરણ કરવા. આપણે એક સામાન્ય દાખલો લઈએ તો આ વાત વિશેષ સ્પષ્ટ થશે. એક પ્રાણીને દશ હજાર રૂપિયા ખરચવાની આપણે પ્રેરણા કરીએ. તે જીવ વ્યવહારુ છે, કર્મના અગમ સિદ્ધાંતને સમજતો નથી, દુનિયાનો કીડો છે, આથી તેને માનની ઇચ્છા છે. આવા પ્રસંગે તેને માન લઈને પણ દાન કરવામાં હરકત નથી. તેના દ્રવ્યનો આ રસ્તે વ્યય થતા થતાં તે દાનધર્મની ઉત્કૃષ્ટતા સમજશે અને પછી શુભ ધર્માદાથી અંતરંગ શાંતિ અને સંતોષ કેવો થાય છે તે ધીમે ધીમે સમજશે અભ્યાસ પાડવા માટે પ્રથમ તેને માનની ઇચ્છાની તૃપ્તિ કરવી તે પણ ઇષ્ટ છે. વિશેષ સમજુ પ્રાણી પ્રથમથી જ આ વાત સમજી શકે છે અને તેનાં કાર્યો કોઈ પણ ઐહિક મનોવિકારને તૃપ્ત કરવા માટે હોતાં નથી, પણ પરમ સાધ્ય પ્રાપ્ત કરવાના શુદ્ધ અધ્યવસાયથી ઉત્પન્ન થાય છે. આ છેલ્લો માર્ગ

પરમ ઇષ્ટ છે, મહાકલ્યાણ આપનાર છે અને તે ગ્રહણ કરવાનો અથવા ગ્રહણ કરવાની ઇચ્છા અને ભાવના રાખવાનો અત્ર ઉપદેશ છે. (૮; ૧૫૮)

## પ્રશંસા વગરના સુકૃત્યનું વિશિષ્ટપણું

आच्छादितानि सुकृतानि यथा दधन्ते, सौभाग्यमत्र न तथा प्रकटीकृतानि ।
व्रीडानताननसरोजसरोजनेत्रा–वक्षःस्थलानि कलितानि यथा दुकूलैः ॥ ९ ॥ (वसंततिलका)

"આ દુનિયામાં ગૂઢ પુણ્યકર્મો–સુકૃત્યો જેવી રીતે સૌભાગ્ય આપે છે, તેવી રીતે પ્રકટ કરેલાં સુકૃત્યો આપતાં નથી. જેમ કે લજ્જાથી નમાવ્યું છે મુખકમળ જેણે એવી કમળનયના સ્ત્રીનાં સ્તનમંડળ વસ્ત્રથી આચ્છાદિત હોય, ત્યારે જેટલી શોભા આપે છે તેટલી શોભા ઉઘાડાં હોય ત્યારે આપતાં નથી." (૯)

**વિવેચન**—સ્પષ્ટ છે. દુનિયામાં ખાનગી(ગુપ્ત) ધર્માદો કરનારા ખરેખરો લાભ બાંધી જાય છે. દુનિયા તેના ગુણ ગાઓ કે ન ગાઓ, તેની તેને દરકાર રહેતી નથી, હોતી નથી. કાંચળી પહેરી ઉપર સાડી પહેરેલી હોય ત્યારે સ્ત્રીના હૃદયભાગની જે શોભા સામા માણસને લાગે છે, તેટલી ઉઘાડા સ્તન હોય છે ત્યારે લાગતી નથી. આપણું પોતાનું શરીર પણ વસ્ત્રથી વીંટાયલું હોય છે ત્યારે જ શોભા આપે છે, તેવી જ રીતે સુકૃત્યો ઢાંકેલાં હોય છે ત્યાં સુધી વધારે સૌભાગ્ય આપે છે.

ગુપ્ત સુકૃત્યો કરતી વખતે કરનારને બહુ શાંતિ આપે છે અને તેનું સ્મરણ કરવાથી આત્મિક સંતોષ આપે છે, એ ખાસ લક્ષ્યમાં રાખવા યોગ્ય છે. દરેક કાર્યની અસર આત્મિક સૃષ્ટિમાં કેવી થશે, તે વિચારવાની જરૂરિયાત આથી જણાઈ આવે છે. માનકીર્તિથી કદાચ સ્થૂળ આનંદ થોડો વખત લાગે, પણ અપૂર્વ આત્મિક શાંતિ, જે મેળવવાનો પ્રયાસ સર્વ મુમુક્ષુઓનો છે, તે તો શાંત સ્થિતિમાં શાંત રહીને કરેલ ગુપ્ત કાર્યોથી જ થાય છે.

ગમે તે કારણથી, પણ પ્રચલિત વ્યવહાર આથી તદ્દન ઊલટો થઈ ગયો છે, એમ સર્વથા નહિ તો સેંકડે નવાણું ટકામાં જોવામાં આવે છે. એક માણસને એક લાખ રૂપિયા ખરચવાની ઇચ્છા થઈ તો ખર્ચ્યા પહેલાં જ તેનાં ઢોલ–નગારાં વગડાવવા પ્રયત્ન કરતો તે જોવામાં આવે છે. ખરચ કરવાનો વખત પ્રાપ્ત થાય ત્યારે તેનો કબજો છોડતો નથી, વ્યાજ વાપરવા ઇચ્છા બતાવે છે, ન્યૂસપેપરમાં મોટા મોટા રિપોર્ટો મોકલે છે અથવા મોકલાવે છે અને એક વાર ખર્ચેલા પૈસાનો ચાર-પાંચ વખત જુદી જુદી રીતે લાભ લે છે! આવી રીતે ઘણુંખરું અપ્રામાણિકપણે પેદા કરે છે અને અભિમાનથી ખર્ચે છે. આ એક ધન ખરચવાની હકીકત થઈ; તેવી જ રીતે બીજાં અનુષ્ઠાનો માટે પણ સમજી લેવું. જીવનો અનાદિ સ્વભાવ અભિમાન કરવાનો છે, તે સીધી અને આડકતરી રીતે શુભ કૃત્યોમાં પણ થઈ જાય છે અને તેનું કારણ વાસ્તવિક તત્ત્વગવેષણા નહિ એ જ છે. વિચાર કરતાં જણાય છે કે વસ્તુસ્વરૂપ આથી ઊલટું જ છે. એક સુકૃત્ય કરવા પહેલાં

અથવા કરતી વખતે તેને ખાનગી રાખવાથી બહુ જાતના લાભ થાય છે. અભિમાન ન થઈ જાય તે બહુ મોટો લાભ છે, કારણ કે અભિમાનથી સુકૃત્યનું ફળ અહીં જ રહી જાય છે. લોકમાં કીર્તિ બોલાય અથવા બહુ તો દેવગતિ મળે, પણ નિર્જરા થવી મુશ્કેલ છે. એ ઉપરાંત શુભ સુકૃત્ય કરતી વખત અપૂર્વ માનસિક આનંદ થાય છે, આત્મસ્વરૂપમાં રમણ થાય છે અને ફરજ બજાવવાનો શુદ્ધ ખ્યાલ આવે છે—એ સર્વ લાભો જુદા જ છે. ( ૯; ૧૫૯ )

## સ્વગુણપ્રશંસાથી લાભ જરા પણ નથી

स्तुतैः श्रुतैर्वाप्यपरैर्निरीक्षितैर्गुणस्तवात्मन् ! सुकृतैर्न कश्चन ।
फलन्ति नैव प्रकटीकृतैर्भुवो, द्रुमा हि मूलैर्निपतन्त्यपि त्वधः ॥ १० ॥ (वंशस्थविल)

"તારાં ગુણો અથવા સુકૃત્યોની બીજા સ્તુતિ કરે અથવા સાંભળે અથવા તારાં સારાં કામો બીજા જુએ, તેથી હે ચેતન ! તને કાંઈ પણ લાભ નથી. જેમ કે ઝાડનાં મૂળ ઉઘાડાં કરી નાંખ્યાં હોય તો તેથી ઝાડ ફળતાં નથી, પણ ઊલટાં ઊખડી જઈને ભોંય પર પડે છે ( તેમ જ સારાં કામો પણ ઉઘાડાં પડવાથી ભોયે પડે છે )." ( ૧૦ )

**વિવેચન**—એક માણસે પૃથ્વી પર સુંદર ઝાડ વાવ્યું અને તેનાં મીઠાં ફળ થશે એમ તેને લાગ્યુ, તેથી તેનું મૂળ કેવું હશે તે જોવાની ઇચ્છા થઈ. આમ વિચારી બીજાને બતાવવા સારુ તથા પોતે જોવા સારુ મૂળ ફરતાં જે માટી–કચરો વગેરે હતાં તે દૂર કર્યા અને મૂળ બધાએ જોયુ. પણ પરિણામ શું આવ્યું ? ફળ તો ન મળ્યુ, પરંતુ ઝાડ પણ નાશ પામી ગયુ ! આવી જ રીતે સારાં કામોનો યશ સારો બોલાશે, એમ ધારી આ જીવ સુકૃત્યરૂપ મૂળ બીજાને જોવા સારુ ઉખેડી તેની ફરતી અપ્રસિદ્ધતારૂપ માટી વગેરે હોય છે, તે દૂર કરે છે. તેમ કરવાથી જોકે યશ તો બોલાય છે, પણ તેના ફળનો નાશ થાય છે અને સુકૃત્યના નાશથી તે પોતે પણ નાશ પામી જાય છે. અત્ર યોજના આ પ્રમાણે છે—(૧) સુકૃત્યોની મૂળ સાથે યોજના, (૨) આત્માની વૃક્ષ સાથે, (૩) (સુકૃત્યોનાં) સ્તવન, શ્રવણ, નિરીક્ષણની (વૃક્ષના) પ્રકટીકરણ સાથે, (૪) (સુકૃત્યના) ગુણનો અભાવ, તેની વૃક્ષના ફળવાના અભાવ સાથે અને (૫) ધર્મનાશની વૃક્ષના અધઃપાત સાથે યોજના કરવી.

વિચારશો તો છે પણ તેમ જ. પારકા માણસો આપણા ગુણ કે સારા કામની સ્તુતિ કરે તેમાં લાભ શો છે ? તાત્વિક વિચાર કરતાં જણાય છે કે કીર્તિ કે માનની ઇચ્છા પણ અજ્ઞાનજન્ય છે; એમાં કાંઈ દમ જેવું નથી, અને વિચક્ષણ માણસો કદી તેની ઇચ્છા કરતા નથી. આગંતુક રીત્યા તે મળી જાય તો ભલે મળે, પણ તેની ખાતર ચારિત્ર્યવાન પોતાનું વર્તન કરે, એ ચારિત્રને જ છાજતું નથી. અને ઘણુંખરું દુનિયામાં બને છે પણ એમ કે, જે એની પછવાડે દોડે છે તેને એ વરતી નથી અને ઊલટો પછવાડે દોડવાનો ક્લેશ આપે

છે. કીર્તિના લોભીને સુકૃત્યનો નાશ થાય છે અને ઘણી વાર ઊલટું અપમાન મળે છે. આ સર્વ હકીકત અનુભવગમ્ય છે અને અવલોકન કરનાર તુરત પામી જાય તેવી છે. (૧૦; ૧૬૦)

### ગુણ ઉપર મત્સર કરનાર; તેની ગતિ

तपःक्रियावश्यकदानपूजनैः, शिवं न गन्ता गुणमत्सरी जनः ।
अपथ्यभोजी न निरामयो भवेद्रसायनैरप्यतुलैर्यदातुरः ॥ ११ ॥ (वंशस्थविल)

"ગુણ ઉપર મત્સર કરનાર પ્રાણી તપશ્ચર્યા, આવશ્યક ક્રિયા, દાન અને પૂજાથી મોક્ષે જતો નથી; જેમ કે માંદો માણસ જો અપથ્ય ભોજન કરતો હોય, તો પછી તે ગમે તેટલું રસાયણ ખાય તોપણ સાજો થતો નથી." (૧૧)

**વિવેચન**—જેવી રીતે પોતાનાં સુકૃત્યોની સ્તુતિ સાંભળવાની ઇચ્છા રાખવી, એ ધર્મશુદ્ધિમાં મળરૂપ છે, તેવી જ રીતે પારકાના સારા ગુણો તરફ ઈર્ષ્યા–અદેખાઈ કરવી, એ પણ મળરૂપ છે. પારકો મત્સર કરનાર માણસ ગમે તેટલાં ધર્મકૃત્યો કરે, છઠ્ઠ-અઠ્ઠમ કરે, યોગ-ઉપધાન વહે, પ્રતિક્રમણ, પચ્ચખ્ખાણ વગેરે આવશ્યક ક્રિયાઓ કરે કે પાંચ પ્રકારનાં દાન આપે, યા તો મહાઆડમ્બરથી અષ્ટ, સત્તર, એકવીશ કે એક સો આઠ પ્રકારી પૂજાઓ રચાવે, પણ તે મોક્ષે જશે નહિ. જેમ કોઈ માંદો માણસ કરી કરે નહિ અને ખાંડ, ખટાશ વર્જ્ય હોય છતાં છાની રીતે ખાય, પછી તેને તમે પંચામૃત–પરપટી, વસંતમાલતી કે ગજવેલ ખવરાવો, તોપણ લાભ થશે નહિ, તેવી જ રીતે તપ, ક્રિયા, દાન વગેરે રસાયણ છે, તેની સાથે જ જો ગુણ તરફ મત્સરરૂપ અપથ્ય ભોજન લેવામાં આવે તો પછી શિવગમનરૂપ નીરોગીપણું આ જીવરૂપ વ્યાધિગ્રસ્ત પ્રાણીને પ્રાપ્ત થતું નથી. એ પ્રમાણે દૃષ્ટાંત-દાર્ષ્ટાંતિક યોજના સમજવી.

ઘોર તપસ્યાના પરિણામે દેવલોકનાં સુખ મળે, એ શા કામનું? આવશ્યક ક્રિયા કરીને પાછું તે જ કૃત્ય તે ભાવે ફરી ફરી વાર કરવાના વમળમાં ફરવું પડે તે શા કામનું? દાન આપ્યા પછી પાછું દાન લેવાનો વારો આવે, તે શા કામનું? અલબત્ત, **या या क्रिया सा सा फलवती** એ સૂત્ર ખરેખરું છે, પણ ઉપર જણાવ્યું છે તેમ મોક્ષે જનારની અને મોક્ષે જવાની ઇચ્છા રાખનારની નજરમાં એ લાભ તદ્દન અલ્પ છે, તેથી નિષ્ફળ છે એમ કહીએ તોપણ ખોટું ગણાય નહિ. હે ચેતન! તું પરગુણઅસહિષ્ણુતા તજી દે અને તેમ કરી તારાં કર્મરૂપ રોગોને દૂર કર. (૧૧; ૧૬૧)

### શુદ્ધ પુણ્ય અલ્પ હોય તોપણ સારું

मन्त्रप्रभारत्नरसायनादिनिदर्शनादल्पमपीह शुद्धम् ।
दानार्चनावश्यकपौषधादि, महाफलं पुण्यमितोऽन्यथाऽन्यत् ॥ १२ ॥ (उपजाति)

મંત્ર, પ્રભા, રત્ન, રસાયણ વગેરેનાં દૃષ્ટાંતથી (જણાય છે કે) દાન, પૂજા, આવશ્યક,

પૌષધ વગેરે (ધર્મક્રિયા) બહુ થોડાં હોય, તોપણ જો શુદ્ધ હોય, તો મહાફળ આપે છે અને બહુ હોય છતાં અશુદ્ધ હોય તો મોક્ષરૂપ ફળ આપતાં નથી. (૧૨)

**વિવેચન**—શુદ્ધ મંત્રોચ્ચારથી અસલના વખતમાં પુણ્યના પ્રબલપણાથી દેવ પ્રસન્ન થતા હતા; તે જરા હોય તોપણ બહુ કામ થતું હતું. તેવી જ રીતે સૂર્ય-ચંદ્રની પ્રભા જરા પડે તોપણ આખી દુનિયામાં પ્રકાશ કરે છે. પાંચ રૂપિયાભાર લોઢું અને તેટલા જ વજનનાં રત્ન (મણિ, મોતી, માણેક કે હીરા) હોય તો કિંમતમાં લાખગણો ફેર પડી જાય છે. રસાયણ-મારેલ પારો વગેરે-એક તલભારથી ઓછું ખવરાવવામાં આવે તોપણ, જો તે શુદ્ધ હોય તો, શરીરને બહુ ગુણ કરે છે. એવી જ રીતે દાન, પૂજા, પૌષધ વગેરે અનુષ્ઠાનો માટે સમજવું. આપણા લોકો હમેશાં સંખ્યા તરફ જુએ છે અને તેથી છેતરાય છે, પણ સમજુએ તેની શુદ્ધતા-સુંદરતા-તાત્ત્વિકતા તરફ જોવું જોઈએ. Never look to the quantity of your actions but pay particular attention to the quality thereof.

આ વાક્યમાં બહુ ખૂબી રહેલી છે. આપણે કેટલું કર્યું તે જ જોનારા છીએ, પણ કેવું કર્યું તે જોવાની ખાસ જરૂર છે. આખા જીવનમાં પ્રભુભક્તિમાં એક વખત વીર્યોલ્લાસ થઈ જાય તોપણ ભવની ભાવઠ ભાંગી જાય. તેવી જ રીતે આવશ્યક ક્રિયામાં વિચારણાને પરિણામે બરાબર પશ્ચાત્તાપ થાય, કે પૌષધમાં અપૂર્વ ભાવશુદ્ધિ થઈ સમતા પ્રાપ્ત થાય, તો આપણું કામ થઈ જાય. અને તેવી સ્થિતિ પ્રાપ્ત કરાવવાને માટે જ સર્વ શાસ્ત્રકારોનો પ્રયાસ છે.

આથી ઊલટું, જો શુદ્ધિની અપેક્ષા વગર બહુ બહુ ક્રિયાઓ કરવામાં આવતી હોય, પણ શુદ્ધતા જરા પણ ન હોય અને ઊલટી અશુદ્ધતા દાખલ થતી હોય તો ફળપ્રાપ્તિ થતી નથી, જે હેતુથી ક્રિયા કરવામાં આવે છે, તે હેતુ જળવાતો નથી અને કદાચ અલ્પ લાભ થાય છે તો તે રૂપિયે એક બદામ જેટલો થાય છે. આ આખા અધિકારનો ઉદ્દેશ એ જ છે કે **થોડું કર પણ બરાબર કર**; બહારની કિંમત કે દેખાવથી લોભાઈ જા નહિ. (૧૨; ૧૯૨)

## ઉક્ત અર્થ પર દૃષ્ટાંત

**दीपो यथाल्पोऽपि तमांसि हन्ति, लवोऽपि रोगान् हरते सुधायाः ।**
***तृण्यां दहत्याशु कणोऽपि चाग्ने-र्धर्मस्य लेशोऽप्यमलस्तथांहः ॥ १३ ॥** (उपजाति)

"એક **નાનો દીવો** પણ અંધકારને હણી નાખે છે, અમૃતનું **એક ટીપું** પણ અનેક રોગોનો નાશ કરે છે, અને અગ્નિની એક **ચિનગારી** પણ ખડના મોટા ઢગલાને બાળી મૂકે છે; તેવી જ રીતે જો ધર્મનો અંશ પણ નિર્મળ હોય તો તે પાપને હણી નાખે છે." (૧૩)

**વિવેચન**—સ્પષ્ટ છે. અલ્પ દીવો પણ વિસ્તૃત જગ્યામાંથી અંધકારને દૂર કરી નાખે છે, તેવી જ રીતે સર્વ બાબતમાં સમજવું. આ સર્વ હકીકત એ જ બતાવે છે કે શુદ્ધિ

* तृणं इत्यपि पाठोऽन्यत्र दृश्यते ।

તરફ ખાસ ધ્યાન આપવાની જરૂર છે. હવે શુદ્ધિ સાથે ભાવની કેટલી જરૂરિયાત છે તે બતાવી અધિકાર સમાપ્ત કરે છે. (૧૩; ૧૬૩)

### ભાવ અને ઉપયોગ વગરની ક્રિયાથી કાયાક્લેશ; ઉપસંહાર

भावोपयोगशून्याः, कुर्वन्नावश्यकीः क्रियाः सर्वाः ।
देहक्लेशं लभसे, फलमाप्स्यसि नैव पुनरासाम् ॥ १४ ॥ (आर्या)

"ભાવ અને ઉપયોગ વગર સર્વ આવશ્યક ક્રિયા કરતાં તને માત્ર કાયક્લેશ (શરીરની મજૂરી) થશે, પણ તું તેઓનું ફળ મેળવી શકીશ નહિ જ." (૧૪)

**વિવેચન**—'ભાવ' એટલે ચિત્તનો ઉત્સાહ (વીર્યોલ્લાસ) અને 'ઉપયોગ' એટલે સાવધાનતા (જાગ્રતપણું), જેમ કે આવશ્યક ક્રિયામાં સૂત્રાર્થ, સૂત્ર, અર્થ, વ્યંજન, દીર્ઘ-હ્રસ્વોચ્ચાર વગેરે બાબતમાં સાવધાનપણું. ભાવ અને ઉપયોગ વગરની ક્રિયા કરવી એ માત્ર કાયક્લેશ છે અને તેમાં ફળ તદ્દન અલ્પ છે, કાંઈ નથી. શાસ્ત્રકાર કહે છે કે—

ભાવ વિના દાનાદિકા, જાણો અલૂણો ધાન;
ભાવ રસાંગ મળ્યે થકે, ત્રુટે કર્મ નિદાન.

ભાવ વગર દાન વગેરે ક્રિયા કરવી, એ મીઠા વગરના ભોજન જેવી છે. તેવી જ રીતે સૂક્તમુક્તાવલીકાર પણ કહે છે કે—

મન વિણ મિલવો જ્યું, ચાવવો દંતહીણે;
ગુરુ વિણ ભણવો જ્યું, જીમવો જ્યું અલૂણે.
જસ વિણ બહુ જીવી, જીવતે જ્યું ન સોહે,
તિમ ધરમ ન સોહે, ભાવના જો ન હોહે.

એ ઉપરથી સ્પષ્ટ રીતે જણાય છે કે ભાવ વગરની ધર્મક્રિયા તદ્દન શુષ્ક છે, નકામી છે, જીર્ણ છે, અનનુકરણીય છે, અનિષ્ટ છે. એ મન વગરના મેળા છે અને દાંત વગરનાં ચાવણાં છે.

તેટલા માટે જ શ્રી સિદ્ધસેનસૂરિ મહારાજા શ્રી કલ્યાણમંદિર સ્તોત્રમાં કહે છે કે "હે પ્રભુ! અનંત સંસારમા ભવભ્રમણ કરતાં મને તારું દર્શન એક વાર પણ થયુ હોય, એમ લાગતું નથી; કારણ કે થયુ હોત તો પછી મારી આ સ્થિતિ હોય નહિ." મતલબ એ છે કે વાસ્તવિક દર્શન થયુ નથી, કારણ કે કદાચ પ્રભુનાં દર્શન થયાં હશે, પ્રભુની પૂજા કરી હશે કે દેશના સાંભળી હશે, પણ ચિત્ત વગરનું કર્યું હશે. **यस्मात् क्रियाः प्रतिफलन्ति न भावशून्याः** જે કારણ માટે ભાવ વગરની ક્રિયા ફળ આપતી નથી, તેથી પ્રભુનું વાસ્તવિક દર્શન થયુ જ નથી એમ કહીએ તો ચાલે.

ભાવની સાથે સાવધાનપણું—જાગ્રત વિવેકની પણ તેટલી જ જરૂર છે. એકલી ભક્તિ

ફળતી હોય, તો રાત્રિએ ઊઠીને શ્રી નેમિનાથજીને વંદન કરવા જનાર **પાલકની** શુષ્ક ભક્તિમાં કચાશ નહોતી, પણ ત્યાં ભાવ તથા ઉપયોગ નહોતાં. **વીરા શાળવીએ** અઢાર હજાર સાધુને વાંદ્યા અને શ્રીકૃષ્ણે પણ વાંદ્યા. જ્યારે **શ્રીકૃષ્ણને** મહાલાભ થયો, સાતમી નારકીને યોગ્ય આયુષ્યનાં દળિયાં મેળવ્યાં હતાં, તે શુદ્ધ થઈ ત્રીજી નારકીને યોગ્ય થઈ ગયાં, એ અને બીજા લાભ પણ થયા; ત્યારે વીરો શાળવી બિચારો માત્ર કાયક્લેશ પામ્યો. એકસાથે એકસરખી ક્રિયા કરનારમા આટલું અંતર પડી જાય છે, એનું કારણ ભાવ અને ઉપયોગની તીવ્રતા અને મંદતા જ છે.

વ્યવહારમાં પણ એ બાબત અનુભવસિદ્ધ છે. એક મિત્ર મળે અને સામાન્ય રીતે મોં મલકાવ્યા સિવાય "આપ કેમ છો?" એમ પૂછે, તેના કરતાં ચિત્તના પ્રેમથી પૂછે, ત્યારે તેની મોંની આકૃતિ પણ મલકાય છે. ચિત્તથી પ્રેમ બતાવનાર તરફ નાનું બાળક પણ ખેંચાય છે અને શેઠના પ્રેમ વગર ગરીબ નોકર પણ બરાબર નોકરી કરતો નથી. શ્રાવકના દીકરા છીએ એટલે શરમ ખાતર દેહરે જવું જોઈએ, તેમ ધારી દેહરે જવામાં કે પૂજા કરવામાં અને પ્રભુના ગુણ ઓળખી પ્રભુને શુદ્ધ રાગથી પૂજવામાં બહુ ફેર છે. ભાવશુદ્ધિ અને તેની વૃદ્ધિ કરી, સમજણ રાખી પોતાના અધિકાર પ્રમાણે ક્રિયા કરવી અને બીજાં સર્વ વ્યાવહારિક અને ધાર્મિક કાર્યો પણ તે જ રીતે કરવાં એ વ્યાવહારિક મુખ્ય ઉપદેશ છે. (૧૪; ૧૬૪)

* * *

એવી રીતે અગિયારમો ધર્મશુદ્ધિ અધિકાર પૂર્ણ થયો. એ આખા અધિકારમાં મુખ્ય ત્રણ બાબત કહી છે એ વિષે કાંઈ પણ બોલીએ તે પહેલાં એક બાબત પર ધ્યાન ખેંચવાની જરૂર છે. ઉપદેશતરંગિણીમાં કહે છે કે "નાગિલાને તજનાર ભવદેવના ભાઈ ભવદત્તની પેઠે **લજ્જાથી** ધર્મ થાય છે; મેતાર્ય મુનિને હણનાર સોનીની પેઠે **ભયથી** ધર્મ થાય છે; ચંડરુદ્રાચાર્યના શિષ્યની પેઠે **હાસ્યથી** ધર્મ થાય છે; સ્થૂલિભદ્ર પર માત્સર્ય કરનાર સિંહગુફાનિવાસી સાધુની પેઠે **માત્સર્ય**થી ધર્મ થાય છે; સુહસ્તિ મહારાજે પ્રતિબોધેલા દ્રમકની પેઠે **લોભથી** ધર્મ થાય છે; બાહુબલિની પેઠે **હઠથી** ધર્મ થાય છે; દશાર્ણભદ્ર, ગૌતમસ્વામી, સિદ્ધસેન દિવાકરની પેઠે **અહંકારથી** ધર્મ થાય છે; નમિ–વિનમિની પેઠે **વિનયથી** ધર્મ થાય છે; કાર્તિક શેઠની પેઠે **દુઃખથી** ધર્મ થાય છે; બ્રહ્મદત્ત ચક્રીની પેઠે **શૃંગારથી** ધર્મ થાય છે; આભીર તથા આર્યરક્ષિત આચાર્યની પેઠે **કીર્તિથી** ધર્મ થાય છે; ગૌતમસ્વામીએ પ્રતિબોધેલા ૧૫૦૩ તપાસોની પેઠે **કૌતુકથી** ધર્મ થાય છે; ઇલાપુત્રની પેઠે **વિસ્મયથી** ધર્મ થાય છે; અભયકુમાર તથા આર્દ્રકુમારની પેઠે **વ્યવહારથી** ધર્મ થાય છે; ભરત ચક્રી તથા ચંદ્રાવતંસની પેઠે **ભાવથી** ધર્મ થાય છે; કીર્તિધર, સુકોશલ વગેરેની પેઠે **કુળાચારથી** ધર્મ થાય છે, અને જંબૂસ્વામી, ધનગિરિ, વજ્રસ્વામી, પ્રસન્નચંદ્ર તથા ચિલાતી પુત્રની પેઠે **વૈરાગ્યથી** ધર્મ થાય છે.

"**ક્ષમાને** વિષે ગજસુકુમાળ, કુરગડુ મુનિ, વીરપ્રભુ, પાર્શ્વપ્રભુ, સ્કંધ મુનિ વગેરેનાં દૃષ્ટાંતો જાણવાં. **શીલ** વિષે સુદર્શન શેઠ, મલ્લિપ્રભુ, નેમનાથજી, સ્થૂલભદ્ર, સીતા, દ્રૌપદી, રાજીમતીનાં દૃષ્ટાંત જાણવાં. **પ્રાભાવિકપણા** વિષે શ્રી હેમચંદ્રાચાર્ય, જીવદેવસૂરિ, કાલિકાચાર્ય, જિનપ્રભસૂરિ, વિષ્ણુકુમાર, યશોદેવસૂરિ, આર્યખપુટાચાર્ય, બપ્પભટ્ટિસૂરિ, પાદલિપ્તસૂરિ, ધર્મઘોષસૂરિ, માનદેવસૂરિ, માનતુંગસૂરિ, હરિભદ્રસૂરિ વગેરેનાં દૃષ્ટાંતો જાણવાં. વધારે શું કહેવું ? સર્વ પ્રકારથી કરેલો ધર્મ મહાલાભકારી છે."

આ મોટું વાક્ય ટાંકીને કહેવાનો આશય એ છે કે ધર્મ કાંઈ અમુક હેતુથી જ પ્રાપ્ત થાય છે એમ નથી, ગમે તે હેતુને આશ્રયીને તે કરી શકાય છે અને તે તે પ્રસંગે તે ફળ આપે છે. આખા અધિકારમાં એ જ હકીકત આડકતરી રીતે જણાવી છે. ધર્મથી કીર્તિ, વિદ્યા અને લક્ષ્મી મળે છે, તેમ જ ધર્મથી એકાંત શાંતિ મળે છે. એવા ધર્મને કોઈ પણ કારણે ન કરવાનો કે ધર્મની કોઈ પણ બાહ્ય ક્રિયાનો નિષેધ કરવાનો ઉદ્દેશ અત્ર ગ્રંથકર્તાનો કે વિવેચનકર્તાનો નથી. મુખ્ય ઉપદેશ એ છે કે તમે કરો તે વિચારીને કરો, અલ્પમાં કે અશુદ્ધમાં સંતોષ પામી જાઓ નહિ. આ જમાનાની ખૂબી–અથવા ખોડ–એ છે કે અસંતોષ રાખવો અને કોઈ પણ બાબત પૂરી કરવી નહીં. વ્યવહારમાં પણ આરપાર નીકળનારા ઓછા મળશે, ત્યારે ધર્મ કરવાની આવશ્યકતા જો સર્વ કોઈ સ્વીકારે છે, જો સર્વ સમજે છે કે રાજ્યવૈભવ કે સંતતિસુખ, શરીરસંપત્તિ કે સુલક્ષણી ભાર્યા, શાંત સ્થાન કે ફળદ્રુપ બાગબગીચા, માનસિક કે શારીરિક ઉપાધિરહિતપણું, જે જીવને પ્રાપ્ત થાય છે તે, ધર્મને લીધે જ પ્રાપ્ત થાય છે, ત્યારે તો પછી તે ધર્મને શુદ્ધ રીતે કરવો જોઈએ. અત્ર જે ઉદ્દેશ છે તે કોઈ પણ પ્રકારની ક્રિયાનો નિષેધ કરવાનો નથી, પણ શુદ્ધ રીતે કરવાનો છે, એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

આ અધિકારમાં મુખ્ય ત્રણ બાબત પર ધ્યાન ખેંચાય છે.

૧. **ધર્મશુદ્ધિની આવશ્યકતા**—શુદ્ધિ શબ્દથી જ સમજાય છે. એ ધર્મશુદ્ધિ એવા પ્રકારની રાખવી જોઈએ કે તેમાં કોઈ જાતની મલિનતા આવે નહિ. શુદ્ધ ધર્મરૂપ જલને ડોળનાર પ્રમાદ, મત્સર વગેરે (શ્લોક બીજો) પદાર્થોથી સાવચેત રહેવું. જ્યારે જ્યારે એ મલિન પદાર્થો ધર્મરૂપ જળમાં દેખાય ત્યારે પાણી ગળી નાખવું અથવા ગમે તેમ કરી કચરો દૂર કરવો. જો ધર્મજળ શુદ્ધ હશે તો તેના પાનથી રાગ વગેરે વ્યાધિઓ નાશ પામી જશે અને ચિર શાંતિ પ્રાપ્ત થશે.

૨. **સ્વગુણપ્રશંસા અને મત્સર**—ધર્મશુદ્ધિને ડોળનારા ઘણા પદાર્થો છે. તેમાં આ બે દોષો બહુ આકરા છે. એને લીધે જીવને પોતાની શુદ્ધિ રહેતી નથી. પોતાનાં વખાણ કરાવવાના આકર્ષણમાં પરવશ બની જાય છે. દરેકને પોતાની સ્તુતિ પ્રિય લાગે તે (શ્લોક ત્રીજો); પણ સ્તુતિ કરાવવા જેવું છે શું ? સારાં કપડાં પહેરવાં કે શુદ્ધ વર્તન

રાખવું એ તો ફરજ છે; ફરજને વખાણની જરૂર નથી. અને જો વ્યવહાર શુદ્ધ ન હોય, છતાં શુદ્ધ છે એવાં વખાણ કરાવવાની ઇચ્છા રહે તો તે દંભ છે, જે વર્જ્ય છે; માટે ગમે તે રીતે પોતાનાં વખાણની ઇચ્છા રાખવી એ અનુચિત છે. તેવી જ રીતે પારકાનાં ધન, સુખ કે કીર્તિની ઈર્ષ્યા કરવી એ પણ વર્જ્ય છે. કોઈ પણ કાર્ય પ્રશંસા મેળવવાના ઇરાદાથી કરવું નહિ. જો આ જીવને વસ્તુસ્વભાવનો ભરોસો હોય તો સમજે કે શુભ કાર્યની અનુમોદના એની મેળે થાય છે જ; દુનિયા પાસે તેના ઢોલ વગાડવા પડતા નથી. ઝવેરાતમાં અવાજ નથી પણ તેજ છે, કસ્તૂરી કહેતી નથી કે મને સૂંઘો, ચંદન કહેતું નથી કે મને લો; પણ જરા વિચારવાની તસ્દી લેશો તો આ બધું સ્પષ્ટ થઈ જાય તેવું છે.

**૩. ભાવશુદ્ધિ અને ઉપયોગ**—દરેક ધર્મકાર્યમાં ભાવ અને સાવધાનતાની જરૂર છે. જે ક્રિયા, જપ, તપ, ધ્યાન કરવાં તે શુદ્ધ ભાવથી અને ઉપયોગથી કરવાં; ભાવ હોય છે તો અલ્પ ક્રિયા પણ બહુ ફળ આપે છે. નિરાદરપણું, અવિવેક, અનુત્સાહીપણું વગેરેનો ત્યાગ કરવો. ધર્મરૂપ રાજાનાં દાન વગેરે અંગ છે અને તેઓમાં ભાવનારૂપી જીવ છે. શાસ્ત્રકાર ઘણી વાર સ્પષ્ટ રીતે કહે છે કે ભાવ વગરની ક્રિયામાં બહુધા કાયક્લેશ થાય છે. શ્રી રત્નમંદિર ગણિ ઉપદેશતરંગિણીમાં કહે છે કે "ભાવ ધર્મનો દિલોજાન દોસ્તદાર છે, કર્મરૂપ કાષ્ઠોને બાળવામાં અગ્નિ સમાન છે, પુણ્ય-અન્નમાં ઘી સમાન છે અને મોક્ષ-લક્ષ્મીની કટિમેખલા છે."

એ ત્રણ બાબતો પર ખાસ ધ્યાન આ અધિકારમાં ખેંચી ધર્મશુદ્ધિ જેમ બને તેમ રાખવા ઉપદેશ કર્યો છે. એમાં સ્વગુણપ્રશંસારૂપ મીઠા દુર્ગુણથી બચવા અસાધારણ પ્રયાસ કરવાની સૂચના પ્રત્યેક સુજ્ઞને કરવી પડે છે. વળી, લોકરંજન માટે ધર્મ કરવો નહિ. પણ પોતાના ભાવથી આત્મનિર્મળતા માટે સમજીને સર્વ ધર્મકાર્યો કરવાં અને તેમાં જે જે દોષ પ્રાપ્ત થતા જાય તે સમજીને તજવા. આવતા અધિકારમાં આ ધર્મને સમજાવનાર ગુરુ સંબંધી વિવેચન કરશે.

इति सविवरणो धर्मशुद्ध्युपदेशनामैकादशोऽधिकारः ॥

# द्वादशः देवगुरुधर्मशुद्ध्यधिकारः ॥



આ અગિયારમા અધિકારમાં ધર્મશુદ્ધિ કેવી રાખવી એ બતાવ્યું. આ ધર્મને બતાવનાર–ઓળખાવનાર ગુરુમહારાજ છે અને તે ધર્મને પ્રરૂપનાર તીર્થંકર દેવ છે, તેની આજ્ઞા અને પુષ્ટાવલંબનરૂપ ભાવના (ideal) મળવાથી જીવ તેના જેવો થવા યત્ન કરે છે અને થાય છે. અત્યારે તીર્થંકર દેવે કહેલા ધર્મને દર્શાવનાર ગુરુ છે. તે ગુરુ–નેતા કેવા પસંદ કરવા જોઈએ એ બહુ વિચાર કરવા જેવું છે. અને સૂરિમહારાજે આ અધિકારના મોટા ભાગમાં એ બાબત પર વિચાર કર્યો છે.

ધર્મશુદ્ધિ ઉપર અગિયારમો અધિકાર છે. ત્યાં જે ધર્મશુદ્ધિ બતાવી છે, તે શુદ્ધ ધર્મને મલિનતા ન લાગવા દેવાની છે અને શુદ્ધ ધર્મને કયા કયા પ્રકારની મલિનતા લાગવાથી તે ખરાબ થાય છે, તે તરફ ધ્યાન ખેંચ્યું છે. અત્ર તો ષડ્દર્શનમાંથી કયા શુદ્ધ દર્શનને સ્વીકારવું એ બતાવ્યું છે, તેથી પુનરુક્તિ દોષનો સંભવ નથી. બધી બાબતનો આધાર તેના પર પડતા પ્રકાશ પર રહે છે, અને પ્રકાશ પાડનાર કોણ છે, તે પર પણ મોટો આધાર છે. પરભવ, વ્યવહાર, નિશ્ચય, શુદ્ધિ વગેરે પર પ્રકાશ પાડનાર કેવા હોવા જોઈએ તે હવે આપણે વિચારીએ. આ બાબતમાં દૃષ્ટિરાગ બહુ ચાલે છે; તે નબળાઈ દૂર કરી નીચેની હકીકત પર ધ્યાન ખેંચવામા આવે છે.

### ગુરુતત્ત્વની મુખ્યતા

तत्त्वेषु सर्वेषु गुरुः प्रधानं, हितार्थधर्मा* हि तदुक्तिसाध्याः ।
श्रयंस्तमेवेत्यपरीक्ष्य मूढ ! धर्मप्रयासान् कुरुषे वृथैव ॥ १ ॥ (उपजाति)

"સર્વ તત્ત્વોમાં ગુરુ મુખ્ય છે, આત્મહિત માટે જે જે ધર્મો કરવાના છે, તે તે તેઓના કહેવાથી સાધી શકાય છે. હે મૂર્ખ! તેઓની પરીક્ષા કર્યા વગર જો તું તેઓનો આશ્રય કરીશ તો તારા ધર્મ સબંધી કરાતા પ્રયાસો (ધર્મના કામમાં લેવામાં આવતી મહેનત) નકામાં થશે." (૧)

---

* हितार्थिधर्मा इति वा पाठ ।

**વિવેચન**—દેવ અને ધર્મને ઓળખાવનાર ગુરુમહારાજ છે અને તેટલા માટે સર્વ તત્ત્વમાં ગુરુતત્ત્વની મુખ્યતા છે. સિદ્ધ મહારાજા વિશેષ ગુણી છે, છતાં તેમની પહેલાં અરિહંત મહારાજને નવકારમાં પ્રથમ નમસ્કાર એથી જ કરવામાં આવે છે. અમુક કાર્ય કરવા જેવું છે કે નહિ, અમુક રસ્તે જવા જેવું છે કે નહિ વગેરે વગેરે કાર્યાકાર્ય, પેયાપેય, ભક્ષ્યાભક્ષ્યનો વિવેક ગુરુમહારાજ બતાવે છે. આથી સર્વ તત્ત્વમાં ગુરુતત્ત્વની મુખ્યતા છે.

હવે સર્વથી અગત્યનો પ્રશ્ન તેઓને કેવી રીતે શોધી કાઢવા તે છે. જો અયોગ્ય માણસને ગુરુસ્થાન આપવામાં આવ્યું, તો તે, આગળ ઉપર કહેવામાં આવશે તેમ, પોતાની જાતને અને આશ્રય કરનારને સંસારસમુદ્રમાં ડુબાવે છે. ત્યારે વ્યવહારના તેમ જ ધર્મના એક બહુ અગત્યના સવાલની તપાસ પર આપણે આવીએ છીએ. ગુરુસ્થાન લેવા માટે વધારે યોગ્યતા સાધુની ગણાય. સાધુની વિશેષ પરીક્ષા કરવાનુ કદાચ ન બની આવે તોપણ, ગુરુ તરીકે માન્ય કરવા પહેલાં એટલું તો વ્યવહારથી અવશ્ય જોવું જોઈએ કે તેઓ કંચન અને કામિનીના ત્યાગી છે કે નહિ. આ બાબત ખાસ જોવી જોઈએ, કારણ કે કંચન કામિનીના સદ્ભાવમાં સાધુપણાનો નાશ થાય છે અને તેનો ત્યાગ જ્યાં ન હોય ત્યાં ગુરુપણું ઘટતું જ નથી.[×] ત્યાર પછી બની શકે તો તપસ્યા, જ્ઞાન, ધ્યાન, વર્તન, ગુપ્તિ, કષાયદમન, સાત્ત્વિક પ્રકૃતિ વગેરે જોવાં. ખાસ કરીને મુદ્દાની બાબતમાં ભૂલ ન થાય એ બહુ બારીકીથી જોવું. ગુરુમહારાજની પસંદગી પર આખી સંસારયાત્રાની ફતેહનો આધાર છે, તેથી તેઓની પરીક્ષા કાચી કરવી નહિ, અને તેમ કરવામાં વ્યવહારની કે વિવેકની હદ ઉલ્લંઘીએ છીએ, એમ પણ સમજવું નહિ. એ બાબતનો નિર્ણય કરવો એ પ્રત્યેક મુમુક્ષુની ફરજ છે. (૧; ૧૯૫)

## સદોષ ગુરુના બતાવેલા ધર્મો પણ સદોષ

**भवी न धर्मैरविधिप्रयुक्तैर्गमी शिवं येषु गुरुर्न शुद्धः ।**
**रोगी हि कल्यो न रसायनैस्तैर्येषां प्रयोक्ता भिषगेव मूढः ॥ २ ॥** (उपजाति)

"જ્યાં ધર્મના બતાવનાર ગુરુ શુદ્ધ નથી ત્યાં અવિધિએ ધર્મ કરવાથી પ્રાણી મોક્ષે જઈ શકતો નથી; જે રસાયણ ખવરાવનાર વૈદ્ય મૂર્ખ હોય તે ખાવાથી વ્યાધિગ્રસ્ત પ્રાણી નીરોગી થઈ શકતો નથી." (૨)

---

× કંચન અને કામિની એ બે અત્ર લખવાનો ઉદ્દેશ એ છે કે તે બન્ને સર્વ મૂળ ગુણોનો નાશ કરે છે. મહાવ્રત પાંચ છે, પણ તેઓમાંના બીજાનો નાશ થયે તે પૂરતો નાશ થાય છે, જ્યારે કંચન અને કામિની ગુણનો સર્વથા ઘાત કરે છે. કંચન અને કામિની સર્વ સંસારના મૂળભૂત છે અને તેઓ હોય છે ત્યાં સંસારના બીજા સર્વ દુર્ગુણો એક પછી એક ચાલ્યા આવે છે. બારીક અવલોકન કર્યા પછી જ શાસ્ત્રકારે ફરમાવ્યુ છે કે ચતુર્થ વ્રતતું ઉલ્લઘન થાય તો તદ્દન નવેસરથી દીક્ષા લેવી. આ છેદ-પ્રાયશ્ચિત્તના અનુશાસન–માં જે મહત્તા અને દીર્ઘદૃષ્ટિ રહી છે તે બહુ મનન કરવા યોગ્ય છે.

**વિવેચન**—વહાણનો કપ્તાન મૂર્ખ હોય, તો તે વહાણ ધારેલે બંદરે પહોંચતું નથી; ગાડી હાંકનાર માર્ગનો અજાણ્યો હોય તો, આડે રસ્તે ચઢી જઈ ફેરો ખવરાવે છે, પણ ઇચ્છિત સ્થળે પહોંચી શકાતું નથી; ઘડિયાળની રચના ન સમજનાર તેને સુધારવા જતાં ઊલટું નુકસાન કરે છે; તેવી જ રીતે શુદ્ધ ધર્મ ન સમજનાર તથા ન કરનાર પોતાની સાથે આવનારને પણ ભેખડે ભરાવે છે. અનુભવથી જણાય છે કે જે વિષયમાં પોતાનું જ્ઞાન ન હોય તેવા વિષયમાં માથું મારનારાં દુનિયામાં બહુ પ્રાણી હોય છે. રોગી પાસે જતાં દરેક માણસ ઔષધ બતાવવા મંડી જાય છે અને જાણે પોતે મોટો વૈદ્ય હોય એવી સત્તાથી બોલે છે. આવા ઔષધથી દુનિયાને બહુ નુકસાન થયું છે; પણ આંધળી દુનિયા લોભથી કે રાગથી આવા ઊંટવૈદ્યોને જ બહુમાન આપે છે!

રસાયણ જો યોગ્ય રીતના અનુપાનથી ખાવામાં આવે તો શરીરને બહુ મજબૂત કરે છે, પણ જો તેની ક્રિયામાં ફેરફાર થઈ જાય, તો આખી જિંદગી સુધીનું દુઃખ થાય છે; કારણ કે ઘણુંખરું તે શરીરે ફૂટી નીકળે છે. મૂર્ખ વૈદ્ય જો રસાયણ ખવરાવે, તો જરૂર ગફલતી થાય છે, તેમાં ધારેલ લાભ મળતો નથી, પણ કેટલીક વાર ઊલટું પોતાનું હોય તે પણ જાય છે. આવી જ રીતે અજ્ઞાની કે વિકારી ગુરુના બતાવેલા ધર્મથી પણ મોક્ષને બદલે સંસારવૃદ્ધિ થાય છે. આ શ્લોકમાં સંસારી જીવનો રોગી સાથે, ધર્મનો રસાયણ સાથે અને ગુરુનો વૈદ્ય સાથે દૃષ્ટાંતદાર્ષ્ટાંતિક સંબંધ છે. ( ૨; ૧૯૬ )

## પોતે ડૂબે અને બીજાને ડુબાવે તેવા કુગુરુ

समाश्रितस्तारकबुद्धितो यो, यस्यास्त्यहो मज्जयिता स एव ।
ओघं तरीता विषमं कथं स, तथैव जन्तुः कुगुरोर्भवाब्धिम् ॥ ३ ॥ (उपजाति)

"આ પુરુષ તારવાને સમર્થ છે, એવી બુદ્ધિથી જેનો આશ્રય કરવામાં આવે, તે આશ્રય કરનારનો જ્યારે આશ્રય આપનાર જ ડુબાડનાર થાય, ત્યારે પછી આ આકરો ( અથવા ચપળ ) પ્રવાહ તે પ્રાણી કેવી રીતે તરી શકશે ? તેવી જ રીતે કુગુરુ આ પ્રાણીને સંસારસમુદ્રથી કેવી રીતે તારશે ?" ( ૩ )

**વિવેચન**—જે વહાણમાં કપ્તાનના ભરોસાથી બેઠા હોઈએ તે જ કપ્તાન જ્યારે વહાણને ગાબડું પાડે, ત્યારે તેનો પણ વિનાશ થાય છે અને વહાણમાં બેસનારાઓનો પણ વિનાશ થાય છે. સંસારસમુદ્રની યાત્રા કરવા માટે ગુરુરૂપ કપ્તાન( ટંડેલ )ના આશ્રય તળે ચાલનાર ધર્મરૂપ વહાણમાં બેઠા પછી, અયોગ્ય આચરણ કે મદિરાપાન કરનાર કપ્તાન જ્યારે વહાણને ડુબાડે છે, ત્યારે પોતાનો અને બાકીના સર્વનો વિનાશ થાય છે; તેટલા માટે ગુરુની પસંદગી બરાબર કરવી અને તેમ કર્યા પછી તેને આધુનિક અને ભાવી જીવન સોંપી દેવું.

જેઓ ગુરુનું નામ ધારણ કરી ચામર, છત્રની શોભા ઉપરાંત માથે પટિયાં પાડી સ્થૂળ વિષયોમાં આસક્ત રહે છે અને સામાન્ય માણસને પણ ન છાજતાં દુશ્ચરિત્રો આચરે છે, તેઓએ આ શ્લોકથી બહુ ધડો લેવાનો છે. અત્ર જેઓ શુદ્ધ માર્ગ બતાવતા નથી, જેઓ શુદ્ધ માર્ગનું સેવન કરતા નથી, તેવા ચોથા પ્રકારના ગુરુનું વર્ણન કર્યું છે. પોતે ડૂબે અને બીજાને ડુબાડે, એવા પથ્થર સમાન ગુરુથી એક પણ જાતનો લાભ થવા સંભવ નથી. આ પ્રમાણે વસ્તુસ્થિતિ સમજીને જીવે યોગ્ય ગુરુનો આશ્રય કરવો ઉચિત છે.

આ શ્લોકમાં કુત્સિત ટંડેલની કુગુરુ સાથે અને પ્રવાહની સંસાર સાથે દૃષ્ટાંતદાર્ષ્ટાંતિકતા સમજવી. ( ૩; ૧૯૭ )

## શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મ ભજવાનો ઉપદેશ

गजाश्वपोतोक्षरथान् यथेष्टपदाप्तये भद्र ! निजान् परान् वा ।
भजन्ति विज्ञाः सुगुणान् भजैवं, शिवाय शुद्धान् गुरुदेवधर्मान् ॥ ४ ॥ (उपेन्द्रवज्रा)

"હે ભદ્ર ! જેવી રીતે ડાહ્યા પ્રાણીઓ ઇચ્છિત જગ્યાએ પહોંચવા સારુ, પોતાનાં અથવા પારકાં હાથી, ઘોડા, વહાણ, બળદ અને રથો સરસ જોઈને રાખી લે છે, તેવી જ રીતે મોક્ષ મેળવવા માટે શુદ્ધ દેવ-ગુરુ-ધર્મને ભજ." ( ૪ )

**વિવેચન**—મોક્ષનગર પહોંચવા માટે દેવ, ગુરુ અને ધર્મ એ વાહન છે. જેમ પરગામ જવા માટે સારામાં સારાં વાહન માટે માણસો જોગવાઈ કરે છે, ઘરનાં તૈયાર કરે છે અથવા માગી લાવે છે, તેવી જ રીતે મોક્ષનગર પહોંચવા માટે તારે અઢાર દૂષણ રહિત દેવ, પંચ મહાવ્રતના ધરનાર ગુરુ અને આપ્તપ્રણીત ધર્મનો આશ્રય કરવો. જે રથના હાંકનારનું સ્થાન ગુરુમહારાજાને મળેલું હોય અને જેની ઉપર ધર્મની ધજા ફરકતી હોય અને જેનો માર્ગ અસ્ખલિત વહન કરાતો હોય, તે ધર્મરથ મોક્ષનગર જલદી પહોંચે, એ સ્વાભાવિક છે. તારા પોતાના કુળદેવ, કુળગુરુ કે કુળધર્મ જો ઉપર કહ્યા તેવા સારા હોય, તો તેને માની લેજે, તેને સેવજે, પણ બરાબર પરીક્ષા કરીને પછી તેમ કરજે. તેમાં પોતાના કે પારકા છે એ જોવાનું કામ નથી, **પણ શુદ્ધ હોય તેને આદરવા એ કામ છે.** ઘરનો ઘોડો ખરાબ હોય, વાહન સારું ન હોય અને પારકું સારું હોય તો તેમાં બેસી જવું; કારણ કે દરેકનો ઉદ્દેશ ઇચ્છિત સ્થાનકે પહોંચવાનો છે. પોતાના કે પારકામાં કાંઈ ખાસ વિશેષતા નથી. "પ્રસ્તુત ચાલુ વિષય ગુરુશુદ્ધિનો છે. છતાં પણ વિષયને અનુકૂળ ધર્મ અને દેવ યાદ આવતા હોવાથી તે બન્નેનું પ્રતિપાદન નકામું નથી."* ( ૪; ૧૯૮ )

* ધનવિજય ગણિ.

## કુગુરુના ઉપદેશથી કરેલો ધર્મ પણ નિષ્ફળ છે

**फलाद् वृथाः स्युः कुगुरूपदेशतः, कृता हि धर्मार्थमपीह उद्यमाः ।।**
**तद् दृष्टिरागं परिमुच्य भद्र हे ! गुरुं विशुद्धं भज चेद्धिताथ्यसि ।। ९ ।।** (वंशस्थवृत्त)

"સંસારયાત્રામાં કુગુરુના ઉપદેશથી ધર્મને માટે કરેલા મોટા પ્રયાસ પણ ફળની બાબતમાં જોઈએ તો વૃથા નીવડે છે, તેટલા માટે હે ભાઈ! જો તું હિતની ઇચ્છા રાખતો હો તો દૃષ્ટિરાગ પડતો મૂકીને અત્યંત શુદ્ધ ગુરુને જ ભજ."

**વિવેચન**—દૃષ્ટિરાગથી બે રીતે વાત બગડે છે: પ્રથમ તો અમુક ધર્મ-દર્શન માટે દૃષ્ટિરાગ થાય છે; પછી તેના મોટામાં મોટા ધર્માધ્યક્ષો ગમે તેવા દુરાચારી હોય, "મહારાજા લાઈબિલ કેસ" જેવા ફજેતા કોર્ટે ચઢી જગતની બત્રીશી પર ચઢતા હોય, છતાં પણ ભોળા **પ્રેમલાઓ** તે જ ભાવથી 'જે જે' કરવા મંડ્યા રહે છે. બીજું, દૃષ્ટિરાગ અમુક વ્યક્તિ પ્રત્યે થાય છે. પોતાના ગુરુ ગમે તેવા વિષયી, સંસારદશાવાળા અથવા આત્મદશામાં ઊંઘતા હોય, છતાં પણ, ચોથા શ્લોકમાં કહ્યું તેમ, તેના જ વહાણમાં બેસી રહેનારા જીવો સંસારયાત્રામાં નિષ્ફળ નીવડે છે. હવે આવી રીતે દૃષ્ટિરાગથી ગ્રહણ કરેલા ગુરુની ફરમાસથી ધર્મ માટે ગમે તેટલાં સદાચરણો કર્યાં હોય, પણ દૃષ્ટિરાગરૂપ મિથ્યાત્વશલ્ય નષ્ટ ન થવાથી તેનું ફળ કાંઈ થતું નથી. મિથ્યાત્વરૂપ અજ્ઞાનથી છવાયેલ અગીતાર્થ ગુરુ દેશકાળાદિ જ્ઞાને રહિત હોય છે, અને એક વખત તેઓના ઉપર ઉપરથી સારા લાગતા ઉપદેશથી દાન, તપસ્યા, ઉજમણાં કે વરઘોડા ચઢાવવામાં આવે, તોપણ તેથી નૈશ્ચયિક જ્ઞાનના અભાવે સ્વપરવિવેચન વિનાના કેવળ શુભ વ્યવહારબળે લાભ થતો નથી. જમાનાની જરૂરિયાત ન સમજનાર, વિષયમાં આસક્ત અને બહારના આડંબરવાળા ગુરુના વચનને અનુસરવાની જરૂર નથી, એમ શાસ્ત્રમાં પણ ફરમાન છે. ટીકાકાર 'ગચ્છાચારપયન્ના'માંથી નીચેની ગાથા ટાંકે છે:

**अगीयत्थस्स वयणेणं अमियंपि न घुंटए ।**
**गीयत्थस्स वयणेणं, विसं हालाहलं पिबे ।।**

એટલે "અગીતાર્થનાં વચનથી અમૃત પણ ન પીવું; જ્યારે ગીતાર્થનાં વચનથી હલાહલ ઝેર હોય તો તે પણ પી જવું."

આનું કારણ સ્પષ્ટ છે. દેખીતા વિરુદ્ધ લાગતા હુકમો પણ ગીતાર્થ બહુ વિચાર કરીને કરે છે, ત્યારે અધૂરી તપાસ અને અવલોકનને આધારે પોતા પૂરતી સમજણ અનુસાર થયેલો અગીતાર્થનો હુકમ દેખીતો સારો અને મનગમતો હોય, તોપણ લાભ કરતો નથી, પણ નુકસાનકારક થઈ પડે છે

કેટલીક વાર તદ્દન સંસારવાસમાં સુખ માનનારા વિષયાનંદી ગોરજી અને શ્રીપૂજ્યો તરફ દૃષ્ટિરાગી શ્રાવકો બહુ ભાવ બતાવે છે, પણ શાસ્ત્રકાર અત્ર સ્પષ્ટ અક્ષરોમાં કહે છે કે તેઓના આશ્રય તળે રહીને કરેલો ધર્મ પણ નિષ્ફળ છે. આ ઉપરાંત સાધુ કહેવાય છે

તેમાં પણ દષ્ટિરાગ કરવાનો નથી. 'આ મારા ગુરુ અને આ મારા ગચ્છના' એ વિચાર ગુણાનુરાગીને હોય નહિ. વેષ માન્ય છે, અવગુણો ન માલૂમ પડે ત્યાં સુધી દૂરથી સામાન્ય રીતે નમન કરવા યોગ્ય છે, **પણ પૂજા તો ગુણની જ છે અને અંતર રાગ પણ તે પર જ હોવો જોઈએ.** તેમ જ ગુરુ થવા યોગ્ય સાધુને તો 'આ મારા શ્રાવક છે' એવી વૃત્તિ સ્વાર્થ સાધવાની બુદ્ધિએ ન જ હોવી જોઈએ.

આટલા ખુલાસા પછી ઉપાધ્યાયજીનું કહેલું વચન સમજાશે. ઉપાધ્યાયજી કહે છે કે–

રાગ ન કરશો કોઈ જન કોઈશું રે, નવિ રહેવાય તો કરજો મુનિશું રે;
મણિ જેમ ફણી વિષનો તેમ તેહો રે, રાગનું ભેષજ સુજસ સનેહો રે.

દષ્ટિરાગ મિથ્યાત્વજન્ય છે. રાગ તો કોઈની સાથે કરવો નહિ, પણ મોહનીય કર્મના ઉદયથી રાગ કર્યા વિના ન રહેવાય તો ગીતાર્થ ગુરુ ઉપર રાગ કરવો, કારણ કે આ જીવ સંસારદશામાં છે, તેથી એકદમ રાગથી મુક્ત થઈ શકતો નથી, રાગદશા ટાળી શકતો નથી; તેથી જો ગીતાર્થ ગુરુ પર રાગ થાય તો ગુરુ ધીમે ધીમે તેને રસ્તા પર લાવી, વ્યક્તિ ઉપર નહિ, પણ ગુણ ઉપર રાગ કરતાં શીખવે, અને ગુણ ઉપર રાગ થતાં જ તે ગુણને પોતાનો કરતાં શીખે અને છેવટે તે ગુણ પ્રાપ્ત કરે; એટલા માટે જ મલિન, ચીકણાં વસ્ત્રને સાબુ લગાડવાથી જેમ તેની મલિનતા અને ચીકાશનો નાશ થાય છે, તેમ જ ગીતાર્થ ગુરુ પરના રાગથી અપ્રશસ્ત રાગનો નાશ થાય છે.

આ પ્રમાણે હકીકત છે, માટે અમુક દર્શન કે વ્યક્તિ પર દષ્ટિરાગ ન રાખતાં ગુણવાન જ્ઞાની ગુરુની શોધ કરી આ સંસારયાત્રા સફળ કરવા યત્ન કરવો. કુગુરુનો ઉપદેશ સારો ન હોય; હોય તો અસરકારક ન હોય; અસર કરે તોપણ તદનુસાર વર્તન થઈ ન શકે અને વર્તન થાય તોપણ એવું વિચિત્ર થાય કે તેનું ફળ બેસે નહિ.

આગલા શ્લોકમાં દષ્ટિરાગ દૂર કરવાનું કહ્યું તોપણ વળી અત્ર તેનું પુનરાવર્તન કરવાનો હેતુ એ છે કે કામરાગ અને સ્નેહરાગ એ બન્ને સામાન્ય કારણ મળે નાશ પામી જાય છે; કામીને વ્યવહારનાં કાર્યોમાં મૂકવાથી કામરાગ ઘટી જાય છે, તેમ જ દૂર દેશ જવાથી અગર ઘણા કાળનો વિરહ પડવાથી સ્નેહરાગ ઘટી જાય છે; પરંતુ દષ્ટિરાગ એવા પ્રકારનો છે કે તે બહુ મુશ્કેલીથી પણ ખસી શકતો નથી, એટલું જ નહિ પણ સમજુ માણસો પણ એ સંબંધમાં ભૂલ કરે છે. શ્રી વીતરાગસ્તોત્રમાં શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય તેટલા માટે પ્રભુની સ્તુતિ કરતાં કહે છે કે—

**कामरागस्नेहरागावीषत्करनिवारणौ ।**
**दृष्टिरागस्तु पापीयान्, दुरुच्छेदः सतामपि ॥**

"કામરાગ અને સ્નેહરાગ અલ્પ પ્રયાસથી નિવારી શકાય છે, પરંતુ પાપી દષ્ટિરાગ તો સજ્જન માણસોને પણ દુરુચ્છેદ છે. (મહામુશ્કેલીથી કાપી શકાય તેવો છે.)"

આ હેતુથી, એ બાબત વારંવાર દૃઢ કરવામાં આવી છે. દૃષ્ટિરાગ એટલે અમુક વ્યક્તિને જોઈને તેના પર રાગ થઈ જાય તે સમજવો નહિ, પણ મિથ્યાત્વજન્ય મોહનીય કર્મના ઉદયથી થતો અસ્વાભાવિક પ્રેમ સમજવો.

આ પ્રસંગે એક બહુ અગત્યની બાબત ઉપર ધ્યાન ખેંચવાની જરૂર લાગે છે. જૈન શાસ્ત્રકાર વિચાર કર્યા વગર અંધશ્રદ્ધાથી ધર્મ કબૂલ કરાવવાનો આગ્રહ કોઈ જગ્યાએ કરતા નથી, એ ખાસ નોંધ લેવા જેવી હકીકત છે. વારંવાર સ્પષ્ટ રીતે કહે છે કે તમે વિચાર કરો, તપાસ કરો, મનન કરો, તજવીજ કરો, સરખામણી કરો જો તમને ન્યાયશાસ્ત્રના સામાન્ય જ્ઞાનથી તુલનાશક્તિ અને તેને પરિણામે થતી નિશ્ચયપદ્ધતિ ( Power of indenpedent judgment ) પ્રાપ્ત થઈ હોય તો તેને તમે પૂરતો અવકાશ આપો; અન્ય ધર્મની સરખામણીમાં જો તમને જૈન તત્ત્વજ્ઞાનમા કાંઈ અપૂર્વ વસ્તુસ્વરૂપ અને પરસ્પર વિરોધનો અભાવ જણાતો હોય, તો અત્ર કહેવામાં આવે છે તે આદરો. જૈન શાસ્ત્રકારો કદી પણ કહેતા નથી કે **अतीन्द्रियास्तु ये भावा, न तांस्तर्केण योजयेत्।** અતીંદ્રિય વિષયોમાં તર્ક ચલાવવો નહિ. આ વચન કોનું હોય તે વિચારવા યોગ્ય છે. જે શાસ્ત્ર ન્યાયની અપૂર્વ કોટિઓ ઉપર બંધાયેલુ હોય, તેમાં આવો મનુષ્યબુદ્ધિને પછાત નાખી દેનારો, તેની અવગણના કરનારો, તેનુ ઊગતાં જ મર્દન કરી નાખનારો વિચાર બતાવવાની આવશ્યતા હોય જ નહિ. આ સાથે એટલું પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે દરેક ફિલૉસૉફી તર્ક ( reason ) ઉપર જ બંધાયેલી છે અને તેમ બંધાયેલી હોય તેને જ ફિલૉસૉફી કહી શકાય. ધર્મ ( religion )માં શ્રદ્ધા ( faith )નો અંશ વિશેષ હોય છે, તેમ ફિલૉસૉફીમાં હોતું નથી, પરંતુ જૈન દર્શન **તત્ત્વજ્ઞાનથી** ભરપૂર છે, **તર્ક પર બંધાયેલ** છે. જૈનધર્મ એ જુદો જ વિષય છે અને પ્રાકૃત વ્યક્તિના શુદ્ધાચરણ માટે વિકસ્વર કરેલું તેનું સ્વરૂપ છે. તત્ત્વજ્ઞાનના ભંડાર તરીકે તેના સંબંધમાં અથવા બીજા કોઈ દર્શનના સંબંધમાં તર્ક–વિચાર–ન્યાયને સારી રીતે અવકાશ આપવો.

આ પરીક્ષા બતાવવા માટે સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત કરવાની જરૂર પડે છે અને તેને માટે ગુરુની જરૂર પડે છે. એ ગુરુ જો શુદ્ધ હોય તો તે શુદ્ધ તત્ત્વજ્ઞાન બતાવે છે, અને તે પ્રાપ્ત કરવા માટે કેટલાક વર્તનધર્મો પણ બતાવે છે. એ વર્તનધર્મો સાધ્ય નથી પણ સાધન છે. સાધન ગમે તેવા પ્રબળ હોય પણ સાધ્યનું લક્ષ્ય ન હોય, તે જોયુ ન હોય, જાણ્યુ ન હોય તો નકામાં જ છે. આ કારણથી ગુરુની અગત્ય કેટલી છે તે સમજાય છે. આ હેતુથી અમુક દર્શનની પરીક્ષા કરવા પહેલાં તેના બતાવનાર ગુરુની પરીક્ષા પ્રથમ કરવાની આવશ્યકતા સિદ્ધ થાય છે. ( ૫; ૧૬૯ )

## વીરને વિનતિ : શાસનમાં લૂંટારાનું જોર

न्यस्ता मुक्तिपथस्य वाहकतया श्रीवीर ! ये प्राक् त्वया,
लुण्टाकास्त्वदृतेऽभवन् बहुतरास्त्वच्छासने ते कलौ ।
बिभ्राणा यतिनाम तत्तनुधियां मुष्णन्ति पुण्यश्रियः
*पुत्कुर्मः किमराजके ह्यपि तलारक्षा न किं दस्यवः ? ॥ ६ ॥ (शार्दूलविक्रीडित)

"હે વીર પરમાત્મા ! મોક્ષમાર્ગના વહન કરનારા તરીકે ( સાર્થવાહ તરીકે ) જેને તેં પૂર્વે મૂકયા હતા ( સ્થાપિત કર્યા હતા ), તેઓ કળિકાળમાં તારી ગેરહાજરીમાં તારા શાસનમાં મોટા લૂંટારા થઈ પડયા છે! તેઓ યતિનું નામ ધારણ કરીને અલ્પ બુદ્ધિવાળાં પ્રાણીઓની પુણ્યલક્ષ્મી ચોરી લે છે. અમારે તે હવે શું પોકાર કરવો ? ધણી વગરનું રાજ્ય હોય, ત્યાં કોટવાળ પણ શું ચોર નથી થતા ?" ( ૬ )

**વિવેચન**—પાંચસો વરસ ઉપર ઉચ્ચારેલા શબ્દો ત્યારપછીના બનાવે વધારે સત્ય કર્યા છે. શ્રી મુનિસુંદરસૂરિએ સ્પષ્ટ અક્ષરોમાં ઘણી હિંમતથી સત્ય બહાર પાડયુ છે. ઉપર કહ્યું તેમ, વ્યક્તિ પરના દૃષ્ટિરાગથી ઘણા જીવોનું બગડે છે, પણ બગાડનાર તો મહાકર્મબંધ કરે છે. શિથિલાચાર, પ્રમાદ, વિનયનો અભાવ, અહમિંદ્રતા વગેરે સંવેગી સાધુઓમાં પણ દૃષ્ટિગોચર થાય છે. બિચારા જતિ, ગોરજી અને પાટધારી શ્રીપૂજ્યો તો ચોથા વર્ગના ગુરુ છે; તેઓ તો શાસનના ખરેખરા લૂંટારા છે; પણ જે સ્થાનેથી એકાંત શાંતિની આશા રાખી શકાય, ત્યાં પણ જરા જરા સડો પેસતો જાય છે અને વધતો જાય છે. શ્રી સુધર્માસ્વામીને પ્રભુએ પાટ સોંપી, તેની પરંપરાએ આગળ જતાં કેટલાક કાળે જેઓ થયા તેઓ શાસન બરાબર ચલાવી શકયા નહિ અને ધણીધોરી વગરના રાજ્યમાં કોટવાળ જ લૂંટારા થઈ પડે તેમ થયુ. લોકોની પુણ્યલક્ષ્મી વધારવાને બદલે સંસારમાં રખડાવી પાપપંક વધારનારા થયા. આ મહાજુલમ થયો છે. અમારો પોકાર કોઈ સાંભળતું નથી. અમારે ફરિયાદ કોની પાસે કરવી ? જ્યારે વાડ જ ચીભડાં ગળવા માંડે ત્યારે બચાવ કયાંથી થાય ? હે કોટવાળો ! તમે તમારી ફરજ સમજો, આંખ ઉઘાડો. તમારી જવાબદારી બહુ જબરી છે. જો તમે લોકોને રખડાવશો તો તમારો નિસ્તાર થશે નહિ.

ધર્માધ્યક્ષોની ફરજ આ જમાનામાં ખાસ વધારે છે, તે સ્પષ્ટ હકીકત છે. પાશ્ચાત્ય વિચારોનો ધોધબંધ પ્રવાહ, કેંટ વગેરે નવીન તત્ત્વજ્ઞોના સ્થૂળ તત્ત્વવાદ( Materialism )ના ઉલ્લેખો, મીલ વગેરે અર્થશાસ્ત્રીઓના સ્વતંત્ર લેખો, પૂર્વના દૃઢ સંસ્કારોનો થતો વિષમ સંગમ અને આજુબાજુની હવાને અંગે મહાન ફેરફાર લક્ષ્યમાં રાખી, હાલ શું જોઈએ છે તેનો અભ્યાસ કરવો, તેનું ચિંતવન કરવું અને સ્વશક્તિ અનુસાર તેને અનુરૂપ

* फूत्कुर्म इति वा पाठः ।

થવા યત્ન કરવો એ પ્રત્યેક ધર્માધ્યક્ષની ખાસ ફરજ છે. ખાસ કરીને શક્તિનો નકામો
વ્યય, વિતંડાવાદ અને કલહ–કુસંપ દૂર કરી સન્નદ્ધબદ્ધ થઈ શાસનને જાળવી રાખવા
પ્રયાસ કરવાની અત્યારે બહુ જરૂર છે. આ સર્વ કાર્ય તેમનું છે, તેઓએ કરવાનું છે,
તેને બદલે ઊલટો પ્રયાસ કરી શ્રી મુનિસુંદરસૂરિએ અત્ર આપેલા ઉપનામને સાર્થક કરે તો
ભવિષ્યમાં બહુ શોચ કરવાનો સમય આવે તેમ છે, એ ચોક્કસ સમજવું. કોમ્ટન અને
હેગલનો સ્થૂળવાદ આકર્ષક છે અને તેમાં છેલ્લા ફિલૉસૉફર હર્બર્ટ સ્પેન્સરે બહુ વધારો
કર્યો છે. એ પશ્ચિમની ફિલૉસૉફી કૉલેજમાં શીખવાય છે અને નવીન પ્રજા તેનો સારી
રીતે અભ્યાસ કરે છે. એ નવીન ફિલૉસૉફીમાં પુદ્ગળ(matter)ને બહુ પ્રાધાન્ય આપવામાં
આવ્યું છે. ખાસ ખૂબીની હકીકત એ છે કે જૈન તત્ત્વજ્ઞાનને જો આ નવીન ફિલૉસૉફીના
પ્રકાશ સાથે મેળવીને સમજાવવામાં આવે, તો સર્વ હકીકત બહુ બંધબેસતી આવી જાય
તેમ છે. પ્રો. હર્મન જેકોબી, જેઓએ જૈન તત્ત્વજ્ઞાનનો બહુ સારો અભ્યાસ કર્યો છે, તે
જણાવે છે કે કૅન્ટની ફિલૉસૉફીનાં બહુ તત્ત્વો જૈન તત્ત્વજ્ઞાનને મળતાં છે. અલબત્ત,
આત્મવાદ, આત્મકર્મસંબંધ, આત્માનો વિકાસક્રમ વગેરે ભાવો જૈન તત્ત્વજ્ઞાનમાં સવિશેષ
છે અને પુદ્ગળનું જે અદ્ભુત સ્વરૂપ બાંધ્યું છે તે નવીન ફિલૉસૉફરોને પણ વિચાર કરવ
યોગ્ય જણાયું છે. આ સર્વનું સંમેલન કરી, બન્નેમાં તફાવત અને જૈન તત્ત્વજ્ઞાન
વિશેષતા શી છે અને તે કેવી રીતે સિદ્ધ કરી શકાય છે, તે નવીન પદ્ધતિ અનુસ
સમજાવવાની ભારે ફરજ ગુરુને માથે છે અને તે થઈ શકે તેમ છે. આ સ્થિતિ સમ
અને તેનો પ્રતીકાર થાય તો શ્રી મુનિસુંદરસૂરિના શબ્દોનો કાંઈક બદલો વળે તેમ છે.

અંતઃકરણની ઊંડી લાગણીથી નીકળેલા આ વિચારો સર્વને આદરણીય છે. સાધુઓનો
ઉદ્દેશ જીવનની ઉન્નતિ કરવાનો હોય તો તેમણે શ્રી મુનિસુંદરસૂરિ તરફ સત્ય કહેવા માટે
આંખ ચઢાવવી નહિ, પણ માર્ગ સરળ અને ચોખ્ખો કરવો. યતિ, ગોરજી કે શ્રીપૂજ્યોએ
પટિયા પાડવા નહિ, અયોગ્યાચરણ કરવું નહિ, પોતાને માટે આરંભ કરવો નહિ અને
ઇંદ્રિયોના વિષયોમાં આસક્ત થવું નહિ. આ કડવો ઘૂંટડો છે, પણ સંસારરોગ મટાડવાનો
રામબાણ ઉપાય છે, શુદ્ધ ખપી જીવને ઉપયોગી છે અને શ્રી સૂરિમહારાજનો પ્રયાસ તેને
માટે જ છે. આ શ્લોક જે આશયથી સૂરિમહારાજે લખ્યો છે તે જ આશય ધ્યાનમાં
રાખવાની જરૂર છે. એમણે અંતઃકરણની ઊંડી લાગણીથી ખરેખારા ઉદ્ગારો બહાર પાડ્યા
છે, એ બહુ જ મનન કરવા યોગ્ય છે. આ શ્લોકમાં 'લૂંટારા' શબ્દથી વેષવિડંબક એટલે
સાધુનું નામ અને વેશ ધારણ કરી દુશ્ચરિત્ર સેવનારા અને કુમાર્ગ પ્રવર્તાવનારા મહાસંસાર-
રસિક કુગુરુ તેમ જ ધર્મને નામે પાપાચરણમાં પ્રવર્તનાર શ્રીપૂજ્ય, યતિ, ગોરજી વગેરે
સમજવા. (૬; ૧૭૦)

## અશુદ્ધ દેવ-ગુરુ-ધર્મ : ભવિષ્યમાં શોચ

माद्यस्यशुद्धैर्गुरुदेवधर्मैर्धिग् दृष्टिरागेण गुणानपेक्षः ।
अमुत्र शोचिष्यसि तत्फले तु, कुपथ्यभोजीव महामयार्त्तः ॥ ७ ॥ (उपजाति)

"દૃષ્ટિરાગથી ગુણની અપેક્ષા તું અશુદ્ધ દેવ-ગુરુ-ધર્મ પ્રત્યે હર્ષ બતાવે છે, તે માટે તને ધિક્કાર છે! જેવી રીતે કુપથ્ય ભોજન કરનાર મહાપીડા પામીને હેરાન થાય છે, તેવી જ રીતે આવતા ભવમાં તું તે(કુદેવ-ધર્મ ગુરુસેવન)નું ફળ પામીને શોચ કરીશ." (૭)

**વિવેચન**—ગુણવાન ગુરુનો આશ્રય કરવાની જરૂર કેટલી છે તે આપણે ઉપર જોઈ ગયા છીએ. અને એવા ગુરુને જ નમન કરવું એ ખાસ કર્તવ્ય છે. એવા ગુરુએ બતાવેલા એકાંત ગુણવાળા દેવને તેની જેવા થવા માટે ભાવથી ભજવા અને એવા ગુરુ અને દેવનો બતાવેલો ધર્મ આદરવો એ ગુણાપેક્ષીપણું છે. આવી રીતે જે પ્રાણી ગુણની અપેક્ષા રાખતો નથી અને માત્ર પૌદ્ગલિક પદાર્થો જેવા કે પુત્રપ્રાપ્તિ, ધનપ્રાપ્તિ, અનેક રોગાદિ નાશની આશંસા અને મિથ્યાત્વજન્ય દૃષ્ટિરાગથી ગમે તેવા વિષયી ગુરુને ભજી, સંસાર વધારનાર અધર્માચરણ કરે છે, તે પ્રાણી ભવિષ્યમાં બહુ પસ્તાય છે. આ જીવને સંસારરોગ તો થયેલો જ છે, તેમાં પાછું કુગુરુના પ્રસંગથી અયોગ્ય આચરણરૂપ કુપથ્ય ભોજન પોતે કરે છે અને ગુરુના અયોગ્ય આચરણને પુષ્ટિ આપતો જાય છે એટલે રોગ વધતો જાય છે; અને ગુરુસેવાનો હેતુ, જે સંસાર ઘટાડવાનો છે, તે નાશ પામતો જાય છે.

મુખ્ય મુદ્દે ગુરુમહારાજની જોગવાઈ બરાબર થવાની જરૂર છે; પછી દેવ અને ધર્મ તો તેમના ઉપદેશથી નિયમસર શુદ્ધ જ મળતા જશે. જેઓ આ બાબતમાં ગફલત રાખી તપાસ કરતા નથી તેઓ આ ભવમાં પણ કેટલીક વાર પસ્તાય છે. હિંદુસ્તાનમાં ધર્મને નામે ગોસાંઈઓ, મહંત, કાજી, આગાખાન, શ્રીપૂજ્યો તથા ગોરજીઓ શાં શાં કામો કરે છે તે અવલોકન કરનારના જોવા–સમજવામાં આવી જાય તેમ છે. અજબ છે કે અવિવેકી, અવિચારી, પ્રેમલા અનુયાયીઓ અને ભગતો તે બાબતમાં આંખ ઉઘાડવાની પણ દરકાર કરતા નથી! (૭; ૧૭૧)

## અશુદ્ધ ગુરુ મોક્ષ આપે નહિ; દૃષ્ટાંત

नाम्रं सुसिक्तोऽपि ददाति निम्बकः, पुष्टा रसैर्वन्ध्यगवी पयो न च ।
दुःस्थो नृपो नैव सुसेवितः श्रियं, धर्मं शिवं वा कुगुरुर्न संश्रितः* ॥ ८ ॥ (इन्द्रवज्रा)

"સારી રીતે સીંચેલો લીંબડો કદી કેરી આપતો નથી; (શેરડી, ઘી, તેલ વગેરે) રસો ખવરાવીને પુષ્ટ કરેલી વંધ્યા ગાય દૂધ દેતી નથી; (રાજ્યભ્રષ્ટતા જેવા) ખરાબ સંજોગોમાં આવેલા રાજાની સારી રીતે સેવા કરી હોય તોપણ તે લક્ષ્મી આપી ન્યાલ

---

* सेवितः इति वा पाठः ।

કરતો નથી; તેવી જ રીતે કુગુરુનો આશ્રય કરવાથી તે શુદ્ધ ધર્મ અને મોક્ષ આપી-અપાવી શકતા નથી."

**વિવેચન**—પાંચમા શ્લોકમાં બતાવેલી હકીકત પર અત્ર દૃષ્ટાંતો છે. અર્થ સ્પષ્ટ છે. ( ૮; ૧૭૨ )

## તાત્ત્વિક હિત કરનાર વસ્તુ

कुलं न जातिः *पितरौ गणो वा, विद्या च बन्धुः ×स्वगुरुर्धनं वा ।
हिताय जन्तोर्न परं च किञ्चित्, किन्त्वादृताः सद्गुरुदेवधर्माः ॥ ९ ॥ (उपजाति)

"કુળ, જાતિ, માબાપ, મહાજન, વિદ્યા, સગાંસંબંધીઓ, કુળગુરુ અથવા પૈસા કે બીજી કોઈ પણ વસ્તુ આ પ્રાણીના હિતને માટે થતી નથી, પરંતુ આદરેલા ( આરાધન કરેલા ) શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મ જ ( હિત કરનારા થાય છે. )" ( ૯ )

**વિવેચન**—ઊંચા કુટુંબમાં કે ઉત્તમ જાતિમાં જન્મ થયો હોય અથવા બહુ વિદ્યા ભણ્યો હોય, અથવા બહુ ધનપ્રાપ્તિ થઈ હોય કે કરી હોય, તેથી આ જીવનું કાંઈ હિત થતું નથી. પૂર્વે મમત્વમોચનના ચારે અધિકારમાં આપણે જોઈ ગયા છીએ કે પુત્ર, કલત્ર, ધનાદિ વસ્તુઓ તો જેમ જેમ વધારે પ્રમાણમાં મળે છે, તેમ તેમ સંસારબંધન વધારનારી થાય છે, પણ ભવચક્રનો એક પણ આરો ઓછો કરનારી થતી નથી. અનાદિ કાળથી રાગમાં રાચેલો રંક જીવ નવીન કાંઈ કરતો નથી અને ધન, સ્ત્રી, વૈભવ કે વિદ્યાના મદમાં કે મોહમાં મસ્ત રહી મહાદુઃખપરંપરા પ્રાપ્ત કરે છે.

દુઃખપરંપરાથી હંમેશાંને માટે બચવું હોય તો શાસ્ત્રકાર તેનો એક ઉપાય બતાવે છે અને તે એ છે કે શુદ્ધ ગુરુનો આશ્રય કરવો અને પછી તેમના બતાવેલા દેવની સેવા કરવી અને તેમના બતાવેલા ધર્મોનું પાલન કરવું. આ રીતે જે પ્રાણી વર્તે છે તે પૂર્વ પાપનો નાશ કરી મહાસુખસાધન પામી છેવટે સર્વ દુઃખનો અત્યંતાભાવ કરે છે.

આ શ્લોકમાં અને અન્યત્ર પણ દેવ શબ્દની પહેલાં ગુરુ શબ્દ મૂક્યો છે, એ સૂચક છે અગાઉ જણાવ્યું તેમ, 'દેવ'ને બતાવનાર પણ ગુરુમહારાજ હોવાથી શિષ્યની અપેક્ષાએ 'ગુરુ'ની દેવ કરતાં પણ મુખ્યતા બતાવી છે; જોકે 'દેવ' તો ગુરુ અને શિષ્ય બન્નેને એકસરખી રીતે આરાધ્ય છે. ( ૯; ૧૭૩ )

## ધર્મમાં જોડે તે જ ખરાં માબાપ

माता पिता स्वः सुगुरुश्च तत्त्वात्प्रबोध्य यो योजति शुद्धधर्मे ।
न तत्समोऽरिः क्षिपते भवाब्धौ, यो धर्मविघ्नादिकृतेश्च जीवम् ॥ १० ॥ (उपजाति)

* पितरौ स्थाने पितरो इति पाठान्तरं, पितृवर्ग इत्यर्थः ।　　× स्व इति पाठान्तरम् ।

"જે ધર્મનો બોધ આપીને શુદ્ધ ધર્મમાં જોડે, તે જ તત્ત્વથી ખરેખરાં માબાપ, તે જ ખરેખરા પોતાના હિતસ્વી અને તે જ સુગુરુ સમજવા. જે આ જીવને સુકૃત્ય અથવા ધર્મના વિષયમાં અંતરાય કરીને સંસારસમુદ્રમાં ફેંકી દે છે તેના સરખો કોઈ દુશ્મન નથી." (૧૦)

**વિવેચન—पातीति पिता**–જે પાળે તે પિતા; ત્યારે નરક-નિગોદનાં મહાદુઃખથી જે ઉગારે તેને જ ખરેખરા પિતા કહી શકાય. તેમ જ 'દુઃખથી તારે તે માતા.' અને પોતાના પણ તે જ કહેવાય કે જેઓ આપણું પરિણામે સારું થવાની આશા રાખે અને તેને લગતી યોજનાઓ કરી આપે. ગુરુમહારાજ પણ તે જ કહેવાય કે જેઓ શુદ્ધ ધર્મમાં જોડે. ધર્મના પ્રતાપથી દુઃખનો નાશ થાય છે. આનાથી ઊલટું, જેઓ ધર્મમાં અંતરાય કરે છે, તેના સમાન કોઈ દુશ્મન નથી આ ભાવ સ્પષ્ટ છે.

ઉપદેશમાળામાં આ જ ભાવ બીજા રૂપમાં કહ્યો છે. ત્યાં કહે છે કે "માતાપિતા બાળક પર જે ઉપકાર કરે છે તે અનહદ છે અને તે એટલો બધો છે કે કરોડો વર્ષો સુધી એકાગ્ર ચિત્તે તેમની સેવા કરવાથી પણ તેનો બદલો વાળી શકતો નથી. તે બદલો વાળવાનો ઉપાય એક જ છે અને તે એ છે કે માબાપને ધર્મનો બોધ જો પુત્રથી થાય તો બદલો વળે."

સંસાર પરથી ઉદ્વિગ્ન ચિત્તવાળા વૈરાગ્યરસિક જીવને જ્યારે આત્મિક ઉન્નતિ કરવાની ઇચ્છા થાય છે, ત્યારે સ્વાભાવિક રીતે સર્વ ઉન્નતિ કરવાની ઇચ્છા પણ પ્રબળ થાય છે. અને તેવે પ્રસંગે સંસારની અસારતા જોઈ તેનાથી જરા અળગા રહેવાના પ્રયત્ન વખતે માબાપ કે સગાંસ્નેહી આડાં આવે છે, તેને સૂરિમહારાજ દુશ્મનના વર્ગમાં મૂકે છે. અને તેમની અવજ્ઞા કરી **સરસ્વતીચંદ્રની** જેમ લોકયજ્ઞ માટે પિતૃયજ્ઞનો ભોગ આપવામાં કાંઈ અડચણ નથી, પણ મહાન લાભ છે, એ વિચારને તેઓ પુષ્ટિ આપે છે. એક નાના વાક્યમાં આવા ગંભીર પ્રશ્નનો સૂરિમહારાજે ખુલાસો કર્યો છે, જે જોઈએ તેટલો સ્પષ્ટ અને વિચારવા લાયક છે. (૧૦; ૧૭૪)

## સંપત્તિનાં કારણો

**दाक्षिण्यलज्जे गुरुदेवपूजा, पित्रादिभक्तिः सुकृताभिलाषः ।**
**परोपकारव्यवहारशुद्धी, नृणामिहामुत्र च संपदे स्युः ॥ ११ ॥** (उपजाति)

"દાક્ષિણ્ય, લજ્જાળુપણું, ગુરુ અને દેવની પૂજા, માબાપ વગેરે વડીલ તરફ ભક્તિ, સારાં કાર્યો કરવાની અભિલાષા, પરોપકાર અને વ્યવહારશુદ્ધિ મનુષ્યને આ ભવમાં અને પરભવમાં સંપત્તિ આપે છે." (૧૧)

**વિવેચન—૧. દાક્ષિણ્ય***—એટલે મનની સરળતાથી સામા માણસને અનુકૂળ થઈ

* જુઓ ધર્મરત્ન, પ્રથમ ભાગ, સાતમો ગુણ.

જવાની મનની વિશાળતા. દાક્ષિણ્યમાં સ્વતંત્રતાનો નાશ થતો નથી, પણ તેના કરતાં મહાન સદ્ગુણ, જે સરળતાનો છે, તે પ્રાપ્ત થાય છે. શ્રાવકના ગુણોમાં 'દાક્ષિણ્ય'ને એક ગુણ કહેવામાં આવ્યો છે અને તેની વ્યાખ્યા કરતાં તેનું શુભ માર્ગે વ્યવસ્થાપન અત્ર સ્પષ્ટ બતાવ્યું છે.

૨. **લજ્જાળુપણું**—આ ગુણથી નકામી સ્વતંત્રતાનો નાશ થાય છે અને વિનય સચવાય છે. ખાસ કરીને સ્ત્રીઓમાં આ ગુણ ભૂષણરૂપ ગણાય છે, અને પાપકાર્યમાં પ્રતિબંધ કરનાર તરીકે સ્ત્રી-પુરુષ બન્નેને અતિશય લાભ આપનાર છે.

૩. **ગુરુદેવપૂજા**—દ્રવ્ય અને ભાવથી અવલંબનની જરૂરિયાત સર્વ જીવને બહુ રહે છે. ગુરુનાં વચન પ્રમાણે વર્તન કરવું એ પણ પૂજા છે અને ભાવના માટે હૃદય સમક્ષ અને ચક્ષુ સમક્ષ ભાવમય અને સ્થૂળ સાકાર વૃત્તિએ નિરાકાર પદ પામવા માટે તે ગુણ પ્રાપ્ત કરેલા ભગવાનનું ધ્યાન કરવું-અર્ચન કરવું-એ બહુ ઉપયોગી છે, ખાસ જરૂરનું છે, મહાલાભ કરનાર છે.

૪. **પિત્રાદિ ભક્તિ**—ધર્મકાર્યમાં અગવડ ન આવે, તે ધ્યાનમાં રાખી, પિતા, માતા વગેરેની અનન્યચિત્તે ભક્તિ કરવી, તેઓને સંતોષ આપવો, એ દરેક સુપુત્રની ફરજ છે. આદિ શબ્દથી દરેક વડીલ સમજવા.

૫. **સુકૃતાભિલાષ**—સારાં કાર્યો કરવાં, વારંવાર કરવાં અને તેનું ચિંતવન કર્યા કરવું. કાર્યક્રમ એ છે કે પ્રથમ વિચાર અને પછી આચાર. શુભ સંસ્કાર જગાડવા માટે સારા વિચારોની જરૂર છે. સારાં કૃત્યોના વિચાર પછી સારાં કૃત્યો થાય છે, એ સંશય વગરની વાત છે. સંજોગ પ્રતિકૂળ હોય તો કદાચ અમલમાં તરત ન મૂકી શકાય, તોપણ વિચાર કર્યો હોય તો અનુકૂળતાએ શુભ કાર્યો થઈ શકે છે. વિચારથી સંસ્કાર બંધાય છે અને કાંઈ નહિ તો છેવટે આવતા ભવમાં પણ તે સંસ્કાર જાગ્રત થાય છે; તેટલા માટે મોળો વિચાર કદી કરવો નહિ અને શુભ કાર્યોની ભાવના નિરંતર રાખવી. આથી અનેક પ્રકારના લાભ થાય છે, નકામી કૂથલી ઓછી થાય છે અને મન શુભ માર્ગે ચઢતાં શીખે છે.

૬. **પરોપકાર**—આત્મભોગ વગરનું જીવન નથી, એટલે કે સ્વમાં સંતોષ માની, શરીર પંપાળી, પુત્રને રમાડી, સ્ત્રીને શોભાવી, તિજોરીઓ ભરવી એમાં કાંઈ સાર નથી. પોતાની લક્ષ્મી, જ્ઞાન કે શક્તિનો લાભ કોમ, દેશ કે જનસમૂહના હિત માટે કરવો એ કર્તવ્ય છે.

૭. **વ્યવહારશુદ્ધિ**—શ્રદ્ધારત્નના ગુણ પ્રાપ્ત કર્યા પહેલાં માર્ગાનુસારીના ગુણોમાં જ આ ગુણ પ્રથમ પંક્તિ ધરાવે છે. શ્રાવકરત્ન તો શુદ્ધ વ્યવહારવાળો જ હોય એ વિવાદ વગરની હકીકત છે.

ઉપર લખેલી સાત બાબત ઉપર ખાસ ધ્યાન આપવું જોઈએ. એ દરેક બાબત ઉપર એકેક મોટો લેખ લખાય તેવું છે, પણ ગ્રંથગૌરવના ભયથી અત્ર સામાન્ય સ્વરૂપનો

નિર્દેશ કર્યો છે. એ સર્વ શુભ વર્તન છે અને તેના નિમિત્તભૂત પણ છે. શુભ વિચાર અને વર્તનથી શુભ કર્મબંધ થાય છે; અને જેવો બંધ તેવો ઉદય થાય છે, તેથી તે વડે આ ભવમાં અને પરભવમાં માનસિક અને શારીરિક આનંદ પ્રાપ્ત થાય છે. ઉપર લખેલા સાત સદ્‌ગુણોમાંથી કોઈ પણ સદ્‌ગુણ મહાલાભનું કારણ છે, પરંતુ સાધ્ય દૃષ્ટિવાન પુરુષ જ્યારે ચીવટ રાખી તેમાંથી બેચારને અથવા સાતેને આદરે અને અનુસરે, ત્યારે તો તેનાં ફળ વખતે મનમાં ભારે આનંદ થાય, તે શક વગરની વાત છે. પણ તે કાર્યો કરતાં જ આનંદ થાય છે. તે વખતે મનમાં જાણે એમ જ લાગે છે કે હું એક મહાન કાર્ય કરું છું, એક મહાન ફરજ બજાવું છું.

અત્ર પ્રસ્તુત વિષય ગુરુદેવપૂજાનો છે. તેમના તરફ ભક્તિભાવથી સંપત્તિ મળે છે તે બતાવવા સારુ તેના સહચારી સદ્‌ગુણો અથવા ક્રિયાઓ પ્રસંગે બતાવી છે. (૧૧; ૧૭૫)

## વિપત્તિનાં કારણો

**जिनेष्वभक्तिर्यमिनामवज्ञा, कर्मस्वनौचित्यमधर्मसङ्गः ।**
**पित्राद्युपेक्षा परवञ्चनं च, सृजन्ति पुंसां विपदः समन्तात् ॥ १२ ॥** (उपजाति)

"જિનેશ્વર ભગવંત તરફ અભક્તિ (આશાતના), સાધુઓની અવગણના, વ્યાપારાદિ કામમાં અનુચિત પ્રવૃત્તિ, અધર્મીનો સંગ, માબાપ વગેરેની સેવા કરવામાં ઉપેક્ષા (બેદરકારી) અને પરવંચન (બીજાને ઠગવું તે)—આ સર્વ પ્રાણીને માટે ચોતરફથી આપદાઓ ઉત્પન્ન કરે છે." (૧૨)

**વિવેચન—૧. જિનેષ્વભક્તિ**—રાગદ્વેષ રહિત, કર્મને હણનાર, દ્વાદશ ગુણાલંકૃત શ્રી જિનેશ્વર મહારાજ તરફ અભક્તિ, તેઓનાં વચન તરફ બેદરકારી, તેની અરુચિ, તેઓના સાકાર સ્વરૂપનું વિગોપન, તેનો બીજી કોઈ પણ રીતે અનાદર, તેઓ તરફ અપ્રીતિ અને અવિનય.

**૨. ગુરુની અવજ્ઞા**—ગુરુમહારાજ શુદ્ધ માર્ગ બતાવનાર છે. તેઓ કેટલું ઉપયોગી કાર્ય બજાવે છે તે આ અધિકારમાં શરૂઆતથી જોતા આવીએ છીએ! તેઓનો વિનય રાખવો, તેઓ તરફ ગેરવર્તણૂક ચલાવવી નહિ, તેઓ સાથે કલહમાં ઊતરવું નહિ અને તેઓ તરફ કોઈ રીતે તિરસ્કાર બતાવવો નહિ, એટલું જ નહિ પણ તેઓનું વચન માન્ય કરવું. એથી ઊલટું કરનાર ગુરુદ્રોહી છે, આત્મઅવનતિ કરનારો છે, પતિત છે.

**૩. કર્મમાં અનૌચિત્ય**—પોતાને યોગ્ય વ્યાપારની ક્રિયામાં અનુચિત આચરણ કરવું તે. આમાં બે પ્રકારના ભાવ છે: એક તો વ્યાપારમાં અનીતિ, અશુદ્ધ વ્યવહાર, અપ્રામાણિક આચરણ અને ભાષણ. બીજું, પોતાની ફરજથી વિરુદ્ધ વર્તન, પરદારાગમન, સટ્ટો, દ્યૂત વગેરે દુર્ગુણોનો અત્ર સમાવેશ થાય છે.

**૪. અધર્મસંગ**—ધર્મ નામને યોગ્ય ધર્મની પરીક્ષા કરી તેને અનુસરવું એ ધર્મસંગ. એથી ઊલટી રીતે પરીક્ષા યોગ્ય રીતે ન કરતાં 'સ્વધર્મમાં મરણ સારું' એ સૂત્રને અનુસરવું એ અધર્મસંગ; અથવા નિયમ વગરના મૂર્ખ માણસોની સોબત કરવી એ પણ અધર્મસંગ જ છે. સોબતથી બહુ તાત્કાળિક અસર થાય છે અને તેથી સત્સંગની જરૂરિયાત વારંવાર બતાવેલી છે. દુર્જનનો સંગ કરવાથી અનેક અગવડો આવે છે. અધર્મીનો સંગ કરવાથી પોતે પણ સોબતી જેવો થઈ જાય છે.

**૫. પિતા વગેરે તરફ બેદરકારી**—પુત્રધર્મનો આથી નાશ થાય છે, મહામુશ્કેલી ઊભી થાય છે અને ઘણું કરીને તરતમાં દુઃખપરંપરા પ્રાપ્ત થાય છે.

**૬. પરવંચન**—સ્પષ્ટ છે. કાયદામાં પણ એ ફોજદારી ગુન્હો છે: (Cheating).

ઉપર લખેલી છ બાબતો સર્વ પ્રકારની આપત્તિઓ ઉત્પન્ન કરે છે. કેટલીક વખત અમુક પાપનો ઉદય અમુક કાર્ય સાથે મેળવી શકાતો નથી, કારણ કે આપણને તેવું જ્ઞાન નથી; પણ કારણ વગર કાર્ય થતું નથી અને મનની અનેક વ્યથા અને શરીર પર ગંભીર વ્યાધિઓ થાય છે, તે સર્વ અમુક કારણને લઈને જ થવી જોઈએ અને તેનો મુખ્ય ભાગ અત્ર આપવામાં આવ્યો છે.

આ શ્લોકને અગિયારમા શ્લોક સાથે સરખાવી, તેનો ભાવ સમજવાનો છે. અગિયારમા શ્લોકમાં સંપત્તિનાં કારણો બતાવ્યાં છે, આમાં વિપત્તિનાં કારણો બતાવ્યાં છે. સંપત્તિનાં કારણો સેવવા કરતાં વિપત્તિનાં કારણો તજવાની વધારે આવશ્યકતા છે, તેથી અગિયારમા શ્લોક કરતાં આ શ્લોકમાં કહેલ ભાવ વધારે મનન કરવા યોગ્ય છે. જિનેશ્વર તરફ અભક્તિ અને ગુરુની અવજ્ઞા એ બન્ને ધર્મની પણ અયોગ્યતા બતાવે છે. વ્યાપારાદિમાં અનુચિત આચરણ ને અધર્મીનો સંગ, આ બે ધર્મભ્રષ્ટપણું સૂચવે છે. અને માતા-પિતાની ઉપેક્ષા તથા પરને ઠગવાની બુદ્ધિ, એ વ્યવહારથી પણ વિમુખતા સૂચવે છે. આ છ દોષવાળાને પગલે પગલે વિપત્તિ થવી જ જોઈએ. તે છતાં કદી કોઈ વખત સારો જાય, તો તે કાંઈક પૂર્વનો જ પુણ્યોદય સમજવો. આવા શ્લોકો ખાલી વાંચી જવાથી વિશેષ લાભ કરતા નથી, માટે, આ ગ્રંથમાં અગાઉ કહેવામાં આવ્યું છે તેમ, વારંવાર તેનું મનન કરવું અને પોતાનો અનુભવ લાગુ પાડી, વારંવાર પુનરાવર્તન કર્યા કરવું. (૧૨; ૧૭૬)

## પરભવમાં સુખ મેળવવા માટે પુણ્યધન

**भक्त्यैव नार्चसि जिनं सुगुरोश्च धर्मं, नाकर्णयस्यविरतं विरतीर्न धत्से ।**
**सार्थं निरर्थमपि च प्रचिनोष्यघानि, मूल्येन केन तदमुत्र समीहसे शम् ? ॥ १३ ॥** (वसततिलका)

"હે ભાઈ! તું ભક્તિથી શ્રી જિનેશ્વર ભગવાનની પૂજા કરતો નથી; તેમ જ સારા ગુરુમહારાજની સેવા કરતો નથી; નિરંતર ધર્મ સાંભળતો નથી; વિરતિ (પાપથી પાછા હઠવું, વ્રત પચ્ચખ્ખાણ કરવાં તે)ને તો ધારણ પણ કરતો નથી; વળી, પ્રયોજને કે વિના

પ્રયોજને, પાપને પુષ્ટિ આપે છે; ત્યારે તું તારી કઈ લાયકાતથી આવતા ભવમાં સુખ મેળવવાની ઇચ્છા રાખે છે ?" (૧૩)

**વિવેચન**—હે ભાઈ! પ્રભુની પૂજા કરતો નથી; વળી, તું સુગુરુની સેવા તેમ જ તેમના પાસેથી ધર્મનું શ્રવણ કરતો નથી; ઉપરાંત, એક દિવસ પણ ત્યાગવૃત્તિ કરતો નથી; ઇંદ્રિયના વિષયો ભોગવવામાં અહર્નિશ આસક્ત રહે છે; કાંઈ પણ પ્રસંગ આવ્યો કે પાપકાર્ય કરવા મંડી પડે છે; પુત્રનાં લગ્ન કે વ્યવહારમાં કોઈ પણ બહાનાનો જોગ મળતા હિંસા, ક્રોધ, અભિમાન કરવા મંડી જાય છે. અને તેવો પ્રસંગ આવે ત્યારે તને ધર્મનું લક્ષ્ય પણ રહેતું નથી. વળી, પ્રસંગ વગર પણ અનર્થદંડથી દંડાય છે : નાટક જોવાં, સર્કસ જોવાં, હવેલીઓ જોઈ તેનાં વખાણ કરવાં, રાજકથા તથા લડાઈની વાતો કર્યા કરવી વગેરે કરી નકામી પાપરાશિ વહોરી લે છે.

આવી રીતે શુદ્ધ દેવ, ગુરુ, ધર્મનું આરાધન કરતો નથી, ઇંદ્રિયદમન કરતો નથી, અને કારણે-અકારણે મહાપાપોનો સંચય કરે છે. સર્વ પ્રાણીઓ સુખ ઇચ્છે છે અને તેમાં પણ વર્તમાનમાં સુખ હોય કે ન હોય, પણ સુખ મેળવવાની ઇચ્છા તો સર્વને રહે છે. પણ હે ભાઈ! **સુખ તો કરિયાણું છે, એને ખરીદ કરવા માટે પુણ્યધનની જરૂર પડે છે;** તે તો તું અત્રે હારી જાય છે; ઊલટો તેને બદલે પાપરૂપ કચરો એકઠો કરે છે. ત્યારે તું સુખ શા વડે મેળવવાની ઇચ્છા રાખે છે? સુખ કાંઈ ધર્મ કર્યા સિવાય મફત મળી શકવાનુ નથી, માટે કોઈ પણ કાર્ય કરતી વખતે એટલો વિચાર અવશ્ય કરજે કે શુભ કાર્ય કર્યાથી આવતા ભવમાં સુખ પ્રાપ્ત થાય છે અને અશુભ કાર્ય કર્યાથી દુઃખ પ્રાપ્ત થાય છે. વળી, નકામાં પાપકર્મ સેવવાથી તો આ જીવને કદી પણ સુખ પ્રાપ્ત થતું નથી. આટલી સમજણ રાખવાથી અને તેને પ્રવૃત્તિમાં મૂકવાથી તારી કેટલીક બાબત સીધી થઈ જશે.

ધર્મશ્રવણની જરૂરિયાત બહુ જ છે. અગાઉ જણાવ્યું તેમ, વિચાર વગર વર્તન થતું નથી, પણ વિચાર શુભ આવવા માટે શાસ્ત્રશ્રવણની બહુ અગત્ય છે. શ્રવણ ઉપરથી મનનની પણ તેટલી જ જરૂર છે.

આ શ્લોક બહુ ઉપયોગી છે. મોક્ષ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાએ શરૂઆતમાં નીચેના નિયમોને અનુસરવું જોઈએ, એમ આ શ્લોકમાંથી ભાવાર્થ તરીકે સ્ફુટ પ્રાપ્ત થાય છે:—

**૧. ભક્તિપૂર્વક પ્રભુનું પૂજન કરવું.**

**૨. ધર્મશ્રવણ નિરંતર સદ્ગુરુ પાસેથી કરવું.**

**૩. સ્થૂળ વિષયોથી દૂર રહી, તેનો બનતી રીતે ત્યાગ કરવો.**

**૪. પ્રયોજન હોય કે ન હોય પણ પાપકાર્યમાં જોડાવું નહિ.** (૧૩; ૧૭૭)

## સુગુરુ સિંહ; કુગુરુ શિયાળ

**चतुष्पदैः सिंह इव स्वजात्यैर्मिलन्निमांस्तारयतीह कश्चित् ।**
**सहैव तैर्मज्जति कोऽपि दुर्गे, शृगालवच्चेत्यमिलन् वरं सः ॥ १४ ॥** (उपेन्द्रवज्रा)

"જેવી રીતે પોતાની જાતિનાં પ્રાણીઓને મળીને સિંહે તાર્યાં હતાં, તેવી રીતે કોઈક (સુગુરુ) પોતાના જાતિભાઈ (ભવ્ય પંચેંદ્રિય)ને મળીને આ સંસારસમુદ્રથી તારે છે; અને જેવી રીતે શિયાળ પોતાના જાતિભાઈઓની સાથે ડૂબી મૂઓ, તેવી રીતે કોઈક (કુગુરુ) પોતાની સાથે સર્વને નરકાદિક અનંત સંસારમાં ડુબાવે છે; માટે આવા શિયાળ જેવા પુરુષ તો ન મળ્યા હોય તો જ સારું." (૧૪)

**વિવેચન**—અત્ર પહેલા અને ચોથા પ્રકારના ગુરુનું વર્ણન કર્યું છે. પહેલા પ્રકારના ગુરુ પોતે તરે છે અને આશ્રિતને તારે છે; તેઓ વહાણ જેવા છે. ચોથા પ્રકારના ગુરુ પોતે ડૂબે છે અને આશ્રય કરનારને પણ ડુબાવે છે; એ પથ્થર સમાન કુગુરુ સમજવા.

આ સંસારમા રઝળતા, જ્યારે કોઈ વખત સુગુરુનો જોગ થાય છે ત્યારે તેઓ આ જીવને ઉપદેશ આપી, સંસારથી ઉદ્વિગ્ન ચિત્તવાળો કરી, છેવટે તેને વૈરાગ્યવાસિત કરી સંસારથી સલામ લેવરાવે છે. આવા ગુરુ સિંહ સમાન છે. ટીકાકાર તે સંબંધમાં પંચોપાખ્યાનનું પ્રસિદ્ધ કથાનક કહેતાં જણાવે છે કે "બહુ ઝાડીથી ભરપૂર એક મોટું જંગલ હતું. ત્યાં ભયનું કારણ ઉત્પન્ન થવાથી સર્વ વનવાસી પ્રાણીઓએ મળીને સિંહને રાજાની પદવી આપી. હવે કોઈક કાળે દાવાનળ પ્રકટ થયો, ચોતરફ અગ્નિ ફેલાવા લાગ્યો અને બચાવનાં સાધનો અલ્પ થતાં ગયાં. તે વખતે આ મહાન પશુરાજે સર્વ પ્રાણીઓને પોતાની સાથે લીધા અને નદી કાંઠે ગયો. નદીમાં મહાપૂર હતું, છતા પણ સર્વ વનવાસી પ્રાણીઓને પોતાને પૂંછડે વળગાડી દીધાં અને એક છલંગ મારી સામે પાર સર્વેને પહોંચાડી દીધાં; વળી, જ્યારે તે જ જંગલ નવપલ્લવિત થયુ ત્યારે સર્વને પાછાં ત્યાં લઈ આવ્યો. આવી રીતે મહાસુરકેલીમાં પણ તેણે પોતાના જીવનની દરકાર ન કરી, પણ આશ્રિતોને તારવાના મહાપ્રયાસમાં ગમે તેટલો સ્વાત્મભોગ આપવા તૈયારી—બતાવી એ સુગુરુનું લક્ષણ સમજવું. હવે ઉક્ત સિંહનુ ચરિત્ર જોઈને એક શિયાળ પણ નજીકના જંગલનો સ્વામી બન્યો અને તેવો જ પ્રસંગ પ્રાપ્ત થતાં પશુસહિત નદી ઓળંગવાનો પ્રયાસ કરવા લાગ્યો. પરંતુ તેનામા આત્મબળ કે અધિકાર ન હોવાથી તે પોતે પણ ડૂબી ગયો અને આશ્રિતોને પણ ડુબાવી દીધા! આવી રીતે અગીતાર્થ કુગુરુ પોતે સંસારસમુદ્રમાં ડૂબે છે અને આશ્રિતોને ડુબાવે છે."

આ સિંહ અને શિયાળના દૃષ્ટાંતથી એક બીજી હકીકત એ પણ સમજાય છે કે જેઓ આત્મભોગ આપવાની તૈયારી બતાવ્યા સિવાય અને અધિકારની પ્રાપ્તિ વગર અધિપતિ-પણાનું પદ ધારણ કરવા ઇચ્છે છે, તે પોતાની જાતને પણ મહાનુકસાન કરે છે.

સૂરિમહારાજ કહે છે કે છેલ્લા પ્રકારના ગુરુ તો ન મળ્યા હોય તો જ સારું; તેમને તો ન દીઠાથી જ કલ્યાણ છે! ગમે તેવા કુગુરુ હોય, સંસારવાસનાયુક્ત હોય, છતાં પણ 'વીરનો વેશ છે' એમ ધારી, ગુણ-અવગુણની પરીક્ષા કર્યા વગર, ગમે તેને નમસ્કાર કરી ગુરુપણે આદરનારે આ ટૂંકા પણ સૂચક શ્લોકથી ઘણો બોધ લેવાનો છે. શાસ્ત્રકાર એવા દૃષ્ટિરાગને કે અંધ અનુકરણને ઉત્તેજન આપતા નથી. (૧૪; ૧૭૮)

## ગુરુનો યોગ છતાં પ્રમાદ કરે તે નિર્ભાગી

**पूर्णे तटाके तृषितः सदैव, भृतेऽपि गेहे क्षुधितः स मूर्खः ।**
**कल्पद्रुमे सत्यपि ही दरिद्रो, गुर्वादियोगेऽपि हि यः प्रमादी ॥ १५ ॥** (उपजाति)

"ગુરુમહારાજ વગેરેની બરાબર જોગવાઈ છતાં પણ જે પ્રાણી પ્રમાદ કરે તે તળાવ પાણીથી ભરેલું છે છતાં પણ તરસ્યો છે, (ધનધાન્યથી) ઘર ભરપૂર છે છતાં પણ તે મૂર્ખ તો ભૂખ્યો જ છે અને પોતાની પાસે કલ્પવૃક્ષ છે, તોપણ તે તો દરિદ્રી જ છે." (૧૫)

**વિવેચન**—સ્પષ્ટ છે. ગુરુમહારાજની જોગવાઈ થાય અને તેનાથી દેવ તથા ધર્મ ઓળખાય, ત્યાર પછી તે ત્રણે મહાન તત્ત્વોનો લાભ લેવા ચૂકવું નહિ. શુદ્ધ દેવ, સુગુરુ અને તેનો બતાવેલો શુદ્ધ ધર્મ, એના ઉપર જરા પણ શંકા વગરની, તરણતારણ તરીકે શુદ્ધ શ્રદ્ધા થાય, ત્યારે જ આ જીવનો એકડો નોંધાય છે. શ્રદ્ધા વગર જેટલી ક્રિયા કે તપ-જપ-ધ્યાનાદિ કરવામાં આવે તેનાં મીંડાં મુકાય છે. એ મીંડાં પણ કીમતી છે, પણ તેની આગળ એકડો હોય તો. લાખ પર ચડેલું એક મીંડું નવ લાખ વધારે છે, પણ સર્વે મીંડાં એકડા વગર નકામાં છે. **એકડો પણ મીંડાં કરવાના અભ્યાસ પછી જ આવડે** છે. આ વાત અભ્યાસ શરૂ કરનારાએ ભૂલી જવાની નથી.

અત્ર કહેવાનો હેતુ એ છે કે, ગુરુમહારાજ વગેરે યોગ્ય સામગ્રી પ્રાપ્ત થયા છતાં પણ, જો આ જીવ શુદ્ધ વર્તન કરતો નથી અને આળસમાં રહે છે, તો પછી તેના જેવો નિર્ભાગી કોઈ સમજવો નહિ. જે જોઈએ તે પ્રાપ્ત કર્યા છતાં પણ તેનો લાભ ન લેવામાં આવે તો ખોટું કહેવાય. આ શ્લોક અને નીચેના બન્ને શ્લોકમાં કર્તવ્ય સબંધી બહુ ઉપયોગી ઉપદેશ આપ્યો છે.

ખાસ વિચારવા યોગ્ય વાત એ છે કે આવો સુંદર મનુષ્યભવ, આર્ય ક્ષેત્ર, શરીરની અનુકૂળતા, સાધુઓનો યોગ, મનની સ્થિરતા અને બીજી અનેક પ્રકારની સામગ્રીઓનો સદ્‌ભાવ આ જીવને પ્રાપ્ત થયો છે, છતાં પણ એ પ્રમાદમાં વખત કાઢી નાખશે, તો પછી એનો આરો આવવાનો નથી. અનંત ભવ કર્યા પછી પણ આવી અનુકૂળતા પ્રાપ્ત થવી દુર્લભ છે, મુશ્કેલ છે, અશક્ય જેવી છે. ગ્રંથકર્તા કહે છે કે તળાવે જઈને તરસ્યા આવવા જેવું આ થાય છે અને તે હકીકત યથાસ્થિત વસ્તુસ્વરૂપ બતાવે છે. આવા

પ્રસંગોનો તો એવો સારી રીતે લાભ લેવો જોઈએ કે પછી આ ભવના ફેરા અને પારકી નોકરી અથવા આશીભાવ નિરંતરને માટે મટી જાય. (૧૫; ૧૭૯)

### દેવ ગુરુ ધર્મ ઉપર અંતરંગ પ્રીતિ વિના જન્મ અસાર છે

न धर्मचिन्ता गुरुदेवभक्ति-र्येषां न वैराग्यलवोऽपि चित्ते ।
तेषां प्रसूक्लेशफलः पशूना-मिवोद्भवः स्यादुदरम्भरीणाम् ॥ १६ ॥ (उपजाति)

"જે પ્રાણીને ધર્મ સંબંધી ચિંતા, ગુરુ અને દેવ તરફ ભક્તિ અને વૈરાગ્યનો અંશ માત્ર પણ ચિત્તમાં હોય નહિ તેવા પેટભરાઓનો જન્મ, પશુની પેઠે, જણનારીને ક્લેશ આપનારો જ છે." (૧૬)

**વિવેચન**—મારું કર્તવ્ય શું છે? મારી જનસમૂહ પ્રત્યે ફરજ શી છે? હું કોણ છું? મારી ફરજ બજાવવા માટે મેં આખા દિવસમાં શા શા પ્રયત્ન કર્યા છે? તેમાં હું કેટલે દરજ્જે ફતેહમંદ થયો છું? આજના કાર્યમાં નિષ્ફળતા કેટલી મળી? શા કારણથી મળી? આજે મૂક્યું છે ત્યાંથી આવતી કાલે કેવી રીતે શરૂ કરવું? ફરજ બજાવવા-ઉપકાર કરવા-માટે આજના જેવો માંગલિક દિવસ એક પણ નથી. આનું નામ શાસ્ત્રકાર **ધર્મચિંતા**-કર્તવ્યપરાયણવૃત્તિ કહે છે.

આ અધિકારમાં બતાવેલી રીત પ્રમાણે પસંદ કરેલા ગુરુમહારાજ અને તેમના બતાવેલા દેવ તથા ધર્મ ઉપર એકાંત શ્રદ્ધા અને ભક્તિ; એ ભક્તિમાં દેખાવ કે આડંબર નહિ, પણ અંતઃકરણની ઊર્મિઓનો ઉત્સાહ "ચિત્ત પ્રસન્ને રે પૂજન ફળ કહ્યું રે, પૂજા અખંડિત એહ" એ વાક્યમાં બતાવેલા ભાવનુ યાથાર્થ્ય, એનું નામ **દેવગુરુભક્તિ.**

આ સંસારના સર્વ પદાર્થ અસ્થિર છે, અલ્પ સમયસ્થાયી છે, પૌદ્ગલિક છે. આ જીવ શુદ્ધ નિરંજન નિર્લેપ છે, અનંત જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ છે. ઉપાધિ સહિત દેખાય છે, તે તેની વિભાવદશા છે, કર્મજન્ય છે. શુદ્ધ દશામાં એ, એ સર્વથી રહિત છે. આત્મિક વસ્તુ આદરી પૌદ્ગલિક વસ્તુનો ત્યાગ કરવો, તે બેનો ભેદ પાડી દેવો, તેને બરાબર ઓળખીને પૌદ્ગલિક ભાવ તજી આત્મિક ભાવ આદરવો, એનું નામ વૈરાગ્ય છે.

પ્રત્યેક પ્રાણીએ ધર્મચિંતા, ગુરુભક્તિ અને વૈરાગ્યવાસિત હૃદયવાળા થવું જોઈએ. જ્યારે આ ત્રણે ભાવ હૃદયમાં ઊંડી જગ્યા લે ત્યારે જ સંસારનો છેડો આવે. જેઓ આ ત્રણ ભાવ હૃદયમાં ધારણ કરતા નથી તેઓ, ભલે બહારથી સારો દેખાવ કરનારા હોય, પણ વાસ્તવિક રીતે આ ભવના સુખમાં મગ્ન અને તેને પ્રાપ્ત કરવાનાં સાધનો એકઠાં કરનારા અને પેટભરા જ છે. તેઓ જન્મ લઈને પોતાની માને પ્રસવની મહાવેદના અને યૌવનના નાશનું કષ્ટ માત્ર આપે છે, પણ પોતે તો આવા ઉત્તમ મનુષ્યભવની છેવટે અનંત સંસાર વધારી, કર્મકાદવથી ખરડાઈ રખડ્યા કરે છે.

આ શ્લોક પર મનન કરજે. એને 'લાઇન કલીઅર' આપીશ નહિ. જરા વિચાર કરજે કે તું કોણ છે? કયાં છે? કોના ઘરમાં છે? તારું શું છે? તું કોનો છે?—આ સવાલો રાતના સૂતી વખત અથવા સવારના ઊઠતી વખત વિચારજે; એથી બહુ લાભ થશે. (૧૬; ૧૮૦)

## દેવ, સંઘાદિ કાર્યમાં દ્રવ્યવ્યય

न देवकार्ये न च सङ्घकार्ये, येषां धनं नश्वरमाशु तेषाम् ।
तदर्जनाद्यैर्वृजिनैर्भवाब्धौ, पतिष्यतां किं *स्वलम्बनं स्यात् ॥ १७ ॥ (उपजाति)

"ધન-પૈસા એકદમ નાશવંત છે; આવા પૈસા જેની પાસે હોય છે તેઓ જો તેને દેવકાર્યમાં અથવા સંઘકાર્યમાં વાપરતા નથી તો તેઓને સદરહુ દ્રવ્ય મેળવવા માટે કરેલાં પાપોથી સંસારસમુદ્રમાં પડતાં કોનો ટેકો મળશે?"

**વિવેચન**—પૈસા મેળવવા માટે પ્રાણી કેવાં કેવાં કાર્યો કરે છે, તે આપણા અનુભવ બહાર નથી. એને માટે એમ જ કહીએ તો ચાલે કે પૈસા માટે એવું કોઈ પણ અયોગ્ય કામ નથી કે જે પ્રાણી કરતો ન હોય. એના પર વિસ્તારથી વિવેચન ધનમમત્વમોચન અધિકારમાં થઈ ગયુ છે. વળી, પૈસા કેટલા બધા અસ્થિર છે, નાશવંત છે, તે પણ આપણે વાંચ્યુ છે, અનુભવગમ્ય છે અને મહાવિગ્રહે બતાવી આપ્યુ છે. આવી રીતે પાપથી મેળવેલા પૈસા નાશવંત છે, એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. પૈસા બાંધ્યા રહેતા નથી, પુણ્યપ્રકૃતિ ફરે છે ત્યારે હજારો, લાખો કે કરોડોની પૂંજી એક ક્ષણમાં-બહુ થોડા વખતમાં-હતી ન હતી થઈ જાય છે. છેવટે પણ આ દોલત અત્રે મૂકીને ઉઘાડે હાથે ચાલ્યા જવું પડે છે.

હવે પૈસા પ્રાપ્ત કરતી વખતે અનેક આશ્રવ સેવવા પડે છે, હિંસા કે અસત્યનો મોટો ભાગ તે વખતે થાય છે અને તે ઉપરાંત અનેક પાપ લાગે છે. એ સર્વ પાપકર્મ જીવને સંસારસમુદ્રમાં ફેંકી દે છે. હવે જો તે વખતે કાંઈ પણ અવલંબન-ટેકો હોય તો જીવ ટકી રહે છે, નહિ તો તળિયે બેસે છે.

પ્રાપ્ત કરેલા પૈસાને જો જ્ઞાનોદ્ધાર, જીર્ણોદ્ધાર, શાસનોદ્ધાર, દેવપૂજા, પ્રતિષ્ઠા, તીર્થયાત્રા, અષ્ટાહ્નિકા-મહોત્સવ વગેરેમાં ખરચવામાં આવે તો સંસારમાં પડતાં તે એક પ્રકારનું આલંબન આપે છે. તેવી જ રીતે ધનને જો સ્વામિવાત્સલ્યમાં એટલે ગુણી સ્વામિબંધુઓની ભક્તિમાં કે નિરાશ્રિત ધર્મબંધુઓને આશ્રય આપવામાં અથવા કૉન્ફરન્સ વગેરે મહાન યોજનાઓ ઘડી તેના વડે શાસનના અભ્યુદયની વૃદ્ધિમાં અથવા નિજ ધર્માનુયાયીઓને ધાર્મિક તથા વ્યાવહારિક શિક્ષણ આપવામાં જો ખરચવામાં આવે તો, સંસારમાં પડતા આ જીવને ટેકો મળે છે.

---

* त्वस्थाने न्व इति वा पाठः ।

દ્રવ્ય સાથે પોતાની શક્તિનો ઉપયોગ એવી જ રીતે હાનિ અને લાભ કરનારો થઈ પડે છે, એ સ્પષ્ટ સમજી શકાય તેવું છે. ધન મળવું એ નવીન નથી. આ જીવને અનેક વાર ધન મળ્યુ હશે, પણ અભિમાન કે દુર્વ્યસનમાં ધનનો વ્યય કરી તે નીચો ઊતરી જાય છે, વળી પાછો ધન મેળવે છે અને ફરી ઊતરી જાય છે. આ ચક્રભ્રમણમાંથી બચવાનો જો કાંઈ પણ ઉપાય હોય તો પોતાના ધનનો સમુદાયના કામમાં–લોકોના હિત માટે–વ્યય કરવો એ જ છે. પોતાની જાતને ભૂલી જવી અને તેના ભોગે બીજાને લાભ આપવો એને સ્વાર્પણ* કહે છે. સ્વાર્પણ વગર કોઈ પણ કામ થઈ શકતું નથી અને ખાસ કરીને ધર્મ-કાર્યમાં સ્વાર્પણની પ્રથમ આવશ્યકતા છે.

જમાનાની જરૂરિયાત વિચારી આખી કોમને હિત કરનાર, આખા દેશનો ઉદય કરનાર, આખી મનુષ્યજાતિને લાભ આપનાર શુભ સંસ્થાઓ ખોલો. શાસ્ત્રકાર સીદાતા ક્ષેત્રને પોષવાનું કહે છે. સાધનધર્મને પુષ્ટિ બહુ અપાઈ ગઈ છે, હાલ સાધકોને ઊંચે લાવવાનો યોગ્ય વખત છે, જરૂર છે, આવશ્યકતા છે. આવી રીતે મનન કરી વ્યય કરેલા પૈસા પ્રસંગ પ્રાપ્ત થતાં આ જીવને જરૂર બચાવે એ સંશય વગરની હકીકત છે, વસ્તુ-સ્વરૂપ પ્રત્યક્ષ જોનારે કહી છે અને વિચાર કરવાથી સમજી શકાય તેવી છે. (૧૭; ૧૮૧)

*                    *                    *

એવી રીતે બારમો દેવગુરુધર્મશુદ્ધિ અધિકાર પૂરો થાય છે. એમાં, ઉપર જણાવ્યુ તેમ, ગુરુતત્ત્વની મુખ્યતા છે. એક સદ્ગુરુનો સત્સંગ થઈ જવાથી આ મનુષ્યભવમાં કેટલો લાભ થાય છે તે અત્ર સવિસ્તર બતાવવામાં આવ્યું છે. પરદેશી રાજાને ગુરુથી કેટલો લાભ થયો હતો તે આપણે જાણીએ છીએ. ગુરુ બે પ્રકારના છે: એક ધર્મહીન વૃત્તિવાળા, જેને આપણા લોકો મિથ્યાત્વી કહે છે; અને બીજા ધર્મપરાયણ વૃત્તિવાળા. પ્રથમ પ્રકારના ગુરુ માટે આ યોગ્ય જગ્યા નથી. અત્ર જે હકીકત છે, તે તેમને લગતી નથી. ધર્મના ગુરુઓના, બીજી રીતે જોઈએ તો, ચાર પ્રકાર છે. કેટલાક પોતે તરે અને આશ્રય લેનારને સદુપદેશ આપી શુદ્ધ માર્ગે ચલાવી તારે. એવા ગુરુ તે સદ્ગુરુ છે અને એમનો આશ્રય કરવો એ જ કહેવાનો ઉદ્દેશ છે. બીજો પ્રકાર પોતે તરે અને બીજાને ડુબાડે, એવો પ્રકાર ગુરુઆશ્રી થાય છે, પણ તેમ હોતું જ નથી, તેથી એ ભાંગો શૂન્ય છે. જે પોતે તરે, તે બીજાને તારે યા ન તારે પણ ડુબાડે તો નહીં જ. ત્રીજા વર્ગમાં પોતે ડૂબે અને આશ્રય કરનારને તારે એવા સાધુઓ હોય છે. આ વર્ગમાં અભવ્યાદિનો સમાવેશ થાય છે. ઉપદેશ આપવામાં પાછી પાની કરે નહિ, પણ એકાંતમાં પોતે વિષયકષાય સેવે, અથવા તેવા ઉપદેશની અસર તેના પોતાના હૃદય પર લાગે જ નહિ, તેને ખરી શ્રદ્ધા જ આવે નહીં.

---

* Self-sacrifice.

પરીક્ષા કાચી હોય, તો આવા ગુરુનો જોગ થાય છે. એવાનો આશ્રય કરવામાં પણ જરા પણ લાભ નથી, એટલું જ નહિ પણ અનેક પ્રકારનાં શલ્ય હૃદયમાં પેસે છે કે જે અનંત ભવે પણ જવાં મુશ્કેલ થાય છે. આવા ગુરુ કદાચ શુદ્ધ ઉપદેશક હોય, છતાં **अप्पा जाणइ अप्पा** આત્મા આત્માને જાણે છે–મનોમન સાક્ષી છે–એ નિયમ પ્રમાણે એવા ડોળઘાલુના ઉપદેશની ખરી અસર થતી નથી. દંભી, કપટી, માયાવી ગુરુનો પણ આ વર્ગમાં સમાવેશ થાય છે. અપવાદ માર્ગે આ વર્ગ આદરતા કેટલાક ઉત્તમ જીવો તેના ઉપદેશથી તરી પણ જાય છે. ચોથા વર્ગમાં પોતે ડૂબે અને આશ્રય લેનારને પણ ડુબાડે–એવા પથ્થર સમાન ઉત્સૂત્રપ્રરૂપક શિથિલાચારી કુગુરુ સમજવા. એ વર્ગમાં પોતે ભ્રષ્ટ અને ભ્રષ્ટાચારની પુષ્ટિ કરનારા ગોરજી, યતિ, શ્રીપૂજ્ય વગેરે આવે છે. તેઓ સંસારના સર્વ વિષયોમાં આસક્ત, ધર્મને નામે ઢોંગ ચલાવનારા અને ધર્મ પર આજીવિકા ચલાવનારા છે. હવે પછીના અધિકારમાં સૂરિમહારાજ એ વર્ગને ઘટતો ન્યાય આપે છે, તેથી અત્ર લખવાની બહુ જરૂર રહેતી નથી. આ ચાર પ્રકારના ગુરુમાંથી પહેલા ભાંગાના શુદ્ધ ગુરુ શોધી તેનો ઉપદેશ ગ્રહણ કરવો. ગુરુમહારાજને અનુસરવું એ ખાસ ફરજ છે. ઉપાધ્યાયજી ત્યાગાષ્ટકમાં કહે છે કે :—

**गुरुत्वं स्वस्य नोदेति, शिक्षासात्म्येन यावता ।**
**आत्मतत्त्वप्रकाशेन, तावत्सेव्यो गुरूत्तमः ॥**

" આત્મતત્ત્વ પ્રકાશે કરીને ( પરમાર્થસ્વરૂપની પ્રાપ્તિ થઈને ) ગુરુએ આપેલી શિક્ષામાં થવી જોઈતી તલ્લીનતાએ આ જીવ જ્યાં સુધી ગુરુત્વને પામે નહિ, ત્યાં સુધી ઉત્તમ ગુરુની સેવા કરવી. "

શાસ્ત્રકાર કુગુરુના પાંચ વર્ગ પાડે છે. પાસત્થો, ઉસન્નો, કુશીલ, સંસત્તો, યથાછંદો—આ સર્વ ક્રિયામાર્ગમાં તથા જ્ઞાનમાર્ગમાં જુદી જુદી રીતે શિથિલતા બતાવનારા છે. એના ઉપર આવતા અધિકારમાં વિવેચન કરવામાં આવશે. તેની વિશેષ સમજણ મેળવવા માટે સંબોધ-સિત્તરીની ટીકા, ધર્મદાસ ગણિકૃત ઉપદેશમાળા અને ઉપાધ્યાયજીની કુગુરુની સજ્ઝાય વાંચવાં.

એ પ્રમાણે સદ્ગુરુનું અને કુગુરુનું સ્વરૂપ છે. આ મનુષ્યભવની સફળતા ગુરુની જોગવાઈ અને પસંદગી પર છે. ગુરુને શાસ્ત્રકાર એટલું બધું માન આપે છે કે એક તરફ ગુરુ હોય અને એક તરફ દેવ હોય, તો અમુક અપેક્ષાએ પ્રથમ ગુરુને નમસ્કાર કર્યા પછી દેવને વંદન કરી શકાય. આનું કારણ સ્પષ્ટ છે. જોકે દેવ તો ગુરુ અને શિષ્ય બન્નેને એકસરખા આરાધ્ય છે, પરંતુ શિષ્યની અપેક્ષાએ જોઈએ તો ગુરુ દેવને બતાવનાર છે, ઓળખાવનાર છે. કેટલીક વાર એવો દૃષ્ટિરાગ થઈ જાય છે કે તેથી ગમે તેવા ગુરુનો આશ્રય કરવાની વૃત્તિ થાય છે. એના સંબંધમાં સાતમા શ્લોકમાં યથાર્થ વિવેચન થયુ છે.

આ જીવને ખરેખરા ઉપયોગી ગુરુમહારાજ છે. સંસારથી તારનાર હોવાને લીધે તે ખરેખરા લાભકારક કહી શકાય. તેઓના ઉપકારનો બદલો વાળવો મુશ્કેલ છે. શ્રી સિંદૂરપ્રકરમાં ગુરુ અધિકારે કહે છે કેઃ—

पिता माता भ्राता प्रियसहचरी सूनुनिवहः
सुहृत् स्वामी माद्यत्करिभटरथाश्वः परिकरः ।
निमज्जन्तं जन्तुं नरककुहरे रक्षितुमलं,
गुरोर्धर्माधर्मप्रकटनपरात्कोऽपि न परः ॥

"નરકરૂપ ખાડાને વિષે પડતા જીવોને પુણ્ય અને પાપનું ફળ પ્રકટ બતાવી આપનારા ગુરુ વિના બીજા કોઈ પિતા, માતા, ભાઈ, પ્રિય સ્ત્રી, પુત્રનો સમૂહ, મિત્ર, મદોન્મત્ત હસ્તી, અશ્વ, સુભટ અને રથ, સ્વામી કે સેવકવર્ગ આ પ્રાણીનું રક્ષણ કરવાને સમર્થ નથી."

તેટલા માટે સંસારસમુદ્રમાં પડતાં બચાવનાર ગુરુમહારાજ ખરેખરા માતા, પિતા, બંધુ, મિત્ર કે જે કહીએ તે છે. એવા સદ્ગુરુની શોધ કરી તેમની સેવા કરવી અને તેમનાથી શુદ્ધ દેવ અને ધર્મને ઓળખવા. ગુરુની સેવામાં વિનય પ્રધાન છે. એ ગુણથી ધર્મપ્રાપ્તિ, વિદ્યાપ્રાપ્તિ વગેરે જલદી થાય છે.

ગુરુમહારાજની સેવા કરી શુદ્ધ ધર્મ આદરવો. તેનું વિસ્તૃત સ્વરૂપ અગિયારમા તથા બારમા શ્લોકમાં બતાવ્યું છે. વધારે વિગત ગુરુમહારાજથી જાણવી.

આ જમાનામાં ગુરુ વગર સર્વ જ્ઞાન મેળવવાની આકાંક્ષા બહુ રહે છે, પરાધીન વૃત્તિ પસંદ આવતી નથી; પરંતુ જૈન શાસ્ત્રોની રચના અને પદ્ધતિ પ્રમાણે એ બનવું મુશ્કેલ છે. એવા જ્ઞાનથી લાભ કરતાં હાનિ ઘણીવાર થાય છે અને વાસ્તવિક વિચારીએ તો ચાલુ જમાનાની કેળવણી પણ ગુરુના બતાવ્યા વગર મળી શકતી નથી. આ બાબત ધ્યાનમાં રાખવાની બહુ જરૂર છે. આવતા અધિકારમાં સાધુ કેવા હોવા જોઈએ તે બહુ સ્પષ્ટ રીતે બતાવાશે.

ગુરુને શાસ્ત્રકાર આવી મહત્ત્વવાળી જગ્યા આપે છે, તેના બદલામાં તેઓ પોતાની જવાબદારી સારી રીતે સમજે, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ પ્રમાણે ઘટતા ફેરફારો કર્યા કરે, ઉપદેશ અને ઉદ્દેશ લોકરુચિ પ્રમાણે નહિ, પણ આગળપાછળનો પુષ્કળ વિચાર કરી શુદ્ધ વસ્તુસ્વરૂપ બતાવે અને સ્વીય અને પરકીયનો તફાવત રાખે નહિ—આવા પુરુષો અને મહાત્માઓ ગુરુસ્થાનને શોભાવે છે.

ધર્મશુદ્ધિના સંબંધમાં આ અધિકારમાં કાંઈ ઉલ્લેખ નથી. અગિયારમા અધિકારમાં તે સંબંધમાં ઉલ્લેખ કરવામાં આવ્યો હતો અને ગુરુતત્ત્વની મુખ્યતા કરવાથી અને તેની પસંદગીમાં ભૂલ ન કરવાથી ધર્મતત્ત્વ પ્રાપ્ત થાય છે એ નિયમને અનુસરીને ધર્મ

સંબંધી અત્ર કાંઈ પણ ઉલ્લેખ કર્યો નથી એમ જણાય છે. આ અધિકારના પાચમા શ્લોક પર વિવેચન કરતાં જણાવ્યું છે તેમ ધર્મની પસંદગીમાં પોતાના તર્કને-વિચાર શક્તિને પૂરતો અવકાશ આપવો. ખાસ કરીને ધર્મમાં પ્રતિપાદન કરેલા દેવનું સ્વરૂપ જોવું. તેઓ રાગદ્વેષ વગરના અને બીજા અસાધારણ ગુણોથી વિરાજમાન હોય તો તે ગમે તે હોય તેને આદરવા.

આધુનિક સ્થિતિ એવી છે કે ધર્મ તરફ અંતઃકરણનો પ્રેમ ઓછો થતો જાય છે. તેનું કારણ સંપૂર્ણ અભ્યાસ કરવામાં પ્રમાદ સિવાય બીજું કાંઈ પણ નથી. સામાન્ય સ્વરૂપ જાણતાં તેમાં અનેક તર્ક થાય અને તેનું નિવારણ કરવાનો અવકાશ ન મળે અથવા સંયોગ ન મળે અથવા લજ્જાથી ન પુછાય. આ સર્વ બાબતમાં નવીન પદ્ધતિસર અભ્યાસ કરનાર ધર્મગુરુઓ અને તદનુસાર લેખ લખનાર અને વ્યાખ્યાન કરનાર વિદ્વાનો બહુ કરી શકે. તર્કની પ્રાચીન કોટિઓને બદલે વિજ્ઞાનશાસ્ત્રની અર્વાચીન શોધો નવીન સંસ્કારવાળાને તરત અસર કરે છે. આ સર્વ બાબતમાં ગુરુમહારાજ વિચાર કરી શકે સાધુવર્ગના ગુરુમહારાજમાં શ્રીમુનિસુંદરસૂરિના વખતમાં પણ કેટલોક સડો પેઠેલો જણાય છે. ચાલતો અધિકાર તદ્દન વ્યવહારુદૃષ્ટિ ( Practical point of view )થી લખાયેલો છે.

इति सविवरणो देवगुरुधर्मशुद्धिनामा द्वादशोऽधिकारः ।

# त्रयोदशो यतिशिक्षोपदेशाधिकारः ॥



ગુરુમહારાજને સ્વીકારીને તેમને અનુસરવાથી થતા લાભ આગલા અધિકારમાં જોયા. વધારે અગત્યનો સવાલ ગુરુને પોતાને જીવન વહન કેમ કરવું એ છે; તેથી આ અધિકારમાં યતિયોગ્ય શિક્ષા આપે છે. યતિ શબ્દમાં સંસારથી વિરક્ત રહેવાની પ્રતિજ્ઞા કરનાર સાધુ, જતિ, મહાત્મા, શ્રીપૂજ, દ્રવ્યલિંગી અને ભટ્ટારક એ સર્વનો સમાવેશ થાય છે, તેમ જ, બીજી શુદ્ધ અપેક્ષાએ જોઈએ તો, સંસારભાવથી વિરક્ત એવા સર્વનો સમાવેશ થાય છે. એ અપેક્ષામા કેવળ વેશમાત્ર જોવાનો રહેતો નથી, પણ વર્તન જોવાય છે. આ અધિકારમાં પ્રથમ વર્ગને ઉદ્દેશીને શિક્ષા આપેલી છે. તે વર્ગ સુશિક્ષિત અને વિદ્વાન હોવાથી આ અધિકારમાં તેને માટે વિશેષ વિવેચન કરવાનું યોગ્ય ધાર્યું નથી. આ અધિકાર યતિ સિવાયના સર્વને પણ ઉપયોગી છે, કારણ કે દંભી, દુરાચારી, વેશધારીને ઓળખવામાં તે સહાયભૂત થાય છે. આ અધિકાર સર્વથી વિસ્તારવાળો છે, કારણ કે ઉપદેશકને સુધારવા એ પ્રથમ આવશ્યકતા છે. જે શુભેચ્છાથી સૂરિએ આ અધિકાર લખ્યો છે તે જ હેતુથી તેના પર વિવરણ મુનિઆશ્રય નીચે લખવામાં આવ્યુ છે. આના અધિકારી તે પર ખાસ મનન અને નિદિધ્યાસન કરશે એટલી આશાની પૂર્વપીઠિકા કરી હવે શરૂઆતમાં શુદ્ધ યતિ-મુનિની ભાવનામય મૂર્તિનું ચિત્ર દોરી હૃદયદૃષ્ટિ પર આલેખવા સૂચના કરે છે.

### મુનિરાજનું ભાવનામય સ્વરૂપ (An ideal Munihood)

ते* तीर्णा भववारिधिं मुनिवरास्तेभ्यो नमस्कुर्महे,
येषां नो विषयेषु गृध्यति मनो नो वा कषायैः प्लुतम् ।
रागद्वेषविमुक् प्रशान्तकलुषं साम्याप्तशर्माद्वयं,
नित्यं खेलति ×चाप्तसंयमगुणाक्रीडे भजद्भावनाः ॥ १ ॥ (शार्दूलविक्रीडित)

"જે મહાત્માઓનું મન ઇંદ્રિયોના વિષયમાં આસક્ત થતું નથી, કષાયોથી વ્યાપ્ત

* ये इति पाठान्तरम् । × चात्मसंयमगुणाक्रीडे इति वा पाठ. ।

થતું નથી, જે (મન) રાગદ્વેષથી મુક્ત રહે છે, જેણે પાપકાર્યોને શાંત પમાડયાં છે, જેણે સમતા વડે અદ્વૈત સુખ પ્રાપ્ત કર્યું છે અને જે ભાવના ભાવતું ભાવતું સંયમગુણોરૂપી ઉદ્યાનમાં હમેશાં ખેલે છે—આવા પ્રકારનું જેમનું મન થયેલું છે તે મહામુનીશ્વરો આ સંસારસમુદ્ર તરી ગયા છે અને તેઓને અમે નમસ્કાર કરીએ છીએ." (૧)

**વિવેચન**—અત્યંત શુદ્ધ દશામાં વર્તનારા મહામુનિપુંગવોની સ્થિતિનું પૃથક્કરણ કરતાં નીચેના ગુણોનો સ્પષ્ટ આવિર્ભાવ થતો જણાય છે:—

૧. શુદ્ધ મુનિરાજ પાંચ ઇંદ્રિયના ત્રેવીશ વિષયોમાં આસક્ત થતા નથી. દૃષ્ટાંત તરીકે તેઓને વિલેપન ઉપર રાગ થતો નથી અને દૂધપાક પૂરી જોઈ મોઢામાંથી પાણી છૂટતું નથી, ગટરની અને અત્તરની વાસ સરખી જ લાગે છે અને સ્ત્રી-સૌંદર્યાદિ વસ્તુ જોઈ મોહ થતો નથી, તેમ જ પિયાનો વગેરે સાંભળી મન એકસરખું જ રહે છે.

૨. ક્રોધ, માન, માયા, લોભ, જે પર સાતમા અધિકારમાં વિશેષ વિવેચન કરવામાં આવ્યુ છે અને જે આ સંસારમાં રખડાવનાર છે, તે મહારિપુઓ મુનિપુંગવને કષાયનાં પ્રબળ સાધનોને અભાવે અસર કરતા નથી.

૩. સર્વ કષાયમય અને સંસારશ્રેણી ઉત્પન્ન કરનાર રાગ અને દ્વેષ છે. એ બન્નેનું સ્વરૂપ તેઓ સ્પષ્ટ રીતે સમજે છે અને તેનો ત્યાગ કરેલો હોય છે, એટલે એ બન્ને પર તેઓ વિજય મેળવતા રહે છે.

૪. અશુભ કર્મોનું બંધન થાય તેવું અશુભ અધ્યવસાયરૂપ કારણ તેઓને હોતું નથી એ બીજા અને ત્રીજા ગુણથી સ્વયંસિદ્ધ છે.

૫. સમતારંગથી તેઓ રંગાયેલા હોય છે અને ખરેખરા સુખના (અવ્યાબાધ સુખના) જાણકાર હોવાથી અનન્ય સુખ–શુદ્ધ સુખ–અધ્યાત્મિક સુખ–સાથે તેઓને એકતાન લાગેલ હોય છે.

૬. આ મુનિવર સંયમગુણરૂપ ખીલેલા પુષ્પઉદ્યાનમાં ક્રીડા કરે છે એટલે ગુણોમાં રમણ કરે છે. તેઓનું નૈશ્ચયિક ચારિત્ર એ જ છે.

૭. ઉપર પ્રમાણે ખેલ કરતાં કરતાં પણ નિરંતર અનિત્યાદિ બાર ભાવના અને મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય એ ચાર ભાવના ભાવે છે. વળી તે ઉપરાંત દરેક વ્રતની પાંચ પાંચ ભાવનાઓ છે તે પણ નિરંતર ભાવ્યા કરે છે.

આ ખરેખરો આદર્શ છે. આવા ગુણોથી વિશિષ્ટ જીવનવાળા મહાશયો પોતે સંસાર તરી ગયા છે, તરી જાય છે અને બાકીના સંસારી જીવોને અનુકરણરૂપ થઈ પડે છે.

એવા મહાત્માને અમે નમસ્કાર કરીએ છીએ અને તેમ કરીને તેઓનું બરાબર અનુકરણ કરવાની ભાવના કરીએ* છીએ. (૧; ૧૮૨)

## સાધુના વેશમાત્રથી મોક્ષ મળતો નથી

स्वाध्यायमाधित्ससि नो प्रमादैः, शुद्धा न गुप्तीः समितीश्च धत्से ।
तपो द्विधा नार्जसि देहमोहादल्पेऽहि× हेतौ दधसे कषायान् ॥ २ ॥

परिषहान्नो सहसे न चोपसर्गांश्च शीलाङ्गधरोऽपि चासि ।
तन्मोक्ष्यमाणोऽपि भवाब्धिपारं, मुने ! कथं यास्यसि वेषमात्रात् ॥ ३ ॥ युग्मम् ॥ (उपजाति)

"હે મુનિ ! તું વિકથાદિ પ્રમાદ કરીને સ્વાધ્યાય ( સજ્ઝાય, ધ્યાન ) કરવા ઇચ્છતો નથી, વિષયાદિ પ્રમાદથી સમિતિ અને ગુપ્તિ ધારણ કરતો નથી, શરીર પર મમત્વથી બન્ને પ્રકારનાં તપ કરતો નથી, નજીવા કારણથી કષાય કરે છે, પરીષહ તથા ઉપસર્ગ સહન કરતો નથી, ( અઢાર હજાર ) શીલાંગ ધારણ કરતો નથી, તે છતાં તું મોક્ષ મેળવવા ઇચ્છે છે, પણ હે મુનિ ! વેશમાત્રથી સંસારસમુદ્રનો પાર કેવી રીતે પામીશ ?" ( ૨–૩ )

**વિવેચન**—ઉપર ભાવનામય મુનિસ્વરૂપ કહ્યું. અત્ર વ્યવહારુ રીતે તેઓએ શું કરવું જોઈએ, તે કહે છે :—

૧. પાંચ પ્રકારનો સ્વાધ્યાય મુનિએ હરરોજ કરવો જોઈએ :—

**વાચના** ( વાંચવું તે ), **પૃચ્છના** ( શંકા પૂછવી તે ) **પરાવર્તના** ( સંભારવું–રિવિઝન ), **અનુપ્રેક્ષા** ( વિચારણા ) અને **ધર્મકથા**—આ પાંચ પ્રકારના સ્વાધ્યાય છે.

૨. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ તે **પ્રવચનમાતા** કહેવાય છે, અને સાધુપણાનું ખાસ લક્ષણ છે:—

નિર્જીવ માર્ગે સૂર્ય ઊગ્યા પછી સાડાત્રણ હાથ આગળ દૃષ્ટિ રાખી, જોઈને ચાલવું, તે **ઈર્યાસમિતિ.**

નિરવદ્ય, સાચું, હિતકારી અને પ્રિય વચન વિચારીને બોલવું, તે **ભાષાસમિતિ.**

અન્ન, પાણી વગેરે બેંતાળીશ દોષ રહિત લેવાં, તે **એષણાસમિતિ.**

કોઈ પણ વસ્તુ જીવરહિત ભૂમિ જોઈને તથા પ્રમાર્જના કરીને મૂકવી કે લેવી, એ **આદાનભંડમત્તનિક્ષેપણાસમિતિ.**

મળ, મૂત્રાદિ જીવ રહિત ભૂમિએ તજવાં તે **પારિષ્ઠાપનિકાસમિતિ.**

* 'સાધુપદ–અનુસરણ'ના વિષયને અંગે આ શ્લોક ટાંકીને આદર્શ મુનિજીવનના સ્વરૂપ પર મેં વિસ્તારથી વિવેચન "શ્રી જૈનધર્મ પ્રકાશ" પુસ્તક ૨૭, અંક બીજામાં અને તે પછીના અંકોમાં કર્યું છે, તે વાચવાની ભલામણ કરવામાં આવે છે. વિ. ક.  × अल्पेऽपीति पाठान्तरम् ।

મન પર અશુભ ચિંતવનને અંગે પૂર્ણ અંકુશ રાખવો અથવા સર્વથા મનોવ્યાપાર ન કરવો, એ **મનોગુપ્તિ.**

કોઈ પણ પ્રકારનું સારું કે ખરાબ વચન બોલવું નહિ અથવા સાવદ્ય વર્જી, નિરવદ્ય બોલવું, તે **વચનગુપ્તિ.**

કાયાને અજયણાએ પ્રવર્તાવવી નહિ અથવા સર્વથા અપ્રવર્તાવવી નહિ, તે **કાયગુપ્તિ.**

૩. સાધુએ બે પ્રકારનાં તપ કરવાં જોઈએઃ—

**બાહ્યતપ**—ઉપવાસાદિ કરી બિલકુલ ખાવું નહિ, ઓછું ખાવું, ઓછી વસ્તુઓ ખાવી, રસવાળી વસ્તુઓ ઘી વગેરે ન ખાવાં, કર્મક્ષય કરવા માટે શરીરને કષ્ટ આપવું અને અંગોપાંગ, ઇંદ્રિયો અને મનને સંકોચી રાખવાં—આ સ્થૂળ (બાહ્ય) તપ કહેવાય છે.

**આભ્યંતરતપ**—કરેલ પાપકૃત્યનું પ્રાયશ્ચિત્ત લેવું, જિનાદિ દશનો યથાયોગ્ય વિનય કરવો, જિનાદિ દશનું યોગ્ય વૈયાવચ્ચ કરવું, વાચના વગેરે પાંચ પ્રકારનો સ્વાધ્યાય કરવો, ધ્યાન કરવું અને બાહ્ય-આભ્યંતર ઉપધિનો ત્યાગ કરવો—આ આભ્યંતર તપ કહેવાય છે.

૪. ચાર પ્રકારના ક્રોધ, માન, માયા અને લોભ તથા તેને જન્મ આપનાર તેમ જ તેની સાથે રહેનાર હાસ્ય, રતિ, અરતિ વગેરે નોકષાય, જેનું સ્વરૂપ સાતમા અધિકારમાં જણાવવામાં આવ્યુ છે, તે ન કરવા જોઈએ અથવા બની શકે તેટલો તેનો ત્યાગ કરવો જોઈએ અથવા તે પર અંકુશ રાખવો જોઈએ.

૫. ભૂખ-તરસ સહન કરવાં વગેરે બાવીશ પ્રકારના પરીષહો છે. તેનું સ્વરૂપ શાસ્ત્રમાં આપેલું છે અને આ અધિકારના આડત્રીશમા શ્લોકના વિવેચન પ્રસંગે તેનું કાંઈક સ્વરૂપ બતાવવામાં આવશે તે, તેમ જ મનુષ્ય અને દેવતા વગેરેના કરેલા અનુકૂળ કે પ્રતિકૂળ ઉપસર્ગો સમતાથી સહન કરવા જોઈએ. એ વખતે મનમાં જરા પણ ક્રોધ કે કલેશ ન આણવો જોઈએ. એવી રીતે પોતાનું વર્તન કરી સમતામય જીવન જીવવું જોઈએ.

૬. શાસ્ત્રકારે ચાર મુખ્ય અને તેના પેટા ભેદથી સોળ પ્રકારના ઉપસર્ગ કહ્યા છે:

૧. **દેવકૃત**—૧. હાસ્યથી, ૨. દ્વેષથી, ૩. વિમર્શથી (વિચાર–સહન કરી શકે છે કે નહિ તે દૃઢતા જોવા માટે પરીક્ષા કરવી તે), ૪. પૃથક્‌વિમાત્રા (ધર્મની ઈર્ષ્યા આદિને અંગે વૈક્રિય શરીર કરીને ઉપસર્ગ કરે છે તે).

૨. **મનુષ્યકૃત**—૧. હાસ્યથી, ૨. દ્વેષથી, ૩. વિમર્શથી, ૪. કુશીલથી (બ્રહ્મચારીથી પુત્ર થાય તે બળવાન હોય છે એમ ધારીને ધર્મવાસના ૪. વિનાનો માણસ બ્રહ્મચર્યથી ચળાવવા અનુકૂળ–પ્રતિકૂળ ઉપસર્ગ કરે તે).

૩. **તિર્યંચકૃત**—૧. ભયથી ( મનુષ્યને જોઈને મને અનર્થ કરશે એમ ધારી સામા ધસે તે ), ૨. દ્વેષથી, ૩. આહાર માટે ( ભૂખ લાગ્યાથી તેનું નિવારણ કરવા માટે, શિયાળ ગૃધ્રાદિ ઉપસર્ગ કરે તે ), ૪. પોતાનાં બચ્ચાંના રક્ષણ માટે.

૪. **આત્મકૃત**—૧. વાત, ૨. પિત્ત, ૩. કફ, ૪. સંનિપાત.

૭. અઢાર હજાર શીલાંગ ધારણ કરવાં જોઈએ. એ અઢાર હજાર શીલાંગ શું છે, તે સંબંધી જરા લંબાણ પણ ઉપયોગી નોંધ શ્રી ઉપમિતિભવપ્રપંચાના પીઠબંધના મારા કરેલા ભષાંતરમાંથી અત્ર ઉતારી લેવામાં આવે છે. યોગ ત્રણ, કરણ ત્રણ, સંજ્ઞા ચાર, ઇંદ્રિય પાંચ, પૃથ્વીકાયારંભાદિક દશ અને શ્રમણધર્મ દશ તે વડે અઢાર હજાર શીલાંગ થાય છે. શીલાંગ એટલે ચારિત્રના અવયવો ( વિભાગ ); તે નીચે પ્રમાણે :–યોગ ત્રણ છે : મનયોગ, વચનયોગ, કાયયોગ. કરણ ત્રણ છે : કરવું, કરાવવું અને અનુમોદવું. સંજ્ઞા ચાર છે : આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, પરિગ્રહસંજ્ઞા અને મૈથુનસંજ્ઞા. ઇંદ્રિય પાંચ છે : સ્પર્શેન્દ્રિય, રસનેંદ્રિય, ઘ્રાણેંદ્રિય, ચક્ષુરિંદ્રિય અને શ્રોત્રેંદ્રિય. પૃથ્વીકાયારંભાદિક દશ : પૃથ્વીકાયઆરંભ, અપ્કાયઆરંભ, તેઉકાયઆરંભ, વાઉકાયઆરંભ, વનસ્પતિકાયઆરંભ, બેઇંદ્રિયઆરંભ, તેઇંદ્રિયઆરંભ, ચૌરિંદ્રિયઆરંભ, પંચેંદ્રિયઆરંભ અને અજીવઆરંભ* યતિધર્મ દશ છે : ક્ષમા, માર્દવ, આર્જવ, નિર્લોભપણું ( મુક્તિ ), તપ, સંયમ, સત્ય, શૌચ, અકિંચપણું અને બ્રહ્મચર્ય. આમાંનાં દરેકનું એકેક પદ લઈ જુદા જુદા ભેદ કરવાના છે. પ્રથમ ભેદ દાખલા તરીકે નીચે પ્રમાણે કરાય–" મને કરી, આહારસંજ્ઞા રહિત થઈ, શ્રોત્રેંદ્રિયનો સંવર કરી, ક્ષમાયુક્ત રહી, પૃથ્વીકાયનો આરંભ કરે નહિ. આ વાક્ય કાયમ રાખી 'ક્ષમાયુક્ત' શબ્દને બદલે 'માર્દવયુક્ત' વગેરે દશ ધર્મો મૂકે ત્યારે દશ ભેદ થાય, પણ તે બધા પૃથ્વીકાય સંબંધે જ થયા. તે જ્યારે અપ્કાય વગેરે ઉપર જણાવેલા દશ ભેદ સાથે દશ દશ ભેદ કરે ત્યારે સો ભેદ થાય. તે બધા શ્રોત્રેંદ્રિયે થયા. અને તેવી રીતે બાકીની ચાર ઇંદ્રિયો સાથે મેળવતાં પાંચસો ભેદ થાય. તે દરેકને આહાર, ભય, પરિગ્રહ અને મૈથુન સંજ્ઞા સાથે મેળવતાં બે હજાર ભેદ થાય. મન, વચન, કાયાના યોગ સાથે મેળવતાં છ હજાર ભેદ થાય અને તેને કરવું, કરાવવું અને અનુમોદવું–એ ત્રણ કરણ સાથે મેળવતાં અઢાર હજાર ભેદ થાય.

આ ભેદને માટે શ્રી **પ્રવચનસારોદ્ધાર** ગ્રંથના પૃષ્ઠ ૩૩૯ પર ( પ્રકરણરત્નાકર–ભાગ ત્રીજો ) એક કોષ્ટક આપેલું છે. તેની ખૂબી એવી છે કે તે નજર આગળ રાખવાથી ૧૮૦૦૦ ગાથા બનાવી શકાય છે. જિજ્ઞાસુઓએ તે જરૂર વાંચવું, કારણ કે તે ઉપયોગી હોવા સાથે કર્તાની અપૂર્વ વિદ્વત્તા બતાવે છે.

* જીવની બુદ્ધિથી અજીવને મારવાથી તેમ જ ઉપકરણાદિકની પડિલેહણા નહિ કરવાથી જે આરંભ થાય તે અજીવઆરંભ કહેવાય છે.

મોક્ષાર્થી જીવે ઉપર પ્રમાણે વર્તન કરવું જોઈએ. તું નથી કરતો સ્વાધ્યાય તેમ જ નથી રાખતો ગુપ્તિ; વળી, નજીવા કારણસર કષાય કરી નાખે છે અને તપસ્યા કરતો નથી; તેમ જ પરીષહ ઉપસર્ગ પણ સહન કરતો નથી અને સદરહુ શીલાંગ ધારણ કરતો નથી. તું જાણે છે કે મોક્ષે જવાના ઉપાય તો ઉપર કહ્યું તેમ સજ્ઝાય વગેરે છે; તો પછી તું વાંછે છે મોક્ષે જવાનું અને કાર્ય કરે છે તેની વિરુદ્ધનાં. આ મોક્ષનગર દૂર છે; ત્યાં પહોંચવા માટે સંસારસમુદ્રનો પાર પામવો જોઈએ; તેને યોગ્ય નાવ તો તું તૈયાર રાખતો નથી, ત્યારે તું ત્યાં કેવી રીતે જઈશ ? તારે યાદ રાખવું કે વેશમાત્રથી મોક્ષ મળતો નથી; વેશાનુસાર કરણી–વર્તન જોઈએ. બાકી તો મેરુપર્વત જેટલા ઓઘા, મુહપત્તિ કર્યાં, તેમાં પણ કાંઈ આત્માનું વળ્યું નથી. ( ૨–૩; ૧૮૩–૧૮૪ )

## વેશમાત્રથી કાંઈ વળતું નથી

आजीविकार्थमिह यद्यतिवेषमेष*, धत्से चरित्रममलं न तु कष्टभीरुः ।
तद्वेत्सि किं न न बिभेति जगज्जिघृक्षु×–मृत्युः कुतोऽपि नरकश्च न वेषमात्रात् ॥४॥ (वसततिलका)

" તું આજીવિકા માટે જ આ સંસારમા યતિનો વેશ ધારણ કરે છે, પણ કષ્ટથી ડરી જઈને શુદ્ધ ચારિત્ર પાળતો નથી. પણ તને ખબર નથી, કે તમામ જગતને ગ્રહણ કરવાની ઇચ્છાવાળું મૃત્યુ અને નરક કાંઈ કોઈ પણ પ્રાણીના વેશ ઉપરથી ડરી જતાં નથી." ( ૪ )

**વિવેચન**—કોઈ અજ્ઞાની જીવ સંસારનાં દુઃખથી પીડાઈ, દુઃખગર્ભિત વૈરાગ્યનો ડોળ ધારણ કરી (યતિ થયા પછી), ત્યાં પણ શ્રાવકો પાસેથી સારી સારી ગોચરી મેળવવાનો જ લોભ રાખે છે, પણ ચારિત્રની ક્રિયા કરતો નથી. પ્રથમના ત્રણ શ્લોકમાં ભાવાર્થરૂપે બતાવેલું વર્તન જરા પણ કરતો નથી, પરંતુ એક નવી જાતનો જ સંસાર આરંભે છે. કેટલાક નામધારી શ્રીપૂજ્યો અને ગોરજીઓ તો ચારિત્રના પ્રાણભૂત ચતુર્થ વ્રત ભંગ કરવા સુધીની હદે પણ પહોંચી જાય છે; તેઓને તો આ અધિકારમાં ઊભા રહેવાની પણ જગ્યા નથી. શિથિલાચારી, એકલવિહારી, આધાકર્મી આહાર લેનાર વગેરેને કષ્ટભીરુ કહ્યા છે. પરીષહ–ઉપસર્ગથી ડરી જનારા યતિને ઉદ્દેશીને કહે છે કે આખી દુનિયાનો કોળિયો કરી જનાર મૃત્યુ વાટ જોઈ રહ્યું છે, તેના દાંતમાંથી કોઈ બચ્યું નથી અને તેની પેલી બાજુએ ભયંકર અંધકારથી ભરેલ દુઃખનું જ સ્થાન અને કલ્પનામાત્રથી પણ શરીરને ધ્રુજાવનાર નરક દેખાય છે. આ બન્ને ( મૃત્યુ અને નરક ) વેશની દરકાર રાખતાં નથી; તેઓ એવાં નિર્દય છે કે કોઈને છોડતાં નથી, છતાં પણ પ્રથમના ત્રણ શ્લોકમાં ભાવાર્થ તરીકે કહ્યું તેવું આચરણ કરનારા મહાત્માઓ તો તેને પણ જીતી જાય છે કે પાછા ફરીવાર તેનાં દર્શન પણ ન કરે. ટૂંકામાં અજર અમર થઈ જાય છે, માટે

* मेव इत्यपि पाठान्तरं दृश्यते । × जगज्जिघत्सुरिति पाठान्तरम् ।

શુદ્ધ ચારિત્ર ધારણ કરી મનમાં ખુશી થજે; માત્ર વેશથી રાચીશ નહિ. સાધુપણાની ફરજ એક બાજુએ અને બીજી બાજુએ નારકી તથા મૃત્યુ ધ્યાનમાં રાખજે. ફરજ ભૂલ્યો તો બન્ને રાક્ષસો તૈયાર છે, એ મનમાં ચોક્કસ રાખજે ( ૪; ૧૮૫ )

## કેવળ વેશ ધારણ કરનારને તો ઊલટો દોષ

वेषेण माद्यसि यतेश्चरणं विनात्मन् !, पूजां च वाञ्छसि जनाद्बहुधोपधिं च ।
मुग्धप्रतारणभवे नरकेऽसि गन्ता, न्यायं बिभर्षि तदजागलकर्तरीयम् ॥ ५ ॥ ( वसंततिलका )

" હે આત્મન્! તું વર્તન (ચારિત્ર) વગર માત્ર યતિના વેશથી જ મક્કમ રહે છે ( અહંકાર કરે છે ) અને વળી લોકોની પૂજાની અપેક્ષા રાખે છે; તેથી ભોળા વિશ્વાસ રાખનારા લોકોને છેતરવાથી પ્રાપ્ત થતાં નરકમાં તું જરૂર જવાનો છે એમ લાગે છે. ખરેખર તું ' અજાગલકર્તરી ન્યાય ' ધારણ કરે છે." ( ૫ )

વિવેચન—' ઉપધિ ' ધર્મોપકરણરૂપ સાધુનાં વસ્ત્ર, પાત્ર વગેરેનો સમૂહવાચક શબ્દ છે. લોકો વંદન–નમસ્કાર કરે એવી ઇચ્છા રાખવી અને અનેક પ્રકારની ઉપધિ મેળવવા ઇચ્છા રાખવી, એ ગુણ વગર ઠીક નથી. વંદન કોને ઘટે ? ઉપધિ શા માટે રાખવાની છે ? એ કાંઈ મોજશોખનું સાધન નથી, એ તો સંયમગુણની વૃદ્ધિમાં અગવડ ન પડે, તે સારુ યોજેલ સાધન છે. આવા બાહ્યાચાર ઉપર વૃત્તિ રાખવી અને પોતાનું વર્તન જરા પણ ઊંચું ન રાખવું, એ પોતાને હાથે પોતાનો વધ કરવા જેવું છે. જેવી રીતે બકરીને એક ખાટકીએ મારવા તૈયાર કરી અને તે સારુ છરી શોધવા લાગ્યો. બીજેથી તેને છરી પ્રાપ્ત થઈ નહિ; પણ જાતિસ્વભાવથી બકરીએ ભૂમિ ઉખેડી, પોતે દીઠેલી છરી દાટી, ઉપર ધૂળ વાળી અને તે ભાગ ઉપર ગળું રાખી તે છરી છુપાવવાની બુદ્ધિએ બેઠી. પરંતુ એમ કરવા જતાં એ જ કાતિ વડે તેનો નાશ થયો ! આ ' અજાગલકર્તરી ' ન્યાય છે. આવી રીતે પોતાના હાથથી જ પોતાનો નાશ કરવો એ અનુચિત વર્તન છે. માત્ર વેશ યતિનો રાખવો અને વર્તન ખોટું રાખવું એથી દુર્ગતિરૂપ દુઃખ પોતાના હાથે મેળવવા જેવું થાય છે. શુદ્ધ ચારિત્રવાન પણ વંદન, નમસ્કાર કે ઉપધિની વાંછા કરતા નથી, પણ કદી તેઓ કરે તો નીતિની અપેક્ષાએ કાંઈ પણ વાજબી ગણાય, કારણ કે તેમ કરવાને તેઓનો હક્ક છે. પણ હે નામધારી ! તારે તો એક પણ બચાવનું સાધન નથી. ( ૫; ૧૮૬ )

## બાહ્ય વેશ ધરવાનું ફળ

जानेऽस्ति संयमतपोभिरमीभिरात्म–नस्य प्रतिग्रहभरस्य न निष्क्रयोऽपि ।
किं दुर्गतौ निपततः शरणं तवास्ते, सौख्यञ्च दास्यति परत्र किमित्यवेहि ॥६॥ ( वसततिलका )

" મારા જાણવા પ્રમાણે હે આત્મન્ ! આવા પ્રકારના સંયમ અને તપથી તો ( ગૃહસ્થ પાસેથી લીધેલાં પાત્ર, ભોજન વગેરે ) વસ્તુઓનું ભાડું પણ પૂરું થતું નથી.

ત્યારે દુર્ગતિમાં પડતાં તને શરણુ શું થશે? અને પરલોકમાં સુખ કોણુ આપશે? તેને તું વિચાર કર." ( ૯ )

**વિવેચન**—ઉપર જણાવ્યું તેવી રીતે બાહ્યાચાર માત્ર વેશ રાખવામાં આવે અને તપ, સંયમ કાંઈ ન કરવામાં આવે અથવા તદ્દન બાહ્યાડંબર માટે કરવામાં આવે, તેનું ફળ શું તે અત્ર વિચારે છે. ગૃહસ્થ પાસેથી ભોજન, વસ્ત્ર, પાત્ર વગેરે યતિને મફત મળે છે, જેને માટે સૂરિમહારાજ કહે છે કે ઉક્ત દેખાવ માત્રથી કરાતા તપસંયમથી તો તેનું ભાડું પણ વળતું નથી, માટે હે યતિ! તારું દેવું ફેડવા માટે પણ તારે તારું વર્તન બહુ જ ઊંચા પ્રકારનું રાખવાની જરૂર છે. જેઓ દુનિયાના ઉપદેશક હોવાનો દાવો કરતા હોય, તેઓનું ચારિત્ર તો એવું સરસ અને અનુકરણીય હોવું જોઈએ કે એમાં બે ભેદ પડે જ નહિ. બાહ્ય દેખાવ જુદો અને આંતર વર્તન તદ્દન જુદા પ્રકારનું, એ વાત શુદ્ધ દશામાં વર્તનારા જીવોની કલ્પનામાં પણ આવે નહિ અને લોકો પોતાને માટે શું ધારે છે, એવો તો એના મનમાં ખ્યાલ પણ ન હોય. તેને કાંઈ પણ ખ્યાલ હોય તો તે પોતાની ઊંચા પ્રકારની ફરજનો ખ્યાલ હોય છે. આત્માના આ ભવ અને પરભવના સુખ માટે વેશ અને વર્તનની એકતા કરવાની ખાસ જરૂર છે. ( ૯; ૧૮૭ )

* * ૧૮૩–૧૮૭—આ પાંચ શ્લોકમાં બાહ્યાડંબર-વેશ ધારણ કરનારને માટે બહુ કહ્યું છે. ગોરજી, શ્રીપૂજ્યો, જતિ અને સંવેગી પક્ષમાં પણ કેટલાક માત્ર વેશધારી હોય, તેમણે આટલી હકીકત ઉપરથી બહુ બહુ સમજવાનું છે. દોરાધાગા કરી, ગૃહકાર્યાદિ સાવદ્ય કાર્યોમાં સલાહકારક બની, દૃષ્ટિરાગી ભગતો બનાવી, મુગ્ધ પ્રાણીઓ ધર્મને નામે છેતરનાર, ધર્મને બહાને આજીવિકા ચલાવનાર, કેશનાં પટિયાં પાડી ધર્મને દુનિયાની દૃષ્ટિમાં હલકો પાડનાર આવા મૂર્ખાઓ પોતાની જાતને સંસારસમુદ્રમાં પાડે છે અને સાથે ડોકમાં આશ્રિત જનને ડુબાડવાના પાપરૂપ પથ્થર બાંધે છે તેથી ફરીને ઊંચા આવતા જ નથી. વળી, કેટલીક વાર સંવેગીપક્ષ જેવા શુદ્ધ પ્રવાહમાં પણ કેટલાક નાપસંદ કરવા લાયક દેખાવો જોવામાં આવે છે, સંભળાય છે. ખસૂસ કરીને તેના શુદ્ધ ગુરુણીજીઓના સમુદાયમાં પણ કેટલાકની સ્થિતિ પર ધ્યાન આપવાની બહુ જરૂર જણાય છે. વેશથી કાંઈ લાભ [illegible]થી અને તેથી લોકોને છેતરવારૂપ નુકસાન છે એ સ્પષ્ટ છે. વળી, આટલું લખતા સૂરિમ[illegible]ારાજ સારી રીતે જાણે છે કે વેશથી કોઈ વખત પ્રાણી શરમની ખાતર—દેખાવ ખાતર—[illegible]ણુ અયોગ્ય રસ્તે જતાં અટકે છે. સાધુ–મહંત–ત્યાગી–વૈરાગી જેવા ભાવનામય જીવન[illegible] દેખાવ રાખ્યાથી જ લોકો મહાઉત્તમ વર્તનની આશા રાખે છે અને તે જ જગાએ જ્યારે કા[illegible] પણ ચારિત્ર ન હોય, ત્યારે કેટલું ખેદ કરવા જેવું ગણાય, એ વિચાર કરવાથી સમજાઈ જા[illegible] તેવું છે. આ પાંચ શ્લોક અવશ્ય વિચાર કરવા લાયક છે.

### વર્તન વિનાનું લોકરંજન : બોધિવૃક્ષને કુહાડો

किं लोकसत्कृतिनमस्करणार्चनाद्यै, रे मुग्ध ! तुष्यसि विनापि विशुद्धयोगान् ।
कृन्तन् भवान्धुपतने तव यत्प्रमादो, बोधिद्रुमाश्रयमिमानि करोति पर्शून् ॥ ७ ॥ (वसंततिलका)

"તારા ત્રિકરણુ યોગ વિશુદ્ધ નથી છતાં પણ લોકો તારો આદરસત્કાર કરે, તને નમસ્કાર કરે, અથવા તારી પૂજા–સેવા કરે, ત્યારે હે મૂઢ! તું શા માટે સંતોષ માને છે? સંસારસમુદ્રમાં પડતાં તને આધાર ફક્ત બોધિવૃક્ષનો જ છે; તે ઝાડને કાપી નાખવામાં નમસ્કારાદિથી થતો સંતોષાદિ પ્રમાદ આ( લોકસત્કાર વગેરે )ને કુહાડા બનાવે છે." ( ૭ )

**વિવેચન**—મનની અસ્થિરતા ઓછી થઈ નથી, વચન પર અંકુશ આવ્યો નથી, કાયાના યોગો કાબૂમાં નથી અને તેમ છતાં પણ લોકો વંદન, પૂજન,* ભક્તિ કરે ત્યારે તારા મનમાં આનંદ આવે છે, એ કેટલું ખોટું છે! હે સાધુ! તેવાં વંદન, પૂજન ઉપર તારો હક્ક શું છે? તું જરા સમજ કે આ સંસાર એ સમુદ્ર છે, એમાં જે ડૂબે છે તેનો છેડો અનંત કાળે પણ આવતો નથી, છતાં તેમાંથી બચવા માટે બોધિવૃક્ષ–સમ્યક્ત્વતરુ પ્રાપ્ત થઈ જાય તો બચાવ થાય છે. પરંતુ તને પ્રમાદ થાય છે તે શિથિલતાને લીધે આ વંદન, નમસ્કાર ઉપર કહેલા વૃક્ષને કાપી નાખવામાં કુહાડાનું કામ કરે છે. વૃક્ષનો નાશ થયો અને તેથી કરીને એ વૃક્ષનો એક વખત પણ આશ્રય તને ન મળ્યો, પછી તું સંસારસમુદ્રમાં ઘસડાઈ જઈશ. ત્યાં તને કોઈ પણ પ્રકારનો આશ્રય મળશે નહિ.

તારા શુદ્ધ વેશથી તારી જવાબદારી કેટલી વધે છે તેનો તું વિચાર કર. દુનિયા તારી પાસેથી તારી પ્રતિજ્ઞાને અનુસારે કેટલા ઊંચા વર્તનની આશા રાખે, તેનો ખ્યાલ કર. હે મુનિ! જરા અંતરંગ ચક્ષુ ઉઘાડ. આવો યોગ–આવી સામગ્રી–તને ફરી મળવી બહુ મુશ્કેલ છે. ડહાપણ વાપરી સમયનો ઉપયોગ કર. ઉપલક્ષણથી મુનિનો અધિકાર છતાં પણ, શ્રાવકે ખાસ આ શ્લોકના ભાવાર્થથી વિચાર કરી સમજવાનું છે કે શ્રાવકપણાનો ડોળ ધારણ કરી ગુણ સિવાય, મારામારી કરી, ધમાધમીથી નોકારસી આદિનાં જમણ જમવાં, અનેક પ્રકારની પ્રભાવનાઓ વગર હકે, અનીતિથી, વગર ગુણે, એક વખતથી પણ વધારે વખત લેવાની તુચ્છતા કરી, તેના હકદાર તરીકે પોતાના આત્માને માનવો એ બહુ વિચારવા જેવું છે. આવો વિચાર શ્રાવકે પણ પોતાના આત્માને માટે આ અધિકારમાં દરેક સ્થળે કરવાનો છે. ( ૭; ૧૮૮ )

### લોકસત્કારનો હેતુ, ગુણ વગરની ગતિ

गुणांस्तवाश्रित्य नमन्त्यमी जना, ददत्युपध्यालयभैक्ष्यशिष्यकान् ।
विना गुणान् वेषमृषेर्बिभर्षि चेत्, ततष्ठकानां तव भाविनी गतिः ॥ ८ ॥ (वंशस्थविल)

* વાસક્ષેપ, બરાસ વગેરે ઉત્તમ ગંધોથી.

"આ લોકો તારા ગુણોને આશ્રયીને તને નમે છે અને ઉપધિ, ઉપાશ્રય, આહાર અને શિષ્યો તને આપે છે. હવે જો ગુણ વગર ઋષિ( યતિ )નો વેશ તું ધારણ કરતો હોઈશ તો ઠગના જેવી તારી ગતિ થશે." ( ૮ )

**વિવેચન**—અર્થ સ્પષ્ટ છે. તારા સેવકો સારાં કપડાં તને આપવા ઇચ્છે છે, ઘરમાં સારી વસ્તુ કરે તો તને પ્રથમ આમંત્રણ કરે છે, પોતે ઝૂંપડામાં રહે છતાં તને મહેલ જેવા ઉપાશ્રયો રહેવા આપે છે અને છેવટે પોતાનાં વહાલાં પુત્ર-પુત્રીને પણ તારા શિષ્યપણે અર્પણ કરી દે છે×; એ બધું તારામાં સાધુપણાના ઉત્તમ ગુણો અને દશ યતિધર્મો છે, એમ ધારીને આપે છે. આ ગુણો વગરના તારા જીવનને તો દંભી–પાપી–ધુતારાની ઉપમા અપાય અને જિંદગીનું ફળ પણ તેવું જ મળે. ( ૮; ૧૮૯ )

* * ૧૮૮–૧૮૯—આ બન્ને શ્લોકોમાં લોકરંજનથી અટકી મુનિપણાનો ગુણ ગ્રહણ કરવા ઉપદેશ કર્યો છે. દંભ–કપટ વગેરે કરીને બહારથી દેખાવ કરનારને આ ઉપરથી બહુ સમજવાનું છે. સ્વમાન( self–respect )ના રૂપમાં આ જમાનામા દંભને સારું રૂપ આપવામાં આવે છે. બુદ્ધિમાન યતિએ તેમાં દભ ક્યાં છે તે સમજી જવું જોઈએ. આ મીઠો અવગુણ બોધિવૃક્ષનો ઘાત કરે છે અને પ્રાણીને પોતાની ખરી ફરજ શી છે તેનો ખ્યાલ આવવા દેતો નથી. દરેક યતિ–સાધુએ યાદ રાખવું કે તેનું કામ લોકોને કેવળ ખુશી કરવાનું નથી, પણ બરાબર શુદ્ધ માર્ગે દોરવાનું છે. દુનિયાના ઉપદેશક હોવાનો દાવો કરી, એકાંતમાં કુકર્મ કરે, એવા શોખીનોને માટે તો અધોલોક તૈયાર છે, પણ અત્ર કલ્પેલા મુનિવર્ય તો મનમાં પણ ખરાબ વિચાર લાવે નહિ અને કાયાનું વર્તન તો બહુ જ શુદ્ધ રાખે. આવા મુનિ તે જ સાધુ કહેવાય. બાકી તો **યતિના જતિ અને ગુરુજીના ગોરજી** થઈ ગયા છે, તે શબ્દની માફક વર્તનમાં પણ અપભ્રંશ બતાવે છે. વીર પરમાત્મા શુદ્ધ પવનનો ફેલાવો કરે !

લોકરંજન એ વાસ્તવિક રીતે શું છે ? લોકો થોડો વખત કહે કે અમુક યતિ સારા છે, એમાં વળ્યુ શું ? જ્યાં સર્વ સુખ-દુઃખનો આધાર કર્મબંધ ઉપર છે, ત્યાં બાહ્ય દૃષ્ટિની કિંમત કેવળ મીંડા માત્ર છે. વળી, બને છે એમ કે, શુદ્ધ વર્તનવાળા પુરુષને કેટલાંક કારણસર કેટલીક વાર નુકસાન જાય છે ત્યારે લોકો તેની નિંદા કરે છે, પણ સાધુને તેવું કાંઈ હોતું જ નથી. શ્રી મલ્લિનાથના સ્તવનમાં ઉપાધ્યાયજીએ લોકરંજન અને લોકોત્તર

× આ શ્લોક પરથી વૈરાગ્યવાન પુત્રપુત્રીને શિષ્ય તરીકે વહોરાવવાનો પ્રચાર અગાઉ હતો એમ જણાય છે. એ બાબતમાં ગૃહસ્થો અને માતા ઉદારચિત્ત રહેતાં હતાં; તેમ જ સાધુઓ પણ શિષ્યને વહોરી લેતા હતા, એમ જણાય છે. એ સંબંધમાં હીરવિજયસૂરિ વગેરેનાં દૃષ્ટાંત પ્રસિદ્ધ છે. એ સંબંધમાં શ્રીમદ્ હેમચન્દ્રાચાર્ય યોગશાસ્ત્રમાં ત્રીજા પ્રકાશને છેડે સાત ક્ષેત્રના નિરૂપણમાં પુત્રપુત્રી વહોરાવવાનો ક્રમ સ્પષ્ટ બતાવે છે અને તે જ વિષયમાં શ્રી માનવિજયજી ઉપાધ્યાય ધર્મસંગ્રહમાં સ્પષ્ટ ઉલ્લેખ કરે છે.

રંજનનો તોલ કરી લોકોત્તર રંજનને પ્રાધાન્ય આપ્યું છે. અનંત કાળચક્રના રેલામાં ઘસડાઈ જનાર પામર જીવ! તારા માની લીધેલા નાના સર્કલના ઉપર ઉપરના વખાણ માટે તું બધું ગુમાવી દેવાની ભૂલ કરીશ નહીં.

## યતિપણાનું સુખ અને ફરજ

नाजीविकाप्रणयिनीतनयादिचिन्ता, *नो राजभीश्च भगवत्समयं च वेत्सि ।
शुद्धे तथापि चरणे यतसे न भिक्षो! तत्ते परिग्रहभरो नरकार्थमेव ॥ ९ ॥ (वसंततिलका)

"તારે આજીવિકા, સ્ત્રી, પુત્ર વગેરેની ચિંતા નથી, રાજ્ય તરફની બીક નથી અને ભગવાનના સિદ્ધાંતો તું જાણે છે અથવા સિદ્ધાંતનાં પુસ્તકો તારી પાસે છે, છતાં પણ હે યતિ! જો તું શુદ્ધ ચારિત્ર માટે યત્ન કરીશ નહીં તો પછી તારી પાસેની વસ્તુઓનો ભાર (પરિગ્રહ) નરક માટે જ છે." (૯)

**વિવેચન**—તારે બે-પાંચનાં પેટ ભરવાં નથી, સ્ત્રી સારુ સાડી કે બંગડીઓ લેવી નથી, પુત્રનું વેવિશાળ કે તેનાં લગ્ન કરવાં નથી કે કુટુંબની અનેક ઉપાધિઓ કરવી પડતી નથી; તારે કમાવાની માથાકૂટ નથી અને સખ્ત હરીફાઈના જમાનામાં તારે હાથ પણ હલાવવો પડતો નથી; તારી પાસે મોટી પૂંજી પણ નથી, કે અગાઉના વખતમાં જેમ રાજ્ય તરફથી ભય હતો અને હાલના વખતમાં નકામા કજિયાના ખરચમાં લૂંટાવાનો ભય છે, તેવો ભય તારે હોય. આ સર્વ ઉપરાંત તું જ્ઞાની છે, સમજુ છે, શાસ્ત્રવિદ્ છે અને વીર પરમાત્માએ સર્વ સમયને અનુકૂળ થાય તેવા બતાવેલા સિદ્ધાંતોનું રહસ્ય જાણનાર છે; આટલી સગવડ છતાં પણ જો તું શુદ્ધ ચારિત્ર પાળતો નથી, તો પછી તારું ભવિષ્ય અમને તો સારું લાગતું નથી. તું તારી પાસે નકામો સંચય શા માટે કરે છે? તું પરિગ્રહના ભારમાં દબાઈ જઈ નરકમાં જઈશ.

અત્ર કહ્યો છે તે સામાન્ય પરિગ્રહ વસ્ત્ર, પાત્ર, ઉપધિરૂપ જ સમજવો. પંચ મહાવ્રતધારી હોઈ, જેઓ પૈસા કે સ્ત્રીનો પરિગ્રહ કરે તે તો પ્રત્યક્ષ દુરાચારી છે. ગાડી-ઘોડા રાખે, વાડી-ખેતર રાખે, છડી પોકરાવે અને પધરામણીઓ કરાવે, તેની વાત સૂરિમહારાજ બાજુ ઉપર જ મૂકે છે. જૈનધર્મનું બંધારણ બહુ જ ઉત્તમ છે, સાધુ અને શ્રાવકના વ્યહાર બહુ વિચારીને બંધાયેલા છે. તેમાં કેટલાક પેટભરા બગાડો કરી પોતાની જાતને સંસારના અનંત પ્રવાહમાં ઘસડાવે છે! (૯; ૧૯૦)

## જ્ઞાની પણ પ્રમાદને વશ થાય. તેનાં બે કારણો

शास्त्रज्ञोऽपि धृतव्रतोऽपि+ गृहिणीपुत्रादिबन्धोज्झितो-
ऽप्यङ्गी यद्यतते प्रमादवशगो न प्रेत्यसौख्यश्रिये ।

* नो राजभीर्धरसि चागमपुस्तकानीति वा पाठ । + दृढव्रतोऽपीति पाठ ।

तन्मोहद्विषतस्त्रिलोकजयिनः काचित्परा दुष्टता,
बद्धायुष्कतया स वा नरपशुर्नूनं गमी दुर्गतौ ॥ १० ॥ (शार्दूलविक्रीडित)

"શાસ્ત્રને જાણનારો હોય, વ્રત ગ્રહણ કરેલાં હોય, તથા સ્ત્રી પુત્ર વગેરેનાં બંધનથી મુક્ત હોય, છતાં પ્રમાદને વશ પડીને પારલૌકિક સુખરૂપ લક્ષ્મી માટે આ પ્રાણી કાંઈ યત્ન કરતો નથી, તેમા ત્રણ લોકને જીતનાર મોહ નામના શત્રુની કોઈ અવાચ્ય દુષ્ટતા કારણ-રૂપ હોવી જોઈએ, અથવા તો તે નરપશુ અગાઉ આયુષ્ય બાંધેલ હોવાને લીધે જરૂર દુર્ગતિમાં જનાર હોવો જોઈએ." (૧૦)

**વિવેચન**—ઉપરના શ્લોકમાં કહ્યું તેમ હે યતિ! તારે સંજોગો બહુ અનુકૂળ છે, દુનિયાના સામાન્ય માણસો કરતાં તારી સ્થિતિ બહુ સારી છે. વળી, તું જ્ઞાની છે, વ્રતધારી છે, ગૃહ કે સ્ત્રીનાં બંધનથી રહિત છે, છતાં પણ તારી ફરજ બજાવતો નથી અને અસ્ત-વ્યસ્તપણે ઇંદ્રિયઅશ્વો જ્યાં ઉપાડી જાય ત્યાં જાય છે તેનું કારણ શું? મને તો લાગે છે કે જે મોહરાજા પોતાનું સામ્રાજ્ય ચલાવી આ આખા જગતને પ્રમાદમદિરાનું પાન કરાવી નચાવે છે, તેણે તને પણ છટકવા દીધો નથી; તું પણ તેના પંજામાં સપડાઈ ગયેલો છે અથવા તો તું અવશ્ય નરકમાં જનારો છે.

બન્ને કારણોમાં વાત એકની એક જ છે. મોહવશ પ્રાણી ઇંદ્રિયદમન, આત્મસંયમ કરી શકતો નથી અને તેથી પ્રશસ્તઉદ્યમ થતો નથી, આયુષ્યબંધ ભોગવ્યા વિના છૂટકો નથી, છતાં પણ અસાધારણ વીર્યોલ્લાસ ફોરવે તો સંજોગોને એવા અનુકૂળ કરી મૂકે કે તે અશુભ આયુષ્ય ભોગવતી વખતે, પાછી ફરીને અશુભ કર્મોની સંતતિ ઉત્પન્ન ન થાય. હે મુનિ! તારા સરખા પવિત્ર ઋષિ–સંન્યાસીએ તો મોહ–મારાપણાની બુદ્ધિનો અને હુંપણાનો ત્યાગ કરવો જોઈએ. (૧૦; ૧૯૧)

## યતિ સાવદ્ય આચરે તેમાં મૃષોક્તિનો પણ દોષ

उच्चारयस्यनुदिनं न करोमि सर्वं, सावद्यमित्यसकृदेतदथो करोषि ।
नित्यं मृषोक्तिजिनवञ्चनभारितात्तत्, सावद्यतो नरकमेव विभावये ते ॥ ११ ॥ (वसंततिलका)

"તું હમેશાં દિવસ અને રાતમાં થઈ નવ વાર કરેમિ ભંતેનો પાઠ ભણતાં બોલે છે કે હું સર્વથા સાવદ્ય કામ નહિ કરું અને પાછો વારંવાર તે જ કર્યા કરે છે. આ સાવદ્ય કર્મો કરી તું ખોટું બોલનાર થવાથી પ્રભુને પણ છેતરનાર થાય છે અને તે પાપના ભારથી ભારે થયેલા તારે માટે તો નરક જ છે એમ હું ધારું છું." (૧૧)

**વિવેચન**—करेमि भंते! सामाइयं सव्वं सावज्जं जोगं पच्चक्खामि जावज्जीवाए तिविहं तिविहेणं इत्यादि. એટલે આ આખા જીવનમાં મન, વચન, કાયાથી સર્વ સાવદ્ય કાર્ય જાતે કરીશ નહિ, બીજા પાસે કરાવીશ નહિ અને કરનારાઓને મનમા સારા જાણીશ નહિ—

એવી રીતના શબ્દો તું દરરોજ બન્ને ટંકના પ્રતિક્રમણુમાં અને પોરિસિ ભણાવતાં વારંવાર બોલે છે અને છતાં પણ પાછું વર્તનનું ઠેકાણું રાખતો નથી એ તો સ્પષ્ટ રીતે ગેરવ્યાજબી લાગે છે. એથી તો તું બેવડો ભારે થાય છે: સાવદ્ય કર્મથી તને પાપ લાગે છે અને અસત્ય વચન બોલવાથી પણ પાપ લાગે છે. વચન અને વર્તન એકસરખાં પ્રવર્તાવવવાં જોઈએ. જ્યાં મન-વચન-કાયાની ત્રિપુટી ત્રણ રસ્તા લે ત્યાં દુઃખના દરિયા ઊછળે છે. વચન–દેખાવ–ઉપદેશ જુદા પ્રકારનો કરવો અને વર્તન વિપરીત રાખવું એથી પરભવમા અનેક જાતની માનસિક ઉપાધિઓ ઉપરાંત નરકના જેવી મહાભયંકર શારીરિક પીડાઓ ભોગવવી પડે છે અને આ ભવમાં પણ દેખાવ જાળવી રાખવા કેટલીક ખોટી ખટપટ કરવી પડે છે. વિદ્વાનો કહી ગયા છે કે :—

यथा चित्तं तथा वाचो, यथा वाचस्तथा क्रियाः ।
चित्ते वाचि क्रियायां च, साधूनामेकरूपता ॥

એટલે જેવા વિચાર તેવી જ વાચા અને વાચા તેવું જ વર્તન· એવી રીતે સાધુને મન વચન કાયાની પ્રવૃત્તિમાં એકીભાવ હોય છે. અત્ર એટલું જણાવવું આવશ્યક થઈ પડશે કે અભ્યાસદશામાં જેવી વાણી તેવું જ સર્વથા વર્તન હોઈ શકતું નથી, પણ શુદ્ધ ચિત્તથી મનમાં તે વર્તન પોતામાં હોવાનો દાવો કર્યા સિવાય અને ખોટો ડાળ કર્યા સિવાય અભ્યાસ કરવામા બાધ નથી. (૧૧; ૧૯૨)

## યતિ સાવદ્ય આચરે તેમાં પરવંચનનો દોષ

वेषोपदेशाद्युपधिप्रतारिता, ददत्यभीष्टानृजवोऽधुना जनाः ।
भुङ्क्षे च शेषे च सुखं विचेष्टसे, भवान्तरे ज्ञास्यसि तत्फलं पुनः ॥ १२ ॥ (उपजाति)*

"વેશ, ઉપદેશ અને કપટથી છેતરાયેલા ભદ્રિક લોકો તને હાલ વાંછિત વસ્તુઓ આપે છે, તું સુખે ખાય છે, સૂવે છે અને ફરતો ફરે છે, પણ આવતા ભવે તેનાં ફળ જાણીશ." (૧૨)

**વિવેચન**—ઉપર ચોથા અને પાંચમા શ્લોકમા આ બાબતમા બહુ કહ્યું છે. હે યતિ! ભદ્રિક જીવો તને ગુણવાન ધારીને પોતે ન ખાય તેવી વસ્તુઓ તને ખાવા માટે આપે છે, તેમ જ તને દરેક પ્રકારની સગવડ કરી આપે છે, તેનો તું ગેરલાભ લે છે. સાધુપણાને યોગ્ય તારું વર્તન ન હોય તો તારો તે વસ્તુ પર કોઈ પણ પ્રકારનો હક નથી. હક વગર તું કાંઈ પણ ગ્રહણ કરીશ તો દેવાદાર થઈશ અને તે ઉપરાંત દંભ કરવાથી મહાદુર્ગતિમાં જવું પડશે.

---

* ઇંદ્રવંશા અને વંશસ્થનો સંકર થવાથી એક ઉપજાતિ થાય છે. આ ઉપજાતિ તે જાતનો છે. જુઓ છંદોનુશાસન

દંભ[×] કરનારને ભવાંતરે તો મહાકષ્ટ થાય છે અને અત્રે પણ બહુ ઉપાધિ થઈ પડે છે: ખોટો દેખાવ જાળવી રાખવા અનેક ખટપટો કરવી પડે છે, અસત્ય બોલવું પડે છે, ખુશામત કરવી પડે છે અને છતાં પણ ખુલ્લા પડી જવાના ચાલુ ભયમાં રહેવું પડે છે. ઉપરના શ્લોકોમાં કહેલી હકીકત ઉપાધ્યાયજી ટૂંકા શબ્દોમાં કહે છે:

"જે જૂઠો દીએ ઉપદેશ, જનરંજનને ધરે વેશ,
તેનો જૂઠો સકળ કલેશ હો લાલ-માયામોસ ન કીજે."

ત્યારે ઉપદેશ અને વર્તન જુદાં રાખવાં એ **માયામૃષાવાદ** થયો એટલી વાત હાલ તુરત ધ્યાનમાં રાખવી. આગળ ઉપર પ્રસંગે એ બાબત પર વધારે ખુલાસો થશે. (૧૨; ૧૯૩)

## સંયમમાં યત્ન ન કરનારને હિતબોધ

**आजीविकादिविविधार्त्तिभृशानिशार्त्ताः, कृच्छ्रेण केऽपि महतैव सृजन्ति धर्मान् ।**
**तेभ्योऽपि निर्दय ! जिघृक्षसि सर्वमिष्टं, नो संयमे च यतसे भविता कथं ही ? ॥१३॥** (वसततिलका)

"આજીવિકા ચલાવવી વગેરે અનેક પ્રકારની પીડાઓથી રાતદિવસ બહુ હેરાન થતા કેટલાક ગૃહસ્થો મહામુશ્કેલીએ ધર્મકાર્યો કરતા હોય છે, તેઓ પાસેથી પણ હે દયાહીન યતિ! તું તારી સર્વ ઇષ્ટ વસ્તુઓ મેળવવા ઇચ્છા રાખે અને સંયમમાં યત્ન કરતો નથી ત્યારે તારું શું થશે? (૧૩)

**વિવેચન**—સૂરિમહારાજ અત્ર બેવડી દયાના ખ્યાલમાં છે. બિચારા ભદ્રિક શ્રાવકો મહામુશ્કેલીએ પૂરું કરતા હોય છે, તેવા સામાન્ય સ્થિતિના શ્રદ્ધાળુ બંધુઓ પણ સાધુને જોઈને પોતાની સારામાં સારી વસ્ત્રપાત્રાદિ વસ્તુ આપી દેતાં અચકાતા નથી. આવા ખરા પરસેવાથી મેળવેલા દ્રવ્યથી ખરીદેલી વસ્તુઓ તું લે છે અને તારા પોતાના ફરજના કાર્યમાં તું સુસ્ત રહે છે! તું ઇંદ્રિયોનો સંયમ કરતો નથી કે મન પર અંકુશ રાખતો નથી, કે પાંચ મહાવ્રત બરાબર નિરતિચારપણે પાળતો નથી. ત્યારે હે યતિ! તું જરા વિચાર કર કે તારા આવા વર્તનનું શું પરિણામ આવશે? દુનિયાનો વ્યવહાર છે કે દૂધ પીવાની ઇચ્છા રાખનાર બિલાડી દૂધને જ જુએ છે, પણ માથે પડનારી ડાંગને જોતી નથી. પરંતુ ધણીનું કાર્ય કરી પોતાની ફરજ બજાવી, સૂકો રોટલો પણ કેટલો સ્વાદિષ્ટ લાગે છે તેનો તું અનુભવ કરજે, અથવા અનુભવીથી જાણી લેજે; તારી પોતાની તારા તરફ ફરજ શી છે તે વિચારજે અને સાથે સાથે સર્વ જીવો તરફ તારી ફરજ શી છે તેનો ખ્યાલ કરજે.

કેટલીક વાર સાધુને ન છાજતાં વર્તન કોઈ કોઈ વ્યક્તિમાં જોવામાં આવે છે. મહાવ્રતનો ભંગ થતો જોવામાં આવે છે, અથવા અભિમાનથી અન્ય ગુણવાનને નહિ નમવાપણું, સ્વદોષઢાંકણુ અને દંભની હકીકત સાંભળવામાં આવે છે. દુનિયાની સ્થૂળ મર્યાદાથી

× દંભને માટે પ્રકરણરત્નાકર પ્રથમ ભાગમાં છાપેલા અધ્યાત્મસારનો ત્રીજો અધિકાર જુઓ.

ઊંચી સપાટી પર ગયેલા હે યતિવર્ય ! આ સર્વ સંસારનો હેતુ છે. આવાં વર્તનમાં લાભ નથી, પણ એકાંત હાનિ છે. તારાં કપડાંથી મોક્ષ મળવાનો નથી. મનને જ્યારે સંયમરંગ લગાડીશ ત્યારે જ આરો આવવાનો છે. બાકી તો દંભબુદ્ધિથી જે વેશ પહેરવો, એ માત્ર નાટક ભજવવા જેવું છે. (૧૩; ૧૯૪)

## નિર્ગુણ મુનિની ભક્તિથી તેને તથા ભક્તોને ફળ થતું નથી

आराधितो वा गुणवान् स्वयं तरन्, भवाब्धिमस्मानपि तारयिष्यति ।
श्रयन्ति ये त्वामिति भूरिभक्तिभिः, फलं तवैषां च किमस्ति निर्गुण ? । ॥ १४ ॥

(इंद्रवज्रा अने वंशस्थ-उपजाति)

"આ ગુણવાન પુરુષની આરાધના કરી હોય, તો તે ભવસમુદ્ર તરે ત્યારે આપણને પણ તારશે, એવા પ્રકારની બહુ ભક્તિથી ઘણા માણસો તારો આશ્રય કરે છે; તેથી હે નિર્ગુણ ! તને અને તેઓને શું લાભ છે ?" (૧૪)

**વિવેચન**—'આ સાધુ ગુણવાન છે' એમ ધારી કેટલાક શ્રાવકો ભક્તિભાવથી તને વહોરાવે છે, પણ તેથી તેઓને પુણ્યબંધ થશે, એમ કલ્પી, તેના કારણભૂત થવાથી તને પુણ્યબંધ થશે, એમ તું ધારતો હો તો તારી ભૂલ છે, કારણ કે તારામાં તેમણે ધારેલા સારા ગુણો જરા પણ નથી. તારામાં ગુણ હોય અને ભવસમુદ્ર તરવાની શક્તિ હોય તો જુદી વાત છે; બાકી ખાલી કલ્પનાઓ કરવામાં તને કાંઈ પણ લાભ થવાનો નથી, એટલું જ નહિ પણ, હવે પછીના શ્લોકમાં જણાવવામાં આવશે તેમ, તારા આ વર્તનથી તો તને પાપનો બંધ જ થશે.

બિચારા અલ્પજ્ઞાની જીવો ભદ્રિકભાવથી તારો ધર્મબુદ્ધિએ આશ્રય કરે છે, તે સંસાર-સમુદ્ર તરવામાં તારી સહાયની ઇચ્છાથી કરે છે. એવી સહાય તો તું કાંઈ આપતો નથી, આપી શકતો નથી, ત્યારે તને શું લાભ થાય ? (૧૪; ૧૯૫)

## નિર્ગુણ મુનિને ઊલટો પાપબંધ થાય છે

स्वयं प्रमादैर्निपतन् भवाम्बुधौ, कथं स्वभक्तानपि तारयिष्यसि ? ।
प्रतारयन् स्वार्थमृजून् शिवार्थिनः, स्वतोऽन्यतश्चैव विलुप्यसेंऽहसा ॥ १५ ॥ (वंशस्थविल)

"તું પોતે પ્રમાદ વડે સંસારસમુદ્રમાં પડતો જાય છે, ત્યાં પોતાના ભક્તોને તે કેવી રીતે તારવાનો હતો ? બિચારા મોક્ષાર્થી સરળ જીવોને, પોતાના સ્વાર્થ માટે છેતરીને, પોતાથી અને અન્ય દ્વારા પાપ વડે તું ખરડાય છે. (૧૫)

**વિવેચન**—મોક્ષ મેળવી સંસારજાળથી ફારગત થવાની ઇચ્છાવાળા સરળ જીવો તારો આશ્રય કરી તારા ઉપદેશ પ્રમાણે વર્તન કરે છે, તેઓને છેતરીને તું 'અન્ય દ્વારા' પાપબંધ કરે છે અને તેં લીધેલાં પચ્ચખ્ખાણ (મહાવ્રતો)નો વિષયકષાયાદિ પ્રમાદ-સેવનથી ભંગ કરી 'પોતાથી' પાપબંધ કરે છે. આવી રીતે હે મુને ! તું નિર્ગુણ છે

તેથી તને લાભ થતો નથી એ તો નિઃસંશય છે; તારા જેવા દંભી અને લોકસત્કારના અર્થીને વસ્ત્ર કે અન્ન આપવાથી આપનારને લાભ થાય અને તેનું નિમિત્ત તું હોવાથી તને લાભ થાય, એવો દાંભિક ખ્યાલ છોડી દે અને સમજી લેજે કે આવા વર્તનથી તો તું બેવડો ભારે થાય છે, મહા પાપપંકમાં ખરડાય છે અને અનેક ભવો સુધી ઊંચો આવી શકે નહિ, એવા સંસારસમુદ્રમાં ગળે પથ્થર બાંધીને ડૂબતો જાય છે.

હે યતિ! તારા હાથમાં સંસારસમુદ્રને તરવાનું વહાણ આવી ગયું છે, તેને આવી રીતે વાપરવાની તારી મૂર્ખતા તજી દે, કપ્તાન થા, પવન જો અને પેલે છેડે મોક્ષનગર છે, તે સાધ્યબિંદુ નજરમાં રાખી ત્યાં પહોંચવા યત્ન કર। વચ્ચે ખરાબા કે ડુંગરો આવે છે તે ધ્યાનમાં રાખ અને મનમાં હિંમત રાખ. આ નૌકાનો જે સાધુ ઉપયોગ કરતા નથી અને તેનો સ્વતઃ નાશ કરી બચાવનાં સાધનોને જ ઊલટાં ડુબાડવાનાં સાધનોમાં ફેરવી નાખે છે, તે કોઈ પણ રીતે પોતાનો તેમ જ પોતાના આશ્રિતોનો કલ્યાણનો માર્ગ લેતા નથી અને સંસારસમુદ્રમાં રખડ્યા કરે છે અથવા તળિયે જઈને બેસે છે. ( १५; १९६ )

## નિર્ગુણને થતા ઋણનું પરિણામ

**गृह्णासि शय्याहृतिपुस्तकोपधीन्, सदा परेभ्यस्तपसस्त्वियं स्थितिः ।**
**तत्ते प्रमादाद्भरितात्प्रतिग्रहै-र्ऋणार्णमग्नस्य परत्र का गतिः ? ॥ १६ ॥** (उपजाति)

" તું બીજાઓ પાસેથી વસતિ (ઉપાશ્રય), આહાર, પુસ્તક અને ઉપધિ ગ્રહણ કરે છે. એ સ્થિતિ તો તપસ્વી લોકોની ( શુદ્ધ ચારિત્રવાળાઓની ) છે ( એટલે એ લેવાનો હક્ક તપસ્વી લોકોનો છે ); તું તે વસ્તુઓનો સ્વીકાર કરીને પાછો પ્રમાદવશ પડી જાય છે, ત્યારે મોટા દેવામાં ડૂબેલા એવા તારી પરભવે શી ગતિ થશે ? " ( १६ )

**વિવેચન**—કર્તા કહે છે કે હે મુનિ ! તું તો બેવડા દેવામા ડૂબતો જાય છે: એક તો ચારિત્ર ગ્રહણ કરીને પ્રમાદ સેવે છે અને શુદ્ધ ચારિત્ર પાળ્યા વગર આહાર વગેરે લે છે, તેથી દેવામાં ડૂબેલો માણસ જેમ ઊંચું માથું કરી શકતો નથી, તેવી તારી ગતિ થશે. ( १६; १९७ )

* * १९२–१९७—છેલ્લા[×] છ શ્લોકમાં બતાવેલો ઉપદેશ બહુ વિચારવા યોગ્ય છે. જરૂરજોગ વસ્તુ, પાત્ર, પુસ્તકાદિ ધર્મોપકરણ સિવાય પરિગ્રહ ન રાખવા માટે મુનિને ખાસ ઉપદેશ છે. મુનિમાર્ગ મહામુશ્કેલ છે એ શંકા વગરની વાત છે, પરંતુ એક વખત તે માર્ગની ફરજો માથે લીધા પછી તેને અનુસારે વર્તન કરવાને જીવ પ્રતિજ્ઞાથી બંધાય છે, એટલું જ નહિ પણ, તે ધોરણથી જો જરા પણ પાછો પડે તો મહાકર્મબંધ કરે છે. સૂરિમહારાજ કવચિત્ કઠોર ભાષાનો ઉપયોગ કરે છે તે સહેતુક છે અને લાયક

× આ ઉપસંહારનો કેટલોક ભાગ એક વિદ્વાન્ મુનિરાજ તરફથી પૂરો પાડવામાં આવ્યો છે, તેથી જેમ તે કીમતી છે, તેમ જ તે મનન કરવા યોગ્ય છે.

પુત્રને કંઈ પણ નહિ જેવી ભૂલ થતાં, ભવિષ્યમાં તેવી ભૂલ ન થવા માટે, જેમ ઠપકો આપવામા આવે છે તેના જેવો એ ઠપકો છે. ભૂલ વખતે ઠપકો મળતાં બુદ્ધિમાન શિષ્ય ભૂલ સુધારવા પ્રયાસ કરે છે, પણ પોતે ધારણ કરેલી ધૂંસરી તજી દેતા નથી, તેમ આ ઉપદેશથી ભૂલ સુધારવાની જરૂર છે, પણ તેથી કંટાળો ખાઈ, સર્વ સંયમભાર છોડી દઈ, માથે ફેંટો-પાઘડી બાંધી, ગૃહસ્થી થઈ એશઆરામ કરવા કરાવવા આ ઉપદેશનો ઉપયોગ કરવાનો નથી. સાધ્ય દશામા રહીને જ સિદ્ધ દશા પ્રાપ્ત કરાય છે. સાધ્ય દશા અને સિદ્ધ દશા વચ્ચેનો તફાવત ધ્યાનમા રાખી, આ ઉપદેશને સારરૂપે પરિણમાવવામાં આવે તો જ લાભ થવાનો સંભવ છે, નહીંતર તો 'શાસ્ત્ર'માંથી એક કાનો કાઢી નાખતાં, 'શસ્ત્ર' બની જાય તેવું બને. શાસ્ત્રમાં આપેલાં અશુદ્ધ અભ્યાસક્રમનાં વચનો અને આવા ઉપદેશના સખત વચનોની પૂર્વાપર અવિરોધીપણે વ્યવસ્થા બાંધવાની અને વિચારવાની આ જમાનામા ઘણી જરૂર છે. મૂળ તથા ઉત્તરગુણ સંબંધી દૂષણો સેવવાની દિન પર દિન વૃદ્ધિ થતાં, જો કોઈ પણ પ્રકારની સાધ્યદૃષ્ટિ ન રહે અને કેવળ "આ ભવ મીઠા તો પરભવ કોણે દીઠા ?" એ કહેવતની માફક બુદ્ધિ થાય, તો સર્વથા મનુષ્યભવ એળે ગુમાવવા કરતા અધ્યાત્મસારના ત્રીજા અધિકારમાં બતાવેલા ઉપાધ્યાયજી મહારાજનાં વચનને અનુસરી શાસ્ત્રોક્ત પ્રકારે વેશ છોડી દઈ, ઉત્તમ શ્રાવકપણું અંગીકાર કરી લઈ, જન્મનુ સાફલ્ય કરવું.

વેશ છોડવાથી આત્માનું તદ્દન બગડી જશે તેમ લાગે અગર તો વેશનો આગ્રહ છૂટે નહિ, તો સદરહુ અધિકારમા તે જ મહાત્માએ બતાવેલા માર્ગને અનુસરી સંવેગપક્ષ ધારણ કરીને પણ, આત્મહિતની દૃષ્ટિ ચૂકવી નહિ અને નિઃશૂક કે અતિ પ્રમાદી થઈ સાધ્યદૃષ્ટિ રહિતપણે અનંતો સંસાર ઉપાર્જન કરવો નહીં. કવચિત્ કર્મ ઉછાળો મારતા અમુક અનાચરણરૂપ દૂષણો લાગી જાય, તેથી વેશ છોડી દેવાની બિલકુલ જરૂર નથી. જો તેમ હોત તો તો પછી દશ પ્રકારનાં પ્રાયશ્ચિત્તો આગમમાં કહેવાની જરૂર રહેત જ નહિ. પ્રાયશ્ચિત્તથી શુદ્ધિ થાય, છતા પણ વારંવાર મોહના ઉછાળાથી તેનુ તે જ અનાચરણ, શાસનઉડ્ડાહના નિરપેક્ષ થઈ, સેવ્યા કરી અનંત કાળચક્ર સુધી બોધિબીજનું દુર્લભપણુ થવા દેવુ, તેના કરતા તો સંવેગપક્ષીપણુ સ્વીકારવું એ એકાંત આત્માને હિતકારી થાય, એમા સંશય કરવા જેવું નથી. આ સંબંધમા વિચાર રહિત ન થતા તેમ જ સ્વેચ્છાએ પ્રવૃત્તિ ન કરતા તેવા ગૂંચવાડા વખતે ગીતાર્થનુ શરણ લેવું કે જેથી ખાસ આત્મહિત બને; બાકી ઉપદેશ તો ખાસ ઊંચે રસ્તે ચઢાવવાને જ આવાં સખત રીતે સૂરિમહારાજે કરેલો છે. અત્ર કોઈના ઉપર ખાસ આક્ષેપ કરવા કે કોઈને ઉતારી પાડવા કે કોઈની નિંદા કરવા આ પ્રયાસ થયેલો નથી; પરંતુ કેવળ માર્ગમાં ઊંચા ચઢે, અગર ન બને તો તેથી નીચા ન પડે, એ મધ્યબિંદુ રાખીને જ આ પ્રયાસ કરેલો છે. વિષયકષાયના ત્યાગની પ્રતિજ્ઞા કરી કેટલાક ભોળા મુનિઓ થોડા મમત્વ ખાતર મહાલાભ ચૂકી જાય છે અથવા પ્રમાદ કરીને લોકોને સન્માર્ગનો ઉપદેશ આપવાની પોતાની ફરજ ભૂલી જાય છે, તેઓ ઉપર આક્ષેપ દ્વારા ઉપદેશ કરવાની પ્રાચીન પદ્ધતિનું તેમણે અનુકરણ કર્યું છે.

અલબત, જેઓ સંયમને અનુપયોગી પણ મોટો પરિગ્રહ સાથે રાખે છે અને સંસારના વિષયોમાં આસક્ત રહે છે, તેઓને તો અત્ર સ્થાનપણ નથી—They have no locus standi here. તેઓએ યતિ, શ્રીપૂજ્ય કે ત્યાગી શા માટે કહેવરાવવું જોઈએ ?—તે સમજાતું નથી. ધર્મને નામે આજીવિકા ચલાવનારા, આશ્રિત ભક્તોને છેતરનારા, શાસ્ત્રનો દુરુપયોગ કરી મંત્ર, દોરા કે ઢોંગ કરી લોકોમાં પોતાને માટે ખોટો ખ્યાલ કરાવનારા, સુસ્ત, પ્રમાદી, શ્રાવક લોકો ઉપર બોજારૂપ, આવા અધોગતિગામી, કહેવાતા મહાત્માઓ જ્યારે આ વિષય પર ખરેખર હિતબુદ્ધિથી વિચાર કરશે ત્યારે તેઓની અને સાથે તેઓના આશ્રિતોની સ્થિતિ સુધરશે.

લોકરંજન અને સ્તુતિઇચ્છા માટે જોકે અગાઉ વિવેચન કર્યું છે, તોપણ તે વિષય બહુ જરૂરનો છે તેથી તે ઉપર રૂપાંતરથી કર્તા ઉપદેશ આપે છે. (૧૬; ૧૯૭)

### તારા કયા ગુણ માટે તુ ખ્યાતિની ઇચ્છા રાખે છે ?

**न कापि सिद्धिर्न च तेऽतिशायि, मुने ! क्रियायोगतपःश्रुतादि ।**
**तथाऽप्यहङ्कारकदर्थितस्त्वं, ख्यातीच्छया ताम्यसि धिङ् मुधा किम ? ॥ १७ ॥** (उपजाति)

"હે મુનિ ! તારામાં નથી કોઈ ખાસ સિદ્ધિ કે નથી ઊંચા પ્રકારનાં ક્રિયા, યોગ, તપસ્યા કે જ્ઞાન; છતાં પણ અહંકારથી કદર્થના પામેલા હે અધમ ! તું પ્રસિદ્ધિ પામવાની ઇચ્છાથી નકામો પરિતાપ શા માટે પામે છે ?" (૧૭)

**વિવેચન**—અણિમા સિદ્ધિ* વગેરે આઠ સિદ્ધિ તારામાં હોય અથવા ઊંચા પ્રકારની

---

* આઠ સિદ્ધિઓ નીચે પ્રમાણે છે:—

૧ **અણિમા** સિદ્ધિ—એથી શરીર એટલુ સૂક્ષ્મ કરી શકાય છે કે જેમ સોયના કાણામાંથી દોરો ચાલ્યો જાય છે, તેમ તેટલી જગ્યામાંથી પોતે પસાર થઈ શકે.

૨ **મહિમા** સિદ્ધિ—અણિમા સિદ્ધિથી ઊલટી. એટલું મોટું રૂપ કરી શકે કે મેરુપર્વત પણ તેના શરીર આગળ જાનુપ્રમાણ થાય.

૩ **લઘિમા** સિદ્ધિ—પવનથી પણ વધારે હલકા (તોલમાં) થઈ જાય છે.

૪ **ગરિમા** સિદ્ધિ—વજ્રથી પણ અત્યંત ભારે થઈ જાય. એ ભાર એટલો બધો થાય કે ઇંદ્રાદિક દેવતા પણ સહન કરી શકે નહિ.

૫ **પ્રાપ્તિશક્તિ** સિદ્ધિ—શરીરની એટલી બધી ઊંચાઈ કરી શકે કે ભૂમિ ઉપર રહ્યા છતાં અંગુલિના અગ્રભાગ વડે મેરુપર્વતની ટોચ અને ગ્રહાદિકને સ્પર્શે. (વૈક્રિય શરીરથી નહિ.)

૬ **પ્રાકામ્ય** શક્તિ—પાણીની પેઠે જમીનમાં ડૂબકી મારી શકે અને જમીનની પેઠે પાણીમાં ચાલી શકે.

૭ **ઈશિત્વ**—ચક્રવર્તી અને ઇંદ્રની ઋદ્ધિ પ્રગટ કરવાને શક્તિમાન થાય.

૮ **વશિત્વ**—સિંહાદિ ક્રૂર જંતુઓ પણ વશ થઈ જાય.

શ્રી આદીશ્વર ચરિત્ર, સર્ગ ૧ લો, શ્લો૦ ૮૫૨-૮૫૯.

આતાપના લેવારૂપ કે ઘોર પરીષહ–ઉપસર્ગાદિ સહેવારૂપ ક્રિયા હોય કે યોગવહન× અથવા યોગચૂર્ણાદિ* તને પ્રાપ્ત થયા હોય, વા ઘોર તપસ્યા–માસખમણાદિ તેં કરેલ હોય, અથવા તો સૂત્રસિદ્ધાંતનું રહસ્ય પામવા તેમ જ વિદ્યાદિકનું ગીતાર્થ યોગ્ય જ્ઞાન તેં મેળવ્યું હોય અને માન મેળવવાની વાંછા કરતો હોય, તો તો જાણે સમજ્યા (જોકે એવા વિદ્વાન કે તપસ્યાવાન કદી માન કરતા જ નથી); પણ તું તે શું જોઈને અભિમાન કરે છે ? તારામાં એવો કયો અસાધારણ ગુણ છે કે તું પ્રસિદ્ધિ મેળવવાની ઇચ્છાથી કદર્થના પામી તે મળતી નથી એટલે સંતપ્ત રહ્યા કરે છે. અરે સાધુ ! ગુણ તો કસ્તૂરી જેવો છે; તેથી જો એ હોય છે તો પોતાની મેળે ભભૂકી ઊઠે છે, માટે નકામાં ફાંફાં મારવાં મૂકી દે અને તારું કર્તવ્ય કર. તારામાં લાયકાત હશે તો સ્વાભાવિક રીતે ખ્યાતિ વધશે, એ તું નિઃસંશય સમજી રાખજે. (૧૭; ૧૯૮)

## નિર્ગુણ હોય છતાં સ્તુતિની ઇચ્છા રાખે તેનું ફળ

हीनोऽप्यरे भाग्यगुणैर्मुधात्मन्! वाञ्छंस्तवार्चाद्यनवाप्नुवंश्च ।
ईर्ष्यन् परेभ्यो लभसेऽतितापमिहापि याता कुगतिं परत्र ॥ १८ ॥ (उपजाति)

"હે આત્મા+ ! તું નિષ્પુણ્યક છે, છતાં પણ પૂજા વગેરેની ઇચ્છા રાખે છે; અને

× યોગવહન—સૂત્ર સાધુથી વાંચી શકાય, અમુક વરસના દીક્ષાપર્યાય પછી વાંચી શકાય અને યોગવહનની ક્રિયા કર્યા પછી વાંચી શકાય: આ ત્રણે બાબત બહુ ઉપયોગી છે, પણ તેના હેતુ સંબંધી વિશેષ વિવેચન કરવાનું અત્ર સ્થળ નથી; પરંતુ શાસ્ત્રના ઉપયોગી રહસ્ય ઉપર એ હકીકત બંધાયેલી છે. શ્રાવક આરંભમાં રક્ત હોય, ત્યાં રહસ્યની વાત જાણવામાં આવતાં અપવાદ સેવી જાય. સાધુ પણ અમુક દીક્ષાપર્યાય પછી જ અપવાદમાર્ગો ગ્રહણ કરી શકે, કારણ કે સંયમમાં અમુક વખત સુધી રમણતાથી અને યોગવહન કરવાથી, મન-વચન-કાયા પર યોગ્ય અંકુશ અને સ્થિરતા આવે એ યોગવહનના સામાન્ય હેતુ છે.

યોગવહનની ક્રિયામાં અમુક વિધિ અને તપસ્યા કરવા પછી પાઠ વાંચવાનો આદેશ મળે છે, એને ઉદ્દેશ કહેવામાં આવે છે. એથી વધારે યોગ્યતા થાય ત્યારે ગુરુમહારાજ એ પાઠનું પુનરાવર્તન કરવા અને સ્થિર કરવા તથા તે સંબંધમાં શંકાસમાધાન વગેરેની વાતચીત કરવાની રજા આપે છે, એ **સમુદ્દેશ.** એથી પણ વધારે યોગ્યતા થાય ત્યારે તે જ પાઠો ભણાવવાની, સંભળાવવાની અને તેનો ગમે તે લાયક ઉપયોગ કરવાની રજા આપવામાં આવે તે **અનુજ્ઞા.** આ ત્રણ બાબત ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

* યોગચૂર્ણ—પુદ્ગળની અનંત શક્તિ છે. એ વસ્તુના સંયોગથી અથવા ઘણી વસ્તુના સંયોગથી એવા પ્રકારનાં ચૂર્ણો નીપજાવી શકાય છે કે તેથી ઘણા ચમત્કાર બતાવી શકાય. દાખલા તરીકે, એ ચૂર્ણ પાણીમાં નાખવાથી માછલાં થઈ જાય, જળ માર્ગ આપે વગેરે વગેરે અનેક આશ્ચર્ય થઈ શકે છે. પુદ્ગળની અનંત શક્તિ છે તે Chemistry(વસ્તુવિજ્ઞાનશાસ્ત્ર)ના અભ્યાસીને તુરત સમજાઈ જાય તેવું છે.

+ આત્માની અચિંત્ય શક્તિ અને નિર્લેપપણું યાદ દેવરાવી પોતાના સ્વભાવમાં રમણતા કરવા માટે પ્રતિનાયકને ઉદ્દેશીને આ સંબોધન મૂક્યું છે.

અથવા પ્રતિનાયકને પોતાને ઉદ્દેશીને આખો ગ્રંથ વાંચતો કે વિચારતો હોય તો તેના શુદ્ધ સ્વરૂપને ઉદ્દેશીને પોતાના આત્માને આવી રીતે કહી શકે, તેટલા માટે આ સંબોધન મૂકવામાં આવ્યું છે.

તે મળતાં નથી ત્યારે બીજા ઉપર દ્વેષ કરે છે; (પણ તેમ કરવાથી) આ ભવમાં બળતરા વહોરી લે છે અને પરભવે કુગતિમાં જવાનો છે." (૧૮)

**વિવેચન**—તું નસીબનો મોળો છે, પરભવે દાનાદિ કર્યાં નથી, છતાં આ ભવમાં પ્રસિદ્ધિ મેળવવાની ઇચ્છા રાખે છે અને નથી મળતી ત્યારે ખેદ પામે છે. પણ તેમાં તારી ભૂલ છે. કોઈ પણ બાબનની ઇચ્છા રાખ્યા પહેલાં, તેને માટે લાયક થવાની ઘણી જરૂર છે. જો સ્તુતિ મેળવવાની તારી ઇચ્છા હોય તો ગુણવાન થા, અભ્યાસ કર, તારી ફરજ બજાવ. સ્તુતિ એવી વસ્તુ છે કે જે તેને ઇચ્છે છે, તેનાથી તે દૂર જાય છે; પણ જે તેને લાત મારી તેનાં કારણો મેળવે છે, તેને તે વળગતી આવે છે. મતલબ, સ્તુતિને ઇચ્છવાની જરૂર નથી, પણ ગુણ પ્રગટ કરવા માટે પ્રયાસ કરવાની જરૂર છે.

અને ખાસ કરીને તું કોણ છે? એક રીતે જોઈએ તો તદ્દન વહેવારુ જીવ છે, અનંત જીવસમુદાયમાંના માત્ર એક સમુદાયમાંનો તું એક છે, ત્યારે સ્તુતિ શી? કેટલો વખત ચાલશે? કોણ યાદ રાખશે? વળી, બીજી રીતે જોઈશ તો, તું સાધુ છે, વીર પરમાત્માનો જ્યેષ્ઠ પુત્ર છે, તેનું શાસન તારા પર વર્તે છે; વીર પરમાત્મા કદી સ્તુતિની ઇચ્છા કરતા હતા? ઇંદ્રના મહોત્સવથી કે દશાર્ણભદ્રના સામૈયાથી તેઓના મન પર જરા પણ અસર થઈ હતી? તારા વડીલ–તારા ઉપકારી–ને પગલે ચાલ, લાયક થા અને આવો સારો પ્રસંગ મળ્યો છે, તેનો સદુપયોગ કરી લે.

છતાં પણ જો તું સ્તુતિની ઇચ્છા કરીશ તો તેથી તને શો લાભ છે? ગુણ વગર કોઈ તારી સ્તુતિ કરશે? નહિ કરે, એટલે તને ખેદ થશે. વળી, સ્તુતિ મેળવવા માટે તારે ફોકટ પ્રયાસ કરવો પડશે તે લાભમાં રહેશે. બાકી તો, અત્ર સતાપ અને પરત્ર દુર્ગતિ. માટે First deserve and then desire–પહેલાં લાયક થા અને પછી ઇચ્છા કર. (૧૮; ૧૯)

## ગુણ વગર સ્તુતિની ઇચ્છા કરનારનું ઋણ

**गुणैर्विहीनोऽपि जनानतिस्तुतिप्रतिग्रहान् यन्मुदितः प्रतीच्छसि ।**
**लुलायगोऽश्वोष्ट्रखरादिजन्मभिर्विना ततस्ते भविता न निष्क्रयः ॥ १९ ॥** (वंशस्थ)

"તું ગુણ વિનાનો છે, છતાં પણ લોકો તરફથી વંદન, સ્તુતિ, આહારપાણીનું ગ્રહણ વગેરે ખુશી થઈને મેળવવા ઇચ્છા રાખે છે, પણ યાદ રાખજે કે પાડા, ગાય, ઘોડા, ઊંટ કે ગધેડાના જન્મ લીધા વગર, તું તે દેવામાંથી છૂટો થઈ શકીશ નહિ. (૧૯)

**વિવેચન**—દેવું ભારોભાર તોળી આપવું પડશે, લેણદેણ પતાવવી પડશે અને હિસાબ ચૂકતો કરવો પડશે. તું સમજીશ નહિ કે લોકો તને વાંદે છે, પૂજે છે, આહાર વહોરાવવા સારુ આડા પડીને ઘેર લઈ જાય છે, તે તને મફતમાં પચી જશે. જો અત્રે

તારી ફરજ બજાવીશ, તો તું તે સર્વ મેળવવા માટે હકદાર છે, નહિ તો આવતા ભવમાં બળદ કે પાડા થઈને ભાર ખેંચી દેવાં પૂરાં કરવાં પડશે; અથવા ગધેડા કે ઘોડા થઈને વાહન ખેંચવાં પડશે; ભરૂચના પાડા થઈને દેવું આપવું પડશે કે ટ્રામના ઘોડા થઈ દુઃખ વેઠી, હવાલા નખાવવા પડશે! માટે ગુણ વગર સ્તુતિની ઇચ્છા રાખ નહિ, ગુણ માટે પ્રયાસ કર. પડાઈ પછવાડે પૂછડું ચાલ્યું આવે છે, તેમ ગુણ પછવાડે સ્તુતિ તો ચાલી જ આવે છે. (૧૯; ૨૦૦)

### ગુણ વગરના વંદન-પૂજનનું ફળ

**गुणेषु नोद्यच्छसि चेन्मुने! ततः, प्रगीयसे यैरपि वन्द्यसेऽर्च्यसे।**
**जुगुप्सितां प्रेत्य गतिं गतोऽपि तैर्हसिष्यसे चाभिभविष्यसेऽपि वा ॥२०॥** (वंशस्थविल)

"હે મુનિ! જો તું ગુણ મેળવવા યત્ન કરતો નથી, તો પછી જેઓ તારી ગુણ-સ્તુતિ કરે છે, તને વાંદે છે અને પૂજે છે, તેઓ જ જ્યારે તું કુગતિમાં જઈશ ત્યારે તને ખરેખર હસશે અથવા તારો પરાભવ કરશે." (૨૦)

**વિવેચન**—સ્પષ્ટ છે. ગુણગાન, વંદન, પૂજન એ સર્વ ગુણ હોય તો જ શોભે છે, નહિ તો શોભતાં નથી, એટલું જ નહિ પણ પરભવમાં મહાદુઃખ આપે છે. કૃતકર્મ ભોગવવાં પડે છે. અત્યારે બાહ્ય દંભ ચાલે છે, પરંતુ પરભવમાં તેનો બદલો ભોગવવો પડશે ત્યારે બહુ આકરું પડશે અને ત્યાં કોઈ પણ પ્રકારનો દંભ ચાલશે નહિ. (૨૦; ૨૦૧)

### ગુણ વગરનાં વંદન-પૂજન : હિતનાશ

**दानमाननुतिवन्दनापरैर्मोदसे निकृतिरञ्जितैर्जनैः।**
**न त्ववैषि सुकृतस्य चेल्लवः, कोऽपि सोऽपि तव लुप्यते हि तैः ॥ २१ ॥** (रथोद्धता)

"તારી કપટજાળથી રંજન પામેલા લોકો તને દાન આપે, નમસ્કાર કરે કે વંદન કરે ત્યારે તું રાજી થાય છે, પણ તું જાણતો નથી કે તારી પાસે એક લેશ સુકૃત્ય હશે તે પણ તેઓ લૂંટી જાય છે." (૨૧)

**વિવેચન**—પ્રગટ છે. બાહ્ય વેશ, ખોટો ઉપદેશ અને આડંબર કરી તું કપટજાળ પાથરે છે. એ જાળમાં અજાણ્યાં પક્ષીઓ જેવા મનુષ્ય ભૂલથી ફસાઈ જાય છે અને પછી તને દાન, માન વગેરે આપે છે ત્યારે તું રાજી થાય છે. પણ મૂર્ખ! તારામાં જરા પુણ્યનો અંશ કદાચ હોય, તે પણ તું ખાતો જાય છે, પાપ બાંધે છે, તેનો વિચાર કરે છે? તું માને છે કે પક્ષી ઠીક સપડાયું છે, પણ પક્ષી તો નિર્દોષ છે; તે શુભ ઇરાદાથી આવ્યું છે. તેથી તે તો લાગ આવે છેવટ છટકી જશે, પણ જશે ત્યારે તને મોટું નુકસાન થશે, તારી પક્ષીને મેળવવાની જે સાધનશક્તિ હતી તે પણ જશે. આવી રીતે તને લાભ કરતાં હાનિ ઘણી વધારે થાય છે તે તું જો. તે ઉપરાંત બાહ્ય દેખાવ જાળવી રાખવા, અત્યારે જે યુક્તિઓ તારે રચવી પડે છે તે તો જુદી. (૨૧; ૨૦૨)

### સ્તવનનું રહસ્ય–ગુણાર્જન

**भवेद्गुणी मुग्धकृतैर्न हि स्तवैर्न ख्यातिदानार्चनवन्दनादिभिः ।**
**विना गुणान्नो भवदुःखसंक्षयस्ततो गुणानर्जय किं स्तवादिभिः ? ॥ २२ ॥**

(वंशस्थ अने इन्द्रवज्रा—उपजाति)

"ભોળા જીવોએ કરેલી સ્તુતિથી કોઈ માણસ ગુણવાન થતો નથી, તેમ જ પ્રખ્યાતિ પામવાથી અથવા દાન, અર્ચન અને પૂજન મેળવવાથી પણ કોઈ ગુણવાન થતો નથી. ગુણ વગર સંસારનાં દુઃખનો ક્ષય થતો નથી, તેટલા માટે હે ભાઈ! ગુણ ઉપાર્જન કર. આ સ્તુતિ વગેરેથી શું લાભ છે?" (૨૨)

**વિવેચન**—અનેક વાર જોઈ ગયા કે સર્વ પ્રાણીની ઇચ્છા દુઃખનો નાશ કરવાની અને સુખને પ્રાપ્ત કરવાની હોય છે;* જે સુખ પછવાડે ફરી દુઃખ થાય, તેને સુજ્ઞો સુખ કહેતા નથી. અવ્યાબાધ સુખ તો મોક્ષ થાય ત્યારે જ મળે છે; મોક્ષ મેળવવા માટે અસાધારણ ગુણો ઉત્પન્ન કરવા જોઈએ. તેથી જણાય છે કે આ જીવનસાફલ્ય માટે ગુણ ઉત્પન્ન કરવાની ખાસ જરૂર છે.

કેટલાંક પ્રાણી ભોળા જીવો સ્તુતિ કરે તે સાંભળી રાજી થાય છે. "મહારાજ! આપ તો શાંતરસના દરિયા છો અને કૃપાસિંધુ છે." પરંતુ એથી ગુણવાન થવાતું નથી. ગુણવાન તો ગુણ હોય તે જ થાય છે, માટે ગુણ મેળવ. વંદન–નમસ્કાર મીઠાં લાગે છે, સારાં લાગે છે, પણ તે પરિણામે ખોટાં છે, ફસાવનારાં છે, રખડાવનારાં છે, અને તારું જીવન અફળ કરનારાં છે. ક્રોધનો જય, બ્રહ્મચર્ય, માન–માયાનો ત્યાગ, નિઃસ્પૃહતા, ન્યાયવૃત્તિ અને શુદ્ધ વ્યવહાર વગેરે ગુણોની તારામાં જમાવટ કર અને પછી તેની સુવાસ ચોતરફ ફેલાવ. સારું અને સાચુ વર્તન કરતી વખતે તારા મનમાં જે અપૂર્વ આનંદ થશે તે વર્ણવી શકાય તેવો નથી. આ જન્મનું સાર્થક કરવાનો એ એક મુખ્ય અને કદી નિષ્ફળ ન થાય તેવો રસ્તો છે. (૨૨; ૨૦૩)

### ભવાંતરનો ખ્યાલ; લોકરંજન પર અસર

**अध्येषि शास्त्रं सदसद्विचित्रालापादिभिस्ताम्यसि वा समायैः ।**
**येषां जनानामिह रञ्जनाय, भवान्तरे ते क मुने ! क च त्वम् ? ॥ २३ ॥** (उपजाति)

"જે મનુષ્યોનું મનરંજન કરવા માટે તું સારાં અને ખરાબ અનેક પ્રકારનાં શાસ્ત્રો ભણે છે અને માયાપૂર્વક વિચિત્ર પ્રકારનાં ભાષણોથી (કંઠશોષાદિ) ખેદ સહન કરે છે, તેઓ ભવાંતરે ક્યાં જશે અને તું ક્યાં જઈશ?" (૨૩)

**વિવેચન**—હવે જો એમ કહેતો હોય કે આપણે તો બધું જનરંજન કરવા માટે જ

* જુઓ હૃદયપ્રદીપષટ્ત્રિંશિકા, શ્લોક ૧૬મો.

કરીએ છીએ અને સભાને રીઝવવા સારુ વ્યાખ્યાન વાંચીએ છીએ અથવા કોકશાસ્ત્ર, કામશાસ્ત્ર વગેરે શીખીએ છીએ, અથવા માયાયુક્ત વર્તન અને વચનરચના રાખીએ છીએ, તો તને કહેવાનું કે હે ભાઈ! આવું લોકરંજન કેટલો વખત ચાલશે? અત્યારે પાંચ-પચાસ માણસ તારાં વખાણ કે સ્તુતિ કરે, તેમાં શું થઈ ગયું? સો વરસ પછી તું ક્યાં હોઈશ અને તેઓ ક્યાં હશે? વળી, તારા મરણ પછી તારું શું બોલાશે તે તારે ક્યાં સાંભળવું છે? માટે આ બધો બાહ્ય વ્યાપાર છોડી દે, ખરેખરો લાભ પ્રાપ્ત કરવા માટે પ્રયાસ શરૂ કરી દે અને ખસૂસ કરીને મન-વચન-કાયાના વ્યાપારોને એકસરખા પ્રવર્તાવવા પ્રયાસ કર. જો આ પ્રમાણે કરીશ તો લાભ થશે. બાકી, જરા વિચાર તો ખરો કે, જન-રંજનથી લાભ શું? તને ક્ષણિક સુખનો પણ ખરેખરો ખ્યાલ નથી. તું વિચાર કર્યા વગર દોરવાઈ ગયો છે. વિચાર, જાગ્રત થા! (૨૩; ૨૦૪)

* * ૧૯૮–૨૦૪—આ સાત શ્લોકમાં લોકસત્કાર અને લોકરંજન પર વિવેચન કર્યું છે. મનુષ્યોના મનોવિકારો પૈકી આ ઘણો નબળો મનોવિકાર છે, અને, જરા વાસ્તવિક વિચાર કરવામાં આવે તો, એ મનોવિકારનું પોકળપણું તુરત જણાઈ આવે તેમ છે. વાસ્તવિક રીતે લોકસત્કાર કે વંદનપૂજનમાં કાંઈ દમ જેવું નથી, છતાં આ જીવ એવી વિભાવદશામાં આવી ગયો છે કે પાંચ માણસ એનું સારું બોલે તે સાંભળીને-જાણીને રાજી થાય છે. તેમાં સત્ય હકીકત છે કે ખોટું માન મળે છે, તેનો પણ આ જીવને ખ્યાલ રહેતો નથી. નજીવી બાબતમાં ફૂલણજી બની જાય છે અને કોઈ કામ કદાચ સારું કરે તોપણ તે કામ પચીશ માણસો કેવી રીતે જાણે અને પોતાને મુબારકબાદી આપે તેની જ સંકલના હૃદયમાં કર્યા કરે છે. આવી રીતે આ જીવ પોતાનું હિત થાય તેવું કાંઈ કરતો નથી તેથી, અથવા કરીને ધોઈ નાખે છે તેથી, તે લાભ પ્રાપ્ત કરતો નથી; માનહાથી પર બેસીને જગતને મંદ સ્થિતિવાળું ગણે છે. જગતના જીવો પણ પ્રાયે અભિ-માની હોય છે; તેથી આ બિચારો વારવાર પાછો પડે છે, વળી ઊઠે છે અને એમ ને એમ જિંદગી પૂરી કરે છે. ભલા સાધુ! તું એક વાત વિચાર: તને અત્યારે કેટલાક માણસો ઓળખતાં હશે? સામાન્ય માણસને અત્યારે પ્રાયઃ બે હજારથી વધારે માણસ સાથે ઓળખાણ હોતી નથી. હવે અત્યાર સુધી જણાયેલી અને પ્રચારવાળી પૃથ્વી પર એક અબજ ને સાઠ કરોડ માણસો છે, ત્યારે તને બે હજાર માણસો માન આપે કે ન આપે, તેમાં દમ શો છે? વળી તું કોણ? તું ગુણચંદ? ભૂલ્યો. ગુણચંદ તો આ શરીર ને આત્માના સંબંધને લીધે સ્થાપેલું નામ છે. તારી અત્ર સ્થિતિ કેટલી? ગુણચંદ તરીકે તને માન મળશે તે કેટલા વખત સુધી? પછી તુ ક્યા જઈશ? તારા ગુણચંદ નામના વખાણને અને તને શું સંબંધ રહેશે? આ દૃષ્ટિથી વિચારીશ તો સમજાશે કે વંદન, પૂજન કે લોકસત્કારમાં કાંઈ દમ જેવું નથી. ત્યારે દમ શેમાં છે? ગુણમાં–લાયકાતમાં–ફરજ બજાવવામાં. એ ગુણપ્રાપ્તિના પ્રયાસમાં આનંદ છે, કારણ કે વૃત્તિ શાંત છે; ગુણપ્રાપ્તિમાં

તો અદ્ભુત આનંદ છે અને તેના અનુભવમાં તો વર્તમાન અને ભવિષ્યમાં પણ આનંદ છે; ગુણપ્રાપ્તિના વિચારમાં પણ આનંદ છે. આની સાથે જ લોકસત્કારનો પ્રયાસ, નિષ્ફળતા, લોકોનું અભિમાન, એ સર્વ સરખાવતાં જણાય છે કે આપણું કર્તવ્ય તો ગુણ ઉત્પન્ન કરવાનું છે, લોકરંજન થાય કે ન થાય, તે જોવાનું આપણું કામ નથી. ફળની ઇચ્છા રાખવી નહિ; ફરજ બજાવવી. ઘણી વાર તો ગુણની સુગંધ જણાઈ આવે છે, પણ કોઈ વાર ન જણાય, જણાતાં વખત લાગે, તો ધીરજ રાખવી.

આ બહુ અગત્યની બાબત છે અને જરા વિચાર કરતાં ઉઘાડી રીતે સમજાઈ જાય તેવી છે; છતાં ડાહ્યા માણસો પણ ભૂલ ખાતા જોવામાં આવે. લોકોના વિચારથી દોરવાઈ જવું કે બાહ્ય દૃષ્ટિથી તણાઈ જવું, એ અણસમજુનું કામ છે. હે યતિ ! બહિરાત્મભાવ તજી, અંતરાત્મભાવમાં લીન થઈ પરમાત્મભાવ પ્રગટ કરવાનો તારો પ્રયાસ હોવો જોઈએ; તો પછી તું આવી બહિરાત્મદશામાં હજુ કેમ વર્તે છે ? ગુણ હોય તોપણ, લોકસત્કારની ઇચ્છા રાખવી નહિ અને ન હોય તો તો રાખી શકાય જ નહિ. (૨૩; ૨૦૪)

## પરિગ્રહત્યાગ

परिग्रहं चेद्व्यजहा* गृहादेस्तत्किं नु धर्मोपकृतिच्छलात्तम् ।
करोषि शय्योपधिपुस्तकादेर्गरोऽपि नामान्तरतोऽपि हन्ता ॥ २४ ॥ (उपेन्द्रवज्रा)

"ઘર વગેરે પરિગ્રહને તેં તજી દીધા છે, તો પછી ધર્મના ઉપકરણને બહાને શય્યા, ઉપધિ, પુસ્તક વગેરેનો પરિગ્રહ શા માટે કરે છે ? ઝેરને નામાંતર કર્યાથી પણ તે તો મારે છે." (૨૪)

**વિવેચન**—ધન, ધાન્ય, દ્વિપદ, ચતુષ્પદ વગેરે સર્વ સાંસારિક પરિગ્રહનો હે મુને ! તેં ત્યાગ કર્યો છે. મહાકષ્ટ વેઠી તે આ પૈસા અને ઘર, મહેલ વગેરે પરનો મોહ ઉતાર્યો છે. આવી રીતે તું સંસારસમુદ્ર તરી જવાની અણી ઉપર આવી ગયો છે, ત્યારે હવે તારી પાસે શય્યાની પાટ, પુસ્તક કે બીજાં ઉપકરણો છે, તેનો પરિગ્રહ શા માટે કરે છે ? એ વસ્તુની મૂર્છારૂપ પરિગ્રહ પણ તજી દે.

આ પ્રસંગે પરિગ્રહ શું છે અને પરિગ્રહ કોને કહેવાય ?–તે સમજવું ઉપયોગી થઈ પડશે. ઉપકરણો તજી દેવાનો કે પુસ્તકોનો ત્યાગ કરવાનો અત્ર ઉદ્દેશ નથી. પરિગ્રહ એટલે મૂર્છા—**मुच्छा परिग्गहो वुत्तो**—એક વસ્તુ ઉપર મારાપણાની બુદ્ધિ થાય–મમત્વ થાય, એનો ત્યાગ કરતાં ખેદ થાય, એ પરિગ્રહ છે. એવા પ્રકારની મૂર્છા કોઈ પણ વસ્તુ ઉપર રાખવી નહિ; ધર્મનાં ઉપકરણને નામે પણ સાંસારિક રાગ સાધુમાં કોઈ વાર થઈ જાય છે, એ મનુષ્યસ્વભાવની નબળાઈ કહો કે પંચમ કાળનો પ્રભાવ કહો કે વિભાવદશાની સ્વભાવદશામાં પલટન પામેલી સ્થિતિનો આવિર્ભાવ કહો, ગમે તે કહો, પરંતુ એટલો સ્થૂળ

* त्वमिति वा पाठः ।

પરિગ્રહ પણ ત્યાજ્ય છે. જે વસ્તુઓ ધાર્મિક ક્રિયામાં સાધનરૂપ છે, તે તેટલે અંશે રાખવા યોગ્ય છે, પણ તેના ઉપર મારાપણાની બુદ્ધિ અથવા તો એનો વારસો મુકરર કરવાની પોતાની સત્તા, કે એને લગતી કોઈ પણ જાતની ખટપટ ત્યાજ્ય છે. આ બાબતમાં જો કાંઈ પણ અપવાદ હોય તો તે ગુણનિષ્પન્ન ગીતાર્થ અધિપતિ માટે છે, જેના સંબંધમાં અત્ર ઉલ્લેખ નથી. આ છ શ્લોકમા આ વિષય બહુ દૃષ્ટાંત આપીને ચર્ચ્યો છે. અધિપતિ વ્યતિરિક્ત વ્યક્તિએ શાસ્ત્રમાં ગણાવેલાં ઉપકરણથી અધિક રાખવાં, એ પણ પરિગ્રહ છે એ ઉપલક્ષણથી સમજી લેવું.

હે મુનિ! તું કોઈ પણ વસ્તુને ધાર્મિક ઉપકરણનું નામ આપી તેના પર મૂર્ચ્છા કરીશ તો, તે તને ભવાંતરમાં દુઃખ આપશે જ; નામ ફેરવવાથી કાંઈ પરિણામ ફરી જતું નથી; પરિણામ તો અભિપ્રાય ફેરવવાથી ફરે છે. ઝેરી કિંપાકને 'ફળ' કહી નામાંતર કરવામાં આવે તો, તેથી તેનું દારુણ ફળ મળ્યા વગર રહેતું નથી, અથવા 'મીઠાઈ'નું નામ આપવાથી ઝેર પોતાનુ ફળ આપ્યા વગર રહેતું નથી; એવી જ રીતે પરિગ્રહને બીજું કંઈ પણ કલ્પિત નામ આપવાથી કામ થતું નથી. તારી મરજી હોય તો તેને ધર્મોપકરણ કહે કે ગમે તે કહે, પણ જો તેના ઉપર તારી મૂર્ચ્છા હશે તો તે તને પોતાનો દુર્ગુણ બતાવ્યા વગર રહેશે નહિ. (૨૪; ૨૦૫)

### ધર્મના નિમિત્તથી રાખેલ પરિગ્રહ

**परिग्रहात्स्वीकृतधर्मसाधनाभिधानमात्रात्किमु मूढ ! तुष्यसि ?।**
**न वेत्सि हेम्नाप्यतिभारिता तरी, निमज्जयत्यङ्गिनमम्बुधौ द्रुतम् ? ॥ २५ ॥** (वंशस्थ)

"હે મૂઢ! ધર્મનાં સાધનને ઉપકરણાદિનું નામમાત્ર આપીને સ્વીકારેલા પરિગ્રહથી તુ કેમ હર્ષ પામે છે? શું જાણતો નથી કે વહાણમાં જો સોનાનો પણ અતિ ભાર ભર્યો હોય તો તે પણ બેસનાર પ્રાણીને તુરત જ સમુદ્રમાં ડુબાવે છે?" (૨૫)

**વિવેચન**—સોનું સર્વને પ્રિય લાગે છે; તેનો રંગ જોઈને પ્રાણી મોહમાં પડે છે; છતાં પણ એક વહાણમાં તેનો અતિ ભાર ભરવામાં આવે, તો તે વહાણ પણ ડૂબે છે અને બેસનારને ડુબાડે છે, તેવી રીતે જ રીતે પરિગ્રહ પ્રિય લાગે છે, બાહ્ય રૂપ જોઈ તેના પર મોહ લાગે છે અને ખાસ કરીને ધર્મને નિમિત્તે કરવામાં આવતો પરિગ્રહ તો જરા પણ ખોટો છે એમ કેટલીક વાર, વિચાર કર્યા વગર, સમજવામાં પણ આવતું નથી; છતાં પણ યતિજીવનરૂપ વહાણમાં એ બહારથી સુંદર દેખાતા પરિગ્રહરૂપ સુવર્ણનો અતિ *ભાર ભરવામાં આવે તો ચારિત્રનૌકા સંસારસમુદ્રમાં નાશ પામે છે અને એનો આશ્રય કરનાર મૂઢ જીવ પણ ડૂબે છે.

* સંયમના નિર્વાહ માટે કામે લાગતાં વસ્ત્રપાત્રાદિકને 'ઉપકરણ' કહેવામાં આવે છે. અને જે નકામાં મમતાબુદ્ધિથી એકઠાં કરેલાં હોય તેવાં ઉપકરણોને અધિકરણ કહેવામાં આવે છે (—યતિદિનચર્યા) આ જ હેતુથી તેવાં અધિકરણને અત્ર અતિ ભારરૂપ કહેવામાં આવેલ છે.

આવી રીતે જીવ આત્મવંચન કરે છે: એ માને છે ધર્મ, પરંતુ પોતાને મૂર્ચ્છા થાય છે તે સમજતો નથી. પુસ્તકની મોટી લાઈબ્રેરી રાખો કે ભંડાર રાખો, તેની સાથે અત્ર સંબંધ નથી. અત્ર કહેવાનો ઉદ્દેશ એ છે કે કોઈ પણ વસ્તુ ઉપર, ધર્મને નામે પણ, હૃદયમાં મારાપણાની બુદ્ધિનો–અહંમમભાવનો–ત્યાગ કરો; એ પ્રમાણે થશે નહિ ત્યાં સુધી તમે પરિગ્રહથી મુક્ત છો એમ કહી શકાશે નહિ. અલબત્ત, પોતાની પાસે પૈસા રાખવા, અથવા અમુક નિમિત્ત મનમાં કલ્પી શ્રાવકને ત્યાં જમે રખાવવા કે શાસ્ત્રનો આદેશ દૂર કરી, ઉત્સર્ગ-અપવાદના નિમિત્ત વગર, વધારે વસ્ત્રપાત્રાદિ રાખવાં એ તો અત્યાચાર જ છે અને બહુધા સંસાર વધારનાર જ છે; અત્ર તો જે હોય તેના પર મમત્વ-બુદ્ધિ તજવાનો ઉપદેશ છે. ( ૨૫; ૨૦૬ )

## ધર્મોપકરણ પર મૂર્ચ્છા–એ પણ પરિગ્રહ

**येंऽहःकषायकलिकर्मनिबन्धभाजनं, स्युः पुस्तकादिभिरपीहितधर्मसाधनैः ।**
**तेषां रसायनवरैरपि सर्पदामयै–रार्तात्मनां गदहृतेः सुखकृत्तु किं भवेत् ? ॥ २६ ॥** (मृदग)*

" જેના વડે ધર્મસાધનની વાંછા રાખી હોય, એવાં પુસ્તકાદિ વડે પણ જે પ્રાણીઓ પાપ, કષાય, કંકાસ અને કર્મબંધ કરે ત્યારે તેઓને સુખનું સાધન શું થાય ? જે પ્રાણીના વ્યાધિઓ, ઉત્તમ પ્રકારનાં રસાયણોથી પણ ઊલટા વધારે પ્રસરતા જાય તેને, વ્યાધિની શાંતિ માટે શું સાધન થઈ શકે ? " ( ૨૬ )

**વિવેચન**—પુસ્તક પ્રભુનાં વચનનો સંગ્રહ છે, અને આ કાળમાં સંસાર તરવાનું મુખ્ય સાધન છે; છતાં કેટલાંક મુગ્ધ પ્રાણીઓને તે પણ અનેક પ્રકારના કર્મબંધનું કારણ બને છે. ખપથી વધારેનો સંગ્રહ કરવાને લીધે બરાબર સંભાળ ન રખાવાથી, જીવોત્પત્તિ થઈ જઈ, તેનો વિનાશ થાય છે અથવા પુસ્તક લેનાર પર કષાય થઈ જાય છે; તેવી જ રીતે કંકાસ પણ થઈ જાય છે. જેમ પુસ્તકની બાબતમાં તેમ જ બીજાં ધાર્મિક ઉપકરણોની બાબતમાં પણ સમજવું. હવે આવાં ઉપકરણો, જે સંસારનાશનાં પરમ સાધન છે, તેનાથી જ સંસાર વૃદ્ધિ પામે ત્યારે પછી ઉપાય શો કરવો ? જે રસાયણથી સર્વ વ્યાધિનો નાશ થાય છે, તેનાથી જ જ્યારે વ્યાધિ વૃદ્ધિ પામે ત્યારે સુખસમાધન શું રહ્યું ? માટે ધર્મનાં ઉપકરણ ઉપર પણ મમત્વબુદ્ધિ રાખવી નહિ, તેની ખાતર મન બગાડવું નહિ અને કોઈ સાથે કંકાસ કરવો નહિ.

આ હકીકત જરા વિચારવા જેવી છે. એના સંબંધમાં ધ્યાન આપવા જેવું એ છે કે માત્ર મમત્વ ખાતર ધારેલી ધારણા ધૂળ મળે છે અને સંસાર વધી જાય છે. આ

---

* મૃદંગમાં પંદર અક્ષર હોય છે. ત. ભ જ. જ. ર त्मौ जौ रो मृदगः ।
—⏑—⏑⏑—⏑⏑—⏑—⏑— છંદાનુશાસન.

બાબતમાં હજુ વધારે સ્પષ્ટ શબ્દોમાં ગ્રંથકર્તા ઉપદેશ આપે છે તે પર વાંચનારનું ચિત્ત ખેંચવા ઇચ્છીએ છીએ. ( ૨૦૭ )

## ધર્મોપકરણ પર મૂર્ચ્છાથી દોષ

रक्षार्थं खलु संयमस्य गदिता येऽर्था यतिनां जिनै-
र्वासःपुस्तकपात्रकप्रभृतयो धर्मोपकृत्यात्मकाः ।
मूर्छन्मोहवशात्त एव कुधियां संसारपाताय धिक् ! ।
स्वं स्वस्यैव वधाय शस्त्रमधियां यद्दुष्प्रयुक्तं भवेत् ॥ २७ ॥ ( शार्दूलविक्रीडित )

"વસ્ત્ર, પુસ્તક અને પાત્રાં વગેરે ધર્મોપકરણના પદાર્થો શ્રી તીર્થંકર ભગવાને સંયમની રક્ષા માટે યતિઓને બતાવ્યા છે, તે છતાં મંદબુદ્ધિવાળા મૂઢ જીવો, વધારે મોહમાં પડીને, તેને સંસારમાં પડવાનાં સાધનભૂત બનાવે છે, તેઓને ખરેખર ધિક્કાર છે ! મૂર્ખ માણસ વડે અકુશળતાથી વપરાયેલું શસ્ત્ર ( હથિયાર ) તેના પોતાના જ નાશનું નિમિત્ત થાય છે." ( ૨૭ )

**વિવેચન**—આ ઉપદેશ વધારે સ્પષ્ટ શબ્દોમાં છે. મૂર્ચ્છા એ જ પરિગ્રહ છે એમ સમજાઈ જાય, તો પછી આ હકીકતમાં વિશેષ પ્રકાશ પાડવાની જરૂર રહેતી નથી. વાત એ છે કે આ જીવ સમજતો નથી કે પદાર્થપ્રાપ્તિમા સુખ નથી, પણ સંતોષમાં સુખ છે. સર્વાંશે આ હકીકતની સત્યતા સમજેલ સાધુનું વર્તન, ઉપરના શ્લોકમાં લખ્યુ છે તેથી તદ્દન ઊલટું જ હોય છે. આ તો ભગવાને દીર્ઘ વિચાર કરીને રાખવાની રજા આપેલી એવી ઉપધિ–પાત્રાં કે પુસ્તકાદિ વસ્તુ–જે રાખવાનો ઉદ્દેશ સંયમપ્રવૃત્તિનો જ છે તે જ, મમતાથી સંસાર વધારે છે, તેમાં પાડે છે અને પાછો ઊંચો આવવા દેતી નથી. શસ્ત્રથી પરને ભય ઉત્પન્ન કરાય છે, હરાવાય છે અને પ્રાણ પણ લેવાય છે, પણ બંદૂકનો ખરો ઉપયોગ કરી ન જાણનાર જો દારૂ ભરીને તેને પોતાની તરફ જ તાકે તો તેથી પોતાનું જીવન પણ ખોઈ બેસે છે, તેવી જ રીતે સંસારનો નાશ કરવાના પ્રબળ સાધનરૂપ ધર્મોપકરણ પર મૂર્ચ્છા રાખવાનું થાય, તો યતિજીવનનો બહુધા નાશ થાય છે.

હે મુનિ ! અનુભવીના ઉપર લખેલા શબ્દો પર બરાબર મનન કરજે. એ ચમત્કારી ચાર લીટીમાં બહુ ઉત્તમ શિક્ષાનો સમાવેશ કરવામાં આવ્યો છે. સમજુ વર્ગને ઉપદેશેલા પદ્ય પર વિશેષ ટીકાને અવકાશ આપવાની આવશ્યકતા અલ્પ જણાય છે. ( ૨૭; ૨૦૮ )

## ધર્મોપકરણ ઉપડાવવાથી દોષ

संयमोपकरणच्छलात्परान्भारयन् यदसि पुस्तकादिभिः ।
गोखरोष्ट्रमहिषादिरूपभृत्तच्चिरं त्वमपि भारयिष्यसे ॥ २८ ॥ ( रथोद्धता )

"સંયમ-ઉપકરણના બહાનાથી પુસ્તક વગેરે વસ્તુઓનો બીજા ઉપર તું ભાર મૂકે છે,

પણ તે ગાય, ગધેડા, ઊંટ, પાડા વગેરેનાં રૂપ તારી પાસે લેવરાવીને, ઘણા કાળ પર્યંત તને ભાર વહન કરાવશે." (૨૮)

**વિવેચન**—ઉપકરણના બહાનાથી બીજા ઉપર અનેક જાતનો ભાર નાખે છે: પૈસાના ખરચનો બોજો, લહિયાને ત્યાં આટા ખાવાનો બોજો, તૈયાર કરવાનો બોજો, ભાર વધી જવાથી વિહાર વખતે ઉપાડવાનો બોજો અને તેવા અનેક પ્રકારના બોજા તું અન્ય પર નાખે છે અને તેમાં સંયમના ઉપકરણનું બહાનું કાઢે છે. તે વસ્તુઓને તું સંયમનાં ઉપકરણ તરીકે જ વાપરતો હઈશ, અને તે પણ તારા ઉપયોગ પૂરતું હશે, ત્યાં સુધી તો સમજ કે કદાચ કાંઈ વાંધો આવશે નહિ; પણ જો તું તેના પર મમત્વ કરતો હોઈશ, તેના પર મૂર્ચ્છા રાખતો હોઈશ, તો પછી તારા હાલ બહુ ખરાબ થશે. ભરૂચના પાડા કે ટ્રામના ઘોડા કે મારવાડના રણના ઊંટ થઈને, ભાર ખેંચી–ખેંચીને, તારે મહાકષ્ટ ભોગવવું પડશે અને તેમ કરીને તારું ઋણ પૂરું કરવું પડશે. (૨૮; ૨૦૯)

## સંયમ અને ઉપકરણની શોભાની સ્પર્ધા

**वस्त्रपात्रतनुपुस्तकादिनः, शोभया न खलु संयमस्य सा ।**
***आदिमा च ददते भवं परा, मुक्तिमाश्रय तदिच्छयैकिकाम् ॥ २९ ॥** ( रथोद्धता )

"વસ્ત્ર, પાત્ર, શરીર કે પુસ્તક વગેરેની શોભા કરવાથી કાંઈ સંયમની શોભા થતી નથી. પ્રથમ પ્રકારની શોભા ભવવૃદ્ધિ આપે છે અને બીજા પ્રકારની શોભા મોક્ષ આપે છે, માટે આ બન્નેમાંથી તારી મરજીમાં આવે તે એક શોભાનો આશ્રય કર અથવા તેટલા માટે તે વસ્ત્ર, પુસ્તક વગેરે શોભાનો ત્યાગ કરીને, હે યતિ! મોક્ષ મેળવવાની ઇચ્છાવાળો પણ તું સંયમની શોભામાં કેમ યત્ન કરતો નથી?" (૨૯)

**વિવેચન**—શોભા બે પ્રકારની છે: બાહ્ય શોભા અને અંતરંગ શોભા. સંસાર વધવાના નિમિત્તભૂત બાહ્ય શોભાનો ત્યાગ કરી, પરિગ્રહ-મમતા પરિહરી, અંતરંગ શોભા માટે યત્ન કર. સત્તર પ્રકારના સંયમ અથવા ચરણસિત્તરી અને કરણસિત્તરીની શોભા કરવી એ તારું કર્તવ્ય છે. વળી, સાથે એટલું પણ ધ્યાનમાં રાખજે કે જ્યાં બાહ્ય શોભા કરાય છે ત્યાં અંતરંગ શોભા કરી શકાતી નથી, તેથી તારે એકનો જ આશ્રય કરવો યુક્ત છે. (૨૯; ૨૧૦)

* * ૨૦૫–૨૧૦—આ છ શ્લોકોમાં બહુ ઉપયોગી હકીકતનો સમાવેશ થયો છે. કેટલાક વહેવારુ જીવો કહે છે કે જ્ઞાન-દર્શન-ચારિત્રનાં સાધનને પરિગ્રહ કહેવાય નહિ. સૂરિમહારાજ કહે છે કે તમારું તે કહેવું બરાબર છે, પણ એમાં જરા ફેર છે. અમુક સંજોગોમાં તેને પણ પરિગ્રહ કહેવાય. જો સંયમનાં ઉપકરણો ઉપર મારાપણાની બુદ્ધિ થાય, એનો વિયોગ કષ્ટકર થઈ પડે, એનો વારસો કોને મળે, એ નિર્ણય કરવાની પોતાની સત્તા માનવામાં આવે, કે, ટૂંકમાં કહીએ તો, સાક્ષીભાવ ઉપરાંત ધણીપણાની કોઈ પણ

* પાછળનાં બે પદ આ પ્રમાણે છે: तां तदत्र परिहाय संयमे, किं यते ! न यतसे शिवार्थ्यपि ? ॥

પ્રકારની સત્તા કે કોઈ પ્રકારનો હુકમ ભોગવવાની ઇચ્છા થાય, તો તરત જ તે પરિગ્રહની કોટિમાં આવી જાય છે. આ ઉપકરણો સાધુપણામાં સ્થિર કરવાના ઇરાદાથી, સંયમનું રક્ષણ કરવાના ઇરાદાથી અને મોહરાજા પર જય કરવાના શસ્ત્ર તરીકે વાપરવાના ઇરાદાથી રાખવાનું ફરમાન છે, તેને બદલે તે જ જ્યારે સંસારમાં રખડાવનારાં થાય ત્યારે કેટલું બધું નુકસાન થાય છે તેનો વિચાર કર. ઘર, સ્ત્રી, પૈસા વગેરેનું મમત્વ મુકાવું બહુ મુશ્કેલ છે. એ સર્વનો ત્યાગ કરી, માત્ર પાનાં-પુસ્તક પર મમત્વ બંધાવું, એ પૂરેપૂરી નબળાઈ છે પરંતુ જરા વિચાર કરવાથી તેનો ત્યાગ થઈ શકે તેમ છે. એમાં અગાઉના મહાત્માઓનાં દૃષ્ટાંતો લઈએ તો તો કામ થઈ જાય અને કેવળ સ્વહિત માટે છેલ્લા છેલ્લા થયેલા **શ્રી આનંદઘનજી અને ચિદાનંદજીનાં** દૃષ્ટાંતો જોતાં પણ, પરિગ્રહત્યાગનો નમૂનો હૃદયપટ પર ખડો થાય છે.

જેઓ ધર્મને નામે મ્યાના, પાલખી કે ગાડીઘોડા રાખે, તેઓના શા હાલ થશે તે તો ખ્યાલમા પણ આવી શકતું નથી. સંસારસમુદ્રના લગભગ કાંઠા પર આવી, ગળે પથ્થર બાંધી, પાછા પડનારા આ મૂઢ જીવો દશ વીશ વરસની વિનશ્વર અનિયમિત સાહ્યબી ખાતર, અનંત કાળ સુધી દુઃખ મળે એવો સંસાર વધારે છે. તેઓએ ઉપાધ્યાયજીનો નીચેનો શ્લોક વિચારવો :

सुखिनो विषयतृप्ता, नेन्द्रोपेन्द्रादयोऽप्यहो ।
भिक्षुरेकः सुखी लोके, ज्ञानतृप्तो निरञ्जनः ॥

અસંતુષ્ટ પરિગ્રહ ભર્યા, સુખીયા ન ઇંદ નરીંદ, સલુણે;
સુખી એક અપરિગ્રહી, સાધુ સુજસ સમકંદ, સલુણે;
પરિગ્રહ-મમતા પરિહરો.

આ શ્લોકના મનન પર દુનિયાના એક મહાન પ્રશ્નનો આધાર છે અને તે પર **વિવેચન** કરતાં **વિચારની** વધારે જરૂર છે. એનું રહસ્ય સમજી, તદનુસાર સંતોષ રાખવા યત્ન કરવો બહુ જ જરૂરનો છે, એટલું જ નહિ પણ સંસારસમુદ્ર પાર ઊતરવાનો સીધો અને સિદ્ધ ઉપાય છે.

## પરીષહસહન-સંવર

**शीतातपाद्यान्न मनागपीह, परीषहांश्चेत्क्षमसे विसोढुम् ।**
**कथं ततो नारकगर्भवास-दुःखानि सोढासि भवान्तरे त्वम् ? ॥ ३० ॥** (उपजाति)

"આ ભવમાં જરા પણ ઠંડી, તાપ વગેરે પરીષહો સહન કરવાને શક્તિમાન થતો નથી, તો પછી ભવાંતરમાં નારકીગતિનાં તેમ જ ગર્ભવાસનાં દુઃખો કેવી રીતે સહન કરીશ ?" (૩૦)

**વિવેચન**—હવે જુદા જુદા વિષયો ઉપર પ્રકીર્ણ શ્લોકોમાં ઉપદેશ આપે છે. એનું

લક્ષ્ય મુનિજીવન છે અને બહુધા એક વિષય બીજા વિષય સાથે ખાસ સંકલના ધરાવતો હોય એવું ધોરણ નથી; છતાં આ અને હવે પછીના આઠ શ્લોકમાં પરીષહ સહન કરવાનો મુખ્ય ઉપદેશ છે. હે મુનિ! જે દ્વારા નવાં કર્મો આવતાં અટકે એને શાસ્ત્રકાર 'સંવર' કહે છે. વિભાવદશામાં મનોવૃત્તિ ઘણું કરીને વિનાશને(અધો)માર્ગે જ ગમન કરે છે, કારણ કે તેના પર આધિપત્ય રાગદ્વેષ વગેરેનું હોય છે. આ જીવને પ્રતિકૂળ વિષયો મળે છતાં પણ ચલાવી લેતાં શીખવું અને રાગાદિ શત્રુઓનો દોર અટકાવવો એ સંવરનું કામ છે અને તે ખાસ કરીને પરીષહોને જીતવાથી જ બની શકે તેમ છે. એ પરીષહો જૈન શાસ્ત્રકાર બાવીશ ગણાવે છે, જેમાંનાં કેટલાક અનુકૂળ પણ હોય છે. એનું સામાન્ય સ્વરૂપ આ જ અધિકારમાં આગળ આવે છે.* એ પરીષહ સહન કરવાથી નવીન કર્મો અટકી પડે છે અને પૂર્વોપાર્જિત પ્રબળ કર્મો ક્ષય પામે છે, એ બહુ જ મોટો લાભ થાય છે. હે મુનિ! તારા જીવનમાં આ પરીષહસહન તો બહુ જ અગત્યનો ભાગ ભજવે, એમ હોવું જોઈએ; અને, યાદ રાખજે કે, જો અત્ર તે ખુશીથી સહન કરવામાં પાછો પડીશ તો કુંભીપાક અથવા ગર્ભવાસનાં દુઃખો તો ખમવાં જ પડશે. ફેર એટલો કે અત્ર સ્વવશથી માત્ર થોડો વખત પરીષહો સહન કરવા પડશે, જ્યારે ભવાંતરમાં એથી વિપરીત થશે.× (૩૦; ૨૧૧)

## વિશાશી દેહ; જપ-તપ કરવાં

**मुने ! न किं नश्वरमस्वदेहमृत्पिण्डमेनं सुतपोव्रताद्यैः ।**
**निपीड्य भीतिर्भवदुःखराशेर्हित्वात्मसाच्छैवसुखं करोषि ? ॥ ३१ ॥** (उपजाति)

"હે મુનિ! આ શરીરરૂપી માટીનો પિંડ નાશવંત છે અને પોતાનો નથી. તેને ઉત્તમ પ્રકારનાં તપ અને વ્રતો કરીને પીડા આપી, અનંત ભવમાં પ્રાપ્ત થનારાં દુઃખો દૂર કરીને, મોક્ષસુખને આત્મસન્મુખ કેમ કરતો નથી?" (૩૧)

**વિવેચન**—શરીર ઉપયોગી છે, પણ તેનાથી ધર્મસાધન, ઉચ્ચ મનોવૃત્તિ અને શુદ્ધ વ્યવહારમય જીવન વહન કરી શકાય તો જ. એ નાશવંત અને ક્ષણિક છે એ આપણે પાંચમા અધિકારમાં દેહમમત્વત્યાગના વિવેચનમાં જોઈ ગયા. એ પોતાનું નથી એ તો સ્વતઃસિદ્ધ છે; જો તારું હોત તો તારી સાથે આવત, પણ અનેક મિત્ર, સગા કે સંબંધીનાં દૃષ્ટાંતો જોઈ, ચોક્કસ થાય છે કે એ તો અત્ર રહી જાય છે, ત્યારે, વાસ્તવિક રીતે તો, એ એક માટીનો પિંડ છે. ત્યારે એ માટીના પિંડને ધર્મવ્યવહારરૂપ ચાક પર ચઢાવી તપ, જપ, વ્રત, ધ્યાન વગેરે આકૃતિ આપી, જ્યાં સુધી એ પાત્ર ચાલે ત્યાં સુધી, એને તારા ખરા ઉપયોગમાં શા માટે લેતો નથી? એ સમજણ રાખીશ તો એ પિંડથી દુઃખનો અત્યંતાભાવ થશે અને તેથી જ અનંત સુખ પ્રાપ્ત થશે અને સંસારનો પ્રસંગ જ દૂર

* જુઓ આગળ શ્લોક ૩૮ની નોટ. + જુઓ આગળ શ્લોક ૩૫.

જશે. વ્રત કે તપાદિક કરવાથી શરીર તંદુરસ્ત રહે છે અને પરભવે મહાસુખ મળે છે, એમ બેવડો લાભ થાય છે. (૩૧; ૨૧૨)

### ચારિત્રકષ્ટ (વિરુદ્ધ) નારકી-તિર્યંચનાં કષ્ટ

यदत्र कष्टं चरणस्य पालने, परत्र तिर्यङ्नरकेषु यत्पुनः ।
तयोर्मिथः सप्रतिपक्षता स्थिता, विशेषदृष्ट्याऽन्यतरं जहीहि तत् ॥ ३२ ॥ (वंशस्थविल)

"ચારિત્ર પાળવામાં આ ભવમાં જે કષ્ટ પડે છે અને પરભવમાં નારકી અને તિર્યંચ ગતિમાં જે કષ્ટ પડે છે, તે બંનેને અરસપરસ પ્રતિપક્ષીપણું છે, માટે સમજણ વાપરીને બેમાંથી એકને તજી દે." (૩૨)

**વિવેચન**—ચારિત્ર એટલે વર્તન. શુદ્ધ વર્તન રાખવામાં અને આત્મગુણરમણતા કરવામાં અભ્યાસકાળે કેટલુંક સહન કરવું પડે છે; ખાસ કરીને કેટલીક વાર તાત્કાલિક લાભનો ભોગ આપવો પડે છે. એ 'ચારિત્ર'નો જૈન પરિભાષામા 'સાધુજીવન' એવો એક અર્થ થાય છે અને તે જીવન પાળવામાં ઉપાધિત્યાગ, પરિગ્રહત્યાગ, ગૃહત્યાગ, સ્વાદિષ્ટ ભોજનનો ત્યાગ, ભૂમિશય્યા, અપ્રતિબદ્ધ વિહાર, કેશનો લોચ વગેરે અનેક પ્રકારનાં કષ્ટ સહન કરવાં પડે છે. આ સર્વ વ્યાવહારિક કષ્ટ છે. હવે બીજી બાજુએ નારક તથા તિર્યંચનાં દુઃખો સુપ્રસિદ્ધ છે. નારકીના જીવોને સહેવાં પડતાં કુંભીપાક, વૈતરણી વગેરેનાં દુઃખો અને જાનવરોને સહેવાં પડતાં વધ, બંધન, પ્રહારાદિનાં દુઃખો અન્યત્ર વર્ણવ્યાં છે.* આ પણ કષ્ટ છે. હવે ચારિત્રનાં અને પરભવના દુઃખોને પરસ્પર વિરોધ છે, એટલે કે એક હોય ત્યાં બીજું નહિ, એમ છે. જેઓ અત્ર ચારિત્ર પાળી અનેક પ્રકારના કષ્ટો સહન કરે છે, તેઓ આવતા ભવમાં મનુષ્ય કે દેવગતિ પામે છે, અને વધારે સ્થિરતાવાળો જીવ તો મોક્ષ પણ પ્રાપ્ત કરે; જ્યારે અત્ર વ્યસન સેવનાર, વિષયી, કપટવ્યવહારવાળા જીવોને પરત્ર દુર્ગતિ પ્રાપ્ત થાય છે. હે મુનિ! આ બે પ્રકારનાં કષ્ટો છે તેમાંથી એક પ્રકારનાં તો સહેવાં જ પડશે; માટે વિવેકપૂર્વક વિચાર કરી બેમાંથી એક ગ્રહણ કરી લે, એવી અમારી ખાસ ભલામણ છે. બન્ને પ્રકારનાં કષ્ટમાંથી કયા કષ્ટનું જોર વધારે છે, કયા વધારે વખત ચાલે છે અને કયા શુભ રાશિની પરંપરા ઉત્પન્ન કરે છે—એ સર્વ બાબત પર વિચાર કરી એ બેમાંથી એક વસ્તુ ગ્રહણ કર, અથવા, શ્લોકની ભાષામાં કહીએ તો, બેમાંથી એક કષ્ટ ત્યાગ કરવાનો નિર્ણય કર. (૩૨; ૨૧૩)

### પ્રમાદજન્ય સુખ (વિરુદ્ધ) મુક્તિનું સુખ

शमत्र यद्‌बिन्दुरिव प्रमादजं, परत्र यच्चाब्धिरिव द्युमुक्तिजम्× ।
तयोर्मिथः सप्रतिपक्षता स्थिता, विशेषदृष्ट्याऽन्यतरद्‌गृहाण तत् ॥ ३३ ॥ (वंशस्थविल)

---

* જુઓ અધિકાર આઠમો, ચતુર્ગતિદુઃખવર્ણન. × द्युमुक्तिगमिति पाठांतरम् ।

"આ ભવમાં પ્રમાદથી જે સુખ થાય છે તે બિંદુ જેટલું છે અને પરભવમાં દેવલોક અને મોક્ષ સંબંધી જે સુખ થાય છે તે સમુદ્ર જેટલું છે; આ બન્ને સુખને પરસ્પર પ્રતિપક્ષીપણું છે, માટે વિવેક વાપરીને, એમાંથી એકને તું ગ્રહણ કર."

**વિવેચન**—ભાવ ઉપરના શ્લોકને મળતો જ છે. મદ્ય, વિષય, કષાયાદિકમાં સુખ થોડું, થોડા વખતનું અને પરિણામે દુઃખ લાવનારું હોય છે; જ્યારે સ્વર્ગ કે મોક્ષનાં સુખ અનુક્રમે લાંબા કે અનંત–ચિરસ્થાયી અને ખરા સુખનો જ ખ્યાલ કરાવનારાં છે. આ બન્ને સુખને વિરોધ છે : એક હોય ત્યાં બીજું ન હોય. માટે વિવેક રાખી, વિચાર કરીને, પ્રમાદનું કે સ્વર્ગમોક્ષનું સુખ મેળવવા નિશ્ચય કર. ( ૩૩; ૨૧૪ )

### ચારિત્રનિયંત્રણાનું દુઃખ ( વિરુદ્ધ ) ગર્ભાવાસ વગેરેનું દુઃખ

**नियंत्रणा या चरणेऽत्र तिर्यक्स्त्रीगर्भकुम्भीनरकेषु या च ।**
**तयोर्मिथः सप्रतिपक्षभावाद्विशेषदृष्ट्याऽन्यतरां गृहाण ॥ ३४ ॥** (उपजाति)

"ચારિત્ર પાળવામાં, આ ભવમાં તારા પર નિયંત્રણા* થાય છે, અને પરભવે તિર્યંચ ગતિમાં, સ્ત્રીના ગર્ભમાં, અથવા નારકીના કુંભીપાકમાં નિયંત્રણા ( કષ્ટપરાધીનપણું ) થાય છે. આ બન્ને નિયંત્રણાને પરસ્પર વિરોધ છે, માટે વિવેક વાપરીને એમાંથી એક ગ્રહણ કર." ( ૩૪ )

**વિવેચન**—"સ્પષ્ટ છે. એમાંથી એક પ્રકારનું કષ્ટ સહન કરવું જ પડશે. અત્ર Choice between the two evils–બે દુઃખમાંથી એકને પસંદ કરી લેવાનું છે. નારકીનું કષ્ટ કે તિર્યંચનું કષ્ટ બહુ સખત છે અને દીર્ઘ કાળનું છે; જ્યારે સાધુજીવનમાં નિયંત્રણાનું કષ્ટ એ અતિ અલ્પ, અલ્પ સમય ચાલે તેવું અને ભવિષ્યમાં હિત કરનારું હોય છે. સર્વ પ્રકારનો વિચાર કરી, એમાંથી એક ગ્રહણ કરવા તત્પર થજે. તાત્કાલિક સુખથી લેવાઈ જઈશ નહિ, પરિણામસુખ પર વિચાર કરજે. ( ૩૪; ૨૧૫ )

### પરીષહ સહન કરવાનો ઉપદેશ ( સ્વવશતામાં સુખ )

**सह तपोयमसंयमयन्त्रणां, स्ववशतासहने हि गुणो महान्× ।**
**परवशस्त्वति भूरि सहिष्यसे, न च गुणं बहुमाप्स्यसि कञ्चन ॥ ३५ ॥** (द्रुतविलंबित)

"તું તપ, યમ અને સંયમની નિયંત્રણા સહન કર. પોતાને વશ રહીને ( પરીષહાદિનું દુઃખ ) સહન કરવામાં મોટો ગુણ છે; પરવશ પડીશ ત્યારે તો દુઃખ બહુ ખમવું પડશે અને તેનું ફળ કાંઈ પણ થશે નહિ." ( ૩૫ )

**વિવેચન**—તપ બાર પ્રકારનાં છે : છ બાહ્ય અને છ આભ્યંતર. બાહ્ય તપમાં ઉપવાસ વગેરે આવે છે અને અંતરંગ તપમાં પ્રાયશ્ચિત્ત વગેરે આવે છે. તેના ઉપર અગાઉ

---

* વ્રત વગેરેને લીધે સહન કરવું પડતું કષ્ટ તથા તીર્થંકર મહારાજ, ગુરુમહારાજની આજ્ઞાનું પરાધીનપણું. × गुणो महान् इति स्थाने शिवं गुण इति वा पाठः ।

વિવેચન થઈ ગયુ છે. યમ પાંચ છે : જીવવધત્યાગ, સત્યવચન ઉચ્ચારણ, અસ્તેય ( નષ્ટ થયેલું, પડેલું, વિસ્મરણ થયેલું અથવા કે કેલું પરદ્રવ્ય ન લેવું તે અથવા સર્વથા ચારે પ્રકારના અદત્તનો ત્યાગ કરવો તે ), અખંડ બ્રહ્મચર્ય અને ધનની મૂર્ચ્છાનો ત્યાગ. એટલે, ટૂંકામાં કહીએ તો, પાંચ અણુવ્રતોનું કે મહાવ્રતોનું આદરવું એ યમ છે. સંયમ સત્તર પ્રકારે છે. ઉપર લખેલાં પાંચ મહાવ્રતોનું આચરણ, ચાર કષાયનો ત્યાગ, મન-વચન-કાયાના યોગો પર અંકુશ અગર નિરોધ અને પાંચ ઇંદ્રિયોનું દમન—એ સત્તર પ્રકારે સંયમ છે. આ તપ, યમ અને સંયમને પાળવામાં થતા બાહ્ય કષ્ટને યંત્રણા કહે છે. એ કષ્ટ તો છે, પણ તે સ્વહસ્તે વહોરેલું અને પરિણામે શુભ ફળ આપનારું છે. એ દુઃખને, ભવિષ્યમાં મહાન લાભ દેનાર જાણી, સહન કરવામાં આવે, તો તેમાંથી પણ આનંદ મળે છે અને મનમાં શાંતિ રહે છે. વળી, બીજી પંક્તિમાં કહે છે તે બહુ અગત્યનું છે. સ્વ-વશપણે સહન કરવામાં બહુ લાભ છે. ભર્તૃહરિ કહે છે કેઃ—

अवश्यं यातारश्चिरतरमुषित्वाऽपि विषया,
वियोगे को भेदस्त्यजति न जनो यत्स्वयममून् ।
व्रजन्तः स्वातन्त्र्यादतुलपरितापाय मनसः,
स्वयं त्यक्ता ह्येते शमसुखमनन्तं विदधते ॥

"ઘણા વખત સુધી રહ્યા પછી પણ વિષયો અખારે તો જવાના જ છે. લોકો જો તેને પોતાની મેળે તજી ન દે, તોપણ તેનો વિયોગ થવાનો, તેમા કાંઈ બે મત છે જ નહિ. જો તેઓ પોતાની મેળે જશે તો મન પર મહાશોકની અસર મૂકીને જશે; જ્યારે આપણે જો તેઓને તજી દઈએ તો તેઓ મહાશાંતિ આપે છે." આ હકીકત અનુભવસિદ્ધ છે.

ઘડપણમાં ઇંદ્રિયોના વિષયો, શરીરની નબળાઈથી તજવા પડે છે. ત્યાર પછી પૂર્વની ઇચ્છાને લીધે બાળચેષ્ટાઓ કરવી પડે છે. દાખલા તરીકે, ગાંઠિયાનો લોટ કરવો પડે છે અને પાનને સૂડીમા મૂકી કાપવું પડે છે. મોટી વય સુધી વિષયો તજવાની ટેવ ન પડવાને લીધે આવી હાસ્યાસ્પદ સ્થિતિ પ્રાપ્ત થાય છે. તેને બદલે જો તે ઉમ્મર પ્રાપ્ત થાય તે પહેલાં સ્વયમેવ વિષયોને તજવામાં આવે તો બહુ આનંદ થાય છે.

વળી, આ મનુષ્યભવમાં દશ, વીસ, પચીશ કે પચાસ વરસ સંયમ પાળી સ્વવશપણે જે આત્મવિભૂતિ પ્રાપ્ત થાય છે, તેનું ફળ જ્યારે ચિરકાળ સુધીના સ્વર્ગમાં સુખ વા અનંત કાળ સુધીનાં મોક્ષનાં સુખ થાય છે ત્યારે અનુભવમાં આવે છે. અને અહીં જો તેમાં ગફલતી કરવામાં આવે છે, તો પરભવે પરવશપણે અત્યંત દુઃખ સહન કરવાં પડે છે અને કાંઈ લાભ પ્રાપ્ત થતો નથી. આવી રીતે આ જ ભવમાં પરીષહ સહન કરવામાં જ્યારે અનેક પ્રકારના લાભ છે, ત્યારે તે પરભવ ઉપર મુલતવી રાખવામાં દેખીતું નુકસાન છે. એ બાબતનો વિચાર કરી અત્ર શુદ્ધ વર્તન રાખી તપ, જપ, ધ્યાન, સંયમ, ઇંદ્રિયદમન વગેરે બાબતમાં વારવાર વધારો કરવા ચીવટ રાખવી યોગ્ય છે. ( ૩૫; ૨૩૬ )

## પરીષહ સહન કરવાનાં શુભ ફળ

अणीयसा साम्यनियन्त्रणाभुवा, मुनेऽत्र कष्टेन चरित्रजेन च ।
यदि क्षयो दुर्गतिगर्भवासगाऽसुखावलेस्तत्किमवापि नार्थितम् ?॥ ३६ ॥ (वंशस्थवलि)

"સમતાથી અને નિયંત્રણા( પરિષહસહન )થી થયેલા થોડા જ કષ્ટ વડે તેમ જ ચારિત્ર પાળવાને લીધે થયેલા થોડા કષ્ટ વડે જો દુર્ગતિમાં જવાની અને ગર્ભવાસમાં રહેવાની દુઃખપરંપરાનો ક્ષય થઈ જતો હોય, તો તો પછી તું શું ઇચ્છિત પામ્યો નહિ ?" ( ૩૬ )

**વિવેચન**—સમતા પ્રાપ્ત કરવા મનોનિગ્રહ વગેરે કરવાં પડે છે. સમતા આત્મિક ધર્મ હોવાને લીધે, તે કરવામાં જરા પણ કષ્ટ પડતું નથી, ઊલટું સહજ સ્વરૂપમાં રહેવાથી અને ઇંદ્રિયની પ્રવૃત્તિ તજવાથી પરમ આનંદ અને સહજ આત્મિક શાંતિ જળવાઈ રહે છે અને સંકલ્પવિકલ્પરૂપ દાહજન્ય કષ્ટ થતું નથી; તેમ જ ચારિત્ર પાળવામાં બાહ્ય કષ્ટ છે, પણ આત્મસંતોષ અપરિમિત છે, એટલે એને કષ્ટ કહેવાય જ નહિ. છતાં તકરારની ખાતર એને થોડું કષ્ટ કહો તોપણ એનાથી જો પરભવમાં થનારી ગર્ભવાસની અને નરક, તિર્યંચગતિની અનંત વેદના મટી જતી હોય તો તો પછી બીજું વધારે શું જોઈએ ?

શાસ્ત્રકાર અનેક સ્થાને વારવાર કહે છે કે ચારિત્ર અને સમતાથી દુર્ગતિનો નાશ થાય છે અને મોક્ષનાં અનંત સુખ મળે છે. વળી, ઉપર બત્રીસમા શ્લોકમાં પણ આપણે આચાર્યના શ્રીમુખથી એ વચનની સત્યતા સાંભળી સ્વીકારી છે; તેથી ચારિત્રના કષ્ટને અને નરકતિર્યંચના કષ્ટને પ્રતિપક્ષતા છે એ સ્પષ્ટ ભાસે છે. આવી રીતે થોડી ક્રિયા પણ બહુ લેખે લાગે છે, માટે તદનુસાર વર્તન કરવા પ્રયાસ કરવો. ( ૩૬; ૨૧૭ )

## પરીષહથી દૂર ભાગવાનાં માઠાં ફળ

त्यज स्पृहां स्वःशिवशर्मलाभे, स्वीकृत्य तिर्यङ्नरकादिदुःखम् ।
सुखाणुभिश्चेद्विषयादिजातैः, संतोष्यसे* संयमकष्टभीरुः ॥ ३७ ॥ (उपजाति)

"સંયમ પાળવાનાં કષ્ટથી ડરી જઈને વિષયકષાયથી થતા અલ્પ સુખમાં જો તું સંતોષ પામતો હોય, તો પછી નરકતિર્યંચગતિનાં આગામી દુઃખો સ્વીકારી લે અને સ્વર્ગ તેમ જ મોક્ષ મેળવવાની ઇચ્છાને તજી દે." ( ૩૭ )

**વિવેચન**—ઉક્ત અર્થ વ્યતિરેકપણે કહે છે : હે સાધુ ! જો તને સંયમ કે જેમાં કષ્ટ નથી, તેમાં પીડા લાગતી હોય અને વિષય સેવવામાં સુખ લાગતું હોય, તો પછી મોક્ષની આશા છોડી દે, તેની ઇચ્છા પણ છોડી દે અને નરકતિર્યંચગતિનાં ભયંકર દુઃખો સ્વીકારી લે. અર્થ સ્પષ્ટ છે અને એમાં ગ્રંથકર્તાનો હૃદયભાવ સમજવા જેવો છે. જીવની

* પાઠાંતર संतोष्यते એ પાઠ લેવો હોય ત્યારે કર્તા તરીકે આત્માને લઈ બીજાને ઉપદેશ આપ્યો છે એમ સમજવું.

વર્તમાન દશા સુધારવાની શુભ ઇચ્છામાં પ્રવૃત્ત થયેલા સૂરિ કટાક્ષરૂપે કડવી ઔષધિનું પાન કરાવે છે, એ બરાબર સમજીને એના આશય પ્રમાણે વર્તન કરવું. (૩૭; ૨૧૮)

### પરીષહ સહન કરવામાં વિશેષ શુભ ફળ

समग्रचिन्तार्त्तिहृतेरिहापि, यस्मिन्सुखं स्यात्परमं रतानाम् ॥
परत्र चेन्द्रादिमहोदयश्रीः, प्रमाद्यसीहापि कथं चरित्रे ? ॥ ३८ ॥ (उपजाति)

"ચારિત્રથી આ ભવમાં સર્વ પ્રકારથી ચિંતા અને મનની આધિનો નાશ થાય છે, તેથી તેમાં જેને લય લાગી હોય તેઓને મોટું સુખ થાય છે અને પરભવમાં ઇંદ્રાસન કે મોક્ષની મહાલક્ષ્મી મળે છે. આ પ્રમાણે છે છતાં પણ આ ચારિત્રમાં શા માટે પ્રમાદ કરે છે ?"

**વિવેચન**—ચિંતા–રાજ્યભય ને ચોરભય.

આર્તિ–પોતાના અને બીજાના ભરણપોષણ વગેરેથી થતી માનસિક પીડા.

સાધુજીવનમાં મોટે ભાગે self-denial સ્વાત્મસંતોષ અને લભ્ય વસ્તુનો પણ ઇચ્છાપૂર્વક ત્યાગ જોવામાં આવે છે. એ સ્વાત્મસંતોષ અને સ્વયં ત્યાગમાં કેટલો આનંદ છે તે આપણે અનેક પ્રસંગે અગાઉ જોઈ ગયા છીએ. એમાં ચિંતા કે બીજા કોઈ પણ પ્રકારની માનસિક ઉપાધિની ગેરહાજરી જોવામા આવે છે. આ મોટા લાભ આગળ બીજી સર્વ વસ્તુઓ અલ્પ છે, નકામી છે, અવગણનાને યોગ્ય છે. એ માનસિક સુખ પ્રાપ્ત કરવા માટે ગમે તે પ્રકારની અગવડ સહન કરવી પડે તોપણ તેમાં પાછા હઠવું જોઈએ નહિ. આ સ્થૂળ સુખ ઉપરાંત આત્મિક વૃત્તિ શુદ્ધ થવાથી નવીન કર્મબંધ થતો નથી અથવા થાય છે તો શુભ થાય છે. પ્રથમથી (કર્મબંધના અભાવે) મોક્ષલક્ષ્મી પ્રાપ્ત થાય છે, ત્યારે બીજાથી (શુભ કર્મબંધથી) ઇંદ્ર, મહર્દ્ધિક દેવ વગેરેની મહાલક્ષ્મી પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે ચારિત્રથી સર્વત્ર આનંદ છે. ટીકાકાર તેટલા માટે જ કહે છે કે :—

न च राजभयं न च चौरभयं, न च वृत्तिभयं न वियोगभयम् ।
इहलोकसुखं परलोकसुखं, श्रमणत्वमिदं रमणीयतरम् ॥

એટલે "સાધુજીવનમાં રાજભય, ચોરભય, વૃત્તિ(આજીવિકા)ભય કે વિયોગભય નથી; આ ભવમાં પણ સુખ છે અને પરભવમાં પણ સુખ છે; તેથી સાધુપણું રમણીય છે."

આમ હકીકત છે ત્યારે હે આત્મન્ ! તું સર્વ પ્રકારે લાભ કરે તેવા જીવનને પ્રાપ્ત કરવામાં અથવા પ્રાપ્ત કરીને તેનો નિર્વાહ કરવામાં શા માટે પ્રમાદ કરે છે ? (૩૮, ૨૧૯)

* * ૨૧૧–૨૧૯ સુધીના નવ શ્લોકો બહુ અસરકારક છે અને ખાસ યતિજીવનને ઉદ્દેશીને લખાયા છે. એમાં પરીષહસહન અને પ્રમાદત્યાગનો વિષય મુખ્ય છે. એ બાવીશ પરીષહ સહન કરવાથી મુનિજીવન સફળ થાય છે. એ બાવીશ પરીષહ નીચે પ્રમાણે છે—

૧. સમતાથી ક્ષુધા સહન કરવી.
૨. સમતાથી તૃષા સહન કરવી.
૩. સમતાથી ઠંડી–ટાઢ ખમવી.
૪. સમતાથી તાપ–ગરમી ખમવી.
૫. સમતાથી ડાંસ–મચ્છરના ડંસ ખમવા.
૬. વસ્ત્ર પ્રમાણોપેત રાખવાં.
૭. સંયમમાં અપ્રીતિ ન કરવી.
૮. સ્ત્રીસંસર્ગ સર્વથા તજવો.
૯. અપ્રતિબદ્ધ વિહાર કરવો.
૧૦. અભ્યાસના સ્થાનની મર્યાદા સાચવવી.
૧૧. ગમે તેવી શય્યાને લીધે રાગદ્વેષ ન કરવો.
૧૨. સમતાથી અન્યકૃત તિરસ્કાર સહન કરવા.
૧૩. સ્વવધ થાય તોપણ ધર્મત્યાગ ન કરવો.
૧૪. યોગ્ય યાચના કરતાં શરમાવું નહિ.
૧૫. યાચના કરતાં છતાં ન મળે, તોપણ મનની સમસ્થિતિ ખોવી નહિ.
૧૬. રોગની પીડા સમતાથી સહેવી.
૧૭. ડાભ તૃણાદિકનો સ્પર્શ ખમવો.
૧૮. શરીરના મળ ઉપર જુગુપ્સા કરવી નહિ.
૧૯. સત્કાર–આદર થાય કે નહિ, તેની દરકાર રાખવી નહિ અને થાય ત્યારે ફુલાઈ જવું નહિ.
૨૦. જ્ઞાનીપણાને લીધે અહંકાર કરવો નહિ.
૨૧. અજ્ઞાનપણાથી ન આવડે, તો ભણતાં કંટાળવું નહિ.
૨૨. શ્રદ્ધા દૃઢ રાખવી.

એ બાવીશ પરીષહ મધ્યે અનુકૂળ અને પ્રતિકૂળ સર્વ પરીષહ સહન કરવાથી મહાસંવર થાય છે, એટલે તે વખત દરમ્યાન જીવ નવાં કર્મો ગ્રહણ કરતો નથી. એ સ્થૂળ પરીષહ છે એટલું જ નહિ પણ માનસિક પણ છે. એનો આભાસ મનોરાજ્યમાં તેવી જ પ્રબળતાથી થાય છે અને એની હાજરીથી જીવને બહુ વીર્યોલ્લાસ થાય છે. એક એક પરીષહનું સ્વરૂપ ધ્યાન રાખી વિચારવાથી જણાશે કે સ્થૂળ અગવડ સહન કરવામાં તૈયારી બતાવવાથી આ જીવ બહુ સુખ મેળવી શકે છે સાધુજીવનને ઉદ્દેશીને લખાયલા આ વિચારો ઘણે અંશે ગૃહસ્થોને પણ અનુકરણીય છે. જેઓ પરભવ, આત્મા અને પુદ્ગળનો ભિન્નભાવ અને પ્રત્યેકની ભિન્ન ભિન્ન હયાતી સ્વીકારતા હોય તેઓને જ આ આધ્યાત્મિક

આનંદ આવે એવું છે. એ વિષયમાં ઊંડા ઊતરવાની ખાસ જરૂર છે, પણ અત્ર તો તેવા વ્યવહારની હાજરી સ્વીકારીને જ ગ્રંથયોજના થઈ છે. આવા પ્રકારના આસ્તિક જીવોએ થોડાં કષ્ટના ભોગે સદાનું મહાસુખ પ્રાપ્ત કરવા સારુ પ્રબળ પુરુષાર્થ ફોરવવો એ ખાસ જરૂરનું છે, એટલું જ નહિ પણ, મહાલાભકારક છે. આ 'યતિશિક્ષા'ના વિષયમાં વારંવાર પુનરાવર્તન આવે છે, પરંતુ તે દોષ નથી, કારણ કે આ અનાદિ મિથ્યાભ્યાસી જીવને શુદ્ધ ઉપદેશ વારંવાર ઠસાવવા સારુ ચોક્કસ ઇરાદાથી થયેલું એ પુનરાવર્તન છે, અને એનો આશય બહુ ગંભીર હોવા સાથે શુભ છે.

## સુખસાધ્ય ધર્મકર્તવ્ય—પ્રકારાંતર

महातपोध्यानपरीषहादि, न सत्त्वसाध्यं यदि धर्तुमीशः ।
तद्भावनाः किं समितीश्च गुप्तीर्धत्से शिवार्थिन्न मनःप्रसाध्याः ॥ ३९ ॥ (उपजाति)

"ઉગ્ર તપસ્યા, ધ્યાન, પરીષહ વગેરે સત્ત્વથી સાધી શકાય તેવાં છે તે સાધવાને તું શક્તિવાન ન હોય, તોપણ ભાવના, સમિતિ અને ગુપ્તિ, જે મનથી જ સાધી શકાય તેમ છે, તેને હે મોક્ષાર્થી ! તું કેમ ધારણ કરતો નથી ?" (૩૯)

**વિવેચન**—નવ શ્લોકમાં પરીષહ સહન કરવાનો ઉપદેશ આપ્યો. છ માસાદિક તપસ્યા અને મહાપ્રાણાયામાદિક ધ્યાન તેમ જ મોટા ઉપસર્ગ, પરીષહો સહન કરવાનું કદાચ પંચમ કાળના પ્રભાવે હાલ શારીરિક બળ જેઓમાં ન હોય, તેઓ માટે પણ રસ્તા બંધ નથી; તેઓ પણ ધારે તો લાભ પ્રાપ્ત કરી શકે તેમ છે. મન પર અંકુશ હોય, તો તેને અનુસારે ઇંદ્રિયદમન, આત્મસંયમ, યોગરુંધન વગેરે શારીરિક કષ્ટ વગરનાં મહાવિકટ કાર્યો પણ બની શકે છે. તેથી જ ઉપર કહ્યું છે કે તારાથી માસખમણ વગેરે તપસ્યા, મહાપ્રાણવાયુદમન (મહાપ્રાણાયામ) વગેરે ધ્યાન અથવા સ્થૂળ બાવીશ પરીષહસહન વગેરે સહન કરવાનું ન બને તોપણ તારે ધર્મબુદ્ધિને અંગે ઉત્પન્ન થતી સંસારની અનિત્યતા ભાવવી, તારું એકત્વપણું વિચારવું, શરીરને અશુચિનો પિંડ સમજી તેના પરથી મમતા ઘટાડવી વગેરે સુપ્રસિદ્ધ* બાર ભાવના ભાવવી એ તારુ ખાસ કર્તવ્ય છે. તેમ જ પ્રથમ અધિકારમાં વર્ણવેલી મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય એ ચારે ભાવના નિરંતર ભાવવી એ પણ તારી ફરજ છે. એ ઉપરાંત કોઈ પણ વસ્તુ લેતાં-મૂકતાં, ચાલતાં, બેસતાં, બોલતાં ઉપયોગ રાખવો—એમાં સમિતિનો સમાવેશ થાય છે; જ્યારે મન-વચન-કાયાની પ્રવૃત્તિ પર અંકુશ રાખવો એ ગુપ્તિ કહેવાય છે. એ સમિતિ-ગુપ્તિ ધારણ કરવી, તે તારા મનોબળ પર આધાર રાખે છે અને તું ધારીશ તો એને અંગે ઘણું કરી શકીશ. એ સંબંધમાં હજુ આગળ વિસ્તારથી વિવેચન કરવામાં આવશે. (૩૯; ૨૨૦)

---

* જુઓ નીચેના ચાળીશમા શ્લોક પરનું વિવેચન.

## ભાવના-સંયમસ્થાન; તેનો આશ્રય

अनित्यताद्या भज भावनाः सदा, यतस्व दुःसाध्यगुणेऽपि संयमे ।
जिघत्सया ते त्वरते ह्ययं यमः,× श्रयन् प्रमादान्न भवाद्बिभेषि किम् ? ॥ ४० ॥ (वंशस्थविल)

"અનિત્યપણું વગેરે સર્વ ભાવનાઓ નિરંતર ભાવ; જે સંયમના (મૂળ તથા ઉત્તર) ગુણો મુશ્કેલીથી સાધી શકાય છે, તેમાં યત્ન કર, આ યમ (કાળ) તને ખાઈ જવા માટે ઉતાવળ કરે છે; ત્યારે પ્રમાદનો આશ્રય કરતી વખતે તું શું સંસારભ્રમણથી બીતો નથી ?" (૨૪)

**વિવેચન**—બાર ભાવનાની વધારે વિગત શાંતસુધારસ ગ્રંથમાં આપી છે:—

૧. આ સંસારમાં કોઈ વસ્તુ નિત્ય નથી, સર્વ નાશવંત છે, માત્ર આત્મા નિત્ય છે: આ **અનિત્યભાવના.**

૨. આ જીવને જિનવચન સિવાય કોઈનો આધાર નથી, તે ધારે તો પોતાની સત્તા સિદ્ધ કરી, પોતાના પગ ઉપર ઊભો રહી શકે: આ **અશરણભાવના.**

૩. આ સંસારમાં ભ્રમણ કરતાં જીવ અનેક વખત રંક અને રાજા થાય છે, ભિક્ષુ અને ઇંદ્ર થાય છે, રોગી અને પુષ્ટ થાય છે; તેમ જ સંબંધમાં પણ પુત્ર હોય તે પિતા થાય છે, સ્ત્રી હોય તે માતા થાય છે, માતા સ્ત્રી થાય છે—વગેરે અનેક પ્રકારની વિચિત્રતા થયા જ કરે છે: આ **સંસારભાવના.**

૪. આ જીવ એકલો આવ્યો છે, એકલો જવાનો છો, એનું કોઈ નથી, એ કોઈનો નથી, એની સાથે કોઈ જવાનું નથી: એ **એકત્વભાવના.**

૫. જેને હે આત્મન્! તું તારું ગણે છે, તારાં ગણે છે, તે તારું નથી કે તારાં નથી. પૌદ્ગલિક વસ્તુઓ પર છે, વિનાશી છે, ત્યાજ્ય છે; તેમ જ સગાંસ્નેહી, સ્ત્રી, પુત્રાદિ પણ તારાં નથી, તું સર્વથી ભિન્ન છે: આ **અન્યત્વભાવાના.**

૬. શરીર પર તને મહામોહ છે, પણ તેમાં અશુચિ ભરેલી છે, દુર્ગંધી વસ્તુથી તે ભરપૂર છે, તેમાંના એક પદાર્થ પર પણ પ્રીતિ થાય તેવું નથી. માંસ, રુધિર, ચરબી, હાડકાં અને ચામડી એ સર્વ અપવિત્ર પદાર્થોનું તે બનેલું છે, માટે શરીર પર મમત્વ છોડી દેવો: આ **અશુચિભાવના.**

૭. મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને મન-વચન-કાયાના યોગોથી જ કર્મબંધ થાય છે, એ કર્મોનું શુભાશુભપણું સમજવું અને એનો પ્રવાહ વિચારવો એ **આશ્રવભાવના** કહેવાય છે.

૮. તેવી જ રીતે સમિતિ, ગુપ્તિ, યતિધર્મ, ચારિત્ર, પરીષહસહન વગેરેથી કર્મબંધ થતો

× ह्ययं यम इति स्थानेऽसयमः इति पाठः प्रसिद्धार्थः ।

અટકે છે, કર્મનું પ્રવેશદ્વાર બંધ થાય છે. એ સંબંધી વિચાર કરવો એને **સંવર-ભાવના** કહેવામાં આવે છે.

૯. એ ઉપરાંત આત્મપ્રદેશ સાથે લાગેલાં જૂનાં કર્મોને બાહ્ય-આભ્યંતર તપ કરીને ખેરવી નાખવાં, એનો વિપાકોદય થવા દેવો જ નહિ, એ પ્રબળ પુરુષાર્થને નિર્જરા કહેવામાં આવે છે. એની વિચારણાને **નિર્જરાભાવના** કહેવામાં આવે છે.

૧૦. વિશ્વમંડળની રચના, નરકના પાથડા તથા આંતરાનું સ્વરૂપ, મૃત્યુલોકનો પ્રદેશ, બાર દેવલોક, ગ્રૈવેયક, અનુત્તર વિમાન અને મોક્ષનું સ્થાન, તેમાં રહેલા જીવો અને તે સર્વ સાથે પોતાના સંબંધ અને તે સર્વ સ્થળમાં થયેલાં અનંત વાર જન્મ-મરણ વિચારવાં એ **વિશ્વરચનાભાવના**.

૧૧. ધર્મ જીવને દુર્ગતિમાં પડતો બચાવે છે, એ કરતી વખત મનમાં આનંદ થાય છે અને કોઈને નુકસાન થતું નથી. એ ધર્મ દાન, શીલ, તપ અને ભાવ એ ચાર રૂપે, અથવા સાધુના દશ યતિધર્મરૂપે, શ્રાવકનાં બાર વ્રત તેમ જ એકવીસ ગુણ-રૂપે, માર્ગાનુસારીના પાંત્રીશ ગુણરૂપે, એમ અનેક રૂપે શાસ્ત્રમાં વર્ણવ્યો છે, તેને કહેનાર ઉત્તમ પુરુષોની દુર્લભતા વિચારવી એ **ધર્મભાવના**.

૧૨. શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મને ઓળખવા મુશ્કેલ છે, ઓળખીને તેને પૂજવા વાંદવા ને આરાધવા એ વધારે મુશ્કેલ છે, પરંતુ તે જ ખરું કર્તવ્ય છે, એ **સાધકઅરિહંતભાવના**.

આ બાર ભાવના નિરંતર ભાવવી. એ ઉપરાંત મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ્ય એ ચાર ભાવનાઓ પણ ખાસ નિરંતર ભાવવી. ( એનું સ્વરૂપ પ્રથમ અધિકારમાં અને *શાંતસુધારસમાં સ્પષ્ટ કર્યું છે. )

હે સાધુ ! તારે ચરણસિત્તરી અને કરણસિત્તરી બહુ સારી રીતે પાળવી જોઈએ. એ દરેકના સિત્તેર સિત્તેર ભેદ લખતાં લંબાણ થાય તેમ છે, છતાં પણ સંક્ષેપથી એ સિત્તેર ભેદનું સ્વરૂપ અત્ર બતાવીએ છીએ, કારણ કે એ સાધુજીવનમાં બહુ જ ઉપયોગી છે.

### પ્રથમ ચરણસિત્તરીના ૭૦ ભેદ બતાવીએ છીએ×

**वयसमणधम्म संजम, वेयावच्चं च बंभगुत्तीओ ।**
**नाणाइतियं तव कोहनिग्गहाइं चरणमेयं ॥**

**પાંચ મહાવ્રત**—એ સુપ્રસિદ્ધ છે. સાધુએ લેવાનાં પાંચ મહાવ્રતો.

**દસ યતિધર્મ**—એ બહુ જ ઉપયોગી છે. એ યતિજીવન જ છેઃ—

* શાંતસુધારસ ગ્રંથ બે ભાગમાં શ્રી જૈનધર્મ પ્રસારક સભાએ ( ભાવનગર ) પ્રકટ કરેલ છે.

× વિશેષ વિસ્તારથી આનું સ્વરૂપ જાણવાના જિજ્ઞાસુએ 'પ્રવચનસારોદ્ધાર' પ્રકરણરત્નાકર ભાગ ત્રીજાનાં પૃષ્ઠ ૧૬૦ થી ૨૨૮ સુધી જોવો.

૧. ક્ષમા ધારણ કરવી.
૨. અહંકારનો ત્યાગ કરવો.
૩. સરળતા રાખવી.
૪. લોભનો ત્યાગ કરવો.
૫. તપસ્યા કરવી.
૬. આશ્રવની વિરતિ કરવી.
૭. સત્ય ધારણ કરવું.
૮. સંયમમાં નિરતિચારપણું રાખવું.
૯. ધનમમત્વત્યાગ–ધનનો ત્યાગ કરવો.
૧૦. અખંડ બ્રહ્મચર્ય પાળવું.

વિગત માટે જુઓ પ્ર. ૭ પ્રશમરતિ

**સત્તર પ્રકારે સંયમ**—પાંચ આશ્રવનું વિરમણ; નવા કર્મબંધ કરાવનાર પ્રાણાતિપાતાદિ પાંચ મહાદોષોથી વિરામ પામવો; પાંચ ઇંદ્રિયોનું દમન; ચાર કષાયનો ત્યાગ; મન-વચન-કાયાના (ત્રણ) દંડથી વિરતિ—એ સત્તર પ્રકારે સંયમ છે. એ સિવાય બીજી રીતે પણ સત્તર ભેદ ગણી શકાય છે. તેને માટે પણ "પ્રવચનસારોદ્ધાર" ગ્રંથનું પૃષ્ઠ ૧૬૪મું જોવું.

**દસ પ્રકારે વડીલોનું વૈયાવચ્ચ**—૧. આચાર્ય, ૨. ઉપાધ્યાય, ૩. તપસ્વી, ૪. નવદીક્ષિત શિષ્ય, ૫. રોગી સાધુ, ૬. સામાન્ય સાધુ, ૭. સ્થવિર, ૮. સંઘ, ૯. કુળ અને ૧૦. ગણ (એક વાચનાવાળા સાધુઓનો સમુદાય તે ગણ કહેવાય છે. ગણના સમૂહને કુળ કહે છે અને કુળના સમૂહને સંઘ કહે છે.) એ સર્વને અધિકાર અને યોગ્યતા પ્રમાણે આહાર આપીને, તેમની તજવીજ કરીને કે સેવા કરીને તેમને યોગ્ય સમાધિસાધન તૈયાર કરી આપવાં તે વૈયાવચ્ચ.

**નવ બ્રહ્મચર્યગુપ્તિ**—એને શિયળની નવ વાડો કહે છેઃ—

૧. જે સ્થાનમાં સ્ત્રી, પશુ અને નપુંસક હોય ત્યાં વસવું નહિ.
૨. સ્ત્રી સાથે કથા કરવી નહિ, સ્ત્રી સંબંધી કથા કરવી નહિ, સ્ત્રી સાથે એકલા વાત કરવી નહિ.
૩. સ્ત્રી જે આસન પર બેઠી હોય તે આસન પર સાથે બેસવું નહિ, તેના ઊઠી ગયા પછી પણ તે આસન પર બે ઘડી સુધી બેસવું નહિ.
૪. સ્ત્રીના કોઈ પણ અવયવ ઉપર તાકીને જોવું નહિ. સામાન્ય રીતે જોવાઈ જાય તો દૃષ્ટિ ખેંચી લઈ તે અવયવની સુંદરતા સંબંધી ચિંતવના કરવી નહિ.
૫. દંપતીની કામવિકારાદિજન્ય વાત જે ઓરડાની પડખેના ઓરડામાં થતી હોય તેવા ઓરડામાં સૂવું કે બેસવું નહિ.
૬. અગાઉ સાંસારિક સુખવિલાસ ભોગવ્યા હોય તે યાદ લાવવા નહિ.
૭. સ્નિગ્ધ, માદક વસ્તુ ખાવી નહિ; અવિકારી ખોરાક લેવો.
૮. અવિકારી ખોરાક પણ અધિક ખાવો નહિ, ફક્ત શરીરધારણ સારુ નિર્વાહ પૂરતો જ લેવો.
૯. શરીરની વિભૂષા કરવી નહિ.

**જ્ઞાનાદિ ત્રય**—શુદ્ધ અવબોધ, શુદ્ધ શ્રદ્ધા અને નિરતિચાર વર્તન.

**બાર તપસ્યા**—છ બાહ્ય અને છ આભ્યંતરઃ—

૧. ઉપવાસાદિ કરવા-ખાવું નહિ-તે અનશન, ૨. ઓછું ખાવું તે ઊણોદરિકા, ૩. ઓછી વસ્તુઓ ખાવી તે વૃત્તિસંક્ષેપ, ૪. વિગયત્યાગ કરવી તે રસત્યાગ, ૫. શરીરને જે ક્રિયાથી ક્લેશ થાય-કષ્ટ પડે-તે કાયક્લેશ, ૬. શરીરનાં અંગોપાંગ સંકોચી રાખવાં તે સંલીનતા.

૧. પ્રાયશ્ચિત્ત, ૨. વિનય, ૩. વૈયાવચ્ચ, ૪. જ્ઞાનાભ્યાસ, ૫. ધ્યાન અને ૬. ઉત્સર્ગ.

**ચાર કષાયત્યાગ.**

**—એ ચરણસિત્તરીના ૭૦ ભેદ થયા.**



**હવે કરણસિત્તરીના ૭૦ ભેદ લખીએ છીએ :—**

**ચાર**—પિંડ, શય્યા, વસ્ત્ર અને પાત્ર અકલ્પનીય લેવાં નહિ.

પિંડવિશુદ્ધિના ૪૨ દોષરહિત આહાર લેવો.

સોળ દોષ પિંડની ઉત્પત્તિને લગતા છે.

પિંડ શુદ્ધ હોય તોપણ સંજોગબળથી સોળ દોષ પ્રાપ્ત થાય છે.

દશ દોષ એષણાને લગતા છે. શુદ્ધ આહારને લેતી વખતે જોવાતા શંકા વગેરે દોષો.

( એ બેતાળીશ દોષનું સ્વરૂપ બહુ વિસ્તારથી સમજવા યોગ્ય છે. અત્ર લખતાં ગ્રંથગૌરવ થાય તેમ છે, તેથી લખ્યુ નથી. જુઓ પ્રવચનસારોદ્ધાર, પ્રકરણરત્નાકર, ભાગ ૩જો, પૃષ્ઠ ૧૬૮; તેમ જ ઉપમિતિભવપ્રપંચાકથા-ભાષાન્તર પ્રસ્તાવ ચોથાનું પરિશિષ્ટ. )

**પાંચ સમિતિ**—

૧. સાડાત્રણ હાથ આગળ દૃષ્ટિ રાખી, જોઈને ચાલવું.

૨. નિર્દંભપણે સત્ય અને સર્વને અભિમત થાય તેવુ, થોડું પણ મુદ્દાસર અને હિતકારી બોલવું.

૩. દોષ વગરના આહાર-પાણી વગેરે લેવાં.

૪ વસ્તુઓ લેતાં-મૂકતા પ્રમાર્જનાદિ ઉપયોગ રાખવો.

૫. લઘુશંકા, વડીશંકા વગેરે કરતા ભૂમિશોધન કરવું.

**બાર ભાવના**—તેનું સ્વરૂપ વિસ્તારથી ઉપર આવી ગયુ છે. વિશેષ માટે જુઓ શ્રીશાંતસુધારસ.

**બાર સાધુની પ્રતિમા**—વજ્રઋષભનારાચ સંઘયણવાળો, ધીરજવાળો, સત્ત્વવંત પ્રાણી, શાસ્ત્રમાં બતાવેલી વિધિ પ્રમાણે, મુનિની બાર પ્રતિમા વહન કરે. વિસ્તારથી સ્વરૂપ સદરહુ પ્રવચનસારોદ્ધાર ગ્રંથના પૃષ્ઠ ૨૧૭થી જોઈ લેવુ.

**પાંચ ઇંદ્રિયનિરોધ**—સ્પષ્ટ છે.

**પચીસ પ્રતિલેખના:**—સવારે, બપોરે અને સાંજે સર્વ ઉપકરણોની પ્રતિલેખના કરવી. (જુઓ પ્રવચનસારોદ્ધાર, પૃષ્ઠ ૨૨૫).

**ત્રણ ગુપ્તિ**—મન-વચન-કાયાના યોગો પર અંકુશ રાખવો, અગર તેમને રુંધવા.

**ચાર અભિગ્રહ**—દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી અભિગ્રહ-નિયમ કરવા તે.

ચરણસિત્તરી નિત્ય અનુષ્ઠાન છે અને કરણસિત્તરી પ્રયોજનવશાત્ પ્રાપ્ય અનુષ્ઠાન છે.

આ સર્વ સાધુયોગ્ય કર્તવ્યમાં તું પ્રવૃત્તિ કરજે. પ્રમાદથી સંસાર વધતો જાય છે, મૃત્યુ નજીક આવતું જાય છે અને ગયેલ વખત ફરી મળતો નથી; તેમ જ આ મનુષ્યદેહ ફરીને મળવો મહાદુર્લભ છે. (૪૦; ૨૨૧)

## યોગરુંધનની આવશ્યકતા

+हतं मनस्ते कुविकल्पजालैर्वचोऽप्यवद्यैश्च वपुः प्रमादैः ।
लब्धीश्च सिद्धीश्च तथापि वाञ्छन्, मनोरथैरेव हहा हतोऽसि ॥ ४१ ॥ (उपजाति)

"તારું મન ખરાબ સંકલ્પવિકલ્પથી હણાયેલું છે, તારાં વચન અસત્ય અને કઠોર ભાષણથી ખરડાયાં છે અને તારું શરીર પ્રમાદથી બગડ્યું છે, છતાં પણ તું લબ્ધિ અને સિદ્ધિની વાંછા કરે છે. ખરેખર! તું (મિથ્યા) મનોરથથી હણાયો છે."

**વિવેચન**—'મન સાધ્યું તેણે સઘળું સાધ્યું' એ મહાન નિયમની સત્યતા ચિત્તદમન અધિકારમાં આપણે જોઈ ગયા છીએ. એવી જ રીતે વચન અને કાયાનો નિગ્રહ કરવાની જરૂરિયાત પણ આપણે જોઈ ગયા છીએ. એ ત્રણે યોગોને છૂટા મૂકીને પછી લબ્ધિ સિદ્ધિની ઇચ્છા રાખવી એ તદ્દન મિથ્યા છે, અસંભવિત છે, અવિચારી છે. એવે પ્રસંગે લબ્ધિ થવાની કે સિદ્ધિ થવાની ઇચ્છા રાખવી, એ મનમાં નકામો ક્લેશ કરાવનાર થઈ પડે છે; એનું પરિણામ કાંઈ આવતું નથી અને ખેદ થવાથી ઊલટી આત્મઅવનતિ

---

+ प्रथमपंक्तिस्थाने "दग्धं मनो मे कुविकल्पजालैः", चतुर्थपंक्तिस्थाने "मनोरथैरेव हहा विहन्ये" इति वा पाठः । આ પાઠાંતરમાં બીજા પુરુષને ઉદ્દેશીને કહેવાને બદલે આત્માને ઉદ્દેશીને પ્રથમ પુરુષમાં તે જ ભાવ કહે છે. એ પાઠ પણ સમીચીન છે. એનો અર્થ "મારુ મન કુવિકલ્પોથી બળી ગયુ છે, વચન અસત્ય અને કઠોર ભાષણથી ખરડાયાં છે અને શરીર પ્રમાદથી બગડ્યું છે; છતાં પણ લબ્ધિ-સિદ્ધિની વાંછા કરીને અરેરે! હું મનોરથથી હણાયો છુ" આ અર્થનો ભાવ સમજાય તેવો છે. આને માટે જુઓ ચાલુ અધિકારનો શ્લોક ૧૮મો. ઉપર મૂળમાં જે પાઠ બતાવ્યો છે તે આની પછીના ત્રણ શ્લોકને અનુરૂપ છે તેથી તે વધારે બંધબેસતો છે.

થાય છે. માટે ત્રણે યોગોને મોકળા મૂકી દઈ લબ્ધિ-સિદ્ધિ મેળવવાના નકામા મનોરથો કરવા જ નહિ. શ્રી ગૌતમસ્વામીને લબ્ધિઓ પ્રાપ્ત થઈ હતી, એ આપણે જાણીએ છીએ, પરંતુ એનું યોગવશીકરણ એટલું તો ઉત્તમ હતું કે વીરપ્રભુ પર રાગ ન હોત, તો પરમ જ્ઞાન પણ ઘણું જલદી મેળવી શકયા હોત. હે સાધુ ! યોગને વશ કરવાની બહુ જ જરૂર છે. સંસારદુઃખનો આત્યંતિક નાશ અને સિદ્ધિલક્ષ્મીનો પ્રસાદ તેનાથી બહુ જ જલદી પ્રાપ્ત થાય છે એટલું ધ્યાનમાં રાખી યોગગુપ્તિ માટે હવે જરા ધ્યાન રાખી નીચેના ત્રણ શ્લોક વાંચ. (૪૧; ૨૨૨)

## મનોયોગ પર અંકુશ-મનોગુપ્તિ

**मनोवशस्ते सुखदुःखसङ्गमो, मनो मिलेद्यैस्तु तदात्मकं भवेत् ।**
**प्रमादचौरैरिति वार्यतां मिलच्छीलाङ्गमित्रैरनुषज्जयानिशम् ॥ ४२ ॥** (वंशस्थ)

"તને સુખદુઃખની પ્રાપ્તિ થવી એ તારા મનને વશ છે. મન જેની સાથે મળે છે તેની સાથે એકાકાર-એકમેક થઈ જાય છે; તેથી પ્રમાદરૂપ ચોરને મળતા તારા મનને રોકી રાખ-અટકાવ, અને શીલાંગરૂપ મિત્રોની સાથે તેને નિરંતર જોડ્યા કર." (૪૨)

**વિવેચન**—**मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।** એ સૂત્રનું રહસ્ય ચિત્તદમન અધિકારમાં આપણે જોઈ ગયા. કર્મબંધ પર સુખદુઃખનો આધાર છે અને બંધનું કારણ મન છે; તેથી સુખદુઃખપ્રાપ્તિ કરવી એ મનને વશ છે. આ એક હકીકત થઈ. એનું કારણ એ છે કે મન જેને મળે, તેના જેવું તે થઈ જાય છે. શાસ્ત્રકાર તેને તેલ સાથે સરખાવે છે. તેલ થોડું હોય પણ પાણીમાં નાખે તો જેમ ફેલાઈ જાય છે, તેમ સંસાર-સમુદ્રના જળમાં મનને મોકળું મૂકયું હોય તો તે દોડાદોડ કરી મૂકે છે. વળી, તેલની સાથે જેવાં પુષ્પ મેળવીએ તેવી તેની ગંધ થાય છે; ઊંચું અત્તર પણ તેલ મળવાથી થાય છે, અને તેલમાં મોગરો, ચંબેલી વગેરે મેળવવાથી તેવી ગંધ થાય છે; માટે જો મનને સારી વસ્તુ સાથે મેળવવા પ્રયત્ન કરીશ, તો તે સારું થશે અને નહિ તો વિપરીત થશે.

તાદાત્મ્ય થવાને અંગે જળનું દૃષ્ટાંત જાણવા જેવું છે : જેમ પાણીમાં રંગ નાખ્યો હોય તો તે એકરૂપ થઈ જાય છે, તેવી જ રીતે સાંસારિક કાર્યોમાંનાં કોઈ પણ સાથે મનરૂપ જળને મેળવ્યું હોય, તો મન તેના જેવું થઈ જાય છે, તેમ જ શીલાંગ સાથે મનને જોડયું હોય તો તે તદ્રૂપ થઈ જાય છે.

આ પ્રમાણે મનની સંબંધક વસ્તુ સાથે થતી તાદાત્મ્યરૂપ પ્રાપ્તિ તરફ ધ્યાન ખેંચી કહે છે કે હે યતિ ! આ પ્રમાણે વસ્તુસ્વરૂપ છે, તેથી તારા મનને પ્રમાદની સોબત થવા દઈશ નહિ; નહિ તો એ પ્રમાદી બની જશે. એને તો શીલાંગ સાથે જોડી દેવું, સમતા, દયા, ઉદારતા, સત્ય, ક્ષમા, ધીરજ વગેરે સદ્ગુણો સાથે તેને જોડી દેવું અને બીજો કોઈ પણ પ્રકારનો નીચ સંબંધ તેને ન થાય તે ધ્યાનમાં રાખવું. (૪૨; ૨૨૩)

### મત્સરત્યાગ

ध्रुवः प्रमादैर्भववारिधौ मुने ! तव प्रपातः परमत्सरः पुनः ।
गले निबद्धोरुशिलोपमोऽस्ति चेत्कथं तदोन्मज्जनमप्यवाप्स्यसि ॥ ४३ ॥ (वंशस्थ)

"હે મુનિ ! તું પ્રમાદ કરે છે તેને લીધે સંસારસમુદ્રમાં તારો પાત તો જાણે નક્કી જ છે; પણ વળી પાછો બીજા ઉપર મત્સર કરે છે તે ગળે બાંધેલી મોટી શિલા જેવો છે. ત્યારે પછી તો તું તેમાંથી ઊંચો પણ કેવી રીતે આવી શકીશ ?" (૪૩)

**વિવેચન**—'પ્રમાદત્યાગ' અધિકારમાં જોઈ ગયા કે પ્રમાદ કરવાથી સંસારસમુદ્રમાં પાત થાય છે. સાધુધર્મમાં આત્મજાગૃતિ રાખવી એ મુખ્ય ધર્મ છે. જાગૃતિ રાખ્યા વગરનો વ્યવહાર નિંદ્ય છે, હેય છે, અધઃપાત કરાવનારો છે. આત્મજાગૃતિ ચૂકનાર પ્રમાદને વશ પડે છે અથવા પ્રમાદવશ પડેલો હોય તે આત્મજાગૃતિ કરી શકતો નથી. આ બન્ને વચન બરાબર સત્ય છે. સાધુને અપ્રમત્ત અવસ્થામાં રહેવાનું તેટલા માટે જ ફરમાન છે.* અને છદ્મસ્થપણામાં અપ્રમત્ત દશા તેમ જ પ્રમત્ત દશાની સ્થિતિના સંબંધમાં જે શાસ્ત્રકારનો લેખ છે, તે યથાસ્થિત છે. અત્ર તો વિશાળ અર્થવાળા પ્રમાદાચરણમાં—મદ્ય, વિષય, કષાય, વિકથા અને નિદ્રામાં—ન પડવાનો ઉપદેશ છે. એ પ્રમાદ કરનારો જીવ અવશ્ય વિકાસક્રમમાં નીચો પડી જાય છે અને સાથે જો મત્સર-ઈર્ષ્યા કરે, તો તો પછી અધઃપાત થતી વખત ગળે મોટો પથરો બાંધે છે, તેથી એનાથી તરીને ઉપર આવી જ શકાતું નથી અને બિચારો ક્ષણિક સુખ ખાતર, અનંત કાળ સુધી સંસારસમુદ્રને તળિયે સબડ્યા કરે છે.

અત્ર પરમત્સર ન કરવો, પરઅવર્ણવાદ ન બોલવો અને પ્રમાદ ન કરવો એ ઉપદેશ છે. સાધુજીવનમાં આ ઉપદેશ ખાસ ઉપયોગી છે, પણ બીજાને તેનું ઉપયોગીપણું ઓછું નથી. (૪૩; ૨૨૪)

### નિર્જરા નિમિત્ત પરીષહસહન

महर्षयः केऽपि सहन्त्युदीर्याप्युग्रातपादीन्यदि निर्जरार्थम् ।
कष्टं प्रसङ्गागतमप्यणीयोऽपीच्छन् शिवं किं सहसे न भिक्षो ! ॥ ४४ ॥ (उपजाति)

"જ્યારે મોટા ઋષિમુનિઓ કર્મની નિર્જરા માટે, ઉદીરણા કરીને પણ, આતાપનાદિ સહન કરે છે, તો તું મોક્ષની ઇચ્છા રાખે છે ત્યારે પોતાની મેળે પ્રાપ્ત થયેલ અત્યંત અલ્પ કષ્ટને પણ હે સાધુ ! તું કેમ સહન કરતો નથી ? (૪૪)

**વિવેચન**—કર્મનો ઉદયકાળ પ્રાપ્ત થયા પહેલાં તેને પુરુષાર્થથી આકર્ષણ કરી

---

* समय गोयम मा पमायए "ગૌતમ ! સમય માત્ર પણ પ્રમાદ કરીશ નહિ." એ વાક્ય પ્રમાદનું અત્યંત અનર્થકારીપણું બતાવવા માટે જ સમય સરખા સૂક્ષ્મ કાળને માટે પ્રવર્તેલું છે; કેમ કે સમય-પ્રમાણ ઉપયોગ છદ્મસ્થનો હોતો નથી, પણ અંતર્મુહૂર્તપ્રમાણ જ હોય છે.

ભોગવી લેવાં તેને 'ઉદીરણા' કહે છે. (પૂર્વબદ્ધ કર્મોની નિર્જરા કરવા માટે તેની સ્થિતિ પ્રાપ્ત થયા પહેલાં તેને ઉદયમા લાવી ભોગવીને, આત્મપ્રદેશથી ખંખેરી નાખવા માટે કષ્ટાદિ સહન કરવું તે 'ઉદીરણા' કહેવાય છે.) અદ્ભુત ચારિત્રવાળા મહાત્માઓ આત્મલાભની પ્રાપ્તિ માટે કષ્ટને શોધે છે, પરમાત્માની પ્રાર્થના કરે છે કે 'અમને એવાં કષ્ટ આપો,' '**विपदः सन्तु नः शश्वत्**'-અમને નિરંતર વિપત્તિ હો.—આ પ્રમાણે સ્તુતિ કરીને પણ શુદ્ધ દૃષ્ટિથી આત્મકલ્યાણ માટે વિપત્તિ ભોગવનાર ધીર, વીર, પુરુષાર્થ કરનાર, મધ્યાહ્નને નદીની વેળુમાં આતાપના લે છે, પોસ માસની ખરી ઠંડીમાં કપડાં વગર નદીના તીર જેવાં અતિ ઠંડીનાં સ્થળો ઉપર કાઉસ્સગ્ગધ્યાને રહે છે અને બીજાં અનેક કષ્ટ ખમે છે મોક્ષસન્મુખ થવાની ઇચ્છા હોય તેને આ પ્રમાણે કરવાની ખાસ જરૂર છે. અને હે સાધુ! તારી ઇચ્છા તો તે જ પ્રાપ્ત કરવાની છે, છતાં જરા કષ્ટ પડે કે તું હાયવોય કરે છે અથવા નિઃસાસા મૂકે છે એ તને છાજતું નથી. ઊંચી સ્થિતિ પ્રાપ્ત કરવા માટે કેટલાક સ્વાર્થનો પણ ભોગ આપવો પડે છે, પરંતુ આમાં તો તેવું પણ કાંઈ નથી. આગન્તુક કષ્ટ પણ સહન કરવામાં તું પાછો શા માટે પડે છે? આને બદલે ઊંચી સ્થિતિ પ્રાપ્ત કરવી, એ તો તારો સ્વાર્થ છે. (૪૪; ૨૨૫)

* * ૨૨૧-૨૨૫—આ પાંચ શ્લોકમાં સાધુગુણની મુખ્યતા બતાવી. એમાં ચરણ-સિત્તરી, કરણસિત્તરી, ભાવનાની પ્રધાનતા અને મુખ્ય વૃત્તિએ નિર્બળ શરીરવાળા વગેરે અસમર્થને માટે પણ ત્રણ ગુપ્તિનું પ્રબળ સાધન બતાવ્યું. એ અભ્યાસથી સાધ્ય વસ્તુ છે, એમાં બાહ્ય વસ્તુની સામગ્રી પૂર્ણપણે ન મળી હોય તોપણ ચાલી શકે છે. વળી, દુનિયામાં કોઈ પણ વસ્તુ એવી નથી કે જે અભ્યાસથી સાધી શકાય નહિ. ધર્મસંગ્રહમાં કહ્યું છે કે—

**एवं च विरतेरभ्यासेनाविरतिर्जीयते । अभ्यासादेव सर्वक्रियासु कौशल्यमुन्मिलति, अनुभवसिद्धं चेदं, लिखनपठनसंख्यानगाननृत्यादिसर्वकलाविज्ञानेषु सर्वेषां, उक्तमपि—**

**अभ्यासेन क्रियाः सर्वा, अभ्यासात्सकलाः कलाः ।**
**अभ्यासाद् ध्यानमौनादि, किमभ्यासस्य दुष्करम् ? ॥**

"વિરતિનો અભ્યાસ પાડવાથી અવિરતિનો પરાજય થાય છે અભ્યાસથી સર્વ ક્રિયામાં કુશળતા પ્રાપ્ત થાય છે. લેખન, પઠન, સંખ્યા, ગાયન, નૃત્ય વગેરે સર્વ કળાવિજ્ઞાન અભ્યાસથી થાય છે, એ પ્રમાણે સર્વ વિદ્વાનોને અનુભવસિદ્ધ છે. કહ્યું છે કે–" અભ્યાસથી સર્વ ક્રિયાઓ થઈ શકે છે, અભ્યાસથી સર્વ કળાઓ પ્રાપ્ત કરાય છે, અભ્યાસથી ધ્યાન, મૌન વગેરે થાય છે, અભ્યાસની પાસે શું મુશ્કેલ છે?"

આવી રીતે અભ્યાસ પાડવાની જરૂર છે. ગુપ્તિને પ્રવચનમાતા કહેવામાં આવે છે, તેનું કારણ પણ એ જ છે. એ બરાબર પ્રાપ્ત કરવાથી ભગવાનની સર્વ આજ્ઞા પળાય છે. હવે પછીના તેર શ્લોકમાં મુનિને સીધી રીતે અને આક્ષેપરૂપે શિક્ષા આપી છે, તે બહુ

ઉપયોગી છે, તે પ્રકીર્ણ* હોવા સાથે યથાસ્થિત છે, તેથી તે પર ધ્યાન આપવાની ખાસ જરૂર છે.

## યતિસ્વરૂપ-ભાવદર્શન

यो दानमानस्तुतिवन्दनाभिर्न मोदतेऽन्यैर्न तु दुर्मनायते ।
अलाभलाभादिपरीषहान् सहन्×, यतिः स तत्त्वादपरो विडम्बकः ॥ ४५ ॥ (इन्द्रवंशा)

"જે પ્રાણી દાન, માન (સત્કાર), સ્તુતિ અને નમસ્કારથી ખુશી થઈ જતો નથી અને તેથી વિપરીતથી (અસત્ય, નિંદા વગેરેથી) નાખુશ થતો નથી, અને અલાભ વગેરે પરીષહોને સહન કરે છે તે પરમાર્થથી યતિ છે; બાકી બીજાઓ તો વેશવિડંબક છે." (૪૫)

**વિવેચન**—કોઈ માણસ આદરસત્કાર કરે, સ્તુતિ કરે અને કોઈ તિરસ્કાર કરે, નિંદા કરે તે બન્ને ઉપર એકસરખો જ ભાવ રહે, એ +યતિસ્વરૂપ છે; એમાં ભાવધર્મનું સૂક્ષ્મ આચરણ થાય છે. માનસિક ક્ષેત્રમાં આવી રીતનો ઉચ્ચ ભાવ વર્તતો હોય અને શારીરિક ક્ષેત્રમાં અનુકૂળ-પ્રતિકૂળ સર્વ પરીષહ સહન કરવામાં દૃઢતા હોય, તે જ તત્ત્વથી યતિપણુ છે, અને તે જેનામાં હોય તે જ પરમાર્થથી યતિ-સાધુ કહેવાય છે. બાકી બીજા તો વેશની વિડંબના કરનારા છે, વેશધારી નટ જેવા છે. ભર્તૃહરિના નાટકમાં તેનો પાઠ ભજવનાર નાટકિયો પોતાની જાતમાં કેટલા ગુણ નિષ્પન્ન કરી શકે, એ દૃશ્ય દૃષ્ટાંતથી વેશધારીનુ સ્વરૂપ સમજી લેવું. વેશધારીને તો એ પણ એક જાતનો વ્યવહાર જ થઈ પડે છે; પછી ધાર્મિક જીવનનો છેડો આવે છે. નાટકનો પાઠ ભજવવો મૂકી દઈ શુદ્ધ દશા જાગ્રત કર. પૂર્ણ અનુકૂળ જોગવાઈ છતા, પ્રસંગ ખોઈશ તો પસ્તાવો થશે. (૪૫; ૨૨૬)

## યતિએ ગૃહસ્થની ચિંતા ન કરવી

दधद् गृहस्थेषु ममत्वबुद्धिं, तदीयतप्त्या परितप्यमानः ।
अनिवृतान्तःकरणः सदा स्वैस्तेषां च पापैर्भ्रमिता भवेऽसि ॥ ४६ ॥ (उपजाति)

"ગૃહસ્થ ઉપર મમત્વબુદ્ધિ રાખવાથી અને તેઓનાં સુખદુઃખની ચિંતા વડે તપવાથી, તારું અંતઃકરણ સર્વદા વ્યાકુળ રહેશે, અને તારાં અને તેઓનાં પાપથી તું સંસારમા રખડ્યા કરીશ." (૪૬)

**વિવેચન**—'આ મારા શ્રાવક છે, આ મારા ભક્ત છે' એ મમત્વબુદ્ધિ છે એ રાગનુ કારણ છે, મોહને નિષ્પાદન કરે છે અને એક જાતનો નવો વ્યાપાર કરાવે છે.

---

* એનો સામાન્ય વિષય મુનિહિતશિક્ષા છે, બાકી દરેક હકીકતને તે સિવાય બીજો કાંઈ સબંધ નથી. એને કહેવતો– maxims કહી શકાય × जयन् इति वा पाठः ।

+ કહ્યું છે કે "समो य माणावमाणेसु—માન અને અપમાન વિષે જે સરખા હોય" તેમ જ "नवि तस्स कोइ देसो—તેને દ્વેષ કરવા લાયક કોઈ પણ નથી"

રાગ વધારે થાય છે ત્યારે ભક્ત–રાગી શ્રાવકોનાં સુખદુઃખથી તેવા યતિનું મન પ્રસન્ન થાય છે અથવા બળે છે પરિણામે મનમાં કોઈ જાતની નિવૃત્તિ રહેતી નથી, સમતાનો છેડો આવતો જાય છે અને અનેક પ્રકારના સાવદ્ય આદેશ–ઉપદેશ કરતાં અને ગૃહસ્થના સલાહકારક થતાં સાધુપણું નાશ પામે છે. હે યતિ! આ તારા રાગી છે અને આ બીજા સાધુના રાગી છે એવી ક્ષુદ્ર બુદ્ધિ રાખવી એ તારા જેવા ઊંચી હદના પ્રાણીઓને શોભે પણ નહિ. ઉપાધ્યાયજી કહે છે કે 'તમારાથી ન રહેવાય તો મુનિ ઉપર રાગ કરજો, કારણ કે જેમ વિષનું ઔષધ વિષ છે,[1] તેમ રાગનું ઔષધ મુનિ પરનો રાગ છે.' આનો આશય સમજ. શ્રાવકને મુનિ પર રાગ કરવાનું કહ્યું છે, તે એટલા માટે કે નીરાગી મુનિ પ્રેમ દ્વારા ભક્તિ કરતા શ્રાવકોને શુદ્ધ માર્ગે લાવશે. એવો જ રાગ શ્રી ગૌતમસ્વામીનો શ્રી વીરપ્રભુ પ્રત્યે થયેલો સમજવો, પણ ગુરુનો રાગ તો તદ્દન પ્રશસ્ત હોય; આને બદલે તું મારા–તારા શ્રાવક કરે અને દૃષ્ટિરાગ કરાવી તે દ્વારા પોતાને અને તેઓને અનંત કાળચક્ર સુધી સંસારમાં ભમાડે, તો તો બહુ જ ખોટું કહેવાય.

રાગ ઓછો કરવાના બે ઉપાય છે: ગૃહસ્થનો ઓછો પરિચય **गिहिसंथवं न कुज्जा** ગૃહસ્થનો અપરિચય, નકામી વાતોનો ત્યાગ, અભ્યાસમાં ચિત્તક્ષેપન, શાસ્ત્રોક્ત રીતે નવકલ્પી વિહાર અને એક સ્થાન પર વડપણ, અશક્તિ, રોગાદિ કારણ સિવાય વિશેષ સ્થિરતા ન કરવાની ટેવ–એ પ્રથમ ઉપાય છે, જે બાહ્ય વર્તનને લગતો છે; અને બીજો ઉપાય રાગનું કટુવિપાકપણું, આત્મપરિણતિનું ડોળાવાપણું વગેરેની ચિંતવના કરવી એ છે. (૪૬; ૨૨૭)

## ગૃહસ્થચિન્તાનું ફળ

**त्यक्त्वा गृहं स्वं परगेहचिन्तातप्तस्य को नाम गुणस्तवर्षे ? ।**
**आजीविकास्ते* यतिवेषतोऽत्र, सुदुर्गतिः प्रेत्य तु दुर्निवारा ॥ ४७ ॥** (उपजाति)

"પોતાનું ઘર ત્યજીને પારકા ઘરની ચિંતાથી પરિતાપ પામતા હે ઋષિ! તને શો લાભ થવાનો છે? (બહુ તો) યતિના વેશથી આ ભવમાં તારી આજીવિકા (સુખે) ચાલશે પણ પરભવમાં મહામાઠી દુર્ગતિ અટકાવી શકાશે નહિ." (૪૭)

**વિવેચન**—તારે સંસારીપણાનું એક ઘર હતું; તેની ચિંતા મૂકીને હવે શ્રાવકોનાં ઘણાં ઘરોની ચિંતા તું કરે છે તેથી લાભ શો? આ તો 'લેને ગઈ પૂત ઔર ખો

---

૧. અથવા સર્પના વિષનું ઔષધ સર્પનો મણિ છે તેમ

* आजीविकास्ते એ પ્રમાણે પાઠ સર્વત્ર જણાય છે, તેનો અર્થ શબ્દાર્થમાં આપ્યો છે તેમ થઈ શકે છે, પણ સકારની જરૂર બહુ લાગતી નથી. 'તારી આજીવિકા' એવો અર્થ વિશેષ યોગ્ય જણાય છે. आजीविका आस्ते એમ ભાવ નીકળી શકે એટલે યતિવેશથી તારી આજીવિકા વર્તે છે–ચાલે છે: આ પ્રમાણે અર્થ કરવાથી ભાવ બેસતો આવે છે

બેઠી ખસમ ' એના જેવું થાય છે તારું કામ શું છે? તને લાભ શો છે? આ પેટ ભરવું એ તું મુશ્કેલ ધારતો હો અને તેને માટે મુનિનો વેશ લીધો હોય, તો તને યતિ-વેશથી આ ભવમાં ખાવાનું તો મળશે, એટલો લાભ થશે; પણ પરભવમાં મહા દુર્ગતિ-માં જવું પડશે વળી, પેટ ભરવું એમાં કાંઈ વિશેષ નથી. તારા જેવા પ્રબળ પુરુષાર્થી તો એક દિવસમાં આખા વર્ષનું ગુજરાન રળી શકે, માટે નકામા કારણ માટે બધું વ્યર્થ હારી જા મા. મુદ્દે ગૃહસ્થચિંતા કરી તું બધું હારી જાય છે તે વિચાર. ( ૪૭; ૨૨૮ )

## તારી પ્રતિજ્ઞા—વિરુદ્ધ તારું વર્તન

**कुर्वे न सावद्यमिति प्रतिज्ञां, वदन्नकुर्वन्नपि देहमात्रात् ।**
**शय्यादिकृत्येषु नुदन् गृहस्थान्, हृदा गिरा ×त्वासि कथं मुमुक्षुः ? ॥ ४८ ॥** (उपजाति)

" ' હું સાવદ્ય કરીશ નહિ ' એવી પ્રતિજ્ઞાનું દરરોજ ઉચ્ચારણ કરે છે, છતાં શરીર માત્રથી જ સાવદ્ય કરતો નથી અને શય્યા વગેરે કામોમાં તો મન અને વચનથી ગૃહસ્થોને પ્રેરણા કર્યા કરે છે ત્યારે તું મુમુક્ષુ શાનો ? " ( ૪૮ )

**વિવેચન—सव्वं सावज्जं जोगं पच्चक्खामि जावज्जीवाए तिविहं तिविहेणं इत्यादि** એટલે " હે પ્રભુ ! સર્વ પ્રકારનાં સાવદ્ય કાર્યોને જીવન પર્યંત ચિંતવીશ નહિ, કરવાનો આદેશ આપીશ નહિ, કરીશ નહિ અને તે સર્વ મન–વચન–કાયાથી કરીશ નહિ, કરાવીશ નહિ, એટલું જ નહિ પણ કરનારને સારા જાણીશ નહિ." આવી સખત પ્રતિજ્ઞા તેં ચારિત્ર ગ્રહણ કરતી વખતે લીધી છે, એટલું જ નહિ પણ દરરોજ તે પ્રતિજ્ઞા નવ વાર બોલે છે, પુનરાવર્તન કરે છે, દૃઢ કરે છે; પરંતુ વાસ્તવિક રીતે જોઈએ તો તું માત્ર કાયાથી સાવદ્ય કરતો નથી, ( કારણ કે સાધુના વેશને તે છાજે નહિ, ) લોકભય, દેખાવ અને એવાં કેટલાંક બાહ્ય કારણોથી તું કાયાથી વિરત રહે છે, બાકી વચન અને મનથી તો અનેક પ્રકારના આદેશ અને ઉપદેશ સીધી અને આડકતરી રીતે કરે છે, કરાવે છે અને અનુમોદે છે.

આવી રીતે પ્રતિજ્ઞા નહિ પાળવાથી જીવ મૃષાવાદ બોલવાનો પણ દોષ કરે છે. નિવૃત્તિનું ખરું સ્વરૂપ ધ્યાનમાં હોય તો જ ચિંતવનમાં પણ સાવદ્યનો ત્યાગ થઈ શકે છે. સંસાર પરથી વિરક્ત ભાવ જેને આવ્યો હોય, તેવો પ્રાણી તો વધારે ગુણ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે. ત્યાગ કરેલા–વમેલા સાવદ્ય યોગો તરફ તો દૃષ્ટિપાત પણ કરતો નથી. હે યતિ ! કેટલીક વાર દેખીતા બીજા શબ્દોમાં પણ સમજાઈ જાય તેવા સાવદ્ય આદેશ તારાથી થઈ જાય છે તેથી સાવધ રહેજે. તારે મુમુક્ષુ થવું હોય તો એ હાનિકારક પ્રણાલિકા બંધ કરી દેજે. ( ૪૮; ૨૨૯ )

× चापि इति वा पाठः ।

## દેખીતાં પ્રશસ્ત સાવદ્ય કર્મોનું ફળ

**कथं महत्त्वाय ममत्वतो वा, सावद्यमिच्छस्यपि सङ्घलोके ।**
**न हेममय्यप्युदरे हि शस्त्री, क्षिप्ता क्षणोति क्षणतोऽप्यसून् किम् ? ॥ ४९ ॥** (उपजाति)

"મહત્ત્વતા માટે અથવા મમત્વપણાથી સંઘલોકોમાં પણ સાવદ્ય કેમ વાંછે છે ? શું સોનાની છરી હોય તે પેટમાં મારવામાં આવે ત્યારે તે એક ક્ષણવારમાં પ્રાણનો નાશ કરતી નથી ?" (૪૯)

**વિવેચન**—આ સ્થાને પ્રતિષ્ઠાલેખ કોતરાશે, તેમાં મારું નામ રહેશે, લોકોમાં પ્રસિદ્ધ થશે—આવી કાંઈક યશકીર્તિ મેળવવાની બુદ્ધિથી, કાંઈક મારાપણાના મોહથી અને વિશેષે કરીને અજ્ઞાનથી સાવદ્ય કર્મોનો આદેશ–ઉપદેશ થઈ જાય છે. કોઈ પણ કાર્યમાં જો જરા પણ પૌદ્ગલિક આશા રાખી, અભિમાન કે કપટ કર્યું, તો તે અશુદ્ધ કર્મ જ થાય છે; પછી તે પ્રશસ્ત હો કે અપ્રશસ્ત હો, પણ તેવાં કૃત્યોથી પાપબંધ અને તેનાં ભયંકર પરિણામો અવશ્ય થાય, તે તું શા માટે કરે છે ? છરી હોય, પછી તે સોનાની હોય કે રત્નજડિત હોય, પણ ઉદરમાં ખોસી હોય તો જરૂર આંતરડાં બહાર કાઢે છે અને પ્રાણ લે છે આવી રીતે વસ્તુસ્વભાવના ખોટા ખ્યાલથી કેટલાક ધર્મને બહાને અપ્રશસ્ત આચરણ કરી, પોતાના આત્માને છેતરનારા જીવો તન્નિમિત્તે અનંત સંસાર વધારે છે. વાત એ છે કે મમતા કે મહત્ત્વતાને અંગે જે અપ્રશસ્ત આચરણ થાય છે તે નુકસાન કરનાર થાય છે. તે સિવાયનાં કાર્યો પ્રશસ્ત હેતુથી કરવામાં આવ્યાં હોય તો તેનો અત્ર નિષેધ નથી. સોનાની છરી જો પેટમાં મારી હોય તો આંતરડાં કાપી નાખે છે, પણ જો તેને મ્યાનમાં રાખવામા આવે તો તે શોભા આપે છે અને બચાવ કરે છે. એ દૃષ્ટાંત બહુ ઉપયોગી છે. પ્રાજ્ઞ ધીમાન સંત એવા સાવદ્ય કાર્યોથી દૂર રહે છે, ઉપદેશ કરે છે તોપણ પૌદ્ગલિક વાંછા વગર શ્રોતાના એકાંત લાભની અપેક્ષાએ જ કરે છે. મમત્વ અને મહત્ત્વતાને અંગે સંઘ માટે પણ થતું સાવદ્ય ચિંતવન આત્મજીવનરૂપ ઉદરમાં નાખવાથી સંયમપ્રાણને હરી લે છે. છરી લોઢાની જ છે, પણ તે સંઘલોકને અંગે વપરાવાથી સોનાની છે એમ ગણવામાં આવ્યું. અત્ર મમત્વ અને મહત્ત્વતાને શસ્ત્રના–છરીના મૂળ સ્થાનકે રાખવામા આવ્યાં છે; ઉદર તે આત્મપરિણતિ અને પ્રાણસ્થાને ચારિત્રજીવન, એમ યોજના કરી છે. (૪૯; ૨૩૦)

## નિષ્પુણ્યકની ચેષ્ટા; ઉદ્ધત વર્તન–અધમ ફળ

**रङ्कः कोऽपि जनाभिभूतिपदवीं त्यक्त्वा प्रसादाद्गुरो-**
**र्वेषं प्राप्य यतेः कथञ्चन कियच्छास्त्रं पदं कोऽपि च ।**
**मौखर्यादिवशीकृतर्जुजनतादानार्चनैर्गर्वभाग्-**
**आत्मानं गणयन्नरेन्द्रमिव धिग्गन्ता द्रुतं दुर्गतौ ॥ ५० ॥** (शार्दूलविक्रीडित)

"કોઈ ગરીબ–રાંક માણસ લોકોના અપમાનને યોગ્ય સ્થાન તજી દઈને ગુરુમહારાજની કૃપાથી, મુનિનો વેશ પામે છે, કાંઈક શાસ્ત્રોનો અભ્યાસ કરે છે અને કોઈ પદવી મેળવે છે, ત્યારે પોતાના વાચાળપણાથી ભદ્રિક લોકોને વશ કરીને, તે રાગી લોકો જે દાન અને પૂજા કરે છે તેથી પોતે ગર્વ માને છે અને પોતાની જાતને રાજા જેવી ગણે છે. આવાઓને ખરેખર ધિક્કાર છે! તેઓ જલદી દુર્ગતિમાં જવાના છે. (અનંતાં દ્રવ્યલિંગો પણ આવી દશામાં વર્તવાથી જ નિષ્ફળ થયાં છે." (૫૦)

**વિવેચન**—સાંસારિક સર્વ ભાવો અપમાનને પાત્ર છે. ગરીબ કુળ, પરની અપેક્ષા, દાસપણું, પરતંત્રતા વગેરે સંસારને અંગે થતા અનિવાર્ય સહચારી ભાવો છે. એનો ત્યાગ થવો એ મહાપુણ્યનો ઉદય છે. ગુરુમહારાજની મહાકૃપા થાય ત્યારે જ સદુપદેશધારા આ જીવરૂપ ક્ષેત્રમાં પડે છે; તેથી મુનિપણાનો ઉદ્ગમ થાય છે, અને ઉક્ત અપમાનના સ્થાનકોનો ત્યાગ થાય છે. આવો મહાન્ લાભ પ્રાપ્ત થયા પછી જીવ શાસ્ત્રાભ્યાસ કરે છે, પંડિતપદ વગેરે પદવીઓ મેળવી પંડિત તરીકે દુનિયામાં પ્રસિદ્ધ થાય છે અને વ્યાખ્યાન આપવા બેસે છે. યોગ્ય જીવો ઉપદેશ સાંભળી દાન, શીલાદિ તથા પૂજા-પ્રભાવનાદિ ધાર્મિક કાર્યો કરે છે, પરંતુ આ જીવ બિચારો ધર્મક્રિયામાં પણ સંસાર ચલાવે છે, એટલે સાંસારિક ભાવ–પૌદ્ગલિક ભાવ–નો ત્યાગ કરી શકતો નથી. એને તે વખતે અહંકાર આવે છે કે અહો! મારા ઉપદેશથી આ ધર્મ કરે છે, મારો હુકમ માને છે, હું રાજા જેવો છું વગેરે.

અત્ર તારો હુકમ માને છે એમ લાગે છે, પણ વસ્તુતાએ તેમ નથી. સિપાઈ વૉરંટ લઈને આવે, તો તેને તાબે થનાર પ્રાણી સિપાઈના હુકમને તાબે થતો નથી, પણ માજીસ્ટ્રેટ તરફથી નીકળેલા વૉરંટને તાબે થાય છે; તેમ તારી પાસે ધર્મનું વૉરંટ (જિનેશ્વર મહારાજનાં વચનરૂપ સિક્કો અને તેઓએ પહેરવા ફરમાવેલ વેશરૂપ યુનિફોર્મ*) છે; તેને જ તેઓ તાબે થાય છે અને તેને જ માન આપે છે. એમાં તારા અંગત માનની માન્યતા હોય, તો એ બન્ને તારી પાસે નહોતાં તે વખતની તારી અગાઉની સ્થિતિ તપાસી લે, યાદ કર.

શ્રી ઉપમિતિભવપ્રપંચાના× પીઠબંધમાં ગ્રંથકર્તા શ્રીસિદ્ધર્ષિ ગણિ પોતાનું ચરિત્ર આપે છે, તેમાં નિષ્પુણ્યક નામનો પોતાનો રંક જીવ ગુરુના પ્રસાદથી સાધુભાવ પામે છે ત્યારે પાછો અહંકાર કરી કેવો અધઃપાત પામે છે એનું સ્પષ્ટ ચિત્ર આપ્યું છે, (જુઓ મૂળ પૃષ્ઠ ૧૪૨; ભાષાંતર પૃષ્ઠ ૧૬૫) અને વાસ્તવિક હકીકત પણ એ જ છે. વિષય-કષાયમિશ્રિત દંભથી ગમે તેટલી ધર્મકરણી કરવામાં આવે, તેમાં કાંઈ લાભ નથી. એમાં પુણ્યબંધ થાય તો તે પણ સંસાર છે, માટે પૌદ્ગલિક ફળની અપેક્ષા રાખ્યા વગર શુદ્ધ

* દરેક પોલિસ અથવા લશ્કરીને હોદ્દાની રૂઈએ પહેરવો પડતો એકસરખો ડ્રેસ.

× પ્રકાશક શ્રી જૈનધર્મ પ્રસારક સભા, ભાવનગર.

અધ્યવસાયથી ધર્મક્રિયા કરવી. અભિમાનથી તો આ જીવ અનેક વખત ધન ખરચે છે, ક્રિયા કરે છે, કષ્ટ વેઠે છે અને પ્રાણાંત ઉપસર્ગો પણ ખમે છે, પરંતુ એનો આશય શુદ્ધ નથી તેથી તેવી ફળપ્રાપ્તિ થતી નથી. (૫૦; ૨૩૧)

## ચારિત્રપ્રાપ્તિ-પ્રમાદત્યાગ

प्राप्यापि चारित्रमिदं दुरापं, स्वदोषजैर्यद्विषयप्रमादैः ।
भवाम्बुधौ धिक् पतितोऽसि भिक्षो ! हतोऽसि दुःखैस्तदनन्तकालम् ॥५१॥ (उपजाति)

"મહાકષ્ટથી પણ મળવું મુશ્કેલ-એવું આ ચારિત્ર પ્રાપ્ત કરીને પોતાના દોષથી ઉત્પન્ન કરેલા વિષય અને પ્રમાદો વડે હે ભિક્ષુ ! તું સંસારસમુદ્રમાં પડતો જાય છે અને તેના પરિણામે અનંત કાળ સુધી દુઃખ પામીશ." (૫૧)

**વિવેચન**—સ્પષ્ટ છે. ઉપરના શ્લોકનો ભાવ અત્ર પ્રગટ કર્યો છે. કર્મબંધન દ્વારા તારા પોતાના ઉત્પન્ન કરેલા વિષય-પ્રમાદો છે અને તેનો જો પ્રસાર થવા દઈશ, તો પછી અનંત કાળ સુધી તારે દુઃખો ખમવાં પડશે. મુખ્ય વાત એ જ છે કે વિષય, પ્રમાદ અને તજ્જન્ય ક્રિયા ભવભ્રમણનો જ હેતુ થાય છે. સુજ્ઞ જીવ ગમે તેવું વર્તન ચલાવે, તો પછી વાસ્તવિક રીતે અનંત દુઃખસમુદ્રમાં ડૂબતો જાય તેમાં નવાઈ નથી. (૫૧; ૨૩૨)

## બોધિબીજપ્રાપ્તિ-આત્મહિતસાધન

कथमपि समवाप्य बोधिरत्नं, युगसमिलादिनिदर्शनाद् दुरापम् ।
कुरु कुरु रिपुवश्यतामगच्छन्, किमपि हितं लभसे यतोऽर्थितं शम् ॥ ५२ ॥ (पुष्पिताग्रा)*

"યુગ-સમિલા વગેરે સુપ્રસિદ્ધ દૃષ્ટાંતોથી મહામુશ્કેલીથી મેળવી શકાય તેવું બોધિરત્ન (સમકિત) પામીને શત્રુઓને તાબે થઈ ન જતાં કાંઈ પણ આત્મહિત કર, જેથી કરીને ઇચ્છિત સુખ પ્રાપ્ત થાય." (૫૨)

**વિવેચન**—સમકિત થવાનાં શાસ્ત્રકાર અગિયાર કારણો કહે છે: અનુકંપા, અકામ નિર્જરા, અજ્ઞાન તપ, દાન, વિનય, અભ્યાસ, સંયોગ-વિયોગ, દુઃખ, ઉત્સવ, ઋદ્ધિ અને સત્કાર. એ સમકિતની પ્રાપ્તિ અતિ દુર્લભ છે. મનુષ્યજન્મની દુર્લભતા બતાવવા માટે શાસ્ત્રમાં દશ દૃષ્ટાંતો કહ્યાં છે, જે અતિ પ્રસિદ્ધ છે. એના પર સંપૂર્ણ વિવેચન કથાસહિત આ ગ્રંથમાં અગાઉ થઈ ગયું છે.× તે દૃષ્ટાંતો પૈકી યુગ-સમિલાના દૃષ્ટાંતમાં‡ આપણે વાંચ્યું હતું કે બે બાજુએ થઈને અર્ધ રાજ પ્રમાણનો સ્વયંભૂરમણ નામનો સમુદ્ર છે,

* ન, ન, ર, ય (૧-૩) ન, જ, જ, ર, ગુ. (૨-૪) અક્ષર દરેક ચરણમાં અનુક્રમે ૧૨-૧૩, ૧૨-૧૩ છે. 'અપરવક્ત્ર'ની ઉપર એક ગુરુ અક્ષર ઉમેરવાથી 'પુષ્પિતાગ્રા' થાય છે. એ વિષમ વૃત્ત છે. गान्त पुष्पिताग्रा છંદોનુશાસન अयुजि नयुगरेफतो यकारो, युजि च नजौ जरगाश्च पुष્पिताग्रा વૃત્તરત્નાકર.

× જુઓ પૃષ્ઠ ૧૩૨ થી આગળ ચાલુ ‡ પૃષ્ઠ ૧૩૮.

તેમાં એક દિશાએ ધોંસરું અને બીજી દિશાએ તેની સમિલા ( ધોંસરામાં જોતર ભરાવવા માટે નાખવાની ખીલી ) નાખી હોય, તે તરતાં તરતાં આટલું મોટું અંતર ભાંગીને એકઠાં થાય, એ બનવું જ મુશ્કેલ છે; કદી એક જગ્યાએ આવે, તોપણ પાસે પાસે થાય, તે પણ મુશ્કેલ છે, અને થયા પછી યુગમાં સમિલા પરોવાઈ જાય તે પણ અતિ મુશ્કેલ છે, લગભગ અશક્ય જેવું છે. કદાચ આ તો શક્ય થાય, પણ મનુષ્યભવ પ્રાપ્ત થવો તે તો એથી પણ વધારે મુશ્કેલ છે અને બોધિબીજ પ્રાપ્ત થવું એ તો તેથી પણ વધારે મુશ્કેલ છે.

સમકિત પ્રાપ્ત કરી વળી પાછો કામ, ક્રોધાદિક શત્રુને તાબે થઈ જઈશ, તો વધારે રખડપાટો થશે. હે યતિ! તેટલા માટે તારે તો આત્મહિત કરવામાં જ ઉદ્યમ કરવો અને તને તારું ઇચ્છિત સુખ પ્રાપ્ત થાય નહિ–મોક્ષ મળે નહિ–ત્યાં સુધી પ્રબળ પુરુષાર્થ કર્યા જ કરવો. ( ૫૨; ૨૩૩ )

## શત્રુઓનાં નામની ટીપ

**द्विषस्त्विमे ते विषयप्रमादा, असंवृता मानसदेहवाचः ।**
**असंयमाः सप्तदशापि हास्यादयश्च बिभ्यच्चर नित्यमेभ्यः ॥ ५३ ॥** (उपेन्द्रवज्रा)

" તારા શત્રુઓ વિષય, પ્રમાદ, વિના અંકુશે પ્રવર્તાવેલાં મન, શરીર અને વચન, સત્તર અસંયમનાં સ્થાનક અને હાસ્યાદિ છ છે. તેઓથી તું નિરંતર ચેતતો ( બીતો ) ચાલજે." ( ૫૩ )

**વિવેચન**—આ શ્લોકમાં તારા શત્રુઓનાં નામની ટીપ આપી, તેને ઓળખાવે છે અને તેઓથી નિરંતર સાવચેત રહેજે, એ તેમાં ઉપદેશ છે. શત્રુઓનાં નામોઃ—

સ્પર્શ (૮), રસ (૫), ગંધ (૨), રૂપ (૫), અને શબ્દ (૩)—એ પાંચ ઇંદ્રિયોના મૂળ પાંચ અથવા ઉત્તરભેદરૂપ ત્રેવીશ વિષય.

મદ્ય, વિષય, કષાય, વિકથા અને નિદ્રા એ પાંચ પ્રમાદ.

મન, વચન અને કાયાના સંયત કર્યા વગરના વ્યાપારો.

સંયમના સત્તર સ્થાન પર અભાવ અથવા અનુપયોગ તે અસંયમ.

પાંચ મહાવ્રત, પાંચ ઇંદ્રિયોનું દમન, ચાર કષાયનો ત્યાગ અને ત્રણ યોગનું રૂંધન, એ સત્તર ભેદે સંયમ છે. એની ગેરહાજરી એ અસંયમ છે. હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય અને દુગંછા એ છ નોકષાય છે, કષાયને ઉત્પન્ન કરનારા છે અને સંસાર વધારનારા છે. તેમ જ સ્ત્રીવેદ, પુરુષવેદ અને નપુંસકવેદ–એ ત્રણ પણ નોકષાય છે અને ખૂબ સંસાર વધારનાર છે.

આ સર્વ મહાશત્રુઓ છે. તેમાંના કેટલાક મિત્રભાવે દુશ્મનાવટ કરે છે અને જીવને આકુળવ્યાકુળ કરી નાખે છે. એનાથી સાવધ રહેવાની બહુ જરૂર છે. નામ આપવાનું કારણ પણ એ જણાય છે કે આ જીવ તેને ઓળખી, ચીવટ રાખીને તેઓથી સાવધ રહે. ( ૫૩; ૨૩૪ )

## સામગ્રી-તેનો ઉપયોગ

गुरूनवाप्याप्यपहाय गेह-मधीत्य शास्त्राण्यपि तत्त्ववाञ्चि ।
निर्वाहचिन्तादिभराद्यभावेऽप्यृषे ! न किं प्रेत्य हिताय यत्नः ॥ ५४ ॥ (उपजाति)

"હે યતિ! મહાન ગુરુની પ્રાપ્તિ થઈ, ઘરબાર છાંડયાં, તત્ત્વ પ્રતિપાદન કરનારા ગ્રંથોનો અભ્યાસ કર્યો અને નિર્વાહ કરવાની ચિંતા વગેરેનો ભાર ઊતરી ગયો, છતાં પણ પરભવના હિત માટે પ્રયત્ન કેમ થતો નથી?" (૫૪)

**વિવેચન**—હે સાધુ! તને સદ્ગુરુ મળ્યા, તેં ઘરબાર છોડયાં, પૈસા છોડયા, સ્ત્રી છોડી અને સર્વથી વધારે દ્રવ્યાનુયોગની ફિલૉસૉફીનું તને જ્ઞાન પ્રાપ્ત થયું, તેમ જ એ સર્વથી વધારે તારે ભરણપોષણ કરવાની ચિંતા મટી ગઈ, તારે વ્યાપાર કરવાની, અરજીઓ લખવાની, દવા આપવાની, નામું માંડવાની, હિસાબો ચૂકવવાની, ખટપટ કરવાની, રાજ્ય ચલાવવાની કે એવી કોઈ પણ જાતની ચિંતા રહી નથી. તેમ જ તારે પુત્રપુત્રીઓને ઉછેરવાની, ભણાવવાની કે પરણાવવાની ચિંતા નથી; સ્ત્રી સારુ ઘાટ ઘડાવવા નથી કે સાડીઓ ખરીદવી નથી; ઘર બાંધવાં નથી કે રિપેર કરાવવાં નથી—આવી કોઈ પણ જાતની ઉપાધિ નથી; છતાં તું સંસારમાં-વિષયકષાયમાં-ર-અભ્યોમાથ્યો રહે છે, એ તારી ભૂલ છે. સંસારમાં ડૂબવાનાં સાધનો-નિમિત્તો તેં દૂર કર્યાં છે, છતાં પણ સંસારને વળગતો જાય છે એ તારું દીર્ઘદર્શીપણું નથી. તું આ બધું જાણે છે. છતાં પરભવનું હિત થાય, તેવો પ્રયાસ શા માટે કરતો નથી? તું બન્ને ભવનું બગાડે છે, માટે વિચાર કર, જાગ્રત થા અને કાર્યસિદ્ધિના રસ્તા પર આવી જા. (૫૪; ૨૩૫)

## સંયમની વિરાધના કરવી નહિ

विराधितैः संयमसर्वयोगैः, पतिष्यतस्ते भवदुःखराशौ ।
शास्त्राणि शिष्योपधिपुस्तकाद्या, भक्ताश्च लोकाः शरणाय नालम् ॥५५॥ (उपजाति)

"સંયમના સર્વ યોગોની વિરાધના કરવાથી, તું જ્યારે ભવદુઃખના ઢગલામાં પડીશ, ત્યારે શાસ્ત્રો, શિષ્યો, ઉપધિ, પુસ્તક અને ભક્ત લોકો વગેરે કોઈ પણ તને શરણ આપવાને શક્તિમાન થવાનાં નથી." (૫૫)

**વિવેચન**—સંયમના સત્તર ભેદની વિરાધનાનાં ફળ શું થશે તે ઉપરના શ્લોકોમાં આપણે અનેક વાર જોઈ ગયા. દુર્ગતિગમન અને અનંત ભવભ્રમણ એ સંયમવિરાધનાનાં અનિવાર્ય ફળ છે, આ નિર્વિવાદ વાત છે. ત્યારે પછી તારો આધાર શો છે એનો વિચાર કર્યો? સમજ કે તેં મોટા આચારાંગાદિ સૂત્રો વાંચ્યાં હશે કે મોટો શિષ્યનો પરિવાર એકઠો કર્યો હશે, ઉપધિ સંગ્રહી હશે, પુસ્તકપાનાંનો ભંડાર કર્યો હશે કે તને નમન કરનારા અનેક શ્રાવકો તારા ભાવિકો હશે, પરંતુ દુર્ગતિએ જતાં એ કોઈ પણ તારી પડખે

ઊભાં રહેવાનાં નથી, તને મદદ કરવાનાં નથી; ઊલટા કેટલાક તો તને પડતાં પડતાં ધક્કો મારતાં જશે. આવી રીતે તને કોઈ આધાર આપવાને શક્તિમાન થવાનું નથી. વાસ્તવિક હકીકત એ છે કે તારે સંયમગુણની વિરાધના કરવી નહિ પરવસ્તુની આશા ખોટી છે. પુદ્ગળ કે પરજીવ આ જીવને મદદ કરતા નથી. આ જીવ એકલો જ છે, માટે પરભવ માટે આવાં આલંબનો શોધવા કરતાં એવો પ્રસંગ જ ન આવે, એવું કાર્ય કર. મતલબ કે સાધુ તરીકે સંયમ પાળવાની તારી ફરજ છે, તે સમજી તદનુસાર વર્તન કરી, આત્માને અનંત દુઃખરાશિમાં પડતો બચાવ. ( ૫૫; ૨૩૬ )

## સંયમથી સુખ : પ્રમાદથી તેનો નાશ

**यस्य क्षणोऽपि सुरधामसुखानि पल्य–कोटीर्नृणां द्विनवतीं ह्यधिकां ददाति ।**
**किं हारयस्यधम ! संयमजीवितं तत्, हाहा प्रमत्त ! पुनरस्य कुतस्तवाप्तिः ? ॥ ५६ ॥**

(वसततिलका)

" જે ( સંયમ )ની એક ક્ષણ ( મુહૂર્ત ) પણ બાણુ ક્રોડ પલ્યોપમથી વધારે વખત સુધી દેવલોકનાં સુખો આપે છે, એવા સંયમજીવનને હે અધમ ! તું કેમ હારી જાય છે ? હે પ્રમાદી ! ફરીવાર તને આ સંયમની પ્રાપ્તિ પણ ક્યાંથી થશે ? " ( ૫૬ )

**વિવેચન**—ટીકાકાર શ્રી ધનવિજય ગણિ લખે છે કે સંયમજીવનની એક ક્ષણ પણ મનુષ્યને દેવલોકનાં સુખો બાણું ક્રોડ પલ્યોપમથી વધારે વખત સુધી આપે છેઃ—

सामाइयं कुणंतो, समभावं सावओय घडियदुगं ।
आउं सुरेसु बंधइ, इत्तियमित्ताइं पलियाइं ॥
बाणवइ कोडीओ, लक्खागुणसट्ठि सहसपणवीसं ।
नवसय पणवीसाए, सतिहा अडभागपलियस्स ॥

" સામાયિક કરતાં શ્રાવક બે ઘડી સુધી સમભાવમાં વર્તે ત્યારે તે આટલું દેવતાનું આયુષ્ય બાંધે છે : બાણું ક્રોડ, ઓગણસાઠ લાખ, પચીશ હજાર, નવશે ને પચીશ અને ત્રણ આઠમા ભાગ ( ૯૨,૫૯,૨૫,૯૨,૫⅜ ) પલ્યોપમનું દેવાયુ બાંધે છે."—ઇતિ પ્રતિક્રમણસૂત્રવૃત્તૌ.

એક ક્ષણ* માત્ર ચારિત્ર પાળવામાં આટલા કાળ સુધી દેવતાનું મહાસુખ પ્રાપ્ત થાય છે. એ સુખનો ખ્યાલ આવવો પણ મુશ્કેલ છે. માત્ર એક દિવસનું ચારિત્ર પાળી કેટલાક જીવો ઘણા કાળ સુધીનુ અનંત સુખ પામ્યા છે, એવાં દષ્ટાંતો શાસ્ત્રમાં સુપ્રસિદ્ધ છે. એવું સુખ ક્યારે મળે ? જ્યારે સામાયિક બરાબર પાળ્યુ હોય, વિરાધના ન કરી હોય, ત્યારે જ તે સુખ પ્રાપ્ત થાય છે, અને આ જ હેતુથી શાસ્ત્રકાર ભાવસ્તવથી અંતર્મુહૂર્તમાં મોક્ષ કહે છે.

* મુહૂર્ત–બે ઘડી ( શ્રી ધનવિજયગણિ ).

સામાયિક એટલે સમતાનો જેમાં લાભ થાય છે તે. સાધુ આખો વખત સામાયિકમાં જ વર્તે છે. વાંચનારને નવાઈ લાગશે, પણ સાધુ ખાતાંપીતાં અને નિહારાદિ દરેક ક્રિયા કરતાં પણ સામાયિકમાં જ છે, કારણ કે સર્વ કાળ તેઓ આત્મિક ઉન્નતિ અને સંયમ પાળવાના ઉદ્યમમાં જ વર્તે છે. એક ક્ષણમાત્ર સામાયિકમાં હોય તો ઉપર કહ્યું તેટલું તો સ્થૂળ સુખ મળે છે. આવું મહાઊંચા પ્રકારનું સાધુનું જીવન તને પ્રાપ્ત થયું છે. હવે જરા પ્રમાદ કરીને જો તું આળસમાં વખત કાઢીશ કે વિષયકષાયમાં પ્રવૃત્તિ કરીશ, તો અનંત સંસાર વધશે, ઉપર કહેલો મોટો લાભ મળશે નહિ અને ફરી વાર સંયમની પ્રાપ્તિ થવી પણ મુશ્કેલ પડશે ( ૫૬; ૨૩૭ )

## સંયમનું ફળ—ઐહિક આમુષ્મિક; ઉપસંહાર

नाम्नापि यस्येति जनेऽसि पूज्यः, शुद्धात्ततो नेष्टसुखानि कानि ।
तत्संयमेऽस्मिन् यतसे मुमुक्षोऽनुभूयमानोरुफलेऽपि किं न ? ॥ ५७ ॥ (उपजाति)

"સંયમના નામમાત્રથી પણ જો તું લોકોમાં પૂજાય છે, તો જો ખરેખર તે શુદ્ધ હોય તો કયું ઇષ્ટ ફળ તને ન મળે ? જે સંયમનાં મહાન ફળ પ્રત્યક્ષ અનુભવવામા આવ્યાં છે, તે સંયમમાં હે યતિ! તું કેમ યત્ન કરતો નથી ?" ( ૫૭ )

**વિવેચન**—ગંભીર આશયવાળો આ શ્લોક તેના અધિકારીએ બહુ જ વિચારવા યોગ્ય છે. હે મુનિ ! તને વસ્ત્ર, પાત્ર, આહાર આપવા માટે લોકો પડી મરે છે, તને વાંદે છે, પૂજે છે, નમે છે અને માન આપે છે, એ સર્વનું કારણ શું ? તું સંયમવાન છો, એટલા નામ માત્રથી જ તને આવું મોટું માન મળે છે. જે રાજાઓ અથવા શેઠિયાઓ ગવર્નર પાસે ડોક નમાવતાં પણ વિચાર કરે, તે તારી પાસે પચાંગ પ્રણામ કરે છે, એ સંયમના નામને છે. કેટલાક અપ્રામાણિક વ્યાપારીઓ પૈસા પેદા કરી જાય છે, પણ તે દેખાવમાં પ્રામાણિક રહે તો જ તેમ કરી શકે છે. સ્પષ્ટ રીતે કહે કે 'હુ અપ્રામાણિક છું' તો તેનો વ્યવહાર ચાલે નહિ. એવી રીતે સંયમના મહાન ગુણો તારામાં છે એમ ધારી તને લોકો નમન-પૂજન કરે છે. એ જ ગુણો જો ખરેખર તારામાં હશે તો પછી તને મોટો લાભ થશે. દુનિયામા એવી કોઈ પણ વસ્તુ નથી કે જે સચમવાનને મળે નહિ. સંયમવાનને ઇચ્છા જ થતી નથી એ ખરું છે, પરતુ મોક્ષસુખ તો તેને પણ ગમે છે અને એ સુખ પણ સચમથી મળી શકે છે. આવાં સચમનાં ફળ વિચારીને મુમુક્ષુ જીવ શાંત ચિત્તે આદરવા યોગ્ય હોય તે જ આદરે છે. આ અગત્યની બાબત પર સાધુજીવનનો આધાર છે; તેથી દરેક અધિકારીએ આ વિષય પર શાન્તિના વખતમાં, એકાગ્ર ચિત્તે, લાંબા કાળ સુધી, વિચાર કરવો. સંસારની દઢ ભાવના છૂટવાનું અને પોતાની ફરજ બજાવવાનું દ્વાર આ વિચાર ઉઘાડી આપશે. ( ૫૭; ૨૩૮ )

* * *

એવી રીતે આ **યતિશિક્ષા** અધિકાર પૂર્ણ થયો. આ અધિકાર બહુ જ ઉપયોગી છે. વેશમાત્રથી રિઝાવું નહિ, લોકરંજન કરવા પ્રવૃત્તિ કરવી નહિ. આત્મિક ઉન્નતિનું શુદ્ધ દૃષ્ટિબિંદુ હૃદયભાવના સન્મુખ સર્વદા રાખવું, મન-વચન-કાયાના યોગોની શુભ પ્રવૃત્તિ કરવી, લોકસન્માનથી આત્મિક ગુણો પર થતી અસર, પ્રમાદથી થતો અધઃપાત, કોઈ પણ વસ્તુ પર મૂર્ચ્છા ન રાખવાનો ઉપદેશ, પરિગ્રહ કોને કહેવાય તેનું શુદ્ધ સ્વરૂપ, ઉપધિ, વસ્ત્ર, પાત્ર ઉપર મૂર્ચ્છા ન કરવાનુ સબળ કારણ, વિષય અને પ્રમાદનો ત્યાગ, ભાવના ભાવવાનાં ફળ, સંયમગુણનુ સ્વરૂપ, તે પાળવાનાં ફળ, તે વિરાધવાના દુષ્ટ વિપાક, સમિતિ અને ગુપ્તિનું સ્વરૂપ, સાધુપણામાં સુખ, તેની સરખામણી, સાવદ્ય કૃત્યો અને મુનિકૃત આદેશને પરસ્પર સંબંધ, છેવટે સંયમથી થતું સ્થૂળ સુખ અને સંયમના નામમાત્ર તરફ લોકોનો પૂજ્ય ભાવ વગેરે હકીકતો થોડા શબ્દોમાં પણ બહુ જ ભાર મૂકીને એના ખપી જીવના મન પર ઠસાવવામાં આવી છે. અત્ર બતાવેલી દરેક હકીકત સાધુજીવનને મુખ્ય અસર કરનારી છે અને મુમુક્ષુ ભક્ત જનોને પણ શુદ્ધ ગુરુની ઓળખાણ માટે અને વિશેષ ગુણ-પ્રાપ્તિની ઇચ્છા ઉત્પન્ન કરવા માટે તેનું સ્વરૂપ જાણવાની ખાસ જરૂર છે એટલા પૂરતી આ હકીકત તેને પણ ઉપયોગી છે.

અનેક હકીકતનો આ અધિકારમાં સમાવેશ કર્યો છે, તેથી બીજા સર્વ અધિકાર કરતાં આ અધિકાર મોટો થયો છે, પરંતુ વસ્તુની ગંભીરતા જોતાં કાંઈ વિશેષ લખાયુ હોય એમ જણાતું નથી. વળી, અત્ર લખેલા દરેક શ્લોક પર બહુ વિવેચન થઈ શકે તેમ છે, કારણ કે આશય ગંભીર છે; તેમ છતાં પણ અધિકારીની ઉચ્ચ દૃષ્ટિ અને સૂરિમહારાજના વિષય સાથે વાચકવર્ગને વિશેષ પરિચય થઈ ગયો છે, એટલા માટે અત્ર ઓછું વિવેચન કરવામાં આવ્યુ છે. વળી, ગ્રંથનો આ વિભાગ બહુ જ ઊંડા હેતુથી લખાયો જણાય છે. એક તો યતિવર્ગ વિદ્વાન વર્ગ છે, તેઓને માટે આટલું વિવેચન જોઈએ તેટલું છે. જેઓ યોગ્ય છતાં પણ રસ્તા પરથી ઊતરી ગયા છે, તેઓને રસ્તા પર આણવા માટે આટલા શબ્દો પૂરતા છે. જેઓ સંયમના રસ્તા પર આવ્યા જ નથી તેઓ પણ તેમાં રહેલાં સુખ અને પરિણામ તરફ લક્ષ્ય આપી શકે, તેવી યોજના ગ્રંથકર્તાએ રાખેલી છે અને તે યોજના પર લક્ષ્ય રાખીને જ વિવેચન કરવામાં આવ્યુ છે. વિવેચન વાંચતાં આ વર્ગના મનમાં ભય વધી જાય અને તેઓ સંયમ સન્મુખ થતાં જ અટકી જાય, એમ ન થવા દેવા માટે ખાસ ધ્યાન રાખવામાં આવ્યું છે. પરંતુ ચોથો વર્ગ જે વક્ર હોઈ પોતાના દુષ્ટ આચરણો-નો બચાવ કરે છે, સંયમધારી હોવા છતાં ગૃહસ્થી કરતાં પણ વિશેષપણે ઇંદ્રિયોને મોકળી મૂકી દે છે અને સાધુના વેશમાં (શ્રી મુનિસુંદરસૂરિના શબ્દોમાં કહીએ તો) આજીવિકા જ ચલાવે છે, તેઓ સામાન્ય ઉપદેશથી કોઈ દિવસ સુધરવાના નથી. તેઓ પર ગમે તેવા સામાન્ય વાક્પ્રહાર કરવામાં આવે તે નકામા જ જાય છે. આવાને માટે કોઈ કોઈ વાર જરા આકરા શબ્દો વાપર્યા છે, પરંતુ તેથી પણ જો તેઓ ચાનક લગાડી

સુધરે તો ગ્રંથનો મોટો ઉદ્દેશ પાર પડે; છતાં ગ્રંથકર્તાએ પોતાની નેમ પાર પાડવા માટે, તેઓ તરફ પણ પૂરતાં કટુ વચન વાપર્યાં નથી અને વિવેચનમાં પણ એ મુદ્દા ઉપર બહુધા લક્ષ્ય આપ્યું છે.

આ જીવને મુનિમાર્ગ બહુ કઠણ છે એમ લાગે છે. એનું કારણ એ છે કે જીવનો અનાદિ અભ્યાસ ઇંદ્રિયોનાં સુખ ભોગવવાં અને મનને નિરંકુશ છોડી દેવું–એ થઈ ગયો છે. પ્રસંગ મળતાં પ્રમાદ અને કષાય કરવામાં આ જીવ વિચાર કરતો નથી. ડુંગર ચઢવું મુશ્કેલ લાગે છે, તેમ જ ગુણસ્થાન પર ચઢવું એમાં પ્રબળ પુરુષાર્થની જરૂર પડે છે. એ પુરુષાર્થ થાય નહિ ત્યાં સુધી એ માર્ગ અતિ મુશ્કેલ લાગે છે, પરંતુ એક વખત રાગદ્વેષ અને સંસારનું ખરું સ્વરૂપ જાણ્યા પછી અને આત્મિક તથા પૌદ્ગલિક ભાવ વચ્ચેનો તફાવત સમજ્યા પછી, સંસાર કડવો ઝેર જેવો લાગે છે. આવા જ્ઞાનગર્ભિત વૈરાગ્યવાસી જીવો એક વખત વમેલા સાંસારિક ભાવોને ચાહતા નથી, થૂંકેલું ગળતા નથી અને તત્ત્વતઃ તેના પર દુગંચ્છા રાખે છે. જેઓ આ સ્વરૂપ બરાબર સમજ્યા ન હોય, અથવા સમજીને પતિત થયા હોય, તેઓ કોઈ વખત વિષયાદિકને આધીન થઈ જાય છે, પૈસા રાખે છે, સ્ત્રીસંબંધ કરે છે અને ધર્મના ખોટા બહાનાથી યાંત્રિક વિહાર જેવાં ત્યાજ્ય કાર્યો પણ કરે છે. આ સર્વ સંસાર છે. એમાં વસ્તુસ્થિતિનું ખરું જ્ઞાન નથી, ઓઘ શ્રદ્ધા પણ નથી અને સંપ્રદાયના પ્રચલિત રિવાજોનું અનુસરણ પણ નથી. આવા પ્રકારની ચેષ્ટા જોઈ કવચિત્ મુનિમાર્ગ પર અપ્રીતિ ન કરવી. એ માર્ગ બહુ જ ઉત્તમ છે, એટલું જ નહિ પણ સર્વોત્તમ છે, સમતામય છે, મોક્ષસુખની પ્રસાદી છે અને સર્વ ક્લેશનો નાશ કરનાર છે. એ માર્ગમાં આત્મકલ્યાણ તરફ લક્ષ્ય રાખી જેટલો પ્રયાસ કરવામાં આવે છે તેટલો લાભ થાય છે અને મળેલ લાભ જતો નથી. વળી, જેઓ એ માર્ગ આદરી શકતા ન હોય, તેવાઓએ પણ એના ગુણો પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખવી અને તેના તરફ શુભ દૃષ્ટિ રાખ્યા કરવી. ઇચ્છા રાખવાથી ને પ્રયાસ કરવાથી ઇચ્છિત વસ્તુ યોગ્ય કાળે પ્રાપ્ત થાય છે.

જેઓ દુનિયાના વ્યવહારોથી બહાર હોઈ દુનિયાને ઉપદેશ દેવાની જગ્યા લેતા હોય, તેઓના સંબંધમા અભિપ્રાય આપતાં ધોરણ ઊંચા પ્રકારનું તો રાખવું જ જોઈએ. જેઓ ધાર્મિક બાબતો પર મોટાં ભાષણો આપતા હોય, દુનિયાની નજરમાં કામક્રોધાદિકથી મુક્ત ગણાતા હોય, તેઓ પણ પ્રાકૃત મનુષ્યની માફક વિષયાંધ અથવા ઇંદ્રિયવશ થઈ જાય, તે માફ ન થઈ શકે તેવું વર્તન ગણાય. અને એવા ક્ષુલ્લક મનુષ્યોને તો સમુદાય તુરત જ દૂર કરી નાખે છે; છતાં કેટલીક વખત દેખીતી બાબતમાં પણ મનુષ્યસ્વભાવ સરાગ દૃષ્ટિથી ભૂલ કરે છે. દોરા–ચિઠ્ઠી કરનાર, છડી પોકરાવનાર, રેલ્વેમાં મુસાફરી કરનાર, સ્ત્રીસંબંધ કરનાર અથવા વાડી ગાડી રાખનાર આવા યતિ, ગોરજી કે સાધુઓ ધર્મને વગોવનારા થાય છે. તેવાઓને રાગથી સન્માન મળે છે તે અનિષ્ટ છે. આવું વર્તન તો

સામાન્ય માણસને માટે પણ હાસ્યાસ્પદ ગણાય છે, અને એવા વર્તનવાળાને દૂર કરવામાં વિલંબ ન જ થવો જોઈએ. ખાસ કરીને સાધુઓએ પોતાનું વર્તન ઉચ્ચ રાખવા માટે વિચાર કરવો જોઈએ. તેઓ બીજા સંસારી જીવોના વર્તનથી બહુ ઊંચા વર્તનવાળા હોવા જોઈએ. સ્થૂળ બાબતમાં જ નહિ પણ માનસિક વિચારો અને કષાયાદિકની મંદતામાં પણ તેઓ ઉચ્ચ ભૂમિકા પર હોવા જોઈએ. આ હકીકત પર આખા અધિકારમાં વારવાર ભાર મૂકવામાં આવ્યો છે. જમાનાનો રંગ બદલાતો જાય છે. પ્રપંચ, અજ્ઞાન અને ઇંદ્રિય-વશતાનો ત્યાગ કરી નવા જમાનાને યોગ્ય શુદ્ધ ઉપદેશ આપવાની બહુ જ જરૂર છે.

સાધુઓના વર્તન માટે વિશિષ્ટ ધોરણ જોઈએ, છતાં આજકાલ અભિમાનને અંગે થતો સમુદાયભેદ અને યોગ્યતા ન હોવા છતાં પદવી માટે લોભ, ઘણે સ્થાનકે જોવામાં આવે છે. શ્રી મુનિસુંદરસૂરિ આ સ્થિતિને પાંચમા આરાના ભાવ જ કહે છે. એથી વધારે શું કહી શકાય? જમાનાની જરૂરિયાત સમજી, અંદરનો વિક્ષેપ દૂર કરી, ધર્મપ્રભાવના કરવા સારુ સાધુઓએ ઉદ્યત થવું જોઈએ. છતાં કાળમાહાત્મ્ય કહો કે ગ્રહ અવળા કહો કે ગમે તે કહો, પણ સાધુજીવન પાસેથી જે સ્પષ્ટ ઉપદેશની અને ઉદ્દેશની ઇચ્છા રખાય, તે તે વર્ગના જ સમજુઓ જોઈ શકતા નથી. નકામા સમુદાયભેદ હવે છોડી દેવા જોઈએ અને શાસ્ત્રોક્ત નિયંત્રણાઓ કબૂલ રાખી શાસનના સામાન્ય હિત માટે એકસરખો ઉદ્યમ કરવો જોઈએ, કારણ કે તેમ કરવાની બહુ જરૂર છે. આ વિષયમાં સાધુઓ બહુ કરી શકે તેમ છે. વળી, ધાર્મિક ઉન્નતિ થવા સાથે પુણ્યબળ જાગશે, એટલે સામાન્ય સ્થિતિ પણ સુધરી જશે. સાધુ વગેરે ધર્મના સંરક્ષણકાર્યમાં ઘણું કરી શકે, તેનું કારણ એ છે કે તેઓને સંસારની ઉપાધિ નથી, ભરણપોષણની ચિંતા નથી, દીકરાદીકરી પરણાવવાં નથી, ઘરહાટ ચણાવવાં નથી અને મનને અન્યત્ર રોકવું પડે એવું કોઈ પણ કાર્ય નથી, તેમ જ કોઈની પરવા નથી.

આ અધિકારમાં કોઈ કોઈ વાર પુનરાવર્તન થયુ છે. વિષયની ગંભીરતા અને ગહનતાને લઈને પ્રેરણા કરવા સારુ એમ કરવું યુક્ત છે. દરેક વિષય પર પ્રસંગ મળતાં નોટો લખી છે તેથી ઉપસંહારમાં વિશેષ લખવાની જરૂર નથી.

આ યતિશિક્ષા–ઉપદેશમાં સૂરિમહારાજે ઘણું કહ્યું છે. હે યતિ! મનુષ્યભવ વગેરે જોગવાઈ મળ્યા પછી અને સંસારમાંથી નીકળવાનું આવું ઉત્તમ દ્વાર પ્રાપ્ત થયા પછી પણ જો તું પૂરતો લાભ લઈશ નહિ તો પછી તને પસ્તાવો થશે. આ ભવમાં થોડા વખત સુધી મન પર અંકુશ રાખી ઇંદ્રિયના વિષયો અને કષાયો તજીશ, તો પછી તને મહાસુખ પ્રાપ્ત થશે, દુઃખનો નાશ થશે અને પરવસ્તુનો આશીભાવ મટી જશે. હે સાધુ! તારું જીવન સમિતિ અને ગુપ્તિમય છે. એ અષ્ટ પ્રવચનમાતા છે અને એને પાળવા માટે તારે યત્ન કરવો એ તારું મુખ્ય કર્તવ્ય છે. વિશેષ વિસ્તારથી તારે સંયમના સત્તર ભેદો અને ચરણ–કરણ–સિત્તરી પાળવી એ તારું સાધ્યબિંદુ છે.

હે શ્રાવક ! સાધુમાર્ગ તું ધારે તો ન બની શકે તેવો નથી. મન પર જરા અંકુશ લાવ, વસ્તુસ્થિતિનો બરાબર વિચાર કર અને તારું શું છે અને તને શું ગમે છે તેનો બરાબર ખ્યાલ કર; પછી જોકે સંયમમાં કાંઈ મુશ્કેલી છે? ગુણ પ્રાપ્ત કરવા માટે ગુણી પુરુષનાં ચરણની સેવા કરવી એ તારું કામ છે. દેશવિરતિ જીવ સર્વવિરતિ ગુણ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે, તો જ તેનો દેશવિરતિ ગુણ બન્યો રહે એવો શાસ્ત્રકારનો ઉલ્લેખ છે. તું સાધુ પર પ્રેમ રાખજે અને બની શકે તો તેવું જીવન ગ્રહણ કરજે. આ લેખ સાધુઓની પરીક્ષા માટે લખાયેલો હોવાથી શ્રાવકોને તેટલો ઉપયોગી નથી કે જેટલો સાધુઓને ઊંચી હદે ચઢવા અને આત્મહિત વિચારવા ઉપયોગી હોય; પરંતુ શ્રાવકો પણ સાધુના વેશની પેઠે પોતાનો શ્રાવકપણાનો વ્રતઉચ્ચારણાદિનો વેશ કલ્પી, વિચાર કરે તો તેઓને પણ પોતાના આત્માને ઊંચી હદે ચઢાવવા માટે આ લેખ અક્ષરશઃ ઉપયોગી થાય તેમ છે. તથાપ્રકારનો જીવનો અનાદિ સ્વભાવ હોવાને લીધે, જીવ બીજાનાં સરસવ જેવાં દૂષણને મેરુ જેવાં દેખવા હજારો નેત્રવાળો થઈ પડે છે, પણ પોતાની હદમાં રહેલાં પોતાના મેરુ જેવાં દૂષણને સરસવ જેવાં પણ દેખી શકતો ન હોવાથી તે માટે તેને એકેય નેત્ર મળ્યું હોય તેમ માલૂમ પડતું નથી. સમકિત, દેશવિરતિ કે સર્વવિરતિના ગુણો દિનપરદિન વિશેષે લાવવા માટે સર્વ ભવ્ય જીવોએ તે સર્વ ગુણોનો ઉત્સર્ગમાર્ગ જોઈ વિચાર કરવો જોઈએ. ઉત્સર્ગમાર્ગમાં ઘણે ભાગે પોતાના હૃદયની કેવી સ્થિતિ છે એ જ વિચાર હોય છે. બીજા જીવો સમકિતવંત, દેશવિરતિવંત કે ચારિત્રવંત છે કે નહિ, તેની પરીક્ષા તેનાં બાહ્ય આચરણો ઉપરથી જ કરવાની છે. નહિ તો અલ્પ જ્ઞાનદશાને લીધે પોતાને માટે અપવાદ માર્ગે વિચાર કરતાં સર્વ પોતાના આત્માને ગુણનિષ્પન્ન માની લે અને બીજાને માટે ઉત્સર્ગમાર્ગે પરીક્ષા કરવા જતાં બીજાઓનું હૃદય વિશિષ્ટ જ્ઞાન સિવાય છદ્મસ્થને ગમ્ય ન હોવાને લીધે કોઈ પણ બીજા ગુણી માલૂમ પડે નહિ. આવું થતાં પોતે અભિમાની બની સર્વ ગુણીઓને અવગુણી માની, તેઓની અવજ્ઞા કરી, બોધિબીજ અનંત કાળ સુધી ન મળે એવું પરિણામ લાવી મૂકે, માટે જ અંતિમ શ્રુતકેવળી સુધી ભદ્રબાહુસ્વામી મહારાજાએ વંદનનિર્યુક્તિમાં રહેવાનું સ્થાન, વિહાર વગેરે બાહ્ય અનુષ્ઠાન ઉપર દૃષ્ટિ દઈને સાધુપણાની પરીક્ષા કરવાનું લખ્યું છે. ત્યાં તે મહાત્મા એટલે સુધી ખાતરી આપે છે કે કદાચિત્ અભવ્યાદિકના શુદ્ધ આચરણ દેખી, તેને શુદ્ધ માની જો શુદ્ધિથી, આશીભાવ સિવાય, વંદન કરવામાં આવે તો વંદન કરનારને કોઈ પણ પ્રકારનું નુકસાન ન થતાં ખાસ લાભ જ થાય છે.*

આ જમાનામાં ઉપર કહેલો વિચાર બરોબર ધ્યાન પર લાવવાની જરૂર હોવાથી

* આ હકીકતને અને ગુરુશુદ્ધિ અધિકારમાં બીજા ત્રીજા શ્લોકમાં કહેલી હકીકતને જરા પણ વિરોધ નથી એ મુજ્ઞોએ વિચારી લેવું. કારણ કે વંદન કરનાર પરીક્ષામાં પ્રવર્તેલો છે ને તે સાધુસ્થાન વગેરેમાં યથાર્થ સાધુ પ્રમાણે જ વર્તે છે અને એમ હોવાથી વંદન કરનારને શુદ્ધ ફળની પ્રાપ્તિ થઈ શકે છે ને થાય છે

લંબાણથી વિવેચન કર્યું છે. હમેશાં બાહ્ય આચરણ કાળાનુસાર પ્રાપ્ત થયેલી સંઘયણ આદિ સામગ્રી અનુસારે જ બની શકે છે. આ પોતાની વ્યક્તિ ઉપર પોતાની હદનો વિચાર કરવાથી તરત જ અનુભવમાં આવે તેવું છે. જો શાસ્ત્રનાં દરેક વચન સુપરિણામે પરિણમવામાં ન આવે તો તે શાસ્ત્ર શસ્ત્રરૂપે પરિણામ પામી, પ્રાણીને પોતામાં ગુણીપણું મનાવી, બીજા ગુણીઓમાં અવગુણીપણુ મનાવી, તેઓની અવજ્ઞા અને પોતાના ઉત્કર્ષ દ્વારા અનંત કાળચક્ર સુધી સંસારમાં રઝળાવે છે.

મુનિજીવન એકાંત પરોપકારપરાયણ છે. એમાં આળસરૂપ નિવૃત્તિ નથી, પરંતુ વિશુદ્ધ પ્રવૃત્તિગર્ભિત નિવૃત્તિ છે અને તારા સર્વ પુરુષાર્થને પૂરતો માર્ગ આપી પરોપકાર કરવાની તારી વૃત્તિને રસ્તો આપે એવો પરમ વિશુદ્ધ એ માર્ગ છે. એ માર્ગની એક ક્ષણ પણ અસંખ્ય વરસો સુધી ઉત્કૃષ્ટ સુખ આપે છે અને એનું નામ પણ વંદન, નમસ્કાર, સ્તુતિ મેળવે છે.

હે યતિ! આ અધિકારમાં કડવું ઔષધ આપ્યુ છે, પરંતુ આપનાર વૈદ્ય( સૂરિ )નો અંતરંગ આશય સમજવા યત્ન કરજે. સંસારત્યાગ એ યતિજીવન છે. વેશ બદલવો એ ખરો સંસારનો ત્યાગ નથી, પરંતુ કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સરાદિ અંતરંગ શત્રુનો નાશ કરવો એ સંસારત્યાગ છે. આટલી ટૂંકી હકીકત ધ્યાનમાં રાખી તારાથી બીજા કોઈનો ઉપકાર ન બને તો ભલે, પણ તું તારા આત્માનું તો બગાડીશ નહિ. પરનિંદા, મત્સર, ઈર્ષ્યા, માયા વગેરે સુપ્રસિદ્ધ અઢાર પાપસ્થાનકોનો ત્યાગ કરજે અને તારી ફરજ શી છે તેનો અહર્નિશ વિચાર કરજે, તેમ જ તારે યોગ્ય આવશ્યક પડિલેહણાદિક ક્રિયામાં સાવધાન રહેજે. જો તારામાં શક્તિ હોય તો જ્ઞાનથી પરોપકાર કરજે; લોકોને ઉપદેશ આપીને અથવા લેખો લખીને આ જમાનાને અને આવતા જમાનાને ઉપકૃત કરજે. આ જમાનાને તારા જેવા પાસેથી નિઃસ્પૃહ ઉપદેશ સાંભળવાની બહુ જરૂર છે. સાંસારિક જીવન પ્રવૃત્તિમય થઈ જવાથી ધાર્મિક અભ્યાસ ઘટતો જાય છે અને તેવા વખતમાં જો તારી તરફથી કાંઈ અસાધારણ ચમત્કારી અસર થાય તેવો ઉપદેશ થશે તો ઘણા માણસોને જ્ઞાનક્રિયાની પ્રવૃત્તિ દ્વારાએ તેનો લાભ મળી શકશે અને તે લાભથી તારા આત્માને પણ લાભ થશે. તું ગમે તેમ કરી તારી પંક્તિના યતિઓને ફરજનું ભાન કરાવજે અને એટલું થશે તો પછી જે હેતુથી તારો પ્રયાસ છે તે જરૂર પાર પડશે.

આ અધિકારમાં કોઈ સ્થાને કઠિન શબ્દોમાં લખાયુ હોય તો ક્ષમા કરજો. જેમ બને તેમ ઓછું જ લખવા નિશ્ચય કર્યો હતો, છતાં લાગણીના બળથી કાંઈ વિશેષ લખાયું હોય તો અંતઃકરણથી ક્ષમાયાચના છે. તમારા અંતકરણમાં શ્રીહેમચંદ્રાચાર્ય જેવી અદ્ભુત જ્ઞાનશક્તિ, શ્રી હીરવિજયસૂરિ જેવી અદ્ભુત ઉપદેશશક્તિ અને શ્રી હરિભદ્રસૂરિ જેવો દૃઢ શાસનરાગ વધો એવી અંતઃકરણની પ્રાર્થના છે. સાધુજીવનને અંતઃકરણથી નમસ્કાર છે અને ગમે તેટલું લખવા છતાં તે જીવન તરફ ઉચ્ચ ભાવ અને વિશેષ બહુમાન રાખવાની ફરજ નિરંતર ખ્યાલમાં રાખી છે અને છે.

इति सविवरणो यतिशिक्षोपदेशनामा त्रयोदशोऽधिकारः ॥

# चतुर्दशो मिथ्यात्वादिनिरोधाधिकारः ॥



તેરમા અધિકારનો મુખ્ય ઉદ્દેશ સાધુને માટે ઉપદેશનો હતો. આ સાધુ પ્રાયે દેશવિરતિ શ્રાવકવર્ગમાંથી ઉત્પન્ન થાય છે. તેને મન-વચન-કાયાના યોગ પર અંકુશ, ઇંદ્રિયો-નું દમન અને મિથ્યાત્વ વગેરે બંધહેતુનો ત્યાગ કરવાનો અત્ર ઉપદેશ છે. ગ્રંથકર્તા તેટલા માટે લખે છે કે अथ सामान्यतो यतीन् विशेषतो धर्मगृहिणश्चाश्रित्य मिथ्यात्वादिसंवरोपदेशः—તેથી આ ઉપદેશ યતિને સામાન્ય છે અને દેશવિરતિ ગૃહસ્થને વિશેષપણે ઉદ્દેશીને લખેલો છે. આના અધિકારીને યોગ્ય વિવેચન પણ નીચે માલૂમ પડશે.

### બંધહેતુનો સંવર કર

मिथ्यात्वयोगाविरतिप्रमादान्, आत्मन् ! सदा संवृणु सौख्यमिच्छन् ।
असंवृता यद्भवतापमेते, सुसंवृता मुक्तिरमां च दद्युः ॥ १ ॥ (उपजाति)

"હે ચેતન ! જો તું સુખની ઇચ્છા રાખતો હો તો મિથ્યાત્વ, યોગ, અવિરતિ અને પ્રમાદનો સંવર કર; તેઓનો સંવર કર્યો ન હોય તો તે સંસારનો તાપ આપે છે, પણ જો તેઓનો સારી રીતે સંવર કર્યો હોય તો તે મોક્ષલક્ષ્મીને આપે છે." (૧)

**વિવેચન**—મિથ્યાત્વનો ત્યાગ કર્યા વગર સમકિત કે વિરતિ કંઈ પણ પ્રાપ્ત થતું નથી. એ મિથ્યાત્વનું સ્વરૂપ ઓળખવાની બહુ જ જરૂર છે. ધર્મસંગ્રહમાં તેનું ટૂંકામાં પણ સંપૂર્ણ સ્વરૂપ આપ્યું છે તેનો ભાવાર્થ અત્ર આપીએ છીએ.

મિથ્યાત્વ બે પ્રકારનું છે: લૌકિક અને લોકોત્તર. તે દરેક બે બે પ્રકારનાં છે:* દેવગત અને ગુરુગત. (૧) લૌકિક દેવગત મિથ્યાત્વ—હરિહર, બ્રહ્મા વગેરે પરધર્મે પોતાના દેવ તરીકે અંગીકાર કરેલા, સ્ત્રી, શસ્ત્ર આદિવાળા દેવને દેવ માનવા અને તેની પૂજા-સેવા કરવી તે. (૨) લૌકિક ગુરુગત—બ્રાહ્મણ, સંન્યાસી વગેરે મિથ્યોપદેશી આરંભ પરિગ્રહ-વાળાને ગુરુ માનવા, નમવું, તેમની કથા સાંભળવી અને અંતઃકરણથી તેમને બહુમાન આપવું. (૩) લોકોત્તર દેવગત—કેશરીઆજી, મલ્લિનાથજી વગેરેની માનતા કરવી, આ

* અન્યત્ર ત્રણ ત્રણ પ્રકાર પણ કહ્યા છે, તેમાં લૌકિક ને લોકોત્તર પર્વગત મિથ્યાત્વ વધારે ગણેલ છે.

લોકના લાભ અર્થે પૂજા કરવી. (૪) લોકોત્તર ગુરુગત—તેરમા અધિકારમાં જૈનાભાસ તરીકે ગણેલા ગોરજી, યતિ, શ્રીપૂજ્ય, પાસત્થા, કુશીળીઆ વગેરે કુગુરુની ગુરુપણે સેવા કરવી, તેમ જ કેવળ આ લોકના ફળની લાલસાએ શુદ્ધ સાધુઓની સેવા કરવી.

અથવા મિથ્યાત્વ પાંચ પ્રકારનું છે : ૧ આભિગ્રહિક, ૨ અનાભિગ્રહિક, ૩ આભિનિવેશિક, ૪ સાંશયિક, ૫ અનાભોગિક. એનું સ્વરૂપઃ—

**આભિગ્રહિક**—કલ્પિત શાસ્ત્ર ઉપર મમત્વ રાખવું, પરપક્ષ પર કદાગ્રહ કરવો. શ્રી હરિભદ્રસૂરિ કહે છે " મને વીર તરફ પક્ષપાત નથી, કપિલ પર દ્વેષ નથી, યુક્તિમાન વચન હશે તે આદરવું છે." આવી બુદ્ધિ રાખવી એ તો ઉક્ત મિથ્યાત્વનો અભાવ છે. ગીતાર્થ ઉપર નિષ્ઠા રાખવી અને ગુણવાનનું પરતંત્રપણું રાખવું તે દોષ નથી, કારણ કે સર્વ જીવોનો બુદ્ધિવૈભવ વિશાળ હોતો નથી.

**અનાભિગ્રહિક**—સર્વે દેવો વાંદવા યોગ્ય છે, કોઈ નિંદવા યોગ્ય નથી; એમ જ સર્વે ગુરુ અને સર્વ ધર્મો સારા છે, આવી સામાન્ય વાણી. આળસ કરીને બેસી રહેવાની અને સત્યની પરીક્ષા ન કરવાની વૃત્તિ, એ બીજું મિથ્યાત્વ. આમાં સુવર્ણ ને પિત્તળ, હીરો ને કાચ બંને સરખા ગણવામાં આવે છે તે મિથ્યાભાવ છે.

**આભિનિવેશિક**—ધર્મનું પોતે યથાર્થ સ્વરૂપ સમજે, છતાં કોઈ પ્રકારના દુરાગ્રહથી વિપરીત પ્રરૂપણા કરે. અહંકારથી નવો મત સ્થાપવા કે ચલાવવા માટે અથવા વંદન, નમસ્કારાદિ પ્રાપ્ત કરવા માટે ઘણા દુર્ભવી જીવો આવા પ્રકારનું મિથ્યાત્વ સેવે છે.

**સાંશયિક**—શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મ સાચા હશે કે ખોટા એવી શંકા, સૂક્ષ્મ અર્થનો સંશય તો સાધુને પણ થાય છે, પરંતુ તેઓ તો તત્ત્વ કેવળીગમ્ય, એ છેવટના નિર્ણય પર રહે છે; તેથી તે મિથ્યાત્વરૂપ નથી, પણ ખરું સમાધાન જાણવાની ઇચ્છારૂપ છે. ૧. દેવ આદિ તત્ત્વને અંગે શંકા તે **સાંશયિક** મિથ્યાત્વ. ૨. તેના સ્વરૂપને અંગે શંકા તે **શંકા**. ૩. તેને જાણવાની ઇચ્છા તે જિજ્ઞાસા ને તેના કાર્યભૂત થતો પ્રશ્ન તે **આશંકા**.

**અનાભોગિક**—વિચારશૂન્ય એકેદ્રિય જીવને અથવા વિશેષ જ્ઞાનથી રહિત જીવોને થાય છે.

જે જે કર્મબંધ થાય છે તે તે ભોગવવાં પડે છે ( ઉદય સમય પ્રાપ્ત થયે ). એ બંધ થવાના હેતુ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ ચાર છે. એના ૫૭ ભેદ છે. એ સત્તાવન બંધહેતુનું સ્વરૂપ સમજવાની બહુ જ જરૂર છે. તેમાં પ્રથમ પાંચ પ્રકારના મિથ્યાત્વ છે તે ઉપર જોઈ ગયા. હવે બાકીના ત્રણ હેતુનો વિસ્તાર કહે છે.

**બાર અવિરતિ**—પાંચ ઇંદ્રિય અને મનનો સંવર ન કરવો અને છકાય જીવનો વધ કરવો તે બાર પ્રકારની અવિરતિ કર્મબંધના હેતુભૂત છે.

**કષાય**—સંસારનો લાભ. તે ૨૫ છે. તે પર **વિષયકષાયદ્વારમાં** પૂરતું વિવેચન થઈ ગયુ છે. ક્રોધ, માન, માયા, લોભ એ પ્રત્યેકના ચાર ચાર ભેદ છે. ઉત્કૃષ્ટ પંદર દિવસ ચાલે અને દેવગતિ પ્રાપ્ત કરાવે તે 'સંજ્વલન'; ઉત્કૃષ્ટ ચાર માસ ચાલે અને મનુષ્યગતિ પ્રાપ્ત કરાવે તે 'પ્રત્યાખ્યાનાવરણ'; ઉત્કૃષ્ટ વરસ ચાલે અને તિર્યંચગતિ પ્રાપ્ત કરાવે તે 'અપ્રત્યાખ્યાની' અને ઉત્કૃષ્ટ યાવજ્જીવ ચાલે અને નરકગતિ પ્રાપ્ત કરાવે તે 'અનંતાનુબંધી. એ અનુક્રમે યથાખ્યાત ચારિત્ર, સર્વવિરતિ, દેશવિરતિ અને સમકિતગુણ પ્રાપ્ત થવા દે નહિ,

એ સોળ ભેદ થયા. તેમાં હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય અને જુગુપ્સા તથા સ્ત્રીવેદ, પુરુષવેદ અને નપુંસકવેદ એ નવ નોકષાય મેળવતાં પચીશ કષાય થાય છે. તે કર્મબંધના પ્રબળ હેતુ છે.

**યોગ પંદર છે.** મનોયોગના ચાર ભેદ છે:—

૧. **સત્ય મનોયોગ**—ખરેખરા વિચાર કરવા તે.

૨. **અસત્ય મનોયોગ**—ખોટા વિચારો કરવા તે.

૩. **મિશ્ર મનોયોગ**—જે વિચારમાં કેટલીક વાત સાચી ને કેટલીક ખોટી હોય એ મિશ્ર મનોયોગ.

૪. **અસત્યામૃષા મનોયોગ**—એમાં સામાન્ય વિચારો; ખોટા કે સારાના ભેદ વગર; ચાલુ પ્રવાહ. (જેમ ઘડો ઝરે છે, પર્વત બળે છે, નદી વહે છે.)

**વચનયોગના ચાર ભેદ છે: સત્ય વચનયોગ, અસત્ય વચનયોગ, મિશ્ર વચનયોગ, અસત્યામૃષા વચનયોગ.** અર્થ ઉપર પ્રમાણે.

કાયયોગના સાત ભેદ છે:—

૧. **તૈજસ-કાર્મણ કાય**—જ્યારે જીવ એક ગતિથી બીજી ગતિએ જાય છે ત્યારે તેને અનાદિ કાળથી સાથે રહેનારાં ભવમૂલ તરીકે પ્રખ્યાતિ પામેલાં બન્ને (તૈજસ ને કાર્મણ) શરીર સાથે હોય છે, જેમાંના તૈજસથી આગળના ભવમાં આહાર લે તે પચાવી શકે છે. અને કાર્મણથી નવી નવી અવસ્થાઓ પામવા સાથે નવ પુદ્ગલો ગ્રહણ કરી શકે છે.

૨. **ઔદારિકમિશ્ર**—આગળના ભવથી જીવ પોતાની સાથે તૈજસ-કાર્મણ લાવે છે તે અને ઔદારિક શરીરની જોકે શરૂઆત કરી છે, પણ નિષ્પત્તિ થઈ નથી તો તે ઔદારિકમિશ્ર કહેવાય છે. એવી રીતે વૈક્રિય ને આહારક માટે પણ જાણવું.

૩. **ઔદારિક**—જે શરીરનાં પુદ્ગલ સ્થૂળ તેમ જ પ્રાયે અસ્થિ, માંસ, રુધિર અને ચરબીમય હોય છે તે.

૪. **વૈક્રિયમિશ્ર**—દશ્ય થઈને અદૃશ્ય થવું, ભૂચર થઈને ખેચર થવું, મોટા થઈને

નાના થવું, એવી અનેક પ્રકારની ક્રિયાઓ કરનાર સાત ધાતુ વિનાનું શરીર તે વૈક્રિય. તેની શરૂઆત થયા છતાં સમાપ્તિ ન થઈ હોય ત્યાં સુધી વૈક્રિયમિશ્ર.

૫. **વૈક્રિય**—ઉપર જણાવેલું શરીર પૂર્ણ થાય એટલે તે વૈક્રિય.

૬. **આહારકમિશ્ર**—ચૌદ પૂર્વને જાણનારા મહાપુરુષો કોઈ સૂક્ષ્મ શંકાનું નિવારણ કરવા માટે કેવળી મહારાજ પાસે મોકલવા જે શરીર તૈયાર કરે (જે કેવળ શુદ્ધ અને શુભ રૂપ જ હોય છે) તેની સમાપ્તિ પહેલાંની અવસ્થા.

૭. **આહારક**—ઉપર જણાવેલા શરીરની સંપૂર્ણ અવસ્થા.

ઉપર જે સાત પ્રકારનાં શરીર જણાવવામાં આવ્યાં છે તે સંબંધી જીવનો જે જે પ્રયત્ન હોય તે તે નામનો યોગ સમજવો; જેમ કે આપણે અત્યારે ઔદારિક અને તૈજસ-કાર્મણને અંગે પ્રયત્નવાળા છીએ. અહીં ધ્યાન રાખવાની જરૂર છે કે તૈજસ સિવાય કાર્મણ કે કાર્મણ સિવાય તૈજસ હોતું નથી—ઇત્યાદિ કારણોને લીધે તૈજસ-કાર્મણને શરીર તરીકે ભિન્ન ગણવા છતાં, યોગ તરીકે એકઠાં કરી એક જ ગણેલ છે.

આ સત્તાવન બંધહેતુનો સંવર કર્યો હોય, તો કર્મબંધની પ્રણાલિકા બંધ થાય છે અને આગળ બાંધેલાં કર્મોનો ક્ષય થઈ જતાં જીવ સ્વતંત્ર અનવધિ સુખ પ્રાપ્ત કરે છે. આ અધિકારમાં યોગનિરોધ અને ઇંદ્રિયદમન પર ખાસ વિવેચન કરવામાં આવશે. મિથ્યાત્વ વિષે વિવેચન આ શ્લોકમાં થઈ ગયું છે. અવિરતિના સંબંધમાં ઇંદ્રિયદમન, મનોનિરોધ અને દયા માટે અગાઉ સારી રીતે લખેલું હોવાથી ખાસ વિશેષ લખવાનું નથી. કષાય માટે વિષયકષાય અધિકારમાં લખાઈ ગયુ છે અને તેથી બંધહેતુઓ પૈકી યોગ પર અત્ર ખાસ વિવેચન છે, તે બહુ જ મનન કરવા યોગ્ય છે. (૧; ૨૩૯)

## મનોનિગ્રહ-તંદુલમત્સ્ય

मनः संवृणु हे विद्वन्नसंवृतमना यतः ।
याति तन्दुलमत्स्यो द्राक्, सप्तमीं नरकावनीम् ॥ २ ॥ (अनुष्टुप्)

"હે વિદ્વાન ! મનનો સંવર કર; કારણ કે તંદુલમત્સ્ય મનનો સંવર કરતો નથી તો તરત જ સાતમી નરકે જાય છે." (૨)

**વિવેચન—મનઃસંવર**–મનોનિગ્રહ અધિકાર (નવમો) આ જ વિષય પર લખાયેલો છે. અત્ર વધારે સ્પષ્ટ શબ્દોમાં મનોનિગ્રહ કરવાની ભલામણ કરે છે. સર્વ યોગોમાં મનો-યોગનું રુંધન વધારે મુશ્કેલ છે, પણ તે તેટલું જ વધારે ફળદાયી છે. વળી, જો મનોયોગનો નિરોધ કરવામાં આવતો નથી, અને મનને ગમે તેમ રખડવા દેવામાં આવે છે, તો તે મહા પાપબંધ કરાવે છે. તંદુલમત્સ્ય મનના વેગથી જ મહાતીવ્ર પાપબંધ કરે છે. એનું દૃષ્ટાંત શાસ્ત્રપ્રસિદ્ધ છે. એ તંદુલમત્સ્ય મોટા જબરા મગરમચ્છોની આંખની પાંપણમાં

ગર્ભજપણે ઉત્પન્ન થાય છે. અંતર્મુહૂર્ત* ગર્ભમાં રહે છે અને પછી તેની માતા મગર-મચ્છની પાંપણમાં જ તેને પ્રસવે છે. ગર્ભજ હોવાથી તેને મન હોય છે. તેનું શરીર તંદુલ (ચોખા) જેવડું હોય છે, અને આયુષ્ય અંતર્મુહૂર્તનું હોય છે. મગરમચ્છની આહાર લેવાની રીત વિચિત્ર છે. એ પાણીનો મોટો જથ્થો મોઢામાં ભરી લે છે અને તેમ કરતાં સંખ્યાબંધ માછલાંઓ તેના મોઢામાં જાય છે. પછી તેના મોઢામાં જાળી (દાંતની બેવડ) હોય છે, તેમાંથી તે પાણી પાછું કાઢી નાખે છે, પણ આ જાળીમાં છિદ્રો મોટાં હોવાથી સંખ્યાબંધ ઝીણાં ઝીણાં માછલાંઓ નીકળી જાય છે. આ વખતે દુર્ધ્યાની તંદુલ-મત્સ્ય આંખની પાંપણમાં બેઠો બેઠો વિચાર કરે છે કે જો હું આ મગરમચ્છના સ્થાને હોઉં તો આમાંથી એક પણ માછલાને નીકળવા દઉં નહિ. આવા દુર્ધ્યાનમાં જ નરકાયુ બાંધી, કાળ કરી, તેત્રીશ સાગરોપમને આઉખે સાતમી નારકીમાં ઉત્પન્ન થાય છે.× ઉક્ત પાપ તદ્દન માનસિક છે, છતાં પણ તેની વૃત્તિ બહુ જ ખરાબ હોય છે. મન પર અંકુશ ન હોય. તેની આવી જ સ્થિતિ થઈ જાય છે. જેઓ આખો વખત ગામની વાતો કરતા હોય, કૂથળી કરતા હોય, તેઓએ આ નાની હકીકતથી બહુ સમજવાનું છે. સ્ત્રીઓએ પણ વિકથાત્યાગ કરવા ખાસ વિચાર કરવો જોઈએ, એમ આ દૃષ્ટાંત બતાવે છે. વળી, જેમ મનથી મહાપાપબંધ થાય છે તેમ જ તેનો સંવર કર્યાથી મહાલાભ થાય છે તે માટે હવે જુઓ. (૨; ૨૪૦)

## મનનો વેગ વિ૦ પ્રસન્નચંદ્ર

प्रसन्नचन्द्रराजर्षे–र्मनःप्रसरसंवरौ ।
नरकस्य शिवस्यापि, हेतुभूतौ क्षणादपि ॥ ३ ॥ (अनुष्टुप्)

"ક્ષણવારમાં પ્રસન્નચંદ્ર રાજર્ષિને મનની પ્રવૃત્તિ અને નિવૃત્તિ અનુક્રમે નરક અને મોક્ષનું કારણ થઈ." (૩)

**વિવેચન**—મનનો વેગ અત્યંત છે. શુભ અધ્યવસાયની ધારા જ્યારે માનસિક રાજ્ય દ્વારા આત્મકુંજ પર પડે છે તે વખતે તેના પરનો મેલ એકદમ ખસી જાય છે, પડી જાય છે, હઠી જાય છે અને જીવ અલ્પ સમયમાં પોતાના શુદ્ધ સ્વરૂપમાં આવી જાય છે. પ્રસન્નચંદ્ર રાજર્ષિનું ચરિત્ર શાસ્ત્રપ્રસિદ્ધ છે. તેઓને પણ એ જ પ્રમાણે થયું હતું. મેતાર્ય મુનિ, ધન્નાશાળિભદ્ર, ગજસુકુમાળ વગેરે અનેક મહાપુરુષો મનોરાજ્ય પર અંકુશ પ્રાપ્ત કરી શુભ ગતિના ભાગી થયા છે. ધનવિજયગણિ પ્રસન્નચંદ્ર રાજર્ષિનું ચરિત્ર આપે

* અંતર્મુહૂર્તના ઘણા ભેદો હોવાથી નાનાં નાના કેટલાંક અંતર્મુહૂર્તો મળીને પણ અંતર્મુહૂર્ત જ કાળ કહી શકાય.

× તંદુલમત્સ્ય તથા પ્રસન્નચંદ્ર રાજર્ષિની હકીકત થોડી થોડી નવમા અધિકારમાં લખી છે, તો-પણ ખાસ કારણથી તેનુ અત્ર પુનરાવર્તન કર્યું છે.

છે તદનુસાર અત્ર ટૂંકામાં લખીએ છીએ. ક્ષિતિપ્રતિષ્ઠિત નામે એક નગર હતું. વિચિત્ર પ્રકારની શોભાથી આખા વિશ્વને તે પોતાના તરફ આકર્ષણ કરતું હતું. અનેક દુકાન, બજારો અને હર્મ્યોથી તે નગર બહુ શોભતું હતું. **પ્રસન્નચંદ્ર** નામના રાજા ત્યાં રાજ્ય કરતા હતા. વિશાળ ભુજાબળવાળા આ મહારાજા શત્રુદમનમાં કુશળ અને ન્યાયનો નમૂનો હતા. તેની પ્રજા સર્વ પ્રકારે સુખ ભોગવતી હતી. રાજ્યસુખ ભોગવતા હતા તેવામાં શ્રીવીર પરમાત્મા એક વખત તે નગરની બહાર સમવસર્યા. રાજાએ સમાચાર સાંભળ્યા, એટલે ભગવંતને વંદન કરવા સારુ ગયા. સંસારના અસ્થિર ભાવનું સ્વરૂપ સાંભળી રાજાને વૈરાગ્ય ઉત્પન્ન થયો, સંસારવાસના ઊડી ગઈ અને અંતર્દૃષ્ટિ જાગ્રત થઈ. બાલ્યાવસ્થાના પુત્રને રાજ્ય પર સ્થાપન કરી તેણે દીક્ષા લીધી. અભ્યાસ કરતાં ગીતાર્થ થયા અને રાજર્ષિ તરીકે ઓળખાવા લાગ્યા. અન્યદા ધર્મતત્ત્વનું ચિંતવન કરતા અને શુભ ભાવના ભાવતા તે રાજર્ષિ રાજગૃહ નગરની બહાર કાયોત્સર્ગ ધ્યાને રહ્યા છે. હવે તે વખતે વીર પરમાત્મા નજીકના ભાગમાં સમવસર્યા છે. તેમને વંદન કરવા માટે લોકો ટોળે મળીને જાય છે. લોકોના સમૂહમાં ક્ષિતિપ્રતિષ્ઠિતપુરના બે વાણિયા હતા. આ બન્ને જણા વાતો કરતા કરતા શ્રીવીરપ્રભુને વંદન કરવા જતા હતા, તેવામાં તેઓએ પોતાના પૂર્વના રાજાને દીઠા. એટલે વૃદ્ધ વણિક બોલ્યો : "અહો ! રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરી આ રાજર્ષિએ તપલક્ષ્મીનો સ્વીકાર કર્યો છે, તેથી તે ધન્યાત્મા છે, ભાગ્યશાળી છે !" બીજો વાણિયો બોલ્યો : "અરે, જવા દે ને ! આ મુનિને ધન્યવાદ તે શો ઘટે છે? તેને તો ખરેખરો ઠપકો ઘટે છે ! એમણે દીક્ષા લીધી ત્યારે પુત્ર બહુ નાની વયનો હતો, બળ વગરનો હતો, પણ એ વાતનો વિચાર કર્યા વગર, તેને રાજ્ય પર સ્થાપી, પોતે તો વ્રત લઈ લીધું, એટલે કૃતકૃત્ય થઈ ગયા ! હવે એના સગાવહાલા બિચારા બાળરાજાને હેરાન કરે છે, આખા શહેરને ઉપદ્રવ કરે છે અને લોકોમાં કાળો કેર વરતાઈ રહ્યો છે. આટલા માટે આ મુનિની તો સામું જોવું પણ યોગ્ય નથી." આવો વાર્તાલાપ કરતા કરતા તેઓ તો કર્ણપથથી દૂર થયા, પરંતુ તેની વાત સાંભળી રાજર્ષિ પ્રસન્નચંદ્ર ધ્યાનભ્રષ્ટ થયા, તેમને ક્રોધ ઉત્પન્ન થયો અને સંસારથી એક વાર નિવૃત્ત થયેલું મન પાછું સંસારમાં રખડવા માંડ્યું આર્ત્તધ્યાન ચાલ્યુ અને વિચાર થયો કે અહો ! અહો ! હું બેઠાં પુત્રની આવી હાલત કેમ થાય ? આવા વિચારની સાથે જ મનમાં તેના વિરોધીઓની સાથે યુદ્ધ કરવા માંડ્યું.

આવી રીતે મુનિમહારાજના મનમાં પ્રચંડ યુદ્ધ ચાલી રહ્યું છે, તે વખતે વીરપ્રભુનો

પરમ ભક્ત શ્રી શ્રેણિક નૃપતિ તેમને વંદન કરવા ચાલ્યો. રસ્તામાં મુનિને જોઈ વાંદ્યા, પરંતુ મુનિએ તેના પર નજર પણ કરી નહિ. શ્રેણિકે ધાર્યું કે આ મહાત્મા આ વખત શુક્લધ્યાનારૂઢ થયા હશે. શ્રેણિક પ્રભુ પાસે ગયો, સવિનય નમસ્કાર કર્યા, વાંદ્યા, દેશના સાંભળી; પછી પૂછ્યુ, "હે ભગવન્ ! જે સ્થિતિમાં મેં પ્રસન્નચંદ્ર રાજર્ષિને વાંદ્યા, તે જ સ્થિતિમાં તે વખતે તેઓ કાળ કરે તો કઈ ગતિમાં જાય ?" ભગવાન બોલ્યા : "સાતમી નરકે જાય !" શ્રેણિક રાજાને આ પ્રત્યુત્તર સાંભળી બહુ આશ્ચર્ય સાથે દિલગીરી થઈ.

હવે પ્રસન્નચંદ્ર રાજર્ષિને શું થયુ તે જોઈએ. તેઓ તો મનમાં મોટી લડાઈ કરવા મંડી ગયા. મોટા સમરાંગણમાં સર્વ શત્રુઓને મારી નાખ્યા, પણ બાકીમાં એક પ્રધાન શત્રુ રહ્યો. આ વખતે સર્વ શસ્ત્રો ખૂટી ગયાં, હાથમાં તરવાર સરખી પણ રહી નહિ, છતાં ક્ષત્રિય વીર ડર્યો નહિ. હિંમત મજબૂત રાખી માથા પરના ટોપથી એને મારી નાખીશ, એમ વિચાર કર્યો. હવે પોતાના માથા પરનો ટોપ લેવા હાથ ઊંચો કર્યો અને માથા પર હાથ ફેરવે છે તો કેશલુંચિત તાલકું મળ્યુ! સુજ્ઞ વીર ચેત્યો, જ્ઞાનદૃષ્ટિ જાગી, વિપર્યાસભાવ ભાગ્યો અને સવેગ પ્રાપ્ત થયો. વિચાર્યું કે અરે જીવ! આ તું શું કરે છે? કોના પુત્ર અને કોનું રાજ્ય? વગર વિચાર્યે તેં પ્રથમ વ્રતનો ભંગ કર્યો. આવા શુદ્ધ અધ્યવસાયમાં ધ્યાનરૂઢ થતાં, સ્વઆચરણની નિંદા કરવા માંડી અને અતિચાર આલોવવા માંડયા. મનથી બાંધેલાં કર્મ મનથી જ ખપાવી દીધાં અને સાતમી નરકને યોગ્ય દળિયાં એકઠાં કર્યા હતાં, તે વિખેરી નાખ્યાં. હવે વીર પ્રભુને શ્રેણિકે થોડો વખત જવા દઈ ફરીને પ્રશ્ન પૂછ્યો કે "હે પરમાત્મન્! તે રાજર્ષિ કદાચ અત્યારે કાળ કરે તો ક્યાં જાય?" પ્રભુએ ઉત્તર આપ્યો કે "અનુત્તર વિમાને દેવ થાય." શ્રેણિકને આ ઉત્તરથી વધારે આશ્ચર્ય થયુ, તેથી તેનું કારણ પૂછ્યું. મનોરાજ્યનું સ્વરૂપ, તેનુ જોર, તેને વશ કરવાથી થતી અનંત ગુણની પ્રાપ્તિ વગેરે પ્રભુએ સમજાવ્યુ. તે સમયે દેવદુંદુભિનો અવાજ થયો શ્રેણિકે પૂછ્યું, "હે પ્રભુ! આ દુદુંભિ શેની વાગે છે?" પ્રભુએ કહ્યું કે "શ્રેણિક રાજા! એ રાજર્ષિને કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ છે." શ્રેણિક રાજાને આ હકીકત જાણી મનનો વેગ કેવો બળવાન હોય છે તે બરાબર સમજાયુ.

આ દૃષ્ટાંતથી મનોરાજ્યની વેગવાળી ભાવના સમજાણી હશે. એ અગત્યના વિષયમાં વારંવાર પર્યાલોચન કરવાની જરૂર છે. મનનુ બંધારણ પણ જાણવા જેવું છે, જેને માટે નીચેના બે શ્લોક મનન કરવા યોગ્ય છે. ( ૩; ૨૪૧ )

## મનની અપ્રવૃત્તિ–સ્થિરતા

मनोऽप्रवृत्तिमात्रेण, ध्यानं नैकेन्द्रियादिषु ।
धर्मशुक्लमनःस्थैर्य–भाजस्तु ध्यायिनः स्तुमः ॥ ४ ॥ (अनुष्टुप्)

"મનની પ્રવૃત્તિ ન કરવા માત્રથી જ ધ્યાન થતું નથી, જેમ કે એકેંદ્રિય વગેરેમાં (તેઓને મન ન હોવાથી મનની પ્રવૃત્તિ નથી); પણ જે ધ્યાન કરનારાં પ્રાણીઓ ધર્મ-ધ્યાન અને શુક્લધ્યાનને લીધે મનથી સ્થિરતાના ભાજનભૂત થાય છે, તેઓની અમે સ્તુતિ કરીએ છીએ." (૪)

**વિવેચન**—શ્રી અધ્યાત્મોપનિષદ્ (યોગશાસ્ત્ર)ના પાંચમા પ્રકાશમાં અનુભવી યોગી શ્રીમાન હેમચંદ્રસૂરિ કહે છે કે પવનરોધ વગેરે કારણોથી પ્રાણાયામનું સ્વરૂપ અન્ય દર્શનકારોએ બતાવ્યુ છે તે બહુ ઉપયોગી નથી, તે તો કાળજ્ઞાન માટે અને શરીર-આરોગ્ય માટે જાણવા જેવું છે. આમ કહીને ત્યાર પછી તેનું સ્વરૂપ શ્રીહેમચંદ્રસૂરિ મહારાજ

આગળ બતાવે છે. તે કહે છે કે એ બહુ લાભ કરતું નથી, તેનું કારણ એ છે કે એમાં મનની પ્રવૃત્તિ જ થતી નથી. એવી પ્રવૃત્તિ ન કરવી એ તો મનનો નાશ કરવા જેવું છે. એકેંદ્રિયાદિકને તથા વિકલેંદ્રિયોને મન હોતું નથી, પણ તેથી તેઓને લાભ થતો નથી; પરંતુ મનને બરાબર ઉપયોગમાં લેવા માટે તેમાં સ્થિરતા પ્રાપ્ત કરવાની જરૂર છે. મનની પ્રવૃત્તિનો પ્રવાહ અટકાવવો એમાં લાભ નથી; પણ તેને સદ્ધ્યાનમાં પ્રેરવું, તેમાં જ રમણ કરાવવું અને તે સંબંધી જ પ્રેરણા કરવી અને પ્રેરણા દ્વારા સ્થિરતા પ્રાપ્ત કરાવવી, એ આદરણીય છે. 'હઠયોગ' જૈન શાસ્ત્રના મત પ્રમાણે બહુ ઓછો લાભ કરે છે. કાયયોગ પર તેથી જરા અંકુશ આવે છે, પણ મનનું બંધારણ સમજી તેને સદ્ધ્યાનમાં જોડી દેવાની રીતિ સર્વત્ર અનુસરવા યોગ્ય છે. મનનો રોધ કરવાની પણ આવશ્યકતા છે, પરંતુ તે અવસ્થાપરત્વે છે. ધ્યેય ચાર પ્રકારના છે: પિંડસ્થ ( એની પાર્થિવી, આગ્નેયી, મારુતી, વારુણી અને તત્રભૂ એવી પાંચ ધારણા હોય છે), પદસ્થ ( નવકારાદિ ), રૂપસ્થ ( જિનેશ્વર મહારાજની મૂર્તિ ) અને રૂપાતીત ( શુદ્ધ સ્વરૂપ, અખંડ આનંદ ચિદ્ઘનાનંદરૂપ, પરમાત્મભાવપ્રકાશ ) એ ધ્યેયમાં મનને જોડી દેવું, તે ધ્યાન છે અને તેમ કરીને મનની સ્થિરતા લાવવી એ યોગનું મુખ્ય અંગ છે. આથી જ જૈન શાસ્ત્રકારો ધ્યાનનું સ્વરૂપ દર્શાવતાં કહે છે કે **रागादविउट्टणसहं झाणं** રાગાદિને કૂટવામાં સમર્થ હોય તેને ધ્યાન કહેવાય. ધ્યાન ચાર પ્રકારનાં છે; તેમાં આર્ત્ત અને રૌદ્ર એ દુર્ધ્યાન છે, અત્ર ધર્મ અને શુક્લ એ બે શુભ ધ્યાનની વ્યાખ્યા પ્રસ્તુત છે. એનું સ્વરૂપ બહુ સૂક્ષ્મ છે. એ દરેકના શાસ્ત્રકાર ચાર ચાર ભેદ પાડે છે. ધર્મધ્યાનના ચાર ભેદોમાં પ્રથમ ભેદ 'આજ્ઞાવિચયધ્યાન'નો છે. સર્વજ્ઞનાં વચનોમાં પરસ્પર વિરોધ નથી, એવું સમજી એની ચિંતવના કરવી, એની ખૂબી સમજવી એ પ્રથમ ધર્મધ્યાન છે. ત્યાર પછી 'અપાયવિચયધ્યાન' આવે છે. એમાં રાગ, દ્વેષ, કષાય, પ્રમાદ કેવી કેવી જાતિનાં દુ:ખો ઉત્પન્ન કરે છે તે વિચારવું, અને પાપ કાર્યોથી પાછા હઠવું એ ધર્મધ્યાનનો બીજો ભેદ છે. ત્રીજો ભેદ 'વિપાકવિચયધ્યાન' છે. કર્મનો બંધ અને ઉદય વિચારવો, તેનું સામ્રાજ્ય, તીર્થંકર, ચક્રવર્તી જેવા પર પણ તેની ચાલતી શક્તિ અને જગતનો વ્યવહાર કર્મવિપાકથી જ ચાલે છે એ સંબંધી વિચાર કરવો તે ધર્મધ્યાનનો ત્રીજો ભેદ છે. છેલ્લું 'સંસ્થાનવિચયધ્યાન' છે. એમાં લોકનું સ્વરૂપ વિચારવાનું છે. ચૌદ રાજલોક, ઉત્પત્તિ, સ્થિતિ અને લયવાળા જીવ, અજીવાદિક છ દ્રવ્યયુક્ત લોકાકૃતિની ચિંતવના કરવી તે. આવી જ રીતે શુક્લધ્યાનના ચાર ભેદ છે (—પ્રથક્ત્વવિતર્કસવિચાર, એકત્વવિતર્કઅવિચાર, સૂક્ષ્મક્રિય અને ઉચ્છિન્નક્રિય ). એ ધ્યાનની હકીકત વધારે સૂક્ષ્મ છે. એ ધ્યાનનું સ્વરૂપ યોગશાસ્ત્રથી જાણી લેવું. અત્ર કહેવાની હકીકત એ છે કે આવા ધર્મ અને શુક્લધ્યાનમાં મનને જોડી દઈ સ્થિરતા પ્રાપ્ત કરવાથી મહાલાભ થાય છે. જુઓ મારો 'જૈન દૃષ્ટિએ યોગ.'

ચિત્તસ્થિરતા પ્રાપ્ત કરવાનો ઉપાય એ જ છે કે મનને નિરંતર સુધ્યાનમાં પ્રેર્યા કરવું. ઉક્ત ધ્યાનથી પ્રાણીને ઇંદ્રિયોથી અગોચર આત્મસંવેદ્ય સુખ થાય છે. ( ૪; ૨૪૨ )

## સુનિયંત્રિત મનવાળા પવિત્ર મહાત્માઓ

सार्थे निरर्थकं वा यन्मनः *सुध्यानयन्त्रितम् ।
विरतं दुर्विकल्पेभ्यः पारगांस्तान् स्तुवे यतीन् ॥ ५ ॥ (अनुष्टुप्)

"સાર્થકતાથી અથવા નિષ્ફળ પરિણામવાળા પ્રયત્નોથી પણ જેઓનું મન સુધ્યાન તરફ જોડાયેલું રહે છે અને જેઓ ખરાબ વિકલ્પોથી દૂર રહે છે તેવા, સંસારનો પાર પામેલા યતિઓને અમે સ્તવીએ છીએ." (૫)

**વિવેચન**—કોઈ પણ પ્રાણી કાર્યના પરિણામ માટે જોખમદાર નથી. તેણે શુભ પરિણામ આવશે એ પ્રમાણે વિચાર કરીને કાર્ય કરવું જોઈએ. આ શુભ ધ્યાનથી કરેલા કાર્યનું પરિણામ ખરાબ આવતું નથી; પણ કદાચ ખરાબ આવે, તોપણ કાર્ય કરનારને પાપનો અનુબંધ થતો નથી. પોતાના ક્ષયોપશમ પ્રમાણે તેણે દીર્ઘ દૃષ્ટિ પહોંચાડવી જોઈએ. જેઓ હમેશાં સારાં કાર્ય કરવાના મનોરથો કરે છે અને ખરાબ સંકલ્પો કરતા નથી, તેઓ ખરેખરા ભાગ્યશાળી છે.

'સાર્થ' એટલે શુભ પરિણામવાળું કાર્ય. આવા જ હેતુથી પરિણામ માટે બહુ ચિંતા ન રાખવાનું શાસ્ત્રમાં કહ્યું છે :

**भवन्ति भूरिभिर्भाग्यैर्धर्मकर्ममनोरथाः । फलन्ति यत्पुनस्ते तु तत्सुवर्णस्य सौरभम् ॥**

"ધર્મકાર્ય કરવાના મનોરથો જ મહાભાગ્યથી થાય છે અને જો તેઓ શુભ ફળ આપે તો તો સોનામાં સુગંધ ભળી એમ સમજવાનું છે."

મન ખોટા વિચારો કરીને કેટલી જાતનાં પાપો બાંધે છે તે આપણે ચિત્તદમન અધિકારમાં જોયું છે. કલ્પનાશક્તિ પર જ્યાં સુધી સુનિયંત્રિત વિચારશક્તિનો અંકુશ ન હોય, ત્યાં સુધી સુકાન વગરના વહાણની જેમ મનોવિકારરૂપ પવનથી આ આત્મા સંસાર-સમુદ્રમાં અસ્તવ્યસ્તપણે ઝોકાં ખાય છે અને જરા ઝપાટો આવતાં એક દિશાએ તણાઈ જાય છે; વળી પાછો બીજી દિશામાં આવે છે, માટે આર્ત્ત, રૌદ્રાદિ દુર્ધ્યાનને તેઓના યથારૂપે સમજીને, તજી દેવાં અને ધર્મધ્યાન તથા શુક્લધ્યાન ધ્યાવવાં. (૫; ૨૪૩)

## વચનઅપ્રવૃત્તિ–નિરવદ્ય વચન

वचोऽप्रवृत्तिमात्रेण, मौनं के के न बिभ्रति ? ।
निरवद्यं वचो येषां, वचोगुप्तास्तु तान् स्तुवे ॥ ६ ॥ (अनुष्टुप्)

"વચનની અપ્રવૃત્તિમાત્રથી કોણ કોણ મૌન ધારણ કરતું નથી ? પણ અમે તો જે વચનગુપ્તિવાળાં પ્રાણીઓ નિરવદ્ય વચન બોલે છે તેઓની સ્તવના કરીએ છીએ." (૬)

**વિવેચન**—**વચનસંવર**–અનેક કારણોથી વચનની પ્રવૃત્તિ થતી નથી; એકેંદ્રિય-

---

* सद्ध्यान इति वा पाठः ।

પણામાં સ્વાભાવિક શરીર ઉપરાંત બેઇંદ્રિયથી પંચેંદ્રિય સુધીના તિર્યંચો સ્પષ્ટપણે બોલી શકતા નથી. રોગ, સભાક્ષોભ અથવા મૂંગાપણાથી મનુષ્યો પણ બોલતા નથી; પણ એથી કાંઈ લાભ થતો નથી. બોલવાની શક્તિ હોય છતાં નિરવદ્ય વચન બોલવું, તેમાં જ ખરેખરી ખૂબી છે. વચનગુપ્તિ ધારણ કરી હોય, ભાષા પર અંકુશ હોય અને બોલે ત્યારે સત્ય, પ્રિય, મિત અને પથ્ય વચન જ બોલે તે નિરવદ્ય વચન કહેવાય છે. અશક્તિમાન સાધુ થાય તેમાં નવાઈ નથી; શક્તિ હોય છતાં કારણ વગર બોલે નહિ, ગંભીરતા રાખે અને બોલે ત્યારે પણ વિચાર કરીને, પ્રમાણોપેત અને ખપ જેટલું જ હિતકારી બોલે તેઓ સંયમવાન કહેવાય છે. ( ૬; ૨૪૪ )

## નિરવદ્ય વચન–વસુરાજા

निरवद्यं वचो ब्रूहि, सावद्यवचनैर्यतः ।
प्रयाता नरकं घोरं, वसुराजादयो द्रुतम् ॥ ७ ॥ (अनुष्टुप्)

“ તું નિરવદ્ય ( નિષ્પાપ ) વચન બોલ, કારણ કે સાવદ્ય વચન બોલવાથી વસુરાજા વગેરે એકદમ ઘોર નરકમાં ગયા છે.” (૭)

**વિવેચન**—ઉપર કહ્યું તેમ નિરવદ્ય–પાપરહિત–વચન બોલવાની જરૂર છે. નિરવદ્ય વચનમાં સત્ય, પ્રિય અને પથ્ય એ ત્રણે ગુણોનો સમાવેશ થાય છે એમ સમજવું. વચન સત્ય હોય છતાં પણ અપ્રિય હોય તો તે નિરવદ્ય નથી. અને વળી વચન બોલતાં જેને તે કહેવામાં આવે તેને હિત કરનારું તે વચન હોવું જોઈએ. સાવદ્ય વચન બોલવાથી ભાષા પર અંકુશ રહેતો નથી, દુનિયામાં ઓજ પડતો નથી અને પોતાના વિચારો ગંભીર રહી શકતા નથી; બોલતી વખત મનમાં ક્ષોભ રહ્યા કરે છે અને પછી મગજ ખવાતો જાય છે. નિરવદ્ય વચન બોલનારની શુભ ગતિ થાય છે. **नरो वा कुंजरो वा** એટલું શંકિત વચન બોલનાર ધર્મરાજા પણ એટલે અંશે સત્ય ધર્મથી ભ્રષ્ટ થયા. તેટલા માટે **સત્ય બોલવું, પૂરેપૂરું સત્ય બોલવું અને સત્ય સિવાય કાંઈ પણ બોલવું નહિ** એ ત્રણે સૂત્ર બરાબર યાદ રાખવાનાં છે. કાંઈ મુદ્દો પકડીને અમુક હકીકત સાચી બોલીએ તો સામો માણસ સમજી શકે નહિ, પણ તે શુદ્ધ સત્ય ભાષા કહેવાય નહિ. આવા પ્રસંગે આપણે ઘણીવાર જાણતા પણ હોઈએ છીએ કે સામો માણસ તે ખોટા અર્થમાં જ સમજવાનો છે. **વસુરાજા** અસત્ય બોલવાથી નરકે ગયો. જે સત્ય વચન પર આખી દુનિયાનો આધાર હોય તે તો સ્પષ્ટ રીતે સત્ય હોવું જોઈએ. વસુરાજાનું દૃષ્ટાંત બોધદાયક હોવાથી ટીકાનુસાર અત્ર લખીએ છીએ. વિસ્તારરુચિએ આવશ્યકાદિકથી જોઈ લેવું.

પૃથ્વીમાં વિખ્યાત થયેલી **શ્રુતિપુર** નામની નગરી હતી. એ નગરીમાં મહાતેજસ્વી **અભિચંદ્ર** નામે રાજા રાજ્ય હતા. તેને સત્ય બોલનાર **વસુ** નામે એક પુત્ર હતો. બાલ્યવયથી આ વસુ મહાબુદ્ધિશાળી હતો અને સત્ય વચનોચ્ચારના ગુણ માટે પ્રસિદ્ધ

થયો હતો. પિતાએ તેને **ક્ષીરકદંબ** નામના કળાચાર્ય પાસે અભ્યાસ કરવા મૂક્યો. અહીં તેની સાથે તે જ ગુરુનો પુત્ર **પર્વત** અને એક **નારદ** નામે બ્રહ્મચારી અભ્યાસ કરતા હતા. ગુરુની ત્રણે શિષ્યો પર અપૂર્વ પ્રીતિ હતી અને બહુ સંભાળથી અભ્યાસ કરાવતા હતા.

એક દિવસ ગુરુ સૂતા છે તે વખતે બે ચારણ મુનિ વાતો કરતા કરતા આકાશમાં ચાલ્યા જતા હતા. તેઓની વાતચીત પરથી ગુરુ સમજ્યા કે ત્રણ શિષ્યો પૈકી બે નરકમાં જશે અને એક સ્વર્ગમાં જશે, એમ તેઓએ કહ્યું. આ હકીકત સાંભળી ગુરુને બહુ જ ખેદ થયો. આ ત્રણમાંથી સ્વર્ગમાં જવા કોણ ભાગ્યશાળી થશે, તેની તપાસ કરવા સારુ ગુરુએ ત્રણેને પોતાની પાસે એકસાથે બોલાવ્યા અને દરેકને જવના લોટથી બનાવેલો બનાવટી એકેક કૂકડો આપીને કહ્યું કે જે જગ્યાએ કોઈ પણ ન દેખે ત્યાં જઈને આનો વધ કરી આવો. વસુએ અને પર્વતે તો એકાંત જગ્યાએ જઈને કૂકડાને મારી નાખ્યો! મહાત્મા નારદ પણ નગર બહાર ગયો અને એક તદ્દન એકાંત જગ્યા શોધી. ચારે દિશાઓમાં નજર ફેરવી વિચાર કરવા લાગ્યો : ગુરુએ કોઈ પણ ન દેખે એવી જગ્યાએ આ કૂકડાનો વધ કરવાની આજ્ઞા આપી છે, પણ અહીં તો તે પોતે (કૂકડો) દેખે છે અને હું દેખું છું, આ ખેચરો આકાશમાં ઊડતા ઊડતા દેખે છે અને લોકપાળો જુએ છે તથા દિવ્ય ચક્ષુથી જ્ઞાની મહારાજ પણ દેખી રહ્યા છે; ત્યારે એવું એક પણ સ્થાન નથી કે જ્યાં કોઈ પણ દેખે નહિ; માટે ગુરુની વાણીનો અર્થ એ જ થાય છે કે કૂકડાને મારવો નહિ. ગુરુ ખરેખરા દયાળુ છે અને તેમણે આવા પ્રકારની હિંસા ફરમાવી હોય એ બનવાજોગ પણ નથી. આવો વિચાર કરી કૂકડાને માર્યા વગર પાછો લાવ્યો અને તેમ કરવાનું કારણ ગુરુને કહી બતાવ્યું. નારદ સ્વર્ગમાં જશે એમ ગુરુના મનમાં નિશ્ચય થયો. ગુરુએ તેને 'બહુ સારું' એટલો જવાબ આપ્યો. થોડા વખત પછી પર્વત અને વસુ આવ્યા અને ગુરુને જણાવ્યું કે નિર્જન વનમાં કોઈ ન દેખે એવી જગ્યાએ પોતે કૂકડાને માર્યો છે. ગુરુએ કહ્યું કે 'મૂર્ખાનંદો! તમે પોતે દેખતા હતા, છતાં શા માટે માર્યો?' કળાચાર્યના મનમાં બહુ ખેદ થયો કે આ બન્ને શિષ્યો નરકમાં જશે. વસુ, રાજાનો પુત્ર છે અને પર્વત પોતાનો પુત્ર છે, તે બન્ને પર લીધેલી મહેનત નકામી જશે અને વહાલો પુત્ર અને તેથી પણ વધારે વહાલો વસુ નરકમાં જશે, માટે હવે આ ઘરમાં (સંસારમાં) રહેવામાં શો સાર છે? એવી રીતે વૈરાગ્યભાવ થવાથી તેમણે સંસારનો ત્યાગ કર્યો. હવે પિતાએ દીક્ષા લીધા પછી પર્વત ગુરુસ્થાનકે અભ્યાસ કરાવવા લાગ્યો. નારદ ત્યાંથી ચાલ્યો ગયો. અને ત્યાર પછી થોડા વખતે **અભિચંદ્ર** રાજાએ વ્રત ગ્રહણ કર્યું, તેથી વસુને તેની ગાદીએ બેસાડવામાં આવ્યો. વસુરાજાએ બહુ સારી રીતે રાજ્ય કર્યું અને ન્યાય તથા ધર્મથી અને પોતાના શુદ્ધ વર્તનથી, જગતમાં પ્રસિદ્ધિ મેળવી. દુનિયામાં સત્યવાદી તરીકે જાણીતો થયો અને તે પદવીને જાળવી રાખવા ખાતર તે કાયમ સત્ય જ બોલતો રહ્યો.

આવી રીતે ઘણો સમય પસાર થઈ ગયો. એક વખત એક મોટું આશ્ચર્ય બન્યું : એક શિકારી જંગલમાં પશુ પર બાણ ફેંકતો હતો, પણ તેનાં બાણ વચ્ચે અટકી જવા લાગ્યાં. શિકારી આનું કારણ કાંઈ સમજ્યો નહિ તેથી તે જગ્યા પર જઈને હાથ ફેરવ્યો તો સ્ફટિકની શિલા દેખાણી. તે એટલી તો પારદર્શક હતી, કે હાથ લગાડયા વગર તે છે એમ પણ દેખાતું નહોતું. આવી સુંદર શિલાને જોઈ મહાભાગ્યવાન વસુ રાજાને જ તે યોગ્ય છે એમ શિકારીએ ધાર્યું. વસુ રાજા પાસે જઈ ખાનગીમાં તે હકીકત નિવેદન કરીને વસુને શિલા ભેટ કરી. રાજા બહુ ખુશી થયો અને શિકારીને બહુ ભેટ આપી. પછી રાજાએ હુશિયાર શિલ્પીઓને રાખી તેમની પાસે પેલી સ્ફટિક શિલાની સુંદર વેદિકા તૈયાર કરાવી અને પ્રચ્છન્નપણે તે ઘડનારાઓનો પછી ઘાત કરી નાખ્યો! આ વેદિકા પર સિંહાસન મૂકયું જેથી લોકોએ એમ જાણ્યુ કે સત્યના પ્રભાવથી વસુ રાજાનું સિંહાસન આકાશમાં અધર રહે છે. લોકોમાં વાત ચાલી કે સત્યના પ્રભાવથી દેવતાઓ રાજાની પાસે રહે છે અને તેની સેવા કરે છે. સિંહાસનના પ્રભાવથી કેટલાક રાજાઓ તેને વશ થઈ ગયા અને તેની કીર્તિ દશે દિશામાં વધારે પ્રસરવા લાગી.

હવે નારદ એક વખત તે શહેરમાં આવ્યો. તે પર્વતને મળવા ગયો. તે વખતે પર્વત શિષ્યોને ઋગ્વેદ ભણાવતો હતો. તેમાં એ વાત આવી કે **अज** થી યજ્ઞ કરવો. પર્વતે તે ઋચાનો અર્થ સમજાવતાં કહ્યું કે **अज** એટલે બોકડાનું બલિદાન કરી યજ્ઞ કરવો. આ વખતે નારદ નજીક બેઠો હતો, તેણે કહ્યું કે " ભાઈ પર્વત ! તું આવો ખોટો અર્થ કેમ કરે છે? ગુરુએ તો આપણને શીખવ્યું છે કે **न जायते इति अजः** ' વાવ્યાથી ન ઊગે તેવું સૂકું ત્રણ વરસનું ધાન્ય ' ( ડાંગર–શાલિ ) એવો અર્થ **अज** શબ્દનો થાય છે, એ વાત તું કેમ વીસરી ગયો? આ પ્રમાણે ખોટો અર્થ કરવો અયુક્ત છે, પાપબંધ કરાવનાર છે અને પરભવમાં દુર્ગતિમાં પાડનાર છે." પર્વત બોલ્યો : " તમારું કહેવું ખોટું છે. ગુરુએ આપણને એવો અર્થ કહ્યો જ નથી. વળી ' નિઘંટુ 'માં **अज** શબ્દનો અર્થ ' બકરો ' થાય છે." નારદે જવાબ આપ્યો : " ભાઈ પર્વત! શબ્દની અર્થઘટના મુખ્ય અને ગૌણ બે પ્રકારની છે, તેમાંથી ગુરુએ આપણને ગૌણ અર્થ કહ્યો હતો. ગુરુ ધર્મોપદેષ્ટા હતા, શ્રુતિ (વેદ) ધર્મમય છે, છતાં તું ગુરુ અને વેદથી વિપરીત કહીને પાપ વહોર નહિ." પર્વતે ઉત્તરમાં આક્ષેપ કરીને કહ્યું : " ગુરુએ તો **अज** એટલે બકરો એમ કહ્યું છે અને ગુરુએ કહેલા શબ્દાર્થને વિપરીત કરવાથી તું પાપ વહોરી લે છે. આ બાબતમાં જે હારે તેણે પોતાની જિહ્વા કાપી નાખવી, એવું હું પણ ( પ્રતિજ્ઞા ) લઉં છું અને આ શબ્દનો અર્થ આપણા સહાધ્યાયી વસુ રાજા જે કહે તે પ્રમાણ છે." નારદે આ સર્વ અંગીકાર કર્યું, કારણ કે સત્ય બોલનારને ક્ષોભ હોતો નથી.

હવે પર્વતની માતાએ એકાંતમાં પર્વતને કહ્યું કે " જોકે હું ઘરના કામકાજમાં નિરંતર ગૂંચવાયેલી રહેતી હતી, છતાં મને ચોક્કસ ખ્યાલ છે કે **अज** શબ્દનો અર્થ

તારા પિતાજી ત્રણ વરસની જૂની (શાલિ) ડાંગર કહેતા હતા, તેથી તેં વગર વિચાર્યે અહંકારમાં જિહ્વા છેદવાનું પણ લીધું છે.” પર્વતે કહ્યું: “હવે મેં તો આ પ્રમાણે કહી દીધું, તે ન કહ્યું થવાનું નથી, માટે તમને ઠીક લાગે તે રીતે તેનું નિવારણ કરો.” માને દીકરાનું સ્વાભાવિક રીતે હેત લાગ્યુ, તેથી હૃદયમાં પીડા પામતી તે વસુ રાજા પાસે ગઈ. **પુત્રને માટે માતા શું નથી કરતી?** “હે માતા! આપના દર્શનથી આજ ક્ષીરકદંબક ગુરુના દર્શન થયાં. આપને હું શું આપું અથવા આપને માટે શું કરું? મને ફરમાવો.” આ પ્રમાણે વસુ રાજાએ તેમને કહ્યું. માતા બોલી: “વત્સ! મને પુત્રભિક્ષા આપો. હે પુત્ર! પુત્ર વગર ધનધાન્ય શા કામનાં છે?” વસુ રાજાએ કહ્યું: “માતા! આ શું બોલો છો? પર્વત તો મારે પાલ્ય અને પૂજ્ય છે; ગુરુપુત્રને ગુરુતુલ્ય માનવો, એવી શ્રુતિની આજ્ઞા છે. આજે યમરાજે કોનું પાનું ઉઘાડ્યું છે કે જે મારા ભાઈને મારવા તૈયાર થયો છે? માટે હે માતા! તમે જે હકીકત હોય તે જલદી બોલો.” પછી પર્વતની માતાએ નારદનું આગમન, અજ શબ્દની વ્યાખ્યાના સંબંધમાં થયેલો વાદવિવાદ, પર્વત તથા નારદની તકરાર, જિહ્વાછેદનું પણ અને વસુ રાજાની ઠરેલી સાક્ષી—એ સર્વ હકીકત કહી બતાવી; પછી કહ્યું કે “તારી પાસે ન્યાય કરાવવા આવે ત્યારે હે ભાઈ! પર્વતનું રક્ષણ કરવા માટે તું અજ એટલે બકરો એમ કહેજે. મોટા માણસો પ્રાણથી પણ બીજા ઉપર ઉપકાર કરે છે, તો વાણીથી કરવો એમાં તો સવાલ જ શો છે?” વસુ રાજા બોલ્યો: “હે માતા! મિથ્યા વચન હું કેવી રીતે બોલું? પ્રાણનો નાશ થાય તોપણ સત્યવ્રતી પુરુષો કદી પણ અસત્ય બોલતા નથી. પાપથી ડરનાર પ્રાણીએ કોઈ પણ બાબતમાં અસત્ય બોલવું જોઈએ નહિ. તો પછી ગુરુની વાણી અન્યથા કરવા સારુ ખોટી સાક્ષી પૂરવી એ તો બહુ જ ખોટું કહેવાય” “ભાઈ! તારે તો ગુરુના પુત્ર કરતાં પણ સત્યવ્રતનો આગ્રહ વધારે છે તો ઠીક છે! મારું નસીબ!” આટલું બોલતાં ગુરુપત્નીએ દયાર્દ્ર મુખ કર્યું ત્યારે રાજા લેવાઈ ગયો અને તેનું વચન અંગીકાર કર્યું. ગુરુપત્ની રાજી થઈને પોતાને ઘેર ગઈ.

હવે નારદ અને પર્વત રાજસભામાં આવ્યા. સભામાં અનેક સભ્યો, વિદ્વાનો અને માધ્યસ્થ્યવૃત્તિવાળા પુરુષો બિરાજ્યા હતા. રાજા સ્ફટિકની વેદિકાના પ્રભાવથી અદ્ધર દેખાતા સિંહાસન પર આરૂઢ થયો હતો. રાજાએ ગુરુપુત્ર અને સહાધ્યાયી નારદને આદર આપ્યો. નારદે અને પર્વતે પોતાનો પક્ષ સ્થાપિત કર્યો અને રાજાનું પ્રમાણ અંગીકાર કર્યું, સત્યનો મહિમા બતાવ્યો અને રાજાને સત્ય બોલવા સૂચવ્યું. આ પ્રમાણે સર્વ હકીકત કહ્યા છતાં, જાણે તે સાંભળી જ ન હોય, પોતાના સત્યવાદીપણાની પ્રસિદ્ધિને અંગે પોતાને માથે લટકતી મહાફરજનો ખ્યાલ જાણે ક્ષણવાર દૂર જ ગયો હોય, તેમ ગુરુપત્નીનાં વચનને માન્ય રાખી વસુ રાજાએ ન્યાય આપ્યો કે “ગુરુએ અજ શબ્દનો અર્થ ‘બકરો’ શીખવ્યો છે.” આ અસત્ય વચન બોલતાં જ દેવો તેના પર કોપાયમાન

થઈ ગયા અને જે સ્ફટિક વેદિકા પર તે બેસતો હતો તેના ચૂરેચૂરા થઈ ગયા. રાજા ભૂમિ પર પડ્યો, તેના પર સિંહાસન પડ્યું અને વસુમતી( પૃથ્વી )નો નાથ વસુરાજા મરણ પામી વસુમતીને તળીએ ગયો ! અત્યારે પણ તે નારકીની મહાવેદના સહન કરે છે.

જે વચન પર જગતનો પ્રવાહ ચાલતો હોય છે અથવા ભવિષ્યમાં ચાલવાનો સંભવ હોય છે તે વચન તો બહુ જ વિચારીને બોલવું જોઈએ. સત્ય વચન બોલવાની અગત્ય આ કથાથી સ્પષ્ટ સમજાઈ જાય તેમ છે. (૭; ૨૪૫)

## દુર્વાચાનાં ભયંકર પરિણામ

इहामुत्र च वैराय, दुर्वाचो नरकाय च ।
अग्निदग्धाः प्ररोहन्ति, दुर्वाग्दग्धाः पुनर्न हि ॥ ८ ॥ (अनुष्टुप्)

"દુષ્ટ વચન આ લોક અને પરલોકમાં અનુક્રમે વૈર કરાવે છે અને નરકગતિ પ્રાપ્ત કરાવે છે. અગ્નિથી બળેલું ફરી વાર ઊગે છે, પણ દુષ્ટ વચનથી બળેલાં હોય તેમાં પછી ફરીવાર સ્નેહાંકુર ફૂટતા નથી. (૮)

**વિવેચન**—આ શ્લોકમાં બે વાત સમાવી છે. આ લોકમાં અને પરલોકમાં દુર્વચનનું ફળ શું બેસે તે સૂચવ્યું છે. દુર્વચનથી આ લોકમાં વૈર ઉત્પન્ન થાય છે અને પરલોકમાં નરકગતિ પ્રાપ્ત થાય છે. આ લોક આશ્રી ફળના સંબંધમાં વિશેષ રીતે સમજૂતી આપવા કહે છે કે ધાન્ય વાવ્યાથી ઊગે છે, પણ જો તે ધાન્ય બળી ગયું, તો બીજત્વ નાશ પામે છે, તેથી તે ઊગતું નથી. પણ કોઈ કોઈ કઠણ બીજ બળ્યા છતાં પણ ઊગે છે; પણ જે દુર્વચનથી બળેલા હોય છે તેમનામાં ફરીને પ્રેમના અંકુર ઊગતા જ નથી. અનુભવીઓ જાણે છે કે વચનબાણ હૃદયમાં શલ્ય જેવું કામ કરે છે અને એક વાર વાગ્યાં હોય તો તે ભૂલી શકાતાં નથી; આટલા માટે નકામું બોલવાની ટેવ બંધ કરવી. કેટલાક માણસો પોતાની વિદ્વત્તા કે ડહાપણ બતાવવા સારુ અકારણે પણ અપ્રસ્તુત બોલ્યા કરે છે અને તેમ કરીને પોતાની લઘુતા કરે છે. ખાસ કરીને નકામું બોલવું નહિ અને કડવું પણ બોલવું નહિ. (૮; ૨૪૬)

## તીર્થંકર મહારાજ અને વચનગુપ્તિની આદેયતા

अत एव जिना दीक्षाकालादाकेवलोद्भवम् ।
अवद्यादिभिया ब्रूयुर्ज्ञानत्रयभृतोऽपि न ॥ ९ ॥ (अनुष्टुप्)

"તેટલા માટે જોકે તીર્થંકર મહારાજને ત્રણ જ્ઞાન હોય છે, તોપણ દીક્ષાકાળથી માંડીને કેવળજ્ઞાન થતાં સુધી, પાપની બીકથી, તેઓ કાંઈ પણ બોલતા નથી." (૯)

**વિવેચન**—'તેટલા માટે' એટલે સાવદ્ય બોલવાથી અનિષ્ટ ફળ થાય છે, તેટલા માટે, તીર્થંકર મહારાજ પણ છદ્મસ્થ અવસ્થામાં મૌન ધારણ કરે છે. મોટા જ્ઞાનીને પણ

આવો ભય રહે છે, તે પર બહુ ખ્યાલ કરવા જેવું છે. આ તો જાપાનમાં આજે આમ થયુ અને વીસુવિયસ જ્વાળામુખી ફાટયો, પાર્લામેન્ટમાં આવી તકરાર થઈ અને રાજ્યમાં આવી ખટપટ ચાલે છે—આવી આવી વાતો કરીને નકામો કાળક્ષેપ કરવામાં આવે છે. ચાલુ ઇતિહાસ જાણવો એ જુદી વાત છે, પણ પછી એ સંબંધી વાતો કરી, વિચારો બતાવી, નકામો કર્મબંધ શા માટે કરવો ? શાસ્ત્રકાર એક વ્યવહારુ વચન કહે છે કે "બહુ બોલે તે બાંઠો." આમાં બધી વાતોનો મુદ્દો આવી જાય છે. (૯; ૨૪૭)

### કાયસંવર—કાચબાનું દૃષ્ટાંત

कृपया संवृणु स्वाङ्गं, कूर्मज्ञातनिदर्शनात् ।
संवृतासंवृताङ्गा यत्, सुखदुःखान्यवाप्नुयुः ॥ १० ॥ (अनुष्टुप्)

"(જીવ ઉપર) દયા લાવીને, તારા શરીરનો સંવર કર; કાચબાના દૃષ્ટાંતથી શરીરનો સંવર કરનાર અને નહિ કરનાર અનુક્રમે સુખ–દુઃખ પામે છે." (૧૦)

**વિવેચન—કાયસંવર**—મન અને વચનની પ્રવૃત્તિ જેમ નુકસાન કરનારી છે, તેમ કાયાની પ્રવૃત્તિ પણ, સાવદ્ય હોય તો, અનંત સંસારપરિભ્રમણ કરાવે છે. કાયયોગની પ્રવૃત્તિ કરવી તે પણ શુભ હેતુપૂર્વક કરવી. નિષ્ફળ અને હાનિકારક પ્રવૃત્તિનો સંવર કરવાની આવશ્યકતા બહુ જ છે. હઠયોગ વગેરેથી શરીર પર જય થાય છે, તે તો માત્ર આરોગ્યાદિ ઐહિક લાભ માટે થાય છે. જૈન શાસ્ત્રકાર એને બહુ અગત્ય આપતા નથી. એક વગડામાં જમીન પર બે કાચબા ચાલ્યા જતા હતા. તે વેળા કોઈ હિંસક જનાવર આવ્યુ. તેને જોતાં જ બંને કાચબાએ પોતાનાં પગ ને માથું અંદર લઈ લીધાં. પછી તે જનાવર દૂર ઊભું રહી તેનાં પગ ને માથું બહાર કાઢવાની રાહ જોવા લાગ્યુ. કેટલીક વારે એક કાચબાએ અકળાઈને પગ અને માથું બહાર કાઢયાં, એટલે પેલા જનાવરે તે પકડીને તેને મારી નાખ્યો. બીજા કાચબાએ, ઘણો વખત થયા છતાં પણ, પગ કે માથું બહાર કાઢયાં નહિ, તેથી છેવટે થાકીને પેલું જનાવર જતું રહ્યું.

આ બે કાચબામાં જે કાચબાએ પોતાનાં અંગોપાંગ ગોપવી રાખ્યાં, તે સુખ પામ્યો અને બીજો દુઃખ પામ્યો, માટે કાયાનો સંવર કરવાની પણ ખરેખરી જરૂર છે. (૧૦; ૨૪૮)

### કાયાની અપ્રવૃત્તિ વિ. કાયાનો શુભ વ્યાપાર

कायस्तम्भान्न के के स्युस्तरुस्तम्भादयो यताः ? ।
शिवहेतुक्रियो येषां, कायस्तांस्तु स्तुवे यतीन् ॥ ११ ॥ (अनुष्टुप्)

"માત્ર કાયાના સંવરથી ઝાડ, સ્તંભ વગેરે કોણ કોણ સંયમી ન થાય ? પણ જેઓનું શરીર મોક્ષ મેળવવા માટે ક્રિયા કરવામાં ઉદ્યત થાય છે, તેવા યતિની અમે સ્તુતિ કરીએ છીએ." (૧૧)

**વિવેચન**—ઉપર વચનયોગ માટે કહ્યું તેમ જ કાયાની અપ્રવૃત્તિ માત્રથી કાંઈ લાભ થતો નથી, પરંતુ જરૂરનું એ છે કે કાયાનાં પ્રશસ્ત પ્રવૃત્તિ થવી જોઈએ, એટલે તેના વડે શુભ ક્રિયાઅનુષ્ઠાન કરવાં જોઈએ. આ પ્રમાણે મન-વચન-કાયના યોગોની પ્રવૃત્તિ સંબંધી ઉપયોગી ઉપદેશ આપ્યો. હવે પાંચ ઇંદ્રિયોના સંવરની વાત કરે છે. (૧૧; ૨૪૯)

### શ્રોત્રેન્દ્રિયસંવર

**श्रुतिसंयममात्रेण, शब्दान् कान् के त्यजन्ति न ? ।**
**इष्टानिष्टेषु चैतेषु, रागद्वेषौ त्यजन्मुनिः ॥ १२ ॥** (अनुष्टुप्)

"કાનના સંયમમાત્રથી કોણ શબ્દોને ત્યજતુ નથી ? પણ ઇષ્ટ અને અનિષ્ટ શબ્દો પર રાગદ્વેષ તજી દે, તેને મુનિ સમજવા." (૧૨)

**વિવેચન**—કુદરતી સયમ બે રીતે આવે છે. ચઉરિન્દ્રય સુધી શ્રોત્રેન્દ્રિય હોતી જ નથી, તેને અથવા બહેરાને સ્વભાવે શ્રોત્રસવર થાય છે. કૃત્રિમ સંયમ કાનમાં આંગળી નાખી કે પૂમડાં નાખી, બેસી રહેવાથી થાય છે. આવી રીતે બાહ્ય સંયમથી ઇંદ્રિયનો સંયમ તો અનેક વાર થાય છે, પરંતુ એવા પ્રકારના કર્માધીનપણે થયેલા બાહ્ય સયમથી કાંઈ લાભ થતો નથી, પણ એક તરફ વાયોલિન, હારમોનિયમ, પિયાનો અથવા વેણુ, મૃદંગ, દિલરૂબા વગેરેના કોમળ ધ્વનિ ચાલતા હોય અને એક બાજુ કૂતરાનું ભસવું, બેસૂર અને ભેંસાસૂર જેવા અવાજથી ચાલતું ગાયન, અથવા ગધેડાનું ભૂંકવું ચાલતું હોય, એ બન્ને સાંભળીને મનમાં જરા પણ પ્રેમ કે ખેદ આવે નહિ, સમભાવ રહે, એમાં જ ખરેખરુ મહત્ત્વ છે, એ જ મુનિપણું છે અને એવી સમવૃત્તિવાળા પ્રકૃષ્ટ જીવનને વૃદ્ધિ પામતાં વખત લાગતો નથી.

શ્રોત્રેન્દ્રિય વશ ન રાખવાથી હરણ બહુ દુઃખી થાય છે. પારધી જ્યારે જાળ પાથરે છે ત્યારે હરણને તેમાં ફસાવવા સારુ વાંસળી વગાડે છે. સુંદર સ્વરથી આકર્ષાઈ ગયેલું ઇંદ્રિયપરવશ હરણ પારધીના સપાટામાં આવી જાય છે. સાંભળવાની લેમાં તેને બીજી દિશાનું ભાન રહેતું નથી; તેટલા માટે શાસ્ત્રકાર કહે છે કે "જીવિતવ્યને અશાશ્વત જાણી, મોક્ષમાર્ગના સુખને શાશ્વત જાણી અને આયુષ્યને પરિમિત જાણીને ઇંદ્રિયભોગથી વિશેષે કરીને નિવર્તવું." (ઇંદ્રિયપરાજયશતક) (૧૨; ૨૫૦)

### ચક્ષુરિન્દ્રિયસંવર

**चक्षुःसंयममात्रात्के, रूपालोकांस्त्यजन्ति न ? ।**
**इष्टानिष्टेषु चैतेषु, रागद्वेषौ त्यजन्मुनिः ॥ १३ ॥** (अनुष्टुप्)

"માત્ર ચક્ષુના સંયમથી કોણ રૂપપ્રેક્ષણ તજતા નથી ? પણ ઇષ્ટ અને અનિષ્ટ રૂપોમાં જેઓ રાગદ્વેષ છોડી દે છે, તે જ ખરા મુનિ છે." (૧૩)

**વિવેચન**—તેઇંદ્રિય સુધીના સર્વ જીવો ચક્ષુ વગરના હોય છે. વળી, પચેન્દ્રિય

મનુષ્ય અને તિર્યંચમાં પણ કેટલાક અંધ હોય છે, પરંતુ આવા પ્રકારના સંયમથી શું? તેમ જ આંખો મીંચીને બેસી રહે, તેથી પણ શું? તેથી કાંઈ મહાલાભ થતો નથી; કદાપિ જરા જરા લાભ થાય તો તે હિસાબમાં નથી; પરંતુ જ્યારે સુંદર સ્ત્રીનું રૂપ જુએ, તેની હંસગતિ અને સુંદર મુખ, હૃદયવિસ્તાર અને કદળીજંઘા જુએ, અથવા નાટક કે કુદરતની સુંદર સિનેરી જુએ ત્યારે, તેમ જ કુષ્ઠ દુર્ગંધ અને રોગથી બગડેલ શરીરવાળાને જુએ ત્યારે, બન્ને ઉપર સમદૃષ્ટિ રહે તો જ ચક્ષુરિંદ્રિયનો સંવર થયો કહેવાય. આનું નામ ખરેખરો સંયમ છે. બાહ્ય સંયમ તો ઘણી વાર થાય છે, થઈ જાય છે. તેટલા માટે શાસ્ત્રકાર કહે છે કે "તે જ પુરુષોને ધન્ય છે, તેને જ અમે નમસ્કાર કરીએ છીએ કે જે પુરુષોનાં હૃદયમાં અરધી આંખે જોનારી અર્થાત્ કટાક્ષ નેત્રે જોનારી સ્ત્રી ખટકતી નથી." (ઇંદ્રિયપરાજયશતક)

ચક્ષુરિન્દ્રિયનો સંયમ ન કરવાથી પતંગિયુ બહુ દુ:ખ પામે છે. દીવાના રૂપથી આકર્ષાઈ ચક્ષુરિન્દ્રિયને પરવશ થઈ તેમાં ઝંપલાવીને પોતાના પ્યારા પ્રાણ ખુએ છે. (૧૩; ૨૫૧)

## ઘ્રાણેન્દ્રિયસંવર

घ्राणसंयममात्रेण, गन्धान् कान् के त्यजन्ति न ? ।
इष्टानिष्टेषु चैतेषु, रागद्वेषौ त्यजन्मुनिः ॥ १४ ॥ (अनुष्टुप्)

"નાસિકાના સંયમમાત્રથી કોણ ગંધોને ત્યજતું નથી? પણ ઇષ્ટ અને અનિષ્ટ ગંધોમાં જેઓ રાગદ્વેષ ત્યજી દે છે, તે જ મુનિ કહેવાય." (૧૪)

**વિવેચન**—ઉપર પ્રમાણે ભાવ સમજવો. સેંટ, લવંડર, અત્તર કે સુગંધી પદાર્થોની ગંધ આવવાથી રાગ ન થાય અને વિષ્ટા વગેરેની દુર્ગંધથી દ્વેષ ન થાય, ત્યારે ઘ્રાણેન્દ્રિયનો સંવર થયો સમજવો. ઇષ્ટ અને અનિષ્ટ વસ્તુ પર સમભાવ રાખવો, એ સંવર છે. જેઓ ઇંદ્રિયભોગમાં ચોંટી રહેતા નથી, ગૃદ્ધિભાવ કે આસક્તિ રાખતા નથી, તેઓ ખરા સંયમવાન કહેવાય છે. તેટલા માટે શાસ્ત્રકાર કહે છે કે "લીલો અને સૂકો એવા બે માટીના ગોળા ભીંત તરફ ફેંક્યા; તે બે ગોળા ભીંતે અથડાયા; આ બેમાં જે લીલો ગોળો હતો તે ભીંતે ચોંટી રહ્યો અને સૂકો ગોળો ન ચોંટી રહ્યો. એ પ્રકારે ઇંદ્રિયભોગમાં લંપટી અને દુર્બુદ્ધિ પુરુષો સંસારરૂપ ભીંતમાં ચોંટી રહે છે અને જે કામભોગથી વિરામ પામ્યા છે, તે સૂકા ગોળાની પેઠે સંસારભીંત પર ચોંટી રહેતા નથી." (ઇંદ્રિયપરાજયશતક)

અત્ર ચીકાશ તે રાગદ્વેષજન્ય સમજવી. ભીંત આગળ જતાં સુધી તો બન્નેની ગતિ સરખી જ હોય છે, પણ પછી સ્થિત્યંતર થઈ જાય છે

કમળની સુગંધમાં લપટાઈ ભ્રમર તેમાં આસક્ત થઈ જાય છે અને લહેરમાં આવી જઈ તેમાં બેસી રહે છે; જાણે છે કે સૂર્ય અસ્ત થતાં કમળ મીંચાઈ જશે અને પોતે કેદખાને પડશે; છતાં હમણાં ઊડું છું, ઊડું છું, એવા વિચારમાં ને વિચારમાં આસક્ત-

પણામાં પડચો રહે છે. અંતે સાંજે કમળ મીંચાઈ જાય છે અને નિર્દોષ પણ ઇંદ્રિયપરવશ ભ્રમર સુગંધના લોભમાં તેમાં સપડાઈ જાય છે. પ્રભાતે નીકળવાની આશા રાખે છે, તેવામાં જો કોઈ હાથી આવે છે, તો તે કમળને તોડીને ખાઈ જાય છે. એ રીતે તે પોતાનો પ્રાણ અર્પણ કરે છે. (૧૪; ૨૫૨)

## રસનેન્દ્રિયસંવર

जिह्वासंयममात्रेण, रसान् कान् के त्यजन्ति न ?।
मनसा त्यज तानिष्टान्, यदीच्छसि तपःफलम् ॥ १५ ॥ (अनुष्टुप्)

"જિહ્વાના સંયમમાત્રથી કોણ રસોને ત્યજતું નથી? હે ભાઈ! જો તું તપનું ફળ મેળવવાની ઇચ્છા રાખતો હો તો સુંદર લાગતા રસોને તજી દે." (૧૫)

**વિવેચન**—વ્યવહારમાં પણ કહેવત છે કે "જેની દાઢ ડળકી, તેનો પ્રભુ રૂઠચો." સંસારમાં અનંત ભવ પર્યંત રખડાવનાર આ ઇંદ્રિય છે. સારું ખાવાના વિચારમાં અને તેને યોગ્ય સાધનો તૈયાર કરવામાં, સારા ખાવાના પદાર્થો મેળવવામાં અને છેવટે સારું ખાવામાં આ જીવ ધન્યતા માને છે. દુનિયામાં ખાઈપીને આનંદ માનનારા ધર્મો પણ નીકળેલા છે! ખાવાપીવામાં જ મોક્ષ માનનારા જિહ્વાના લાલચુ જીવો મનુષ્યભવનું ખરું સાધ્યબિંદુ શું છે તે ચૂકી જાય છે. વળી, આવા બાહ્ય રસપોષણથી ઇંદ્રિય તૃપ્ત થતી નથી; અનંત વખત મેરુપર્વતના ઢગલાથી પણ અનંતગણો ખોરાક ખાધો, છતાં જીવને તૃપ્તિ થતી નથી. તેથી રસનેન્દ્રિયને વશ કરવા માટે અસાધારણ પ્રયાસ કરવાની જરૂર છે. તેટલા માટે શાસ્ત્રકાર કહે છે કે "જો તું સંસારથી બીતો હો અને મોક્ષપ્રાપ્તિની ઇચ્છા રાખતો હો, તો ઇંદ્રિયોનો જય કરવા માટે અસાધારણ પુરુષાર્થ ફોરવ. (શ્રીમદ્ યશોવિજયજી; ઇંદ્રિયજયાષ્ટક)

માછલાંને પકડવા માટે માછીમાર લોઢાનો કાંટો પાણીમાં મૂકે છે, તેની સાથે મિષ્ટ લોટની પીંડીઓ બાંધે છે. રસનાની લાલચે માછલું તે ખાવા આવે છે; તે ખાતાં ખાતાં કાંટામાં ભોંકાઈ જાય છે. આવી જ રીતે અનેક પક્ષીઓ પણ ખાવાની લાલચે જાળમાં ફસાઈ જાય છે. શાસ્ત્રકાર સર્વ ઇંદ્રિયોમાં રસનેન્દ્રિયને જીતવી મુશ્કેલ કહે છે.

अक्खाण रसणी, कम्माण मोहणी, वयाण तह चेव बंभवयं ॥
गुत्तीण य मणगुत्ती, चउरो दुक्खेहि जिप्पंति ॥

—"ઇંદ્રિયોમાં રસનેન્દ્રિય, કર્મમાં મોહનીય કર્મ, વ્રતોમાં બ્રહ્મચર્યવ્રત અને ગુપ્તિમાં મનોગુપ્તિ એ ચારે વધારે મુશ્કેલીથી જીતી શકાય છે." (૧૫; ૨૫૩)

## સ્પર્શનેન્દ્રિયસંયમ

त्वचः संयममात्रेण, स्पर्शान् कान् के त्यजन्ति न ?।
मनसा त्यज तानिष्टान्, यदीच्छसि तपःफलम् ॥ १६ ॥ (अनुष्टुप्)

"ચામડીનો સ્પર્શ ન કરવા માત્રથી કોણ સ્પર્શનો ત્યાગ કરતું નથી ? પણ જો તારે તપનું ફળ મેળવવું હોય તો ઇષ્ટ સ્પર્શોનો મનથી ત્યાગ કર." (૧૬)

**વિવેચન**—સંસારમાં વધારે રખડાવનાર આ ઇંદ્રિય છે. એનો વિશેષ આવિર્ભાવ સ્ત્રી–સંયોગ વખતે થાય છે. તેને તજવાની ખાસ અગત્ય બતાવવા સારુ એક ખાસ શ્લોક આપવામાં આવ્યો છે. સુંદર સ્ત્રીના કે બાળકના ગાલના સ્પર્શથી મનમાં રાગ ન થાય, અને ચામડી પર કુષ્ઠ જેવા વ્યાધિ થાય તેથી અથવા ડાંસ, મચ્છર, તાપ કે શીતના અનિષ્ટ સ્પર્શથી મનમાં દ્વેષભાવ ન થાય એ સ્પર્શનેન્દ્રિયનો સંયમ છે અને બાકી બધી ફોગટની વાતો છે.

સ્પર્શેન્દ્રિયને પરવશ પડીને હસ્તી મહાદુઃખ પામે છે. હાથીને જ્યારે પકડવો હોય છે ત્યારે એક મોટો ખાડો ખોદી તેના પર ખડ નાખી ઢાંકી દે છે. ખાડાની સામી બાજુએ કાગળની સુંદર હાથણીને રંગીને ઊભી રાખે છે. એના પર આસક્ત થયેલો હાથી તેને ભોગવવા માટે ઉતાવળ કરી દોડતો જાય છે; ત્યાં વચ્ચે તૃણથી ઢાંકેલા ખાડામાં પડી જાય છે. પછી કેટલાક દિવસ સુધી તેને ભૂખ્યો રાખવામાં આવે છે, માર મારવામા આવે છે અને પછી હમેશને માટે કેદખાને પૂરવામાં આવે છે, અર્થાત્ તે હમેશ માટે પરવશ પડે છે. આ સર્વ દુઃખનું કારણ સ્પર્શનેન્દ્રિયપરવશપણું છે. (૧૬; ૨૫૪)

### બસ્તિસંયમ

वस्तिसंयममात्रेण, ब्रह्म के के न बिभ्रते ? ।
मनःसंयमतो धेहि, धीर ! चेत्तत्फलार्थ्यसि ॥ १७ ॥ (अनुष्टुप्)

"મૂત્રાશયના સંયમમાત્રથી કોણ લોકો બ્રહ્મચર્ય ધારણ કરતા નથી ? હે ધીર ! જો તને બ્રહ્મચર્યના ફળની ઇચ્છા હોય તો મનનો સંયમ કરીને બ્રહ્મચર્યને ધારણ કર."(૧૭)

**વિવેચન**—સ્પર્શનેન્દ્રિયના વિષયમાં સ્ત્રીસંયોગનો વિષય મહાગૃદ્ધિનું કારણ છે, અને તેનું ખાસ મનન કરવા માટે એક જુદા શ્લોકમાં તેની વ્યાખ્યા કરી છે. એથી એ પાંચથી જુદી ઇંદ્રિય છે એમ સમજવાનું નથી; એ સ્પર્શનેન્દ્રિયનો એક વિભાગ છે. આ ઇંદ્રિય કેટલી ભયંકર છે તે એટલા ઉપરથી જણાશે કે શાસ્ત્રકાર કહે છે કે બાકીની ઇંદ્રિયોના વિષયોને ભોગવતાં કેવળજ્ઞાન થવું શકય છે: સુગંધ લેતાં, સુસ્વર સાંભળતાં, રૂપ જોતાં અને ઉત્તમ પદાર્થ ખાતાં જો આત્મસ્વરૂપ વિચારે અને પૌદ્‌ગલિક ભાવનો ત્યાગ વિચારે, તો કેવળજ્ઞાન પણ પ્રાપ્ત કરી શકે છે, પણ સ્ત્રીસંયોગ કરતાં તે બની શકે તેમ નથી. એકાંત દુર્ધ્યાન થાય, સાત ધાતુની એકત્રતા થાય અને મહાક્લિષ્ટ અધ્યવસાય થાય, ત્યારે જ સ્ત્રીસંયોગ બની શકે છે. આવી રીતે એકાંત અધઃપાત કરનારી સ્પર્શનેન્દ્રિય કાંઈ અજય્ય નથી, પણ ગુહ્યેન્દ્રિયનો બળાત્કારે સંયમ કરવો પડે, તેથી બહુ લાભ નથી. અસંજ્ઞી પંચેંદ્રિય સુધી તો નપુંસકવેદ છે, પણ તે પુરુષવેદ

કરતાં વધારે સખત છે. તેઓ તથા નારકીના જીવો અને કૃત્રિમ નપુંસક બળદ અથવા અશ્વો બ્રહ્મચર્ય પાળે તેમાં કાંઈ લાભ નથી, પરંતુ સામી રંભા અથવા ઉર્વશી આવીને ઊભી હોય, પ્રાર્થના કરતી હોય, પોતાની પાસે પૈસા તથા શક્તિ હોય, સ્થાન એકાંત હોય અને બીજી સર્વ બાબતોની અનુકૂળતા હોય, છતાં મન પર સંયમ રહે ત્યારે જ ખરેખરું મુનિપણું પ્રાપ્ત થાય છે. પરસ્વાધીનપણાદિ કારણથી તો ઘણી વાર અશ્વને પણ બ્રહ્મચર્ય પાળવું પડે છે, પરંતુ એમાં અશ્વની ઇચ્છા જેમ વિરામ પામતી નથી, તેમ આ જીવ માટે પણ સમજી લેવું.

સ્ત્રીને માટે શાસ્ત્રકારોએ બહુ કહ્યું છે. (આ સર્વ સ્ત્રીઓએ પુરુષ માટે સમજી લેવું.) એ સંબંધી વિચાર કરતાં આ જીવ શુદ્ધ સ્વરૂપ સમજી જાય તેમ છે. આ જ ગ્રંથના સ્ત્રીમમત્વમોચન અધિકારમાં બહુ વિસ્તારથી તેનું સ્વરૂપ સમજાવવા યત્ન કરવામાં આવ્યો છે; માટે વિદ્વાન માણસે સ્ત્રીસંયોગ કરતાં વિચાર કરવો. એ સંયોગની સત્તા કેવી પ્રબળ છે અને દૃઢ સત્ત્વવંત મહાત્માઓ તે સત્તાનો તેનાં પુષ્કળ પ્રબળ કારણો છતાં પણ કેવી રીતે જડમૂળથી નાશ કરે છે, એ સિંહગુફાવાસી મુનિ અને સ્થૂળભદ્રજીના દૃષ્ટાંતથી સમજાઈ જાય છે. ચાર માસ સુધી મિષ્ટાન્ન ખાઈને વેશ્યાને ત્યાં રહ્યાં છતાં, ગુરુએ તેમનું કાર્ય મહાદુષ્કર કહ્યું અને ચાર માસના ઉપવાસ કરીને પ્રાણાંત ભયમાં રહી આત્મજાગૃતિ રાખનાર સિંહગુફાવાસીનું કાર્ય માત્ર દુષ્કર કહ્યું, એ ગુરુના નિષ્પક્ષપાતપણાને જે પંડિતો સમજી ગયા છે, તેઓ મૂત્ર, માંસ, રુધિર અને ચામડીની કોથળી પર રાગાંધ બની સંસારકૂપમાં પડતા બચી ગયા છે. એ સ્પર્શનેન્દ્રિયને વશ પડી ઇલાચીપુત્ર નાટકિયો થયો; એને વશ પડી બેનાતટ નગરીનો રાજા ઇલાચીપુત્રનું મરણ ઇચ્છવા લાગ્યો; એને વશ પડી "ભયવં ! જા સા સા સા" વાળી સ્ત્રી પાંચ સો પુરુષને ભોગવતાં છતાં પણ અસંતોષી રહેતી હતી; એને વશ પડેલો બ્રહ્મદત્ત ચક્રી સાતમી નારકીમાં રહ્યો રહ્યો પણ "ચારુદત્તા, ચારુદત્તા" એમ પોકાર કર્યા કરે છે; એને વશ પડેલા રાવણે પોતાનાં દશ મસ્તક અને મહાઋદ્ધિ રણમાં ગુમાવી; એને વશ પડેલા જીવો એક માબાપથી અવતરેલા સગા ભાઈઓ સાથે કલેશ કરે છે; એને વશ પડેલા વિવેક ભૂલી જાય છે, અંધ બને છે, અનેક પાપો કરે છે અને, ટૂંકામાં કહીએ તો, ક્ષણિક સુખની ખાતર મનુષ્યજન્મમાં જે મહાલાભ પ્રાપ્ત કરી પરિણામે અનંત સુખ પ્રાપ્ત કરી શકાય તેમ છે તે સર્વ ગુમાવે છે.

આ બહુ અગત્યના વિષય માટે વિદ્વાનોએ રચેલા અનેક ગ્રંથો છે. ટૂંકમાં જાણવાના જિજ્ઞાસુઓએ "ઇંદ્રિયપરાજયશતક"* "શૃંગારવૈરાગ્યતરંગિણી"+ અને "શીલોપદેશમાળા" એ ત્રણ ગ્રંથો વાંચવા. અત્ર વિસ્તારભયથી વિશેષ કહેવામાં આવતું નથી, પરંતુ એટલું તો પુનરુક્તિ કરીને કહેવામાં આવે છે કે હે બંધુઓ ! તમે સુખ શું છે અને તે ક્યાં છે, તેનું ખરું સ્વરૂપ સમજો. પ્રાકૃત માણસોના અવગણનાને પાત્ર

* જૈન સુબોધપ્રકાશ ભાગ બીજો. + પ્રકરણરત્નાકર ભાગ બીજો.

પ્રવાહ પર ચાલ્યા જવાની અનાદિ પદ્ધતિ છોડી દો. અનંત ગુણ તમારા આત્મામાં જ ભરેલા છે; એ પ્રાપ્ત કરવા જવા પડે તેમ નથી; ફક્ત તેને પ્રગટ કરવાની જરૂર છે. બ્રહ્મચર્ય પાળ્યા વગર અને તેમ ન બને તોપણ સ્પર્શનેન્દ્રિય પર સારી રીતે સંયમ રાખ્યા વગર એ ગુણ પ્રકટ થાય તેમ નથી, માટે પોતાનું ( આત્માનું ) જાણવું અને પારકું ( પુદ્ગલનું ) તજવું એ સામાન્ય જણાતા સૂત્ર પર વ્યવહાર કરવો યોગ્ય છે. ( ૧૭; ૨૫૫ )

## સમુદાયથી પાંચે ઇંદ્રિયોના સંવરનો ઉપદેશ

विषयेन्द्रियसंयोगाभावात्के के न संयताः ?।
रागद्वेषमनोयोगाभावाद्ये तु स्तवीमि तान् ॥ १८ ॥ (अनुष्टुप्)

" વિષય અને ઇંદ્રિયનો સંયોગ ન થવાથી કોણ સંયમ પાળતું નથી ? પરંતુ રાગદ્વેષનો યોગ જેઓ મનની સાથે થવા દેતા નથી, તેઓની તો હું સ્તવના કરું છું." (૧૮)

**વિવેચન**—મધુર સ્વર, સુંદર રૂપ, સુગંધી પુષ્પ, મિષ્ટ પદાર્થ અને સુકોમળ સ્ત્રી—આ પાંચ વિષયો છે. તેઓ ઇંદ્રિયને મળે નહિ, એટલે કાનને સુસ્વર મળે નહિ, આંખને સુરૂપ મળે નહિ, રસનાને અનુકૂળ પદાર્થ મળે નહિ, ઇત્યાદિ; ત્યારે તો 'वृद्धा नारी पतिव्रता' જેવું થાય છે; પણ એનું નામ આત્મસંયમ કહેવાય નહિ; ઇંદ્રિયના સારા વિષયો પર રાગ ન થાય અને ખરાબ વિષયો પર દ્વેષ ન થાય એનું નામ સંયમ છે. વાસ્તવિક રીતે ત્રિકાલિક વસ્તુસ્વરૂપ વિચારતાં કોઈ વસ્તુ સારી કે ખરાબ છે જ નહિ; કારણ કે સ્વાભાવિક રીતે જ અમુક વસ્તુ ખરાબ હોય, તો તે સર્વદા ખરાબ જ રહેવી જોઈએ, પણ અવલોકન કરતાં આથી વિરુદ્ધ અનુભવ થાય છે. લીંબડો કડવો લાગે, તેથી રસનાને અપ્રિય લાગે છે, પણ મંદવાડ વખતે વ્યાધિનો નાશ કરે છે અને તિર્યંચો તે આનંદથી ખાય છે. ત્યારે વસ્તુનું ખરાબપણું અથવા સારાપણું મનના માનવા ઉપર જ થાય છે, એમ સિદ્ધ થાય છે. અને ઘણુંખરું તો તેને ગ્રહણ કરનાર વ્યક્તિના મનના ચલન વિચલન સ્વભાવ પર જ તે આધાર રાખે છે. તેટલા માટે નીતિકાર કહે છે કે—

न रम्यं नारम्यं प्रकृतिगुणतो वस्तु किमपि ।
प्रियत्वं वस्तूनां भवति च खलु ग्राहकवशात् ॥

" કોઈ પણ વસ્તુ પ્રકૃતિથી સુંદર કે અસુંદર નથી; સુંદર અથવા અસુંદરપણું વસ્તુના ગ્રાહક પર આધાર રાખે છે."

ત્યારે હવે જે સવાલ રહે છે તે વસ્તુ પર નહિ, પણ આપણા પોતાના મનના વલણ પર આધાર રાખે છે. એ મનને અનુકૂળ ઇંદ્રિયોનો જય કરવો એ પ્રબળ પુરુષાર્થ છે. અને તેથી જ ઇન્દ્રિયસંયમ કર્તવ્ય છે. જરા આત્મવીર્ય સ્ફુરાવી, મનમાં ચોક્કસ નિયમથી કાર્યતંત્ર

વહન કરવાનો દૃઢ સંકલ્પ કરવામાં આવે, તો ઇન્દ્રિયવિષયઉપભોગનો માર્ગ અંકિત થઈ જાય. અને એક વાર આવો અભ્યાસ થોડો વખત પાડવામાં આવે તો પછી તે નૈસર્ગિક પ્રવાહ થઈ જાય. આવા આત્મિક શુદ્ધ પ્રવાહમાં રમણ કરનારા, ઇન્દ્રિયોને શુભ માર્ગે પ્રવર્તાવનારા મહાત્માઓની અમે સ્તુતિ કરીએ છીએ. ( ૧૮; ૨૫૬ )

## કષાયસંવર—કરટ અને ઉત્કરટ

**कषायान् संवृणु प्राज्ञ !, नरकं यदसंवरात् ।**
**महातपस्विनोऽप्यापुः, करटोत्करटादयः ॥ १९ ॥** (अनुष्टुप्)

"હે વિદ્વાન્! તું કષાયનો સંવર કર. તેનો સંવર નહિ કરવાથી કરટ અને ઉત્કરટ જેવા મહાતપસ્વીઓ પણ **નરકને** પામ્યા છે." (૧૯)

**વિવેચન**—મિથ્યાત્વત્યાગ અને યોગસંવર માટે કહ્યું; હવે કષાયસંવર માટે જરા સૂચના કરે છે. વિષયપરત્વે આખો અધિકાર અગાઉ લખાયો છે તેથી અત્ર વિશેષ લખવાની જરૂર રહેતી નથી.* એ સર્વ હકીકતનો મુખ્ય સાર એ છે કે કષાયનો ત્યાગ કરવો, તે ( કષાય ) કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તોપણ કરવા નહિ અને આત્મિક ચિંતવના કર્યા કરવી. કષાય એ જ સંસારનો લાભ છે અને સંસારની વૃદ્ધિ કરનાર છે. એનો પ્રસાર થવા દીધાથી બહુ મોટું નુકસાન થાય છે. કષાયથી અનેક જીવો દુર્ગતિ પામ્યા છે, જેનાં દૃષ્ટાંત આ ગ્રંથના સાતમા અધિકારમાં યોગ્ય સ્થાને બતાવવામાં આવ્યાં છે. કરટ અને ઉત્કરટ મુનિનું દૃષ્ટાંત જાણવા લાયક છે, તેથી શ્રી ધનવિજયસૂરિની ટીકા ઉપરથી અત્ર લખવામાં આવ્યું છે.

કરટ અને ઉત્કરટ નામના બે ભાઈઓ હતા. એ બન્ને સગા ભાઈ નહોતા, પણ માસી–માસીના દીકરા હતા તેઓ બન્ને અધ્યાપકનો ધંધો કરતા હતા. એક વખત સંસાર પર વૈરાગ્ય આવ્યો તેથી બન્ને ભાઈઓએ વ્રત ગ્રહણ કર્યું. તેઓ બહુ તપસ્યા કરતા હતા. પૃથ્વીતળ પર વિહાર કરતા કરતા તેઓ કુણાલા નગરીમાં ચોમાસું કરવા આવ્યા અને ગામ ફરતા કિલ્લાના ગરનાળામાં રહી ઘોર તપસ્યા કરવા માંડી. વરસાદ થશે તો તેમાં આ સાધુ તણાઈ જશે એ વિચારથી ક્ષેત્રદેવતાએ વરસાદને કુણાલા નગરીમાં વરસવા દીધો નહિ, અટકાવી રાખ્યો. તે નગરી સિવાય આજુબાજુ બહુ સારી રીતે વરસાદ થયો. ગામના લોકો આનું કારણ સમજી ગયા તેથી તે મુનિઓને અંતઃકરણથી શ્રાપ આપવા લાગ્યા. અને છેવટે સર્વ લોકોએ એકઠા થઈ મુનિઓને યષ્ટિમુષ્ટિ વગેરેના પ્રહારો કરી ગામથી દૂર કાઢી મૂક્યા. આ વખતે લોકોએ કરેલા તાડન-તર્જનથી ગુસ્સે થઈ તેઓ બોલ્યાઃ—

---

* જુઓ "કષાયત્યાગ" નામનો સાતમો અધિકાર.

કરટ—वर्ष मेघ ! कुणालायां । હે વરસાદ ! તું કુણાલામાં વરસ,

ઉત્કરટ—दिनानि दश पंच च । પંદર દિવસ સુધી,

કરટ—मुशलप्रमाणधाराभिः । મૂશળ પ્રમાણુ ધારાઓથી,

ઉત્કરટ—यथा रात्रौ तथा दिवा । જેમ રાત્રે તેમ જ દિવસે.

વરસાદ તરત શરૂ થયો અને મૂશળધારાએ કુણાલામાં પંદર દિવસ સુધી વરસ્યો, જરા પણ વિસામો લીધો નહિ. આખા ગામમાં પાણી ભરાઈ ગયુ અને તેથી સર્વે લોકો તણાઈ ગયા. મહાસંહાર થઈ ગયો. આ મહાપાપનું પ્રાયશ્ચિત્ત લીધા વગર, પાપને આલોવ્યા વગર, ત્રીજે વરસે બન્ને સાધુઓએ સાકેતપુર નગરમાં કાળ કર્યો અને સાતમી નરકે કાળ નામના નરકવાસમાં બત્રીશ સાગરોપમને આઉખે ઉત્પન્ન થયા.

મહાક્રોધનું આવું પરિણામ આવ્યુ ! ક્ષણિક ક્રોધ સારુ અસંખ્ય વરસ સુધી નરકનાં મહાદુઃખ સહન કરવાં પડશે; તેવી જ રીતે સનત્કુમાર **માનથી**, શ્રી મલ્લિનાથજી **માયાથી** અને ધવળ–મમ્મણ–સાગર શેઠ વગેરે **લોભથી** મહાદુઃખ પામ્યા છે. આ સર્વ દૃષ્ટાંત પર વિચાર કરી કષાયનો સંવર કરવો. બંધહેતુમાં એની ખાસ જગ્યા છે, એ ધ્યાનમાં રાખવાની જરૂર છે. (૧૯; ૨૫૭)

## ક્રિયાવંતની શુભ યોગમાં પ્રવૃત્તિ હોવી જોઈએ તેનું કારણ

**यस्यास्ति किंचिन्न तपोयमादि, ब्रूयात्स यत्तत्तुदतां परान् वा ।**
**यस्यास्ति कष्टाप्तमिदं तु किं न, तद्भ्रंशभीः संवृणुते स योगान् ॥ २० ॥** (इन्द्रवज्रा)

"જેને તપસ્યા, યમ વગેરે કાંઈ પણ નથી, તે તો ગમે તેવું બોલે અથવા બીજાઓને પીડા ઉપજાવે, પણ જેઓએ મહાકષ્ટે કરીને આ તપસ્યાદિક પ્રાપ્ત કરેલ છે તેઓ તેનો નાશ થઈ જવાની બીક રાખીને યોગનો સંવર કેમ ન કરે ?" (૨૦)

**વિવેચન**—અનંત કાળથી મિથ્યાત્વના પ્રવાહમાં તણાતો પ્રાણી ગમે તે બોલે, મન-વચન–કાયાના અશુભ યોગોની પ્રવૃત્તિ કરીને ગમે તેને દુઃખ દે, પીડા ઉપજાવે, કષ્ટ આપે કે ગમે તે કરે, તે તેને પાલવે એમ છે. એને વધારે સુખ પ્રાપ્ત થયુ નથી, પ્રાપ્ત કરવાની તેની ઇચ્છા પણ નથી અને પ્રયાસ પણ નથી; પણ જેઓ ઘોર તપસ્યા કરે છે, મહા પચ્ચકખાણુ કરે છે, અને બીજા તેવા જ અસાધારણ પ્રયાસથી વિરતિ ધારણુ કરે છે, તેઓએ તો યોગનો સંવર જરૂર કરવો જોઈએ; ગમે તેટલો પૌદ્ગલિક ભોગ આપવો પડે તોપણ તેમ કરવામાં પોતાની સર્વ શક્તિનો ઉપયોગ કરવો જોઈએ. ગ્રંથકર્તા આશ્ચર્ય બતાવે છે કે આવી રીતે તપસ્યાદિક કરતાં છતાં પણ, તેનો નાશ થવાની બીક લાગતી હોય, તો યોગનો સંયમ કરવો જોઈએ એમ જાણતાં છતાં એના અધિકારી જીવો શા માટે યોગસંવર કરતા નહિ હોય ? પ્રયાસથી મળેલ વિરતિગુણનો નાશ થઈ જશે, મહેનત ફોકટ જશે અને પરિણામે પસ્તાવો થશે, માટે યોગસંવર કર. (૨૦; ૨૫૮)

## મનયોગના સંવરની મુખ્યતા

भवेत्समग्रेष्वपि संवरेषु, परं निदानं शिवसंपदां यः ।
त्यजन् कषायादिजदुर्विकल्पान्, कुर्यान्मनःसंवरमिद्धधीस्तम् ॥ २१ ॥ (उपजाति)

"મોક્ષલક્ષ્મી પ્રાપ્ત કરવાનું મોટામાં મોટું કારણ સર્વ પ્રકારના સંવરોમાં પણ મનનો સંવર છે, એમ જાણીને સમૃદ્ધબુદ્ધિ જીવ કષાયથી ઉત્પન્ન થયેલા દુર્વિકલ્પોને તજી દઈને, મનનો સંવર કરે." (૨૧)

**વિવેચન**—સુખ પ્રાપ્ત કરવું, એ સર્વ પ્રવૃત્તિનો હેતુ છે. તેમાં પણ મોક્ષસુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા ઉત્કૃષ્ટ હોય છે, કારણ કે એ સુખ અનંત છે. ત્યારે પાછી વાત તો મનઃસંયમ પર જ આવીને અટકે છે. સંવર કરવો, એ મોક્ષપ્રાપ્તિનો પરમ ઉપાય છે, તેમાં પણ મનસંવર કરવો, એ સર્વોત્કૃષ્ટ સાધન છે. **"મન સાધ્યું તેણે સઘળું સાધ્યું."** અને **"मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः"**—એ પ્રબળ સૂત્ર પર રચાયેલું માનસશાસ્ત્ર મનની પ્રવૃત્તિ પર આધાર રાખે તો તેમાં નવાઈ જેવું નથી. મનની ઉપર મોટો આધાર છે; તેમાં પણ જ્યારે કષાયથી થતા સંકલ્પવિકલ્પો ત્યજી દીધા હોય, ત્યારે મનમાં જે શાંતિ, પ્રેમ, મૈત્રીભાવ ઉત્પન્ન થાય, તેનો અપૂર્વ આનંદ તો અનુભવી જ સમજી શકે. એનો ટૂંકામાં ખ્યાલ આપવો હોય તો એટલું જ કહી શકાય કે છ ખંડના અધિપતિ ચક્રવર્તીનું સુખ પણ, મનના સુખ આગળ બિસાતમાં નથી, હિસાબમાં નથી; અને, વધારે સ્પષ્ટ રીતે કહીએ તો, તેની પાસે કાંઈ જ નથી. તેથી હે બંધુઓ ! વારંવાર સૂચના છે, પ્રેરણા છે, ઉપદેશ છે કે મનને સુધારો, ખરાબ વિચારો કરતું અટકાવો, કષાયજન્ય દુર્ધ્યાન અને દુર્વિકલ્પોનો ત્યાગ કરો અને શુભ વિચાર તરફ પ્રવૃત્તિ કરો; છેવટે ધ્યાનધારા ધારણ કરી, કર્મની નિર્જરા કરી, નીચેના શ્લોકમાં બતાવેલું સુખ પ્રાપ્ત કરો અથવા તે પ્રાપ્ત કરવાના અધિકારી થાઓ. (૨૧; ૨૫૯)

## નિઃસંગતા અને સંવર; ઉપસંહાર

तदेवमात्मा कृतसंवरः स्यात्, निःसङ्गताभाक् सततं सुखेन ।
निःसङ्गभावादथ संवरस्तद् द्वयं शिवार्थी युगपद्भजेत ॥ २२ ॥ (उपजाति)

"ઉપર કહ્યું તે પ્રમાણે કર્યો છે સંવર જેણે એવો આ આત્મા તરત જ વગર પ્રયાસે નિઃસંગતાનું* ભાજન થાય છે. વળી, નિઃસંગતાભાવથી સંવર થાય છે; માટે મોક્ષનો અભિલાષી જીવ આ બન્નેને સાથે સાથે જ ભજે." (૨૨)

**વિવેચન**—મિથ્યાત્વનો ત્યાગ કર્યો હોય, અવિરતિ દૂર કરી હોય, કષાય પાતળા કરી નાખ્યા હોય અને યોગોનું રુંધન કર્યું હોય, ત્યારે પછી સ્વાભાવિક રીતે જ મમત્વભાવ ઘટતો જાય છે. મમત્વ ઘટે એટલે સંસાર સાથે જે દૃઢ વાસના છે તે ઘટે છે અને

* પુત્ર, સ્ત્રી, ધન વગેરે પર મમતારહિતપણું

વાસના ઘટવાથી વિષય સાથે એકાકારવૃત્તિ થતી અટકે છે. છેવટે વાસના પણ જાય છે અને મમતા પણ જાય છે. એ જાય એટલે મોહ ગયો અને મોહ ગયો એટલે ભવભ્રમણ ગયું, એટલે અવ્યાબાધ મોક્ષસુખ મળ્યું.

કેટલાક જીવોને પ્રથમ મોહત્યાગ થાય છે, વૈરાગ્યનિમિત્ત પ્રાપ્ત થતાં સ્ત્રીપુત્રાદિ પર પ્રેમ ઘટે છે, ત્યાર પછી આત્મજાગૃતિ થાય છે, કાયા, વચન અને મનના યોગોની પ્રશસ્ત પ્રવૃત્તિ થાય છે અને કષાય પાતળા પડે છે. આવી રીતે સંવરથી નિઃસંગતા અને નિઃસંગતાથી સંવર પ્રાપ્ત થાય છે. કયા જીવને કયો માર્ગ અનુકૂળ આવશે તેને માટે એક સામાન્ય નિયમ કહી શકાય નહિ, એનો આધાર પુરુષ, કાળ, સ્થાન અને સંજોગો પર છે. અમુક પ્રાણીને કયો માર્ગ અનુકૂળ આવશે તે તેણે પોતે, વિચાર કરીને, સમજી લેવો. વધારે સારો રસ્તો એ છે કે યોગાદિકનો સંવર કરવો અને મમતાનો ત્યાગ કરવો, એ બન્ને કાર્યો સાથે જ કરવાં. બન્નેથી મહાલાભ છે અને બન્ને એકસાથે થઈ શકે તેવાં છે. (૨૨; ૨૬૦)

* * *

આવી રીતે **મિથ્યાત્વાદિનિરોધ અને સંવરોપદેશ** અધિકાર પૂર્ણ થયો. આ અધિકારમાં પણ અનુભવી સૂરિમહારાજે હદ કરી છે. એક ગામમાં પરદેશથી આવતા માલ પર જગાત લેવાનો ઠરાવ થયો. તે ગામ બંદર નહોતું પણ મોટું શહેર હતું. અનેક જાતના વ્યાપાર, અનેક વેપારી અને દુકાનો હોવાથી તેનો કયાં મેળ રાખવો, કેવી રીતે રાખવો, કેટલા દેખરેખ રાખનારા રાખવા—એ વિચારમાં અધિકારીઓ ગભરાઈ ગયા. પછી એક માણસે યુક્તિ બતાવી કે શહેરમાં દાખલ થવાનાં નાકાં પકડો અને ત્યાં ચોકી રાખો. આ યુક્તિથી પાંચ કે છ માણસો રાખવાથી આખા ગામ પર અમલ થઈ શકયો. એવી જ રીતે પાપ-પુણ્યની અનેક પ્રકૃતિઓ, બંધનાં વિચિત્ર સ્થાનો અને તેને અટકાવવાની મહામુશ્કેલી વિચારતાં પાર આવે તેમ નથી. તેથી સૂરિમહારાજ અત્ર નાકાં બતાવે છે; એને પકડીને કબજે કરવાથી આખા કર્મપુર પર સામ્રાજ્ય ચાલી શકશે.

એ નાકારૂપ ચાર બંધહેતુ કહ્યા : મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ. એની અંતરંગ વાટિકાઓ જોઈએ તો સત્તાવન હેતુ થાય છે. સૂરિમહારાજે મિથ્યાત્વ પર વિશેષ વિવેચન ન કરતાં તેનો ત્યાગ કરવાનું જ કહ્યું છે, કારણ કે આ ગ્રંથના અધિકારી બહુધા મિથ્યાત્વી ન જ હોય, એટલે જ તે પર બહુ વિવેચન ન કરતાં, યોગનો અગત્યનો વિષય હાથ ધર્યો છે. તેમાં મનોનિગ્રહ, વચનનિગ્રહ, કાયનિગ્રહ અને અંતરંગમાં ઇંદ્રિય-દમન માટે જે વિચારો બતાવ્યા છે તે બહુ જ ઉપયોગી છે. મનની અપ્રવૃત્તિ અને મનોનિગ્રહ એ બેમાં બહુ તફાવત છે. મનના વ્યાપારોને છૂંદી નાખવા, તેને કાંઈ પણ કાર્ય કરવા દેવું નહિ અને હઠયોગ કરવો એ શાસ્ત્રશૈલીથી વિપરીત છે, એથી પૂરતો લાભ થતો નથી. કેટલાંક પ્રાણીઓ આ રસ્તે કાર્ય કરી લાભ મેળવવા ઇચ્છે છે. એથી

શરીરની તંદુરસ્તી કે કાળજ્ઞાનાદિ અલ્પ લાભ થાય છે, એમ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય તેઓના યોગશાસ્ત્રમાં કહે છે, પણ પ્રયાસના પ્રમાણમાં કાંઈ લાભ થતો નથી. મનના સંબંધમાં કરવા જેવું કાર્ય એ છે કે મન જ્યારે ખોટે રસ્તે જતું હોય ત્યારે તેનાં પરિણામો વિચારી, તેને પાછું વાળવું, ખોટા વિચારો કરવા દેવા નહિ, પરંતુ તેની શુભ પ્રવૃત્તિ પર અંકુશ મૂકવાની જરૂર નથી. શુભમાં પ્રવૃત્તિ અને અશુભથી નિવૃત્તિ, એ જ મહાયોગ છે અને તેને માટે જ ધર્મ–શુક્લાદિ ધ્યાનનો વિસ્તાર છે. "હું ક્યારે બેંતાળીશ દોષ રહિત આહાર કરીશ? ક્યારે પૌદ્ગલિક ભાવનો ત્યાગ કરી, આત્મિક તત્ત્વમાં રમણ કરીશ?" વગેરે વગેરે શુભ મનોરથો કરવા, એ પણ પ્રશસ્ત મનોયોગની આચરણામાં જ ગણાય છે. આવી જ રીતે વચનયોગ અને કાયયોગ માટે પણ સમજવું. વચન કે કાયાની પ્રવૃત્તિ તદ્દન અટકાવવી અગત્યની નથી, પરંતુ એની પ્રવૃત્તિની દિશા ફેરવવી, એ ખાસ કર્તવ્ય છે. કાયયોગના સંબંધમાં ઇંદ્રિય પર સંવર કરવાનું કહેવામાં આવ્યું છે તે પણ તેટલું જ ઉપયોગી છે. એક સામાન્ય નિયમ એવો છે કે જ્યાં સુધી બાહ્ય ઇંદ્રિયો પર અંકુશ આવતો નથી ત્યાં સુધી મન વશ થવું મુશ્કેલ છે. વળી; મન પર અંકુશ આવ્યો ન હોય ત્યાં સુધી ઇંદ્રિયો પર અંકુશ આવવો મુશ્કેલ છે. આવી રીતે મન અને ઇંદ્રિયો એકબીજાં પર અસર કરે છે અને તેઓ બન્નેને દમન કરવા માટે અસાધારણ આત્મવીર્ય સ્ફુરાવવાની જરૂર પડે છે. એ કાર્ય અશક્ય નથી, પણ અનુભવ ન હોય તેને બહુ વિષમ લાગે છે. બાકી જ્યારે તેની ટેવ પડી જાય છે ત્યારે તો ઇંદ્રિયોના વિષયોનો ભોગ ઉચ્છિષ્ટ ભોજન જેવો લાગે છે.

આવી રીતે યોગરુંધન કરવાનો પ્રયાસ કરવા સાથે જ કષાયનો જય કરવાની પણ જરૂર છે. અંતરંગ શત્રુઓમાં કષાયો પ્રબળ શત્રુઓનું કામ કરે છે અને તેથી તેના સંબંધમાં પણ પુરુષાર્થ ફેરવવાની જરૂર પડે છે. યોગરુંધન અને કષાયવિજય સાથે સાથે ચાલતા હોય છે ત્યારે વિરતિગુણ સ્વાભાવિક રીતે પ્રાપ્ત થાય છે. આવી રીતે બંધહેતુ શિથિલ પડતા જાય છે, ઓછા થતા જાય છે અને છેવટે નાશ પામે છે.

આ જન્મમાં ધન, સ્ત્રી, પુત્ર પામવાં એ મુશ્કેલ નથી. કેટલાકને મુશ્કેલ લાગે છે, તે પણ ખોટું છે. અનાદિ કાળથી એ વસ્તુઓ મળ્યા કરે છે; એને મેળવવા માટે પ્રયાસ કરવો એ નકામો છે, એટલું જ નહિ પણ તે સંસારમાં રખડાવનારો છે; એમાં રાચેલમાચેલ પ્રાણી કર્તવ્યનું ભાન ભૂલી જાય છે અને માનદશામાં લેવાઈ જાય છે; એને નિરાંતે બેસી આત્મચિંતવન કરવાનું સૂઝતું નથી. છેલ્લી ગાથામાં નિઃસંગભાવ પ્રાપ્ત કરવા માટે આપેલો ઉપદેશ બહુ મનન કરવા યોગ્ય છે. ખાસ સમજવાનું એ છે કે અનંત કાળ સુધી પ્રયાસ કર્યા છતાં, જે મળ્યુ નથી તે અત્ર સૂરિમહારાજે બતાવ્યુ છે. એ યોગરુંધન, કષાયવિજય અને મિથ્યાત્વનિરોધ કરવા ખાસ પ્રયાસ કરવો. જેઓ એ રસ્તે ચઢી આત્મિક કાર્ય કરશે તે સુખી થશે અને છેવટે ઘોર સમુદ્ર તરી, તેનો કાંઠો પ્રાપ્ત કરશે.

इति सविवरणो मिथ्यात्वादिनिरोध–संवरोपदेशनामा चतुर्दशोऽधिकारः ॥

# पंचदशः शुभवृत्तिशिक्षोपदेशाधिकारः ॥



ચિત્તદમન, વૈરાગ્યઉપદેશ અને યતિયોગ્ય શિક્ષા કહી; ગત અધિકારમાં મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગનો નિરોધ કરવાનો ઉપદેશ આપ્યો અને પ્રસંગે સંવર કરવા ગર્ભિત ઉપદેશ આપ્યો. હવે કેવા પ્રકારની વૃત્તિ કરવી, તે બતાવે છે. અમુક પ્રણાલિકા બંધ થાય ત્યારે યંત્રની શક્તિનો ઉપયોગ કરવા માટે નવીન પ્રવાહો શોધવા જોઈએ, નહિ તો શક્તિનો લય થાય છે અથવા અસ્તવ્યસ્ત દિશામાં ચાલી જાય છે. આ અધિકારમાં જે વૃત્તિ-વર્તન બતાવેલ છે તેમાંની ઘણી સાધુયોગ્ય છે અને કેટલીક શ્રાવકયોગ્ય છે. વાંચનારે પોતાની યોગ્યતા પ્રમાણે શિક્ષા ગ્રહણ કરવી. આ અધિકાર ખાસ સાધુને ઉદ્દેશીને લખાયેલો છે. દરેક શ્લોકના પ્રસંગ પર વિવેચન કરવામાં આવ્યું છે.

## આવશ્યક ક્રિયા કરવી

आवश्यकेष्वातनु यत्नमाप्तोदितेषु शुद्धेषु तमोऽपहेषु ।
न हन्त्यभुक्तं हि न चाप्यशुद्धं, वैद्योक्तमप्यौषधमामयान् यत्* ॥ १ ॥ (उपजाति)

"આપ્ત પુરુષોનાં બતાવેલાં શુદ્ધ અને પાપને હરનારાં એવાં આવશ્યકો કરવામાં યત્ન કર; કારણ કે વૈદ્યે બતાવેલું ઔષધ ખાધું ન હોય અથવા (ખાધા છતાં પણ જો) અશુદ્ધ હોય તો તે રોગનો નાશ કરી શકતું નથી." (૧)

**વિવેચન**—આવશ્યક એટલે અવશ્ય કરવા યોગ્ય નિત્યકર્મ, અથવા વધારે સ્પષ્ટ રીતે કહીએ તો સાધુ અને શ્રાવકની ફરજિયાત નિત્યક્રિયા. એ છ છે:—

૧. **સામાયિક**—બે ઘડી સુધી સ્થિર ચિત્તે સ્થિર આસન ઉપર સમતા રાખી શાંત જગ્યામાં, આત્મિક જાગૃતિ કરવી તે. એમાં અભ્યાસ, તત્ત્વચિંતવન, ધ્યાન અને જાપ ઇત્યાદિ ક્રિયામાંથી પોતાની શક્તિ પ્રમાણે કર્તવ્ય છે. આ શ્રાવકને માટે છે અને સાધુ માટે તફાવત એટલો જ છે કે તેઓ નિરંતર સામાયિક દશામાં જ વર્તે છે.

* मामयापहमिति पाठान्तरम् । रोगहरणक्षममित्यर्थः ।

૨. ચતુર્વિંશતિજિનસ્તવન—જગત પર મહાઉપકાર કરનાર, મહાપ્રભાવક પરમાત્માની નામાદિરૂપે સ્તુતિ.

૩. વંદન—ગુરુ વગેરે વડીલ પુરુષોને વંદન કરવું.

૪, પ્રતિક્રમણ—આખા દિવસ કે રાત્રિ સંબંધી, અગર પંદર દિવસ, ચાર માસ કે વર્ષ સંબંધી કાર્ય, ઉચ્ચાર કે ચિંતવનથી થયેલ દોષો, ફરમાવેલ કાર્યો અને અનુમોદેલ અપવર્તનો સંબંધી દોષો માટે અંતઃકરણથી પશ્ચાત્તાપ. નહિ કરવા સંબંધી વિચાર કરવો જોઈએ, તે ન કર્યો હોય તે સંબંધી વિચારણા. એ સર્વથી વધારે ઉપયોગી આવશ્યક છે. એનો હેતુ બતાવતાં શ્રાવક પ્રતિક્રમણ સૂત્રમાં કહે છે કે "નિષેધ કરેલાં કાર્યો કર્યાં હોય, આદેશ કરેલાં કાર્યો ન કર્યાં હોય, જીવાદિક પદાર્થો પર શ્રદ્ધા ન કરી હોય અને ધર્મવિરુદ્ધ પ્રરૂપણા કરી હોય, તે સર્વનું ક્ષમાયાચન કરવું એ પ્રતિક્રમણ છે." (ગાથા ૪૮).

૫. કાયોત્સર્ગ—દેહનો ઉત્સર્ગ કરવો, ત્યાગ કરવો એટલે તે સંબંધી બાહ્ય વ્યવસાય મંદ પાડી, અંતરથી આત્મજાગૃતિ કરવી તે.

૬. પચ્ચક્ખાણ—સ્થૂળ પદાર્થોના ભોગ અલ્પ કરવા, તદ્દન બંધ કરવા અને બની શકે તેટલો ત્યાગભાવ કરવો તે.

આ છ આવશ્યકો સર્વ જૈનોએ અવશ્ય કરવાનાં છે, શાસ્ત્રપ્રણીત છે, પરમાત્માના મુખથી નિર્દિષ્ટ થયેલાં છે અને સ્વતઃ નિર્દોષ છે. વળી, એ પોતે નિર્દોષ છે એટલું જ નહિ, પણ ભવરોગ મટાડવા માટે ઔષધરૂપ છે. એની ઔષધપણાની શક્તિ સર્વજ્ઞપ્રણીત છે અને અનુભવથી સમજાય છે. ઔષધ બતાવનાર વૈદ્ય ગમે તેવો વિદ્વાન હોય છતાં પણ, તેનું બતાવેલું ઔષધ ખાવાથી જ વ્યાધિનો નાશ થાય છે, માત્ર નામ જાણવાથી કામ થતું નથી. એવી જ રીતે આવશ્યકરૂપ ઔષધ ખાવાથી જ ભવરોગ મટે છે. વળી, ખાધા છતાં પણ ઔષધ શુદ્ધ ન હોય તો એ વ્યાધિ મટતો નથી, એ બાબતમાં પણ ચિંતા કરવા જેવું નથી. અનેક પ્રાણીઓ ઉપર પ્રયોગ થયા પછી અને અતીન્દ્રિય ચક્ષુથી તેનો લાભ પ્રત્યક્ષ નજરમાં આવ્યા પછી જ, તે બતાવવામાં આવ્યું છે અને તેના બતાવનાર સર્વ પ્રકારનો વિચાર કરી શકે તેવી સ્થિતિમાં હતા, તેથી એ ઔષધ ફૂટી નીકળશે કે વ્યાધિ વધારશે એવી પણ ચિંતા કરવા જેવું નથી.

આવશ્યક ક્રિયાની બહુ જરૂર છે. તેનાથી આત્મા બહુ નિર્મળ રહે છે, જૂનાં પાપો અંશે અંશે છોડી દેતો જાય છે, નવીન ગ્રહણ કરતો નથી, તેથી તે ધર્મસન્મુખ રહે છે અને તેની આંતરવૃત્તિ જાગ્રત રહે છે. આવશ્યક ક્રિયામાં લાગતા દોષો સમજવાની જરૂર છે. સામાયિકના ૩૨ દોષ, કાયોત્સર્ગના ૧૯ દોષ વગેરે ક્રિયામાર્ગના ગ્રંથોથી જાણવા અને તેનો ત્યાગ કરવા નિશ્ચય કરવો. દોષ વગરનાં આવશ્યકો મહાફળ આપે છે અને એ સ્થિતિ અભ્યાસથી પ્રાપ્ત થાય છે. દરમ્યાન શુદ્ધ દશાના ખપી થવું; પણ સદોષ ક્રિયા કરતાં ક્રિયા ન કરવી સારી—એવી વિપરીત વૃત્તિ રાખવી નહિ.

આ શ્લોકમાં સર્વજ્ઞ ભગવાનને વૈદ્ય સાથે, આવશ્યક ક્રિયાને ઔષધ સાથે અને વ્યાધિને ભવપર્યટન સાથે ઉપમાન-ઉપમેય સંબંધ છે. (૧; ૨૬૧)

## તપસ્યા કરવી

तपांसि तन्याद्द्विविधानि नित्यं, मुखे कटून्यायतिसुन्दराणि ।
निघ्नन्ति तान्येव कुकर्मराशिं, रसायनानीव दुरामयान् यत् ॥ २ ॥ (उपजाति)

"શરૂઆતમાં કડવાં લાગે તેવાં પણ પરિણામે સુંદર બન્ને પ્રકારનાં તપો હમેશાં કરવાં. તે કુકર્મના ઢગલાનો તુરત વિનાશ કરે છે—જેવી રીતે રસાયણ દુષ્ટ રોગોને દૂર કરે છે તેમ." (૨)

**વિવેચન**—બાહ્ય અને આભ્યંતર એમ બે પ્રકારનાં તપો છે. ન ખાવું (અનશન), ઓછું ખાવું, ઓછા પદાર્થો ખાવા, રસનો ત્યાગ કરવો, કષ્ટ સહન કરવાં અને અંગોપાંગ સંકોચી રાખવાં એ છ બાહ્ય તપ છે. કરેલ પાપનું પ્રાયશ્ચિત્ત લેવું, વડીલનો વિનય કરવો, બાળવૃદ્ધગ્લાનનું વૈયાવૃત્ય કરવું, અભ્યાસાદિ કરવા, ધ્યાન કરવું અને કાયાનો ઉત્સર્ગ કરવો એ છ આભ્યંતર તપ છે. આ સર્વ તપ કરતાં કષ્ટ પડે છે, જરા આકરું પણ લાગે છે, પણ આત્માની સાથે અનાદિ કાળથી જે કર્મસમૂહ લાગ્યો છે, તેને એકદમ દૂર કરવો હોય, ભોગવ્યા સિવાય તેનો ત્યાગ કરવો હોય, જૈન પરિભાષામાં કહીએ તો કર્મની 'નિર્જરા' કરવી હોય, તો તેનો આ જ રસ્તો છે. દરેક સમયે સાત અગર આઠ કર્મ બાંધનાર જીવ ભોગવતી વખત બધાં કર્મો વિપાકોદયે જ ભોગવે એવો નિયમ નથી; તેથી જો તપસ્યા કરી આત્મપ્રદેશથી ભોગવી કર્મને ખેરવી નાખે તો જ એનો કટુક વિપાકોદય વેદવો ન પડે. તપસ્યા કરવામાં જરા આકરું લાગે છે, કારણ કે તેમાં સ્થૂળ ભોગોનો ત્યાગ કરવો પડે છે, તે શરૂઆતમાં કષ્ટદાયી લાગે છે. વળી, આભ્યંતર તપમાં એકાકાર વૃત્તિ રાખવી પડે છે, સ્થિરતા રાખવી પડે છે એ વગેરેથી જરા મુશ્કેલી આવે છે, પણ તે શરૂઆતમાં જ આવે છે, તેનું પરિણામ ઘણું સારું છે અને આગળ જતાં અભ્યાસ પડ્યા પછી અભ્યાસની શરૂઆતમાં માલૂમ પડેલી મુશ્કેલીઓ પણ લાગતી નથી.

જે ઇંદ્રિયદમન માટે ચૌદમા અધિકારમાં કહ્યું છે અને જેથી મહાલાભ થઈ શકે છે તે ઇંદ્રિયદમનનું પરમ સાધન તપ જ છે. આવી રીતે તપસ્યાથી મહાલાભ થાય છે. રસાયણ જેમ ખાતી વખતે, 'કરી' પ્રમુખ સાચવવી પડતી હોવાને અંગે, સખ્ત લાગે, પરંતુ શરીરમાં ગયા પછી દુઃસાધ્ય લાગતા વ્યાધિઓને પણ મટાડે છે, તેવી જ રીતે જો સુગુરુરૂપ સુવૈદ્યે બતાવેલા તપરૂપ રસાયણ, શાસ્ત્રાનુસાર વિધિ પ્રમાણે, અપથ્યનો ત્યાગ કરી, ભક્ષણ કરવામાં આવે તો આ સંસારી જીવનો કર્મરોગ સુસાધ્ય થઈ નાશ પામે અને પરિણામે તેને અનંત સુખ મળે.

ગ્રંથકર્તા કહે છે કે તપ કુકર્મનો નાશ કરે છે, એટલું જ નહીં પણ કુકર્મની

રાશિનો નાશ કરે છે; એ બાબત પર ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે. સહજ લાભ થતો હોય તો બાબત સામાન્ય ગણાય, પણ આ તો ઢગલાબંધ લાભ છે. (૨; ૨૬૨)

## શીલાંગ, યોગ, ઉપસર્ગ, સમિતિ, ગુપ્તિ

विशुद्धशीलाङ्गसहस्रधारी, भवानिशं निर्मितयोगसिद्धिः ।
सहोपसर्गांस्तनुनिर्ममः सन्, भजस्व गुप्तीः समितीश्च सम्यक् ॥ ३ ॥ (इन्द्रवज्रा)

"તું (અઢાર) હજાર શુદ્ધ શીલાંગને ધારણ કરનારો થા, યોગસિદ્ધિ નિષ્પાદિત થા, શરીર પરની મમતા દૂર મૂકીને ઉપસર્ગોને સહન કર, સમિતિ અને ગુપ્તિને સારી રીતે ભજ." (૩)

**વિવેચન**—૧. શીલાંગ એટલે ચારિત્રનાં અંગ. એના દશ યતિધર્મ સાથે અઢાર હજાર ભેદ થાય છે, જે આ ગ્રંથમાં અન્યત્ર સવિસ્તર વર્ણવ્યા છે.* અત્ર સાધુનું શું કાર્ય છે તે બતાવતાં તેનું સ્મરણ માત્ર આપે છે. ૨. મન-વચન-કાયાના યોગોને વશ કરી લે અને તેના સાધન તરીકે અષ્ટાંગ યોગની સાધના કર. યોગરુંધનનું માહાત્મ્ય કેટલું છે, તે ચૌદમા અને નવમા અધિકારમાં સવિસ્તર જોઈ લેવું. સંસારસમુદ્રમાંથી ઊંચા આવવાનું પરમ સાધન યોગરુંધન જ છે. ૩. શરીર પરની મમતા છોડી દેવી અને પરીષહ તથા ઉપસર્ગો યથાશક્તિ સહન કરવા. શરીર શું છે? શેનું છે? કોનું છે? અને તેનો સ્વભાવ શો છે? એ આપણે દેહમમત્વમોચન નામના આ જ ગ્રંથના પાંચમા અધિકારમાં જોયુ છે. ૪. સમિતિ અને ગુપ્તિ× રાખી શુદ્ધ વર્ત્તન કરવું.

આ શ્લોકમાં શુભ પ્રવૃત્તિ કેવી રીતે રખાય, તેનો માર્ગ દેખાડવા માટે નામમાત્ર નિર્દેશ કર્યો છે. આ આખો શ્લોક ખાસ મુનિમહારાજને ઉદ્દેશીને લખાયો છે. આ આખા અધિકારમાં આ જ રીતિ ગ્રહણ કરી છે. ચૌદ અધિકાર વાંચીને આવનાર આ અધિકાર સહજ સમજી જાય તેમ હોવાથી, વિશેષ વિવેચનની અપેક્ષા મૂળ ગ્રંથકર્તાએ પણ યોગ્ય ધારી નથી. (૩; ૨૬૩)

## સ્વાધ્યાય, આગમાર્થ, ભિક્ષા ઇત્યાદિ

स्वाध्याययोगेषु दधस्व यत्नं, मध्यस्थवृत्त्यानुसरागमार्थान् ।
अगारवो भैक्षमटाविषादी, हेतौ विशुद्धे वशितेन्द्रियौघः ॥ ४ ॥ (उपजाति)

"સજ્ઝાયધ્યાનમાં યત્ન કર, મધ્યસ્થ બુદ્ધિથી આગમના અર્થને અનુસર, અહંકાર મૂકી દઈને ભિક્ષા માટે ફર, તેમ જ ઇંદ્રિયના સમૂહને વશ કરીને શુદ્ધ હેતુમાં વિખવાદ રહિત થા." (૪)

---

* જુઓ શ્લોક ૨–૩, અધિકાર તેરમો, પૃષ્ઠ ૨૬૫

× જુઓ વિવેચન શ્લોક ૨–૩, અધિકાર તેરમો. પૃષ્ઠ ૨૬૫.

**વિવેચન**—ઉપરના શ્લોકમા જેમ નામનિર્દેશ કર્યો છે તેમ જ અત્ર પણ સાધુને ઉદ્દેશીને શુભ પ્રવૃત્તિ માટે વિશેષ કાર્યો નામમાત્ર બતાવ્યાં છેઃ—

૧. હે યતિ! તું સ્વાધ્યાયમાં કાળ નિર્ગમન કર. તારે નકામી વાતો કરવી કે પંચાત કરવી અયોગ્ય છે, કેમ કે તેથી ભાષાસમિતિ અને જીવયતના નહિ જળવાતાં, સાવદ્ય ઉપદેશ અને સાવદ્ય ચિંતવન તને ખ્યાલ ન આવે તેમ થાય છે. અભ્યાસથી જ્ઞાનદૃષ્ટિ જાગ્રત થાય છે અને પરોપકાર કરવાનું પ્રબળ સાધન મળે છે. વળી, તારે યોગ વહન કરવા. આગમનું જ્ઞાન મેળવવાની યોગ્યતા મેળવવા માટે ઉદ્દેશ, સમુદ્દેશ, અનુજ્ઞાનુરૂપ અનુષ્ઠાન કરવાં (શ્રી ધનવિજય). યોગવહન કરવાની જરૂરિયાત શાસ્ત્રમાં બતાવી છે. એની ક્રિયા જોતાં એથી યોગસિદ્ધિ અને મન વચન-કાયાના યોગો પર પણ સારો અંકુશ પ્રાપ્ત થાય છે. ૨. આગમમાં કહેલા ભાવોને મધ્યસ્થ બુદ્ધિએ ગ્રહણ કર, કદાગ્રહ કરીને, તાણી–તોડીને આગમના અર્થ કરવાનું તજી દે અને તારું શુદ્ધ દૃષ્ટિબિંદુ હૃદયચક્ષુ સન્મુખ નિરંતર રાખી શુદ્ધ પ્રરૂપણા કર. ૩. તારે નૃપાદિકૃત સત્કારનો, સારા પદાર્થો મળવાનો કે તંદુરસ્તીનો અહંકાર કરવો નહિ.' એ અહંકાર કરવાથી કેવાં દુઃખો થાય છે, તે આપણે કષાયમોચન દ્વારમાં જોઈ ગયા છીએ. ૪. તારે મનમાં પણ વિષાદ આણવો નહિ. ખેદ કરવાથી આત્મિક તત્ત્વ ક્ષીણ પડે છે અને સંસારભાવ વૃદ્ધિ પામે છે. ૫. ઇંદ્રિયના સમૂહને તારે વશ કરવો. એ કેટલું દુઃખ આપે છે તે આપણે ચૌદમા અને દશમા અધિકારમાં જોઈ ગયા છીએ, તેમ જ વશ કર્યા પછી કેવો આનંદ આપે છે તે પણ એ જ સ્થળોએ જોઈ ગયા છીએ.× ૬. શુદ્ધ હેતુ માટે ભિક્ષા લેવા સારુ પર્યટન કર. સાધુ માધુકરી વૃત્તિ કરે છે એટલે જેવી રીતે મધમાખ એક ફૂલથી બીજા ફૂલ પર બેસીને (તે ફૂલના દેખાવને બગાડ્યા વગર) તેમાંથી મધ ચૂસે છે, તેવી રીતે સાધુ શાસ્ત્રોક્ત ગોમુત્રરેખાદિ આકાર પ્રમાણે છૂટાં છૂટાં ઘરોમાંથી, બોજારૂપ થયા વગર, શુદ્ધ આહાર લઈ, જે મળે તેમાં સંતોષ માની, બેસી રહે છે. એનાં આહારપાણી શુદ્ધ હેતુ માટે જ હોય છે; શરીર પોષવા સારુ આહાર નથી, પણ ધર્મકાર્યમાં શરીર ઉપયોગી થઈ પડે, તેવા શુદ્ધ હેતુથી શરીરને ભાડારૂપે આહાર આપવાનો તેમાં આશય હોય છે. (૪; ૨૬૪)

## ઉપદેશ, વિહાર

ददस्व धर्मार्थितयैव धर्म्यान्, सदोपदेशान् स्वपरादि साम्यान्+।
जगद्धितैषी नवभिश्च कल्पैर्ग्रामे कुले वा विहराप्रमत्तः ॥ ५ ॥ (उपजाति)

' જૈન પરિભાષામાં તે અનુક્રમે ઋદ્ધિ, રસ અને શાતાગારવ કહેવાય છે

× જુઓ પૃષ્ઠ ૩૩૮ થી શરૂ કરીને આગળ ૭ શ્લોકો સુધી; તેમ જ શ્લોક ૧૪, અધિકાર દશમો, પૃષ્ઠ ૨૦૬.

+ साम्याद् એવો પાઠાંતર છે પોતાના પક્ષ અને બીજાના પક્ષ તરફ રાગદ્વેષની વૃત્તિરહિતપણે ઉપદેશ આપવો એ અર્થ છે.

"હે મુનિ! તું ધર્મ પ્રાપ્ત કરવાના હેતુથી એવા પ્રકારના ધર્માનુસાર ઉપદેશો આપ કે જે સ્વ અને પરની બાબતમાં સમાનપણું પ્રતિપાદન કરનારા હોય. તું જગતનું સારું ઇચ્છીને પ્રમાદ વગરનો થઈને, ગામ અથવા કુળમાં, નવકલ્પી વિહાર કર."

**વિવેચન**—૧. હે સાધુ! ઉપદેશ આપવો એ તારો ધર્મ છે. તારા ઉપદેશમાં ત્રણ ગુણ હોવા જોઈએ : (અ) ઉપદેશ નિષ્પાપ હોવો જોઈએ, એટલે તેમાં સાવદ્ય આચરણની આજ્ઞા કે સૂચના ન હોવી જોઈએ; (બ) તે ઉપદેશ ધર્મપ્રાપ્તિના એકાંત હેતુથી જ આપેલો હોવો જોઈએ અને તે ઉપદેશ આપતી વખતે કોઈ પણ જાતનો સ્વાર્થ ન હોવો જોઈએ; ફક્ત પારમાર્થિક હેતુથી જ તે ઉપદેશ આપવો જોઈએ. અને (ક) તે ઉપદેશ પોતાની અને પારકી આત્મિક અને પૌદ્ગલિક વસ્તુઓ ઉપર સમભાવ ઉત્પન્ન કરનારો હોવો જોઈએ; એ ઉદ્ધતાઈ ભરેલો કે સ્વોત્કર્ષ બતાવનાર ન હોવો જોઈએ. સાંભળનારને મણિ અને પથ્થર પર, લવંડર અને વિષ્ટા પર સમભાવ આવે તેવો તે હોવો જોઈએ. ઉપદેશના આ મુખ્ય ગુણો છે. એના પેટામાં અનેક વિષયો સમાઈ જાય છે. દાખલા તરીકે વિષય સર્વસામાન્ય જોઈએ, અંગત દ્વેષબુદ્ધિએ, અમુક વ્યક્તિને અપેક્ષીને, કાંઈ બોલવું ન જોઈએ. ભાષા પ્રૌઢ જોઈએ. વચન પદ્ધતિસર અને વિચાર નિયમસર એક પછી એક કુદરતી રીતે અનુસરનારા હોવા જોઈએ. વિષયની પ્રૌઢતા સાથે શાસ્ત્રોક્ત દૃષ્ટાંતોથી સંકુલિત ભાવ હોવો જોઈએ. ભાષા શ્રોતાને પ્રિય પણ હિત કરનારી, પ્રસંગ પ્રાપ્ત થયે દુર્ગુણોના કટુ ફળ સમજાવનારી છતાં નિરંતર સત્ય હોવી જોઈએ. દલીલ ન્યાયસર અને કદાગ્રહનો અભાવ દર્શાવનારી હોવી જોઈએ—આ વગેરે અનેક ગુણો ઉપદેશમાં હોવા જોઈએ. ટૂંકામાં કહીએ તો, સાંભળનારના મન પર એવા પ્રકારની છાપ પડવી જોઈએ કે જાણે તે શ્રવણ દરમ્યાન કોઈ બીજા વ્યવહારમાં જોડાઈ ગયો છે અને તેનો ચાલુ વ્યવહાર વીસરી ગયો છે. આવો અસરકારક ઉપદેશ પથ્થરને પણ પિગળાવી શકે છે.

૨. સાધુએ નવકલ્પી વિહાર કરવો જોઈએ. કાર્તિકી પૂર્ણિમાથી અસાડ સુદ ચૌદશ સુધીના આઠ માસના આઠ વિહાર અને ચોમાસાનો એક વિહાર એમ નવ વિહાર તો અવશ્ય કરવા જોઈએ; એમાં કદી પ્રમાદ કરવો નહિ અને જગતનું હિત દૃષ્ટિસન્મુખ રાખવું. આ બાબત સર્વ સાધુ-યતિને ઉપયોગી છે. ખાસ અભ્યાસ, રોગ, વૃદ્ધાવસ્થા અથવા તો શાસનને અપૂર્વ લાભ થવાના શાસ્ત્રોક્ત કારણ સિવાય, એક સ્થાનકે સાધુએ રહેવું નહિ. એક સ્થાનકે રહેવામાં ઘણી જાતની હાનિ છે. મોટામાં મોટું નુકસાન ગૃહસ્થના પ્રતિબંધનું થાય છે : મારા શ્રાવકો અથવા મારો પક્ષ–એમ થઈ જાય છે; અને, આ કાળમાં ચાલતા પ્રવાહની જેમ, આ અમુક સાધુનો ઉપાશ્રય, એમ પણ થઈ જાય છે. નગરમાં રહેવાની આજ્ઞાને આપનાર સ્થવિરકલ્પનો ધીમે ધીમે અત્યંત દુરુપયોગ કરવામાં આવે છે. વિહાર કરવાથી ઉપદેશનો લાભ સર્વ ગામના લોકોને મળી શકે છે, કરવા ધારેલાં કાર્યો પાર પડે છે અને જીવનસાફલ્ય થાય છે. એક જગ્યાએ રોગાદિ કારણ સિવાય સંયમ-

નિર્વાહ યોગ્ય અન્ય ક્ષેત્રો છતાં પણ લાંબો વખત રહેવું, એ શાસ્ત્રાજ્ઞા વિરુદ્ધ છે, અનુચિત છે અને પરિણામે પ્રત્યક્ષ રીતે સંસાર વધારનાર છે.

આ શ્લોકમાં એક ઘણા અગત્યના સવાલનો નિર્ણય કર્યો છે. સાધુજીવનમાં નિવૃત્તિ પ્રધાન છે કે પ્રવૃત્તિ પ્રધાન છે? સાધુને એકાંત સ્થાનકે બેસી રહી કાંઈ ન કરવું એવો અત્ર ઉદ્દેશ નથી અને એવી નિવૃત્તિની સ્થિતિ પ્રાપ્ત કરવા પહેલાં અપ્રમત્ત પ્રવૃત્તિ કરવી પડે છે. અલબત્ત, એ પ્રશસ્ત પ્રવૃત્તિ છે અને, વાસ્તવિક રીતે કહીએ તો, એ નિવૃત્તિ જ છે. ઉપદેશ દેવો, સભાઓ ભરવી, ફરજો સમજાવવી, વિહાર કરવા, ગ્રંથો રચવા, અભ્યાસ કરવો, આવશ્યક ક્રિયા કરવી, યોગવહન કરવા વગેરે પ્રશસ્ત પ્રવૃત્તિ જ છે. અને સાધુજીવનને વખાણવાનો હેતુ ઘણોખરો આ પ્રશસ્ત પ્રવૃત્તિ ઉપર જ બંધાયેલો છે. કેટલીક વાર પ્રવૃત્તિ શબ્દથી જ ગભરાઈ જઈને લોકો તેની વિરુદ્ધ બોલે છે; પરંતુ બહુ વિચાર પછી નિર્ણય થાય છે કે જૈન શાસ્ત્રમાં નિવૃત્તિહેતુક પ્રશસ્ત પ્રવૃત્તિ પણ ખાસ આદરણીય છે. અધિકારવિશેષ પ્રાપ્ત થયા પછી શું કર્તવ્ય છે તે અધિકારી શોધી કાઢે છે. (૫; ૨૬૫)

## સ્વાત્મનિરીક્ષણ-પરિણામ

कृताकृतं स्वस्य तपोजपादि, शक्तीरशक्तीः सुकृतेतरे च ।
सदा समीक्षस्व हृदाऽथ साध्ये, यतस्व हेयं त्यज चाव्ययार्थी ॥ ६ ॥ (उपजाति)

"તપ, જપ વગેરે તેં કર્યા છે કે કર્યાં નથી, સારાં કામ અને નઠારાં કામો કરવામાં શક્તિ-અશક્તિ કેટલી છે તે સર્વ બાબતનો હમેશાં તારા હૃદય સાથે વિચાર કર. તું મોક્ષચક્ષુ મેળવવાની ઇચ્છાવાળો છે, તેથી સાધવા યોગ્ય (બની શકે તેવાં) કાર્યોમાં યત્ન કર અને ત્યાગ કરવા યોગ્ય કાર્યોને છોડી દે." (૬)

**વિવેચન**—આત્મવિચારણા કરવાથી બહુ પ્રકારના લાભ થાય છે. પોતે શાં કાર્યો કરે છે તેનો ખ્યાલ આવે છે અને તેમાંથી કયાં કાર્યોનો ત્યાગ કરવો, શું ગ્રહણ કરવું, વગેરે સંબંધી વિચાર આવે છે. પરિણામે કાર્યરેખા અંકિત કરવાનો નિશ્ચય થાય છે અને શુદ્ધ વર્તન થવાનું નિમિત્ત પ્રાપ્ત થાય છે.

હે પ્રાણી! તું તપ, જપ અને આદિ શબ્દથી પૂજા, પ્રભાવના, સ્વામિવાત્સલ્ય (ફક્ત જમણવાર નહિ, પણ તેથી સ્વધર્મના લોકોનો ઉત્કર્ષ થાય, એવા ઉપાયો વત્સલ ભાવથી વિચારવા અને તદનુસાર યોજનાઓ કરવી) વગેરેમાંથી શું શું કરી શકે છે અને શું શું કરી શકતો નથી તે વિચાર—આ શ્રાવકને અંગે છે. સાધુને અંગે તેં કેટલા લોકોને ઉપદેશ આપ્યો, તેં પોતે પઠન-પાઠન કેટલાં કર્યાં, ક્યારે કર્યાં, શાસનઉદ્યોત કેવો કેવો કર્યો, તે વિચાર, અને કેમ કરી શકતો નથી, તે પર ધ્યાન આપ. શરીરની અશક્તિ છે કે મનની નબળાઈ છે, તે શોધી કાઢ. વળી, સુકૃત્યમાં તારી શક્તિ અને મન કેટલાં

પ્રવર્તે છે તેમાં તારી, શી સ્થિતિ વર્તે છે, તું કેવી તાદાત્મ્ય વૃત્તિથી સારાં કાર્યો કરે છે તે, અને અંતરથી કેટલાં ખરાબ કામ કરે છે; કે તારા સંબંધમાં એથી ઊલટું જ છે, એટલે સારાં કામો ઉપર ઉપરથી કરે છે, અને ખરાબ કામ તાદાત્મ્ય વૃત્તિથી કરે છે—એ સર્વ બાબતોના સંબંધમાં તારા હૃદય સાથે વિચાર કર. વળી, કેટલાં સુકૃત્યમાં કે અપ-કૃત્યમાં તારી અશક્તિ વર્તે છે, એ પણ તું વિચારી જો.

આવી રીતે આત્મનિરીક્ષણ કરી જાગૃતિ પામેલો જીવ અનેક પાપમાંથી સહજ રીતે બચી જાય છે. અથવા તો પાપકાર્યમાંથી બચવાનું એને પ્રબળ નિમિત્ત પ્રાપ્ત થાય છે. તેટલા માટે આત્મવિચારણા કરી જે સાધ્ય કાર્યો જણાય, એમાં જ તારે લક્ષ્ય આપવું અને એ સાધવા પાછળ જ પુરુષાર્થ કરવો, અને જે ત્યાગ કરવા યોગ્ય કાર્યો લાગે, તે તજી દેવાં. કહેવાની મતલબ એ છે કે આત્મવિચારણા કરીને બેસી રહેવું નહિ, પણ પછી જે કરવા યોગ્ય કે તજવા યોગ્ય લાગે, તે અનુક્રમે કરવું અને તજવું. ચૌદ નિયમ આ જ ધોરણ પર ધારવાનું શાસ્ત્રકાર કહે છે. તેથી જેમ સ્થૂળ પદાર્થો પર અંકુશ આવે છે, તેમ જ આંતર પ્રવૃત્તિ પર અંકુશ રાખવા માટે આત્મજાગૃતિ બહુ ઉપયોગી છે અને તેથી જ ચૌદ નિયમો પર અંકુશ આવે છે. એનો ઉપયોગ સાધુજીવન અને શ્રાવકજીવનમાં એકસરખો છે. ( ૬; ૨૬૬ )

### પરપીડાવર્જન : યોગનિર્મળતા

परस्य पीडापरिवर्जनात्ते, त्रिधा त्रियोग्यप्यमला सदाऽस्तु ।
साम्यैकलीनं गतदुर्विकल्पं, मनो वचश्चाप्यनघप्रवृत्ति ॥ ७॥ (उपजाति)

"બીજા જીવોને ત્રણે પ્રકારે પીડા ન કરવાથી તારાં મન-વચન-કાયાના યોગોની ત્રિપુટી નિર્મળ થાય છે. મન માત્ર સમતામાં જ લીન થઈ જાય છે. વળી, તે તેના દુર્વિકલ્પો તજી દે છે અને વચન પણ નિરવદ્ય વ્યાપારમાં જ પ્રવૃત્ત થતું રહે છે."

**વિવેચન**—માનસિક, વાચિક અને કાયિક હિંસાનો યથાધિકાર ત્યાગ કરવાના મૂળ સિદ્ધાંત પર જૈનધર્મની રચના છે. **अहिंसा परमो धर्मः** એ સૂત્ર સર્વ સંજોગોમાં સત્ય છે અને એ સિદ્ધાંત પર જ બંધાયેલો ધર્મ હોય તે, તે નામને યોગ્ય છે, એ જૈનો વર્તનથી અને દલીલથી સિદ્ધ કરી આપે છે. આત્મવ્યતિરિક્ત કોઈ પણ પ્રાણીને પીડા કરવી, બીજા પાસે કરાવવી અથવા કરનારને મદદ કરવી કે તે કાર્યની પ્રશંસા કરવી કે તેની પુષ્ટિ કરવી, એ સર્વ વર્જ્ય છે. અને એને વર્જવાથી મન, વચન અને કાયાના યોગો બહુ નિર્મળ થાય છે. જૈનાચાર્યો કોઈ પણ કાર્યનુ તરતમતાએ શુભત્વ–અશુભત્વ તેના હિંસા સાથેના સંબંધ પરથી જ કરે છે. જે કાર્યમાં અલ્પ હિંસા તે કાર્ય તેટલે અંશે સારું.

હિંસાના સંબંધમાં એટલું યાદ રાખવાનું છે કે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વગેરે કરવા એ પણ (ભાવ) હિંસા જ છે, કારણ કે એમાં આત્મગુણનો ઘાત થાય છે.

બાહ્ય હિંસા અને અંતરંગ હિંસાનો ત્યાગ થાય છે ત્યારે જ સમતા અને ક્ષમારૂપ મહાગુણો પ્રાપ્ત થાય છે અને ત્યાર પછી ગુણશ્રેણીએ ચઢતાં વખત લાગતો નથી. સમતા વગરનાં કોઈ પણ કાર્યને શાસ્ત્રકાર નકામું ગણે છે, એટલું જ નહિ પણ કેટલીક વાર નકામા કરતાં પણ વધારે ખરાબ ગણે છે; જ્યારે સમતાવાળાં કાર્યોમાં એક એવી જાતનો આનંદ આવે છે કે જે અનુભવથી જ જાણી શકાય. વળી, હિંસાનો ત્યાગ થતાં મનમાંથી સર્વ જાતના માઠા વિકલ્પો દૂર થાય છે, કારણ કે દુર્વિકલ્પોનું કારણ હિંસા જ છે. જ્યારે પારકું મન દુખાવવું એ પણ હિંસા છે એમ સમજવામાં આવે અને તેનો ત્યાગ કરવા ઉપાય લેવામાં આવે ત્યારે સંકલ્પોનું ઉત્પત્તિસ્થાન નાશ પામી જાય છે. આવી રીતે હિંસા તજવાથી મનયોગ સાધ્ય થાય છે અને વચનપ્રવૃત્તિ પણ નિરવદ્ય થાય છે તેનું કારણ ઉપર કહ્યું તે જ સમજવું.

ગ્રંથકર્તાએ મનયોગ અને વચનયોગની શુદ્ધિ સ્પષ્ટ શબ્દોમાં કહી; એ બન્નેની અપેક્ષાએ કાયયોગશુદ્ધિ સુસાધ્ય છે, તેથી સ્પષ્ટ કહી નથી, પણ અર્થ અને સંબંધ પરથી સમજી લેવી. (શ્રી ધનવિજય ગણિ.)

શ્રીમદ્ યશોવિજયજી મૌનાષ્ટકમાં લખે છે કેઃ—

सुलभं वागनुच्चारमौनमेकेन्द्रियेष्वपि । पुद्गलेष्वप्रवृत्तिस्तु योगानां मौनमुत्तमम् ॥

"વાણીના અનુચ્ચારરૂપ મૌન એકેંદ્રિયાદિને વિષે પણ સુલભ છે, પરંતુ યોગોનું પુદ્ગલને વિષે અપ્રવૃત્તિરૂપ મૌન ઉત્તમ છે. આ ભાવ બરાબર હૃદયમાં રાખવાની જરૂર છે." (૭; ૨૧૭)

### ભાવના; આત્મલય

मैत्रीं प्रमोदं करुणां च सम्यक्, मध्यस्थतां चानय *साम्यमात्मन् ! ।
सद्भावनास्वात्मलयं× प्रयत्नात्, कृताविरामं रमयस्व चेतः ॥ ८ ॥ (उपजाति)

"હે આત્મન્! મૈત્રી, પ્રમોદ, કરુણા અને મધ્યસ્થતાને સારી રીતે ભાવ, (અને તે વડે) સમતાભાવ પ્રગટ કર. પ્રયત્ને કરી સદ્ભાવના ભાવીને આત્મલયમાં વિસામો પામ્યા વિના (તારા) મનને ક્રીડા કરાવ." (૮)

**વિવેચન**—૧ મૈત્રીભાવ, પ્રમોદભાવ, કરુણાભાવ અને માધ્યસ્થ્યભાવ તારા હૃદયમાં નિરંતર ભાવ. એ ચાર ભાવના બહુ ઉપયોગી છે. એમાં આત્મરમણ કરવાથી પરમ સાધ્ય પદાર્થ અનુભવગોચર થાય છે અને મનને પરમ શાંતિ પ્રાપ્ત થાય છે. એનું સૂક્ષ્મ સ્વરૂપ પ્રથમ અધિકારમાં બતાવવા પ્રયાસ કર્યો છે.+ એ ભાવના શુભ વૃત્તિનું મુખ્ય અંગ છે.

* सात्म्यमिति पाठान्तर आत्मना सहैकीभावमित्यर्थः । × स्वात्मलयमिति वा पाठः स्वप्राप्ततन्मयस्वभाव यथास्यात्तथेत्यर्थः । + જુઓ પ્રથમ અધિકાર શ્લોક ૧૩–૧૬, પૃષ્ઠ ૨૦–૩૦.

૨. ભાવના ભાવતાં ભાવતાં શુદ્ધ સમતાનો ઉદય થાય છે એ સમતા આત્મિક ગુણ છે અને સ્થિરતા એ એનો પાયો છે. જ્ઞાન, ધ્યાન, તપ અને શીલયુક્ત મુનિઓ પણ સમતાયુક્ત મુનિ જેટલો ગુણ નિષ્પાદન કરી શકતા નથી, એમ જ્યારે વાચકવર્ય ઉમાસ્વાતિજી તેમ જ શ્રીમદ્ યશોવિજયજી કહે છે ત્યારે સમતાના લાભની પરાકાષ્ઠા સમજાય છે.

૩. આ પ્રમાણે શુભ પ્રવૃત્તિ કરતાં કરતાં જ્યારે સમતા પ્રાપ્ત થાય છે, ત્યારપછી જીવ આત્મજાગૃતિ કરે છે; એને સાંસારિક સર્વ કાર્યો તુચ્છ લાગે છે; એનું મન આત્મપરિણતિમાં દોડે છે; એને સર્વ દિશા પ્રફુલ્લિત લાગે છે અને આત્મરમણ એ જ કાર્ય લાગે છે. શુભ ધ્યાનધારાનો વરસાદ થાય ત્યારે આત્મલય થાય છે અને એ વખતે જે આત્માનંદ થાય છે તે વચનઅગોચર છે. આત્મરમણ કરવા માટે પ્રબળ પુરુષાર્થ ફોરવવાની જરૂર પડે છે અને મન જ્યારે તે બાબતમાં રોકાય છે ત્યારે તેને બાહ્ય વસ્તુનું ભાન પણ રહેતું નથી. એવા આત્મરમણમાં જરા પણ અન્યત્ર વિસામો લીધા વગર પ્રવૃત્તિ કર, એટલે નિરંતર આત્મરમણતાના કાર્યમાં ઉદ્યુક્ત થા! (૮; ૨૯૮)

## મોહના સુભટોનો પરાજય

**कुर्यान्न× कुत्रापि ममत्वभावं, न च प्रभो रत्यरती कषायान् ।**
**इहापि सौख्यं लभसेऽप्यनीहो, ह्यनुत्तरामर्त्यसुखाभमात्मन् ! ॥ ९ ॥** (इन्द्रवज्रा)

"હે સમર્થ આત્મા! કોઈ પણ વસ્તુ ઉપર મમત્વભાવ ન કરવો, તેમ જ રતિ, અરતિ અને કષાય પણ ન કરવાં. જ્યારે તું વાંછા રહિત થઈશ ત્યારે તો અનુત્તર વિમાનમાં રહેનારા દેવતાઓનું સુખ પણ તને અહીં મળશે." (૯)

**વિવેચન**—શુભ વૃત્તિનાં સાધનોનું વિશેષ દર્શન કરાવતાં કહે છે: ૧. હે ચેતન! તારું છે તે તારી પાસે જ છે. દેહ તારો નથી, પુત્ર તારા નથી, સ્ત્રી તારી નથી અને ધન તારું નથી. એ ચારેનું મમત્વ અત્ર મહાપીડા કરનારું છે, એટલું જ નહિ પણ પરભવમાં મહાદુઃખ આપનાર છે.+ જે વસ્તુઓ તારી નથી તેને તારી માનીને તેઓના ઉપર શા માટે રાચી–માચી રહે છે? તારો આત્મા મોહમદિરામાં ચકચૂર થઈ સત્યાસત્યનો વિવેક ચૂકી જાય છે, તેથી તે સ્થિતિ દૂર કરી મમત્વભાવનો ત્યાગ કરી દે.

૨–૩. તારે સુંદર વસ્તુ જોઈને રાજી થવું નહિ, અને તને પ્રિય ન લાગે એવી વસ્તુ જોઈને નારાજ થવું નહિ. વસ્તુ કોઈ ખરાબ કે સારી નથી; એ બાબતમા તારી માન્યતા જ ખોટી છે. એ ખોટી માન્યતા પર બાંધેલા વિચારો તને હેરાન કરે છે, માટે રતિ-અરતિનો ખ્યાલ છોડી દે. પછી તને આઠમા શ્લોકમાં ઉપર કહ્યો તેવો અપૂર્વ આનંદ પ્રાપ્ત થશે.

---

× कुर्या न इति वा पाठो मा विदध्या इत्यर्थं ।

+ વિશેષ હકીકત માટે જુઓ આ ગ્રંથનો અધિકાર બીજો, ત્રીજો, ચોથો તથા પાંચમો.

૪. સંસારમાં ભ્રમણ કરાવનાર કષાયોને તારે છોડી દેવા. એનું સ્વરૂપ સાતમા અધિકારમાં આપણે જોયુ છે.

આ સર્વ મોહરાજાના સુભટો છે, તે તારા પર જય મેળવવા આવ્યા છે; જો એને ફાવવા દઈશ નહિ, તો તને લાભ થશે અને જો તું તેઓને જીતી લઈશ અને મારીને કાઢી મૂકીશ તો તો તને મહાસુખ થશે, કારણ કે કષાય અને મમત્વ જશે એટલે તું નિઃસ્પૃહ થઈ જઈશ. શ્રી ઉપાધ્યાયજી કહે છે કેઃ—

**परस्पृहा महादुःखं, निःस्पृहत्वं महासुखम् । एतदुक्तं समासेन, लक्षणं सुखदुःखयोः ॥**

નિઃસ્પૃહ વૃત્તિ એ મોટામાં મોટું સુખ છે. અનુત્તર વિમાનના દેવોને સર્વથી વધારે સુખ છે, કારણ કે ત્યાં સ્વામીસેવકભાવ નથી તેમ જ કામવિકારથી થતી શારીરિક કે માનસિક વિડંબણા નથી. આ સુખ તને પ્રાપ્ત થશે. અરે ! અમે તો કહીએ છીએ કે તને તેથી પણ વધારે સુખ પ્રાપ્ત થશે, કારણ કે નિઃસ્પૃહ જીવ પર દુઃખ અસર કરતું નથી અને દુ.ખ કદાચ જ પડે છે. એટલા માટે જ શુદ્ધ ચારિત્ર પાળતાં અખંડપણે એક વર્ષ વીતી ગયા પછી ચારિત્રવાનને અનુત્તર વિમાનના દેવો કરતાં પણ વધારે સુખ આગમકાર બતાવે છે. દુઃખ કે સુખ એ પણ મનનાં માનેલાં છે અને તેથી તને આ મહાન લાભ મળશે તે ધ્યાનમાં લે.

આત્મામાં અનંત જ્ઞાન છે અને અનત વીર્ય છે. વીર પ્રભુ જેવું બળ, અભયકુમાર જેવી બુદ્ધિ, હેમચદ્રાચાર્ય જેવું શ્રુતજ્ઞાન, કયવન્ના શેઠ જેવું સૌભાગ્ય અને ગજસુકુમાળ જેવી સમતા શક્તિરૂપે સર્વ આત્મામાં ભરેલી છે; પુરુષાર્થ કરી તેને વ્યક્ત કરવાની જરૂર છે. આ હેતુથી જ આત્માને 'સમર્થ' એમ ઉદ્દેશીને અત્ર બોલાવ્યો છે. શુભ પ્રવૃત્તિનાં સ્થાનો અત્ર બતાવ્યાં અને કિંચિત્ ફળ નિર્દિષ્ટ કર્યું. ( ૯; ૨૬૯ )

## ઉપસંહાર : શુદ્ધ પ્રવૃત્તિ કરનારની ગતિ

**इति यतिवरशिक्षां योऽवधार्य व्रतस्थ–श्चरणकरणयोगानेकचित्तः श्रयेत ।**
**सपदि भवमहाब्धि क्लेशराशिं स तीर्त्वा, विलसति शिवसौख्यानन्त्यसायुज्यमाप्य॥१०॥** ( मालिनी )

"યતિવરોના સંબંધમાં ( ઉપર પ્રમાણે ) બતાવેલી જે શિક્ષા વ્રતધારી ( સાધુ અને ઉપલક્ષણથી શ્રાવક ) એકાગ્ર ચિત્તથી હૃદયમાં ઠસાવે છે અને ચારિત્ર તથા ક્રિયાના યોગોને સેવે છે, તે સંસારસમુદ્રરૂપ કલેશનો ઢગલો એકદમ તરી જઈને, મોક્ષના અનંત સુખ સાથે તન્મયપણું પામી, પોતે આનંદ કરે છે."

**વિવેચન**—આ પ્રમાણે તીર્થંકર મહારાજાઓ, ગણધરો અને પૂર્વાચાર્યો શિખામણ આપી ગયા છે. તેઓ આ જીવ ઉપર એકાંત ઉપકાર કરવાની નિઃસ્પૃહ વૃત્તિથી દોરાયા હતા અને તેથી, આ જીવને શુભ રસ્તે દોરવા સારુ, કોઈ બાબતમાં કહેવામાં બાકી

રાખ્યું નથી. આવા પરમોપકારી મહાત્માઓના શબ્દો લક્ષ્યમાં રાખી, જે પ્રાણી ચારિત્ર અને ક્રિયામાં ઉદ્યત થઈ જાય છે, તે પ્રભુના આજ્ઞાંકિત સેવકો કહેવાય છે. આ ઉપદેશમાં સાધુએ પોતાને યોગ્ય અને શ્રાવકે પોતાને યોગ્ય ઉપદેશ ગ્રહણ કરવાનો છે. એ નિયમાનુસાર જે પ્રાણી ચરણકરણ ગુણોને અનુસરે છે, તે થોડા વખતમાં સંસારસમુદ્ર ઉલ્લંઘી જાય છે અને જે મોક્ષસુખનું વર્ણન પણ કરવું અશક્ય છે, તેને પોતાના આત્મા સાથે 'અનંત' શબ્દ સહિત યોગ કરાવે છે, એટલે અનંત કાળ સુધી તે સુખ પ્રાપ્ત કરે છે. એક મહાસુખ અને વળી તે અનંતકાળ સુધી, એટલે પછી એમાં વિચારવાનો પણ કાંઇ અવકાશ રહેતો નથી. એને પ્રાપ્ત કરવા બનતો પ્રયાસ કરવો એ જ કર્તવ્ય છે. (૧૦; ૨૭૦)

* * *

એવી રીતે **શુભવૃત્તિઉપદેશ** નામનો પંદરમો અધિકાર સંપૂર્ણ થયો. આ અધિકારમાં વૃત્તિ એટલે વર્તન અથવા પ્રવૃત્તિ એ અર્થ સમજવાનો છે. શુભ પ્રવૃત્તિના અનેક પ્રસંગો અત્ર બતાવવામાં આવ્યા છે. તે સર્વને વિષય સાથે સામાન્ય સબંધ છે, પરંતુ એકબીજા સાથે ખાસ સંબંધ નથી. આ અધિકારમાં મુખ્ય ઉપદેશ સાધુને આશ્રયી છે, પરંતુ કેટલીક હકીકત શ્રાવકને પણ ઉપયોગી છે. પ્રવૃત્તિના વિષયોનું પૃથક્કરણ શ્લોકોમાં જ કર્યું છે, તેથી અત્ર પુનરાવર્તન કરવાની જરૂર રહેતી નથી. શુભ પ્રવૃત્તિની અનેક હકીકતો છે; તે અત્ર બતાવી શકાય નહિ, તેથી સૂરિમહારાજે બહુ જ જરૂરના વિષયોને જ હાથ લગાડયો છે. એ સર્વ બાબતો પર ખાસ ધ્યાન આપવાની જરૂર છે

આવશ્યક ક્રિયાની જરૂરિયાત પ્રથમ જ બતાવી છે અને તે આ જમાનામાં ખાસ જરૂરની છે. પ્રવૃત્તિ (અપ્રશસ્ત) વધતી જાય છે અને ધર્મસાધન અલ્પ થતાં જાય છે, તેટલા માટે નિત્ય આવશ્યક ક્રિયા અવશ્ય કરવી જોઈએ. જેમ દરરોજનું પેપર વાંચનારને પાંચ દિવસ પેપર ન મળે તો દિશાશૂન્ય જેવું લાગે છે, તેવું જ આવશ્યક ક્રિયામાં રટણ થઈ જવું જોઈએ. તપશ્ચર્યાની બાબત પણ એટલી જ ઉપયોગી છે જમાનો જ્યારે પાપબંધનાં અનેક કાર્યો શીખવે છે, ત્યારે છોડવાનાં આ પ્રબળ સાધનો મંદ થતાં જાય છે, એ ખેદ કરવા જેવું છે. જ્ઞાનાભ્યાસનો પણ આ જ વિષયમાં સમાવેશ થાય છે, એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે.

ત્યાર પછીના વિષયોમાં અનિયત વિહાર કરવા માટે સાધુને ઉપદેશ છે. સૂરિમહારાજ ગમે તેવા આકરા શબ્દોમાં કહે, તો તે કહેવાને તેઓ હક્કદાર છે. વિહારના વિષયને અંગે શ્રાવકોએ પણ વર્ષના થોડા દિવસો કોમના ભલા માટે અર્પણ કરી, ધાર્મિક વિષયો પર વિવેચન-ભાષણો કરવા ધ્યાન આપવું, એ ઉપલક્ષણથી સમજવાનું છે. આત્મનિરીક્ષણ માટેની સૂચના તો બહુ જ ઉપયોગી છે. એનાથી પોતાનાં સર્વ કાર્યો પર કાબૂ આવે છે અને ધાર્યા વગરનું કોઈ પણ કાર્ય થતું નથી. અથવા થયું હોય તોપણ ભવિષ્યમાં ન થવા માટે નિશ્ચય કરવાનો પ્રસંગ પ્રાપ્ત કરાવે છે. અઢાર પાપસ્થાનકને અંગે જો દરરોજ આત્મનિરીક્ષણ થાય, તો અપૂર્વ લાભ પ્રાપ્ત થવાનો પૂરતો સંભવ છે.

એ શુભ પ્રવૃત્તિનો મુખ્ય ઉદ્દેશ મન, વચન અને કાયાને શુભ રસ્તે પ્રવર્તાવવા પ્રયાસ કરવો એ જ છે અને તે હેતુ ઉપર પણ સૂરિમહારાજ ધ્યાન ખેંચ્યા વગર રહ્યા નથી. જ્યાં સુધી મનમાં વિચાર જુદા, વચન જુદું અને વર્તન ત્રીજા પ્રકારનું હોય ત્યાં સુધી સર્વ ફોગટ છે. ત્રિપુટીને ત્રણ રસ્તે ચલાવવી નહિ. એ ત્રણમાં પણ મનને વશ કરવાની વિશેષ જરૂર છે. એ જેમ જેમ વશ થતું જાય છે તેમ તેમ કર્મબંધમાં બહુ ફેર પડતો જાય છે. એ જ્યારે નિર્મળ થાય છે ત્યારે આત્મપ્રદેશમાંથી શુભ ભાવના ઊઠે છે, શુભ ભાવનાથી આત્મલય થાય છે, આત્મલયથી કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત થાય છે અને તે પછી જ મુક્તિ થાય છે મુક્તિ પ્રાપ્ત કરવી એ જ કર્તવ્ય છે અને એ જ પ્રાપ્તવ્ય છે. હેય, જ્ઞેય, ઉપાદેયનું સ્વરૂપ સમજી, સ્વાનુકૂળ ક્રિયામાં પ્રવૃત્તિ રાખવી એ આપણું કામ છે. પરિણામ સુલભ છે અને આ ભવમાં પણ અનુભવગોચર છે. એક વખત કાર્ય કરો અને પછી શુભ ફળ મળી આવશે, એ ચોક્કસ માનજો. આ શુભ વૃત્તિ રાખવાના શિક્ષાપાઠો આપ્યા છે તે હૃદયપટ પર ચીતરી રાખવા જેવા છે.

इति सविवरणः शुभवृत्तिशिक्षोपदेशनामा पञ्चदशोऽधिकारः ॥

# षोडशः साम्यसर्वस्वाधिकारः ॥



હવે આખા ગ્રંથના દોહનરૂપ એક પ્રધાન તત્ત્વ સામ્ય–સમતા સર્વસ્વ જ છે, એ વિષય પર, ઉપસંહાર કરતાં, સંક્ષિપ્ત વિવેચન કરે છે. આ આખા ગ્રંથનો ઉદ્દેશ શો છે? સાધ્યબિંદુ ક્યાં છે? પ્રયોજન શું છે?—એ સર્વ ગ્રંથકર્તા બતાવે છે. બીજી રીતે જોઈએ તો, આ અધિકાર પ્રશસ્તિ જેવો છે. સમતાના સંબંધમાં અત્ર જે વિચારો બતાવવામાં આવ્યા છે તે સંક્ષિપ્ત પણ બહોળા છે. મનોનિગ્રહ, મમત્વત્યાગ અને શુભ વૃત્તિ એ સર્વ સમતામાં પરિસમાપ્તિ પામે છે, તેથી સર્વ દ્વાર પર શિખર ચઢાવનારું આ દ્વાર છે. સમતાનું રહસ્ય ધારણ કરવા અત્ર દિગ્દર્શન કરવામાં આવ્યું છે.

### સમતાનું ફલ : મોક્ષસંપત્તિ

एवं सदाभ्यासवशेन सात्म्यं, नयस्व साम्यं परमार्थवेदिन् ।
यतः करस्थाः शिवसंपदस्ते, भवन्ति सद्यो भवभीतिभेत्तुः ॥ १ ॥ (उपजाति)

"હે તાત્ત્વિક પદાર્થના જાણનાર! આ પ્રમાણે (ઉપર પંદર દ્વારમાં કહેલ) નિરંતર અભ્યાસના યોગથી સમતાને આત્મા સાથે જોડી દે; જેથી કરીને ભવના ભયને ભેદવાવાળી મોક્ષસંપત્તિઓ તને એકદમ હસ્તગત થઈ જાય." (૧)

**વિવેચન**—કાંઈક મમત્વભાવ છોડીને, કાંઈક કષાય છાંડીને, કાંઈક યોગની નિર્મળતા કરીને અને કાંઈક સ્વાત્મલય કરીને શુભ વૃત્તિ કરવી એ આપણે પંદરમા અધિકારમાં જોઈ ગયા. એ સર્વ પ્રશસ્ત પ્રવૃત્તિનો હેતુ સમતાની પ્રાપ્તિ કરવાનો જ છે. ત્યારે આ આખા ગ્રંથમાં જે જે સાધન બતાવ્યાં છે, તે સર્વનું સાધ્ય સમતાપ્રાપ્તિ છે. જો તને આ ગ્રંથ વાંચતાં કાંઈ પણ પરમાર્થ સમજાયો હોય, તો તે આ જ છે.

प्रणिहन्ति क्षणार्धेन साम्यमालम्ब्य कर्म तत् ।
यन्न हन्यान्नरस्तीव्रतपसा जन्मकोटिभिः ॥ (હેમચંદ્રાચાર્ય, યોગશાસ્ત્ર)

મતલબ "જે કર્મો ક્રોડો જન્મ સુધી તીવ્ર તપસ્યા કરતાં પણ તોડી શકાય નહિ, તેનો સમતાને અવલંબવાથી એક ક્ષણ માત્રમાં નાશ થાય છે."

તારું સાધ્ય સમતા હોવું જોઈએ. તેને અને આત્માને જોડાણ કરવા માટે નિરંતર અભ્યાસની જરૂર છે, એ પણ આખા ગ્રંથમાં આપણે અવારનવાર જોયુ છે. હવે સમતા પ્રાપ્ત કરવાનું પણ કાંઈ નકામું નથી; તે સાધ્ય અને સાધન બન્ને છે. સુખનો આદર અને દુઃખનો ત્યાગ એ સર્વ પ્રવૃત્તિનું પરમ કાર્ય છે. સમતાથી જે સુખ મળે છે તે અવર્ણ્ય છે, કારણ કે બીજાં સર્વ સુખ પાછળ દુઃખ આવે છે, પણ સુખમય સમતાથી થતું મોક્ષનું સુખ તો અનંત છે. એ પરમ સાધ્યબિંદુ દૃષ્ટિમાં રાખીને સમતા મેળવવા, સમતા રાખવા અત્ર ઉપદેશ છે. મોક્ષનાં સુખ અનિર્વચનીય છે. મોક્ષમંદિર પર ચઢવા માટે ચૌદ પગથિયાં ( ગુણસ્થાન ) છે. એનું આરોહણ કરવા સારુ અત્ર દાદર બતાવવામાં આવે છે. એ મંદિરના ઘંટો વગાડવા માટે ગુણસ્થાન પર આરોહણ કરવાનો પુરુષાર્થ કરવો ઉચિત છે. હે બંધુઓ ! એક વખત તદ્દન નિરુપાધિ, નિજ સ્વરૂપમાં લીનતા, અજરામરત્વ, દોડાદોડનો અભાવ અને અખંડ શાંતિ તથા સ્થિરતાનો ખ્યાલ કરો. એમાં કાંઈ પણ પ્રાપ્તવ્ય લાગે, તો એના પ્રબળ કારણ સમતાને પ્રાપ્ત કરવા પ્રયાસ કરો અને તે પ્રાપ્ત કરવા માટે આ આખા ગ્રંથમાં બતાવેલા જુદા જુદા વિષયો ઉપર ધ્યાન આપો. દૃઢ પ્રયત્ન, દૃઢ નિશ્ચય અને ચાલુ અનુસરણ જરૂર ઇચ્છિત પરિણામ લાવશે અને મોક્ષમંદિરમાં તમારા નામના ઘંટ વાગશે; પણ તે માટે ઊઠો, ઉદ્યમ કરો. યાદ રાખજો કે અત્યારે જેવો અવસર છે, જેવી જોગવાઈ છે, તેવો વખત અને તેવી અનુકૂળતા ફરી ફરીને મળતાં મહામુશ્કેલી થશે. ( ૧; ૨૭૧ )

## અવિદ્યાત્યાગ એ સમતાબીજ

**त्वमेव दुःखं नरकस्त्वमेव, त्वमेव शर्मापि शिवं त्वमेव ।**
**त्वमेव कर्माणि मनस्त्वमेव, जहीह्यविद्याम्* वधेहि चात्मन् ! ॥ २ ॥** (इन्द्रवज्रा)

"હે આત્મન્ ! તું જ દુઃખ, તું જ નરક, તું જ સુખ અને મોક્ષ પણ તું જ. વળી, તું જ કર્મ અને મન પણ તું જ. અવિદ્યાને તજી દે અને સાવધાન થા." (૨)

**વિવેચન**—હે આત્મન્ ! તું જ દુઃખ છે, કારણ કે દુઃખને નિષ્પાદન કરવા માટે જે કર્મ જોઈએ તે તેં જ કર્યાં છે. દુઃખનાં સાધનો પણ તું જ તૈયાર કરે છે અને સુખદુઃખની સાચી-ખોટી કલ્પના પણ તું જ કરે છે. એ જ નિયમાનુસાર નરક પણ તું જ છે. વળી, દુઃખનો સંચય કરનાર અને સમજનાર તું જ છે. તેમ સુખ માટે પણ તું જ અધિષ્ઠાતા અને વિવેક કરનાર છે. તારી ઓછીવધતી સમજણ માટે તું અમુક લાગણીને સુખ માની બેઠો છે તે પણ તું જ છે અને જો પ્રબળ પુરુષાર્થ કરે તો સર્વ સુખદુઃખનો અત્યંતાભાવ કરી મોક્ષમંદિરમાં ચિરકાળ સુધી આનંદ ભોગવે તે પણ તું જ છે. તેથી, વાસ્તવિક કહીએ તો, મોક્ષ તારો છે, એટલે તું જ મોક્ષ છે. ન્યાયના એક

* अविद्या પાઠાન્તરે अवज्ञा એટલે અવજ્ઞાનો ત્યાગ કરી દે, એટલે અનાદરનો ત્યાગ કર. આ કરતાં अविद्या પાઠ વધારે બંધબેસતો અર્થ બતાવનારો લાગે છે.

નિયમ પ્રમાણે ધર્મ અને ધર્મીનો અભેદ છે. મીઠું ખારું છે, ત્યાં ખારાપણું એ ધર્મ થયો, મીઠું એ ધર્મી થયું; અત્ર ખારાશ અને મીઠું એ જુદાં નથી, તેથી ધર્મ અને ધર્મીનો અભેદ થયો; તેવી જ રીતે જીવ કર્મે કરીને સંવૃત અને અસંવૃત છે, છતાં પણ પર્યાય અને પર્યાયીનો ઉપરના નિયમ પ્રમાણે અભેદ છે.

એ જ નિયમ પ્રમાણે કર્મનો કરનાર અને મનનો પ્રેરનાર પણ તું જ હોવાથી તું કર્મ અને મન પણ તું જ છે.

જૈન શાસ્ત્રમાં આત્મા ઉપર જ બધો આધાર રહે છે. એને કોઈ મદદ કરતું નથી, તેમ જ એને બહારની મદદની અપેક્ષા રહેતી પણ નથી. એની અખંડ સ્થિતિમાં એ શુદ્ધ, અક્ષય, અવિનાશી, નિત્ય છે. કર્મના સંબંધથી એની શુદ્ધ દશા પર પડ ફરી વળ્યાં છે; એ પડ દૂર કરવા માટે પ્રબળ પુરુષાર્થ ફોરવવો જોઈએ અને તેટલા માટે અસાધારણ ઉદ્યોગ કરવો જોઈએ. આ આત્મામાં અનંત શક્તિ છે. એ ધારે તો પર્વતોને પણ તોડી શકે છે અને વીર પરમાત્મા જેટલું જ્ઞાન અને ઋદ્ધિ મેળવી શકે છે. એટલા માટે આપણે અગાઉ જોઈ ગયા છીએ કે

> **अप्पा नइ वेयरणी, अप्पा मे कूडसामली।**
> **अप्पा कामदुघा धेणू, अप्पा मे नंदनं वन ॥**

આ સિદ્ધાંતનું વાક્ય છે અને તુરત સમજાઈ જાય તેવું છે. એમાં કહે છે કે "આત્મા કામદુઘા ગાય છે અને આત્મા નંદનવન છે." એની પાસેથી કામ લેતાં આવડે તો એ સર્વ ઇચ્છિત સુખો (સ્થૂળ અને માનસિક) આપે છે, એ સર્વ છે એ વાત તો ખરી પણ તે તારામાં છે, એમ બતાવી આપ.

એ બતાવી આપવા માટે અવિદ્યાનો ત્યાગ કરવો. અજ્ઞાનથી અંધ સમાન અવસ્થા રહે છે, અજ્ઞ જીવન એ લગભગ નકામું થઈ જાય છે, માટે અવિદ્યાનો ત્યાગ કરી તારાં યોગ્ય કર્તવ્યોમાં સાવધાન થઈ જા. શાસ્ત્રકાર કહે છે કે **अज्ञानं खलु भो कष्टं, क्रोधादिभ्योऽपि तीव्रपापेभ्यः।** ક્રોધાદિક તીવ્ર પાપોથી પણ અજ્ઞાન મહાકષ્ટ આપનાર છે. જ્યાં સુધી અજ્ઞાનનો નાશ થશે નહિ ત્યાં સુધી સાધ્ય નજરમાં આવશે નહિ, માટે હે ભાઈ! તું જાગ્રત થા, ખડો થા, પુરુષાર્થ પ્રગટ કર, વીર્ય ફોરવ. (૨; ૨૭૨)

## સુખદુઃખનાં : મૂળસમતામમતા

> **निःसङ्गतामेहि सदा तदात्मन्नर्थेष्वशेषेष्वपि साम्यभावात्।**
> **अवेहि विद्वन्! ममतैव मूलं, शुचां सुखानां समतैव चेति ॥ ३ ॥** (उपजाति)

"હે આત્મન્! સર્વ પદાર્થો ઉપર સદા સમતાભાવ લાવીને, નિઃસંગપણું પ્રાપ્ત કર. હે વિદ્વન્! તું જાણી લેજે કે દુઃખનું મૂળ મમતા જ છે અને સુખનું મૂળ સમતા જ છે." (૩)

**વિવેચન**—આપણે જોઈ ગયા કે સુખ, દુઃખ, મોક્ષ કે નરક એ આત્મા જ છે, કારણ કે તેનું ઉપાદાન કારણ આત્મા છે. એ આત્મામાં જો સમભાવ આણ્યો હોય, તો તે પોતાનું અસલ સ્વરૂપ પ્રગટ કરીને ઇચ્છિત અર્થ પ્રાપ્ત કરી શકે. એ સમતા પ્રાપ્ત કરવાનાં સાધનો અને રસ્તાઓ આ ગ્રંથમાં બતાવ્યાં છે. એ રીતે સમતાભાવ જ્યારે પ્રાપ્ત થાય છે ત્યાર પછી નિઃસંગ વૃત્તિ પ્રાપ્ત થવાનો માર્ગ મળે છે. પૌદ્ગલિક સર્વ વસ્તુઓ અને ભાવો એટલે ઘર, ઘરેણું, પલંગ વગેરે પદાર્થો અને કષાયાદિ ભાવોથી છૂટા પડવું, તેનો સંબંધ છોડવો એ નિઃસંગતા કહેવાય છે. એ હકીકત લક્ષ્યમાં રાખીને એને સાધ્ય-બિંદુ બનાવવું જોઈએ.

હવે સુખનું મૂળ શું છે અને દુઃખનું મૂળ શું છે એ ટૂંકામાં કહી દે છે. સર્વ જીવો પર સમભાવ, સર્વ વસ્તુઓ પર સમભાવ થાય, રાજા કે રંક પર, ધનવાન કે નિર્ધન પર, અથવા એવા વિરોધ બતાવનારા બે શબ્દોથી પ્રદર્શિત થતા કોઈ પણ વ્યક્તિયુગલ ઉપર, તેમ જ કોઈ પણ પદાર્થયુગલ ઉપર ચોક્કસ આકર્ષણ કે અનાકર્ષણ ન થાય એ સમતા છે અને સર્વ સુખનું મૂળ એ જ છે. એક તો સમતા રાખનાર પર દુઃખ પડતું નથી અને બીજું, તેને દુઃખ લાગતું નથી. આવી રીતે સમતા રાખનાર પ્રાણી બન્ને જાતિના સંયોગોમાં આત્મહિત સાધી શકે છે. બીજી બાજુએ જોઈએ તો સર્વ દુઃખોનું કારણ મમતા છે. આ ઘર મારું છે, આ સ્ત્રી મારી છે કે આ પુત્ર મારો છે, એ મારાપણાથી જ દુઃખ થાય છે. પોતાની જાતને સાક્ષીભાવે માનનારા વીર ધુરધરો ઘરને ધર્મશાળા ગણે છે અને પરિવારને મેળા તુલ્ય ગણે છે. મમતાથી જ દુઃખ થાય છે, એ સ્પષ્ટ જણાય છે. એને શાસ્ત્રકાર મોહજન્ય કહે છે અને મોહને સર્વ કર્મોમાં શાસ્ત્રકાર રાજાનું પદ આપે છે. સર્વ કર્મોમાં તેની ચીકાશ પણ બહુ હોય છે અને સ્થિતિ પણ બહુ હોય છે. એ મોહ-રાજાને વશ કરવા માટે ધર્મબોધકર મંત્રી જેવા સત્યવક્તા મહાત્માઓના સંગની બહુ જરૂર છે. એ સંગથી સંસારસ્થિતિ સમજાય, તેથી તેનો ત્યાગ કરવા વિચાર થાય, વિચારથી કાર્ય થાય કાર્યથી સમતાગુણ આવે અને સમતાથી નિઃસગતા પ્રાપ્ત થાય અને તેમ થાય ત્યારે, વૈરાગ્યશતકકાર કહે છે તેમ, ગાયન અને વિલાપ, નૃત્ય અને વિટંબના, આભૂષણ ને ભાર, કામભોગ અને દુઃખનાં સાધનોમા તેને કાંઈ તફાવત લાગતો નથી.

મમતા અને સમતાનું આ તત્ત્વજ્ઞાન બહુ ધ્યાનમા રાખવા યોગ્ય છે. સમતા રાખવી એટલે બેસી રહેવું, એ ભાવ નથી. એ ઉપરના વિવેચનથી સ્પષ્ટ થયુ હશે. ઇંદ્રિયોને શુભ પ્રવૃત્તિ કરાવી, પોતાના જીવનને ધર્મમય કરી દેવું, એ દુષમ કાળાનુસાર સ્વઅધિકાર પ્રમાણે 'સમતા'નું પ્રથમ આદરણીય લક્ષણ છે. (૩; ૨૭૩)

## સમતાની વાનકી; ફળાવાપ્તિ

स्त्रीषु धूलिषु निजे च परे वा, सम्पदि प्रसरदापदि चात्मन् ! ।
तत्त्वमेहि समतां ममतामुग्, येन शाश्वतसुखाद्वयमेषि ॥ ४ ॥ (स्वागता)

"સ્ત્રી ઉપરથી અને ધૂળ ઉપરથી, પોતાના ઉપરથી અને પારકા ઉપરથી, સંપત્તિ ઉપરથી અને વિસ્તૃત આપત્તિ ઉપરથી, મમતા મૂકી દઈને હે આત્મન્! તું સમતા રાખ, જેથી કરીને શાશ્વત સુખ સાથે ઐક્ય થશે." (૪)

**વિવેચન**—સમતાનો જ ઉપદેશ વિશેષ સ્પષ્ટ કરે છે. હે આત્મન્! તારે જો મોક્ષસુખ સાથે ઐક્ય કરવું હોય, અભેદ કરવો હોય, એકાકાર વૃત્તિ કરવી હોય, તો હું તને કહું છું તેમ તું સમભાવ પ્રાપ્ત કર; એ સમભાવ તારું સર્વસ્વ છે, જે તને દુઃખમાંથી છોડાવવા શક્તિમાન છે અને અધ્યાત્મ ગ્રંથોનો એ જ પ્રથમ પદે ઉપદેશનો વિષય છે.

તને જ્યારે સ્ત્રી ઉપર અને ધૂળ ઉપર સમભાવ થશે અને તને પોતાનાં અને પારકાં ઉપર સમભાવ થશે, ત્યારે તારો કાંઈક આરો આવ્યો છે એમ જણાશે. અત્યારે તો એકાએક સમાચાર સાંભળ્યા કે ભાઈ! તમારો છોકરો પડી ગયો છે, સખત વાગ્યુ છે, રુધિર ચાલ્યુ જાય છે વગેરે. આ શબ્દો સાંભળતાં આ જીવના ગભરાટનો પાર રહેતો નથી. ગમે તેવાં કામમાં હશે તે સર્વ છોડી એક તરફ વૈદ્યોને બોલાવવા માણસો મોકલશે અને તે પોતે પણ તે જગ્યા પર જવા ચાલવા માંડશે રસ્તે કેટલી જાતના સંકલ્પવિકલ્પો મનમાં થાય છે, તે વાંચનાર સમજી શકશે. અડધે રસ્તે પહોંચતાં ખબર પડી કે એ તો બીજાનો છોકરો પડી ગયો છે. "હાશ! ઠીક થયુ."—આ ઉદ્‌ગાર નીકળી જશે. આ સર્વ શું બતાવે છે? જ્યાં સુધી પોતાના છોકરા તરફ અને પારકાના છોકરા તરફ આટલો ભેદ રહે છે ત્યાં સુધી સમભાવ પ્રાપ્ત થયો છે, એમ કહેવાય નહિ. જ્યારે પોતાના અને પારકાના પુત્ર તરફ સરખો પ્રેમભાવ અથવા ઉદાસીનતા રહે (પણ પોતાના ઉપર પ્રેમ અને બીજાના ઉપર ધિક્કાર નહિ) ત્યારે સમતા પ્રાપ્ત થાય અને ત્યારે જ નિઃસંગતા પ્રાપ્ત થાય અને પછી છેવટે અજરામર સુખ પણ ત્યારે જ પ્રાપ્ત થાય.

જેમ પોતાના અને પારકાના ઉપર સમભાવ રાખવાની આવશ્યકતા છે તેમ જ સંપત્તિ અને વિપત્તિના પ્રસંગોએ પણ મનની સ્થિરતા જાળવી રાખે, તો જ સમતા પ્રાપ્ત થઈ કહેવાય છે. આ વિષય પરત્વે અન્યત્ર બહુ લખાયુ છે તેથી અત્ર વિસ્તાર કરવાની જરૂર રહેતી નથી. (૪; ૨૭૪)

### સમતાના કારણરૂપ પદાર્થોનું સેવન કર

**तमेव सेवस्व गुरुं प्रयत्नादधीष्व शास्त्राण्यपि तानि विद्वन्!।**
**तदेव तत्त्वं परिभावयात्मन्! येभ्यो भवेत्साम्यसुधोपभोगः ॥ ५ ॥** (उपजाति)

"તે જ ગુરુની પ્રયત્નથી સેવા કર, તે જ શાસ્ત્રોનો અભ્યાસ કર અને હે આત્મન્! તે જ તત્ત્વનું ચિંતન કર કે જેનાથી તને સમતારૂપ અમૃતનો સ્વાદ આવે." (૫)

**વિવેચન**—ગુરુમહારાજાની સેવના કરવી ઠીક છે, પણ તેનો હેતુ શો? તેવી જ રીતે શાસ્ત્રાભ્યાસ કરવો એ પણ સારો છે અને તત્ત્વચિંતવન કરવું એ પણ સારું છે;

પણ એ બધાં કારણ છે, એનું કાર્ય સમતાભાવની પ્રાપ્તિ જ છે; નહિ તો અભ્યાસ અભ્યાસમાં જ રહે છે અને સેવાથી ખાસ લાભ થતો નથી; એટલા જ માટે ઉમાસ્વાતિ વાચક મહારાજે પ્રશમરતિ પ્રકરણમાં કહ્યું છે કે—

दृढतामुपैति वैराग्यवासना येन येन भावेन ।
तस्मिन् तस्मिन्कार्यः, कायमनोवाग्भिरभ्यासः ॥ (પ્રશમરતિ, શ્લોક ૧૬)

"જે જે ભાવથી વૈયારાગ્યવાસના દૃઢ થાય, વૈરાગ્યભાવ પોષાય તે તે ભાવ ભાવવા માટે મન, વચન, કાયાથી અભ્યાસ કરવો."

સમતા સર્વસ્વ છે એ શ્લોકમાં તેને ઉત્પન્ન કરનાર અને જાળવી રાખનાર ભાવોને વિશેષ જાગ્રત કરવાને અને અભ્યાસ કરવાને ઉપદેશ કરી, સમતાભાવ સર્વદા બન્યો રહે એ ઉપદેશ આપ્યો.

તે જ ગુરુની સેવા કરવી કે જ્યાંથી સમતાભાવ પોષાય, એ શબ્દથી એવો ધ્વનિ થયો કે જે ગુરુ પાસે મોજમજા ખાતર સાંસારિક વાતો ચાલતી હોય, ખટપટ ચાલતી હોય, કષાયની વૃદ્ધિ થતી હોય, તેમની પાસે જવાનો પરિચય જરા પણ રાખવો નહિ.

શાસ્ત્રાભ્યાસમાં પણ બહુ ધ્યાન રાખવાની જરૂર છે. જે શાસ્ત્રો વિષયકષાયને વધારનારાં હોય, જેમાં આ સંસારમાં સર્વ પ્રકારનું પૌદ્ગલિક સુખ ભોગવી લેવાનો ઉપદેશ હોય, જેમાં પરજીવને પીડા ઉપજાવી પોતાને સુખ મેળવવાનું કથન હોય, એ સર્વ શાસ્ત્રો જોવાની ઇચ્છા કરવી નહિ. જે શાસ્ત્રો વાંચી સંસારસ્વરૂપ બરાબર સમજાય અને મન સમતા પામી જાય, એનો જ અભ્યાસ કરવો. એવી જ રીતે તત્ત્વચિંતવન માટે પણ સમજી લેવું, ( ૫; ૨૭૫ )

## આ ગ્રન્થ : સમતારસની વાનકી

समग्रसच्छास्त्रमहार्णवेभ्यः, समुद्धृतः साम्यसुधारसोऽयम् ।
निपीयतां हे विबुधा ! लभध्वमिहापि मुक्तेः सुखवर्णिकां यत् ॥ ६ ॥ (इन्द्रवज्रा)

"આ **સમતા** અમૃતનો રસ મોટા મોટા સમગ્ર શાસ્ત્રસમુદ્રોમાંથી ઉદ્ધર્યો છે; હે પંડિતજનો ! તમે તે રસ પીઓ અને મોક્ષસુખની વાનકી અહીં પણ મેળવો." (૬)

**વિવેચન**—સમતાવંતનું સ્વરૂપ બતાવતાં અનુભવી યોગી શ્રીમદ્ કપૂરચંદજી (ચિદાનંદજી) મહારાજ કહે છે કે :—

જે અરિ મિત્ત બરાબર જાનત, પારસ ઓર પાષાણ જ્યું હોઈ;
કંચન કિચ સમાન અહે જસ, નીચ નરેશમેં ભેદ ન કોઈ.
માન કહા અપમાન કહા મન, ઐસો વિચાર નહિ તસ કોઈ;
રાગ નહિં, અરુ રોસ નહિ ચિત્ત, ધન્ય અહે જગમેં જન સોઈ. ૧.

જ્ઞાની કહો, જ્યું અજ્ઞાની કહો કોઈ, ધ્યાની કહો, મનમાની જ્યું કોઈ;
જોગી કહો, ભાવે ભોગી કહો કોઈ, જાકું જીસ્યો મન ભાવત હોઈ.
દોષી કહો નિરદોષી કહો, પિંડપોષી કહો, કો ઔગુન જોઈ;
રાગ નહિ, અરુ રોસ નહિ જાકું, ધન્ય અહે જગમેં જન સોઈ. ૨.

સાધુ સુસંત મહંત કહો કોઈ, ભાવે કહો નિરગંથ પિયારે;
ચોર કહો, ચાહે ઢોર કહો કોઇ, સેવ કરો કોઉ જાન દુલ્હારે.
વિનય કરો કોઉ ઉંચે બેઠાવ જ્યું, દૂરથી દેખ કહો કોઉ જારે;
ધાર સદા સમભાવ 'ચિદાનંદ', લોક કહાવત સુનત નારે. ૩.

સમતાવંતનું આ લક્ષણ છે. સમતાને માટે છેવટે ઉપાધ્યાયજી કહે છે કે "ઉપશમ સાર છે પ્રવચને, સુજસ વચન એ પ્રમાણો રે."* સમતા એ જ શાસ્ત્રનો સાર છે.

સંસારસુખમાં સુખ જેવું કાંઈ પણ નથી. ગમે તે કાર્યમાં સમતા હોય તો જ સુખ છે, તેથી શાસ્ત્રકાર કહે છે કે—

સમતા વિણ જે અનુસરે, પ્રાણી પુણ્યકામ;
છાર ઉપર તે લીંપણું, ઝાંખર ચિત્રામ.

ધાર્મિક કાર્યોમાં સમતા હોય તો જ સુખ થાય છે. મોક્ષમાં પણ સમતાનું જ સુખ છે. ત્યાં છોકરાઓના વેશવાળ કે માલની લેવડદેવડના સ્વાર્થ, દેખાવ કરવાનો બાહ્ય રંગ અને અંતરંગ કપટવૃત્તિ એવું કાંઈ હોતું નથી. સ્થિરતા એ સમતા છે અને મોક્ષમાં સ્થિરતા એ જ ચારિત્ર છે. મોક્ષસુખમાં જે આનંદ છે તેની વાનકી અત્રે મેળવવી હોય, તો તે સમતાપ્રાપ્તિથી મળે છે.

ગ્રંથકર્ત્તા શ્રી મુનિસુંદરસૂરિ મહારાજે કેટલો વિચાર કરીને આ ગ્રંથ લખ્યો છે તે આ શ્લોક પરથી જણાય છે. અનેક શાસ્ત્રોનું દોહન કરી આ ગ્રંથ ઉપસંહારરૂપે તાત્ત્વિક દૃષ્ટિએ લખાયો છે. શાંતરસાત્મક ગ્રંથોનું દોહન કરી કાઢેલો રસ જ્યારે પીવામાં આવે છે ત્યારે મન ડોલે છે, અનિર્વચનીય સુખનો અનુભવ કરે છે અને પ્રફુલ્લિત બને છે. એવી રીતે જ્યારે પ્રાણી સમતારસનો અનુભવ કરે છે, રસાધિરાજનું સેવન કરે છે, એટલે જ્યારે મમતા મૂકી સમતા આદરે છે, ત્યારે, ઉપર કહ્યું તેમ, મોક્ષસુખની વાનકી આ મનુષ્યજન્મમાં પણ પ્રાપ્ત કરે છે. આધિ, વ્યાધિ અને ઉપાધિનો ત્યાગ, કષાયનો વિરહ અને સ્વાત્મસંતોષ જ્યાં એકઠાં થાય ત્યાં પછી બાકી શું રહે?

પ્રિય વાંચક! જરા એક વાર અનુભવ કરજે. આ ગ્રંથ વાંચવાનું ફળ એ જ છે. આત્મદર્શન કરવું હોય, દુઃખનો સર્વથા નાશ કરવો હોય, તો આ ગ્રંથ દશ–વીશ વાર વાંચજે, વિચારજે, સમજજે. ગ્રંથકારે જે વિચારો બતાવ્યા છે તે પુખ્ત વિચાર કર્યા પછી સિદ્ધ કરેલા વિચારો જ છે. પ્રથમ દૃષ્ટિએ સામાન્ય લાગતા વિષયો પણ અત્યંત ગંભીર

* અઢાર પાપસ્થાનકમાં છઠ્ઠા ક્રોધ પાપસ્થાનકની સજ્ઝાય

છે. એ સુખનો અનુભવ થયા પછી તને એમાં અપરિમિત આનંદ આવશે; પછી ભલામણ કરવાની જરૂર રહેશે નહિ. ( ૬; ૨૭૬ )

### કર્તા, નામ, વિષય, પ્રયોજન

શાન્તરસભાવનાત્મા, મુનિસુન્દરસૂરિભિઃ કૃતો ગ્રન્થઃ ।
બ્રહ્મસ્પૃહયા ધ્યેયઃ, સ્વપરહિતોઽધ્યાત્મકલ્પતરુરેષઃ ॥ ૭ ॥ (गीति)

"શાંતરસભાવનાથી ભરપૂર અધ્યાત્મજ્ઞાનના કલ્પવૃક્ષ ( અધ્યાત્મકલ્પદ્રુમ ) ગ્રંથને શ્રી મુનિસુંદરસૂરિએ પોતાના અને પરના હિતને માટે રચ્યો તેનું બ્રહ્મ ( જ્ઞાન અને ક્રિયા ) પ્રાપ્ત કરવાની ઇચ્છાથી અધ્યયન કરવું." ( ૭ )

**વિવેચન**—આ ગ્રંથના કર્તા કોણ છે, તેનું પ્રથમ સૂચવન કરવામાં આવ્યું છે. શ્રી સોમસુંદરસૂરિના શિષ્ય **મુનિસુંદરસૂરિ** મહારાજ આ ગ્રંથના કર્તા છે. તેઓનું જે ચરિત્ર લભ્ય થયું છે, તે ગ્રંથની શરૂઆતમાં આપ્યું છે. તેઓ સહસ્રાવધાની હોઈ અસાધારણ બુદ્ધિબળ ધરાવતા હતા. જનસમૂહ પર અનેક ઉપકાર કરવામાં અહોનિશ તત્પર થયેલા તેઓ શાંતરસનો વરસાદ વરસાવતા હતા.

એ સૂરિમહારાજે આ **અધ્યાત્મકલ્પદ્રુમ** ગ્રંથ બનાવ્યો છે. એ નામ કેટલે અંશે સાર્થક થાય છે તે આપણે ઉપોદ્ઘાતમાં જોઈ ગયા. અને ગ્રંથનું અધ્યયન કરતાં એ વિષય સ્ફુટ થયો. આ શ્લોકમાં કર્તાનું અને ગ્રંથનું નામ બતાવ્યું.

આ ગ્રંથનો વિષય શો છે તે પણ અત્ર બતાવ્યું છે. શાંતરસની ભાવનાવાળો આ ગ્રંથ છે. એ રસ હૃદયને કેટલું નિર્મળ કરે છે અને તેને શા માટે રસની વ્યાખ્યામાં મૂકવો જોઈએ, એટલું જ નહિ પણ એને 'રસાધિરાજ' શા માટે કહેવામાં આવ્યો છે, તે માટે આપણે ભૂમિકામાં નિરૂપણ કરેલું વિવેચન' જોઈ ગયા.

ગ્રંથ કરવાનું પ્રયોજન શું છે, તે પણ અત્ર સ્ફુટ થાય છે. બ્રહ્મ એટલે જ્ઞાન અને ક્રિયા અથવા પરમાત્મસ્વરૂપે પ્રગટ થયેલું શુદ્ધ આત્મસ્વરૂપ. મોક્ષની ઇચ્છાવાળા પ્રાણીઓએ તે પ્રાપ્ત કરવા અભ્યાસ કરવો. એ પ્રયોજન બતાવતાં અધિકારી કોણ છે એનું પણ સૂચન કરવામા આવ્યું છે.

આ ગ્રંથ સ્વપરહિતની દૃષ્ટિથી બનાવવામાં આવ્યો છે અને તે જ દૃષ્ટિએ તે પર વિવેચન કરવામાં આવ્યું છે.

ગ્રંથકર્તા હમેશાં પરહિત કરવાની ઉચ્ચ વૃત્તિથી જ દોરાય છે, છતાં પરહિત પણ તત્ત્વથી આત્મહિત જ છે તેથી, તેમ જ સમતારસપ્રધાન જીવનવાળાનું એ પ્રથમ કર્તવ્ય છે તેથી, સૂરિમહારાજે આ ગ્રંથ સ્વપરહિત સારુ બનાવ્યો છે. એ જ મહાત્માને પગલે ચાલી અને એને મળતી ઇચ્છાથી પ્રેરાઈ, અત્ર કાંઈક વિવેચન કરવા પ્રયાસ કર્યો છે. એ કાર્યમાં ફતેહ કેટલે દરજ્જે મળી છે તે જોવાનું કાર્ય લેખકનું નથી, પણ શુદ્ધ હૃદય રાખવાનું અને જણાયલા ભાવો કહેવાનું તેનું કર્તવ્ય છે. સૂરિમહારાજે આ ગ્રંથની રચના

' આ વિવેચન કરવા ધાર્યું હતું, પણ થઈ શક્યું નથી, જે માટે પીઠિકા જુઓ

કરવામાં પોતાની શક્તિ બહુ સારી રીતે વાપરી છે એમ અનુમાન થાય છે. (એને માટે જુઓ ઉપોદ્ઘાત.) આ ગ્રંથ અધ્યાત્મજ્ઞાનનું કલ્પવૃક્ષ છે; માગનાર ભૂલશે તો જુદી વાત છે, બાકી જે વસ્તુ માગવામાં આવશે તે કલ્પવૃક્ષ તો તુરત જ આપશે. (૭; ૨૭૭)

## ઉપસંહાર

इममिति मतिमानधीत्य चित्ते रमयति यो विरमत्ययं भवाद् द्राक् ।
स च नियतमतो रमेत चास्मिन् सह भववैरिजयश्रिया शिवश्रीः ॥ ८ ॥ (आर्यागीति)*

"જે બુદ્ધિમાન પુરુષો આ ગ્રંથનું અધ્યયન કરીને, તેને ચિત્તમાં રમણ કરાવે, તેઓ થોડા વખતમાં સંસારથી વિરક્ત થઈ જાય અને સસારરૂપ શત્રુના જયની લક્ષ્મીની સાથે મોક્ષલક્ષ્મીની ક્રીડા જરૂર કરે." (૮)

**વિવેચન**—આ ગ્રંથના અધ્યયન અને રમણ (નિદિધ્યાસન) પર અત્ર ધ્યાન ખેંચવામાં આવ્યુ છે. જે પ્રાણી આ ગ્રંથનો અભ્યાસ કરી અનુભવની જાગૃતિ રાખે છે તે સર્વ વાંછિત પદાર્થોને પ્રાપ્ત કરી શકે છે. એકલો અભ્યાસ કામનો નથી; અભ્યાસનો સદુપયોગ અને દુરુપયોગ બન્ને થાય છે. દુનિયામાં ખરાબમાં ખરાબ માણસ પણ અભ્યાસ-વાળા જ થાય છે, અને કેટલીક વાર યોગ્યતા વગર અધ્યાત્મનો ડોળ કરવાથી ઢોંગ પણ પ્રાપ્ત થાય છે. વસ્તુતત્ત્વે સાર એ છે કે, જે અભ્યાસ કરી તે અભ્યાસને ચિત્તમાં ચોંટાડી દે છે, મન સાથે મેળવી નાખે છે અને ચિત્તમાં રમણ કરાવે છે, તે જ ઇચ્છિત સુખો જરૂર મેળવી શકે છે. લોક (Locke) નામનો અંગ્રેજ વિદ્વાન થયો છે, તે કહે છે કે પાંચ મિનિટ વાંચો ને તેના પર પંદર મિનિટ વિચાર કરો. આવી રીતે જેને મનન કરવાની ટેવ પડશે, તે જ પ્રાણી ખરેખરો સાર શોધી શકશે. મનન કર્યા વગર આત્મ-જાગૃતિ થતી નથી; વાંચેલો વિષય અંતરંગમાં જરા પણ અસર કર્યા વગર ઉપર ઉપરથી ચાલ્યો જાય છે. મનનની ટેવ પડે છે ત્યારે જ વસ્તુરહસ્ય સમજાય છે; નહિ તો કૂવાના કાંઠા પર બાંધેલો પથ્થર કોસના આખા દિવસના પાણીના મારા પછી પણ, પાચ મિનિટ પાણી પડવાનું બંધ થાય છે ત્યારે, જેમ કાંઠો પાણી વગરનો કોરો થઈ જાય છે, તેમ મનન વગરનો અભ્યાસ અંતરંગમાં ઊતરતો જ નથી.

એવી રીતે મનન કરવામાં આવે તો સંસારશત્રુની જયલક્ષ્મી અને મોક્ષલક્ષ્મી બન્ને બેનપણીઓ આ જીવને સાથે વરમાળા આરોપણ કરે. એ પ્રાપ્ત કરવાની જ આપણી ઇચ્છા છે. '**જયશ્રિયા**' એ સાંકેતિક શબ્દથી ગ્રંથકર્તાનું નામ ધ્વનિત થાય છે. (૮; ૨૭૮)

* * *

એવી રીતે **સામ્યસર્વસ્વાધિકાર** નામનો સોળમો અને છેલ્લો અધિકાર પૂર્ણ થયો. આમાં ગ્રંથના સર્વ વિષયનું દોહન કરી સાર બતાવવામાં આવ્યો છે: જે છે તે સમતામાં જ આવીને સમાય છે. સમતાના સુખ પાસે ઇંદ્ર અને ચક્રવર્તીનુ સુખ પણ અલ્પ કહ્યું; ત્યારે પછી એ સુખ ઉત્કૃષ્ટ છે એમાં જરા પણ સદેહ જેવું નથી. વળી, એ સમતાના પ્રભાવથી મોક્ષ આંગળીના ટેરવા પર આવી જાય છે. આથી વધારે શું કહી શકાય? સર્વ

* ચારે પદમા અનુક્રમે ૧૨–૨૦–૧૨–૨૦ માત્રા હોય છે

જીવ ઉપર સમભાવ રાખવો, સર્વ વસ્તુ ઉપર સમભાવ રાખવો, પૌદ્ગલિક વસ્તુ પર રાગ-દ્વેષ કરવા નહિ અને રાગ-દ્વેષ પૌદ્ગલિક જ છે એમ સમજવું, દોષવાન પ્રાણી ઉપર પણ કરુણા રાખવી અને ગુણવંતને જોઈ અંતઃકરણમાં પ્રમોદ લાવવો અને પોતે ગુણ પ્રાપ્ત કરવાની શુદ્ધ ઇચ્છા રાખવી એ જ આ જીવનનો મુખ્ય હેતુ છે, જીવનપ્રાપ્તિનું પરમ સાધ્યબિંદુ છે અને પ્રાપ્ત થયેલ જોગવાઈનો સદુપયોગ છે. એવા પ્રકારનું જીવન સમતામય જીવન કહેવાય છે. એની ગેરહાજરીમાં આ ભવ એક ફેરા સમાન સમજવો. અનાદિ સંસારની ઘટનામાં પચાસ, સાઠ કે એંશી વરસ એ કાંઈ બહુ નથી. એટલા વખતમાં અનેક જાતના તોફાન કરી આખી દુનિયાને હચમચાવી મૂકવી અથવા અપ્રામાણિક આચરણ કરવાં અને પાપકર્મથી ભારે થઈ જવું કે કાળાં બજાર કરવાં એ વસ્તુસ્વરૂપનું અજ્ઞાન, જડતા અને એકાંત મૂર્ખાઈ છે. અનંત શક્તિવાળો આ આત્મા શુભ પ્રવૃત્તિથી, ધારે તો, હાલ પણ, આ જિંદગી પછી નવ વરસમાં મોક્ષ પ્રાપ્ત કરી શકે. આ જીવ વિના કારણ અનેક દુઃખો સહન કરે છે. તે સર્વનો હેતુ અને કારણ સમજી, મૂળ વિષય પર આવી જવું; અને ત્રીજા શ્લોકમાં કહ્યું છે કે મમતા સર્વ દુઃખોનું મૂળ છે અને સમતા સર્વ સુખોનું મૂળ છે, એ સારી રીતે સમજવું. એટલા માટે ક્રોધાગ્નિને શમજળથી શમાવવો, વિવેક-વજ્રથી માનપર્વતનો છેદ કરવો, સરળતા-ઔષધિથી માયાશલ્યનું નિવારણ કરવું અને સંતોષરૂપ જાંગુલિમંત્રથી લોભભુજંગને વશ કરવો. એ કષાયો પર જય કરવો અને વિષયોને તજી દેવા, એ સમતાપ્રાપ્તિનો ઉપાય છે. એ સમતા સમકિતદૃષ્ટિ તત્ત્વજિજ્ઞાસુને મન સર્વસ્વ છે. એની ખાતર ચિંતામણિ રત્ન કે કામધેનુનો ભોગ આપવો પડે, તોપણ તેને કાંઈ લાગતું નથી.

આવી રીતે શ્રી મુનિસુંદરસૂરિ મહારાજે રચેલ શ્રી અધ્યાત્મકલ્પદ્રુમ ગ્રંથ અત્ર પૂર્ણ થાય છે. એમાં સમતાનો વિષય મુખ્ય છે. એની પુષ્ટિમાં અનેક ઉપયોગી વિષયો પર પ્રસંગે વર્ણન કર્યું છે. એ ગ્રંથ કેટલો ઉપયોગી થયો છે તે સંબંધી વિશેષ હકીકત વિવેચનમા દરેક પ્રસંગે કહી છે અને કાંઈક હકીકત ઉપોદ્ઘાતમાં પણ બતાવી છે. એ ગ્રંથ વાંચી, સમતારસ પ્રાપ્ત કરી, જીવનમાં ધાર્મિક તન્મયતા લગાવી, અખંડ સમાધિ-સુખ અનુભવી, અવિચ્છિન્ન સાદિઅનંત સુખ પ્રાપ્ત કરો, એવી આ લેખકની અંતઃકરણની પ્રાર્થના અને ઇચ્છા છે.

सविवरणः साम्यसर्वस्वनामा षोडशोऽधिकारः ॥


श्रीशान्तरसभावनास्वरूपोऽध्यात्मकल्पद्रुमाभिधो ग्रन्थो जयश्र्यङ्कः श्रीमुनिसुन्दरसूरिभिः कृतः सविवरणः समाप्तः । इति शम् ॥

# શ્રી અધ્યાત્મકલ્પદ્રુમ ગ્રંથ

## મૂળ શ્લોકોની ભાષામાં ચોપાઈ[+]

પરમ પુરુષ પરમેસર રૂપ, આદિ પુરુષનઉ અકલ સરૂપ;
સામી અસરણસરણ કહાય, સકલ સુરાસુર સેવે પાય. ॥

પ્રણમી તાસ ચરણઅરવિંદ, ખરતરગચ્છપતિ શ્રી જિણચંદ;
સંભારી શ્રી સદ્ગુરુ નામ, ભાષા લિખું સસ્કૃત ઠામ. ॥

અધ્યાતમકલ્પદ્રુમ લહ્યઉ, શ્રી મુનિસુંદરસૂરે કહ્યઉ;
પરમારથ ઉપદેશન કરી, નવમ શાંતરસપતિ અણુસરી. ॥

અંતર અરિ જીપી જયસિરિ,§ શાંતરસે શ્રી વીરે વરી;
નિરવૃતિકારી તે પરિણામ, ચરમકરણમાં આવ્યા તામ. ૧

સકલ મંગલનિધિરૂપી હિયે, આવ્યે નિરુપમ સુખ પામીએ;
શિવસુખ તરત લહીજે જિણે, ભાવઉ ભવિક શાંતરસ તિણે. ૨

સમતામાંહિ રહે ×લયલીન[૧], ન રહે સ્ત્રી[૨] સુત[૩] ધનહ[૪] અધીન;
દેહી મમત[૫] ને વિષય[૬] કષાય[૭], ન કરે રહે શ્રુતહ[૮] ચિત્ત લાય[૯]. ૩
વૈરાગી[૧૦] વળી શુદ્ધ[૧૧] પ્રેમ દેવ–ગુરુ–પ્રેમ જાણ[૧૨] કરે વ્રત સેવ[૧૩];
સંવરરૂપી[૧૪] શુભ ચલગતી,[૧૫] સેવો સમતારસ શિવમતી[૧૬]. ૪
એહ કહ્યા સોળહ અધિકાર, સંગ્રહ એણે શાસ્ત્ર મઝાર;
પહિલું તિહાં સમતા ઉપદેશ, વચન કરી ભાખું લવલેશ. ॥

### સામ્યોપદેશ–કથન

ચિત્તબાલ મત મૂંકિ તું, ભાવન બીજ અનૂપ;
જિણ તુજને દુરધ્યાન સુર, ન છલઈ+ છલના કૂપ; ૫

### સદશતા–કથન

જે સગલું ઇંદ્રિયસુખ થાય, નર સુર ઇંદ તણઈ સુખ માય;
બિહુ પરે સમતા પુરેસરે, તે જાણી આદર ચિત્ત ધરે. ૬

---

+ આ ચોપાઈનું પુસ્તક રા. રા. કેશવલાલ પ્રેમચંદ તરફથી અમદાવાદ ડેલાના ભંડારમાંથી મળી આવ્યું છે, પરંતુ તે બહુ મોડું મળ્યું તેથી પાછળ દાખલ કર્યું છે. વાચનારની સગવડ માટે દરેક શ્લોકના વિવેચનને અંતે જે ચાલુ નંબર મૂક્યો છે તે જ નંબર ચોપાઈને પણ આપ્યો છે. આથી સંસ્કૃત શ્લોક સાથે મુકાબલો કરવામાં બહુ સગવડ થવા સંભવ છે. પછીની આવૃત્તિમાં પણ આ જ ગોઠવણ વધારે અનુકૂળ છે એમ ધારીને ફેરફાર કરવામાં આવ્યો નથી. એ જ ગોઠવણ ચાલુ છે.

§ જયશ્રી. × આ કડી આ ગ્રંથના સોળ વિભાગ ( અધિકાર ) બતાવે છે. + છળે.

### સમતાશ્રય-ફળ-કથન

અદીઠ વિવિધ કરમ *પરકાર, જાણી સહુ જન વચનવિકાર;
પરણતિ રાખી ઉદાસ ભાવ, મુનિ આસરે અદુઃખ સુખ ઠાવ. ૭

### સમતાશ્રય-સુખ-કથન

સરવ જંતુ ઉપરિ ક્ષણ એક, જઉ+ મન મૈત્રી આણે છેક;
તે સુખ પરમ રૂપ ભોગવે, જે ઇહ પરભવ ન થયો કબે. ૮

### સમતાશ્રિત જીવલક્ષણ-કથન

જેહનઇ મિત્ર, ન શત્રુ ન કોઇ, નિજ પર ભાવ ન હોવે સોઇ;
ઇંદ્રિયાર્થ ન રમે ચિત્ત જાસ, યોગી મુક્તકષાયાવાસ. ૯

### સમતાકારણ-કથન

મૈત્રી કરી જીઉ જગજંતસુ, પ્રમોદ ધરિ જીવ ગુણવંતસું;
કરુણા ભવપીડિત જનસંગ, નિરગુણ પરિ× ધરિ ઉદાસ રંગ. ૧૦

### ‡ મૈત્ર્યાદિસ્વરૂપ-કથન

મૈત્રી પરહિતચિંતા જેહ, પરદુઃખવારણ કરુણા તેહ;
પ્રમોદ પરસુખ સંતોષસું, ઉપેક્ષા તે મધ્યગ દોષસું. ૧૨

### મૈત્રીલક્ષણ-કથન

ધરિવું જે મ કરઉ કો પાપ, વળી ન લહઉ કોઇ દુઃખતાપ;
મુંકાવો ભવથી જગજંત, મતિ એ મૈત્રી કહિયે તંત. ૧૩

### પ્રમોદલક્ષણ-કથન

સકલ દોષના ફેડણહાર, વસ્તુતત્ત્વના દેખણહાર;
ગુણવંતનું એ કરિઉં § પક્ષ, જીઉ તું લહિ તે મુદિતા લક્ષ. ૧૪

### કરુણા-લક્ષણ

દીન હીન દુખિયા ભયભીત, યાચમાન જીવિત નિજ ચીત;
તસ ઉપકારતણી જે બુદ્ધિ, લહિ તે જીઉ તું કરુણા શુદ્ધિ. ૧૫

### મધ્યસ્થતા-લક્ષણ

જોવું ક્રૂર કર્મ તેહવું, વળી સુર-ગુરુ નિંદા જેહવું;
નિજ પરસંસક ઉપરિ તિમઇ, લહિ જીઉ તે મધ્યસ્થાઇ મઇ. ૧૬

* પ્રકાર + જ્યારે. × પરે, ઉપર ‡ ૧૧મા શ્લોકની ચોપાઈ લખી નથી તેથી તે સંખ્યા પડી રહે છે; અથવા ૧૧-૧૨ નો બારમી ગાથામાં સમાવેશ થાય છે. § કરવુ

### સમતાસુખ-કથન

સકલ ચેતનાચેતન વિષે, સ્પર્શ, રૂપ, રવ, ગંધ, રસ લખે;
સામ્યભાવ જોઇસ જો ચિત્ત, તો તુઝ કરગત શિવસુખ તત્ત. ૧૭

### આતમમદવારણ-કથન

સ્યાં ગુણ તુઝ જિણ વાંછે સ્તુતિ, સ્યુ કરતઉ* મદભર અદભૂતિ;
નરકભીતિ કિણુ સુકૃતે ગઈ, સ્યુ જીતું યમ તેં મન જઈ. ૧૮

### વેત્તૃત્વ-કથન

ગુણ લેવઈ જે ગુણિયલ +તણઈ, પરનિંદા આતમને ભણે;
મન સમભાવે રાખે વલી, ખીજે વ્યત્યયે વેત્તા રલી. ૧૯

### યથાર્થવેત્તા-કથન

નવિ જાણે શત્રુ નઇ મિત્ર, નૈવ હિતાહિત નિજ પર ચિત્ત;
સુખ વાંછે જીઉ કરઈ × દુઃખધેષ, ઇષ્ટ લહિસિ કિમ નિયાણહ રેષ. ૨૦

### વેત્તાફળકથન

સુકૃત જાણી સર્વ પરિણામ, રમણીએ રહે ચિરથિતિ ઠામ;
અન્ય ભવે તુ અનંત સુખ લહઈ, તઉ કિમ વ્રતથી નાઠઉ વહઈ. ૨૧

### સ્વપરવિભાગ-કથન

નિજ પર કીધું જેહ વિભાગ, રાગાદિકે તેહ જ અરિ લાગ;
ચઉગતિ દુઃખ કારણથી તનઈ, જાણઈ નહી અરિકૃત્રિમ મનૈ. ૨૨

### વસ્તુ અનિત્યે સામ્ય-કથન

અનાદિ આતમ નિજપર આદિ, કો નઇ પિણ નહિ ભાવ અનાદિ;
રિપુ મિત્રઇ વલિ થિર નહી દેહ, તઉ સરિખું ન લહે કિમ એહ ? ૨૩

### અનિત્યદઢાવ-કથન

પંડિતને તતથી લેપ નહી, માતપિતા સુત સ્ત્રીસુખ ગહી;
ન હુયે સુખકર લેપથી અન્ન, ગત આકાર સકલગત તન્ન. ૨૪

### સામ્યે અલ્પતા-કથન

કામી હુવે સહુ સંજ્ઞાવંત, ધની મનુષ્ય કે કર્મી તંત;
ધર્મી કે જૈની કે યતી, શિવવંછક કે એ શિવમતી. ૨૫

---

* કર્યું, કર્તવ્ય બજાવ્યું. + તણા. × દ્વેષ.

સર્વ સ્વારથ-કથન

નેહી તિતલઈ નિજનિજ [1]વિષઇ, પોતીકો સ્વારથ જ્યાં લખઇ;
જોઈ એહવી સ્વારથ રીતિ, એ ઉપરિ કુણ રાખે પ્રીતિ ? ૨૬

રાગદ્વેષનિષ્ફલતા

પામ્યુ સ્વપન ઇંદ્રજાલાદિકઇ, જે રતિ અરતિ નિફલ બે બકઇ;
તિણપરિ લખિ એ સહુ ભવ વિષઇ, ચિંતવવું આતમને સખે. ૨૭

બિ શ્લોકેઃ પરવશ-કથન

એ મુજ માતપિતા એ મુજ, સજ્જન બંધવ એહુ અનુજ;
એ ધન ઉપરિ મમતા [2]રહઇ, નિજ યમવશતા કાં નવિ લહઇ ? ૨૮

ન ધન, ન પરિજન સજ્જન ન કોઇ, પરિચિત મંત્ર ન દેવ ન સોઇ;
યમથી કોઈ ન [3]રાખઇ તુજ, જાણી મૂઢ [4]હિવે તો બુજ. ૨૯

ધને મૂઢતા-કથન

તેણે જો ભવસુખનઇ ગહે, સાધનરૂપ ધનાદિક વહે;
મુઝે વિષયવિકારે મને, પ્રીતિ ન ચાહે સમતત્તને. ૩૦

શત્રુ કુટંબપણુ-બોધ

કરે કષાય મલિન સ્યુ ચિત્ત, કો ઊપરિ અરિબુદ્ધિ અત્ત;
તે તુજ માતપિતાદિકપણે, ઇષ્ટ થયાં બહુ ભવ ભરમણે. ૩૧

કુટંબે શત્રુબોધ

જ્યાં શોચે કિહાં ગયાં મુજ એહ, નેહાલું આતમહ સનેહ;
તિણે હણ્યો તુંહિ જ પૂરવઇ, હણણહણાવણ તે [5]ભવભવઇ. ૩૨

અસમર્થ કથન

ન શકે તું રાખી તેહને, તે પિણ રાખણ તુઝ દેહને;
નિફલ[6] મમત કરે સ્યું એસું, પગ પગ મૂરખ સ્યુ ચિંતેસું ? ૩૩

રાગદ્વેષનિરાસ-કથન

સચેતની પુદ્ગલીયા જીવ, અન્ય પદારથ અણુગ [7]સદીવ;
ધરે અનંત પરિણામ સભાવ, તહાં કુણ રાગદ્વેષનો દાવ ? ૩૪

સમતામાંહિ મગનપણે, એહ રચ્યઉ અધિકાર;
[8]હિવ અનુક્રમિ બીજો લિખું, લલના મુગતાચાર. ॥

ઇતિ પ્રથમઃ સમતાધિકારઃ

---

૧. વિષે. ૨. રહે ૩. રાખે. ૪. હવે ૫. ભવોભવે. ૬. નિષ્ફલ. ૭ સદૈવ, હમેશાં. ૮. હવે.

મોહે સ્યુ સ્ત્રીજન [1]ઊપરઇ, પુણ્યાતમ પ્રીતે રતિ ધરે;
ન લખે કાં પડતાં ભવદધઇ, સ્ત્રી તે શુદ્ધ શિલા ગલ બધઇ. ૩૫

ચરમ અસથિ મજ્જ આંતર વસા, અસ્થિ માંસ અમેધ્યાદિક કસા;
અશુચિ પિંડગત સ્ત્રી આકાર, દેખિ રમે સ્યુ આતમસાર. ૩૬

દેખિ દૂરસ્થ અમેધ્ય [2]અલપ્પ, સૂગ કરે તૂ નાસાકલપ્પ;
તિણે ભરઇ સ્ત્રી ડીલે મૂઢ, સ્યુ અભિલાષ કરે અવગૂઢ. ૩૭

માંસ અસ્ર અમેધ્યે ભરી, સ્ત્રી દેહી દેખે સ્યે કરી;
ઇહ ભવ સુત ધન ચિંતા તાપ, થાયે પરભવ દુરગતિ પાપ. ૩૮

મુંઝે સ્યુ દેખી સ્ત્રીઅંગ, ચિત્ત પ્રસન્ને પેસ નિસંગ;
લક્ષણુ વિરમ અશુચિ એ ગાત, કરતો શૌચઅશૌચહ ઘાત. ૩૯

મોહાયે સ્યું સ્ત્રીમુખ નેત્ર, દેખી અંગોપાંગ વિચિત્ર;
દેખે નહીં નરકગતિ રૂપ, મોહ તે મહાકદર્થન રૂપ. ૪૦

અમેધ્ય ભઠ્ઠીનઇ [3]બહુરંધ, નીકલતા મલ કૃમિચય બંધ;
માચિણુ ચપલ કૂડકોથળી, દુરગતિણી સુગતે સ્યુ રળી. ૪૧

જેહ નિભૂંઈ[4] વિષકંદલી, અદરી વાધિણિ નિનમી વલી;
વ્યાધિ અકારણુ મૃત્યુ એ કરે, અણુવાદલી વજ્રાશનિ પરે. ॥

સાહસ બંધુ સનેહ વિઘાત, મૃષા પ્રમુખ સંતાપહ ઘાત;
ઇણુ પરિ એ પ્રતખ[5] રાક્ષસી, સુણી ભવિયણુ દૂરે રહ્યઉ વસી. ૪૨

અસ્ત્રીવિરમણુ રૂપ એ, લિખ્યુ દુતીય અધિકાર;
તીજો સુત મમતા રહિત, જાણુો હૃદય મઝાર. ॥

## ઇતિ દ્વિતીયઃ સ્ત્રીમમત્વમોચનાધિકારઃ

જીવ મ હુઇસુ સુતાસુત દેખ, હરખે આકુલ ચિત્ત વિશેષ;
મોહે નરકખંદિ મેલવા, મેલ્યા એહ નિગડના લવા. ૪૩

આ ભવ જીવ ભવાંતર તિમઇ,[6] ન લખે શાલ મુકયા જે ઇમઇ;
દેવે કરી ચલાચલ પીડ, હણે સદા તમ સમાધિ કીડ. ૪૪

કૃમિ વિચિત્ર સ્ત્રી કુખે હવે, અસકુ સુકર ધાતુ પ્રભવે;
દંપતિ રાગ દ્વેષ તે વિષે, ન હુવે તો સ્યો સુત - પરસુખે ? ૪૫

૧. ઉપરે. ૨. અલ્પ ૩ રંધ્ર, દ્વાર. ૪. જમીન વગરની, નિર્ભૂમિ ૫. પ્રત્યક્ષ, ઉઘાડી. ૬. તેમ.

આપદ રાખણ સમરથ નહી, સુત સંબંધ પિતાદિક મહી;
ઉપકારે દીસે સંદેહ, સુત પર નેહ મ કરિ જીઉ એહ. ૪૬

સુતમમતામોચન પ્રગટ, એહ તૃતીય અધિકાર;
ધનની મમતા મૂકવા, ચોથો સુણિ અધિકાર. ॥

## ઇતિ તૃતીયઃ પુત્રમમત્વમોચનાધિકારઃ

સુખબુદ્ધે લખમી[1] મેલતો, રહે જીઉ તું મમતા છતો;
અધિકારી એ પાપહ વેત, સંસારે નાખે તું ચેત. ૪૭

લછમીએ દુસમણભોગ હવે, ઉંદર સરપ ગતિ વલિ હવે;
મરણાપદ રાખે નહીં કિમઈ, રાખે સ્યું જિઉ મોહ એહિ મઈ. ૪૮

મમતા માત્ર હુવે મનસુખ, ધને અલપ કાલે તો લખ;
આરંભાદિકથી અતિ દુક્ખ, દુરગતિરૂપી દારુણ રુક્ખ. ૪૯

આતમસાધન એ છે દ્રવ્ય, ધર્મ થવે પિણ[2] નહીં અતિ ભવ્ય;
પુણ્યાતમ નિઃસંગહ યોગ, તદ્ભવ મુક્તિ સ્ત્રી હુવે ભોગ. ૫૦

ક્ષેત્ર વસ્તુ ધન ધાન્યહ તેહ, મેલી રાખે પ્રાણી જેહ;
ક્લેશ પાપ નરકગતિ હવે, ગુણ નહિ કોઇ ધરમ ન ઠવે. ૫૧

બૂડે આરંભે ભવમાંહ, રાજા પ્રમુખ છલે વલિ તાંહ;
ચિંતાકારક ને ભ્રમ હરે, પરિગ્રહ છંડયાઇ[3] કારજ સરે.

વાવે નહી જો ધન શુભ ખેત, જાતું પરભવ સ્યુ તે લેત;
તેહ ઉપાજ્યું કરી અતિ પાપ, જીઉ કિમ તો જાયે દુઃખતાપ? ૫૩

પરિગ્રહ મમતા મુગત એ, ચઉથું[4] ઇહાં અધિકાર;
હિવ અનુક્રમિ પંચમ લિખું, દેહ મમત પરિહાર. ॥

## ઇતિ ચતુર્થો ધનમમત્વમોચનાધિકારઃ

પાપ ચિંતવે પોષે દેહ, કિમ તુજ થશે સહાયી તેહ?
ઇમ જો ઉત્તર સુખ ચિંતવે, એ જગ વંચે ધૂરત રવે. ૫૪

કારાગારથકી નીસરે, જડ પિણ ભેદી નઇ બહુ પરે;
પઇયઉ અધિક તેથી તનુ બંદિ, જીઉ કમ યતન કરે સ્યે છંદિ. ૫૫

જો પરભવ દુઃખ વંછે ચિત્ત, તો ન કરે કિમ પુણ્ય પવિત્ર?
રાખી ન શકે ભવભય કોઇ, પુણ્ય વિના જઉ વજિ[5] હોઈ. ૫૬

---

૧. લક્ષ્મી, દોલત. ૨. પણ. ૩. છાંડવાથી. ૪. ચોથું. ૫. ઇંદ્ર.

કરે પાપ મુંઝી ઇણુ દેહ, ભવદુઃખ જાલ ન જાણે જેહ;
અગનિ લોહાશ્રય સહે ઘન સહી, વ્યોમ અનાશ્રય બાધા નહીં. ૫૭

કાયનામ અનુચર એ દુષ્ટ, કર્મગુણે બાંધી તુજ પુષ્ટ;
છલનું દેઈ સંયમ લાંછ, જિણુ તુજ જીવ ન આવે આંછ. ૫૮

શુચિપણું અશુચિપણું લહે જિહાં, કૃમિ જાલે આકુળ વપુ ઇહાં;
તરત ભસ્મભાવી થી જીવ, લે નહીં કાં આતમહિત નીવ. ૫૭

તપ જપ સંયમ પરઉપકાર, દેહે એ ફલ લ્યે નહિ સાર;
બહુ ભાટકે અલ્પ દિનગેહ, મૂરખ તૂ સ્યુ તિહાં ફલ લેહ. ૬૦

માટીરૂપ ઇણે વિણસતે, નિંદાવંત રોગઘર છતે;
દેહે આતમહિત જો નહિ, મૂરખ યતન કરે સ્યો તહીં. ૬૧

દેહ મમત રહિત ઇહાં, એ પંચમ અધિકાર;
વિષય પ્રમાદ નિવારવા, સુણિ વળી વિકથા વાર. ॥

## ઇતિ પંચમો દેહમમત્વમોચનાધિકારઃ

તુચ્છ સુખદાયક ઇંદ્રિય વિષે, સ્યું મુંઝે આતમ ઇણુ વિષે;
મેલ્હે એ ભવભયવનમાંહ,[1] જીવનઇ સુલભ નહી શિવ તાંહ. ૬૨

પડતે શુભ પરિણુતિ અતિ અસુભ, રચ્યો વિષય સુખમાં સ્યુ મુઝ ?
જડ પિણુ રહે હિતાવહ લખી, ન લખે[2] તૂ કાં પંડિત પખી. ૬૩

ઇંદ્રિયસુખ તે તો જિમ બંદ, અતીંદ્રિય સુખ તે શિવગતિ કંદ;
પડિત દુહું પરસ્પર દેખી, આણે દષ્ટિ એક પરિશેષ. ૬૪

દેહી નરક દુઃખ કિમ ભોગવે ? શાસ્ત્ર સુણીને લહિ જીઉ હવે;
જેહ નિવર્ત્યો તૃષ્ણા વિષે, સુણી પાપભય સગલા[3] લખે. ૬૫

નરકવેદના ને ગર્ભવાસ, દેખીને શ્રુતલોચન[4] ભાસ;
મન ન લગે જ્યુ વિષય કષાય, તો પંડિત વલી ચીંતવિ તાય. ૬૬

જિમ પશુને વલી જિમ ચોરને, વધ કરતાં મૃતિ હુવે થિર મને;
હલકે હલકે તિમ સરવને, તો સ્યું આતમ વિષયા જને. ૬૭

બીહે જીઉ જો દુઃખની રાશ, મન વશ ઇંદ્રિય વિષયાવાસ;
ઇંદ્રિય સુખ તે નાશે તુરત, તસ નાસ્યે નિશ્ચય દુઃખ અંત. ૬૮

યમ સ્યુ મુયો[5] દુરામય[6] ગયા, નરક જડાણા સ્યુ કાં થયા ?
સ્યુ નિશ્ચલ આયુસ ધન દેહ, કૌતુક વિષયે મુંઝ્યો જેહ. ૬૯

૧. માં. ૨. જાણે. ૩. સર્વે. ૪. જ્ઞાનચક્ષુ. ૫. મરી ગયો. ૬. વ્યાધિઓ

મુંઝે સ્યુ જીઉ વિષય પ્રમાદ, ભ્રમગત સુખ ઉત્તર દુઃખખાદ;
સુખ જે ઈંદ્રિય લિપ્સા મુક્ત, નિરુપમને આયતિ શિવ યુક્ત. ૭૦

વિષય પ્રમાદ નિવારવા, એ છઠ્ઠો અધિકાર;
જિણુ કષાય ઉપજે નહીં, સો સુણિ[1] સપ્તમ સાર. ॥

## ઇતિ ષષ્ઠો વિષયપ્રમાદત્યાગાધિકારઃ

સહી સહીસ જીવ પીડા ઘણી, દ્વેષ વશે નરકાદિક તણી;
સ્યુ તું મુગ્ધ કહ્યો કુવચને, ક્રોધે નિજ સુકૃતધન હને. ૭૧

માનહીન વચને જો માન, ન હુવે તો તપ આખે માન;
કુવચન માને હુવે તપ નાસ, દુઃખ લહે આતમ નરકાવાસ. ૭૨

વૈરાદિકનો લાભાલાભ, આતમ જાણો આ ભવગાભ;
માન રાખ ભાવે [2] તપ રાખ, નિહચે[3] ઇહાં દુહું ગતિ સાખ. ૭૩

સુણિ કુવચન જે હરખિત થાય, પાહણુ કે જસ રોમ હરખાય;
જે મરણાતે ન ધરે દોષ, જીઉ જાણે એ શિવગતિ પોષ. ૭૪

સ્યુ ગુણ તુજ્ઝ કષાયે કહા, કીધું છે જિણુ સેવઇ સદા;
સ્યુ દેખે નહિ એહનું દોસ, તાપ ઇહાં પરભવ દુખકોસ. ૭૫

સ્યુ તુજ સુખ કષાયે કર્યો, કષાયનાસથી સ્યુ સુખ [4]ખિર્યો;
એ એમાં ઉત્તર ફલ દેણુ, જાણી જીઉ ભજ તે અલેણુ. ૭૬

તપપ્રવૃત્તિ તો જીઉ સુખસાધ્ય, જિમ તિમ માનસુગતિસુ અબાધ્ય;
પહિલી પ્રવૃત્તિ ન દે સુખ કઈ, બાહુબલિને બીજે શિવ દઈ. ૭૭

વિચાર કરી ઇમ તજવું માન, દુર્લભ તપ રાખવું નિદાન;
પંડિત હરખે મન ધરિ ક્ષમા, માન મત્સર હે મૂરખ ગમા. ૭૮

થોડે પરાભવ પિણુ તું કુપે, પાપ ચિંતવઇ નિજ ગુણ લુપે;
ન લખે નરક તિરશ્ચી ગતિ, વારવાર થાસ્યે દુઃખતતિ. ૭૯

ધરે પુણ્યાતમ અપકારિએ, ક્રોધ તેહ ધરિ અરિષટકીચે;
તે ભવબાહિજ દૃષ્ટિ પીડ, અંતર અરિને ભવ ભવ ઇડ. ૮૦

ભલે ક્રિયા તપ શમમાં રહે, માયા સહિત ધરમનઇ કહે;
ન લહે તે ફલ આતમ દેહ, કિલેસ રૂપ ભવાંતર છેહ. ૮૧

વહે લોભ આતમ સુખ ભણી, સેવા લ્યે જ્ઞાનાદિક તણી;
દુખ લેવાનઇ ઇહ પરવહે, વાંછા તઉ ધરિ દુહું પરિગ્રહે. ૮૨

---

૧. સાંભળો. ૨. અથવા, ઇચ્છે તો. ૩. નિશ્ચયે, જરૂર. ૪. ખર્યું, ઓછું થયું.

કરીસ જઉ પરભવ હિત કાંઈ, કાંઇક કરિ સુકૃત કિહિ ઠાંઇ;
વળી તે મદ મત્સરેં ન હાર, માનાદિકે નરકગતિ દ્વાર. ૮૩
પહિલે પાપ સંસારે પડ્યો, હવે કિસું ગુણિયલ મદ જડ્યો;
નવિ જાણે સ્યું ભવજલનિધે, પાડે યંત્રી સાંકલ મધે. ૮૪
કષ્ટે તુજ ધરમ લવ મિલ્યો, યુગપત જાઇ કષાયે ભિલ્યો;
અતિયત્નેસુ લહ્યું ધન લેસુ, મૂરખ કિમ હારે કુ કેસુ. ૮૫
મિત્ર તેહ શત્રુ હવે તરત, ધરમ મલિન યશ અપયશ ઞત;
ન ધરે નેહ બંધવ માબાપ, ઇહ પરભવસુ કષાયે તાપ. ૮૬
રૂપ લાભ કુલ વિક્રમપણે, વિદ્યા તપ દત પ્રભુતા ભણે;
સું મદ વહે ન જાણે મૂઢ, તે અનંત નિજલાઘવ વૂઢ. ૮૭
વિણુ કષાય ન વધે ભવરાશ, ભવભવમાંહે એ મહાપાસ;
એ કષાય ભવતરુના મૂલ, તે છંડયાં આતમ શિવતૂલ. ૮૮
દેખી નરક તિર્યંગ વેદના, શ્રુત નજરે ધ્રમ[1] દુર્લભ મના;
કૌતુક તે હરખે જે વિષે, વિફલ ચેતન એ જીઉ નવિ લખે. ૮૯
ચોરે તિમ રાજન અનુચરે, દુષ્ટ પ્રમાદ તુજ ગુણધન હરે;
ન લખે કાં લુંટાતું ફરે * * * * (?) ૯૦
મૃત્યુથકી રાખ્યો નહીં કોઇ, રોગભીતિ ન ગમાડી જોઇ;
ન કર્યો સુખિયો ધરમે જગત, તો સ્યો ગુણ મદ પ્રભુતા કરત. ૯૧

કર્યો કષાય નિવારવા, એ સપ્તમ અધિકાર;
શાસ્ત્રહ આગમ આસરી, ઉપદેશ વેહવાર. ॥

## ઇતિ સપ્તમઃ કષાયનિગ્રહાધિકારઃ

વહે હિયે તુજ સિલા સમાન, આગમ રસ નવિ પેસે કાંન;
જે ઇહ નવી જીવદયાલીન, થયો નહી ધ્રમ[1] ભુવન અધીન. ૯૨
જસ પ્રમાદ ન ગયો આગમે, સુણવે કિમ તે શિવસુખ પમે ?
રસાયને ન ગયાં જસ રોગ, નિહચે[2] દુર્લભ જીવિત ભોગ. ૯૩
ભણુણહારનો આગમ વૃથા, મૂકી નહીં[3] પ્રમાદહ કથા;
પડતા દીપકમાંહિ પતંગ, આખ્યાનો તિહાં સ્યો ગુણ તંગ ? ૯૪
હરખે તરકવાદ જય કેઈ, કાવ્યાદિક રચનાયે કેઇ;
જ્યોતિષ નિમિત્તશાસ્ત્ર બહુ પરે, તે સહુ મૂરખ જડગુણ ધરે. ૯૫

---

૧. ધર્મ. ૨. જરૂર, નિશ્ચયે. ૩ પ્રમાદની

હરખે સ્યુ પંડિતને નામ, ક્ષયોપશમ જનરંજક પામ;
કાંઈકિ ભણુ એહવું જિણુ થાય, જીઉ તાહરું વાધે ગુણુમાંય. ૯૬

ધિગ ભણુવે જિણુ રંજે લોક, ન ધરે પરહિત સંયમ શોક;
નિ કેવલ ઉદરંભર થયો, ભણુવો ગયો, સંયમ વળી ગયો. ૯૭

ધન તે ન ભણ્યા પિણુ[1] શુભ કૃત્ય, શુદ્ધાશય સુધ વચનાધિત્ય;
જે આગમપાઠી આલસૂ, ઇહ પરહિત ન કરે કુમવસૂ. ૯૮

ધન તે મુગધ કથિત જિનમાગ, રાગે લ્યે સંયમ મહાભાગ;
સ્યુ ભણીયે વ્યસની કલેસિયે, જે દુક્રિય પરમાદી થિયે. ૯૯

અક્રિય ભણુવે ફલ નહિ તંત, સુખને વાંછે જીઉં ભવપ્રંત;
ક્રિયા સહિત ન ભણે ફલ તેમ, ખર ન લહે ચંદન શ્રમ જેમ. ૧૦૦

[2]આગમ ઉપદેશે કરી, ભાખ્યુ એ અધિકાર;
હિવ ચૌગતિ ઉપદેશ ગત, લિખું નવમ અધિકાર.

મૃત્યુ હુવે જસ અણુ દુરગંધ, સાગર પિણુ ખૂટે અનુબંધ;
કઠિન ફરસ કરવતથી ઘણો, દુઃખ અનંત શીત તપ તણો. ૧૦૧

દેવતાકૃત તીવર[3] વેદના, કંદ પુકાર નિરંતર ઘણા;
ભાવી નરકે ન બિહે કાંઈ, કુમતિ જે હરખે વિષયાંઈ. ૧૦૨

બંધ વહન તાડન હુવે સદા, ભૂખ તૃષા દુષ્ટ વ્રણુ કદા;
શીત તાપ નિજ પર ભય બહુ, તિર્યંગ ગતિ દારુણુ દુઃખ સહુ. ૧૦૩

વૃથા દાસપણુ અભિભવ દોષ, ગર્ભસ્થિતિ દુર્ગતિ ભય પોષ;
એહવા દેવગતે પિણુ અસુખ, સુખ તે પિણુ પરિણામે દુઃખ. ૧૦૪

ઇષ્ટવિરહ અભિભવ ભય સાત, રોગ શોગ દુઃખ દે નિજ જાત;
નિહચે[4] એહ મનુષગતિ વિરસ, ચિદાનંદ ગુણ સધીય સરસ. ૧૦૫

એ ચૌ ગતિ દુખિણી જિય જાણી, અનંત કાળનો અતિ ભય આણી;
જિનપ્રવચન ભાવી નિજ હિયે, કરી તિમ જિમ એ તુજ નવિ લિયે. ૧૦૬

આતમ છે તું અતિ સાહસી, સુણિ ભાવી ચઉગતિ દુઃખ કસી;
દેખી પિણુ[5] ન બીહે બહુ પરે, તસ વિચ્છેદ ઉદ્યમ નવિ કરે. ૧૦૭

**ઇતિ અષ્ટમો ચતુર્ગત્યાશ્રિત્યોપદેશાન્તરગતઃ શાસ્ત્રગુણાખ્યાધિકારઃ**

---

૧. પણ. ૨. શ્રી રંગવિજય અહીં આઠમો અધિકાર પૂર્ણ કરે છે. શ્રી ધનવિજયગણિ ૧૦૭ મા શ્લોકે તે પૂરો કરે છે. ૩. તીવ્ર. ૪. નિશ્ચયે. ૫ પણ.

કુકરમ જાલે ગુણુ કુવિલપ, તુજ બાંધી નરકાગનિ તલપ;
મછની પરે પચાસ્યે[1] મન્ન, માછીગર જીઉ વિસસ ન ધન્ન. ૧૦૮

સુણી મન તૂ મુજ ચિરતન મીત, કાં કુવિકલ્પે દે ભવભીત ?
કર જોડયાં હિવ[2] ભજ સતકલપ, સફલ મિત્રાઈ કરી સવિકલપ. ૧૦૯

શિવસુખ નરકહ બિઘડી માંહ, આપે વશ્ય અવશ્ય થઈ આંહ;
પ્રયત્ન કરી સદા જીવને, વશ હુઈ મન હું કહું ઇમ તને. ૧૧૦

સુખદુઃખ નવિ દે કોઈ દેવ, કાળ મિત્ર તિમ અરિ નિતમેવ;
એ મન હુવે સકલ જીવને, બહુ સંસારિ ભમાવણ મને. ૧૧૧

આતમ એ મન વશ જસ થયો, કામ કિસું યમ નિયમે ભયો;
કુવિકલપે જસ મન થિર નહિ, યમ-નિયમાદિ કરે સ્યુ અહી ? ૧૧૨

અરચા તપ શ્રુત દત ને ધ્યાન, નિફલ વિણુ જીતે મન માન;
કષાય ચિંતા વિણુ મન રહે, અધિકો યોગ ભોગગુણ લહે. ૧૧૩

જપ શિવ ન દે ન દે શિવ તપ, સંયમ દમ નવિ મૌન તરપ;
પવનાદિક સાધન સવિ વૃથા, મન વશ કર્યે સર્વ ફલ તથા. ૧૧૪

લાભી સકલ ધરમ જિન કહ્યો, વાહન સમ છોડી જે વહ્યો;
મનપિશાચ ગહિલો તે ઇહાં, મૂરખ પડે ભવોદધિ જિહાં. ૧૧૫

હાહા મન દુર્જયી અમિત્ર, કરે વચન કાયા રિપુ સત્ર;
તીને રિપે હણાણો જીવ, વહે વહે આપદા સદીવ. ૧૧૬

મન દુસમણુ સ્યો મુઝ અપરાધ, નાખે જિણુ દુરગતે અગાધ;
લખે ઇમ મુઝ છોડી શિવ જશ્યે, તોહી તુઝ પદ અસંખ હશ્યે. ૧૧૭

કાનકુહી કુતરીની પરે, સભાવિષ્ટ કુષ્ટી અનુસરે;
શ્વપચ પરે સદગતિ મંદિરે, મનહત પ્રાણી પેસણુ કરે. ૧૧૮

તપજપ પ્રમુખ સફલ નહીં ધરમ, કુવિકલ્પે હત ચિત્ત મરમ;
ભર્યો ખાનપાને પિણુ ગેહ, ભૂખ તૃષા સહે રોગી દેહ. ૧૧૯

કષ્ટ રહિત સાધ્યુ મન વસે, અધિક પુણ્ય ઉપાર્જન લસે;
વંચાણું મનવશ વિણુ પુન્ય, હત તત્ ફલ સૌ થઇ અધન્ય. ૧૨૦

વિણુ કુવિકલ્પે નિઃકારણે, શાસ્ત્ર ભણીય હણ્યુ મન ઘણે;
પાપી તે બાંધી નરકાયુ ગઇ, નિહચઇ[3] મરી નરકહી જઇ. ૧૨૧

---

૧. રાંધશે. ૨. હવે. ૩. નિશ્ચયે, જરૂર.

જોગ હેત તે ચિત્તસમાધિ, યોગનિદાન અધિક મનતપ સાધી;
શિવસુખ વેલી તણો તપ મૂળ, તિણ ભજીયે સમાધિ ફૂલ. ૧૨૨

સજ્ઝાયે જોગે તિમ ચરણ, ક્રિયા વ્યાપારે ભાવનકરણ;
પંડિત મન રુંધઈ સત અસત, પ્રવૃત્તિ ત્રિયોગી મેલી તત. ૧૨૩

મનવનમાં ભાવન પરિણામ, સિંહ સમાન રહ્યાં તિણ ઠામ;
દુષ્ટ ધ્યાન શૂકર જાગતાં, નવિ પેસે ભાવન તાકતાં. ૧૨૪

એ સદ્ગુરુ ઉપદેશમય, લીખ્યો નવમ અધિકાર;
હિવ ભાખે વૈરાગમે, શ્રી મુનિસુંદર સાર. ॥

## ઇતિ નવમશ્ચિત્તદમનાધિકારઃ

શું જીઉ મદે હસે જે અરથ, વાંછી કામ ખેલે શું નિરર્થ;
ઘોર નરક ખાડે પેસવા, ઇચ્છી લખે ન મૃતિ રક્ષહવા.[2] ૧૨૫

તુઝ લવાદિ કુહાડા [3]ઘાઉ, છેદે નહિ જીવિત તરુ [4]જાઉ;
તાઉ જીઉ યતના કરી તિણે, છેદે કિહાં કુણ લખવું ગિણે ? ૧૨૬

તું મૂરખ, જ્ઞાની, તું જીવ, અવંછક વંછક સુખ દુઃખ નીવ;
દાતા ભોક્તા તું તેહનો, ઉજમે કાં નહી હિતમાં ઘનો ? ૧૨૭

કુણ તુઝ જીઉ ચિર જનરંજને, ગુણ પરમારથ લખ તું મને;
રંજ વિશદ ચરિતે ભવસમુદ્ર, પડતાં તુઝને પાલણ મુદ્ર. ૧૨૮

પંડિત હું, રાજા હું વલી, દાતા અદ્ભુત ગુણીઓ બલી;
વાંછે એ મદથી પરિતોષ, ન લખે કાં પરભવ લઘુ પોષ. ૧૨૯

સાધન બાધન જાણે સરવ, [5]ધ્રમના ન લખે નિજવશ ધરવ;
ઇહ પરભવ જીઉ કરિ તે યતન, લખે નહીં કન ભુગતે તન. ૧૩૦

ધ્રમ[5] અવસર લહ્યો બહુ પુદ્ગલે, અનંત દુઃખ સહતા જીઉ દલે;
વલી તુઝ દુરલભ જિન ધ્રમ[5] ઇમ, આદરવા વિણ દુઃખક્ષય કિમ. ૧૩૧

ગુણશ્રુતિ વાંછે વલી નિર્ગુણી, વિણ પુણ્યે વાંછે સુખ ચુણી;
અષ્ટ યોગ વિણ વાંછે સિદ્ધિ, નવો વાચુ તુઝ આતમ બુદ્ધિ. ૧૩૧

પદ પદ પર અભિભવ જીઉ દેખી, ઇરષે કાં તેથી સવિશેષ;
અપુણ્ય આતમ ન લખે કાંઈ, વિસ્તારે કાં જીઉ અઘઠાંઈ ! ૧૩૩

૧. યોગને માટે. ૨ બચાવવા, રક્ષવા. ૩ ઘાત, ઘા ૪ જ્યાં સુધીમાં. ૫. ધર્મના.

કાં પીડી નિરદય લઘુ જીવ, વાંછે પ્રમોદથી ક્રમ નીવ;
એક વાર પીડે એક જંત, તે તઉ પીડે વાર અનંત. ૧૩૪

રહ્યો મૃત્યુમુખ પિણ જિમ [1]ભેક, ભક્ષણ કરે જંતુ નિચ્છેક;
તિમ તું પણ મૃતિ મુંહમેં રહ્યો, જીઉ પીડે સ્યુ જીવ ઉમહ્યો. ૧૩૫

આપણપૌ તું વંચી ઇહાં, કલ્પી થોડું સુખભર જિહાં;
વરતે છે સ્યુ જીઉ પરભવે, નરક દુઃખ સાગર નહીં વહે. ૧૩૬

અજ કોડી ને પાણી બિંદ, અંબ વણિકત્રય ભિક્ષુક ફંદ;
ઇણ પરિ હાર્યું મનુષ્યજનમ, શોચિસ પરમાદે દુખ ગરમ. ૧૩૭

મૃગ ભમરઉ પંખી ને મીન, હાથી પ્રમુખ પ્રમાદે લીન;
શોચે જિમ નિજ દુઃખ મૃતિ બંધ, ન લખે તું ચિત ભાવી અંધ. ૧૩૮

પડ્યો દુઃખે કરી પહેલાં પાપ, વલી મૂરખ તસ કરે કલાપ;
પડતો અતિ કર્દમ જલપુર, માથે શિલા ધરે થઈ સૂર. ૧૩૯

વાર વાર તુઝ કહીયે જીવ, બીહે દુઃખે ગહે સુખ નીવ;
તો તું કરિ હિવ વાંછિત કાંઈ, સમજ સમજ એ અવસર જાઈ. ૧૪૦

ધન શરીર સુખ બંધવ પ્રાણ, છોડી છોડી લ્યે જિનક્રમ સાણ;
હ્વે ધરમે વાંછવા ભવભવે, પિણ વલી ઇણે દુલભ ક્રમ હવે. ૧૪૧

જિમ દુઃખ બહુવિધ સહે અકામ, કરી કરુણાએ સહી સકામ;
થોડે સકામ પણ પરભવે, સુખ અત્યંત ઘણા દુઃખ જવે. ૧૪૨

ધીઠો રહે પાપ ક્રમ [3]વિશે, સુખ વાંછે સુવિનાશ ન લખે;
ચિંતવતો તે સુખ વિણસતે, બીહે કાં નહી દુરગતિ લતે. ૧૪૩

કર્મ કરે રે જિય તું તેહ, હુસ્યે અત્યંત વિપદ[4] તિણ રેહ;
તેહનું બીહ ધરે નહીં [5]હિયે, જિહાં અત્યાકુલતા ભાવીયે. ૧૪૪

પાલ્યાં જે સંઘાતે વધ્યા, નેહાલુ થાનકમાં સધ્યા;
તે પિણ યમે ગ્રહ્યા નિરદયી, લખિ પિણ કાં હિત ન કરે અઈ. ૧૪૫

ધન બંધવ સુત જસ ચીંતવ્યે, જિણે કલેશ પામ્યે તું હવ્યે;
કુણ ગુણ તસ ઇહ પરભવમાંહ, આયુ કિતો જિણ વિલપે તાંહ. ૧૪૬

સ્યુ મુંઝે ગતરૂપે ભિન્ન, સકલ પરિગ્રહ બંધવતન્ન;
શોચી નિજહિતકારી યોગ, પરભવપથિ કરી અવસર ભોગ. ૧૪૭

---

૧. દેડકો. ૨. પણ ૩. માં, વિષે ૪. આપદા. ૫. હૈયે.

સુખસું બેસે સુખસું સુવે, જીમે, રમે, ખેલે, વલી જુવે;
નવિ જાણે આગલી ધ્રમ વિના, સ્યું હુઇસ્યે આતમ તુજ તના.[1] ૧૪૮

શીત તાપ માખી તૃણ ફરસ, લિગરેક કષ્ટે ઝમકે નિરસ;
તિણથી ઇણ કરમે બહુ મેલ, ન લહે નરકવેદના હેલ. ૧૪૯

ક્રોધે કિહાં, પ્રમાદે કિહાં, કદાગ્રહે કિહાં, મદસું કિહાં;
મલિન કરે આતમને જીવ, ધિગ તુઝ ન ડરે નરકહ રીવ. ૧૫૦

વૈરાગે ભવિ બુઝવા, કર્યો દસમ અધિકાર;
હવે શુદ્ધ ધરમતણો, લિખું કહ્યો તિમ સાર. ॥

## ઈતિ દશમો વૈરાગ્યાધિકારઃ

રે જીવ ધરમે હે ભવનાશ, મેલું કરે મૂરખ કાં તાસ;
મદ મત્સર [2]માયાયઇ કરી, ઓસડ [3]મિલ્યુ ન હે ગુણ પરી. ૧૫૧

શિથિલાઈ હઠ મત્સર ક્રોધ, પશ્ચાતાપ કપટ છલ રોધ;
કુગુરુ કુસંગતિ, માન પ્રમાદ, સુકૃત મલિનકરણ ઇણ વાદ. ૧૫૨

વલ્લભ જિમ તુઝ નિજ ગુણશંસ, મચ્છરી ધરિ તિમ પર પરશંસ;
નિજ પ્રશંસ પરને નવી વહે, ઇષ્ટ દાન વિણ કિમ તે લહે ? ૧૫૩

જન ગુણ લેતાં હરખે ઘણું, પરભવ તિણ ગુણરહિતપણું;
લેતાં દોષ ધરે નહીં તાપ, તો પરભવ ગુણ થિરતા વ્યાપ. ૧૫૪

હરખે નિજ ગુણ પરિ પર કહ્યે, તિમ જો વૈરી ઉપરી વહે;
નિજ ગહેયિ જિમ ઉપતાપ, તિમ રિપુને જાણ્યા ગુણ ચાપ. ૧૫૫

જિમ નિજ ગર્હા તવનાપણે, આતમ તાપ હરખ તું જણે;
તિમ પરને ચિંતવિ ચિહુ વિષે, ઉદાસથી હુવે વેત્તા પખે. ૧૫૬

સ્તવવાથી ન હુવે કો ગુણી, પરભવ હિત નહીં ખ્યાતે ઘણી;
એ અપગુણ ઉત્તર જાણતો, વૃથા માનગહિલો કાં હતો ? ૧૫૭

કુણ કુણ ન કરે જન બહિમુખી, પ્રમાદ મત્સર કુબોધ સુખી;
મેલું એ દાનાદિક ધરમ, અણુ પિણ કર સુધ સુકૃત કરમ. ૧૫૮

છાનું પુન્ય ધરે જિમ શોભ, પરગટ કરતાં તિમ નહીં થોભ;
લાજ સહિત જિમ મહિલાતણા, વસ્ત્ર છન્ન ઉરથલ ગુણ ઘણા. ૧૫૯

---

૧. તને ૨ માયાએ ૩ મિશ્ર કરેલું

સુકૃત ગુણ સુણવે દેખવે, આતમ તુઝ કોઈ ગુણ નહીં હવે;
ફલે નહીં ધરતીથી પ્રગટ, મૂળ કર્યાં તરુ પડે નિપટ. ૧૬૦

તપ-કિરિયા દાને પૂજણે, શિવ ન જાઇ ગુણમત્સરપણે;
અપથ્ય કયે[૧] ન હુવે નીરોગ, રસાયને પિણ આતુર[૧] લોગે. ૧૬૧

મંતર [૨]યંતર રતન પ્રમુખ, થોડા પિણ શુદ્ધ તો ફલ સુખ;
દાન પૂજ પોસહ ગુણ કરે, શુદ્ધપણે, [૩]ઇમથાં ગિરપરે. ૧૬૨

દીવો નાન્હો જિમ તમ હણે, અમૃત લવ પિણ રૂજને લણે;
અગની કણ પિણ દહે તૃણ રાશ, ધર્મલેશ તિમ હે ભવનાશ. ૧૬૩

વિના ભાવ ઉપયોગે કરી, આવશ્યક કિરિયા આદરી;
દેહ કષ્ટ, ફલ ન લહે કાંઇ, આતમ લખિ કરી ભાવ મિલાઇ. ૧૬૪

શુદ્ધ ધરમ ઉપદેશ એ, ભાખ્યુ ઇણ અધિકાર;
દેવ ધરમ ગુરુ જાણવા, સુણ દ્વાદશમ વિચાર. ॥

## ઇત્યેકાદશમો ધર્મશુદ્ધ્યધિકારઃ

સરવ તત્ત્વમાં ગુરુ પરધાન, જે ભાખે હિત ધરમ નિદાન;
અણપરખી તેહનઇ આસરે, મૂરખ શ્રમ [૪]નિફલહી કરે. ૧૬૫

અવિધ ધરમથી પ્રાણી અહીં, શિવ ન લહે, જસ ગુરુ શુદ્ધ નહીં;
રોગ ન જાય રસાયન કરી, અજાણ વૈદ બતાયે જરી. ૧૬૬

તારક બુદ્ધે જે આસર્યો, જેહને તેહ બૂડવા પડ્યો;
તરે તેહ કિમ વિષમ પ્રવાહ, કુગુરુ પસાય પડે ભવમાંહ. ૧૬૭

ગજ રથ વાહન વૃષભ તુરગ, પદાતિ[૫] રાખે નિજ પર મગ;
પંડિત તિમ સેવે શિવ ભણી, શુધ ગુરુદેવ ધરમ ગુણધણી. ૧૬૮

કુગુરુ કહ્યો કૃત ધરમઉદમ[૬], ફલે રહિત હે એહ મરમ;
મૂકી દષ્ટિરાગ તે ભવિક, ગુરુ શુદ્ધ કરે હિતાર્થી હુઇક. ૧૬૯

મૂકયા શિવપથ વાહણ[૭] ભણી, શ્રી મહાવીરે જે ગુણધણી;
લૂંટણહારા તેહ જ થયા, કલિયુગમાં તુઝ શાસનમયા. ॥

રાખી તેહ યતીનુ નામ, મુસે[૮] ધરમધન જનનું આમ;
નીરાજકે[૯] પુકારું કિસું, કોટવાલ નવિ ચોરાં જિસું. ૧૭૦

---

૧. માંદો. ૨ યંત્ર. ૩. અશુદ્ધ. ૪. નિષ્ફળ. ૫. પાયદળ લશ્કર. ૬. ઉદ્યમ. ૭. લઈ જવા.
૮. ચોરે. ૯. ધણીધોરી વગરનું રાજ્ય.

અશુદ્ધ દેવગુરુ ધરમે મદે, દૃષ્ટિરાગ ધિગ અઉગણુ પદે;
શોચિસિ પરભવ તું તે ફલે, રોગી કુપથ્થલક્ષ્યે જિમ ફલે. ૧૭૧

સીંચ્યો નીંબ અંબફલ ન દે, [1]વાંઝ ગાય દે દૂધ ન વધ;
નાપે ધન દુષ્ટ નૃપસેવ, નાપે કુગુરુ ધરમ શિવમેવ. ૧૭૨

કુલ વલિ જાતિ પિતા ને માત, વિદ્યાબંધવ ગુરુ નિજ જાત;
ન હુવે જિયને કો હિતભણી, સુખ આપે ગુરુ સુર ધ્રમ ધણી. ૧૭૩

તત્વે માત પિતા ગુરુ તેહ, બોધી જોડે શુદ્ધ ધ્રમ જેહ;
નાંખે ભવમાં તે સમ કોઈ, વૈરી નહી રહે ધ્રમ લોઈ. ૧૪૭

દેવપૂજ ગુરુસેવા લાજ, પિતર ભગતિ ને સુકૃત સાજ;
વ્યવહાર શુદ્ધ ને પરઉપકાર, ઇહ પરભવ જીઉ સંપદકાર. ૧૭૫

જિનઅભગતિ મુનિની [2]અવગન્યા, કર્મ અયોગ્ય અધરમહ ધ્વન્યા;
પરવંચન માબાપ અવગણુન, કરે પુરુષને વિપદા મલિન. ૧૭૬

ભગતે પૂજિસ નહી જિન ભણી, ભણી ગુરુધ્રમ મ કરિશિ વિરમણી;
સનિમિત્ત અનિમિત્ત મેલી પાપ, કિણુ હેતે વાંછે શિવમાપ. ૧૭૭

ચઉપદ જાતે સિંહ જિમ ભિલ્યો, કોઇ સુગુરુ તારે મુઝ મિલ્યો;
કોઇક તે બોળે ભવકૂપ, શ્યાલ સમાન અણુમિલ્યો ભૂપ. ૧૭૮

ભર્યે તલાવે [3]તીસીયો સદા, ભૂખ્યો મૂઢ ભર્યે ઘર તદા;
દરિદ્રી તે કલ્પદ્રુમ છતે, જે પ્રમાદિ ગુરુયોગ હતે. ૧૭૯

ન ધરમચિંત ન ગુરુદેવ ભગત, વૈરાગ્ય લેવા નહીં જસ ચિત્ત;
તેહનો જનમ પશુની પરે, નિષ્ફળરૂપ થયો બહુ પરે. ૧૮૦

ન દેવકામ ન સઘકામ, જસ ધન ખરચાણો નહીં આમ;
તસ ધન ઉપાર્જવે ભવકૂપે, પડતાં સ્યુ આલંબણુ હુયે. ૧૮૧

કહ્યો દેવગુરુ ધર્મમય દ્વાદશમો અધિકાર;
હિવ[4] મુનીવરશિષ્યાપણે, લિખું યથા આચાર ॥

## ઇતિ દ્વાદશમો ગુરુશુદ્ધ્યધિકારઃ

ભવભયવારક મુનિવર નમું, જસ મન વિષય કષાયે ગમું;
રાગદ્વેષ રહિત પરિણામ, રમે ભાવન સંજમને ઠામ. ૧૮૨

૧. વાંઝણી, વંધ્યા. ૨. અવજ્ઞા, અવગણના. ૩. તરસ્યો. ૪. હવે.

પરમાદે ન કરિસિ[1] સિઝાય, સમિતિ ગુપ્તિ ન ધરીસ ચિત્ત લાય;
શરીરમોહે ન [2]કરિસિ તપ, કરિસ કષાય બાંધિસ તો અપ. ૧૯૩
પરીસહ ન સહિસ તિમ ઉપસર્ગ, ધરીશ નહીં શીલંગ રથવર્ગ;
તો મુંકાતો પિણ ભવપાર, મુનિ કિમ તું રિસવેષે[2] ધાર. ૧૮૪
આજીવિકાયે એ જે વેષ, ધરે ચરિત્ર ન પાલે લેશ;
લખિતો ન બીહે લેત જગત, મૃત્યુ નરક વેષે ન લહત. ૧૮૫
ચરણ વિના યતિવેષે મદે, જીય વાંછે પૂજોપધિ હૃદે;
વચી મુગધ નરકભવ જઈશ, અજગલ પાલી ન્યાય વહીશ. ૧૮૬
આતમ ન થયો સંયમતપે, પ્રતિગ્રહ ભાર મૂલ પિણ કપે;
સ્યુ તુઝ દુરગતિ પડતાં શરણ, જીઉ થાશે પરભવ તુઝ કવણ. ૧૮૭
સ્યુ જન સત્કારે પૂજણે, અરે મુગધ! તુસે વિણ ગુણે;
બોધિબીજ તરુને એ પરશુ, પ્રમાદરૂપ ભવમાંહિ કરશું. ૧૮૮
નમે ભવિક તુઝ ગુણ આસરી, આપે ઉપધિ વસતિ બહુપરી;
વેષ ધરી મુનિ તું ગુણ વિના, ઠગની ગતિ ભાવી તુઝ મના. ૧૮૯
ખાવણ પીવણની નહિ ચિંત, ન રાજભય જાણે સિદ્ધંત;
તો પિણ શુદ્ધ ચરણમેં યતન, ન કરે મુનિ તો નરકમાં પતન. ૧૯૦
શાસ્ત્ર જાણ પિણ લેઈ વિરત, ન રહે સ્ત્રીસુત નિજ બંધે રહિત;
પ્રાણી તિણે પ્રમાદે કરી, લુંટાઈ પરભવ નિજ સિરી. ૧૯૧
ન કરું હું ઇમ નિત્ય ઉચરે, સાવદ્ય સરવ તેહ વલિ કરે;
નિત[3] જૂઠે વચને મન રંજિ, પાપે જાણ નરકગતિ ગંજિ. ૧૯૨
વેષે તુઝ આપે એ લોક, ઉપદેશે વંચ્યા બહુ થોક;
સુયે સુખે રહે ભોગવે, જાણીશ તે ફલ તું પરભવે. ૧૯૩
આજીવિકા પ્રમુખ દુઃખભર્યા, કષ્ટે કેઇ રહે ધ્રમ વર્યા,
તેથી પિણ નિરદય તું ઇષ્ટ, વાંછે પિણ[4]નહીં નિયમ વિશિષ્ટ. ૧૯૪
પોતે તરતો સે ગુણવંત, આરાધ્યો તારે ભવિજંત;
તુઝ નિગુણને જે આસરે, કેહવું તેહ ભગતિફલ વરે. ૧૯૫
નિજ પરમાદે પોતે પડે, તે કિમ તારે પરને તડે;
નિજકાજે ભવિને વંચતો, જિનપર પાપે ખાયે ખતો. ૧૯૬

૧ કરીશ. ૨ સાધુના વેશથી. ૩. નિત્ય, દરરોજ. ૪ પણ

લ્યે શય્યા પુસ્તક આહાર, પર પાસે એ તપ આચાર;
પ્રમાદથી પરભવમે કિસી, ઋણુઋણીયાની તુજ ગતિ થસી. ૧૯૭

મુનિવર તુજઝ નહીં કા સિદ્ધિ, કિરિયા તપયોગે ગુણબુદ્ધિ;
તો પિણ તું કાં માને ભર્યો, સ્તુતિ વાંછે સ્યુ દુઃખે પર્યો. ૧૯૮

નિર્ભાગી આતમ ગુણહીન, સ્તુતિ વાંછે અણહુંતઈ દીણ;
રીસી[1] પરથી લાભે તાપ, ઇહભવ પરભવ કુગતિ પાપ. ૧૯૯

ગુણહીણો જન નમનાદિકે, સુખ વાંછે હરખભર થકે;
મહિષ વૃષભ ખર જનમની પરે, ગુણ વિણ તુઝ તિણ મૂલ ન સરે. ૨૦૦

મુનિ જો ઉજમે નહિ ગુણ વિષે, વંદન સેવ કરાવે મિષે;
નંદાઇસ પરભવ ગતિ ગયો, હસી તિણે તું અભિભવ લયો. ૨૦૧

દાન માન થુતિ વંદન કર્યે, હરખે માયા રંજે પર્યે;
નવિ જાણે જો સુકૃત નામ, કુણ તું તિણ લૂટ્યો તુઝ ગામ ? ૨૦૨

મુગધ કહે ન હુવે તું ગુણી, કર્યે દાન પૂજાવિધિ ઘણી;
ગુણવિણ ન હુવે તુઝ [2]ભવનાસ, સ્યુ સ્તવનાયે લ્યે ગુણઆસ. ૨૦૩

ભણી શાસ્ત્ર સત્ અસત્ વિચિત્ર, આલાપે માયાયે તત્ર;
જે જનને રંજે ઇહભવે, કુણ તે તું કુણ મુનિ પરભવે. ૨૦૪

ઘર પરસુખ પરિગ્રહ મુનિ છાંડી, ધર્મોપગરણ છલ લે માંડી;
કરે શય્યાદિક ઉપગ્રહપણે, નિશ્ચે વિષ નામાંતર જણે. ૨૦૫

કરે ધરમ સાધન પરિગ્રહે, તુસે નામે મૂરખ કિહે;
નવિ જાણે સોનાને ભાર, નાવ ન બૂડે [3]પારાવાર. ૨૦૬

પાપકષાય કરમ ભાજને, મુનિ હુવે પિણ ઇહાં ધ્રમસાધને;
રસાયને પિણ સુખ તેહને, ન હુવે અસાધ્ય રુજ જેહને. ૨૦૭

જિને કહ્યા મુનિ સંયમરખા, જે તે વસ્ત્ર [4]પાતર પરસુખા;
મોહ્યા તેણે હું ભવપીડવે, નિજશસ્ત્રે રિયે નહ દુખ હવે. ૨૦૮

સંયમ છલથી પર અભિભવે, ભારે પુસ્તક પ્રમુખે રવે;
વૃષભ ઉંટ મહિષાદિક રૂપ, ધરી વહિસ તું ભાર અનૂપ. ૨૦૯

વસ્ત્ર પાત્ર તનુ પુસ્તક લોભ, કરવે ન હું સંયમસોભ;
લોભે પડવું ભવનિધિમાંહિ, સંયમ શોભે શિવગતિ છાંહિ. ॥

---

૧. રીસ, ઈર્ષા. ૨. સંસારનો નાશ, અંત ૩. દરિયે. ૪ પાત્ર.

એક વસ્ત્ર પાત્રાદિક શોભ, બીજા સંયમપાલણુ શોભ;
પહિલી ભવ દે, બીજી મુગતિ, શુદ્ધ જાણી તું એક જ ગ્રહતિ. ૨૧૦

શીત તપાદિક થોડું લહે, તે પિ પરીસહ તું નવિ સહે;
તો કિમ નરક ગરભ દુખખાણુ, સહીસ ભવાંતરી કેમ અજાણુ ? ૨૧૧

મુનિ સ્યુ વિણુસિત વપુ મૃત્પિંડ, પીડી ઘાલી તપ વિરતિ કરંડ;
જાણે જો ભવભય દુખરાશ, તો આતમ કર શિવસુખવાસ. ૨૧૨

ઇહાં કષ્ટ જે ચારિત વિષે, પરભવ તિરયગ નારગ શિખે;
સપ્રતિપક્ષપણું એ માંહિ, વિશેષ નિજરે લ્યે ઇક ચાહિ. ૨૧૩

પ્રમાદ સુખ તે ઇહાં બિંદનો, દિવ શિવસુખ પરભવ સમુદનો;
એ બેમાં પખ લેવા વેર, વિશેષ નિજરે ઇક લ્યે સેર. ૨૧૪

પરવશતા ચારિત્રમાં ઇહાં, તિર્યંગ સ્ત્રી [1]ગ્રભ નરકસુ કિહાં;
તેમાં વૈર પખાપખ ભાવ, વિશેષ જાણી લ્યે ઇક દાવ. ૨૧૫

સહિ તપ સંયમ પરવશપણો, નિજવસ સહિવે હુવે ગુણ ઘણો;
પરવશ અતિ દુખ સહિવે કિસો, તુઝ ગુણ થાસ્યે ચીંતવિ ઇસો. ૨૧૬

થોડે સમતા પરવશગુણે, મુનિ જે કષ્ટે ઘાતે ઇણે;
જો ક્ષય હે દુર્ગતિ ગ્રભવાસ, તો કિમ તું વાંછે નહી તાસ. ૨૧૭

તજ વાંછા દિવ શિવસુખતણી, નરકાદિક દુઃખ લખ તિમ સુણી;
સુખ થોડે વિષયાદિકતણે, સંતોષાઇસ માં દુઃખ ઘણે. ૨૧૮

સહુ ચિંતા નાઠે જે ઇહાં, રાગીને સુખ હે પિણ કિહાં ?
પરભવ શિવસુખ લેખે પડે, સ્યુ તો પ્રમદે ચારિતતડે. ૨૧૯

અતિતપ ધ્યાન પરીસહ જેહ, ન સધે જો અસમર્થ તેહ;
તો સ્યુ સુમતિ ગુપતિ ભાવના, ન ધરે જીવ શિવારથમના. ૨૨૦

અનિત્ય પ્રમુખ ભાવન નિતમેવ, યતતો સંયમ ગ્રહિ નિતમેવ;
આયુસ યમ આવે સુ નજીક, પ્રમદે કાં ન લહે ભવભીક ? ૨૨૧

તુઝ મન હણ્યુ કુવિકલપનાદ, પાપ વચનમેં શરીર પ્રમાદ;
તો પિણ લબધિ સિદ્ધિ વાંછતો, મનોરથે ભંગાણો મતો. ૨૨૨

તુઝ મન વશતો સુખ દુઃખ મેલ, મન મિલતે આતમ તહાં કેલ;
પ્રમાદ ચોરે મિલતો વાર, કરી સીલાંગ સજનની સાર. ૨૨૩

---

૧. ગર્ભ.

પ્રમાદથી ભવસમુદ્દે તુઝ, પડવો વલી પરમત્સર ઝુઝ;
દીસે તેં ગલ બાંધી શિલા, જલ પર આવવો તઉ [1]મુસકલા. ૨૨૪

મહાતપી કે સહે ઉદીર, ઉગ્ર તપાદિક નિર્જરા હીર;
થોડે કષ્ટ પ્રસંગે થયો, તે પિણ અણુવાંછે મુનિ નયો. ૨૨૫

દાંન માન નતિ પ્રમુખે જેહ, નવિ હરખે વિપરીતે તેહ;
લાભાલાભ પરીસહ સહી, યતી તે બીજો વિટમહી. ૨૨૬

મમતા ધરતો શ્રાવક વિષે, તદીય તાપે તપીયો થશે;
નિજ મન અણુસંવરતો સદા, ભમણહાર ભવતાપે મુદા. ૨૨૭

નિજ ઘર છંડયું પરઘર ચિંત, તાપે કુણ ગુણ નામ મહંત;
આજીવિકા વેષે તુજ ચલે, દુરગતિ કાં નવિ શોચે કલે. ૨૨૮

કરીશ ન પાપ ઇસું ભાખતો, કરતો પિણ દેહે લ્યે ખતો;
શય્યાદિકે પ્રેરતો લોગ, મન વચને સ્યો છે મુનિયોગ. ૨૩૦

કિસું મમત્વે મોટિમપણે, સાવદ્ય વંછ્યો પિણ નિજ જણે;
સોનાએ પાલિ નવિ પેટ, મારી હણે આણને નેટ? ૨૩૦

તજ પદવી કે ગુરુ પરસાદ, પામી વેષ ભણી અથનાદ;
સુખરાઈથી વશી કરી લોગ, લષે ઇંદ્રપદ દુરગતિ જોગ. ૨૩૧

પામી પિણ ચારિત એ દુલભ[2], વિષય પ્રમાદ રચ્યો જ્યું કલભ;
ભવકૂપે પડતો તું મુનિ, અનંત કાળે લેસી દુઃખખની. ૨૩૨

કષ્ટે બોધિ રતન એ લહ્યો, યુગસમિલા દૃષ્ટાંતે ગહ્યો;
કરી કરી અંતરગ રિપુ વશે, અણુથાતો નિજ હિત જો કસે. ૨૩૩

દુસમણ એ તુઝ વિષય પ્રમાદ, અણુગોપ્યા મનવચનદેહાદ;
એહ અસંયમ સતરે વલી, એથી બીહતો ચલિ[3] ક્રમગલી. ૨૩૪

પામી ગુરુ છંડી નિજ ગેહ, ભણી શાસ્ત્ર તતવાચક જેહ;
નિજ નિરવાહ ચિંતાથી ટલ્યો, તો મુનિ હિવ યતને કાં ગલ્યો. ૨૩૫

સંયમયોગ વિરાધનપણે, રહ્યો પડિસ ભવરાશે ઘણે;
શાસ્ત્ર શિષ્ય પુસ્તક ને ઉપધિ, નિજ જન નહી કોઈ શરણે સમધિ. ૨૩૬

ક્ષણ પિણ જેહનો સુખ સુરભવે, પલ્ય કોડી બાણું ઉપજવે;
સાધિક કાં તો સંયમ હરે, અને પ્રમાદ થકો કાં ફરે. ૨૩૭

---

૧. મુશ્કેલ. ૨. દુર્લભ. ૩ ચાલ.

જન પૂજે જેહને નામ, શુદ્ધ મને હૈ અતિ સુખ ઠામ;
સંયમ વિષે [1]જીઉ કરિ યતન, જાણીએ ઉત્તમ ફલ રતન. ૨૩૮

વિરતિરૂપ અધિકાર એ, કહ્યો તેરમે થાન;
હિવ સંવર કરિવા ભણી, લિખીયે તાસ નિદાન.

## ઇતિ ત્રયોદશો યતિશિક્ષાધિકારઃ

અવિરતિ યોગ પ્રમાદ મિથ્યાત, આતમ નિત સંવર કરી જાત;
ભવરૂપી એ અણુસંવર્યા, મુગતિતણા સુખ દે સંવર્યા. ૨૩૯

મન સંવર કરી રે પંડિત, સ્યુ ન લખે અણુસંવર રીત;
તરત હિ જાયે તંદુલી મત્સ, સાતમી પૃથિવીમાં બીભત્સ. ૨૪૦

પ્રસન્નચંદ [2]રાજઋષિ જેહ, મન મોકળે સંવરવે તેહ;
નરકના દલ પિણ વલિ શિવદલ, ક્ષણ એકમાં મેલ્યા નિરમલ. ૨૪૧

મન અણુલાધે જે જોઇએ, ધ્યાન ન એકેંદ્રિયાદિ થીએ;
ધરમ શુક્લમાં મન થિર કર્યું, મનસંવર તે તેણે વર્યું. ૨૪૨

સકારણ નિકારણ જેહ, મન શુભ ધ્યાને યંત્રી લેહ;
દુર્વિકલપથી વિરમ્યા યતી, પારંગામી તેહ જ સતી. ૨૪૩

વચન અલાધે બહુલા જીવ, મૌન કરે નહિ કુણ કુણ કીવ;
નિરવદ્ય વચન અછે જેહમે, વચન ગુપતિ તે કહી તેહમે. ૨૪૪

આતમ કહી તું નિરવદ્ય વચન, સુણ સાવદ્ય વચને દુઃખવસન;
પામ્યા ઘણા નરક અતિ ઘોર, વસુરાજાદિક વચનના ચોર. ૨૪૫

દુર્વચને ઇહભવ હૈ વૈર, પરભવ નરક તણી દુઃખસૈર;
અગનિદગ્ધ[3] ઊગે વળી વૃક્ષ, નવિ જીવે કરી કુવચન પક્ષ. ૨૪૬

ભગવંત તે એહિ જ કારણે, દીક્ષાથી જાં કેવળપણે;
ન હુવે તાં નવિ બોલે વચન, પાપ ડરે જ્ઞાનાદિક [4]છતન. ૨૪૭

કરુણાયે સંવર નિજ અંગ, [5]કુર્મા જ્ઞાત સુણીને ચંગ;
આશ્રવ સંવરથી જિમ તિણે, લાધ્યુ સુખ દુઃખ તિમ નિજ ગિણે. ૨૪૮

કાય રૂંધવે 'કુણ કુણ નહિ, તરુ[6] થાંભાદિક નિજ ગુણ રહી;
કરે ક્રિયા જે શિવગતિ હેત, કાય ગુપત તે કહીયે ચેત. ૨૪૯

---

૧. જીવ. ૨. રાજર્ષિ ૩. અગ્નિદગ્ધ–અગ્નિના બળેલ ૪. છતાં. ૫. કાચબાં ૬. થાંભલો, સ્તંભ.

શ્રુત સંયમ આદરમાં રહી, શબ્દોને કુણ છોડે નહિ;
ઇષ્ટ અનિષ્ટપણે એ વિષે, રાગ દ્વેષ તજે મુનિ ઇષે. ૨૫૦

કે સંયમમાત્રે [1]આંખિને, રૂપ પ્રતે ન તજે પ્રતિદિને;
ઇષ્ટ અનિષ્ટપણે એ વિષે, રાગ દ્વેષ તજે મુનિ ઇષે. ૨૫૧

નાસા સંયમમાત્રે કરી, કુણુ કુણુ ન તજે ગંધને ધરી;
ઇષ્ટ અનિષ્ટપણે એ વિષે, રાગ દ્વેષ તજે મુનિ ઇષે. ૨૫૨

જિહ્વા સંયમમાત્રે વળી, રસાં પ્રતે કુણુ ન નજે રલી;
તજ મન સાથે ઇષ્ટ અનિષ્ટ, જો વંછે તું તપફલ શિષ્ટ. ૨૫૩

શરીર સંયમરૂપે ઇહાં, સ્પર્શ પ્રતે કુણુ ન તજે કિહાં;
ઇષ્ટ અનિષ્ટપણે એ વિષે,. રાગ દ્વેષ તજે મુનિ ઇષે. ૨૫૪

રે વપુ[2] સંયમમાત્રે રલી, કુણુ કુણુ બ્રહ્મ ન જાણે વલી;
મન સંયમવે તું અવધાર, પંડિત જો તે ફલ મન ધાર. ૨૫૫

વિષય ઇંદ્રિય સંયોગ અભાવ, થકી ન કો સંયમનો હાવ;
રાગ દ્વેષ વિણુ જસ મનયોગ, તે સંયમધારી મૃત્યુલોગ. ૨૫૬

સંવર પંડિત સરવ કષાય, જે સેવ્યે સુ નરકગતિ થાય;
પામ્યા મહાતપી પિણુ ઇણે, કુરુડ–વુરુડ મુખ દુરગતિ તિણે. ૨૫૭

તપ યમ પ્રમુખ નહીં જેહને, અવિતથ વચને ન બોલે મને;
જેહને છે તપ નિયમસુ કાંઇ, તે ત્રિણુ યોગ સંવરે આંઇ. ૨૫૮

થાતું સકલ સંવરને વિષે, શિવસંપદ કારણુ જો રખે;
તજી કષાયાદિક કુવિકલપ, કરી મન સંવર તું બુધ જલપ. ૨૫૯

તે ઇમ આતમ હે સવરી, સદા સુખે સવ સંગ પરિહરી;
નિઃસંગભાવપણે સંવરે, તે બે શિવપદ યુગપદ વરે. ૨૬૦

સંવર ગુણુ વિસ્તારતા, એ ચવદમ અધિકાર;
શુભચલગતિમાંહિ હિવઇ, લિખિશ વચન તે ધાર. ॥

## ઇતિ ચતુર્દશો મિથ્યાત્વનિરોધાધિકારઃ

કરી જીઉ યતન આવશ્યક વિષે, જિનભાષિત શુદ્ધ તમપહશિષે;
ઓસડ ન હણે રોગ અશુદ્ધ, અણુખાધો, વૈદે કહ્યો શુદ્ધ. ૧૬૧

૧. આંખોને. ૨ શરીર.

તપ કરી દુહુ વિધિ જીવ નિતપ્રતે, મુખ કટુ પિણ ઉત્તર સુખ છતે;
કુકરમરાશિ પ્રતે તો હણે, જેમ રસાયણ રૂજને લણે. ૨૬૨

ધરી શીલંગરથ સહસ વિશુદ્ધ, કરી યોગસિદ્ધિ નિરંતર બુદ્ધ;
નિરમમ પણ ઉપસર્ગ નિજ સહી, સુમતિ ગુપતિ ભજ નિશ્ચલ રહી. ૨૬૩

સઝાય યોગે કરી જીઉ યતન, આગમ ગ્રહી જીઉ મધ્યમગ મગન;
વિષાદ ગારવ વિણ લ્યે ભીખ, ઇંદ્રિય વશ કરી એ તુઝ શીખ. ૨૬૪

દે પ્રમાર્થે ધ્રમઉપદેશ, ન ધરી નિજપરભાવ વિશેષ;
જગહિતુયે નવકલ્પાચાર, ગામ પુરે ચલી પ્રમાદ વાર. ૨૬૫

કૃત અકૃત નિજ તપ જપ પ્રમુખ, શક્તિ અશક્તિ સુકૃત અઘદુઃખ;
સહુ વિચારીને નિજ હૃદે, હેય ઉપાદેય વલી કરી જૂદે. ૨૬૬

પરની પીડાને [1]વરજવે, ત્રિવિધ યોગ તુઝ નિરમલ હવે;
સમતા માંહે તિમ મન રાખ, વચન મલિનતા તજી શુદ્ધ ભાખ. ૨૬૭

મૈત્રી કરુણા ને [2]પરમોદ, ઉપેક્ષ આણ જીઉ સામ્યવિનોદ;
યતને રૂડી ભાવન ભાય, આતમ [3]નિહચલપણે રમાય. ૨૬૮

ન કરી કીહાંઈ મમતાભાવ, કષાય ને રતિ અરતિ ન લાવ;
ઇહ સુખ નિઃસ્પૃહપણે લહીશ, પરભવ અનુત્તર સુખ પામીશ. ૨૬૯

જાણી યતિવૃતિ વ્રતિની એ સીખ, ચરણકરણ ધરી શુદ્ધ ચિત ભીખ;
તો તું તરત ભવોદધિ તરી, વિલસે સારી શિવસુખસિરી. ૨૭૦

ભાખ્યો સારી ચાલમાં, એ પનરમ અધિકાર;
હિવ સમતારૂપી સરસ, લિખું શાસ્ત્ર અનુસાર. ॥

## ઇતિ પંચદશો શુભવૃત્તિશિક્ષાધિકારઃ

ઇમ શુદ્ધ અભ્યાસેં નિજ ચિત્ત, રહિ પરમારથમાં સમચિત્ત;
શિવસંપદ જિમ તુઝ કર થકા, હુવઈ તરત ભાવી શિવસકા. ૨૭૧

તુંહિ જ દુઃખ, તુંહિ જ નરકમાં, તુંહિ જ સુખ, તુંહિ જ શિવગમાં;
તુંહિ જ કમ તુંહિ જ મનપણે, તજ અવજ્ઞા આતમ ઇમ ભણે. ૨૭૨

આતમ નિજ આદર નિસ્સંગ, સરવ અરથમાં સમતા સંગ;
આતમ લખિએ સમતા મૂળ, શુદ્ધ સુખ તે સમતા અનુકૂળ. ૨૭૩

---

૧. તજવે, વર્જવે. ૨, પ્રમોદ (ભાવના) બીજી. ૩. નિશ્ચલપણે.

સ્ત્રીમાં ધૂલિ નિજપરમાંહ, સંપદ આપદ આતમ આંહ;
તત્વે સમતા મમતા વિના, ચાહે તે સુખીઆ ઘના. ૨૭૪

યતને તેહ જ તું ગુરુ સેવ, પંડિત તે ભણુ શાસ્ત્ર સુલેવ;
આતમ તેહ જ તત[1]પરિભાવ, સમતા સુધા હુવે જે દાવ. ૨૭૫

સકલ શાસ્ત્ર જોઈ ઉધરી, મેલ્યો એ સમતામૃત કરી;
પીઓ એ લાભી પંડિતાં, એ શિવસુખ આપે છે કિતાં. ૨૭૬

આતમ શાંતસુધારસ ભર્યો, શ્રીમુનિસુંદરસૂરિ તિણુ કર્યો;
અધ્યાતમ ભાવે ધ્યાઇવો, પરહિત કલ્પતરુ ભાઇવો. ૨૭૭

એ બુદ્ધિવંત ભણી ચિત્તમાંહિ, તરત રમાડી વિરમી તાંહ;
ઇહભવ તે પામી જયસિરી, પરભવ સહજે લ્યે શિવપુરી. ૨૭૮

શાંતસુધારસ પૂરમે, ભાખ્યો એ અધિકાર;
સોલેહી પૂરા ઇહાં, લિખીયા શાસ્ત્રવિચાર. ૧

ચિદાનંદ ભગવાન તું, પરમાતમ ગુણવંત;
અક્ષયનિધિ નિજ સમરતો, પાસે બોધી મહંત. ૨

અમૂરતી ને મૂરતી, થાયે પંચ પ્રકાર;
તેમાં ચરમકરણ વસે, અંતર કરણ પસાર. ૩

દોઈ ઘડી હે ઉપશમી, તે વલી આદિ કષાય;
કરવે પડતાં પામીયે, ગુણ સાસાદન ભાય. ૪

તીન મોહની નઇ વલી, ધુરલા ચ્યાર કષાય;
[2]પ્રકરતિ સાતે ક્ષય કર્યા, ક્ષાયિક ભાવે પ્રાય. ૫

એ મિથ્યાત અભાવથી, તીને બોધિ અરૂપ;
જો હે ચરમકરણપણે, તીને પુંજસરૂપ. ૬

શુદ્ધ [3]અશુદ્ધ અવિશુદ્ધમાં, પહિલઇ પુંજે આય;
રહતાં હે ક્ષય ઉપશમી, ચરમ સમય શુદ્ધ પાય. ૭

વેદક બોધપણું લહે, નિરમલ દલ ઇહાં હોય;
તિણ રૂપી કહિયે બિહૂ, આતમ નિજ ગુણ જોઈ. ૮

બોધ લહી જે કોઇ ઇહાં, નવા લખસ્યે એ શાસ્ત્ર;
ફેરવવા તપ જપ [4]સકતિ, ભજસ્યે તે ભવપાત્ર. ૯

---

૧. તત્ત્વ. ૨. પ્રકૃતિ. ૩. અશુદ્ધિ. ૪ શક્તિ.

લિખ્યો શાસ્ત્ર ભાષાપણે, સમઝે સગલા લોગ;
ઇમ નરવિજયતણે વચન, પરમારથ ઉપયોગ. ૧૦

દેખી દેખી વચન તે, લિખીયા મતિ અનુસાર;
પંડિત દેખી સોધજ્યો, દે દ્રષ્ટિ ઉપકાર. ૧૧

સંવત સતર સત્યોત્તરે, માસ શુકલ વૈશાખ;
રવિવારે પાંચમી દિને, પૂર્ણ થયો અભિલાષ. ૧૨

ખરતર ગછમાંહે સરસ, આચારજ ગણધાર;
શ્રી જિણચંદ સૂરીસવર, સૌમ્યગુણે સિરદાર. ૧૩

તાસ સીસ ગુરુ ચરણરજ, સમ તે રંગવિલાસ;
નિજ પર આતમહિત ભણી, કીનો આદરિ જાસ. ૧૪

[1]ભણિજ્યો ગુણજ્યો વાંચજ્યો, એ અધ્યાતમ રાસ;
જિમજિમ મનમાં ભાવસ્યો, તિમ તિમ [2]થસ્યે પ્રકાસ. ૧૫

**અધ્યાત્મકલ્પદ્રુમ ગ્રંથની ગુજરાતી ચોપાઈ**

**સમાપ્ત.**

---

૧. ભણજો ૨. થશે.



# અધ્યાત્મકલ્પદ્રુમના મૂળ શ્લોકોનો અકારાદિ અનુક્રમ


अकारणं यस्य च दुर्विकल्पैः १७६
अकृच्छ्रसाध्यं मनसो वशीकृतात् १७५
अङ्गेषु येषु परिमुह्यसि कामिनीनां ६८
अणीयसा साम्यनियन्त्रणाभुवा २९६
अत एव जिना दीक्षा- ३३६
अत्यल्पकल्पितसुखाय किमिन्द्रियार्थैः ९९
अदृष्टवैचित्र्यवशाज्जगज्जने १४
अधीतिनोऽर्चादिकृते जिनागमे १४७
अधीतिमात्रेण फलन्ति नागमाः १५३
अधीत्यनुष्ठानतपःशमाद्यान् १२०
अध्येषि शास्त्रं सदसद्विचित्रा- २८४
अनादिरात्मा न निजः परो वा ४०
अनित्यताद्या भज भावनाः सदा ३००
अपास्ताशेषदोषाणां २४
अमेध्यभस्त्रा बहुरन्ध्रनिर्यन्- ७०
अमेध्यमांसास्रवसात्मकानि ६७
आच्छादितानि सुकृतानि यथा दधन्ते २३१
आजीविकादिविविधार्तिभृशानिशार्ताः २७६
आजीविकार्थमिह यद्यतिवेषमेषः २६८
आजीवितं जीव! भवान्तरेऽपि वा ७१
आत्मन्! परस्त्वमसि साहसिकः श्रुताक्षैः १६०
आत्मानमल्पैरिह वञ्चयित्वा १२५
आपातरम्ये परिणामदुःखे १००
आरम्भैर्भरितो निमज्जति यतः ८३
आराधितो वा गुणवान्स्वयं तरन् २७७
आलम्बनं तव लवादिकुठारघाताः १८४
आवश्यकेष्वातनु यत्नमाप्तो- ३४९
इति चतुर्गतिदुःखततीः कृतिन् १६०
इति यतिवरशिक्षां योऽवधार्य व्रतस्थः ३५९
इममिति मतिमानधीत्य चित्ते ३६०
इहामुत्र च वैराय ३३६
उच्चारयस्यनुदिनं न करोमि सर्वं २७४
उरभ्रकाकिण्युदबिन्दुकाम्र- १९६
एवं सदाऽभ्यासवशेन सात्म्यं ३६२
एष मे जनयिता जननीय ५०
कथमपि समवाप्य बोधिरत्नं ३१३
कथं महत्त्वाय ममत्वतो वा ३११
करोषि यत्प्रेत्यहिताय किञ्चित् १२३
कर्माणि रे जीव! करोषि तानि २१३
कषायान्संवृणु प्राज्ञ! ३४४
कष्टेन धर्मो लवशो मिलत्ययं १२५
कस्ते निरञ्जन! चिरं जनरञ्जनेन १८७
कायस्तम्भान्न के के स्युः ३३७
कारागृहाद् बहुविधाशुचितादिदुःखाद् ९०
किमर्दयन्निर्दयमङ्गिनो लघून् १९४
किमु मुह्यसि गत्वरैः पृथक् २१५
किं कषायकलुषं कुरुषे स्वं ५४
किं जीव! माद्यसि हससि यमीहसेऽर्थान् १८४
किं मोदसे पण्डितनाममात्रात् १५०
किं लोकसत्कृतिनमस्करणार्चनाद्यैः २७१
कुकर्मजालैः कुविकल्पसूत्रजैः १६३
कुक्षौ युवत्याः कृमयो विचित्रा ७५
कुर्यान्न कुत्रापि ममत्वभावं ३५८
कुर्वे न सावद्यमिति प्रतिज्ञां ३१०
कुलं न जातिः पितरौ गणो वा २४९
कृताकृतं स्वस्य तपोजपादि ३५५
कृती हि सर्वं परिणामरम्यं ३७
कृपया संवृणु स्वाङ्गं ३३७
के गुणास्तव यतः स्तुतिमिच्छ- ३१
को गुणस्तव कदा च कषायैः ११४
क्रूरकर्मसु निःशङ्कं २७
क्वचित्कषायैः क्वचन प्रमादैः २१८
क्षेत्रवास्तुधनधान्यगवाश्वैः ८२
क्षेत्रेषु नो वपसि यत्सदपि स्वमेतद् ८५

| | |
|---|---|
| गजाश्वपोतोक्षरथान् यथेष्ट- | २४२ |
| गर्भवासनरकादिवेदनाः | १०२ |
| गुणस्तवैर्यो गुणिनां परेषाम् | ३३ |
| गुणस्तुतीर्वाञ्छसि निर्गुणोऽपि | १९२ |
| गुणांस्तवाश्रित्य नमन्त्यमी जनाः | २७१ |
| गुणेषु नोद्यच्छसि चेन्मुने ! ततः | २८३ |
| गुणैर्विहीनोऽपि जनानतिस्तुति- | २८२ |
| गुरूनवाप्याप्यपहाय गेहम् | ३१५ |
| गृह्णासि शय्याऽऽहृतिपुस्तकोपधीन् | २७८ |
| घ्राणसंयममात्रेण | ३३९ |
| चक्षुःसंयममात्रात्के | ३३८ |
| चतुष्पदैः सिंह इव स्वजात्यैः | २५५ |
| चर्मास्थिमज्जान्त्रवसास्रमांस- | ६६ |
| चित्तबालक ! मा त्याक्षीः | ११ |
| चेतनेतरगतेष्वखिलेषु | ३० |
| चेतोऽर्थये मयि चिरत्नसख ! प्रसीद | १६४ |
| चेद्वाञ्छसीदमवितुं परलोकदुःख- | ९१ |
| चौरैस्तथा कर्मकरैर्गृहीते | १३८ |
| जनेषु गृह्णत्सु गुणान्प्रमोदसे | २२६ |
| जपो न मुक्त्यै न तपो द्विभेदं | १६९ |
| जयश्रीरान्तरारीणां | ६ |
| जानन्ति कामान्निखिलाः ससंज्ञाः | ४४ |
| जिनेष्वभक्तिर्यमिनामवज्ञा | २५२ |
| जिह्वासंयममात्रेण | ३४० |
| जानेऽस्ति संयमतपोभिरमीभिरात्मन् | २६९ |
| तत्त्वेषु सर्वेषु गुरुः प्रधानं | २३९ |
| तदेवमात्मा कृतसंवरः स्यात् | ३४६ |
| तपःक्रियावश्यकदानपूजनैः | २३३ |
| तपांसि तन्याद्द्विविधानि नित्यं | ३५१ |
| तपोजपाद्याः स्वफलाय धर्माः | १७४ |
| तमेव सेवस्व गुरुं प्रयत्नाद् | २६६ |
| तीव्रा व्यथाः सुरकृता विविधाश्च यत्रा- | १५६ |
| ते तीर्णा भववारिधिं मुनिवराः | २६२ |
| तैर्भवेऽपि यदहो सुखमिच्छन् | ५३ |
| त्यक्त्वा गृहं स्वं परगेहचिन्ता- | ३०९ |
| त्यज स्पृहां स्वःशिवशर्मलाभे | २९६ |
| त्राणाशक्तेरापदि | ७६ |
| त्रातुं न शक्या भवदुःखतो ये | ५६ |
| त्वचःसंयममात्रेण | ३४० |
| त्वमेव दुःखं नरकस्त्वमेव | ३६३ |
| त्वमेव मोग्धा मतिमांस्त्वमात्मन् | १८६ |
| ददस्व धर्मार्थितयैव धर्म्यान् | ३५३ |
| दधद् गृहस्थेषु ममत्वबुद्धिं | ३०८ |
| दाक्षिण्यलज्जे गुरुदेवपूजा | २५० |
| दानमाननुतिवन्दनापरैः | २८३ |
| दानश्रुतध्यानतपोऽर्चनादि | १६८ |
| दीनेष्वार्तेषु भीतेषु | २५ |
| दीपो यथाऽल्पोऽपि तमांसि हन्ति | २३४ |
| दुष्टः कर्मविपाकभूपतिवशः | ९३ |
| दुःखं यथा बहुविधं सहसेऽप्यकामः | २१० |
| देहे विमुह्य कुरुषे किमघं न वेत्सि | ९२ |
| द्रव्यस्तवात्मा धनसाधनो न | ८१ |
| द्विषस्त्विमे ते विषयप्रमादाः | ३१४ |
| दुर्गन्धतो यदणुतोऽपि पुरस्य मृत्युः | १५६ |
| धत्से कृतिन् ! यद्यपकारकेषु | ११८ |
| धनाङ्गसौख्यस्वजनानसूनपि | २०९ |
| धन्यः स मुग्धमतिरप्युदितार्हदाज्ञा- | १५३ |
| धन्याः केऽप्यनधीतिनोऽपि सदनु- | १५१ |
| धर्मस्यावसरोऽस्ति पुद्गलपरा- | १९० |
| धिगागमैर्माद्यसि रञ्जयन् जनान् | १५१ |
| ध्रुवः प्रमादैर्भववारिधौ मुने ! | ३०६ |
| न काऽपि सिद्धिर्न च तेऽतिशायि | २८० |
| न देवकार्ये न च सङ्घकार्ये | २५८ |
| न धर्मचिन्ता गुरुदेवभक्तिः | २५७ |
| न यस्य मित्रं न च कोऽपि शत्रुः | १७ |
| न वेत्सि शत्रून्सुहृदश्च नैव | ३५ |
| नाजीविकाप्रणयिनीतनयादिचिन्ता | २७३ |
| नाम्नाऽपि यस्येति जनेऽसि पूज्यः | ३१७ |
| निजः परो वेति कृतो विभागो | ३८ |
| नाम्रं सुसिक्तोऽपि ददाति निम्बकः | २४८ |
| नियन्त्रणा या चरणेऽत्र तिर्यक्- | २९४ |
| निरवद्यं वचो ब्रूहि | ३३२ |

